# વિવેકાનન્દ

# વિચારમાળા

દ્વિતીય પુષ્પ

મૂલ્ય રૂ. ૨-૪-૦

છપાય છે–તૃતીય પુષ્પ

## વિવેકાનન્દ વિચારમાળા

### ૧ જ્ઞાનયોગ સંપૂર્ણ

જેમાં નીચેના વિષયોનો સમાવેશ થયો છે


ધર્મની આવશ્યકતા
સર્વ સમાહ ધર્મની કલ્પના અને તેનું અત્યુચ્ચ સ્વસ્વરૂપ
વસ્તુસ્વરૂપ અને ભ્રાન્તિસ્વરૂપ.
માયા
માયા અને ઈશ્વર વિષય કલ્પનાનો વિકાસ
માયા અને મોક્ષ
અવ્યક્ત બ્રહ્મ અને સાકાર બ્રહ્મ
વિશ્વવિચાર–સ્થૂલ ભૌતિક સૃષ્ટિ
વિશ્વવિચાર–સૂક્ષ્મ સૃષ્ટિ
પુનર્જન્મવાદ.
પુનર્જન્મવાદ (ચાલુ)
આત્માનું અમરત્વ
આત્મા અમર છે કે ?
ભિન્નત્વમાં ઐક્યનો પ્રત્યય.
સર્વત્ર વિભુદર્શન.
સાક્ષાત્કાર
આત્માની સ્વતન્ત્રતા
વ્યાવહારિક વેદાન્ત
" " (ચાલુ)
" " (ચાલુ)
" " (ચાલુ)
વેદાન્ત.

ॐ तत्सत्

# વિવેકાનન્દ વિચારમાળા

(સ્વા. વિવેકાનન્દનાં વ્યાખ્યાનો અને લેખો)


અનુવાદક

ઠક્કુર નારાયણ વિસનજી



પ્રકાશક

"ગુજરાતી" પ્રિન્ટિંગ પ્રેસમાં

મણિલાલ ઇચ્છારામ દેસાઈએ છાપી પ્રકટ કીધું

સાસુન બિલ્ડિંગ, સર્કલ, કોટ, મુંબઈ

વિક્રમાર્ક ૧૯૬૯ ઈ. સ. ૧૯૧૩

સ્વર્ગીય શ્રી વિવેકાનન્દ સ્વામીના અનુયાયી

પ્રાચ્ય અને પાશ્ચાત્ય સર્વ મુમુક્ષુજનોને

અભેદભાવયુક્ત અને પ્રેમમદ

સમર્પિત

# ભૂમિકા

'શ્રી વિવેકાનંદ વિચારમાળા' પ્રથમ પુષ્પના મુદ્રણકાર્યની વિક્રમાર્ક ૧૯૬૭ ની પોષ-પ્રતિપદાને દિવસે સમાપ્તિ થઈ હતી અને સાર પછી તરત જ તે વાચકોના કરકમળમાં સાદર કરવામાં આવ્યું હતું. આજે લગભગ અઢી વર્ષ પછી તેનું દ્વિતીય પુષ્પ (બીજો ભાગ) વાચકો સમક્ષ રજૂ કરવામાં આવે છે અને આશા છે કે, પ્રથમ પુષ્પ પ્રમાણે જ આ દ્વિતીય પુષ્પ પણ વાચકોના સાનંદ સત્કારને પાત્ર થશે જ. તૃતીય પુષ્પના મુદ્રણ કાર્યનો આરંભ થઈ ગયો છે અને તેનું સત્વર જ પ્રકાશન કરવામાં આવશે. પ્રથમ પુષ્પમાં એમ જણાવવામાં આવ્યું હતું કે, દ્વિતીય પુષ્પમાં સ્વામીશ્રીના રાજયોગ (પૂર્વાર્ધ અને ઉત્તરાર્ધ), પ્રેમધર્મ, સ્વામી વિવેકાનંદનાં પત્રો, વેદાન્ત તત્ત્વજ્ઞાન, વેદાંત અને સાંખ્ય, પવ્હારી (પવનાહારી) બાબા અને અન્ય પ્રકીર્ણ ઘણા વિષયો, પ્રકટ કરવામાં આવશે; પરંતુ કેટલાંક કારણોને લીધે લેખો તથા વ્યાખ્યાનોની દ્વિતીય પુષ્પમાંની એ પૂર્વે કરેલી વ્યવસ્થામાં ફેરફાર કરવો પડ્યો છે. પ્રસ્તુત ગ્રંથમાં પૂર્વ વ્યવસ્થા પ્રમાણે રાજયોગ તો સંપૂર્ણ આપ્યો છે, પણ સ્વામી વિવેકાનંદનાં પત્રોની પ્રથમ માલિકા (અર્ધ સંખ્યા) આપી છે; (બાકીનાં પત્રો ચતુર્થ પુષ્પમાં પ્રકટ થશે) અને પવ્હારી બાબા તથા કેટલાક પ્રકીર્ણ વિષયો પણ આપ્યા છે. માત્ર પ્રેમધર્મ, વેદાંત તત્ત્વજ્ઞાન તથા વેદાંત અને સાંખ્ય એ ત્રણ વિષયોના સ્થળે 'પ્રેરણાત્મક સંવાદ' નામક સ્વામીશ્રીનાં પરમ રહસ્યમય સુવર્ણ વચનોથી વિભૂષિત અંગ્રેજીમાં ભિન્ન છપાઈને પ્રકટ થયેલા ગ્રંથનો સમસ્ત અનુવાદ આપવામાં આવ્યો છે અને તેટલા માટે તે પૂર્વકથિત લેખોના પ્રકાશનને ચતુર્થ પુષ્પના પ્રકાશન પર્યન્ત મુલતવી રાખવું પડ્યું છે; કારણ કે, તૃતીય પુષ્પમાં પ્રકટ થનાર 'જ્ઞાનયોગ' એટલો તો વિશાળ છે કે, તેમાં અન્ય વિષયના પ્રકાશનને સ્થાન મળવું અશક્ય છે.

પ્રસ્તુત 'વિવેકાનંદ વિચારમાળા'ના પ્રકાશન પૂર્વે મહારાષ્ટ્રીય ભાષામાં સ્વામી વિવેકાનંદના કેટલાક લેખોના છૂટા છવાયા અનુવાદ પ્રકટ થયા હતા અને ગુજરાતીમાં પણ તેવા એક બે પ્રયત્ન થયા હતા. પરંતુ મરાઠીમાંના કેટલાક લેખો તો અપૂર્ણ રહી ગયા હતા અને ગુર્જર પ્રયત્ન આગળ વધ્યો નથી. પરંતુ પ્રસ્તુત 'વિચારમાળા' ના પ્રકાશન પછી સર્વથી પ્રથમ અલાહાબાદના ઈંડિયન્ પ્રેસે 'વિવેકાનંદ લેખમાલિકા' ને હિંદી ભાષામાં પ્રકટ કરવાનો પોતાનો વિચાર વ્યક્ત કર્યો અને કર્મયોગ આદિ એક બે લેખો પ્રસિદ્ધ પણ કર્યા. અદ્યાપિ તેનો એ પ્રયત્ન વિશેષ પરિપક્વ દશાને પ્રાપ્ત થયો નથી. તેમ જ 'स्वामी विवेकानंद यांचे समग्र ग्रंथ' એ નામથી ઇ. સ. ૧૯૧૨ થી

મહારાષ્ટ્રીય ભાષામા એક માલિકા મુબઈ કર્ણાટક પ્રેસમાથી છપાઇને બહાર પડવા માડી છે અને તેના અત્યાર સુધીમા એક ૧૯૧૨ મા અને એક ૧૯૧૩ મા મળી, સોળ પેજી સાઇઝના લગભગ નણુ ત્રણુસે પાનાના, બે ભાગ પ્રકટ થઈ ચૂકયા છે, તેમ જ ગુજરાતીમા મારા વિદ્વાન્ મિત્ર રા. મોહનલાલ દલીચદ દેશાઈ, બી. એ એલ. એલ. બી. હાઈ કોર્ટ વકીલે સ્વામીના પત્રોનો ગુજરાતી અનુવાદ કર્યો છે અને તે પણુ પ્રકાશમા આવી ચૂકયો છે, અને એ જ પત્રોનો બીજો અનુવાદ રા ભગુભાઈ ફતેચદ કારભારીએ (પ્રથમ ભાગ) છપાવીને પ્રકટ કર્યો છે. કદાચિત્ પ્રસ્તુત 'વિચારમાળા' જ એ પ્રયત્નશીલ પુરુષોને એ પ્રયત્નમા પ્રેરવામા કારણીભૂત થઈ હોય, તો તે પણુ બનવા યોગ્ય છે. માત્ર રા ભગુભાઇનો આ દિશામાનો પ્રયત્ન આના કરતા પ્રથમનો હતો, પણુ તે અધૂરો રહી ગયો હતો, તેની આના યોગે પુનર્જાગૃતિ તો અવશ્ય થએલી હોવી જ જોઇએ. અસ્તુ, ગમે તે કારણુ કિંવા ગમે તે ભાવથી વિભૂતિમત્સત્ત્વ સ્વામી શ્રી વિવેકાનદના ગહન વિચારોને જાણુવાનો હિંદી, મહારાષ્ટ્રીય અને ગુજરાતી ભાષા બોલનારી પ્રજાને એ અનુવાદોદ્વારા અલભ્ય લાભ મળવા માડ્યો છે, એ એક અતિશય આનદનો વિષય છે આ સર્વમા કોનો પ્રયત્ન ઉત્તમ, કોનો મધ્યમ અને કોનો અધમ છે, એના વિવેચન કિંવા નિર્ણયનુ આ સ્થાન નથી, અને પ્રસ્તુત અનુવાદકનું તે કર્તવ્ય નથી. મર્મજ્ઞ વાચકો પોતે જ એનો તુલનાત્મક નિર્ણય કરવા સમર્થ છે. માત્ર એટલું જણાવવાની આવશ્યકતા છે કે, 'ગુજરાતી પ્રેસ' સ્વામી વિવેકાનદના સમસ્ત વ્યાખ્યાનો તથા લેખોનો સગ્રહ, બહુ જ ઉત્તમ બાહ્યાભ્યતર સ્વરૂપમાં, આ પ્રસિદ્ધ થએલા બે ભાગ જેટલા લગભગ સાત કે આઠ ભાગમા છપાવીને પ્રકટ કરવાનો જે નિશ્ચયાત્મક પ્રયત્ન આરભ્યો છે, તેવો ભગીરથ પ્રયત્ન બીજા કોઇથી ભાગ્યે જ કરી શકાશે. કારણુ કે, આવાં મહત્કૃત્યોમાં, તેમની નિર્વિઘ્ન સમાપ્તિ થતા સુધી, ધન, ધૈર્ય તથા સમયનો કાંઈ જેવો તેવો ભોગ આપવો પડતો નથી. અને એ તો સ્પષ્ટ જ છે કે, એ સર્વ વસ્તુઓનો ભોગ આપીને પણુ પોતાના અમુક આરભેલા કાર્યને સમાપ્ત કરવાની શક્તિ તથા અનુકૂલતા ઘણુા જ થોડા મનુષ્ય ધરાવતા હોય છે.

હવે, આવા પ્રચડ અને તાત્ત્વિક ગ્રથોના અનુવાદમા કેટલીકવાર કેવી અગમ્ય વિડબના આવીને ઉપસ્થિત થાય છે, એ વિશેનો કેટલોક ઉલ્લેખ અહીં અસ્થાનીય તો નહિ જ થાય 'વિવેકાનદ વિચારમાળા'નું પ્રથમ પુષ્પ જ્ઞાનોદ્યાનવિહારી વાચકોના કરકમળમાં આવી ગયા પછી એક બે મિત્રો તરફથી મને એવી સૂચના આપવામાં આવી કે, "તમારા અનુવાદમા કેટલેક સ્થળે અમુક શબ્દના અર્થમાં ભેદ છે અને અમુક સ્થળે

મૂળ કરતાં અનુવાદમાં તમે ઘણોજ વધારો કરી દીધો છે!" પ્રથમ તો આ સાંભળીને હું આશ્ચર્યચકિત કિંવા દિગ્મૂઢજ બની ગયો; કારણ, જો કે 'વિચારમાળા'ના પ્રથમ પુષ્પની ભૂમિકાના અંતિમ ભાગમાં મેં "......એ વ્યાખ્યાન અને લેખોમાંના આશયનો ગુર્જર વાચકોને પૂર્ણ બોધ થાય, એટલા માટે બહુ સ્થળે મૂળમાંનાં અનેક ટુંકાં વાક્યોને ગુજરાતી ભાષામાં વિસ્તાર કરીને લખવાં પડ્યાં છે; છતાં સ્વામીશ્રીના આશયનો કોઈ પણ સ્થળે ભંગ થવા દીધો નથી." આમ સ્પષ્ટ જણાવેલું છે; છતાં પણ ઘણોજ વધારો કિંવા મારા પોતાના વિચારોનો ઉમેરો તો મેં ક્યાંય જ્યાં કર્યોજ ન હોય, ત્યાં આવી સૂચના સાંભળી આશ્ચર્ય થાય, એ સ્વાભાવિક છે. અર્થાત્ મેં એના કારણને શોધવા માંડ્યું અને સ્વામી વિવેકાનંદનાં વ્યાખ્યાનો તથા લેખોની ભિન્ન ભિન્ન પ્રકાશકોદ્વારા પ્રકટ થએલી ભિન્ન ભિન્ન સમયની ભિન્ન ભિન્ન આવૃત્તિઓ મગાવી એક બીજા સાથે સરખાવી વાંચી જોતાં એનું કારણ તરત મળી આવ્યું. તે કારણ એ કે, પ્રથમની આવૃત્તિમાં અમુક વિષય વિસ્તૃત સ્વરૂપમાં મુદ્રિત થયા હતા અને તેજ લેખોમાંના કેટલાક ભાગો નવીન આવૃત્તિમાંથી કાઢી નાખી તેમનું સ્વરૂપ સંક્ષિપ્ત કરવામાં આવ્યું હતું. હવે અનુવાદ વિસ્તૃત લેખવાળી આવૃત્તિનો કરવામાં આવ્યો હોય અને તેને જો કોઈ સંક્ષિપ્ત લેખવાળી આવૃત્તિ સાથે સરખાવીને વાંચે, તો તેને અનુવાદમાં અનુવાદકે પોતાતરફથી બહુ વધારો કરેલો છે, એવો ભાસ થાય, એ સર્વથા સ્વાભાવિકજ છે. ઉદાહરણ તરીકે પ્રસ્તુત દ્વિતીય પુષ્પમાં આવેલા 'રાજયોગ'માંનાંજ એક બે સ્થાન લઇશું.

'રાજયોગ'ની મદ્રાસમાં ઈ. સ. ૧૮૯૭ માં અંગ્રેજીમાં છપાયલી આવૃત્તિ પ્રમાણેનીજ નવી આવૃત્તિ ઈ. સ. ૧૯૦૧ માં કલકત્તામાં સ્વામી ત્રિગુણાતીતે 'ઉદ્બોધન' પ્રેસમાં છાપીને પ્રકટ કરી હતી. એ આવૃત્તિમાં 'રાજયોગ'ના ઉત્તરાર્ધ 'પાતંજલ-યોગસૂત્ર' નામક વિભાગમાં પતંજલિનાં યોગસૂત્રો મૂળ દેવનાગરી લિપિમાં આપવામાં આવ્યાં નથી, માત્ર તેમના અંગ્રેજી ભાવાર્થો અને સ્વામીશ્રીની અંગ્રેજી વ્યાખ્યા અપાયલી છે અને તે વ્યાખ્યા વિસ્તૃત છે. પતંજલિનાં યોગસૂત્રો, દ્વિતીય અધ્યાય સાધન પાદના, ૩૯ માં સૂત્રની એ આવૃત્તિમાંની વ્યાખ્યા આ પ્રમાણે છેઃ—

"When the Yogi does not receive presents from others he does not become beholden to others, but becomes independent and free, and his mind becomes pure, because with every gift he receives all the evils of the giver, and they come and lay coating after coating on his mind, until it is hidden under all

sorts of coverings of evils. If he does not receive, the mind becomes pure, and the first thing he gets is memory of past life Then alone the Yogi becomes perfectly fixed in his ideal, because he sees that he has been coming and going so many times, and he becomes determined that this time he will be free, that he will no more come and go, and be the slave of Nature.

હવે એ જ સૂત્રની એ જ 'ઉદ્બોધન' પ્રેસમાંથી છપાઈને પ્રકાશિત થએલી ઈ સ ૧૯૦૮ ની દ્વિતીય આવૃત્તિમાંની વ્યાખ્યા નીચે પ્રમાણે છે,–

"When a man does not receive presents, he does not become beholden to others, but remains independent and free His mind becomes pure, because with every gift, he is likely to receive the evils of the giver If he does not receive, the mind is purified, and the first flower it gets is memory of past life Then alone the Yogi becomes perfectly fixed in his ideal He sees that he has been coming and going many times, so he becomes determined that this time he will be free, that he will no more come and go, and be the slave of Nature

આ બન્નેને સરખાવતા જણાશે કે, પ્રથમ આવૃત્તિમાંની ઉપર્યુક્ત વ્યાખ્યામા જ્યારે ૧૨૮ શબ્દોનો ઉપયોગ કરવામા આવ્યો છે, ત્યારે બીજી આવૃત્તિમાંની વ્યાખ્યામા માત્ર ૧૦૩ શબ્દમાં જ કામ આટોપી લેવામાં આવ્યુ છે. જો કે એથી અર્થમા કાંઈ વિપર્યાસ નથી થતો, છતા પ્રથમ વ્યાખ્યા વિશેષ સરળ તથા સ્પષ્ટ છે અને બીજી આવૃત્તિમાંની વ્યાખ્યાનું સ્વરૂપ કેટલેક અંશે કઠિન તથા સંદિગ્ધ થઈ ગયુ છે, એટલુ તો તરત જણાઈ આવે છે એક જ સૂત્રની અલ્પ વ્યાખ્યામા ૨૫ શબ્દોનો નવી આવૃત્તિમાં ઘટાડો, એટલે જૂની આવૃત્તિને અનુસરી કરાયલો અનુવાદ તેટલા પ્રમાણમા વિસ્તૃત થવો જ જોઇએ, એ તો સ્પષ્ટ જ છે તેમ જ જે કેટલાક શબ્દોનો હેરફેર છે, તે પણ કાયમ રહેવાનો જ. પ્રસ્તુત પુષ્પમા આપેલો 'રાજયોગ' નો અનુવાદ 'ઉદ્બોધન' પ્રેસની ૧૯૦૧ ની પ્રથમ આવૃત્તિ અનુસાર કરેલો છે, કારણ કે, એ અનુવાદ ઇ. સ ૧૯૦૫ મા કરાયો હતો અને તે વેળાએ વિવેકાનંદ સ્વામીના વ્યાખ્યાનો તથા લેખોની માયાવતી સ્મારક–આવૃત્તિ (Mayavati Memorial Edition) અને 'ઉદ્બોધન' પ્રેસની ૧૯૦૮ ની દ્વિતીય આવૃત્તિ અસ્તિત્વમાં આવી જ નહોતી, અને તેથી એ અનુવાદ વિસ્તૃત છે. વળી એક

રીતે એ વિસ્તૃત અનુવાદ છે, એ સારું પણ છે; કારણ કે, આવા શાસ્ત્રીય વિષયોની વ્યાખ્યા જેમ વિસ્તૃત અને સરળ હોય, તેમ સાધારણ વાચકોના પણ સારી રીતે સમજવામાં આવી શકે છે અને તેથી અધિક લાભકારક થઈ પડે છે. કોઈને પણ અચાનક પ્રસ્તુત અનુવાદવિશે કાંઈ પણ વિશેષ આક્ષેપ કરવાનો, વિવેકાનન્દનાં વ્યાખ્યાનો તથા લેખોની અમેરિકા, ઈંગ્લંડ, મદ્રાસ, કલકત્તા તથા માયાવતીમાં છપાયલી સર્વ ભિન્ન ભિન્ન અંગ્રેજી આવૃત્તિઓનું મનનપૂર્વક વાંચન કર્યા વિના, પ્રસંગ ન મળે, અને આક્ષેપ કરવા જતાં સ્હામા તે હાસ્યને પાત્ર ન થાય, એટલા માટે જ આ વિષયનો અહીં કાંઇક વિસ્તારથી ઉલ્લેખ કરવામાં આવ્યો છે. કહેવા કરતાં હમેશા કરવું કઠિન હોય છે, એ તત્ત્વનું બીજીવાર સ્મરણ કરાવવાની અગત્ય તો નથી જ.

"રાજયોગ" નો આ અનુવાદ તો ઉપર જણાવ્યા પ્રમાણે ઇ. સ. ૧૯૦૫ માં કરાયલો હતો, પરંતુ આ દ્વિતીય પુષ્પના મુદ્રણકાર્યનો આરંભ થવા પૂર્વે વિવેકાનન્દનાં વ્યાખ્યાનો તથા લેખોની માયાવતી સ્મારક—આવૃત્તિ તેમજ 'ઉદ્‌બોધન' પ્રેસની "રાજયોગ"ની દ્વિતીય આવૃત્તિ પ્રકટ થઈ ચૂકી હતી; એટલે તેમાં પતંજલિનાં મૂળ સૂત્રો દેવનાગરી લિપિમાં છપાયાં છે, તે પ્રમાણે તે સૂત્રો આ અનુવાદમાં પણ દેવનાગરી લિપિમાં છાપવામાં આવ્યાં છે. અનુવાદમાં ટીકાનો એ નવીન આવૃત્તિઓને અનુસરીને લેશમાત્ર પણ સંક્ષેપ કરવામાં આવ્યો નથી.

સ્વામી વિવેકાનન્દકૃત "રાજયોગ" નામક ગ્રંથ બે ભાગમાં વિભક્ત થએલો છે. પૂર્વાર્ધમાં સ્વામીશ્રીએ ન્યૂયોર્કમાંના વર્ગોમાં 'રાજયોગ' વિશે જે કેટલાંક વ્યાખ્યાનો આપેલાં હતાં તેમનો સમાવેશ છે, અને ઉત્તરાર્ધ પતંજલિનાં યોગસૂત્રોનો હોઈ સ્વામીશ્રીએ તે સૂત્રોની મુક્ત અનુવાદ સહિત સરળ ટીકા કરેલી છે. એ વિશે સ્વામી પોતે 'રાજયોગ' ની પોતાની પ્રસ્તાવનામાં લખે છે કે, "પ્રસ્તુત ગ્રંથમાં જ્યાં સુધી શક્ય હોય ત્યાં સુધી પારિભાષિકતાના ત્યાગનો તથા સંભાષણની મુક્ત અને સરળ પદ્ધતિના સ્વીકારનો યત્ન કરવામાં આવ્યો છે," ("Effort has been made to avoid technicalities as far as possible, and to keep to the free and easy style of conversation.") અર્થાત્ એટલા માટે પ્રસ્તુત અનુવાદમાં પણ પરિભાષાને જાળવવાનો સંપૂર્ણ યત્ન કરવા છતાં જ્યાં પારિભાષિકતાથી અતિશય કઠિનતા આવવાનો સંભવ દેખાયો, ત્યાં કદાચિત્ તે સામાન્ય વાચકોના સમજવામાં નહિ આવી શકે એવી ધારણાથી, તેનો ત્યાગ કરી અર્થને વિશેષ સરળતાથી સમજાવવાનો પ્રયત્ન કરેલો છે. એટલે જે અમુક સ્થાનોમાં પારિભાષિકતાનો

અભાન દેખાય, તો તે બુદ્ધિપૂર્વક છે, મૂળ લેખક કિંવા અનુવાદકના અજ્ઞાનનું પરિણામ નથી, એમ સમજવુ "રાજયોગ"ના પૂર્વાર્ધમાં જેઓ યોગનો અભ્યાસ કરવા ઇચ્છતા હોય, તેવા અભ્યાસકોમાટે યોગની કેટલીક સરળ અને રામબાણ દિશાઓ બતાવવામાં આવી છે. "છતા કેટલાક અલ્પસંખ્ય અપવાદોને બાદ કરી એવા અભ્યાસકોને પુન સ્મરણ કરાવવામા આવે છે કે, યોગવિદ્યા માત્ર શિક્ષક (અનુભવી યોગી) ના દૃઢ સબંધમા આવ્યાથીજ નિર્ભયતાથી શીખી શકાય છે" પોતાની અપરિપક્વ બુદ્ધિથી એ દિશામા કરેલું સાહસ અનુભવની ન્યૂનતાને લીધે કેટલીકવાર લાભકારક થવાને બદલે સ્હામુ અપાયકારક જ થઈ પડે છે તેમ ન થાય એટલા માટે પ્રથમથી જ સાવધ રહેવુ, તે વિશેષ કલ્યાણકર છે.

"રાજયોગ"મા, "પ્રેરણાત્મક સવાદ" માં તેમ જ અન્ય સ્થળે અર્થના સ્પષ્ટી કરણ કિંવા એવા જ અન્ય ઉદ્દેશથી જે કેટલાંક ટિપ્પણ (Foot-notes) આપવામાં આવ્યા છે, તે સર્વ અનુવાદકના પોતાના જ હોવાથી તેમની ઉત્તમતા કે અનુત્તમતાનો ઉત્તરદાતા તે છે

જે જગન્નિયંતા જગદીશ્વરની સુધામયી કૃપાદૃષ્ટિથી આજે આ 'વિવેકાનન્દ વિચારમાળા' ના દ્વિતીય પુષ્પનું નિર્વિઘ્ન પ્રકાશન થયુ છે, તેજ પ્રમાણે એ સમસ્ત માળા કોઈ પણ પ્રકારના વિઘ્ન વિના સત્વર સમાપ્ત થઈ પ્રકાશને પામી ગુર્જર વાચકોના કરકમળમા વિરાજતી થાઓ અને તેના યોગે ગુર્જર પ્રજાનાં હૃદયોમાં જ્ઞાનના પ્રકાશનો નતન વિસ્તાર થાઓ, એવી પરમ શુભ ભાવનાને હૃદયમાં ધારણ કરી સર્વસિદ્ધિદાતા પ્રભુનાં ચરણોમા મસ્તક નમાવી હાલ તરત તો લેખિનીને વિરામ આપવાની આજ્ઞા ઇચ્છીશ.

મુબઈ શ્રાવણ પૌર્ણિમા, ૧૯૬૯
તા૦ ૧૬ મી ઑગસ્ટ ૧૯૧૩ શનિવાર

ઠક્કુર નારાયણ.

# વિષયાનુક્રમણિકા


| પર્યાંક. | વિષયનામ | પૃષ્ઠ. |
| --- | --- | --- |
| | રાજયોગ ( પૂર્વાર્ધ ) ... | ૧–૭૯ |
| | પ્ર. પહેલું. ઉપોદ્‌ઘાત ... | ૩ |
| | પ્ર. બીજું પૂર્વ અંગો ... | ૧૫ |
| | પ્ર. ત્રીજું પ્રાણ – ... | ૨૭ |
| | પ્ર. ચોથું માનસિક કિંવા ચિન્મય પ્રાણ .. | ૪૨ |
| | પ્ર પાંચમું આધ્યાત્મિક-પ્રાણાયામ ... | ૪૮ |
| | પ્ર છઠ્ઠું પ્રત્યાહાર અને ધારણા | ૫૩ |
| | પ્ર સાતમું–ધ્યાન અને સમાધિ | ૬૨ |
| | પ્ર આઠમું. યોગતત્ત્વ | ૭૩ |
| | રાજયોગ (ઉત્તરાર્દ્ધ) પતંજલિનાં યોગસૂત્રો | |
| | ઉપોદ્‌ઘાત .. | ૮૦ |
| | યોગસૂત્રો–પ્ર. અધ્યાય–સમાધિપાદ ... | ૮૬ |
| | " " દ્વિ. અધ્યાય–સાધન પાદ ... | ૧૨૨ |
| | " " તૃ અધ્યાય–વિભૂતિપાદ | ૧૬૯ |
| | " " ચ. અધ્યાય–કૈવલ્ય પાદ ... | ૧૯૨ |
| | પરિશિષ્ટ ... | ૨૦૯ |
| | યોગમાં આવતા કેટલાક પારિભાષિક શબ્દોની સૂચિ અને તેમના અર્થ ... | ૨૧૪ |
| ૨ | પ્રેરણાત્મક સંવાદ ... | ૨૧૯–૩૪૦ |
| ૩ | પવ્હારી બાબા . | ૩૪૧–૩૫૫ |
| ૪ | શ્રીમદ્‌વિવેકાનન્દ સ્વામીનાં પત્રો (પ્રથમ ભાગ) .. | ૩૫૬–૪૪૦ |
| ૫ | દેવદૂત ક્રાઇસ્ટ ... | ૪૪૧–૪૫૭ |
| ૬ | વિશ્વના મહાન્ શિક્ષકો... | ૪૫૮–૪૭૪ |
| ૭ | રામકૃષ્ણઃ તેનું ચરિત્ર અને વચનો .. | ૪૭૫–૪૮૫ |

# રાજયોગ

## પ્રકરણ પહેલું

### ઉપોદ્‌ઘાત

આપણું યચ્ચયાવત્ જ્ઞાન અનુભવના આધારથી ઉન્નત થયેલું હોય છે. જેને આપણે અનુમાનના નામથી ઓળખીએ છીએ અને જેના યોગે આપણે ક્ષુલ્લકથી તે સામાન્ય પર્યન્ત અને સામાન્યથી તે વિશિષ્ટ પર્યન્ત જઈ પહોંચીએ છીએ, તે અનુમાનને પણ અનુભવનો જ આધાર છે. જેને પ્રત્યક્ષ પ્રયોગનું નામ આપવામાં આવેલું છે, તેમાંથી લોકો સહજ ગતિથી સત્ય કાઢી શકે છે. કારણ કે, તે પ્રત્યક્ષ પ્રયોગ પ્રત્યેક મનુષ્યપ્રાણીને વિશિષ્ટ અનુભવની સાક્ષી આપે છે. શાસ્ત્રજ્ઞ મનુષ્યો આપણને પ્રત્યેક વાર્તામાં વિશ્વાસ રાખવાનો ઉપદેશ આપતા નથી, કિન્તુ તેમને પોતાને જે જે અનુભવો થયેલા હોય છે, તેમના આધારે તેઓ કેટલાક સિદ્ધાન્તો કરે છે અને તે અનુભવો વિશે વિચાર કરીને જ્યારે તેઓ આપણને તે સિદ્ધાંતોમાં વિશ્વાસ રાખવાનો ઉપદેશ આપવા મંડે છે, તે વેળાએ તે સર્વવ્યાપી માનવી અનુભવની થોડી ઘણી સહાયતા તો લે છે જ. પ્રત્યેક પૂર્ણશાસ્ત્રનો એક મૂળ પાયો હોય છે અને તે સર્વ સાધારણ પાયો સર્વ માનવ જાતિમાં વ્યાપેલો હોય છે.' તે એટલો બધો કે, તેમાંથી આપણે સહજમાં સત્ય કે અસત્યને તારવી કાઢી શકીએ છિએ. ત્યારે હવે અહીં એક એવો પ્રશ્ન ઉદ્‌ભવે છે કે, એવા પ્રકારનો પાયો ધર્મનો પણ છે કિંવા નહિ ? એનુ ઉત્તર હું અનુકૂલ અને પ્રતિકૂલ એવી બે રીતિઓથી આપીશ. ધર્મનું સમસ્ત જગતમાં જેવા પ્રકારનું સાધારણ શિક્ષણ આપવામાં આવે છે, તેને જોતાં ભક્તિ અને શ્રદ્ધારૂપી પાયાપર જ ધર્મ ટકેલો છે, એમ કહી શકાય. એમ છતાં પણ સઘળા ધર્મો પરસ્પર લડતા ઝગડતા હોય છે, એનું કારણ માત્ર એટલું જ છે, કે તેમની ઉપપત્તિઓ ભિન્ન ભિન્ન હોય છે. પરંતુ એ ઉપપત્તિઓ પણ શ્રદ્ધાના પાયાપર જ ટકી રહેલી હોય છે. કોઈ કહે છે કે, "એક પરમેશ્વર અંતરિક્ષમાં બેઠો બેઠો અખિલ બ્રહ્માંડપર પોતાની સત્તા ચલાવે છે અને હું એની ખાત્રી આપું છું, માટે તમે બધા તેનામાં વિશ્વાસ રાખો." એવી જ રીતે હું પણ તમને મારા બોલવામાં વિશ્વાસ રાખવાનો આગ્રહ કરું, તો મારી કલ્પનાઓ પણ તેમના જેવી જ ગણાવાની; અને તેનું કારણ જો તમે પૂછો, તો મારાથી કશું પણ બતાવી શકાય તેમ નથી. ધર્મ

અને અધ્યાત્મ વિદ્યાના નામને આજ કાલ જે કલંક લાગેલો દેખાય છે, તેનું એ પણ એક કારણ છે. પ્રત્યેક વિદ્વાન્ મનુષ્ય એમ કહેતો સાંભળવામાં આવે છે કે, "અહો! જેનો નિર્ણય કરી શકાતો નથી, એવી ઉત્પત્તિ–સિદ્ધાન્ત–નું ધર્મ એક કિંચિત્ સ્વરૂપ છે. જે તે પોતપોતાની મનોગમની કલ્પનાઓનો નિશ્ચય કરીને લોકોને ઉપદેશ કરવામાં પ્રવૃત્ત થયેલો હોય છે" પણ અત્યારે મારે એ પણ જણાવી દેવું જોઇએ કે, ધર્મમાં શ્રદ્ધાનું મૂળ સર્વવ્યાપક કિંવા સર્વ સાધારણ રહેલું હોય છે, અને તેની એ ભિન્ન ભિન્ન ઉપપત્તિઓપર સત્તા પણ હોય છે જૂદા જૂદા દેશોમાં ભિન્ન ભિન્ન મનુષ્યની જૂદી જૂદી કલ્પનાઓ હોય છે અને તેમના મૂળમા જતા તે પણ સર્વવ્યાપી અનુભવના પાયાપર આધારરાખીને રહેલો છે, એમ તત્કાળ આપણને દેખાઇ આવે છે.

પ્રથમ જગતમાના સર્વ ભિન્ન ભિન્ન ધર્મોનો આપણે વિચાર કરીએ, તો તેમના બે વર્ગ છે, એમ આપણને દેખાઈ આવશે કેટલાક ધર્મોને ગ્રંથોનો આધાર છે અને કેટલાક ધર્મો ગ્રંથોના આધાર વિનાના છે. જે ધર્મો ગ્રંથોના આધારે ચાલનારા છે, તે ઘણા જ બળવાન્ છે અને તેમના અનુયાયી જનોની સંખ્યા પણ ઘણી જ મોટી છે. જે ધર્મો, ગ્રંથાધાર વિનાના છે, તેમનામાંના કેટલાકોનો લય થઇ ગયો છે, અને જે થોડા ઘણા નવા ધર્મો છે, તેમના અનુયાયીઓ ઘણા જ સ્વલ્પ સખ્યામાં છે. તથાપિ એમનામા પણ એક મેળ જોવામાં આવે છે, અને તે એ છે કે, એ ધર્મો જે સત્ય સિદ્ધાન્તનો ઉપદેશ કરે છે, તે વિશિષ્ટ પુરુષોના અનુભવોનું પરિણામ જ હોય છે. ક્રિશ્ચિયન્ લોકોનું કહેવું એમ છે કે, "પોતાના ધર્મમાં વિશ્વાસ રાખો અને ક્રાઇસ્ટમાં વિશ્વાસ રાખો; કારણ કે, તે ઇશ્વરનો અવતાર છે. તેને ઇશ્વરનો અવતાર માનો, ઇશ્વરમા, આત્મામાં અને તેની ઉન્નતિમા વિશ્વાસ રાખો." "એનું કારણ શું?" એવો જો કોઇને પ્રશ્ન કરવામાં આવે, તો તેનું ઉત્તર તે એ જ આપશે કે, "બીજું કાંઇ નહિ. પણ કેવળ મારો વિશ્વાસ." પરંતુ આપણે જો ક્રિશ્ચિયન્ ધર્મના મૂળમાં પ્રવેશ કરીએ, તો તત્કાળ આપણા જાણવામા આવે છે કે, એ ધર્મ પણ અનુભવના પાયાપર સ્થાપેલો છે. ક્રાઇસ્ટે કહ્યું હતું કે, "મેં ઇશ્વર સાથે મેળાપ કર્યો છે" અને શિષ્યો કહે છે કે, "અમે ઇશ્વરને ઓળખીએ છીએ." ઇત્યાદિ બૌદ્ધ ધર્મમાં પણ એવું જ છે. તેમા બુદ્ધનો અનુભવ વ્યક્ત થયેલો છે. તેણે પ્રથમ સત્ય વસ્તુઓનો કેટલોક અનુભવ લીધો, તેને તે અનુસર્યો, તેનો ઉપભોગ લીધો અને અંતે તેનો સર્વ જગતને એક સમાન ઉપદેશ કર્યો, એ જ સ્થિતિ હિન્દુઓની પણ છે તેમના ગ્રંથોમાં, ગ્રંથ લખનારા ઋષિઓએ કિંવા તત્ત્વજ્ઞાનીઓએ કેટલાંક સત્તત્ત્વોને ઓળખી લીધા અને તેમનો જ તેમણે ઉપદેશ કર્યો. એથી એ સ્પષ્ટ સિદ્ધ થાય છે કે, જગતમાંના સર્વ ધર્મો એ અમારા સર્વવ્યાપી અને પરિપૂર્ણ જ્ઞાનના–

પ્રત્યક્ષ અનુભવના પાયાપર જ રચાયલા છે. સર્વ ધર્મગુરુઓએ પરમેશ્વરનું દર્શન કર્યું હતું, તેમણે પોતાના આત્માઓને જોયા હતા, તેમણે પોતાની શાશ્વતતાને ઓળખી લીધી હતી, તેમણે આગળ ઉપર થનારું ભવિષ્ય જાણી લીધું હતું અને એ સર્વેનો અનુભવ લઇને પછીજ તેમણે તે વિશે જગતને ઉપદેશ કર્યો હતો. હવે અહીં વાંધો એટલો જ છે કે, એમાંના ઘણા એક ધર્મોપર—વિશેષે કરીને આ અર્વાચીન કાળમાં—એક વિલક્ષણ આરોપ આપણા સમક્ષ આવીને ઊભો રહે છે. તે આરોપ એ છે કે, તેમનો તે અનુભવ ચાલતા મન્વંતરમાં સત્ય થઈ શકવો અશક્ય છે. જો કે આગળના સમયમાં એ અનુભવ હતો, પરંતુ તે ઘણા જ થોડાઓને હતો. એટલે કે, જેમણે પ્રથમ ધર્મસ્થાપના કરીને પોતાનાં નામો અજરામર કરી મૂક્યાં છે, એવા લોકોને જ એવા અનુભવો થયા હતા. એ અનુભવો આજના કાળમાં સર્વથા લુપ્તપ્રાય થયેલા છે. એટલા જ કારણથી ધર્મનો મૂળ પાયો વિશ્વાસ છે, એમ કહેવું અથવા માનવું મને સર્વથા માન્ય નથી જ. આ જગતમાં જ્ઞાનની કોઈપણ વિશિષ્ટ શાખાથી કોઈપણ એક આનુભવિક વાર્તા બની ગઈ તો પાછી બીજી વાર પણ અવશ્ય તે બનવી જ જોઇએ. કારણ કે, તે અનુભવ લક્ષાવધિ વેળા આગળ પણ આવી ગયેલો હશે અને પાછો પણ તે અનેક વેળા આવશે. એકવાક્યતા એ સૃષ્ટિનો એક સખ્તમાં સખ્ત નિયમ છે અને જે વાર્તા એકવાર બની, તે પુનઃ પુનઃ બનવાનો સંભવ—શક્યતા—હોય છે.

એટલા માટે જ યોગશાસ્ત્રને શીખવનારા લોકો પ્રતિપાદન કરે છે કે, ધર્મ, કેવળ પ્રાચીન કાળના અનુભવોના પાયાપર જ ઊભો કરવામાં આવ્યો છે, એમ જ નથી; કિન્તુ તે જ જ્ઞાન અને તેજ અનુભવ પોતામાં ન આવે ત્યાં સુધી કોઈપણ મનુષ્ય ધાર્મિક થઈ શકતો નથી. એ પરિપૂર્ણતા કેવીરીતે પ્રાપ્ત કરવી, એનુ યોગશાસ્ત્ર શિક્ષણ આપે છે. કોઇએ પણ અનુભવ લીધાવિના ધર્મવિશે વાદવિવાદ કરવો નિષ્ફળ છે. પરમેશ્વરના નામ માટે આટલો બધો મનભેદ, આટલા મોટા ટંટા બખેડા અને આટલી બધી મારા મારી થવાનું કારણ શું? ઈશ્વરના નામમાટે જેટલો રક્તપાત થયેલો છે, તેટલો રક્તપાત ભાગ્યે જ બીજાં કોઇપણ કારણોથી થયેલો હશે। એવા લોકો ગતાનુગતિક ન્યાયથી પોતાના પૂર્વજોની રીતિને અનુસરીને ચાલવામાં જ પોતાના મનનું સમાધાન થયેલું માનતા હતા અને બીજાઓએ પણ એ જ માર્ગ સ્વીકારવો જોઇએ, એવી તેમની દૃઢતર ઇચ્છા રહેતી હતી. એનું કારણ એ કે, તેમણે કોઈ પણ સમયે મૂળનો વિચાર કર્યો નહોતો. આત્મા જ્યારે દેખાતો નથી, ત્યારે તે છે, એમ કહેવાનો અથવા પરમેશ્વર પણ અદૃષ્ટ હોવા છતાં તેનું અસ્તિત્વ માનવાનો કોઇને પણ શો અધિકાર છે? પરમેશ્વર હોય, તો તે અમારી દૃષ્ટિએ પડવો જોઇએ અને આત્મા હોય, તો તે અમારી દૃષ્ટિ સમક્ષ આવવો જોઇએ.

નહિ તો તેનામાં વિશ્વાસ ન રાખવો, એ જ માર્ગ ઉત્તમ છે. ઢોંગી થવા કરતાં ખુલ્લી રીતે નાસ્તિકતાનો સ્વીકાર કરવો એ વધારે સારું છે. એક બાજૂએ આજ કાલના વિદ્વાનોની કલ્પના એવી છે કે, ધર્મ, અધ્યાત્મ વિદ્યા અને પરમેશ્વર વિશેની બધી કલ્પનાઓ સર્વથા અસત્ય છે; અને બીજી બાજૂએ આજના અર્ધદગ્ધ–અડધા શીખેલા લોકોની કલ્પના એવી જોવામાં આવે છે કે, એ વિષયનો ખરેખરો પાયો અથવા આધાર કોઈ પણ નથી. તથાપિ તેનું મૂલ્ય માત્ર એટલા કારણથી જ આંકવાનું છે કે, એના અંગમાં જગતનું કલ્યાણ કરવાનું ઉત્તમ સામર્થ્ય રહેલું છે. પરમેશ્વરમાં વિશ્વાસ રાખવાથી મનુષ્યો સુજન થાય છે, નીતિમાન્ થાય છે અને તેવડે સમાજ ઉત્તમતાથી ચાલી શકે છે. તેમની આવા પ્રકારની કલ્પનાઓ માટે તેમને આપણે દોષ પણ આપી શકતા નથી કારણકે, તેમને એવું જ શિક્ષણ મળેલું હોય છે કે, બીજા કોઇપણ વિષયમાં ધ્યાન ન આપતાં માત્ર શબ્દોની વાચાળતામાં જ અખંડ વિશ્વાસ રાખવો. શબ્દનો કોટિક્રમ થયો એટલે થઇ ચૂક્યું–બધા હેતુઓ સિદ્ધ થઇ જ ચૂક્યા. પરંતુ સર્વથા એમ જ થઈ શકે ખરું કે? જો એમ જ થતું હોય, તો મારાથી મનુષ્ય સ્વભાવને જરાપણ મહત્ત્વ આપી શકાશે નહિ. મનુષ્યને સત્ય જોઇએ અને તેને પોતાને તે સત્યનો અનુભવ જોઇએ, તેનો તેના મનમા પ્રતિબિંબ પડવો જોઇએ, તેણે તેનો ઉપયોગ કરવો જોઇએ; તેવો તેના અંતઃકરણમાં પ્રકાશ પડવો જોઇએ. એ વિશેનો માત્ર વેદો જ નિશ્ચય કરાવી શકે એમ છે. વેદોના વિજ્ઞાનથી સમસ્ત સંશયોનો ઉચ્છેદ થઈ શકે છે. અજ્ઞાનાંધકારનો લય થાય છે અને બધી કુત્સિત કલ્પનાઓ સુધરી જાય છે. વેદો કહે છે કે, "હે મૃત્યુ લોકનાં બાળકો! અને અત્યુચ્ચ લોકોમાં વાસ્તવ્ય કરનારાઓ! તમારા માટે પણ એક માર્ગ છે. આ અંધકારમાથી મુક્ત થવાની તમારા માટે પણ એક યુક્તિ છે. તે એ કે, આ અંધકારથી જે અતીત* છે તેને જોવો. એ માટેનો એ વિના બીજો માર્ગ જ નથી."

રાજયોગ શાસ્ત્ર, મનુષ્ય જાતિને તેના ઇચ્છિત સ્થાને પહોંચવામાટેનો આનુભવિક અને શાસ્ત્રીય પદ્ધતિથી તૈયાર કરેલો માર્ગ બતાવી દે છે. કોઇપણ શાસ્ત્રની માહિતી મેળવવા માટે એક ઠરાવેલા માર્ગની આવશ્યકતા હોય છે. આપણી જ્યોતિ શાસ્ત્રી બનવાની ઇચ્છા હોય અને આપણે જ્યોતિષ્ જ્યોતિષ્ કરીને બૂમો મારતા રહીએ, તેથી કાંઇ આપણને જ્યોતિર્જ્ઞાનની પ્રાપ્તિ થતી નથી. રસાયન શાસ્ત્રનું પણ એમ જ છે. એનો પણ આપણે કોઈ એક નિયમ–માર્ગ લેવો પડે છે. આપણને રસાયન શાળામાં જવું જોઇએ છે, જૂદા જૂદા પદાર્થો લેવા જોઇએ, તેમનું મિશ્રણ કરવું જોઇએ, તેમનો મેળાપ થવો જોઇએ અને તેમના

---

* પર–પેલી તરફ

પ્રયોગો કરી જોવા, ઇત્યાદિ કાર્યો કરવાથી જ રસાયન શાસ્ત્રનું જ્ઞાન મળી શકે છે. આપણી જ્યોતિષી બનવાની ઇચ્છા હોય, તો વેધશાળામાં જવું જોઇએ, દૂર્બીન લેવી જોઇએ અને ગ્રહો તથા ઉપગ્રહોના વેધ લેવા જોઇએ, તો જ આપણે જ્યોતિઃ શાસ્ત્રી બની શકીએ છીએ. પ્રત્યેક શાસ્ત્ર પોતપોતાના ખાસ માર્ગો ધરાવે છે. હું તમને મારાં હજારો વ્યાખ્યાનો સંભળાવીશ, પણ તેમના યોગે પ્રથમ તે માર્ગોનો અભ્યાસ કર્યા વિના તમારાથી ધાર્મિક થઇ શકાશે નહિ. સર્વ દેશમાંના તત્ત્વવેત્તાઓ, સાધુઓ, મહાનુભાવો, વિરક્તો અને જગતના કલ્યાણવિના બીજું જેમનું કર્તવ્ય નથી એવા સર્વ સત્પુરુષોનો સાર્વકાલિક એ જ સિદ્ધાન્ત છે. સાધારણ જ્ઞાનથી જે અનુભવ મળે છે, તેના કરતાં કેટલાક ઉચ્ચ પ્રકારના અનુભવો પોતાને મળેલા છે, એમ તેઓ વ્યક્ત કરે છે અને આપણને તેની પ્રતીતિ કરાવી આપવાને પણ તૈયાર હોય છે. તેઓ આપણને કહે છે કે, ઉક્ત માર્ગે વિચરીને સત્ય અભ્યાસ કરો અને તેમ કરવા છતાં પણ જો એ ઉચ્ચ પ્રકારના સિદ્ધાન્તોનો તમને અનુભવ ન થાય, તો જ "આમના બોલવામાં કાંઈ પણ તથ્યાંશ નથી." એમ કહેવાના તમે અધિકારી થશો. પરંતુ એ પ્રયત્ન કરવા પહેલાં જ તે સત્યસિદ્ધાન્તને દૂષિત માનવાનું કાંઈ પણ કારણ નથી. અર્થાત્ એ મહાપુરુષોએ બતાવેલી પદ્ધતિ પ્રમાણે આપણે પ્રમાદવિના અભ્યાસ કરવો જોઇએ; એટલે અનુભવનો પ્રકાશ પોતાની મેળે જ પડશે.

આપણે હમેશા જે જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ, તે સાધારણ નિયમોના આધારે જ પ્રાપ્ત કરીએ છીએ અને તે નિયમો પ્રત્યક્ષ પ્રમાણોના પાયાપર રચાયલા હોય છે. પ્રથમ સત્ય વાર્ત્તાઓને આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ અને ત્યાર પછી સર્વ સાધારણ નિયમો બાંધીએ છીએ અને સિદ્ધાન્ત અથવા તત્ત્વ જે કાંઈ પણ કાઢવાનું હોય છે, તે વળી તેથી પણ પછી કાઢીએ છીએ. અંતરમાં પ્રત્યક્ષ અનુભવનું સામર્થ્ય ઉત્પન્ન થયાવિના મનનું, મનુષ્યના અંતઃ સ્વભાવનું અને વિચારોનું જ્ઞાન કદાપિ થઈ શકતું નથી. બાહ્ય જગતનું સત્ય જોવું ઘણું જ સહેલું છે, જગદ્ધર્મના પ્રત્યેક વિષયનો અનુભવ લેવાનાં હજારો સાધનો પણ છે. પરંતુ અંતર્વિશ્વમાંના—અંતઃકરણમાંના—સૂક્ષ્મસૃષ્ટિમાંના—અદૃશ્ય વ્યાપારમાંના—રહસ્યને જાણવાના કાર્યમાં સહાયતા કરી શકે, એવું આપણા પાસે કોઇપણ સાધન નથી. તો પણ સત્યશાસ્ત્ર સમજવા માટે તે સાધનો આપણે જોવાં જોઇએ, એ આપણે જાણીએ છીએ. શાસ્ત્રના પ્રત્યેક ભાગને સારી રીતે સમજી લીધાવિના કેવળ ઉપપત્તિથી જ શાસ્ત્રનું જ્ઞાન થવું, એ ઘણો જ કઠિન વિષય છે. અને તેથી જ અનાદિ કાળથી જે થોડાકોએ અનુભવ લીધેલો છે, તેમને બાદ કરીને બાકીના બધા માનસિક શાસ્ત્રવેત્તાઓને જોઇએ તો તે સર્વ પોતપોતામાં સદા સર્વદા ઝગડતા જ જોવામાં આવે છે.

રાજયોગશાસ્ત્ર, મુખ્યત્વે કરીને અંત:સ્થિતિનું–સૂક્ષ્મ વ્યાપારનું અવલોકન કરવા માટેનું સાધન આપવાની કબૂલાત કરે છે અને તે સાધન મન જ છે. મનની એકાગ્રતાના સામર્થ્યને યોગ્ય રીતિથી માર્ગે લગાડ્યું અને અંતર્વિશ્વપ્રતિ–સૂક્ષ્મસૃષ્ટિપ્રતિ વાળ્યું, એટલે તે મનનું જ પૃથક્કરણ કરે છે અને આપણને સત્ય વિષયનો પ્રકાશ દેખાડે છે. મનની શક્તિઓ પ્રકાશકિરણો પ્રમાણે જ વિકાસને પામે છે. એ શક્તિઓ એકત્ર થઈ,* એટલે પ્રત્યેક વસ્તુ સુપ્રભ દેખાય છે. આપણા પાસે જે જ્ઞાનનો ઝરો છે, તે એટલો જ છે. પ્રત્યેક મનુષ્ય જડસૃષ્ટિમાં અને સૂક્ષ્મસૃષ્ટિમાં તેનો ઉપયોગ કરી લે છે, પણ માનસશાસ્ત્રવેત્તા તો તેનો માત્ર સૂક્ષ્મસૃષ્ટિમાં જ ઉપયોગ કરે છે અને તેમ કરવામાં ઘણા જ મોટા અભ્યાસની આવશ્યકતા હોય છે. આપણી બાલ્યાવસ્થાથી આપણને બાહ્યસૃષ્ટિમાં જ ધ્યાન આપવાનું શિક્ષણ આપવામાં આવેલું હોય છે. સૂક્ષ્મસૃષ્ટિમાં આપણું જરા પણ ધ્યાન હોતું નથી. એથી જ આપણામાંના ઘણાકોના અંતસ્થ યંત્ર–રચનાને જોવાના સામર્થ્યનો લોપ જ થઈ ગયેલો હોય છે. મનને અંતર્મુખ કરવું, તેને બહાર જતું અટકાવવું અને તેના સકળ સામર્થ્યને એકત્ર કરીને તેનો મનપર પ્રયોગ કરવો–તે પણ એવી રીતે કે, તે પોતાના ગુણ ધર્મને ઓળખી શકે, પોતાના સત્ય સ્વરૂપને જાણી શકે અને તેના પ્રત્યેક ધર્મની તેને માહિતી થાય, એ ઘણું જ કઠિન કાર્ય છે. તથાપિ, કોઈપણ વિષયની શાસ્ત્રીય પદ્ધતિથી પ્રાપ્તિ કરવાનો માત્ર એ એટલો જ માર્ગ છે.

હવે એવા જ્ઞાનનો ઉપયોગ શો? એવો પ્રશ્ન આવીને ઉભો રહે છે. એનો સર્વથી મોટો ઉપયોગ એ છે કે, જ્ઞાન પોતે જ જ્ઞાનનું ઉત્તમ ફળ છે અને તેથી વધારે લાભ એ છે કે, તે આપણાં સર્વ દુઃખોનો લય કરી નાખે છે. મનુષ્ય જ્યારે પોતાના મનનું પૃથક્કરણ કરે છે અને પ્રત્યેક મનુષ્ય નિરખીને જુએ છે, ત્યારે કેટલીક વસ્તુઓ કદાપિ નષ્ટ થતી નથી, કેટલીક વસ્તુઓ સ્વભાવથી જ અખંડ, પરિપૂર્ણ અને ઉજ્જ્વળ હોય છે, એમ તેના જાણવામાં આવી શકે છે અને એમ થયુ એટલે પછી તેને દુઃખ પણ થતું નથી અને શોક પણ થતો નથી. સર્વ દુઃખો ભીતિ અને મનમાં–ઇચ્છાના અસમાધાનથી જ ઉત્પન્ન થાય છે. મનુષ્યનો જો એવો નિશ્ચય થઈ જાય કે, "હું કદાપિ મરવાનો જ નથી," તો પછી તેને મરણની ભીતિ થશે નહિ અને આપણે પરિપૂર્ણ છીએ, એવો જેનો નિશ્ચય થઇ ગયો, એટલે પછી તેના મનમાં પોકળ ઇચ્છાઓ ઉપજતી નથી, એ ઉભય વાર્તાઓની સિદ્ધિ થઇ

* મૅગ્નીફાઇંગ્ ગ્લાસ્‌માં સૂર્યનાં કિરણો એકત્ર કર્યાં, એટલે તત્કાળ અગ્નિ ઉત્પન્ન થાય છે, એ વાર્તા પ્રસિદ્ધ છે; અને એ જ દૃષ્ટાંત મનને સારી રીતે લાગુ પડે છે.

કે દુઃખ નામ માત્રને પણ રહેતું નથી. પછી તે રહસ્ય હોય, તો પણ તેને તો બ્રહ્માનંદનોજ ભાસ—અનુભવ થયા કરે છે.

એ જ્ઞાન મેળવવાનો માત્ર એક જ માર્ગ છે. તેને એકાગ્રતાના નામથી ઓળખવામાં આવે છે. રસાયનશાસ્ત્રવેત્તાઓ પોતાના કારખાનામાં, પોતાના સર્વ મનોત્સાહોને એકત્ર કરીને જે પદાર્થોનું પૃથક્કરણ કરતા હોય છે, તેમાં પોતાની એકાગ્રતાનો ઉપયોગ કરે છે અને ત્યારે જ તેઓ તેમાંના ગુપ્ત રહસ્યને જાણી શકે છે. જ્યોતિષી પોતાના મનના સર્વ ભાવોને એકત્ર કરીને દૂર્બીનદ્વારા તેમની આકાશમાં સ્થિરતા કરે છે, એટલે જ સૂર્ય, ચન્દ્ર અને તારા ઇત્યાદિ તેને પોતાની ગુપ્તતાનું જ્ઞાન આપે છે. હું જે વિષય વિશે આપસમક્ષ અત્યારે બોલું છું, તેમાં જો મારાથી મારા સર્વ વિચારોનો એકાગ્રતાથી સંગ્રહ કરી શકાય, તો તમારા મનમાં હું વિશેષ આઘાત કરી શકું, એ તો નિર્વિવાદ છે અને તમે પણ જેમ જેમ અધિક ધ્યાન પરોવીને મારું ભાષણ સાંભળશો, તેમ તેમ મારા કહેવાના ભાવાર્થને તમે અધિક સ્પષ્ટ રીતિથી ગ્રહણ કરી શકશો.

જ્ઞાનના સમસ્ત વિષયો મનઃ સામર્થ્યની એકાગ્રતા વિના કેવી રીતે પ્રાપ્ત થઈ શકે? વિશ્વ પોતાના રહસ્યને આપણા સમક્ષ વ્યક્ત કરવાને સદા સર્વદા તત્પર હોય છે. માત્ર તેને એક બરાબર લાગે, એવો તમાચો આપણે લગાવવો જોઇએ. એ તમાચો લગાવવાનું બળ અને ધૈર્ય માત્ર એકાગ્રતાથી જ પ્રાપ્ત થાય છે. મનુષ્યના મનઃસામર્થ્યની મર્યાદા નથી. અધિક એકાગ્રતા એટલે કોઇ પણ વિષયમાં અધિક પ્રવેશ કરવો અને અધિક પ્રવેશ થવો, એ જ સર્વ કાર્યસિદ્ધિનું સત્ય અને અમૂલ્ય રહસ્ય છે.

બાહ્ય વસ્તુમાં એકાગ્રતા થવી ઘણી જ સરળ છે; કારણ કે, આપણું મન, સ્વાભાવિક રીતે બહાર જ નીકળતું—વિચરતું હોય છે. પરંતુ ધર્મ, માનસશાસ્ત્ર કિંવા અધ્યાત્મવિદ્યા, જેવા પદાર્થોમાં જોનાર અને જોવાની વસ્તુ, એ બન્ને એક જ હોય છે. સૂક્ષ્મતત્ત્વ—કિંવા અંતસ્થ વસ્તુ તે કઇ ? મન પોતે જ. એ મન વિશેનો અભ્યાસ કરવાની ઘણી જ આવશ્યકતા છે; અને તેથી મન પોતે જ મનનો અભ્યાસ કરે છે. મનની એક શક્તિ આપણા જાણવામાં છે; અને તેને જ ચિંતન અથવા તો મનનના નામથી ઓળખવામાં આવે છે. હું તમારા સાથે બોલતો હોઉં છું અને તે જ વેળા કોઈ બીજો મનુષ્ય બાજૂમાં ઉભો રહીને જાણે તે સાંભળતો હોય તેવી રીતે મારું ભાષણ હું પોતે પણ સાંભળતો હોઉં છું અને કેટલાક વિચાર પણ કરતો હોઉં છું અર્થાત્ આપણે એક જ સમયાવચ્છેદે કરીને કાર્ય પણ કરીએ છીએ અને વિચાર પણ કરીએ છીએ. એ જ ક્ષણે આપણા મનનો એક બીજો અંશ બાજૂએ ઉભો રહીને આપણે શું વિચાર કરીએ છીએ, તે જોયા કરે છે. મનઃસામર્થ્યની એકા-

મતા કરીને તેને મન પ્રતિ જ વાળની, એટલે સૂર્ય કિરણોના વિકસિત થવા પૂર્વે જ જેવી રીતે અંધારામાંની વસ્તુઓ પોતાની મેળે જ દેખાવા માટે, તેવી જ રીતે એકાગ્ર થયેલું મન આપણામાંનાં ગૂઢ ઉદ્યોને વ્યક્ત કરી બતાવે છે. એટલે શ્રદ્ધાનો ભાવાર્થ શો છે, તે આપણે જાણી શકીએ છીએ. ખરી શ્રદ્ધા, તેજ ખરો ધર્મ. આપણે આપણા પોતામા જ જોવા લાગીએ છીએ કે, આત્મા છે કે નથી ! આયુષ્ય માત્ર બે દિવસનું જ છે કિંવા શાશ્વતનું છે? જગતમા પરમેશ્વર છે કે નહિ? આ બધા પ્રશ્નોનો ખુલાસો આપણને એકાગ્રતા કરી આપે છે રાજયોગ જે શિક્ષણ આપે છે, તે એ જ છે. મનની એકાગ્રતા કેવી રીતે કરવી? આપણા મનમાંથી સત્ય વાર્તાઓ કેવી રીતે શોધી કાઢવી? તેમના શોધના આધારે સર્વ સાધારણ નિયમો કેવી રીતે બાધવા! અને તેથી આપણા સિદ્ધાન્તને કેવું સ્વરૂપ આપવું એ સર્વને જાણવું, તે રાજયોગના શિક્ષણનું ફળ છે. એટલા માટે જ રાજયોગ તમારો ધર્મ કયો છે? એવો પ્રશ્ન જ કરતો નથી. નાસ્તિક હો, આસ્તિક હો, યહુદી હો, ક્રિશ્ચિયન હો કે બૌદ્ધધર્મી હો, કોઈપણ મનુષ્ય પ્રાણી હોય એટલે થયુ પ્રત્યેક મનુષ્ય પ્રાણીને ધર્મનો શોધ કરવાનું સામર્થ્ય છે અને તેનો અધિકાર પણ છે. પ્રત્યેક મનુષ્ય પ્રાણીને કારણ શુ? એ વિશે વિચાર કરવાનો અધિકાર છે અને તે જો થોડો પણ શ્રમ કરે, તો તેના પ્રશ્નનું ઉત્તર તે પોતે જ પોતાને આપી શકે, એટલો સમર્થ થઇ શકે છે.

એથી આપણે જાણીએ શકીએ કે, રાજયોગના અભ્યાસીને વિશ્વાસની કિંવા શ્રદ્ધાની કાઈપણ આવશ્યકતા નથી પોતાને પોતાની જ જ્યાસુધી ઓળખ ન થઇ હોય, ત્યા સુધી વિશ્વાસ વ્યર્થ છે. રાજયોગ શીખવે છે, તે માત્ર એટલુ જ છે પોતાને ઉભા રહેવા માટે સત્ય કાઈ લાકડીનો આધાર માગતુ નથી. જાગૃત અવસ્થામા ખરેખર જે બનાવો બને છે, તેમને સિદ્ધ કરવા માટે સ્વપ્ન કિંવા કલ્પનાનો પૂરાવો જોઇએ, એમ તમે કદાપિ કહેશો ખરા કે? કદાપિ નહિ રાજયોગનો અભ્યાસ લાંબા કાળ સુધી કરવો જોઇએ છે અને તેમાં સતત પરિશ્રમની આવશ્યકતા હોય છે. એના અભ્યાસમા શારીરિક અભ્યાસનો પણ એક ભાગ છે, પરંતુ મુખ્ય ભાગ માનસિક અભ્યાસનો છે. થોડોક વિચાર કરવાથી, આપણા શરીર સાથે મનનો કેવો નિકટનો સબધ છે, એ આપણા ધ્યાનમાં આવી શકે છે. મન, તે દેહનો એક શ્રેષ્ઠભાગ છે અને તે દેહમા સત્તા ચલાવે છે, એમ આપણે માનીએ, તો તેવી જ રીતે દેહ પણ મનપર સત્તા ચલાવે છે, એમ સિદ્ધ થાય છે શરીર જો વ્યાધિગ્રસ્ત હોય, તો મન પણ વ્યાધિમાં જ હોય છે. શરીર જો નિકોપ હોય, તો મનપણ નિકોપ અને બલવાન હોય છે શરીર ક્ષુબ્ધ થયું એટલે સાથે મન પણ ખળભળી જાય છે અને મનમાં ખળભળાટ થયેલો હોય છે, તે વેળાએ શરીરમા પણ વિક્ષોભ થઈ જાય છે.

બહુધા મનુષ્યનું મન પણ શરીરની સત્તા તળે જ હોય છે. એથી જ તેને પ્રગલ્ભ દશા ઘણી જ થોડી હોય છે. ઘણા મનુષ્યો-આપ કૃપા કરીને મને ક્ષમા કરશો-પશુઓ કરતાં ઘણાજ થોડા ભિન્ન હોય છે. એટલું જ નહિ, પણ એવાં અનેક ઉદાહરણો છે કે, જેમાં મનુષ્યના મનની સત્તા નીચ પ્રકારના પશુઓ કરતાં કાંઈ પણ વધારે હોતી નથી. આપણા મનપર આપણો અધિકાર ઘણો જ થોડો હોય છે. એથી એ સત્તાને વધારવામાટે અને મન તથા દેહમાં રાખવા માટે આપણને કેટલીક શારીરિક સહાયતાની આવસ્યકતા હોય છે જ અને શરીરપર પૂરેપૂરી સત્તા ચાલવા લાગી, એટલે પછી આનંદે મનને કાબૂમાં લાવવાનો પ્રયત્ન પણ કરી શકાય છે. મનોધારણાના યોગે મનને કાબૂમાં લાવી શકાય છે; તેની પાસેથી આપણી ઇચ્છાનુસાર કાર્ય લઈ શકાય છે અને ઇચ્છા પ્રમાણે તેની એકાગ્રતા પણ કરી શકાય છે.

રાજયોગના મત પ્રમાણે આ સમસ્તવિશ્વ-દસ્યવિશ્વ-તે અદરયનો કિંવા સૂક્ષ્મનો વિસ્તાર છે. સૂક્ષ્મ તત્ત્વ તે નિસ્તનું કારણ છે અને જડ અથવા દૃશ્ય તે તેનું કાર્ય છે. તેથી જ દશ્ય જગત્ તે કાર્ય અને સૂક્ષ્મ તે કારણ છે. અર્થાત્ દસ્ય શક્તિ તે માત્ર જડભાગ છે અને સૂક્ષ્મ શક્તિ શ્રેષ્ઠ છે. એ જેને મળે છે અને જેને એનો ઉપભોગ કરતાં આવડે છે, તેના તાબામાં આખું વિશ્વ આવી ગયું, એમ જ સમજવાનું છે. યોગી પોતાને આખા વિશ્વપર સત્તા ચલાવનારા પ્રભુ કરતાં કાંઈ ન્યૂન સમજતો નથી. જેને આપણે વિશ્વના નિયમો કહીએ છીએ, તેમનો પણ જ્યાં અધિકાર ચાલતો નથી, એવા સ્થાને તે પહોંચેલો હોય છે, અને ત્યાં તેને આ સર્વથી જે પર પદાર્થ છે, તેની પ્રાપ્તિ થયેલી હોય છે. તે દસ્ય અને અદસ્ય ઉભય વિશ્વનો સ્વામી થાય છે. સૃષ્ટિને પોતાની સત્તામાં લાવવી, એનું જ નામ મનુષ્યની સુધારણા છે.

ભિન્ન ભિન્ન લોકોની રીતિઓ પણ ભિન્ન ભિન્ન હોય છે. કેટલાકોનો અભિપ્રાય એવો હોય છે કે, દસ્ય જગતમાં સત્તા હોવી જોઈએ અને કેટલાકોની એવી માનીનતા થયેલી હોય છે કે, અદરય જગતમાં અધિકાર હોવો જોઈએ. એ નિયમને અનુસરીને જ મનુષ્ય જાતિમાંના કેટલાકોને દસ્ય ભાગપર સત્તા ચલાવવાની ભાવના હોય છે અને કેટલાકોને અદસ્ય ભાગમાં અધિકાર ચલાવવાની ઇચ્છા હોય છે. કેટલાકોનું એમ કહેવું છે કે, સૂક્ષ્મમાં આપણો અધિકાર થયો, એટલે સર્વ વસ્તુઓ હસ્તગત થઈ જાય છે. કેટલાકોનું માનવું એમ પણ છે કે, જડમાં આપણો અધિકાર જામ્યો કે, સર્વ વસ્તુઓ આપણી થઈ ચૂકી. પણ અંતે વિચાર કરતાં એવો જ સાર નીકળે છે કે, એ બન્ને અભિપ્રાયો ખરા છે; કારણ કે, મૂળમાં સૂક્ષ્મ અને જડ એ ઉભયનો અભાવ છે. દસ્યાદસ્યાં એ ભેદ સર્વથા કાલ્પનિક જ છે-ખરી રીતે જોતાં એનું અસ્તિત્વ જ નથી. જડાભિમાની અને સૂક્ષ્માભિમાની પોત-

પોતાના કર્મમાર્ગજ્ઞાનના શિખરે પહોંચ્યા, એટલે તેઓ । એક સ્થાને મળવા જ જોઈએ. જેવી રીતે કોઈ વૈદ્યનું જ્ઞાન સર્વથા શિખરે પહોંચ્યું, એટલે તેનો અધ્યાત્મ વિષયમાં મેળાપ થઈ જાય છે, તેવી જ રીતે અધ્યાત્મજ્ઞાનીને પણ જણાઈ આવે છે કે, જેને તે જડ અને મત ના નામથી ઓળખતો હતો, તેમાં રહેલો ભેદ શાશ્વત નથી. સર્વ શાસ્ત્રોની ગમન દિશા અને નિર્ધારિત સ્થાન વાસ્તવિક રીતે જોતાં એક જ હોવાનું જણાઇ આવે છે. તે એવી રીતે કે, આ સમસ્ત અનત વસ્તુઓ મૂળ એક જ વસ્તુમાંથી બનેલી છે. તે એક જ ( વસ્તુ ) અનેકત્વથી વાસ્તવ્ય કરે છે. રાજ્યોગ, અંતર્વિશ્વમાં પ્રવેશ કરીને સૂક્ષ્મ સૃષ્ટિનો અભ્યાસ કરવાનો ઉપદેશ આપે છે અને તે દ્વારા દસ્ય તથા અદસ્યપર એક સરખી સત્તા ચલાવવાનું કહે છે. એ પ્રયત્ન પ્રાચીનં કાળથી થતો આવ્યો છે અને હિંદુસ્તાનનો તો એ એક મજબૂત કિલ્લો જ બની રહેલો છે બીજાં રાષ્ટ્રોએ પણ એ વિશે ખટપટ કરી હતી. પાશ્ચાત્ય લોકોને તો એ વાત મત્રવાદ જેવી જ લાગે છે અને તેથી જે લોકો એ અભ્યાસમા પ્રવૃત્ત થયા હતા, તેમને ચેટકી અથવા જાદૂગર જાણીને તેમને ઉભાને ઉભા બાળી નાંખવામાં અને ઠાર મારવામાં પણ તેમણે પાછું વાળીને જોયુ નથી અને હિંદુસ્તાનમાં તો એ વિદ્યા, અનેક કારણોથી, જ્ઞાનની સેંકડે નેવૃં ટકા જેટલી જેમણે ધૂળ ધાણી કરી નાંખેલી છે અને જેઓ સર્વદા અને ગુપ્ત રાખીને તેની ભીતિ દેખાડવાનો જ પ્રયત્ન કરનારા છે, એવાઓના આશ્રયમાં જ જઇ પડેલી છે. પરતુ એ હિન્દુસ્તાનની સ્થિતિ કરતાં પણ અર્વાચીન કાળમાં આજકાલ ગુરુ અને ધર્માધ્યક્ષના નામથી પોતાને ઓળખાવનારા જે લોકો પ્રકાશ–પ્રસિદ્ધિમાં આવેલા છે, તેમણે તો એ યોગશાસ્ત્રની ઘણી જ ખરાબ રીતે મિટ્ટીપલીદ કરી નાખી છે. કારણ કે, પૂર્વે કહેલા લોકો તો એનું થોડું ઘણું રહસ્ય પણ જાણે છે, પરંતુ આ વિઘાતક મનુષ્યોને એ વિદ્યાના કિંચિત્ અશનું પણ જ્ઞાન છે નહિ

એ યોગપદ્ધતિમાં જે ગુપ્તત્વ અને રહસ્ય રહેલું હોય, તેને એકદમ કાઢી નાખવુ જોઇએ. આયુષ્યમાં મુખ્ય વસ્તુ શક્તિ છે. એટલા માટે ધર્મમાં, બીજી કોઇ પણ વસ્તુઓ પ્રમાણે અશક્તતા ઉપજાવનારા કોઈ પણ ભાગ હોય અને તે આપણને ક્ષીણ કરતા હોય, તો તત્કાળ તેમનો સાગ કરવો જોઇએ. તેમનાથી આપણું કાંઈ પણ કર્તવ્ય નથી. સર્વ વસ્તુઓને ગુપ્ત (ગોપ્ય) રાખવાથી મનુષ્યના મસ્તિષ્કમાં ક્ષીણતા આવી જાય છે. એવી રીતિઓથી જ એ યોગશાસ્ત્રનો કેટલોક નાશ થઇ ગયો છે. છતા પણ સર્વ શાસ્ત્રોથી એ એક મહત્ શાસ્ત્ર છે. યોગશાસ્ત્રના પ્રચલિત થવાનો કાળ ૪૦૦૦ વર્ષોથી પણ પૂર્વનો છે. તે વેળાએ ભારતવર્ષમાં યોગનું ઉત્તમ રીતિથી શિક્ષણ આપવામાં આવતું હતું, તેનું પ્રતિપાદન કરાતું હતું અને તેનો અનુભવ પણ દેખાડવામા આવતો હતો. પરંતુ આશ્ચર્યની વાત તો

એ છે કે, આધુનિક અનેક ટીકાકારો એના સબંધમા ઘણી જ મોટી મોટી ભૂલો કરે છે. એ વિષયનો લખનાર જેટલો જૂનો હોય, તેટલો તે વધારે સયુક્તિક હોય છે હમણાના સખ્યાબદ્ધ લેખકો એના ગુપ્તત્વવિષે જોઇએ તેમ બોલ્યા કરે છે એવી રીતે એ વિદ્યાને ગુપ્ત રાખનાર જે થોડાક લોકો છે, તેમના જ હાથમા એ યોગશાસ્ત્ર જઇ પડ્યુ છે તેઓ, એ શાસ્ત્રની સર્વ શક્તિઓને માત્ર પોતામા જ રાખવાના હેતુથી, એનાપર લિસનો પ્રખર પ્રકાશ અને ચિંતનના કિરણો પાડવાને બદલે આચ્છાદન નાખીને ઢાકી રાખવાનો જ પ્રયત્ન કર્યા કરે છે

હુ જે કહેવાનો છુ, તેમા ગુપ્ત જેવુ કાઇ પણ નથી. હું જે થોડુ ઘણુ સમજી શકુ છુ, તેજ હુ તમને સભળાવુ છુ જ્યા સુધી હું એના કારણો બતાવી શકીશ ત્યાસુધી બતાવીશ, પણ જ્યારે હુ પોતે જ સમજતો અટકીશ, ત્યારે હું ગ્રથોમા આમ આમ કહેલું છે, એટલો જ હવાલો આપીશ અધન્યાયથી વિશ્વાસ રાખવો યોગ્ય નથી જ કોઇ પણ વિષયનો આપણે પોતાના મનથી વિચાર કરીને જ નિર્ણય કરવો જોઇએ આપણે અભ્યાસ કરવો જોઇએ અને અમુક બનાવો બને છે કિંવા નહિ, તે જોવુ જોઇએ જ. ધર્મશાસ્ત્રના અભ્યાસનો જેવી રીતે આપણે આરભ કરીએ છીએ, તેવી જ રીતે આ શાસ્ત્રનો પણ અભ્યાસ કરવો જોઇએ એમા ગુપ્ત કિંવા અનર્થકારક કશુ પણ નથી, જ્યા સુધી એ સત્ય છે, ત્યાસુધી જાહેર રસ્તામા અને ધોળે દહાડે આનદથી એનું પ્રતિપાદન કરવુ એને છૂપાવવાનો પ્રયત્ન કરવાથી જ અનર્થનો સભવ ધારી શકાય છે

પ્રથમત સમસ્ત રાજયોગની જેના પાયાપર રચના કરવામા આવેલી છે, તે સાખ્ય શાસ્ત્રની પણ હું થોડી ઘણી માહિતી આપીશ એ શાસ્ત્રના મત અનુસાર જ્ઞાન થાય છે, તે અવયવોદ્વારા થાય છે ઉદાહરણાર્થ—નેત્રો, જ્ઞાનને ઇન્દ્રિયોપર્યન્ત પહોંચાડે છે, ઇન્દ્રિયો તેને મનપર્યન્ત લઈ જાય છે અને મન બુદ્ધિ સુધી પહોંચાડે છે ત્યાથી તે જ્ઞાન પુરુષ (આત્મા)નુ ગ્રહણ કરે છે અને પછી કાઇપણ આજ્ઞા કરવાની હોય, તે કરે છે એવી રીતે ઇતર જ્ઞાન પણ પાયરી પાયરીથી જ પ્રાપ્ત થાય છે પુરુષને બાદ કરતા સર્વ ઇન્દ્રિયો જડ છે પરતુ મન દૃશ્ય પદાર્થો કરતા ઘણા જ સૂક્ષ્મ પદાર્થોનું બનેલુ છે મન જે તત્ત્વોનું બનેલું છે, તે તત્ત્વો જડ થઈ શકે છે, ને તે જડ થાય એટલે તેને તન્માત્રાના નામથી ઓળખવામા આવે છે અને એના કરતા પણ વધારે ઘટ્ટ થતા તેને દૃશ્યાકારની પ્રાપ્તિ થવાથી તે સપૂર્ણ જડ બની જાય છે એ જ સાખ્યશાસ્ત્રનું મુખ્ય તત્ત્વ છે એથી બુદ્ધિ અને બહારના જડતત્ત્વના ભાગમા માત્ર એક જ પગથિયાનું અતર રહે છે પુરુષ (આત્મા) એ જ કેવળ શાશ્વત વસ્તુ છે મન એક આયુધ છે અને તેને આત્માએ પોતાના હસ્તમાં ધારેલું છે એ દ્વારા આત્મા આ બાહ્ય

જગતના પદાર્થોનું ગ્રહણ કરે છે. મન વારંવાર ચંચલ થાય છે અને તેમાંથી તરંગો ઉદ્ભવે છે. તે એક ઇન્દ્રિયોને અથવા અનેક ઇન્દ્રિયોને ચોંટી રહી શકે છે, અથવા છોડી શકે છે. ઉદાહરણાર્થઃ–હું જો ઘડિયાળના ટકોરાઓને ધ્યાનપૂર્વક સાંભળતો રહું, તો નેત્ર ઉઘાડાં છતાં પણ બીજી વસ્તુને હું જોઇ શકીશ નહિ. એથી એ વેળાએ મારું મન શ્રવણેન્દ્રિયને તાબે થયેલું હતું–નેત્રેન્દ્રિયની સત્તામાં નહોતું, એ સ્પષ્ટ જણાઇ આવશે. એવી રીતે મન, પ્રત્યેક ઇન્દ્રિયમાં એક એકવાર લીન થઇ શકે છે. મનમાં આપણામાં પ્રવેશ કરીને અંતર્ગત વ્યવસ્થા જોઇ લેવાની શક્તિ રહેલી છે. એ અંતર્જ્ઞાન–જાણવાની શક્તિ–જ યોગીએ મેળવવાની હોય છે. પોતાની એકાગ્ર શક્તિઓને એકત્ર કરીને તેમનો અંતઃપ્રવેશ કરાવી અન્તરમાં શું થાય છે, તેને તે શોધી કાઢે છે. એ માત્ર વિશ્વાસથી જ ખરું માનવાનું છે, એમ નથીઃ કિન્તુ કેટલાક તત્ત્વવેત્તાઓએ જ એનો સ્ફોટ કરેલો છે. આધુનિક કાળના શરીરશાસ્ત્રવેત્તાઓ આપણને કહે છે કે નેત્રો, એ કાંઈ દર્શનેન્દ્રિયો નથી, પરન્તુ દર્શનેન્દ્રિયો છે તે મસ્તિકમાં રહેલા જ્ઞાનતંતુઓમાં જ છે અને બીજી જ્ઞાનેન્દ્રિયો પણ એવી જ રીતે છે. મસ્તિષ્કની રચના જે પદાર્થોથી થયેલી છે, તે જ પદાર્થોની એ ઇન્દ્રિયો પણ બનેલી છે. સાંખ્યશાસ્ત્ર પણ આપણને એ જ કહે છે. પણ એકનું કહેવું શારીરિક પક્ષનું છે અને બીજાનું કહેવું માનસિક પક્ષનું છે. છતાં પણ બન્નેનું કહેવું એક જ પ્રકારનું છે. આપણે તો તેનાથી પણ પેલી બાજૂએ–પર પ્રદેશમાં–જવાનું છે.

એ સર્વ વસ્તુઓને જોઇ શકાય અને તેમને જાણી શકાય, એવા ઉત્તમ જ્ઞાનની સ્થિતિ મેળવવા માટે જ યોગી પ્રયત્ન કરતો હોય છે. જ્ઞાનની પ્રાપ્તિ કેવીરીતે થાય છે? તેને મન કેવી રીતે ગ્રહણ કરે છે? તે સત્ત્વ બુદ્ધિમાં કેવી રીતે વળે છે? અને તે તે પુરુષને કેવી રીતે આપે છે? ઇત્યાદિ વાર્તાઓ યોગથી આપણે જાણી શકીએ છીએ. પ્રત્યેક શાસ્ત્રને કેટલીક સિદ્ધતા તો જોઇએ છે જ. પ્રત્યેક શાસ્ત્રનો એક નિયત માર્ગ હોય છે અને તેમાં વિચરવાવિના આપણને તે શાસ્ત્રનું જ્ઞાન થઇ શકતું નથી. એ જ નિયમ રાજયોગને પણ લાગૂ પડે છે.

બીજી વસ્તુઓ પ્રમાણે અન્ન માટે પણ કેટલાક નિયમોની આવશ્યકતા છે. આપણે જે અન્ન ખાવું તે એવું હોવું જોઇએ કે, જેના યોગે આપણું મન અત્યન્ત પવિત્ર થાય. પશુસંગ્રહાલયમાં જતાં આપણે એનું પ્રત્યક્ષ પ્રમાણ જોઈ શકીએ છીએ. હસ્તી, એક મહાન અને પ્રચંડ પ્રાણી છતાં પણ ઘણો જ શાંત અને સ્થિર જોવામાં આવે છે અને સિંહ તથા વ્યાઘ્રના પાંજરામાં દૃષ્ટિપાત કરતાં તે પ્રાણીઓને એક ક્ષણ માત્ર પણ સ્વસ્થતા નથી, એમ દેખાઈ આવે છે. એથી અન્નના યોગે સ્વભાવમાં કેટલો બધો ભેદ પડી જાય છે, એ આપણે સારી રીતે જાણી શકીએ છીએ. આપણા શરીરમાં જે જે શક્તિઓ આવે છે, તે સર્વ અન્નથી જ ઉત્પન્ન થાય છે, એ આપણે દરરોજ જોઇએ છીએ. આપણે

ઉપોષણ કરવા માંડીએ કે, પ્રથમ આપણું શરીર સૂકાવા માંડે છે અને તેનું માનસિક શક્તિઓમાં પણ પરિણામ થાય છે. પ્રથમ તો સ્મરણ શક્તિ બીજું આપણાથી વિચાર કરી શકાતા નથી અને અન્તે ચિન્તન કરવ નાશ થાય છે. માટે આપણે ખાઇએ છીએ, તે અન્ન કેવું છે અને તે કેવું હો પ્રથમ ચિન્તા રાખવી જોઇએ. આપણામાં પૂરેપૂરી શક્તિ આવી જાય અને આપણો અભ્યાસ સારી રીતે આગળ વધે, એટલે પછી એ વિષયની વધારે ચિન્તા રાખવાની આવશ્યકતા નથી. રોપો વાવ્યો હોય, તે વેળાએ તેની આસપાસ કયારો હોવો જોઇએ, નહિ તો તેનો નાશ થઈ જાય છે. પરંતુ તે જ્યારે વૃક્ષનું રૂપ ધારણ કરે છે, તે વેળાએ કયારાને ખોદી કાઢવામાં આવે છે. એવી જ રીતે સર્વતોપરિ અનુભવ થયો, એટલે આપણામાં બલવત્તા આવી ગઇ, એમ સમજવાનું છે.

યોગીએ એશ, આરામ કિંવા શરીર કલેશના અતિરેકનો ત્યાગ કરવો જોઇએ. યોગીએ ઉપોષણ કરવાં નહિ કિંવા શરીરનું દમન પણ ન કરવું. જે એમ કરે છે, તે યોગી થઇ શકતો નથી, એમ ગીતામાં પણ કહેલું છે.* જે ક્ષુધાતુર રહે છે, જે જાગરણ કરે છે, જે ઘણો જ ઊંઘે છે અને જે હદ કરતાં વધારે કષ્ટો સહન કરે છે, તે કાંઇપણ કરી શકતો નથી—તે કદાપિ યોગી થઈ શકતો નથી.



## પ્રકરણ બીજું

### પૂર્વ અંગો

રાજયોગનાં આઠ અંગો છે. ( એથી એને "અષ્ટાંગયોગ" પણ કહેવામાં આવે છે. ) પ્રથમઃ—૧ યમ—એમાં (૧) અહિંસા,‡ એટલે કોઇપણ જીવને કાયાવાચા કે મનથી પણ દુઃખવવો નહિ. ( ૨ ) સત્ય—યથાર્થ કેવળ પોતાના અભિપ્રાય પ્રમાણે જે સત્ય હોય, તે જ બોલવું. (૩) અસ્તેય—અનપહાર—બલાત્કારે, બીજાને ન જણાય તેવી રીતે કિંવા બીજા કોઇપણ પ્રકારે પારકાની વસ્તુનું હરણ ન કરવું. (૪) એકપત્નીવ્રત—પાતિવ્રત્ય—ઇંદ્રિય નિગ્રહત્વ રાખવું. અને (૫) અપરિગ્રહ—નિઃસ્પૃહતા—પોતાના

---

* "नात्यश्नतस्तु योगोऽस्ति न चैकान्तमनश्नतः। न चातिस्वप्नशीलस्य जाग्रतो नैव चार्जुन॥" श्री. भ. गी. अ. ६. † यमनियमासनप्राणायामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि." प. सू. ‡ "अहिंसासत्याऽस्तेयब्रह्मचर्याऽपरिग्रहा यमाः" प. सू.

આવશ્યકીય નિર્વાહની વસ્તુઓ કરતાં અધિકનો અંગીકાર ન કરવો-એ પાંચ ઉપગિનો સમાવેશ થાય છે. ૨ નિયમ-એમાં (૧) શૌચ*-શુચિર્ભૂતતા-દેહ અને મન ઉભયને પવિત્ર રાખવાં. (૨) સંતોષ-જે કાંઈપણ પ્રાપ્ત થાય, તેમાં સમાધાન માનવું. (૩) તપ-સહનશીલતા-શીતોષ્ણ-સુખ દુ:ખ આદિ-પીડાઓથી વિકૃત ન થવું (૪) સ્વાધ્યાય અભ્યાસ-ઉપયુક્ત શાસ્ત્રોનો અભ્યાસ કરવો. અને (૫) ઈશ્વરપ્રણિધાન-બ્રહ્માર્પણ-સર્વ કર્મો ઈશ્વરને અર્પણ કરી દેવાં, એ પાંચ ઉપગિનો અંતર્ભાવ થાય છે. ૩ આસન અથવા મુદ્રા ૪ પ્રાણાયામ-એટલે પ્રાણપર સત્તા ચલાવવી. ૫ પ્રત્યાહાર-કિંવા મનની અન્તર્મુખતા. ૬ ધારણા અથવા એકાગ્રતા. ૭ ધ્યાન કિંવા ચિન્તન, અને ૮ સમાધિ કિંવા આત્મસ્વરૂપ જ્ઞાન. એથી આપણે એમ જાણી શકીએ છીએ કે, યમ અને નિયમ એ નીતિશિક્ષણના ભાગો છે. પણ એ પાયારૂપ હોવાથી એમના વિના યોગાભ્યાસની સિદ્ધિ થઈ શકતી નથી. એ શક્તિનો અંગમાં વાસ થવા પછી જ યોગીને યોગાભ્યાસનાં ફળો મળવા માંડે છે, એના વિના તેને ફળો મળતાં નથી. કોઈને પણ કૃતિથી કે મનથી દુ:ખવવાનો યોગીએ મનમાં વિચાર માત્ર પણ લાવવો જોઈએ નહિ; વળી એ નિયમ માત્ર મનુષ્યોને દુ:ખવવાવિશેનો જ છે, એમ પણ સમજવું નહિ; કિન્તુ સર્વ પ્રાણી માત્રને ન દુ:ખવવા માટેનો જ એ નિયમ છે, એમ ધારવાનું છે. દયાનો ઉપયોગ કાંઈ માત્ર મનુષ્ય જાતિ માટે જ કરવાનો નથી, કિન્તુ વ્યાપકતાથી સર્વ જગતના પ્રાણીઓ માટે કરવાનો છે.

બીજી પાયરી તે આસન કિંવા મુદ્રા છે. એ શારીરિક અને માનસિક અભ્યાસ કેટલીક અતી ઉચ્ચ પ્રકારની સ્થિતિ પ્રાપ્ત થતાં સુધી દરરોજ કરવો જોઈએ છે. એટલા માટે આપણે એવી મુદ્રા શોધી કાઢવી જોઈએ કે, જેમાં આપણાથી દીર્ઘ સમય પર્યન્ત રહી શકાય. આપણાથી સર્વથા સાહજિકતાથી† કરી શકાય તેવી જ મુદ્રા આપણે કરવી જોઈએ. એક નિયત કરેલી મુદ્રા કદાચિત્ એકને સહેલી લાગતી હોય, તો તે જ બીજાને કઠિન ભાસવાનો સંભવ છે. વળી એ માનસિક સ્થિતિમાં અભ્યાસ કરતી વેળાએ શરીરપર અનેક ક્રિયાઓ ચાલૂ હોય છે, એ પણ આગળ વધતાં આપણા જાણવામાં આવી શકે છે. જ્ઞાન રસના પ્રવાહને બદલે બીજો જ માર્ગ તૈયાર થાય છે, જૂદી જ રીતે તરંગો ઉદ્ભવવાનો આરંભ થાય છે, અને પ્રકૃતિની રચના નવી જ થઈ જાય છે. અંદરની મુખ્ય ક્રિયા પીઠની કરોળમાંથી પ્રારભાય છે. તેથી જ મુદ્રા સાધતી વેળાએ બરડાને મુક્ત રાખવો. એકદમ સ્થિર અને ખડાઈથી બેસવું, છાતી, મસ્તક અને ગળું એ ત્રણે એક રેખામાં આવે, એવી રીતે

* " शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ " पतञ्जलिसूत्र.

† " स्थिरसुखमासनम् "-पतंजलिः ।

રાખવાં. એ સર્વ મુખ્ય કર્તવ્યો છે. દેહનો સમસ્ત ભાર બરડાપર નાખી દેવો, એટલે પીઠ પાછળનો ભાગ સરળ થવા જેવી મુદ્રા સહજમાંજ થઈ જાય છે. છાતી નમાવીને કોઈ કાળે પણ ગહન વિચાર કરી શકાતો નથી, એ નિયમ નિત્ય અનુભવમાં આવે છે. રાજયોગનો આ ભાગ કેટલેક અંશે હઠયોગ જેવો જ છે, પણ તે જડ દેહને કાબૂમાં લાવવા માટે જ છે. દસ્ય શરીરમાં બળ લાવવું, એટલો જ એનો ઉદ્દેશ છે. અત્યારે એનાથી આપણું કશું પણ કર્તવ્ય નથી. કારણ કે, એનો અભ્યાસ ઘણો જ કઠિન છે. તે એક બે દિવસમાં સાધી શકાય તેવો નથી અને સર્વથી મોટી હાનિ તો એ છે કે, એનાથી આત્મોન્નતિ જેવો કશો પણ લાભ થતો નથી. ડેલસાતે* અને ઈતર ધર્મગુરુઓમાં એવા અનેક પ્રકારના અભ્યાસો જોવામાં આવે છે. એ લોકો પોતાનાં શરીરોને અનેક પ્રકારની મુદ્રામાં રાખતા હતા; પરંતુ તેમનો ઉદ્દેશ માત્ર તેમને શારીરિક કાર્યમાં જ લગાડવાનો હોય, એમ જ ધારી શકાય છે. માનસિક કાર્યોમાં લગાડવાનો હેતુ હોતો નથી. જેનાપર મનુષ્યની સત્તા ચાલતી ન હોય, એવો સ્નાયુ દેહમાં એક પણ નથી. મનુષ્ય, પોતાના હૃદયને પણ સ્વતંત્રતાથી ચલાવી કે થોભાવી શકવાને સમર્થ હોય છે અને તે જ પ્રમાણે તે પોતાના અવયવોના કોઈપણ ભાગ પાસેથી પોતાની આજ્ઞા અનુસાર જોઇએ તે કાર્ય કરાવી શકે છે.

યોગના એ ભાગની સહાયતાથી મનુષ્ય જોઇએ તેટલાં વર્ષ સૂધી જીવી શકે છે. અંગમાં આરોગ્યતા આણવી, એ હઠયોગીનું† મુખ્ય લક્ષણ છે. "હું કદાપિ માંદો ન પડું," એવો તેનો કૃતનિશ્ચય હોય છે, અને ખરેખર તે માંદો પડતો પણ નથી. તે દીર્ઘાયુષી થાય છે. સો વર્ષ તો તેના હિસાબમાં પણ હોતાં નથી. તેનો એક પણ વાળ ધોળો થતો નથી કે દાંત પણ પડતા નથી. વટવૃક્ષ પણ કેટલીકવાર ૫૦૦૦ વર્ષ સૂધી કાયમ રહે છે; છતાં પણ તે તો વટવૃક્ષ જ છે. અર્થાત્ તેની યોગ્યતા અધિક હોતી નથી. એવી જ રીતે મનુષ્ય દીર્ઘાયુ થવાથી હૃષ્ટપુષ્ટ બની શકે છે, એટલું જ. જ્ઞાનપ્રાપ્તિનો કાંઇ એ માર્ગ નથી. તથાપિ હઠયોગમાંની એક બે સાધારણ કૃતિઓ ઘણી જ ઉપયોગી છે. ઉદાહરણાર્થઃ—જો માથું દુઃખતું હોય, તો ઉષઃકાળમાં નાસિકાદ્વારા જેટલું પાણી પી શકાય તેટલું પીવું, એ પ્રયોગ ઘણો જ લાભકારક છે. કેટલાકોએ એ પ્રયોગ અજમાવી પણ જોયલો હશે. એમ કરવાથી મસ્તક શીતલ અને શાન્ત રહે છે અને પાછું મસ્તિષ્ક દુઃખતું નથી. એ કૃતિ ઘણી જ

* એ એક અર્વાચીન કાળમાં થઈ ગયેલો ધર્મગુરુ છે. એ અનેક પ્રકારની હઠયોગી જેવી શારીરિક મુદ્રાઓના પ્રયોગો કરી બતાવતો હતો.

† એક પગપર ઉભું રહેવું અને માથાપરથી વર્ષો સુધી હાથ નીચે ન ઉતારવો, ઇત્યાદિ અનેક જાતિના દેહના દંડોની "હઠયોગ" એવી સંજ્ઞા કહેલી છે.

આવશ્યકીય નિર્વાહની વસ્તુઓ કરતાં અધિકનો અંગીકાર ન કરવો–એ પાંચ ઉપાંગોનો સમાવેશ થાય છે. ૨ નિયમ–એમાં (૧) શૌચ*–શુચિર્ભૂતતા–દેહ અને મન ઉભયને પવિત્ર રાખવાં. (૨) સંતોષ–જે કાંઈપણ પ્રાપ્ત થાય, તેમાં સમાધાન માનવું (૩) તપ-સહનશીલતા–શીતોષ્ણ–સુખ દુઃખ આદિ–પીડાઓથી વિકૃત ન થવું (૪) સ્વાધ્યાય અભ્યાસ–ઉપયુક્ત શાસ્ત્રોનો અભ્યાસ કરવો. અને (૫) ઈશ્વરપ્રણિધાન–બ્રહ્માર્પણ–સર્વ કર્મો ઈશ્વરને અર્પણ કરી દેવાં, એ પાંચ ઉપાંગોનો અંતર્ભાવ થાય છે. ૩ આસન અથવા મુદ્રા ૪ પ્રાણાયામ–એટલે પ્રાણોપર સત્તા ચલાવવી. ૫ પ્રત્યાહાર–કિંવા મનની અન્તર્મુખતા ૬ ધારણા અથવા એકાગ્રતા. ૭ ધ્યાન કિંવા ચિન્તન, અને ૮ સમાધિ કિંવા આત્મસ્વરૂપ જ્ઞાન. એથી આપણે એમ જાણી શકીએ છીએ કે, યમ અને નિયમ એ નીતિશિક્ષણના ભાગો છે. પણ એ પાયારૂપ હોવાથી એમના વિના યોગાભ્યાસની સિદ્ધિ થઈ શકતી નથી. એ શક્તિનો અંગમાં વાસ થવા પછી જ યોગીને યોગાભ્યાસનાં ફળો મળવા માંડે છે, એના વિના તેને ફળો મળતાં નથી. કોઇને પણ કૃતિથી કે મનથી દુઃખવવાનો યોગીએ મનમાં વિચાર માત્ર પણ લાવવો જોઇએ નહિ; વળી એ નિયમ માત્ર મનુષ્યોને દુઃખવવાવિશેનો જ છે, એમ પણ સમજવું નહિ; કિન્તુ સર્વ પ્રાણી માત્રને ન દુઃખવવા માટેનો જ એ નિયમ છે, એમ ધારવાનું છે. દયાનો ઉપયોગ કાંઈ માત્ર મનુષ્ય જાતિ માટે જ કરવાનો નથી, કિન્તુ વ્યાપકતાથી સર્વ જગતના પ્રાણીઓ માટે કરવાનો છે

બીજી પાયરી તે આસન કિંવા મુદ્રા છે. એ શારીરિક અને માનસિક અભ્યાસ કેટલેક અંશે ઉચ્ચ પ્રકારની સ્થિતિ પ્રાપ્ત થતાં સુધી દરરોજ કરવો જોઈએ છે. એટલા માટે આપણે એવી મુદ્રા શોધી કાઢવી જોઇએ કે, જેમાં આપણાથી દીર્ઘ સમય પર્યન્ત રહી શકાય આપણાથી સર્વથા સાહજિકતાથી† કરી શકાય તેવી જ મુદ્રા આપણે કરવી જોઇયે. એક નિયત કરેલી મુદ્રા કદાચિત્ એકને સહેલી લાગતી હોય, તો તે જ બીજાને કઠિન ભાસવાનો સંભવ છે. વળી એ માનસિક સ્થિતિમાં અભ્યાસ કરતી વેળાએ શરીરપર અનેક ક્રિયાઓ ચાલૂ હોય છે, એ પણ આગળ વધતાં આપણા જાણવામાં આવી શકે છે. જ્ઞાન રસના પ્રવાહને બદલે બીજો જ માર્ગ તૈયાર થાય છે, જૂદી જ રીતે તરંગો ઉદ્ભવવાનો આરંભ થાય છે, અને પ્રકૃતિની રચના નવી જ થઈ જાય છે. અંદરની મુખ્ય ક્રિયા પીઠની કરોળમાંથી પ્રારંભાય છે. તેથી જ મુદ્રા સાધતી વેળાએ બરડાને મુક્ત રાખવો. એકદમ સ્થિર અને ખડાઈથી બેસવું, છાતી, મસ્તક અને ગળુ એ ત્રણે એક રેખામાં આવે, એવી રીતે

* "शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥" पतंजलिसूत्र.

† "स्थिरसुखमासनम् "–पतंजलिः.

રાખવા એ સર્વ મુખ્ય કર્તવ્યો છે દેહનો સમસ્ત ભાર બરડાપર નાખી દેવો, એટલે પીઠ પાછળનો ભાગ સરળ થવા જેવી મુદ્રા સહજમાં જ થઈ જાય છે છાતી નમાવીને કોઈ કાળે પણ ગહન વિચાર કરી શકાતો નથી, એ નિયમ નિત્ય અનુભવમા આવે છે રાજયોગનો આ ભાગ કેટલેક અંશે હઠયોગ જેવો જ છે, પણ તે જડ દેહને કાબૂમા લાવવા માટે જ છે. દૃશ્ય શરીરમા બળ લાવવુ, એટલો જ એનો ઉદ્દેશ છે અત્યારે એનાથી આપણુ કશું પણ કર્તવ્ય નથી કારણ કે, એનો અભ્યાસ ઘણો જ કઠિન છે તે એક બે દિવસમા સાધી શકાય તેવો નથી અને સર્વથી મોટી હાનિ તો એ છે કે, એનાથી આત્મોન્નતિ જેવો કશો પણ લાભ થતો નથી. દેલસાર્ત* અને ઈતર ધર્મગુરુઓમા એવા અનેક પ્રકારના અભ્યાસો જોવામા આવે છે એ લોકો પોતાના શરીરને અનેક પ્રકારની મુદ્રામા રાખતા હતા, પરંતુ તેમનો ઉદ્દેશ માત્ર તેમને શારીરિક કાર્યમા જ લગાડવાનો હોય, એમ જ ધારી શકાય છે. માનસિક કાર્યોમા લગાડવાનો હેતુ હોતો નથી. જેનાપર મનુષ્યની સત્તા ચાલતી ન હોય, એવો સ્નાયુ દેહમા એક પણ નથી. મનુષ્ય, પોતાના હૃદયને પણ સ્વતન્ત્રતાથી ચલાવી કે થોભાવી શકવાને સમર્થ હોય છે અને તે જ પ્રમાણે તે પોતાના અવયવોના કોઈપણ ભાગ પાસેથી પોતાની આજ્ઞા અનુસાર જોઈએ તે કાર્ય કરાવી શકે છે

યોગના એ ભાગની સહાયતાથી મનુષ્ય જોઈએ તેટલા વર્ષ સૂધી જીવી શકે છે. અંગમા આરોગ્યતા આણવી, એ હઠયોગીનું† મુખ્ય લક્ષણ છે ‘હું કદાપિ માંદો ન પડું” એવો તેનો કૃતનિશ્ચય હોય છે, અને ખરેખર તે માંદો પડતો પણ નથી તે દીર્ઘાયુષી થાય છે સો વર્ષ તો તેના હિસાબમા પણ હોતા નથી. તેનો એક પણ વાળ ધોળો થતો નથી કે દાંત પણ પડતા નથી. વટવૃક્ષ પણ કેટલીકવાર ૫૦૦૦ વર્ષ સૂધી કાયમ રહે છે, છતા પણ તે તો વટવૃક્ષ જ છે અર્થાત્ તેની યોગ્યતા અધિક હોતી નથી એવી જ રીતે મનુષ્ય દીર્ઘાયુ થવાથી હૃષ્ટપુષ્ટ બની શકે છે, એટલુ જ જ્ઞાનપ્રાપ્તિનો કાંઈ એ માર્ગ નથી તથાપિ હઠયોગમાંની એક બે સાધારણ કૃતિઓ ઘણી જ ઉપયોગી છે ઉદાહરણાર્થ—જો માથુ દુઃખતુ હોય, તો ઉષઃકાળમા નાસિકાદ્વારા જેટલુ પાણી પી શકાય તેટલું પીવુ, એ પ્રયોગ ઘણો જ લાભકારક છે કેટલાકોએ એ પ્રયોગ અજમાવી પણ જોયનો હશે એમ કરવાથી મસ્તક શીતલ અને શાન્ત રહે છે અને પાછુ મસ્તિષ્ક દુખતું નથી એ કૃતિ ઘણી જ

* એ એક અર્વાચીન કાળમા થઈ ગયેલો ધર્મગુરુ છે એ અનેક પ્રકારની હઠયોગી જેવી શારીરિક મુદ્રાઓના પ્રયોગો કરી બતાવતો હતો.

† એક પગપર ઉભુ રહેવુ અને માથાપરથી વર્ષો સુધી હાથ નીચે ન ઉતારવા, ઇત્યાદિ અનેક જાતિના દેહના દંડોની ‘હઠયોગ’ એવી સંજ્ઞા કહેલી છે

આવશ્યકીય નિર્વાહની વસ્તુઓ કરતાં અધિકનો અંગીકાર ન કરવો–એ પાંચ ઉપાંગોનો સમાવેશ થાય છે. ૨ નિયમ–એમાં (૧) શૌચ*–શુચિર્ભૂતતા–દેહ અને મન ઉભયને પવિત્ર રાખવાં. (૨) સંતોષ–જે કાંઈપણ પ્રાપ્ત થાય, તેમાં સમાધાન માનવું. (૩) તપ-સહનશીલતા–શીતોષ્ણ–સુખ દુઃખ આદિ–પીડાઓથી વિકૃત ન થવું (૪) સ્વાધ્યાય અભ્યાસ–ઉપયુક્ત શાસ્ત્રોનો અભ્યાસ કરવો. અને (૫) ઈશ્વરપ્રણિધાન–બ્રહ્માર્પણ–સર્વ કર્મો ઈશ્વરને અર્પણ કરી દેવાં, એ પાંચ ઉપાંગોનો અંતર્ભાવ થાય છે. ૩ આસન અથવા મુદ્રા ૪ પ્રાણાયામ–એટલે પ્રાણોપર સત્તા ચલાવવી. ૫ પ્રત્યાહાર–કિંવા મનની અન્તર્મુખતા. ૬ ધારણા અથવા એકાગ્રતા. ૭ ધ્યાન કિંવા ચિન્તન, અને ૮ સમાધિ કિંવા આત્મસ્વરૂપ જ્ઞાન. એથી આપણે એમ જાણી શકીએ છીએ કે, યમ અને નિયમ એ નીતિશિક્ષણના ભાગો છે. પણ એ પાયારૂપ હોવાથી એમના વિના યોગાભ્યાસની સિદ્ધિ થઈ શકતી નથી. એ શક્તિનો અંગમાં વાસ થવા પછી જ યોગીને યોગાભ્યાસનાં ફળો મળવા માંડે છે, એના વિના તેને ફળો મળતાં નથી. કોઇને પણ કૃતિથી કે મનથી દુઃખવવાનો યોગીએ મનમાં વિચાર માત્ર પણ લાવવો જોઇએ નહિ; વળી એ નિયમ માત્ર મનુષ્યોને દુઃખવવાવિશેનો જ છે, એમ પણ સમજવું નહિ; કિન્તુ સર્વ પ્રાણી માત્રને ન દુઃખવવા માટેનો જ એ નિયમ છે, એમ ધારવાનું છે. દયાનો ઉપયોગ કાંઈ માત્ર મનુષ્ય જાતિ માટે જ કરવાનો નથી, કિન્તુ વ્યાપકતાથી સર્વ જગતના પ્રાણીઓ માટે કરવાનો છે.

બીજી પાયરી તે આસન કિંવા મુદ્રા છે. એ શારીરિક અને માનસિક અભ્યાસ કેટલેક અંશે ઉચ્ચ પ્રકારની સ્થિતિ પ્રાપ્ત થવા સુધી દરરોજ કરવો જોઈએ છે. એટલા માટે આપણે એવી મુદ્રા શોધી કાઢવી જોઈએ કે, જેમાં આપણાથી દીર્ઘ સમય પર્યન્ત રહી શકાય આપણાથી સર્વથા સાહજિકતાથી† કરી શકાય તેવી જ મુદ્રા આપણે કરવી જોઈએ. એક નિયત કરેલી મુદ્રા કદાચિત્ એકને સહેલી લાગતી હોય, તો તે જ બીજાને કઠિન ભાસવાનો સંભવ છે. વળી એ માનસિક સ્થિતિમાં અભ્યાસ કરતી વેળાએ શરીરપર અનેક ક્રિયાઓ ચાલૂ હોય છે, એ પણ આગળ વધતાં આપણા જાણવામાં આવી શકે છે જ્ઞાન રસના પ્રવાહને બદલે બીજો જ માર્ગ તૈયાર થાય છે, જૂદી જ રીતે તરંગો ઉદ્ભવવાનો આરંભ થાય છે, અને પ્રકૃતિની રચના નવી જ થઈ જાય છે. અંદરની મુખ્ય ક્રિયા પીઠની કરોળમાથી પ્રારંભાય છે. તેથી જ મુદ્રા સાધતી વેળાએ બરડાને મુક્ત રાખવો એકદમ સ્થિર અને ખડાઈથી બેસવું, છાતી, મસ્તક અને ગળું એ ત્રણે એક રેષામાં આવે, એવી રીતે

* "शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥" पतंजलिसूत्र.

† "स्थिरसुखमासनम्"–पतंजलिः

રાખવા એ સર્વ મુખ્ય કર્તવ્યો છે દેહનો સમસ્ત ભાર બરડાપર નાખી દેવો, એટલે પીઠ પાછળનો ભાગ સરળ થવા જેવી મુદ્રા સહજમાં જ થઈ જાય છે છાતી નમાવીને કોઈ કાળે પણ ગહન વિચાર કરી શકાતો નથી, એ નિયમ નિત્ય અનુભવમા આવે છે રાજયોગનો આ ભાગ કેટલેક અંશે હઠયોગ જેવો જ છે, પણ તે જડ દેહને કાબૂમા લાવવા માટે જ છે. દૃઢ શરીરમા બળ લાવવુ એટલો જ એનો ઉદ્દેશ છે અત્યારે એનાથી આપણું કશું પણ કર્તવ્ય નથી કારણ કે, એનો અભ્યાસ ઘણો જ કઠિન છે તે એક બે દિવસમા સાધી શકાય તેવો નથી અને સર્વથી મોટી હાનિ તો એ છે કે, એનાથી આત્મોન્નતિ જેવો કશો પણ લાભ થતો નથી. દેવસાતે* અને ઈતર ધર્મગુરુઓમા એવા અનેક પ્રકારના અભ્યાસો જોવામા આવે છે એ લોકો પોતાના શરીરને અનેક પ્રકારની મુદ્રામા રાખતા હતા, પરંતુ તેમનો ઉદ્દેશ માત્ર તેમને શારીરિક કાર્યમા જ લગાડવાનો હોય, એમ જ ધારી શકાય છે માનસિક માર્ગોમા લગાડવાનો હેતુ હોતો નથી જેનાપર મનુષ્યની સત્તા ચાલતી ન હોય, એવો સ્નાયુ દેહમા એક પણ નથી. મનુષ્ય, પોતાના હૃદયને પણ સ્વતંત્રતાથી ચલાવી કે થોભાવી શકવાને સમર્થ હોય છે અને તે જ પ્રમાણે તે પોતાના અવયવોના કોઈપણ ભાગ પાસેથી પોતાની આજ્ઞા અનુસાર જોઇએ તે કાર્ય કરાવી શકે છે

યોગના એ ભાગની સહાયતાથી મનુષ્ય જોઇએ તેટલા વર્ષ સુધી જીવી શકે છે. અંગમા આરોગ્યતા આણવી, એ હઠયોગીનું† મુખ્ય લક્ષણ છે “હું કદાપિ માંદો ન પડું” એવો તેનો કૃતનિશ્ચય હોય છે, અને ખરેખર તે માંદો પડતો પણ નથી તે દીર્ઘાયુષી થાય છે સો વર્ષ તો તેના હિસાબમા પણ હોતા નથી. તેનો એક પણ વાળ ધોળો થતો નથી કે દાંત પણ પડતા નથી. વડવૃક્ષ પણ કેટલીકવાર ૫૦૦૦ વર્ષ સુધી કાયમ રહે છે, છતા પણ તે તો વટવૃક્ષ જ છે અર્થાત્ તેની યોગ્યતા અધિક હોતી નથી એવી જ રીતે મનુષ્ય દીર્ઘાયુ થવાથી હૃષ્ટપુષ્ટ બની શકે છે, એટલું જ જ્ઞાનપ્રાપ્તિનો કાંઇ એ માર્ગ નથી તથાપિ હઠયોગમાની એક બે સાધારણ કૃતિઓ ઘણી જ ઉપયોગી છે ઉદાહરણાર્થ—જો માથુ દુખતું હોય, તો ઊઠતાંવેંત નાસિકાદ્વારા જેટલું પાણી પી શકાય તેટલું પીવું, એ પ્રયોગ ઘણો જ લાભકારક છે ઘણાકોએ એ પ્રયોગ અજમાવી પણ જોયનો હશે એમ કરવાથી મસ્તક શીતળ અને શાન્ત રહે છે અને પાછુ મસ્તિષ્ક દુખતું નથી એ કૃતિ ઘણી જ

---

* એ એક અર્વાચીન કાળમા થઈ ગયેલો ધર્મગુરુ છે એ અનેક પ્રકારની હઠયોગી જેવી શારીરિક મુદ્રાઓના પ્રયોગો કરી બતાવતો હતો

† એક પગપર ઉભુ રહેવુ અને માથાપરથી વર્ષો સુધી હાથ નીચે ન ઉતારવો ઇત્યાદિ અનેક જાતિના દેહના દંડોની ‘હઠયોગ” એવી સંજ્ઞા કહેલી છે

સહેલી છે, અને તે એવી રીતે કે, નાકને પાણીમાં બોળવું અને ગળામાં બના પ્રમાણે વાયુનું આકર્ષણ કરીને પાણીને નાકમાં ચઢાવવું

નિશ્ચલતાથી બેસતાં આવડ્યું, એટલે પછી જેને "જ્ઞાનતંતુનું પવિત્રીકરણ' કહેવામાં આવે છે, તેનો આચાર્યના મત પ્રમાણે અભ્યાસ કરીને મનુષ્યે તેમાં પ્રવીણ થવું જોઈએ કેટલાકોનું એમ કહેવું છે કે, એ ભાગ રાજયોગનો નથી પરંતુ જ્યારે શંકરાચાર્ય જેવા મહાત્માઓ એનું પ્રતિપાદન કરે છે, ત્યારે મારે પણ એનો ઉલ્લેખ કરવો જ જોઈએ અર્થાત્ હું અહીં તેમની શ્વેતાશ્વતર ઉપનિષદ્‌ની ટીકામાંથી કેટલીક માહિતી આપીશ 'પ્રાણાયામથી મનનો મળ નષ્ટ થતાં તે શુદ્ધ પવિત્ર થાય, એ બ્રહ્મમાં સ્થિરતા પામે છે એટલા માટે પ્રાણાયામ પ્રથમ માર્ગદર્શક છે પ્રથમ જ્ઞાનતંતુ શુદ્ધ કરવા, એટલે પ્રાણાયામનો અભ્યાસ કરવાની શક્તિ અંગમાં આવે છે નાસિકાના જમણા શ્વાસદ્વારને અંગૂઠાથી દબાવીને પોતાની શક્તિ પ્રમાણે ડાબા શ્વાસદ્વારને વાયુથી ભરવું અને ત્યાર પછી વચમાં ચિંતન ન કરતાં ડાબા શ્વાસદ્વારને બંધ કરીને જમણામાંથી શ્વાસ છોડી દેવો પાછો નાસિકાના જમણા દ્વારમાંથી શ્વાસ લઈને પોતાની શક્તિ પ્રમાણે ડાબા દ્વારમાંથી તેને મુક્ત કરવો એ અભ્યાસ દિવસમાં ત્રણ ચાર કે પાંચવાર કરવો સૂર્યોદયથી પ્રથમ, મધ્યાહ્નકાળે, સાયંકાળે અને મધ્યરાત્રે એ અભ્યાસ કરવો એ પ્રમાણે પંદર દિવસ કે એક માસ પર્યન્ત અભ્યાસ કરવાથી જ્ઞાનતંતુઓની શુદ્ધિ થઈ જાય છે ત્યાર પછી પ્રાણાયામનો પ્રારંભ કરવો" એ પ્રમાણે શંકરાચાર્યનો અભિપ્રાય છે

એમાં અભ્યાસની જ મોટી આવશ્યકતા છે આપ મારા સમક્ષ બેસીને રોજ એક એક કલાક ભાષણ સાંભળ્યા કરો પણ જો અભ્યાસ ન કરો, તો આપને એનું લેશ માત્ર પણ જ્ઞાન થાય એવો સંભવ નથી એની પ્રાપ્તિનો સઘળો આધાર માત્ર અભ્યાસપર જ અવલંબી રહેલો છે એનો અનુભવ થયા વિના તમારાથી એમાંની એક વાત પણ સમજી શકાય તેમ નથી. યોગપ્રાપ્તિ કરવી હોય, તો એ વાતો પોતે જ સમજવી જોઈએ અને પોતે જ એનો અનુભવ લેવો જોઈએ બીજાઓનાં ભાષણો અને ઉપપત્તિઓ સાંભળવાથી કશું પણ વળવાનું નથી અભ્યાસમાં અનેક વિઘ્નો આવીને ઉપસ્થિત થાય છે પ્રથમ વિઘ્ન તો શરીરની આરોગ્યતાનો અભાવ શરીર જો યોગ્ય સ્થિતિમાં ન હોય તો અભ્યાસની પરિસમાપ્તિ થઈ નથી શકતી. એટલા માટે અભ્યાસકર્તાએ પ્રથમ પોતાના શરીરને આરોગ્ય અવસ્થામાં રાખવું જોઈએ પોતાના ખાવા પીવા વિશે અને પોતાનાં કર્મો વિશે તેણે ઘણી જ ચિન્તા અને સંભાળ રાખવી જોઈએ શરીરને મજબૂત—દૃઢ—બળવાન્ રાખવું અને ક્રિશ્ચિયનો જેને ક્રિશ્ચિયન્સાયન્સના નામથી ઓળખે છે, તે તરફ મનનું વલણ

રાખવું. શરીર જ સર્વસ્વ છે-તેથી પર કાંઇ પણ નથી. પરંતુ એ ભૂલી જવું ન જોઇએ કે, આરોગ્યતાને પરિપૂર્ણ કરવી, એ માત્ર એક સાધન છે; સર્વસ્વ એ નથી. અર્થાત્ આરોગ્યતાને જ જોઇ ઇતિશ્રી માનવામાં આવે, તો તો મનુષ્ય પશુ સમાન જ બની જાય. કારણકે, મનુષ્યો કરતાં બહુધા પશુઓમાં આરોગ્યતા વધારે પ્રમાણમાં જોવામાં આવે છે. આરોગ્યતાવાળાં ન હોય, એવાં પશુઓ ક્વચિત્ અને વિરલાં જ મળી આવે છે.

બીજું વિઘ્ન સંશય છે. જે જે વસ્તુઓને આપણે જોઇ નથી શકતા, તે વિશે આપણા મનમાં સંશય ઉત્પન્ન થાય છે. મનુષ્યો જો કે બોલવાનો પ્રયત્ન તો કરે છે જ, પરંતુ માત્ર શબ્દપાંડિત્યથી જ તેમનું કાર્ય સિદ્ધ થઇ શકતું નથી. એ જ કારણને લીધે અમુક વિષયમાં સત્યતા છે કિંવા નહિ, એવો ઘણીકવાર આપણા મનમાં સંશય ઉત્પન્ન થાય છે. કેટલીકવાર તો આપણામાંના કેટલાક જ્ઞાની પુરુષો પણ મહાન્ સંશયમાં પડી જાય છે. પરંતુ થોડા દિવસના અભ્યાસથી જ અનુભવનું દર્શન થાય છે અને તેટલો અનુભવ આપણી આશા અને આપણા ધૈર્ય માટે પૂરતો થઈ પડે છે. યોગશાસ્ત્રનો એક ટીકાકાર કહે છે કે, "માત્ર એક જ બાબતનો થોડો કે ઘણો અનુભવ મળ્યો, એટલે તે યોગશાસ્ત્રના અભ્યાસમાં વિશ્વાસ ઉત્પન્ન કરાવવાને માટે પૂર્ણ શક્તિમાન્ થઇ શકે છે." ઉદાહરણાર્થ.-કેટલાક માસ પર્યન્ત શિક્ષણ લેવાથી અને અભ્યાસ કરવાથી મનુષ્ય બીજાના મનના વિચારો પોતે વ્યક્ત કરી શકે છે; અને તે જાણે પોતાનાં નેત્રો સમક્ષ આવીને મૂર્તિમંત ઉભા રહ્યા હોયની, એવો જ તેને ભાસ થવા માંડે છે. આપણે જો મનની એકાગ્રતા કરીએ અને એના પ્રયત્નમાં પડીએ, તો કદાચિત્ ઘણા જ દૂર અંતરે બોલાયલું પણ આપણે સાંભળી શકીએ છીએ, એવા અનુભવો ગમે તો થોડી સંખ્યામાં કે થોડા પ્રમાણમાં થાય, તો પણ તે આપણામાં વિશ્વાસ, નિશ્ચય અને આશા ઉપજાવવાને પૂરતા થઈ પડે છે. ઉદાહરણાર્થ:-આપણે જો આપણા વિચારોની આપણી નાસિકાના અગ્ર ભાગે એકાગ્રતા કરીએ, તો થોડા જ દિવસોમાં આપણને એક પ્રકારનો સુગંધ-ઉત્તમ સુગંધ-આવવા માંડે છે અને એથી આપણો નિશ્ચય થઈ જાય છે કે, દૃશ્ય પદાર્થોના સંયોગો વિના પ્રાપ્ત થનારુ એક વિલક્ષણ જ્ઞાન આપણને એથી મળે છે; એમ થવા છતાં પણ સદા સર્વદા એ તો ભૂલવાનું નથી જ કે, એ માત્ર એક સાધન છે-અથવા એવા અનુભવો તે સાધનો છે. એ શિક્ષણની દિશા, નિર્ધારિત સ્થાન અને ફળ, તે આત્માની મુક્તતા-સૃષ્ટિમાંની પરિપૂર્ણ સત્તા જ છે. એ સ્થાને જ એનું પર્યવસાન થવું જોઇએ. આપણે વિશ્વ બની જવાનું નથી, કિન્તુ વિશ્વના સ્વામી થવાનું છે. દેહ અથવા મન આપણો સ્વામી નથી અને એ પણ આપણે સ્મરણમાં રાખવું જોઇએ કે, "શરીર આપણું છે, કાંઈ આપણે શરીરના નથી."

એક વેળાએ એક રાક્ષસ અને એક દેવ મળીને આત્મસ્વરૂપને જાણવા માટે એક ગુરુ પાસે ગયા અને તેમણે ગુરુને ત્યાં દીર્ઘકાળ પર્યન્ત અભ્યાસ કર્યો. અંતે તે તત્ત્વવેત્તાએ તેમને કહ્યું કે, "તમે જેનો શોધ કરો છો, તે તત્ત્વ તમે પોતે જ છો." એટલે તે બન્નેનો એવો નિશ્ચય થયો કે, "આપણાં શરીરો જ સત્ય આત્મસ્વરૂપો છે. હવે આપણને સર્વસ્વ પ્રાપ્ત થઇ ચૂક્યું." એમ જાણી પાછા જઇને તેઓ પોતાના સહવાસી જનોને કહેવા લાગ્યા કે, "જે કાંઇપણ શીખવાનું હતું, તે બધું અમે શીખી આવ્યા છીએ. ખાવું, પીવું અને મોજ કરવી એ જ આપણું કર્તવ્ય છે. આપણે પોતે જ પરમેશ્વર છીએ. આપણાથી પર બીજું કોઇ પણ નથી." રાક્ષસનો સ્વભાવ જંગલી અને અજ્ઞાનથી ભરેલો હતો. એટલે તેણે તો પાછળથી પણ કાંઇએ વિચાર કર્યો નહિ. "હું પોતે જ પરમેશ્વર છું" એવો તેણે નિશ્ચય કરી લીધો. એટલે કે, "હું શરીર છું." એવી તેની માનીનતા હતી. પરંતુ દેવ શુદ્ધ અંતઃકરણનો હતો. તેના વિચારમાં પણ જે પ્રથમ ભૂલ થઇ તે એ હતી કે, "હું–આ મારું શરીર બ્રહ્મ છે અને તેટલા માટે તેને બલવાન અને નીરોગી રાખવું જોઇએ. તેને સારી રીતે સજાવવું જોઇએ અને તેને નાના પ્રકારના વૈભવોનો આસ્વાદ ચખાડવો જોઇએ" એવી તેની ભાવના થયેલી હતી. પણ થોડા જ દિવસ ગયા કે તેના મનમાં એક કલ્પના આવી, અને તે એ હતી કે, "અમારા તત્ત્વવેત્તા ગુરુના ઉપદેશનો આવો ભાવાર્થ હોવો ન જોઇએ. એમાં કાંઇ પણ વિશેષ રહસ્ય હોવું જોઇએ." એવો વિચાર કરીને તે પાછો ગુરુ પાસે ગયો અને તેને વિનતિ કરીને કહેવા લાગ્યો કે, "મહારાજ ! શરીર જ પરમાત્મા છે, એવું આપે અમને શિક્ષણ આપ્યું હતું કે શું ? જો એમ હોય, તો શરીરનો તો મૃત્યુથી નાશ થાય છે, એ હું પ્રત્યક્ષ જોયા કરું છું અને પરમેશ્વરને તો કોઇ કાળે મરણની ભીતિ હોતી નથી. ત્યારે એનું રહસ્ય શું છે, તે કૃપા કરીને સમજાવો!" એનો ગુરુએ ઉત્તર આપ્યું કે, "સારી રીતે શોધ કરી જો–એટલે તે મરણની ભીતિ રહિત પણ તું જ છે, એવો તારો નિશ્ચય થશે." એટલે તે દેવનો એવો અભિપ્રાય થયો કે, "ગુરુએ જે કહ્યું તેનો અર્થ, દેહને ચલાવનારી જીવન–શક્તિ, થતો હશે." પણ એનો પણ થોડોક કાળ થતાં પાછો તેના મનમાં સંશય આવ્યો કે, "આપણે ખાઇએ છીએ એટલે જીવન શક્તિ બલવતી થાય છે અને ઉપોષણ કરવાથી તે ક્ષીણ થઇ જાય છે." એટલે પાછો તે ગુરુચરણમાં ગયો અને પ્રાર્થના કરી કે, "આપ જીવનશક્તિને તો પરમેશ્વર નથી કહેતા ને ?" ગુરુએ માત્ર એટલું જ ઉત્તર આપ્યું કે, "પોતા વિશેનો વિચાર પણ તું પોતે જ કર. સર્વસ્વ તું પોતે જ છે." દેવ ગયો અને પાછો તેણે વિચાર કર્યો કે, "એનો મન અર્થ થતો હશે. કદાચિત્ મન જ પરમેશ્વર હશે." એ વિચારને પણ કેટલાક દિવસ નીકળી

ગયા અને ત્યાર પછી તેના ધ્યાનમાં આવ્યું કે, " વિચારો નાના પ્રકારના હોય છે. ઘડીમાં સારા વિચારો આવે છે તો ઘડીમાં બદલાઈને તે ખરાબ થઈ જાય છે. વળી મન પોતે ઘણુંજ ચંચલ છે, માટે તે પરમેશ્વર કેવી રીતે થઈ શકે ?" એવા વિચારથી પાછો તે ગુરુના આશ્રમમાં આવીને તેને કહેવા લાગ્યો કે, "મહારાજ મન જ પરમેશ્વર હોય, એવો તો મારો નિશ્ચય નથી થતો. શું આપનો એવો અભિપ્રાય છે?" ગુરુએ કહ્યું, "ના ના! તું પોતે જ તે છે, તું તારા પોતા વિશેજ વિચાર કર, એટલે થયું." દેવ પાછો ગયો અને અંતે તેના જાણવામાં આવ્યું કે, "સર્વ વિચારોથી જે પર છે, તે હું છું અને તે જ પરમેશ્વર. જેનો જન્મ* પણ નથી અને જેનું મૃત્યુ પણ નથી, તલવારથી જેના કકડા થતા નથી, અગ્નિ જેને બાળી શકતો નથી;† વાયુ જેને સૂકવી શકતો નથી અને પાણી જેનું દ્રવીભૂતત્વ (પ્રવાહીપણું) કરી શકતું નથી; જે આદિ, અજ, અચલ, અસ્પર્શ, સર્વજ્ઞ અને સર્વશક્તિમાન્ છે, તે મન પણ નથી અને શરીર પણ નથી; તે તો એ સર્વથી પર છે." એ નિશ્ચયથી તેને ઘણો જ સંતોષ થયો અને રાક્ષસ બિચારો દેહાભિમાની હોવાથી અંતપર્યન્ત કશું પણ જાણી શક્યો નહિ.

એવા આસુરી સ્વભાવના લોકો આ જગતમાં પુષ્કળ હોય છે. પરતુ કેટલાક મનુષ્યો દૈવી સ્વભાવના પણ હોય છે ખરા. કોઈ મનુષ્ય જ્ઞાનસામર્થ્યની વૃદ્ધિ કરવા માટે કોઈ શાસ્ત્રનું શિક્ષણ આપવાની ઇચ્છા કરે, તો તેવાં હજારો શિક્ષણો તેને તૈયાર મળી આવશે. પણ જો કોઈ મનુષ્યજાતિને તે મહત્તત્ત્વ દેખાડવાની ઇચ્છા કરે, તો તે મનુષ્યજાતિ તેની પરવા કરશે નહિ. ઉચ્ચ સ્થિતિએ પહોંચવા જેટલું સામર્થ્ય થોડાઓમાં જ હોય છે અને તે પ્રાપ્ત કરવા જેટલું ધૈર્ય તો વળી ઘણા જ થોડાઓમાં જોવામાં આવે છે. હજારો વર્ષ જીવતા રહ્યા, તો પણ પરિણામ એક જ આવવાનું, એ તત્ત્વને જાણનારા પણ ઘણા જ અલ્પસંખ્ય હોય છે. જે શક્તિઓ એકત્ર ધારણ કરેલી હોય છે, તે નીકળી ગઈ એટલે શરીરનો પાત થવાનો જ. એક ક્ષણ માત્ર પણ પોતાના શરીરના ચલનવલનના વ્યાપારને સર્વથા બંધ પાડી શકે, એવો એક પણ મનુષ્ય આજ દિવસ સુધીમાં જન્મ્યો નથી. વિકારબાળાનું જ બીજું નામ શરીર છે. નદીમાં જેવી રીતે આપણા સમક્ષ પાણીના તરંગો બદલાય છે અને નવા ઉત્પન્ન થાય છે—છતાં પણ આકાર તો તેનો તે જ હોય છે—જરાપણ

---

* " न जायते म्रियते वा कदाचिन्नायं भूत्वा भविता वा न भूयः" ॥

† " नैनं छिन्दन्ति शस्त्राणि नैनं दहति पावकः।
न चैनं क्लेदयन्त्यापो न शोषयति मारुत :"॥ श्रीमद् भगवद्गीता अ. २.

બદલાતો નથી. એવી જ શરીરની* પણ સ્થિતિ છે તથાપિ, શરીર, આપણા ધર્મનું એક ઉત્તમ સાધન છે અને એટલા માટે જ એને નીરોગી અને બળવાન્ બનાવવાની આવશ્યકતા છે.

સમસ્ત બ્રહ્માંડમા મનુષ્ય દેહ અતિશય ઉચ્ચ છે અને મનુષ્ય પ્રાણી સર્વ પ્રાણીઓથી અતિશય શ્રેષ્ઠ પ્રાણી છે. મનુષ્ય સર્વ પ્રાણીઓ કરતા—યક્ષ, ગંધર્વો કરતાં પણ—ઉચ્ચ પ્રકારનો છે મનુષ્યથી મહાન્ કોઈ પણ નથી. મુક્તિ મેળવવા માટે દેવોને પણ પુનઃ આ મૃત્યુલોકમા આવીને નરદેહ ધારણ કરવો પડે છે માત્ર મનુષ્યને જ પરિપૂર્ણતાની પ્રાપ્તિ થાય છે દેવોને પણ એ પરિપૂર્ણતા પ્રાપ્ત થઇ શકતી નથી યહૂદી† લોકો અને મુસલમાન લોકોના મત પ્રમાણે દેવદૂત ઇત્યાદિ સર્વ વસ્તુઓ ઉત્પન્ન કર્યાં પછી પરમેશ્વરે મનુષ્યને નિર્માણ કર્યો, અને દેવદૂતોને તેને નમસ્કાર કરવાની આજ્ઞા કરી તે વેળાએ એક ઇબ્લિસ‡ વિના બીજા બધા દેવદૂતોએ તેને નમસ્કાર કર્યાં. અર્થાત્ ઇબ્લિસ્ તેને નમ્યો નહિ તેથી પરમેશ્વરે તેને શાપ આપ્યો અને તેથી તે શયતાન થયો એટલે ગતકાલીન કથાઓમા પણ, આપણને જે નરજન્મ મળ્યો છે, તે બીજા સર્વ જન્મો કરતા વધારે શ્રેષ્ઠ છે, એ જ તથ્યનુ સ્પષ્ટીકરણ કરેલું છે ક્ષુદ્રજાતિ—પશુઓ બહુધા મતિમંદ હોય છે અને તેમની ઉત્પત્તિ

---

* "આપણા શરીરમાના પરમાણુઓ નિયમિત રીતે શુષ્ક થઇને નષ્ટ થઇ જાય છે, અને આપણા ખાનપાનના યોગે પુનઃ નવીન પરમાણુઓ ઉત્પન્ન થઇને તેમના સ્થાનને પૂરે છે આપણા શરીરમા જેટલું માંસ છે, તે સર્વ શુષ્ક થઇને નષ્ટ થઇ જતા લગભગ એક વર્ષ જેટલો સમય લાગે છે અને સમસ્ત અસ્થિઓનો નાશ આસરે સાત વર્ષ જેટલો લાંબો સમય લે છે"

ડૉક્ટર ડૉલ્ટસ "વિદ્યુન્માનસશાસ્ત્ર"

વ્યાખ્યાન, ૫ મુ

† યહૂદીના નામે જે જાત હિંદુસ્તાનમા ઓળખાય છે, તે જ જાતિ યૂરોપમા "જ્યૂ" ના નામે પ્રસિદ્ધ છે જેસસ્ ક્રાઇસ્ટ્ એ જ જાતિમા જન્મેલો હતો. પરંતુ તે લોકો અત્યારે તેની નિન્દા કરે છે અને ક્રિશ્ચિયન્ લોકો તેને પૂજ્ય માને છે

‡ ઇબ્લિસના શયતાન અઝાઝીલ આદિ બીજા પણ નામો છે એ એક દેવદૂત (ફિરિશ્તો) હતો. એના વિષે મુસલમાન ધર્મશાસ્ત્રના એવો ઉલ્લેખ છે કે, 'શયતાન, તે ખુદાએ અગ્નિમાથી ઉત્પન્ન કરેલા ફિરિશ્તાઓમાનો એક મહાન્ ફિરિશ્તો હતો. એણે ૧૦૦૦૦૦ વર્ષ પર્યન્ત પાક પરવરદિગારની બંદગી કરી હતી અને ત્યાર પછી તેને ફિરિશ્તાઓના સરદારનું પદ આપવામા આવ્યું હતું પરવરદિગારે જ્યારે આદમનું પૂતળું તૈયાર કર્યું, ત્યારે તે પૂતળાને નમન કરવાનો અઝાઝીલને હુકમ કરવામા આવ્યો. પરંતુ અઝાઝીલે નમન કરવાને બદલે આ પ્રમાણે જવાબ આપ્યો, "આતશમાથી પેદા થએલા ફિરિશ્તાએ એક માટીના પૂતળાને શા માટે નમવુ જોઇએ!' એવી નાફરમાનીથી ગુસ્સે થઈ ખુદાએ તેને બિહિશ્ત (સ્વર્ગ) માથી કાઢી મૂક્યો અને તે દિવસથી તે ઇબ્લિસ્ તથા શયતાનના અને બીજા નામોથી ઓળખાવા લાગ્યો."

પ્રાયઃ તામસી પ્રકૃતિમાંથી જ થયેલી હોય છે. પશુઓ મહાન્ મહાન્ અને ગહન વિચારો કરી શકતાં નથી. તેવી જ રીતે દેવો અને ગંધર્વોને પણ નર જન્મ લીધા વિના મુક્તિની પ્રાપ્તિ થતી નથી. લોક સમાજની અતિશય સંપત્તિ કિંવા અતિશય દરિદ્રતા જ આપણી ઉન્નતિના માર્ગમાં વિઘ્નરૂપ થઇ પડે છે. મહા પુરુષો–મહાત્માઓ બહુધા મધ્યમ વર્ગમાં જ ઉત્પન્ન થાય છે. કારણકે, એ વર્ગમાં સર્વ શક્તિઓ એકત્ર થઇને સર્વથા સમતોલ બની રહેલી હોય છે,

હવે પાછા આપણે આપણા મૂળ વિષયને–શ્વાસોચ્છ્વાસપર સત્તા રાખવાના એટલે કે પ્રાણાયામના વિષયને આગળ ચલાવીશું. મનની એકાગ્રતા સાથે એનો શો સંબંધ છે? એવો સાહજિક પ્રશ્ન થવાનો સંભવ છે. એનો ઉત્તર આપણે આપવું જ જોઇએ. તે ઉત્તર એ છે કે, આ દેહરૂપ યંત્રમાં શ્વાસોચ્છ્વાસ તે એક ઉડ્ડાણ ચક્ર છે. મોટાં એંજિનોમાં ઉડ્ડાણ ચક્ર પ્રથમ ફરવા માંડે છે અને ત્યાર પછી તેની ગતિ ધીમે ધીમે બીજાં નાનાં યંત્રોમાં વ્યાપ્ત થાય છે. એવી રીતે યંત્રના કોઇપણ અતિ સૂક્ષ્મ ભાગને પણ તે પોતાની જ ગતિએ પહોંચાડે છે. અથાત્ શ્વાસોચ્છ્વાસ તે એક ઉડ્ડાણ ચક્ર હોઇને શરીરમાંની પ્રત્યેક શક્તિને ગતિ આપવાનું અને તેને નિયમમાં રાખવાનું એ જ એક મુખ્ય સાધન છે.

" એક મોટા રાજાની સભામાં એક પ્રધાન હતો. તેનાપર એક વેળાએ રાજાનો કોપ થયો અને તેથી તેણે તેને એક ઉંચા મીનારાપર–તે મીનારાના શિખરપર લઈ જઇને કેદ કરી રાખવાની આજ્ઞા કરી. એ આજ્ઞાની તત્કાળ બજાવણી કરવામાં આવી અને બિચારો પ્રધાન જઇને મરણના દ્વારમાં બેઠો. તે પ્રધાનની પત્ની ઘણી જ સાધ્વી હતી. તે રાત્રિના સમયે અંધકારમાં તે મીનારા તળે ગઇ અને તેણે પોતાના પતિને પૂછ્યું કે, "મારાથી આપને કાંઇપણ સહાયતા આપી શકાય તેમ છે?" એના ઉત્તરમાં પ્રધાને ઉપરથી જણાવ્યું કે, "તું આવતી કાલે રાત્રે અહીં આવજે અને સાથે એક લોઢાનો આંકડો, એક જાડી સૂતળી, એક દોરીનો ઝુમખો, એક રેશમી દોરી અને એક જીવતી ગોકળગાય તેમ જ થોડુંક મધ લેતી આવજે." સ્ત્રીને તેની એ આજ્ઞાનું ઘણું જ આશ્ચર્ય લાગ્યું. તોપણ તે સુશીલ સ્ત્રીએ પોતાના પતિની એ આજ્ઞા માન્ય કરી અને બીજે દિવસે રાત્રે તે એ સર્વ વસ્તુઓ લઇને મીનારા નીચે આવી પહોંચી. એટલે તેના પતિએ પાછી આજ્ઞા કરી કે, "પ્રથમ રેશમની દોરી ગોકળ ગાયના શરીર સાથે બાંધ અને ત્યાર પછી એ ગોકળગાયના શિંગડાને મધના એક બિંદુનો લેપ કર–મધ ચોપડીને તેનું મુખ મીનારાના શિખર તરફ કરીને તેને છૂટી છોડી દેજે." આજ્ઞા અનુસાર સ્ત્રીએ સર્વ કર્યું અને ગોકળગાયે પણ પોતાની દિશા ધારવા પ્રમાણે જ પકડી. આગળથી મધનો વાસ આવતો હોવાથી તે પોતાને સત્વર જ પ્રાપ્ત

ચરી, એવી લાલસાથી તે ઉંચી ને ઉંચીજ ચડવા લાગી, અને અંતે તે મીનારાના શિખરે જઈ પહોંચી. ત્યાં આવતાંજ તે પ્રધાને તેને પકડી અને તેના શરીરપરથી તે રેશમની દોરી છોડી લીધી. ત્યાર પછી તેણે પોતાની પત્નીને તે રેશમની દોરીને બીજે છેડે એટલે નીચેના ભાગમાં દોરીઓનો જુમખો બાંધવાનો ઇશારો કર્યો અને રેશમની દોરીની સહાયતાથી તેને પણ ઉપર ખેંચી લીધો. પછી તેણે સૂતળી અને લોઢાના આંકડાને પણ ઉપર તાણી લીધાં. એથી અર્થાત્ તેની મુક્તિના માર્ગમાં ઘણીજ સુલભતા થઈ પડી. તે લોઢાના આંકડાને ઉપર ભેરવીને તેના આધારે તે પ્રધાન તે મીનારાપરથી નીચે ઉતર્યો અને જીવ સટોસટના સંકટમાંથી મુક્ત થયો. આ આપણા દેહમાંની શ્વાસોચ્છ્વાસની ક્રિયા તે રેશમની દોરી છે. તેને પકડી, તેને આપણા તાબામાં લઈને જ્ઞાનતંતુના પ્રવાહરૂપ દોરીઓનો જુમખો હાથમા ધરવો અને તે દ્વારા વિચારરૂપી જાડી સૂતળી હસ્તગત કરવી અને અંતે પ્રાણરૂપી આંકડો હાથમાં આવ્યો એટલે આપણે મુક્ત થયા જ. તે ન હોય, તો દોરીઓ બીજા શાના આધારે ટકી શકે?

આપણા શરીરના અંતર્ભાગની આપણને કશીપણ માહિતી હોતી નથી અને તે થાય એવી આશા પણ નથી. ઘણું ઘણું તો કોઇ મડદુ કાપી ચીરી શકાય, કિંવા કોઇ મનુષ્ય જીવતા પશુને કાપી શકે છે અને અંદર શું છે, તે જોઇ શકે છે. પણ એથી પોતાના શરીરના અંતર્ભાગનું કાંઇ પણ જ્ઞાન થતું નથી. એની આપણને ઘણી જ થોડી ખબર હોય છે. એ ખબર નથી હોતી, એનું કારણ એ છેકે, અંતઃકરણમાં ચાલતી અત્યંત સૂક્ષ્મ ગતિઓનું ગ્રહણ કરીને તેના ભેદોને સમજવા જેટલી આપણી સૂક્ષ્મ દૃષ્ટિ થયેલી નથી હોતી. આપણે માત્ર એટલું જ જાણીએ છીએ કે, એ ગતિ એટલે મન છે. તે શરીરમાં પ્રવેશ કરે છે અને તે અત્યંત સૂક્ષ્મ હોય છે. એ સૂક્ષ્મ જ્ઞાન મેળવવા માટેનો પ્રયત્ન આપણે જડ જ્ઞાનથીજ આરંભીએ છીએ. એટલા માટે સર્વ યન્ત્રોને ચાલૂ રાખનારી શક્તિમા જ આપણે હાથ નાખવો જોઇએ. એ શક્તિ એટલે પ્રાણ અને એ પ્રાણનું સર્વથા સ્પષ્ટ અને વ્યક્ત સ્વરૂપ તે શ્વાસોચ્છ્વાસ. એ શ્વાસોચ્છ્વાસ સાથે આપણે ધીમે ધીમે શરીરમા પ્રવેશ કરીએ છીએ અને એ પ્રવેશ આપણને એ સૂક્ષ્મ શક્તિનું જ્ઞાન કરાવી દેવાને પૂર્ણ થઇ પડે છે. સર્વ શરીરમાં જ્ઞાનરસનો પ્રવાહ કેવી રીતે રમ્યા કરે છે, એ જેટલું સત્વર આપણે જાણી શકીએ છીએ, તેટલું જ સત્વર આપણને તેનું જ્ઞાન પ્રાપ્ત થાય છે અને ત્યાર પછી આપણે તેનાપર અને શરીરપર પણ સત્તા ચલાવી શકીએ છીએ. એ જ્ઞાનરસના ભિન્નભિન્ન પ્રવાહોના બળથી મનને પણ ગતિ આપી શકાય છે. એટલે કે અતે આપણે મન અને શરીરપર અધિકાર ચલાવવા અને તેમને પોતાના સેવકો બનાવવા જેટલી શક્તિ–સ્થિતિને પહોંચી શકીએ છીએ. જ્ઞાન પણ

એક શક્તિ જ છે; અને તે આપણે મેળવવાની હોય છે. એટલા માટે જ આપણે એની પ્રાપ્તિ માટે પ્રાણાયામ-પ્રાણોને તાબામાં રાખવાનાં કાર્ય-થી જ પ્રયત્ન આરંભવો જોઇએ. પ્રાણાયામનો વિષય ઘણો જ મહાન્ વિસ્તારવાળો છે. એટલામાટે તેનું પૂર્ણતાથી સ્પષ્ટીકરણ કરવા માટે એક જૂદો ગ્રંથ જ લખવો જોઇએ, તો જ તેની સ્પષ્ટતા થઇ શકવાનો સંભવ છે. માટે આપણે પણ પ્રકરણ પ્રકરણથી જ તેનો વિચાર કરીશું.

શરીરની હીલચાલો કઇ શક્તિના યોગે થાય છે અને પ્રત્યેક હીલચાલનું કારણ શું છે, એ સર્વ હવે આપણે ધીમેધીમે જોઇએ. એ સર્વ વાતો આપણે જાણી તો શકીશું જ; પરંતુ તેમાં અભ્યાસની આવશ્યકતા છે. અભ્યાસથી જ એમનો અનુભવ થાય છે. હું અત્યારે ગમે તેટલાં કારણો બતાવું, પણ તમારી પોતાની ખાત્રી થયા વિના તેમાં તમારો વિશ્વાસ જામશે નહિ. એ પ્રવાહની ગતિના અસ્તિત્વને તમે જ્યારે પ્રત્યક્ષ જોઇ શકશો, તે વેળાએ તમારા સર્વ સંશયોનો નાશ થશે. પરંતુ એનો પ્રતિદિન પ્રયત્નપૂર્વક અભ્યાસ કરવો જોઇએ. દિવસમાં ઓછામાં ઓછો બે વાર તો અભ્યાસ કરવો જ જોઇએ અને અભ્યાસ કરવાની ઉત્તમ વેળા પ્રભાત અને સંધ્યાકાળની છે. રાત્રિનો અંત થઇને દિવસનો ઉદય થાય છે અને દિવસની સમાપ્તિ થઇને રાત્રિનો આરંભ થાય છે. એ સમયો સ્વાભાવિક જ શાંતિપૂર્ણ હોય છે; ને એ સમયના સ્વભાવ અનુસાર આપણા અંગમાં પણ શાંતિનો નિવાસ થાય છે. એ સ્વાભાવિક શાંતિમય સમયનો લાભ લઇને એ જ વેળાએ મનુષ્યે અભ્યાસના કાર્યમાં પ્રવૃત્ત થવું જોઇએ. અભ્યાસ કર્યાં વિના કાંઇ પણ ન ખાવાનો નિયમ કરવો, એટલે ક્ષુધાનો વેગ તમારા સર્વ આલસ્યને ઉડાવી દેશે. હિન્દુસ્તાનમાં એ પ્રાણાયામનો અભ્યાસ કર્યા વિના અને પૂજા ઇત્યાદિની સમાપ્તિ થયા વિના કાંઇ પણ ખાવું નહિ, એવું બાળકોને શિક્ષણ આપવામાં આવેલું હોય છે. એ શિક્ષણ પ્રમાણે ચાલતાં કેટલાક કાળ પછી તે બાળકની પણ એમાં પ્રવૃત્તિ થઇ જાય છે; અને સ્નાન, ધ્યાન અને પૂજા કરી લેવા પહેલાં તેને ક્ષુધાની લાગણી થતી જ નથી.

આ અભ્યાસ માટે જો કોઇ એકાંત ઓરડી હોય અને તે મળી શક્તી હોય તો તો ઘણું જ સારું. એ ઓરડીમાં કોઇએ પણ નિદ્રાદેવીની ઉપાસના કરવી ન જોઇએ. અને સર્વથા શુદ્ધ રાખવી. સ્નાન કર્યાં વિના અને મન તથા દેહને શુદ્ધ કર્યાં વિના એ ઓરડીમાં પગ પણ મૂકવો નહિ. એ ઓરડીમાં નિત્ય નવાં નવાં પુષ્પો ભરી રાખવાં. આસપાસ પુષ્પો હોય, તો તે યોગી માટે ઘણા જ લાભકારક થઇ પડે છે. તેની જ રીતે ત્યાં ભીંતે ઉત્તમ ઉત્તમ છબીઓ પણ લટકાવવી સારી છે. સવાર અને સાંઝ ત્યાં લોબાન બાળવું. એ ઓરડીમાં કલહ, કોપ અને વિકારોત્પાદક વિચારોનો પ્રવેશ થવા દેવો નહિ. પોતાના જેવા જે

જેના પવિત્ર વિચારો હોય, તેવા મનુષ્યને જ એ ઓરડીમાં પ્રવેશ કરવા દેવો—બીજાને નહિ. એમ કરવાથી રહેતાં રહેતાં એ ઓરડીનો વાયુ પણ પવિત્રતાથી પરિપૂર્ણ વ્યાપ્ત થઇ જાય છે અને તેથી જ્યારે પણ મનમાં ઉદાસીનતા થાય, હૃદયમાં દુઃખ થાય, ચિત્ત સંશયમાં પડી જાય અથવા તેમાં વિક્ષોભનો ઉદ્‌ભવ થાય, તો તેવા સમયે એ ઓરડીમાં જવાથી મનુષ્યને અવશ્ય શાંતિ મળી શકે છે. દેવાલયો અને મઠ તથા આશ્રમ ઇત્યાદિનો હેતુ પણ એ શાંતિ આપવાનો જ છે. કેટલાક દેવાલયોમાં અદ્યાપિ એનો અનુભવ દૃષ્ટિગોચર થાય છે. છતાં પણ ઘણાક લોકોના મનમાંથી એ કલ્પનાનો સર્વથા નાશ થએલો છે. એવી રીતિથી એટલે કે, વાતાવરણને પવિત્ર રાખવાથી તે સર્વ સ્થાન દિવ્ય થઇ જાય છે. જેમને એવી સ્વતંત્ર ઓરડી મળવાનો સંભવ ન હોય, તેઓ ગમે ત્યાં પોતાનો અભ્યાસ કરી શકે તેમ છે. સરળ રેખાત્મક મુદ્રાથી—સીધું—બેસવું અને ત્યાર પછી સર્વ સૃષ્ટ પદાર્થોમાં પવિત્ર વિચારોનો પ્રવાહ છોડવો* મનમાં એવો જપ કરવો કે, "સર્વ પ્રાણી માત્રને સુખ મળો, પ્રત્યેક પ્રાણીને શાંતિ હો અને સર્વ પ્રાણીઓ આનંદમાં વસો!" પૂર્વ, પશ્ચિમ, ઉત્તર અને દક્ષિણ એ ચારે દિશામાં એવો જ ભાવ ધરવો એ ઇચ્છા જેટલી અધિક રાખવામાં આવે છે, તેટલી જ આપણને અધિક સુખપ્રાપ્તિ થાય છે બીજાની આરોગ્યતામાટે આપણા મનમાં જેટલી વિશેષ ભાવના થાય છે, તેટલી જ આપણા પોતાના અંગમાં વધારે આરોગ્યતા આવવા માડે છે અને બીજાઓ સુખી હોય, એવી ધારણાથી આપણે પોતે જ સુખી થવા માંડીએ છીએ એ ઇચ્છા, તે જ સુખી થવાનો સર્વોત્કૃષ્ટ ઉપાય છે. એ ઉપાય સાધ્ય થયો એટલે જે કોઇ પણ પરમેશ્વરમાં વિશ્વાસ રાખતો હોય, તેણે પ્રાર્થના કરવી; પણ તે પ્રાર્થના ધન, આરોગ્ય કિંવા સ્વર્ગપ્રાપ્ત થવામાટેની જ હોવી જોઇએ નહિ, કિન્તુ કેવળ જ્ઞાન અને પ્રકાશ પ્રાપ્ત થવામાટેની જ હોવી જોઇએ. એના વિના જે અન્ય પ્રાર્થનાઓ છે, તે બધી સ્વાર્થમય જ હોવાની. ત્યાર પછી પોતાના શરીરનો વિચાર કરવો, એ દ્વિતીય કાર્ય છે. કારણકે, શરીર આપણા પાસેનું એક ઉત્તમ સાધન છે, અને એટલામાટે એને બળવાન્ અને નીરોગી રાખવાના હેતુથી મનમાં એવી ભાવના કરવી કે†" મારું શરીર વજ્ર સમાન છે

* એનું સ્પષ્ટીકરણ એની પછીના વાક્યમાં કરેલું છે

† "તમે પ્રતિદિન "મારા દંડ વળદાર થાય, મારી છાતી મજબૂત થાય," એવી મનમાં દૃઢતર ઇચ્છા રાખીને દરરોજ પોતાના દંડ અને છાતીને અમથા પણ જોતા રહેશો, તો એથી પણ માત્ર થોડા જ દિવસમાં તમારા દંડો અને છાતીમાં તફાવત પડ્યા વિના રહેવાનો નથી. મનની એકાગ્રતાનું એવું પરિણામ—ફળ—થાય છે"

અદ્વિતીય મલ્લ મી॰ સેન્ડો.
(Sandow's strength and How to obtain it.)

અને એની સહાયતાથી મારે જન્મસાગર તરી જવાનો છે." અશક્તિથી કોઇ કાળે પણ મુક્તિ મળી શકતી નથી, માટે મનના દૌર્બલ્યનો અવશ્ય નાશ કરવો જ જોઇએ. પોતાના શરીરને કહેવું કે, "તું બલવાન્ છે." મનને કહેવું કે, "તું દૃઢ નિશ્ચયી છે." અને પોતાના મનમાં દૃઢતર આશા અને અચલ વિશ્વાસ સદા સર્વદા કાયમ રાખવાં.

## પ્રકરણ ત્રીજું

### પ્રાણ

કેટલાક લોકોનો એવો અભિપ્રાય થઇ ગયેલો છે કે, પ્રાણ, તે શ્વાસોચ્છ્વાસોનો જ કોઇએક ભેદ છે. પણ એમ ધારવામાં તેમની ભૂલ છે. જો શ્વાસોચ્છ્વાસ સાથે પ્રાણનો કાંઇપણ સંબંધ હોય, તો તે ઘણો જ થોડો હોવો જોઇએ. સત્ય પ્રાણાયામ પર્યન્ત પહોંચવાના જે અનેક માર્ગો છે, તેમાંનો શ્વાસોચ્છ્વાસ પણ એક માર્ગ છે. પ્રાણાયામ, એટલે પ્રાણોપર સત્તા ચલાવવી અથવા તો પ્રાણને પોતાના તાબામાં લાવવા. ભરતખંડના તત્ત્વજ્ઞાનીઓના મત પ્રમાણે આ સમગ્ર બ્રહ્માંડ માત્ર બેજ તત્ત્વોનું બનેલું છે. એમાંના એક તત્ત્વને **આકાશ** નામથી ઓળખવામાં આવે છે. આકાશ સર્વવ્યાપક છે અને તે દૃશ્ય સર્વ પદાર્થોમાં પ્રવેશ કરીને રહેલું છે. આકારને પામેલી પ્રત્યેક વસ્તુ એ આકાશની જ બનેલી છે. હવા, પાતળા પદાર્થો અને ઘન પદાર્થો ઇત્યાદિ સર્વ આકાશની જ બનાવટ છે. સૂર્ય, પૃથ્વી, ચન્દ્ર, તારા અને ધૂમકેતુ એ સર્વ આકાશની જ કૃતિઓ છે. પ્રત્યેક જડ પદાર્થ, પાણી અને વનસ્પતિ, પ્રત્યેક દૃષ્ટિગોચર થનારા આકારો, પ્રત્યેક જ્ઞાન થવા જેવા પદાર્થો કિંબહુના અસ્તિત્વવાળી પ્રત્યેક વસ્તુ, એ આકાશમાંથી જ બને છે. આકાશ પોતે દૃષ્ટિગોચર થઇ શકતું નથી. તે એટલું બધું સૂક્ષ્મ છે કે, તેને જો **સર્વસંજ્ઞાતીત*** નામ આપીએ, તોપણ ચાલી શકે તેમ છે. આકાશ જે વેળાએ ઘન થાય છે–તે આકાર ધારણ કરે છે, તે ક્ષણે જ દૃગ્ગોચર થાય છે. સૃષ્ટિ નિર્માણ થવા પહેલાં માત્ર આકાશનું જ અસ્તિત્વ હોય છે; અને પ્રલયકાળની વેળાએ ઘન પદાર્થો, સૂક્ષ્મ પદાર્થો અને સર્વ વાયુઓ ઇત્યાદિ સર્વ પુનઃ એ આકાશમાં જ પીગળી જાય છે અને પુનઃ નવીન સૃષ્ટિની ઉત્પત્તિ પણ આકાશમાંથી જ થાય છે.

આકાશમાંથી આ સમસ્ત બ્રહ્માંડની કયા સામર્થ્યવડે ઉત્પત્તિ થાય છે? પ્રાણના સામર્થ્યવડે. આકાશ જેવી રીતે મૂળ, સર્વવ્યાપી અને બ્રહ્માંડના ઘટકાવયવરૂપ છે, તેવી જ

* નામવિરહિત–શબ્દથી પર.

રીતે પ્રાણુ પણ મૂળ, સર્વવ્યાપી અને આ બ્રહ્માંડને ઉત્પન્ન કરનારું શક્તિતત્ત્વ છે. સૃષ્ટિનિર્માણ થવાના સમયે અને લીન થતી વેળાએ પ્રત્યેક વસ્તુ આકાશરૂપ થઈ જાય છે અને સમગ્ર બ્રહ્માંડમાં ચાલી રહેલી સર્વ શક્તિઓનો પુનઃ પ્રાણમાં લય થાય છે અને દ્વિતીય કલ્પના આરમ્ભકાળમાં આપણે (અમે) જેને ચેતના અથવા શક્તિ નામથી ઓળખાએ છીએ, તેની ઉત્પત્તિ એ પ્રાણુમાંથીજ થાય છે. ચૈતન્યની જે જે ક્રિયાઓ છે, તે સર્વ પ્રાણુ સમજી લેવા. પૃથ્વીનું આકર્ષણ કરવું અને લોહચુંબકમાં આકર્ષકશક્તિ ઉત્પન્ન કરવી, એ પણ પ્રાણુનાજ કૃત્યો (સ્વરૂપો) છે. શરીરનું ચલનવલન, જ્ઞાનતંતુનો પ્રવાહ અને વિચારશક્તિ ઇત્યાદિની ઉત્પત્તિ થવી, એનું નામ પણ પ્રાણુ જ છે. વિચારથી લઇને ઠેઠ નીચેના શારીરિક ચલન વલન પર્યન્તની જે કૃતિઓ છે, તે સર્વ પ્રાણુની જ છે. બ્રહ્માંડમાંની યચ્ચયાવત માનસિક કિંવા શારીરિક શક્તિઓ પુનઃ જ્યારે મૂળ સ્વરૂપમાં લય પામે છે, તે વેળાએ તેમને પ્રાણુ કહેવામાં આવે છે. " જે વેળાએ ભાવ પણ હોતો નથી અને અભાવ પણ હોતો નથી, અંધકાર જ અંધકારને આચ્છાદિત કરી રહેલો હોય છે, તે વેળાએ શાનું અસ્તિત્વ હોય છે ?" એવો પ્રશ્ન થાય, તો "માત્ર અચલ આકાશનું જ અસ્તિત્વ હોય છે," એ તેનું ઉત્તર છે. પ્રાણુના વ્યક્ત સ્વરૂપનો લય થાય છે, પરન્તુ તેના અસ્તિત્વનો નાશ થતો નથી. જે સર્વ પ્રકારની શક્તિઓ બ્રહ્માંડમાં પ્રકટ થયેલી દેખાય છે, તે અર્વાચીન શાસ્ત્ર પ્રમાણે ન્યૂન કે અધિક થતી નથી. એક કલ્પની સમાપ્તિ થઇ કે, ત્વરિત જ સર્વ શક્તિઓ એવી રીતે લય પામીને સ્તબ્ધ થઈ જાય છે અને બીજા કલ્પના આરંભમાં તે પુનઃ જાગૃત થઇને આકાશને ચેતવે છે અને તેથી જ આકાશમાંથી આ નાના પ્રકારના આકારો ઉત્પન્ન થાય છે. જેવી રીતે આકાશનું રૂપાન્તર થાય છે, તેવી જ રીતે પ્રાણુનું પણ રૂપાંતર થાય છે અને તેથી જ આ સર્વ શક્તિઓનાં સ્વરૂપો વ્યક્ત થાય છે. એવી રીતે જ્ઞાન મેળવવું અને તેનાપર સત્તા ચલાવવી એટલું જ કાર્ય વાસ્તવિક રીતે પ્રાણાયામથી સાધવાનું હોય છે.

પ્રાણાયામના યોગે જ અપરિમિત સામર્થ્યનાં દ્વાર આપણા માટે ખુલ્લાં થઇ જાય છે. ઉદાહરણાર્થ-ધારો કે એક મનુષ્ય પ્રાણુને સારી રીતે જાણી ચૂક્યો છે અને તેપર તે પરિપૂર્ણ સત્તા પણ ચલાવી શકે છે. ત્યારે કહો કે, વિશ્વમાં એવી બીજી કઇ વસ્તુ છે કે, જે તેના તાબામાં આવી ન શકે ? તે જો ધારે, તો સૂર્ય અને તારાને પણ પોતાના સ્થાનથી ચલિત કરી નાખે. બ્રહ્માંડમાંના એક સૂક્ષ્મથી સૂક્ષ્મ પરમાણુથી લઇને ઠેઠ સૂર્ય જેવા પ્રચંડ પદાર્થપર પણ તે પોતાની સત્તા ચલાવી શકે એમ છે. કારણકે, તેનામાં પ્રાણુપર સત્તા ચલાવવાનું સામર્થ્ય આવી ગયેલું છે. પ્રાણાયામનો ઉદ્દેશ અને ફળ એ જ છે. યોગી પૂર્ણાવસ્થાએ પહોંચ્યો, એટલે તેના તાબામાં ન હોય, એવી એક પણ વસ્તુ આપણને મળી

શકશે નહિ. જો તે દેવોને પણ આવવાની આજ્ઞા કરે, તો દેવો પણ આવીને હાજર થાય છે અને મનુષ્યોને ફરમાન કરે તો તેઓ પણ આવી હાથ જોડીને ઉભા રહે છે. સૃષ્ટિમાંની સર્વ શક્તિઓ દાસી સમાન તેની આજ્ઞાધારક બની જાય છે. યોગીનુ એ અદ્વિતીય સામર્થ્ય જે વેળાએ કોઈ અજ્ઞાનીના જોવામા આવે છે, ત્યારે તે તેને અદ્ભુત ચમત્કારનાનામથી ઓળખે છે. આર્ય લોકોના મનમાનો જે એક વિશેષ ગુણ છે તે એ છે કે, તેઓ સદાસર્વદા મૂળ સિદ્ધાંતને જ બાઝે છે, બીજા નાના મોટા ભેદોમાં તેઓ દૃષ્ટિપાત કરતા નથી વેદમાં એવો એક પ્રશ્ન કરવામાં આવ્યો છે કે, "જેના યોગે પ્રત્યેક વિષયને આપણે સમજી શકીએ એવું જ્ઞાન કયુ ?" અને એ પ્રશ્નને અનુસરીને જ વેદના સમસ્ત ગ્રંથો અને શાસ્ત્રો લખાયલાં છે. તેમાં જેના યોગે પ્રત્યેક વિષય સમજી શકાય, એવા એક એક વિષયનુ પ્રતિપાદન કરેલું છે. પૃથ્વીની પ્રત્યેક વસ્તુનુ જ્ઞાન મેળવવાની જેની ઇચ્છા હોય, તેણે પ્રત્યેક પ્રાણીની અને વાલુકાના કણ વિશેની પણ માહિતી મેળવવી જોઇએ પણ તે એમ કરવા બેસે, તો અનન્તકાલ-પણ તેને પૂરો થાય નહિ અને સર્વ વસ્તુઓનુ તેને જ્ઞાન થઇ શકે, એ શક્ય પણ નથી. ત્યારે એ જ્ઞાન મળે કેવી રીતે ? એ જ્ઞાન મનુષ્યને મળવાનો સભવ છે ખરો કે નહિ ? એના ઉત્તરમાં યોગી એમ કહે છે કે, આ વિશેષ સ્વરૂપથી પર એક સર્વસાધારણ સ્વરૂપ છે—આ વિશિષ્ટ કલ્પનાઓથી પર એક ગૂઢ તત્ત્વ રહેલુ છે, તેને તમે જાણી લ્યો, એટલે તમે બધુ સમજી શકશો. વેદોમાં કહેલું છે કે, અખંડ અસ્તિત્વ ધરાવનાર માત્ર એક જ તત્ત્વ છે, અને તેના યોગે જ આ બ્રહ્માંડ ચાલે છે. તે પૂર્ણતત્ત્વ–પરબ્રહ્મ–નુ જેને જ્ઞાન થયુ, તેને સમસ્ત બ્રહ્માંડનું જ્ઞાન થયુ, એમ જાણવુ. તેવી જ રીતે આ પ્રાણમાંથી સર્વ શક્તિઓ ઉત્પન્ન થયેલી છે. અર્થાત્ જેને પ્રાણનુ જ્ઞાન થયુ, તેને બ્રહ્માંડની સર્વ શક્તિઓનું જ્ઞાન થયું, એમ સમજવુ પછી તે શક્તિઓ શારીરિક હોય કે માનસિક હોય, તે જૂદો વિષય છે. જેણે પ્રાણપર અધિકાર જમાવ્યો, તેણે પોતાના મનપર અને અસ્તિત્વ ધરાવતા બીજા સર્વ મનોપર પણ પોતાનો અધિકાર જમાવી દીધો છે, એમ અવશ્ય માનવુ જેણે પોતાના પ્રાણપર સત્તા બેસાડી હોય, તે પોતાના શરીર અને અસ્તિત્વ ધરાવતા બીજા સર્વ શરીરપર પોતાની સત્તા ચલાવી શકે છે કારણ કે, પ્રાણ, એ જ શક્તિનુ મૂળરૂપ છે.

પ્રાણોપર પોતાનો અધિકાર કેવી રીતે જમાવવો અને તેનાપર પોતાની સત્તા કેવી રીતે ચલાવવી, એનું જ પ્રાણાયામમા પ્રતિપાદન કરેલું હોય છે. સર્વ અભ્યાસો અને શિક્ષણોનો આરભ માત્ર એ જ હેતુ માટે છે. માટે મનુષ્ય જે સ્થિતિમા હોય, તે જ સ્થિતિમાં તેણે અભ્યાસનો આરભ કરવો જોઇએ અને પોતાના નિકટમાં જે જે વસ્તુઓ હોય, તે સર્વપર સત્તા ચલાવતા શીખવુ જોઇએ સર્વથી નિકટની વસ્તુ તે પોતાનું શરીર છે. જગ-

તમાં સર્વથી પાસેની વસ્તુ તે શરીર અને મન જ છે અને આપણા મન તથા દેહમાં કાર્યકર્તા પ્રાણ છે અને તે બ્રહ્માંડમાના ઇતર પ્રાણો કરતા ઘણો જ નિકટનો છે. એ નાની પ્રાણલહરી, જે આપણને પોતાની માનસિક અને શારીરિક પ્રવૃત્તિના રૂપે દેખાય છે, તે અપાર પ્રાણસમુદ્રમાંની આપણા નિકટની એક લહરી છે—અને પ્રથમત એ નાની લહરીપર આપણી સત્તા ચાલતી થાય, તો આપણે ધીમે ધીમે સર્વ પ્રાણોપર અધિકાર ચલાવી શકીએ, એવો સભવ ધારી શકાય. પૂર્ણતાને પામેલો યોગી એ સર્વ કરી શકે છે. કોઇ પણ શક્તિની સત્તા તેનાપર ચાલતી નથી. તે બહુધા સર્વ શક્તિમાન્ અને સર્વજ્ઞ બની જાય છે. પ્રાણપર સત્તા ચલાવવાનો પ્રયત્ન કરનારા પથો પ્રત્યેક દેશમાં હોય છે. આ (અમેરિકા) દેશમાં પણ માનસિક પ્રયોગો કરનારાઓ, પોતામાં શ્રદ્ધા બેસાડીને રોગ મટાડનારાઓ, અધ્યાત્મજ્ઞાન આપનારાઓ, ક્રિશ્ચિયન્ શાસ્ત્રને અનુસરનારા અને મેસ્મેરિઝમ્* કરનારા વગેરેના અનેક પથોનો વિચાર કરવામા આવે, તો પ્રત્યેકના મૂળમાં પ્રાણપર સત્તા ચલાવવાનો જ હેતુ રહેલો છે, એમ ત્વરિત દેખાઇ આવે છે પણ એ હેતુને તે પંથવાળાઓ જાણતા હોય કે ન જાણતા હોય, તે જૂદી વાત છે. પરતુ જો એ સર્વ પથોની ઉપપત્તિઓને ગાળવામા આવે, તો તળે એ જ તત્ત્વ અવશેષ રહે છે તે સર્વ એ જ શક્તિનો ઉપયોગ કરતા હોય છે, પણ ન જાણતા તેમને સહજગત્યા—ચિંતામણિ†ને ઠોકરથી મેળવવા પ્રમાણે—એ શક્તિ અકસ્માત્ પ્રાપ્ત થાય છે એથી જ તેમાંના તત્ત્વને તેઓ જાણી શકતા નથી છતા પણ તેઓ, જે શક્તિનો યોગીજનો ઉપયોગ કરે છે તે જ શક્તિનો ઉપયોગ કરતા હોય છે—પરતુ એ ઉપયોગ તેઓ અજાણે અને સહજ વૃત્તિથી કરે છે, એટલો ભેદ છે એ શક્તિનો પણ પ્રાણમાથી જ ઉદ્ભવ થાય છે.

પ્રત્યેક પ્રાણીમાત્રમાંની જીવન શક્તિ તે પ્રાણ, અને તેની અત્યુત્કૃષ્ટ અને ઉચ્ચતમ ક્રિયા તે વિચાર. વિચાર વિશે આપણે પાછો વિચાર કરવા માડીએ, તો આપણને દેખાઇ આવે છે કે, તેમાં પણ પાછો ભેદ છે જ. જે વિચારો પ્રાણની સર્વથા મદ ક્રિયાથી ઉત્પન્ન થાય છે, તેને આપણે ઉપજત કિંવા સ્વાભાવિક વિચાર કહીએ છીએ. જો આપણને એક મચ્છર કરડે છે, તો કોઇ પ્રકારના વિચારની પ્રેરણા વિના આપણો હાથ પોતાની મેળે જ તેને મારી નાખે છે. એ પણ વિચારનો જ એક નીચામા નીચો પ્રકાર છે શરીરમાની

* મત્રવાદી પ્રમાણે કોઇના શરીરપર પાસા (હાથ ઉતારા) કરીને તેને નિદ્રામા નાખવો અને પોતાની ઇચ્છા પ્રમાણે તેના પાસે ક્રિયાઓ કરાવવી, એ પ્રયોગને મેસ્મેરિઝ્મના નામથી ઓળખવામા આવે છે

† પારસમણિ પ્રમાણે જ એ પણ એક કલ્પિત રત્ન છે. એ જેની પાસે હોય છે, તેને કોઇ પણ પ્રકારની ચિન્તા રહેતી નથી. અને તેને દરરોજ સવા લાખ રૂપિયા મળે છે એવી આખ્યાયિકા—દતકથા—પ્રચલિત છે

સ્વાભાવિક થનારી સર્વ ક્રિયાઓ એવા પ્રકારના વિચારોથી જ ચાલતી હોય છે. એની પછી વિચારોનો એક ઉચ્ચ પ્રકાર છે. એ ઉચ્ચ પ્રકારના વિચાર કાંઇક જાણીને કરવામાં આવે છે. હું મનન કરું છું; હું વિચાર કરું છું; કોઇ પણ વિષયનાં સાધક બાધક પ્રમાણોને હું જાણી શકું છું. પરંતુ મનન કરવાની પણ એક મર્યાદા છે અને વિચાર માત્ર તે સ્થાન પર્યન્ત જ જઈ શકે છે. તે મર્યાદાથી આગળ તેનાથી વધી શકાતું નથી. જે મંડળમાં તે દોડ કરે છે, તે મંડળ ખરેખર ઘણું જ સંકુચિત છે. તો પણ કેટલીક સત્ય બીનાઓ આપણને એ મંડળમાંથી મળી શકે છે. ધૂમકેતુ પ્રમાણે એ મંડળમાં કેટલીક વાર્તાઓ અકસ્માત્ આવી પડે છે. આપણું ચિત્ત તો મર્યાદાથી આગળ વધી નથી શકતું અને અનેક વિષયો તો મર્યાદાથી પર પ્રદેશના હોય છે, એ નિશ્ચિત છે. આ જરા જેટલી મર્યાદામાં જે અદ્ભુત ચમત્કારો રહેલા હોય છે, તેમનાં કારણો એ મર્યાદાથી બહારનાં હોય છે. વિચાર અને બુદ્ધિ તે કારણોના પ્રદેશ સુધી પહોંચી શકતાં નથી. પણ યોગી તો એમ જ કહે છે કે, એવું કશું પણ નથી. મન તો એના કરતાં પણ ઉચ્ચ પદ પર્યન્ત–શ્રેષ્ઠ જ્ઞાન પર્યન્ત પહોંચી શકે છે. એવી સ્થિતિએ મન આવી પહોંચે છે, ત્યારે તે સ્થિતિને **સમાધિ** કહેવામાં આવે છે. મન, પૂર્ણ એકાગ્રતા–પરમ જ્ઞાનમાં વિચાર-મર્યાદાથી આગળના પ્રદેશમાં વધી શકે છે અને જે વિષયો ઉપજત બુદ્ધિ કિંવા વિચાર-વડે જાણવામાં આવતા નથી, તે વિષયો ત્યાં પ્રત્યક્ષ તેના સમક્ષ આવીને ઉભા રહે છે. શરી-રમાંની સૂક્ષ્મ શક્તિઓનો જો સારી રીતે ઉપયોગ કરવામા આવે, તો તેઓ મનને આગળ વધવામાં સહાયતા કરે છે અને તેથી તે ઉચ્ચ સ્થાને ચઢવા માંડે છે. અને શુદ્ધ જ્ઞાનના પ્રદેશમાં પહોંચી ત્યાંથી તે સર્વ કાર્યો કર્યા કરે છે. પ્રાણના ભિન્ન ભિન્ન સ્વરૂપોને સારું વલણ આપવાથી પણ એ જ ફળની પ્રાપ્તિ થાય છે.

આ બ્રહ્માંડમાં પ્રત્યેક વ્યક્તિનો પોતપોતાની કોટિ સાથે અખંડ સંબંધ હોય છે. બાહ્ય દૃષ્ટિએ સર્વ બ્રહ્માંડ એક જ છે. આપણામાં અને સૂર્યમાં કશો પણ ભેદ નથી. એથી વિરુદ્ધ જો કોઈ પણ કાંઈ કહે, તો શાસ્ત્રજ્ઞ જનો તેને ટીખળ કહીને હસી કાઢે છે. એવો જ દાખલો ટેબલનો અને મારો છે. મારામાં અને ટેબલમાં પણ ખરેખર કાંઈ ભેદ છે જ નહિ. ટેબલ તે જડત્વનો એક બિંદુ ને મારો દેહ, તે જડત્વનો બીજો બિન્દુ છે, એટલું જ. આ સર્વ આકારો, જડત્વના અપાર સમુદ્રમાંની ભમરીઓ હોય, તેવા દેખાય છે અને તેવા જ એ અસ્થિર પણ હોય છે. જેવી રીતે કોઇ એક નદીના પ્રવાહમાં લક્ષાવધિ તરંગો ઉત્પન્ન થાય છે અને તે તરંગો થોડીકવાર ફરીને લીન થઇ પ્રતિક્ષણે નવીન ઉદ્ભૂત થાય છે; અને બીજા સ્થળેથી બહાર નીકળે છે–પાછા પાણીના નવા પરમાણુઓ અંતઃ પ્રવેશ કરી જાય છે;

તેવીજ રીતે આ બ્રહ્માંડ પણ પ્રતિક્ષણે જડસ્વરૂપથી બદલાતું જાય છે. એમાંના આપણે પણ ન્હાના તરંગો છીએ. જડપરમાણુઓનો સમુદાય આપણામાં પ્રવેશ કરે છે, નિયમ પ્રમાણે ગસ્ત કરે છે, થોડીકવાર મનુષ્યદેહમાં ડૂબકી મારે છે અને ત્યાર પછી પાછો બદલાઇને બીજા જ આકારે–સમજો કે પશુ–વગી ખનિજ પદાર્થોના રૂપથી તરંગનું–લહરીનું રૂપ ધારે છે. એ નિત્ય થનારો ફેરફાર છે. એક પણ શરીર શાશ્વત નથી. શાશ્વત હોય એવી કોઇ પણ વસ્તુ નથી. મારૂં શરીર અને તમારૂં શરીર, એ સઘળાં શાબ્દિક પ્રયોગ છે. એ સર્વ જડ પદાર્થોના જૂદા જૂદા ગોળા છે. ચન્દ્ર, સૂર્ય, મનુષ્ય, પૃથ્વી, વૃક્ષ અને ધાતુ એ સર્વ પણ ભિન્ન ભિન્ન ગોળાઓ જ છે. પણ એમાંનો એક પણ પદાર્થ શાશ્વત નથી. પ્રત્યેક પદાર્થ બદલાતો જાય છે, તેનું રૂપાન્તર થયા કરે છે. જડ દ્રવ્યોના સંયોગ અને પૃથક્કરણનો વ્યાપાર સદાસર્વદા ચાલૂજ હોય છે. મનનું પણ એમ જ છે. પ્રત્યેક જડ પદાર્થ *ઈથરનો બનેલો હોય છે. જડ પદાર્થોપર પ્રાણની ક્રિયા થયા પછી તેનાજ જૂદા જૂદા પદાર્થો બને છે, એ આપણે ઊપર કહી આવ્યા છીએ. એજ ક્રિયા અતિ સૂક્ષ્મ રીતિથી અને અતિ વેગથી થવા માંડે, એટલે તેજ ઈથરનું મન બને છે. એટલા માટે એ મનનો વિશ્વમાંના પ્રત્યેક પદાર્થ સાથે (સર્વ જડ પદાર્થો ઈથરનાજ હોવાથી) સંબંધ હોય છેજ. એ સૂક્ષ્મ ક્રિયાની જો તમને યત્કિંચિત પણ પ્રાપ્તિ થાય, તો તમે સમજશો અને જાણશો કે, આ સર્વ બ્રહ્માંડ તેજ સૂક્ષ્મ ચલનનું બનેલું છે. ઘણીકવાર કેટલાંક ઔષધોમાં એવો ગુણ મળી આવે છે કે, તેની સહાયતાથી જ્ઞાનમાર્ગદ્વારા આપણે તે સ્થિતિને પહોંચી શકીએ છીએ. તમારામાંથી ઘણાકોને સર હમ્ફ્રે ડેવ્હી†ના પ્રયોગોનું સ્મરણ તો હશેજ. તે એકવાર વ્યાખ્યાન આપતાં વાજબી કરતાં વધારે હાસ્યજનક‡ વાયુ તેના ઉદરમાં જવાથી મૂર્છિત થઇને ધરણીપર ઢળી પડ્યો અને સાવધ થયા પછી કહેવા લાગ્યો કે, "મારા મને સમસ્ત બ્રહ્માંડ કલ્પનામય જ બની ગયું હતું." કારણ કે, તેટલા સમય સૂધી તેની જડ લહરીઓનો અવરોધ થયો હતો અને સૂક્ષ્મ લહરીઓ કે જેને તેણે મનની સંજ્ઞા આપી હતી–જ માત્ર

---

* 'ઈથર એક સૂક્ષ્મ તત્ત્વ (અત્યંત વિરલવાયુ) છે અને તે વાતાવરણથી પેલી તરફ–એટલે પૃથ્વીથી ઉપર ૪૫ માઇલ પર્યન્ત વાતાવરણ છે–ત્યાંથી સર્વે સૂધી ભરેલું છે, એવી કલ્પના કરવામાં આવેલી છે" એટલે ઇથર કેટલેક અંશે આપણા આકાશ જેવું એક સર્વ વ્યાપક તત્ત્વ હોય એમ દેખાય છે ધિ ક્રિમ્ ઑફ્ સાયન્ટિફિક્ નૉલેજ

† એ એક પ્રસિદ્ધ રસાયન શાસ્ત્રવેત્તા થઇ ગયો છે.

‡ હાસ્યજનક વાયુના અંગ્રેજીમાં "નાઇટ્રસ્ ઑક્સાઇડ્" "નાઇટ્રિક્ ઑક્સાઇડ્ ગૅસ્" અને "લાફીંગ ગૅસ્" એ ત્રણ નામો છે અને એને ઉત્પન્ન કરવાની કૃતિ પણ રસાયન શાસ્ત્રમાં દર્શાવેલી છે

વ્યવસ્થિત હતી. તેની આસપાસની સૂક્ષ્મ લહરીઓ જ તેના જોવામાં આવતી હતી. પ્રત્યેક વસ્તુ વિચારમય જ થઈ ગએલી હતી; અને સર્વ બ્રહ્માંડે વિચારોનું સ્વરૂપ જ ધારણ કર્યું હતું. તે પોતે અને બીજું સર્વ વિચારોના તરંગો પ્રમાણે તેને દૃષ્ટિગોચર થતું હતું.

એવી રીતે વિચાર બ્રહ્માંડમાં આપણે ઐક્યને જોઈ શકીએ છીએ અને અંતે આપણે જ્યારે મૂળ સ્વરૂપને પહોંચીએ છીએ, ત્યારે આપણને જણાઈ આવે છે કે, આત્મસ્વરૂપ (વ્યક્તિઓમાં જ માત્ર ભેદ છે, પણ આત્મા તો એક જ છે) સર્વત્ર એક જ હોય છે. ચૈતન્યથી પર માત્ર એક જ છે. વ્યક્ત થએલા ચૈતન્યમાં પણ ઐક્ય તો હોવાનું જ. એ સત્ય વાર્તાઓનો કોઈ કાળે પણ વિલય થતો નથી. કારણ કે, અર્વાચીન શાસ્ત્રોએ એ વાર્તાઓને સપ્રમાણ સિદ્ધ કરી નાખી છે. અર્વાચીન પદાર્થ વિજ્ઞાને પણ એમ જ સિદ્ધ કરેલું છે કે, બ્રહ્માંડમાંની યચ્ચયાવત્ વ્યક્ત અને અવ્યક્ત શક્તિઓનો સરવાળો ઠરાવેલો જ હોય છે, એટલે કે, તે કદાપિ બદલાતો નથી. તેણે એમ સિદ્ધ કરેલું છે કે, સર્વ શક્તિઓ માત્ર બે જ પ્રકારની હોય છે. પ્રથમ તે આચ્છાદિત, સંકુચિત અને સ્તબ્ધ હોય છે અને પછી તે ક્રિયારૂપે વ્યક્ત થાય છે. એવી રીતે તે અનન્ત કાળ પર્યન્ત વ્યક્ત અને અવ્યક્ત થતી રહે છે. એ પ્રાણપર પૂર્વે કહ્યા પ્રમાણે અધિકાર ચલાવવો, તેને જ પ્રાણાયામ કહેવાનો પરિપાઠ છે.

પ્રાણને સત્તામાં રાખવાનું શિક્ષણ આપવું, એ વિના શ્વાસોચ્છ્વાસ સાથે પ્રાણાયામનું બીજું કશું પણ કર્તવ્ય નથી. ફેફસાંની ગતિ, તે મનુષ્ય દેહમાંના પ્રાણનું અતિશય સ્પષ્ટ સ્વરૂપ છે. એ ગતિ બંધ થઈ કે દેહનો પણ અંત થએલો સમજી લેવો. એનો અવરોધ થતાં શરીરસ્થ શક્તિઓનાં સ્વરૂપોનો પણ અવરોધ થઈ જાય છે. કેટલાકોએ એવી રીતિનો પણ અભ્યાસ કરેલો હોય છે કે, ફેફસાંની ગતિ બંધ થયા છતાં પણ તેમનો દેહ બચી શકે છે. કેટલાક લોકો એવા પણ છે કે, કેટલાક મહિનાઓ સુધી પોતે જમીનમાં દટાઈ* જાય છે અને

---

* એવા બનાવો અર્વાચીન કાળમાં બનવાના પણ સરકારી દાખલા મળી આવે છે. ઈ૦ સ૦ ૧૮૩૮ માં પંજાબના અખંડ પ્રૌઢ પ્રતાપી મહારાજા રણજિતસિંહે કેપ્ટન્, વેડ્ અને જનરલ વેંચર્ સમક્ષ અને બીજા સેંકડો માણસોના જોતાં એક ફકીરને ગૂણીમા ઘાલીને તેની જીભ તેના કહેવા પ્રમાણે તેના ગળામાં ઊતારી અને નાકમાં મીણ ભરીને તે ગૂણીનું મોઢું બંધાવી દીધું, અને ત્યાર પછી તેને એક કબરમાં દટાવી દીધો. ઊપરની જમીનને ખેડીને તેમા ધાન્ય વાવ્યુ તે સ્થળે રાત્રિ દિવસ ઊભો ચોકી પહેરો રાખવામાં આવ્યો હતો. એવી રીતે દશ મહિના વીતવા પછી ઉપર્યુક્ત યૂરોપિયન્ અધિકારિઓ સમક્ષ તેને ખોદી કાઢવામાં આવ્યો, તે વેળાએ તેનો દેહ સર્વથા શીતલ અને મૃતપ્રાય દેખાતો હતો. ત્યાર પછી તાળુપર પાણી વગેરે છાંટતાં ધીમે ધીમે તેનામાં ઉષ્ણતાનો આવિર્ભાવ થયો અને થોડા જ કલાકમાં તે ફકીર પૂર્વવત્ જીવતો થઇને હસવા બોલવા લાગ્યો.

કેરળ કોકિળ. પુ ૧૫, અંક ૧.

શ્વાસોચ્છ્વાસ વિના જ જીવી શકે છે. પરંતુ સાધારણ મનુષ્યના શરીરમાં એ ફેફસાંની ગતિ મુખ્ય અને અગ્ર છે. અત્યન્ત સૂક્ષ્મતાને જો આપણે પહોંચવું હોય, તો આપણે અત્યંત જડની સહાયતા લેવી જોઇએ; અને ત્યાર પછી અતિ સૂક્ષ્મના પ્રદેશમાં પહોંચતા સુધી ધીમે ધીમે પ્રવાસ કરવો જોઇએ. શરીરસ્થ સર્વ શક્તિઓમાંની પ્રમુખ શક્તિ ફેફસાંની છે; અને તે જ બીજા સર્વ ભાગોને ચાલૂ રાખનારું ઉડ્ડાણ ચક્ર છે. પ્રાણાયામ એટલે એ ફેફસાંની ગતિને પોતાના અધિકારમાં લાવવી. એ ગતિનો શ્વાસોચ્છ્વાસ સાથે સંબંધ છે ખરો, પણ એ શક્તિને કાંઈ શ્વાસોચ્છ્વાસ ઉત્પન્ન કરતો નથી; કિન્તુ વિરુદ્ધ પક્ષે એ શક્તિ જ શ્વાસોચ્છ્વાસને ઉત્પન્ન કરે છે. એ ગતિ બબાની કૃતિથી હવાને અંદર ખેંચી લે છે, પ્રાણ ફેફસાંને ચલિત કરે છે અને ફેફસાંની ગતિ હવાને અંદર તાણી લે છે. એથી જ પ્રાણાયામ તે જ શ્વાસોચ્છ્વાસ નથી, પણ ફેફસાંને ચલિત કરનારા સ્નાયુઓ શક્તિપર જે સત્તા ચલાવે છે, જે જ્ઞાનતંતુઓદ્વારા સ્નાયુઓમાં પ્રવેશ કરે છે અને સ્નાયુઓમાંથી ફેફસાંમાં જઇને તેને એક વિલક્ષિત રીતે ચલિત કરે છે, તે સ્નાયુની શક્તિ જ પ્રાણ છે અને તેને અભ્યાસથી પોતાના તાબામાં લાવવો, એનું નામ પ્રાણાયામ છે. એ પ્રાણ જે વેળાએ તાબામાં આવી જાય છે, તે વેળાએ તત્કાળ આપણા જાણવામાં આવે છે કે, શરીરસ્થ બીજા સર્વ પ્રાણોની ક્રિયાઓ ધીમે ધીમે આપણા તાબામાં આવતી જાય છે. મેં પોતે એવા કેટલાક મનુષ્યો જોએલા છે કે, જેમણે શરીરમાંના સર્વ સ્નાયુઓને પોતાના તાબામાં કરી લીધા હતા. તેમ શા માટે કરી ન શકાય? જો એક વિલક્ષિત સ્નાયુપર સત્તા ચલાવતાં મને આવડતું હોય, તો શરીરસ્થ પ્રત્યેક સ્નાયુપર અને સર્વ જ્ઞાનતંતુઓપર સત્તા શા માટે ચલાવી ન શકાય? એમાં અસંભવિત તે શું છે? અત્યારે તે સત્તાનો પણ સંહાર થએલો છે અને ગતિ પણ કુંઠિત (સ્થિર) થએલી છે. આપણી ઇચ્છા પ્રમાણે આપણે કાન* હલાવી શકતા નથી; પણ પશુઓ તે હલાવી શકે છે. એ શક્તિ આપણામાં નથી. કારણ કે, આપણે તેનો અભ્યાસ કરતા નથી. જેને કુલસંસર્ગ કહેવામાં આવે છે, તે એ જ છે.

વળી આપણે એ પણ જાણીએ છીએ કે, ગુપ્ત શક્તિને પાછી વ્યક્તરૂપમાં લાવી શકાય છે—અત્યંત પરિશ્રમથી અને અભ્યાસથી શરીરની કેટલીક અતિશય ગુપ્ત શક્તિઓને પણ સત્તામાં લાવી શકાય છે. એવી રીતે વિચાર કરતાં વિશ્વમાં અસંભવિત કશું પણ નથી, એમ તત્કાળ જાણી શકાય છે. એટલું જ નહિ, પણ શરીરના પ્રત્યેક ભાગને પૂર્ણતાથી

* ખાનદેશ જિલ્લામાંના કોપરલી ગામથી બે માઇલપર હોળ નામનું એક નાનું ગામડું છે; ત્યાં રા. ગોપાળ પાટીલ (પટેલ) નામનો એક મનુષ્ય છે, તે પણ મરજી પ્રમાણે કાન હલાવી શકે છે.
કેસરી ડિસેં. પુ. ૧૪, અં ૧

લાખો યોજન દૂર મનાય છે, છતાં પણ તમે નિશ્ચયપૂર્વક અને કોઈપણ પ્રકારની શંકા વિના એમ કહી શકશો ખરા કે, સૂર્યમાં અને તમારામાં કાંઈ પણ ખંડ* છે? જડતત્ત્વનો એક મહાન્ અને અખંડ પ્રવાહ છે, તેના એક છેડે સૂર્ય છે અને બીજે છેડે તમે છો નદીના એક ભાગમાં અને બીજા ભાગમાં વચ્ચે ખંડ હોય છે કે શું? ત્યારે કોઈ એક શક્તિ શા માટે પ્રવાસ ન કરે? ભલેને કરે—એમ થવામાં કોઈ પણ વિરુદ્ધ પ્રમાણ હોય એમ દેખાતું નથી આ પ્રાણ ગમે તેટલા અંતરેથી પ્રવાસ કરી શકે છે, એ વાત સર્વથા સત્ય છે પરંતુ એક વાત સત્ય હોય, તો તેમાં સેંકડો વાતો અસત્ય હોય છે એ વાત જેટલી સહેલી લાગે છે, તેટલી તે સહેલી નથી પ્રકૃતિને સુધારવાના પ્રકારમાં એમ દેખાઇ આવે છે કે, પ્રકૃતિ સુધારનારા લોકો સદા સર્વદા સ્વાભાવિક રીતેજ શરીર—આરોગ્યનો લાભ લેતા હોય છે જગતમાં એવો કોઇપણ રોગ નથી, કે જે સર્વ મનુષ્યોના નાશનું કારણ થઈ શકે મહા મારી (પ્લેગ) જેવા વિશ્વવિનાશી રોગોમાં પણ પ્રથમ સેંકડે ૬૦ મરણ થાય છે અને પછીથી એ સંખ્યા ઘટીને ૩૦ કે ૨૦ પર આવી જાય છે, બાકીના રોગી સારા થાય છે કોઈ એલોપાથિક† ડૉક્ટર આવીને તેને જુએ છે અને તેને પોતાનું ઔષધ આપે છે વળી હોમીઓપાથિક‡ આવે છે અને તે પોતાની ઔષધિ આપે છે અને તે ઘણા કોની પ્રકૃતિ સહજમાં સારી કરી નાખે છે કારણ કે, હોમીઓપાથિક પદ્ધતિ રોગીના શરીરમાં યુદ્ધ ચલાવતી નથી કિન્તુ તેને સ્વભાવિક રીતિથીજ સારો થવા દે છે શ્રદ્ધા ઉપજાવીને

* સૂર્ય અને આપણે પરસ્પરથી ઘણાજ દૂરના અંતરે હોવાથી તે અને આપણે ભિન્ન છીએ, ને તેનામાં અને આપણામાં કશો પણ સંબંધ નથી, એમ જો કે આપણને ભાસે છે ખરું, પણ તે ભ્રમ છે આકાશ કિંવા ઈશ્વર એ સૂક્ષ્મ તત્ત્વોનો એક મહાન્ રૂ જેવો ગોળો છે, એવી કલ્પના કરો. એટલે એમાં જ સૂર્ય અને આપણે બે છેડાપર બન્ને સરખા હોવા જેવા છીએ. સર્વ બ્રહ્માંડો—અર્થાત્ ગ્રહો અને ઉપગ્રહોનો વિચાર પણ એવી રીતેજ કરવાનો છે કપાસિયા ગમે તેટલા હોય, પણ તેઓ રૂના બારીક બારીક તંતુઓથી સંધાયલા હોય છે તેવીજ રીતે સૂર્ય, આપણે અને બીજા ગોલકો પણ આકાશતત્ત્વમાં ઉપરના એક તત્ત્વથી સંધાયલા છીએ રૂના તંતુઓને અગ્નિ લગાડવાથી તેનું પરિણામ સર્વે કપાસિયાને ભોગવવું પડે છે, તેવીજ રીતે જ્યારે આકાશમાં કાંઇ પણ ફેરફાર થાય છે—પંચમહાભૂતોનો કિંવા શક્તિનો ફેરફાર, કારણ કે, શુદ્ધ આકાશ તો સર્વથા નિર્વિકારજ છે—તો તેનું પરિણામ જેવી રીતે આપણને તેવીજ રીતે સૂર્યને પણ ભોગવવું પડે છે એથી કોઈ પણ અદ્ભુત શક્તિને ગમે ત્યાં લઇ જનારા આકાશરૂપ તાર યંત્રના તારો, અનન્તત્વથી પ્રસરેલા છે, એ વાતને ધ્યાનમાં લેવાથી વિશ્વમાં ક્યાંય ખંડ નથી, એમ માનવામાં આવી શકે છે

† અનેક ઔષધો એકત્ર મિશ્ર કરીને અધિક પ્રમાણમાં આપવાની રીતિને એલોપાથિ કહે છે

‡ એક વેળાએ એકજ ઔષધ અત્યંત સૂક્ષ્મ પ્રમાણથી આપવું અને જે રોગ હોય તેનેજ ઉત્પન્ન કરનારું ઔષધ યોજવું એ રીતિને હોમીઓપાથિના નામથી ઓળખવામાં આવે છે

રોગ મટાડનાર મનુષ્ય* એથી પણ વધારે સંખ્યામાં રોગીઓ સારા કરી શકે છે. તે રોગીને દુઃખ સહન કરવાની શક્તિ આપે છે અને રોગીમાં ગુપ્ત રહેલો પ્રાણ શ્રદ્ધા દ્વારા ઉન્નતિ પામે છે.

પરંતુ શ્રદ્ધા ઉપજાવીને બીજાની પ્રકૃતિ સુધારનારા લોકો પણ નિત્ય એક ભૂલ કર્યા કરે છે. તેમને એમ ભાસે છે કે, વિશ્વાસ જ મનુષ્યને સારો કરે છે. પણ સદા સર્વદા માત્ર એકલા વિશ્વાસથી જ કાર્ય ચાલી નથી શકતું. કેટલાક રોગોનાં લક્ષણો ઘણાં જ ખરાબ હોય છે અને રોગીને પોતાને રોગ થયો છે, એવો ભાસ માત્ર પણ નથી થતો. રોગ ન થવા માટેની દૃઢતમ શ્રદ્ધા એજ એવા રોગની વેળાએ એક ભયંકર રોગ થઈ બેસેછે અને તે બહુધા સત્વર આવનારા મૃત્યુની સૂચનારૂપ જ હોય છે. એવા રોગોમાં કેવળ શ્રદ્ધાથી જ સુધારો થતો નથી. પરંતુ તે શ્રદ્ધા ઉપજાવનારના મનમાં એવા સર્વ પ્રસંગોમાંથી પાર નીકળી જવા માટેની શ્રદ્ધા ઉત્પન્ન થાય, ત્યારે જ રોગી પણ સારા થઈ શકે છે. એવાઓને સારા કરવાની શક્તિ પ્રાણમાં રહેલી છે—પ્રાણથીજ ખરો ગુણ પ્રાપ્ત થાય છે, પ્રાણપર સત્તા ચલાવનારો પવિત્ર મનુષ્ય, રોગીને એક વિવક્ષિત તરંગમાં લાવે છે, અને તેજ તરંગો બીજામાં ઉપજાવીને તેમને ત્રીજામાં મોકલી શકે છે. એ નિયમ નિત્યની ક્રિયામાં પણ આપણને દૃષ્ટિગોચર થાય છે. જ્યારે હું તમારી સાથે બોલું છું, તેવેળાએ હું શું કરતો હોઉં છું વારુ? એના ઉત્તરમાં મારે એજ કહેવું જોઈએ કે, હું મારા મનને એક વિવક્ષિત સ્થાને લાવું છું અને તેને તેવી સ્થિતિમાં લાવવામાં મને જેટલો વધારે યશ મળે છે, તેટલા પ્રમાણમાં મારાં વચનોની તમારા હૃદયમાં વિશેષ પ્રતિભા પડી શકે છે. તમે સર્વ જાણો છો કે, જે દિવસે હું અધિક આવેશમાં આવીને બોલું છું, તે દિવસે તમને બધાને વિશેષ આનંદ થાય છે અને જ્યારે હું ન્યૂન આવેશમાં હોઉં છું, ત્યારે તમને તેટલો આનંદ થઈ શકતો નથી.

ઇચ્છા માત્રથીજ જગતની ઉથલપાથલ કરી નાખનારા મહાત્માઓ, જગતની મોટી મોટી ઇચ્છા શક્તિરૂપ જ હોય છે. તેમને પોતાના પ્રાણોને અત્યુચ્ચ સ્થાને લઈ જવાની શક્તિ હોય છે અને તે શક્તિ એટલી બધી વિશાળ અને બલવત્તર હોય છે કે, માત્ર તે એક ક્ષણ જેટલા સ્વલ્પ સમયમાં જ બીજાને પણ પોતાની સત્તામાં લાવી શકે છે. તેના પ્રતિ હજારો પ્રાણ આકર્ષાય છે અને અર્ધ જગત્ તેમના વિચારો પ્રમાણે જ વિચાર કરતું રહે છે. જગતમાં થઈ ગએલા મોટા મોટા ભવિષ્યવાદીઓમાં પણ પ્રાણોપર સત્તા ચલાવવાની અદ્દભુત શક્તિ હતી; અને તે વડે તેમને વિલક્ષણ ઇચ્છા શક્તિ પ્રાપ્ત થએલી હતી. તેઓ પોતાના પ્રાણને ગતિની ઉચ્ચ સ્થિતિએ લઈ આવ્યા હતા. સર્વ જગતમાં સત્તા

* માત્રિક મંત્રશાસ્ત્રી.

ચલાવવાની જે શક્તિ કહેવાય છે, તે એજ છે શક્તિનાં સર્વ સ્વરૂપો એજ સત્તાની ઉત્પન્ન થાય છે જો કે એના રહસ્યને મનુષ્યો સમજી શકતા નથી, પરતુ એ વિના બીજી કોઈ પણ રીતિથી, ઉપર લખેલી વાતોનો નીવેડો થઈ શકતો નથી કોઈ કોઈવાર તમારા પોતાના શરીરમા પણ પ્રાણનો પ્રવાહ ન્યૂન કિંવા અધિક થઈ જાય છે અને તમારા શરીરના સમતોલપણાનો નાશ થાય છે જો એવી રીતે પ્રાણના સમતોલપણાનો નાશ થયો, તો આપણે જેને રોગના નામથી ઓળખીએ છીએ, તે શરીરમા ઉત્પન્ન થાય છે તે સ્થાનમા અધિક થએના પ્રાણને ન્યૂન કરવાથી અથવા તો ન્યૂન થયો હોય, ત્યા બીજા નવીન પ્રાણની પૂર્તિ કરવાથી, તે રોગ મટી જાય છે શરીરના ક્યા ભાગમા પ્રાણ પ્રમાણથી વધારે અથવા ન્યૂન થએનો છે, એ જાણવુ એનુ નામ જ **પ્રાણાયામ** છે એવી વેળાએ જ્ઞાન એટલુ બધુ સૂક્ષ્મ થઈ જાય છે કે, મન, હાથની કે પગની એક અગુલીમા પણ પ્રાણની અધિકતા છે કે ન્યૂનતા, એ પણ સારી રીતે જાણી શકે છે, અને તેનામાં ન્યૂન કરવાનો કે પ્રાણને અધિક કરવાનો પ્રભાવ પણ આવી જાય છે પ્રાણાયામના અનેક ગુણોમાનો એ પણ એક ગુણ છે એ ગુણ અનુક્રમે અને ધીમે ધીમે જ શીખવો જોઈએ ખરેખર, સમગ્ર રાજયોગનો મુખ્ય ઉદ્દેશ એ છે કે, પ્રાણના ભિન્ન ભિન્ન પ્રકારના ભેદો અભ્યાસીને બતાવવા અને તેને તેમનાપર સત્તા ચલાવવાનું શિક્ષણ આપવુ જે મનુષ્ય પોતાની શક્તિઓને એકત્ર કરે છે, તે પોતાના દેહસ્થ પ્રાણનો સ્વામી થાય છે આપણે ચિંતન કરીએ છીએ, તે જ પ્રાણને એકત્ર કરવાનો એક પ્રકાર છે.

સમુદ્રનાંમધ્યમા પર્વત જેવી મોટી મોટી લહરીઓ હોય છે તેમની પાછળ કાઈક નાની નાની લહરીઓ હોય છે અને પાછળથી વધારે અને વધારે નાની થતી અતે તે પરપોટાનું સૂક્ષ્મરૂપ ધારણ કરતી દેખાય છે. પરતુ એ સર્વનો આશ્રય તો એક વિશાળ સમુદ્ર જ હોય છે પરપોટો સમુદ્રના એક છેડે જોડાયલો હોય છે અને મોટી લહરીઓ બીજી બાજૂએ જોડાયની હોય છે એવી જ રીતે એક ભવ્ય મનુષ્ય હોય અને બીજો અત્યત સૂક્ષ્મ જીવ હોય, પરતુ તે ઉભય ચૈતન્ય સાગરમા જ મળેના હોય છે, અને એ અધિકાર પ્રત્યેક પ્રાણીને જન્મથી જ મળેલો હોય છે જ્યા જ્યા જીવનું અસ્તિત્વ છે, ત્યા ત્યા તેના આસમન્તાત્ પ્રદેશમા અપાર ચૈતન્યનો ભડાર ભરેલો જ હોય છે. કેટલાક સર્વથા સૂક્ષ્મ પરમાણુઓ માત્ર સૂક્ષ્મદર્શક યત્રથી જ દેખાનારા સૂક્ષ્મતમ પરપોટાઓ—એ ચૈતન્ય સાગરમા એક સરખી રીતે વહેતા વહેતા અને પ્રથમના આકારને બદલતા બદલતા કાલાન્તરે વનસ્પતિ, ત્યાર પછી પશુ, પછી મનુષ્ય અને અતે પરમેશ્વર બની જાય છે ! એ સ્થિતિ પ્રાપ્ત થતાં થતા લક્ષાવધિ યુગો વીતી જાય છે પણ યુગોથી ડરવાનું કારણ શુ છે ? ગતિના વેગને વધા

રવાથી કાલના અંતરને તોડી શકાય છે. યોગી એમ કહે છે કે, સાહજિક કાર્ય થવામાં જેટલો દીર્ઘકાળ લાગવાનો સંભવ હોય છે, તેમાં જો ક્રિયાનો વેગ વધારવામાં આવે, તો ન્યૂનતા થઈ શકે છે. જો કોઈ મનુષ્ય, આ બ્રહ્માંડમાંના અસ્તિત્વમાં ભરેલા અપાર જડતત્ત્વ સમુદ્રમાંના ચૈતન્યને આકર્ષતો માર્ગ ક્રમણુ કરવા માંડે, તો તેને દેવ થવામાં કદાચિત્ સેંકડો કે હજારો વર્ષ લાગવાનો સંભવ છે ખરો અને તેના કરતાં પણુ ઉચ્ચ પદવી મેળવવામાં પાંચ લાખ વર્ષો, તેમ જ પૂર્ણત્વ—સર્વથા પૂર્ણતાને પહોંચતાં કદાચિત પચાસ લાખ વર્ષ લાગવાનો પણુ સંભવ માની શકાય; પણુ ગતિની વૃદ્ધિ કરવાથી કાળના એ પ્રમાણુમાં ઘણી જ ન્યૂનતા થઈ શકે છે. ત્યારે જેટલો જોઈએ તેટલો પ્રયત્ન કરવામાં આવે, તો એ જ પરિપૂર્ણતા છ માસમાં કે છ વર્ષમાં જ શા માટે પ્રાપ્ત ન થઈ શકે? એને માટે માપ કે ગણુનાની સીમા નથી, એવો જ અભિપ્રાય બાંધી શકાય છે. એક એંજિન્ અમુક પ્રમાણુમાં કોયલા નાખવાથી એક કલાકમાં બે માઈલનો પ્રવાસ કરી શકે છે અને તેમાં જો વધારે કોયલા નાખવામાં આવે, તો વધારે વેગથી ચાલી શકે છે. ત્યારે આત્મા પણુ પોતાની ક્રિયા વધારીને આ જન્મમાં જ પોતાની પૂર્ણતાના સ્થાને કેમ ન પહોંચી શકે? અંતે તો એકેએક પ્રાણી પરિપૂર્ણતા મેળવશે જ, એવો મારો નિશ્ચય છે; પણુ લક્ષાવધિ યુગોપર્યન્ત વાટ જોઈને બેસી કોણુ રહેવાનું હતું? એ પરિપૂર્ણતા તત્કાળ, આ દેહમાં અને આ મનુષ્યયોનિમાં જ મળે તો શું ખોટું છે? એ અપાર જ્ઞાન અને એ અગાધ શક્તિ આપણુને હમણાં જ શા માટે પ્રાપ્ત થવાં ન જોઈએ?

યોગીની દૃષ્ટિમાં જન્મનું સાર્થક્ય તે એ જ છે, અને સમગ્ર યોગશાસ્ત્રની દિશા પણુ એ જ છે. સર્વ જગતને આત્મમય કરવાની શક્તિ કેવી રીતે વધારવી અને તે શક્તિ વધારીને આ છેડેથી પેલા છેડા સુધી સમસ્ત મનુષ્ય જાતિ સાથે અટકી ન પડતાં પૂર્ણતાએ પહોંચવાના કાળમાં ન્યૂનતા કેવી રીતે કરવી, એનું જ યોગશાસ્ત્ર શિક્ષણુ આપે છે. અને સાધુ કોણુ છે? મનુષ્યત્વમાં રહેલા વેંત બે વેંતના આયુષ્યમાં જ સાધારણુ મનુષ્યને મહતી અને પરિપૂર્ણ સ્થિતિએ પહોંચવા માટે જે દીર્ઘકાળની આવશ્યકતા છે, તેનો જે નાશ કરનારા છે, તેઓ જ સાધુ કહેવાય છે. તે પોતે આ જન્મમાં જ પરિપૂર્ણ થએલા હોય છે—તેમના હૃદયમાં બીજા કશાનો પણુ વિચાર હોતો નથી. બીજા કોઈ હેતુ માટે તેમનું જીવન હોતું નથી. તેઓ બીજી કોઈ કલ્પના મનમાં લાવવા માટે એક ક્ષણુમાત્ર પણુ પ્રાણુનો અવરોધ કરતા નથી. એવી રીતે તેઓ પોતાના પ્રવાસને ટૂંકો કરે છે. એકાગ્રતા કરવાથી અને સદશના અથવા ક્રિયાની વૃદ્ધિ કરવાથી એવી રીતે માર્ગ ટૂંકો થઈ જાય છે અને એકાગ્રતાથી એ શક્તિ કેવી રીતે પ્રાપ્ત કરી લેવી, એનું રાજયોગ આપણુને પૂરતું શિક્ષણુ આપે છે.

અધ્યાત્મશાસ્ત્ર સાથે પ્રાણાયામનો શો સંબંધ છે? એનું ઉત્તર એ છે કે, એ પણ પ્રાણાયામનું જ એક સ્વરૂપ છે. મૃત મનુષ્યોના આત્માઓ અસ્તિત્વમાં હોય છે, એ જો ખરું માનીએ—માત્ર એટલું જ કે તે આપણા જોવામાં નથી આવતા—તો એ પણ શક્ય છે કે, જે આપણા જોવામાં નથી આવતા, આપણાથી જાણી નથી શકાતા અને આપણે જેમને હાથથી સ્પર્શ પણ કરી નથી શકતા, એવા હજારો—લાખો મૃત મનુષ્યોના આત્માઓ હશે, આપણે વારવાર તેમના દેહમાં જતા આવતા હઈશું; અને એ પણ શક્ય છે કે, તેઓ પણ આપણને જોતા અને જાણતા નહિ હોય. એટલે કે વર્તુળમાં વર્તુળ અને બ્રહ્માંડમા બ્રહ્માંડ રોવા જેવો જ એ પણ પ્રકાર છે. જેઓ એક મંડળ—એક વર્તુળ-માં હોય છે, તેઓજ એક-બીજાને જોઈ શકે છે. આપણને પાંચ જ્ઞાનેન્દ્રિયો છે અને આપણો પ્રાણ એક વિવક્ષિત ચૈતન્ય સ્થિતિમાં રહેલો છે એ જ ચૈતન્યની સ્થિતિમા વસતા સર્વ પ્રાણીઓ એકબીજાને જોઈ શકે છે. પણ જે પ્રાણીઓ પોતાના પ્રાણને એના કરતાં ઉચ્ચ પ્રકારના ચૈતન્યથી વ્યક્ત કરતાં હશે તેમને આપણે જોઈ શકતા નથી. પ્રકાશની પ્રખરતાને આપણે એટલી સીમાસુધી વધારી શકીએ છીએ કે, અંતે તે પ્રકાશ આપણા જોવામાં પણ આવી શકતો નથી પરતુ કેટલાંક પ્રાણી એવાં શક્તિમાન નેત્રોવાળાં છે કે, તેવા પ્રકાશને પણ તેઓ સ્પષ્ટ નિહાળી શકે છે એવીજ રીતે જો પ્રકાશની લહરીઓ ઘણી જ મંદ હોય, તોપણ પ્રકાશને આપણે દેખી નથી શકતા. પણ બીલાડી અને ઘુવડ ઇત્યાદિ પ્રાણીઓ એવા મંદ પ્રકાશને પણ જોઈ શકે છે. આપણી દૃષ્ટિની સીમા તે એ પ્રાણ લહરીનું એક સ્તર (થર) છે ઉદાહરણ માટે આપણે વાતાવરણ લઈશુ વાતાવરણમાં સ્તરપર સ્તર રચાયલાં છે. પરંતુ પૃથ્વીની પાસેના સ્તરો ઉપરના સ્તરો કરતાં વધારે ઘન—જાડા હોય છે. આપણે જેમ જેમ ઉંચે ચઢવા માંડીએ છીએ, તેમ તેમ વાતાવરણ વધારે અને વધારે વિરલ—પાતળું—થતું આપણા જોવામાં આવે છે. અથવા બીજું સમુદ્રનું ઉદાહરણ લ્યો. આપણે જેમ જેમ સમુદ્રના અતર્ભાગમાં વધારે ઉંડા ને ઉંડા ઉતરવા માંડીએ છીએ, તેમ તેમ પાણી વધારે અને વધારે ઘન—જાડું થતું દેખાય છે. જે પ્રાણીઓ સમુદ્રના તળિયામાં વસે છે, તેઓ પાણીની સપાટીપર આવી શકતાં નથી, અને જો તેઓ ભોગ જોગે આવે છે, તો તેમના કકડે કકડા થઈ જાય છે.

ધારો કે, પ્રાણની સત્તા તળેના ચૈતન્યમાં આ સર્વ બ્રહ્માંડ, ઈથરનો સમુદ્ર છે, અને તે ચૈતન્યના અનુક્રમે ઘન અને વિરલ સ્તરોપર સ્તરો રચાયલા છે. બહારના સ્તરો જેટલા છે તે સર્વ વિરલ છે અને મધ્ય સ્થાનથી સ્તરો વધારે ઘન થતા ગયા છે. એક એક ચૈતન્યનો ગુચ્છ તે એક એક સ્તર બનેલો હોય છે ધારો કે, સમગ્ર વસ્તુ તે એક વર્તુળ છે અને પરિપૂર્ણતા તે તેનો મધ્યબિન્દુ છે. મધ્યબિન્દુથી પછી આપણને વધારે અને વધારે

જડ તરંગો જ દેખાય છે. જડત્વ તે સર્વથા બહારનું કવચ છે અને મન તથા આત્મા મધ્યબિંદુ છે. ત્યાર પછી કલ્પના કરો કે, એ દૃશ્ય શૃંખલાને કાપીને તેના સ્તરો કર્યા. એમાંના પ્રત્યેક સ્તરની લંબાઈ લક્ષાવધિ માઈલની છે અને તેની બનાવટ એક જાતિના ચૈતન્યની જ છે. તેનાપર તેના જેવો જ તેનાથી ઉચ્ચ પ્રકારના ચૈતન્યનો લક્ષાવધિ માઈલની લંબાઈનો સ્તર વિસ્તાર થએલો છે. એ પ્રમાણે સમસ્ત રચનાઓ છે. એથી એ તો નિશ્ચિત થાય છે કે, એક જાતિના ચૈતન્યમાંના પ્રાણીઓ એક બીજાને અવશ્ય ઓળખી શકવાના જ. પણ તેના કરતાં નીચ કે ઉચ્ચ ચૈતન્યમાંના પ્રાણીઓને તેઓ ઓળખી શકશે નહિ છતાં પણ દૂર્બીન અને સૂક્ષ્મદર્શક યંત્રની સહાયતાથી આપણે આપણી દર્શન શક્તિને વધારી શકીએ છીએ. એ પ્રમાણે જ ઉચ્ચ પ્રકારના અને નીચ પ્રકારના ચૈતન્યનો પણ આપણે સારી રીતે શોધ કરી શકીએ છીએ પ્રત્યેક મનુષ્ય પોતાને ઉચ્ચ જાતિના ચૈતન્યની કિંવા નીચ પ્રકારના ચૈતન્યની સ્થિતિમાં સ્થિતિ કરી શકે છે અને તે સ્થિતિમાં ચાલતી હીલચાલોને સારી રીતે જાણી શકે છે કલ્પના કરો કે, આ ઓરડો આપણે દેખી શકતા નથી એવા પ્રાણીઓથી ભરેલો છે તે એક વિવક્ષિત ચૈતન્યના પ્રાણનાં સ્વરૂપો છે અને આપણે બીજા ચૈતન્યના પ્રાણના સ્વરૂપો છીએ. વળી કલ્પના કરો કે, તેઓ અધિક બુદ્ધિમાન્ છે અને આપણે મંદબુદ્ધિ છીએ તેઓ જેમ પ્રાણના બનેલા છે, એવી રીતે આપણે પણ પ્રાણના જ બનેલા છીએ સર્વ ભાગો તો પ્રાણુ સમુદ્રના જ છે, પણ ચૈતન્યની જાતિમાં જ માત્ર ભેદ છે. જો માગથી તત્સદૃશ ચૈતન્યમા જઈ શકાય, તો હું પણ તત્સ્વરૂપ બની શકુ એમ છે. એમ થયા પછી તમે માગ જોવામાં આવશો નહિ—તમારો લોપ થશે અને તમારે બદલે તેમને હું જોઈ શકીશ એ સિદ્ધાન્તની સત્યતાને કદાચિત્ તમારામાના ઘણુંકો જાણુતા હશે. મનને ચૈતન્યની ઉચ્ચ જાતિમા લઈ જવાનો જે પ્રકાર છે, તેને માટે યોગશાસ્ત્રમાં માત્ર એક જ શબ્દ છે, અને તેને સમાધિના નામથી ઓળખવામાં આવે છે. ઉચ્ચ પ્રકારના ચૈતન્યની સ્થિતિ અને મનના પરિપૂર્ણ જ્ઞાનની સ્થિતિ ઇત્યાદિ સર્વનો એક સમાધિ શબ્દમાં જ સમાવેશ થઈ જાય છે સમાધિથી ઉતરતી પંક્તિની જે સ્થિતિ છે, તેના યોગે આપણુને પ્રાણીઓનુ દર્શન થઈ શકે છે. સત્ય વસ્તુનું જ્ઞાન થવું, એજ સમાધિની અત્યુચ્ચ સ્થિતિ છે એ પ્રાણીઓની ભિન્ન ભિન્ન જાતિઓ જે તત્ત્વ માથી બનેલી છે, તેને મૃત્તિકા—દ્રવ્યો—નો ગોળો સમજીએ, એટલે બ્રહ્માંડમાના સર્વે મૃત્તિકા—દ્રવ્યો—તત્ત્વોનું જ્ઞાન થઈ ચૂક્યુ, એમજ જાણી લેવુ

અથવા આપણે જાણી શકીએ છીએ કે, જો સત્ય અધ્યાત્મ શાસ્ત્ર છે, તેનો પણ પ્રાણાયામમા સમાવેશ થઈ જાય છે. એજ પ્રમાણે આપણે એમ પણ સમજી શકીએ

છીએ કે, જ્યાં જ્યાં ધર્મપંથો અથવા મનુષ્યો કોઈ ગુપ્ત, ગૂઢ અને અજ્ઞાત તત્ત્વને વ્યક્ત-સ્પષ્ટ કરવાની ખટપટ કરે છે, ત્યાં ત્યાં એ યોગનું અસ્તિત્વ હોય છેજ એ પ્રયત્ન પ્રાણપર સત્તા ચલાવવાનેજ હોય છે આપણે એ પણ જોઈ શકીએ છીએ કે, જ્યાં શક્તિની અદ્ભુતતા દૃષ્ટિગોચર થાય છે ત્યાં પ્રાણોનું જ સ્વરૂપ હોય છે વૈદ્ય શાસ્ત્રનો પણ એ પ્રાણાયામમાં જ સમાવેશ થઈ જાય છે આગગાડીનું એંજિન કેવી રીતે ચાલે છે ? તે બાષ્પદ્વારા પ્રાણ કાર્ય કરે છે વિદ્યુતથી થનારા જે નાના પ્રકારના અદ્ભુત ચમત્કારો છે, તેમાં પણ પ્રાણ વિના બીજું કાંઈ પણ નથી બાહ્ય સાધનોવડે પ્રાણાયામ કરવો એજ વૈદ્યકશાસ્ત્ર છે પ્રાણ પોતે માનસિક શક્તિનું સ્વરૂપ હોવાથી તે માનસિક શક્તિવડે જ તાબામાં આવી શકે છે પ્રાણાયામનો જે ભાગ શારીરિક સાધનોવડે પ્રાણીના શારીરિક સ્વરૂપમાં સત્તા ચલાવવાનો પ્રયત્ન કરે છે તે ભાગને વૈદ્યકશાસ્ત્રના નામથી ઓળખવામાં આવે છે અને જે ભાગ માનસિક શક્તિથી પ્રાણીના માનસિક સ્વરૂપમાં સત્તા ભોગવવાની ખટપટ આદરે છે, તેને રાજયોગ કહેવામાં આવે છે



## પ્રકરણ ચોથું

### માનસિક ક્રિયા ચિન્મય પ્રાણ.

યોગિયોના મત પ્રમાણે બરડાની કરોડમાં જ્ઞાનતંતુના બે પ્રવાહ—નળ છે, અને તેમના નામો અનુક્રમે ઈડા અને પિંગળા છે તેજ સ્થળે એક બીજી પોકળ નળી પણ છે, અને તેને સુષુમ્ણાના નામથી ઓળખવામાં આવે છે એ નળી પૃષ્ઠ રજ્જૂમાંથી ગએલી હોય છે યોગિયો જેને કુંડલિનીચક્રના નામથી ઓળખે છે, તે ભાગ એ પોકળ નળીના અંતિમ છેડાપર રહેલો હોય છે તેનો આકાર ત્રિગુણાત્મક છે અને તેમાં યોગિયોની સાંકેતિક ભાષામાં જેને **વીંટાળા ખાઇને બેઠેલી કુંડલિની** કહેવામાં આવે છે તે શક્તિ હોવાનું તેઓ વર્ણન કરે છે એ કુંડલિની જાગૃત થઈ, એટલે એ પોકળ નળીમાંથી તે ઘણા જ વેગથી જવા માંડે છે અને જેમ જેમ તે ઉપર ચઢવા માંડે છે, તેમ તેમ જાણે એક પછી એક મનપરના પટો દૂર થતા હોયની, એવો ભાસ થવા માંડે છે એથી ભિન્ન ભિન્ન સર્વ સાક્ષાત્કારો અને અલૌકિક શક્તિઓ યોગિઓને પ્રાપ્ત થાય છે એ જ્યારે મસ્તિષ્કમાં જઈ પહોંચે છે, તે વેળાએ યોગી શરીર અને મનથી સર્વથા ભિન્ન થઈ જાય છે, આત્માના શુદ્ધ સ્વરૂપને તે સ્પષ્ટતાથી જોઈ શકે છે પૃષ્ઠ રજ્જૂની રચના એક વિશેષ રીતિની છે, એ તો આપણે બધા જાણીએ છીએજ આપણે સંસ્કૃત લિપિનો ૪ અક્ષર લઇએ તેમાં બે બાજૂએ બે ભાગો છે અને મધ્યતરે તે સાંધેલા દેખાય છે હવે સમજો

કે એ જ તેની એક પક્તિ છે અને તેના ઉપરના ન આટલા ભાગનો ત્યાગ કરીને બાકીના એ જના આટલા ભાગની આકૃતિના કેટલાક કકડા એક બીજા ઉપર રાશિ આકારે રચવામાં આવે, તો બગડાની કરોળનો આકાર થાય છે ડાબી બાજૂએ ઈડા અને જમણી બાજૂએ પિંગળા છે, અને પૃષ્ઠ રજ્જુના મધ્ય ભાગમાથી ગમન કરનારી પોકળ નળી તે સુષુમ્ણા છે, જે વોડાક મજ્જાતતુઓમાં પૃષ્ઠ રજ્જુ સમાપ્ત થાય છે, ત્યાથી એક સૂક્ષ્મ જ્ઞાનતતુ નીચે ઊતરેલો હોય છે એ નળીનું નીચેનું મુખ–અતિમભાગ–બંધ હોય છે અને તે મજ્જાકંદના નામથી ઓળખાતા ભાગ સાથે મળી ગએલો હોય છે. અર્વાચીન શાસ્ત્ર પ્રમાણે એ મજ્જા કંદનો આકાર પણ ત્રિકોણજ છે ભિન્ન ભિન્ન કદો કે જેમના મૂલો અને ડીગ પૃષ્ઠ રજ્જુમા રહેલા છે, તેમનીજ યોગિઓના ભિન્ન ભિન્ન ચક્રોના સ્થાને યોજના કરવામાં આવે તો તે વધારે શોભે છે.

આરભના મૂલાધાર ચક્રથી તે મસ્તિષ્કમા રહેલા **સહસ્રાર** સહસ્રદલ કમલ પર્યન્ત યોગી અનેક ચક્રો હોવાની કલ્પના કરે છે એટલા માટે જો ચક્રોના સ્થાને આપણે જૂદા જૂદા મજ્જાકંદોનો સ્વીકાર કરીએ, તો યોગિયોની કલ્પના અર્વાચીન શારીરશાસ્ત્રની ભાષા પદ્ધતિ પ્રમાણે પણ સહજ ધ્યાનમા આવી શકવાનો સભવ. છે જ્ઞાનતતુના પ્રવાહમા બે પ્રકારની ક્રિયાઓ હોવાનું તો આપણે જાણીએ છીએ જ. એક ઇન્દ્રિયાહક અને દ્વિતીય ઇન્દ્રાભિવાહક અથવા એક આહક અને બીજી પ્રતિસારક. એક બહારના જ્ઞાનને મસ્તિષ્કમા લઈ જાય છે, અને બીજી મસ્તિષ્કમાના જ્ઞાનને શરીરના બાહ્ય પ્રદેશમા લઈ આવે છે. એ સમસ્ત જ્ઞાનરસ પ્રવાહો એક લાબા જ્ઞાનતતુમાથી જઈને મસ્તિષ્કને મળેલા હોય છે. હવે પછીના વિવેચનના માર્ગને વધારે ખુલ્લો કરવા માટે આપણે બીજી પણ કેટલીક વાતો અત્યારે ધ્યાનમા રાખી લેવી જોઈએ એ પૃષ્ઠરજ્જુનો ઉપરનો અતિમ ભાગ–છેડો–ગોળાનો આકાર ધારણ કરીને મસ્તિષ્કને જઈ મળે છે એ ગોળો મસ્તિષ્કમા જો કે મળેલો હોય છે, તોપણ મસ્તિષ્કમાના એક પ્રકારના રસમા તરતો હોય છે. તે એવી રીતે કે, માથાપર જો કોઈપણ પ્રકારનો આઘાત થાય, તો તે આઘાતનો રસમા જ લય થઈ જાય અને તે ગોળાને કશી પણ ઇજા થાય નહિ, એ જ તેનો હેતુ છે હવે પછીના વિવેચનમા એ વાર્તા ઘણીજ મહત્ત્વની હોવાનુ આપણને દેખાઇ આવશે. બીજુ, બધા ચક્રોની પણ આપણને માહિતી હોવી જોઇએ વિશેષે કરીને ત્રણ ચક્રો તો ધ્યાનમા રાખવા જ જોઇએ એક **મૂલાધાર** ( અધશ્ચક્ર ), દ્વિતીય **સહસ્રાર** (મસ્તિષ્કસ્થ સહસ્રદલકમલ) અને તૃતીય **સ્વાધિષ્ઠાન** ( નાભિચક્ર ) ત્યારપછી પદાર્થવિજ્ઞાન શાસ્ત્રમાથી પણ એક તત્ત્વને આપણે લક્ષમાં રાખવાનુ છે વિદ્યુત અને

તેની સાથે સંયુક્ત રહેલી બીજી શક્તિઓ વિશે આપણે બધા ઘણુંય સાંભળીએ છીએ, પણ વીજળી (વિદ્યુત) એટલે શું, એ આપણામાંથી કોઇના પણ જાણવામાં આવ્યું નથી. છતાં પણ જેટલો તેનો શોધ થએલો છે, તેટલાથી તે એક પ્રકારની શક્તિ છે, એટલું જ આપણે જાણી શકીએ છીએ.

પરંતુ જગતમાં બીજી પણ અનેક શક્તિઓ છે. ત્યારે તેમનામાં અને વિદ્યુતમાં પરસ્પર ભેદ શો ? ધારો કે, આ ટેબલ હીલે છે. એટલે કે, એ જે પરમાણુઓનું બનેલું છે, તે પરમાણુઓ ભિન્ન ભિન્ન દિશામાં જવા માંડે છે. પણ જો તેઓ સર્વ એક જ દિશામાં જવા માંડે, તો અવસ્ય તેઓ વીજળીનું રૂપ ધારણ કરે છે. સર્વ પરમાણુઓ એક જ દિશામાં ગમન કરે, એ જ વિદ્યુત્ કિંવા વિદ્યુચ્છક્તિ છે. એક ઓરડીમાંની હવાના બધા પરમાણુઓ એક જ દિશામાં જાય, એવી વ્યવસ્થા કરવામાં આવે, તો તે જ એ ઓરડામાંની વિદ્યુતની એક પ્રચણ્ડ બૅટરી બની જાય છે. શારીરશાસ્ત્રનો એક બીજો મુદ્દો પણ આપણે ધ્યાનમાં રાખવાનો છે. અને તે એ કે, શ્વાસોશ્વાસ ક્રિયાને નિયમિત રીતે ચલાવનારું જે ચક્ર છે, તેમાં જ્ઞાનરસ પ્રવાહની વ્યવસ્થાપર અધિકાર ચલાવવા જોગી થોડીક શક્તિ રહેલી હોય છે. અને એ શ્વાસોશ્વાસપર સત્તા ચલાવનારું ચક્ર, છાતીની સામેની બરડાની કરોળમાં રહેલું હોય છે. એ ચક્ર શ્વાસોશ્વાસ–ઇન્દ્રિયોને વ્યવસ્થિત રીતિથી ચલાવે છે ને બીજા તેથી નીચા પ્રકારનાં ચક્રોપર પણ કાંઇક સત્તા ચલાવવાનો પ્રયત્ન કરે છે

એથી શ્વાસોશ્વાસનો–પ્રાણાયામનો અભ્યાસ શા માટે કરવો, એ સારી રીતે આપણા ધ્યાનમાં આવી શકે છે. પ્રથમ તો શ્વાસોશ્વાસના યોગે શરીરમાંના સર્વ પરમાણુઓની પ્રવૃત્તિ એક જ દિશામાં થાય છે. મન જ્યારે ઇચ્છારૂપ બને છે, ત્યારે જ્ઞાન પ્રવાહને પણ વિદ્યુચ્છક્તિ પ્રમાણે એક શક્તિ પ્રાપ્ત થાય છે. કારણ કે, વિદ્યુત્પ્રવાહની ક્રિયાથી જ્ઞાનતંતુને ધ્રુવોત્સારક ગતિ પ્રાપ્ત થવાનું તો હવે સિદ્ધ થઈ ચૂકયુ છે. એ ઉપરથી જણાઈ આવે છે કે, જ્યારે ઇચ્છા પ્રવાહ જ જ્ઞાનતંતુમાંથી વહેવા માંડે છે, ત્યારે તેને કેટલેક અંગે વિદ્યુત્સ્વરૂપ પ્રાપ્ત થાય છે. શરીરની સર્વ શક્તિઓ નિયમિત થતાં જ શરીર જાણે ઇચ્છાઓની એક મહાભારત બૅટરી–ભંડાર–જ બની જાય છે. એવી પ્રબળ ઇચ્છા જ યોગિયો માટે આવશ્યકીય વસ્તુ હોય છે. એટલે કે, પ્રાણાયામના અભ્યાસનો પણ પ્રાણિધર્મશાસ્ત્ર પ્રમાણે એમાં જ સમાવેશ થયો. એના યોગે શરીરમાંની સર્વ ક્રિયાઓ નિયમિત રીતે ચાલે છે અને ઈતર ચક્રોપર સત્તા ચલાવવાના કાર્યમાં શ્વાસોશ્વાસ ચક્ર તરફથી સહાયતા પણ મળે છે. મૂલાધાર ચક્રમાંની કુંડલિની નામની શક્તિ, કે જે વાટાળા વાળીને બેઠેલી હોય છે, તેને જાગૃત કરવી, એ જ પ્રાણાયામનો મુખ્ય ઉદ્દેશ છે.

પ્રત્યેક વિષય, કે જેને આપણે જોઇએ છીએ; કિંવા જેની આપણે કલ્પના કરીએ છીએ; અથવા તો જે સ્વપ્નમાં આપણુને દષ્ટિગોચર થાય છે, તેને જોવા માટે આપણી પાસે એક સ્થાન હોવું જોઈએ. એ સ્થાન તે નિત્ય આકાશ કિંવા **મહદાકાશ** છે. યોગી જ્યારે અન્ય વ્યક્તિના અંતર્ગત વિચારો જાણવા મંડે છે અથવા તો જ્યારે દિવ્ય-અગમ્ય પદાર્થો જોવા માંડે છે, ત્યારે તે વિચારો કે દિવ્ય પદાર્થોને તે એક બીજા જ સ્થાનમાં નિહાળે છે. એ સ્થાનને **ચિદાકાશ** કિંવા માનસિક સ્થાનના નામથી ઓળખવામાં આવે છે. જ્યાં જ્ઞાન જ્ઞેયરહિત થાય છે, ચૈતન્ય નિર્હેતુક થાય છે અને આત્મા સ્વયંદીપ્તિથી ઝળકવા મંડે છે, તેને **ચિદાકાશ** કિંવા જ્ઞાનસ્થાન કહેવામાં આવે છે. **કુંડલિની** જાગૃત થઇને જ્યારે સુષુમ્ણામાં પ્રવેશ કરે છે, ત્યારે સર્વ જ્ઞાન ચિદાકાશમાં રહેલું હોય છે; અને તે જે વેળાએ મસ્તિષ્કમાં રહેલા પોતાના અંતિમ મુખ પર્યન્ત જઈ પહોંચે છે, તે વેળાએ નિર્વિષયજ્ઞાન ચિદાકાશમાં હોય છે. તારયંત્રના સાદશ્યથી આપણુને એમ જણાય છે કે, તાર હોય ત્યાં સુધી જ આપણે પ્રવાહ પાડવી શકીએ છીએ; પરંતુ સૃષ્ટિ વિદ્યુતને પોતાના પ્રચંડ પ્રવાહના પ્રેરણમાં તારની જરા પણ આવશ્યકતા હોતી નથી. એથી એવો સિદ્ધાન્ત નીકળી શકે છે કે, ખરેખરી રીતે તો તારયંત્રમાં પણ તારની કાંઇએ અગત્ય નથી; પરંતુ તારવિના પ્રવાહ ચાલૂ કરી શકાય જ નહિ, એમ માનવારૂપ આપણી જે નિર્બળતા છે, તે જ તારનો ઉપયોગ કરવાની આપણુને ફરજ પાડે છે; બીજું કશું પણ કારણ નથી.

એવી જ રીતે એ જ્ઞાનતંતુદ્વારા સર્વ શારીરિક જ્ઞાન અને ગતિ આપનારી પૃષ્ઠ રજ્જુમાંના જ્ઞાનતંતુઓની જે દોરીઓ તે જ યોગીની ઇડા અને **પિંગળા** છે. એ બે મોટી નળીઓમાં **ઉત્સારક** અને **અભિસારક** પ્રવાહ વહેતા હોય છે. પરંતુ મન જ્ઞાનતંતુ વિના જ સંદેશો શા માટે પાડવી ન શકે? અથવા તો કોઈ પણ પ્રકારના તંતુ વિના તેનું ગ્રહણુ શા માટે કરી ન શકે? સૃષ્ટિને એ કાર્ય શક્ય છે, એ તો આપણે જાણીએ છીએ જ. યોગી કહે છે કે, જો તમે એ કાર્ય કરી શકો, તો તમે માયાના બંધનથી મુક્ત થયા જ, એમ સમજી લેવું. ત્યારે એ કાર્ય કેવી રીતે સાધ્ય કરવું? બરડાની કરોળના મધ્યમાં રહેલી સુષુમ્ણાનામની પોકળ નળીમાં જો જ્ઞાનરસનો પ્રવાહ તમે વહેવડાવી શકો, તો ત્વરિત એ ગૂઢ તમારા જાણવામાં આવી જાય. એ જ્ઞાનતંતુના જાળને ગૂંથ્યું છે મને, તેથી તેનો નાશ પણ મને જ કરવો જોઇએ. એમ કરવાથી જ્ઞાનતંતુવિના જ સર્વ વ્યાપારો વ્યવસ્થાથી ચાલવા માંડશે અને તારની આવશ્યકતા રહેશે નહિ. એમ થશે, તો જ આપણામાં જ્ઞાન આવશે અને પછી તેને શરીરની સત્તામાં રહેવાની આવશ્યકતા રહેશે નહિ. સુષુમ્ણાને પોતાના તાબામાં લેવાની ઘણી જ આવશ્યકતા છે, એમ કહેવાનું કારણુ પણ એ જ છે. તાર પ્રમાણે

જ્ઞાનતંતુની સહાયતાથી જે પ્રવાહ ચાલે છે, તે જો તેના વિના જ આપણે એ પોકળ નળીમાં ચલાવી શકીએ, તો બધું ગુહ્ય પ્રકટ થઈ જાય અને એમ થવું શક્ય છે, એ વિશે યોગિજનો ખાત્રી આપે છે.

સાધારણ વ્યક્તિ માત્રમાં એ સુષુમ્ણા નીચેથી બંધ હોય છે અને તેમાથી કોઈ પણ પ્રકારનો પ્રવાહ વહી શકતો નથી. યોગી એમ પ્રતિપાદન કરે છે કે,. તે બંધ મુખ અભ્યાસથી ખોલી શકાય છે અને તેમાથી જ્ઞાનરસના પ્રવાહને વહેવડાવી શકાય છે. કોઈ પણ વિકાર કોઈ એક પણ મજ્જાતંતુમાં જતાં જ ચક્રમા પ્રતિક્રિયા થવા માંડે છે; અને પોતાની મેળે જ ચાલનારાં ચક્રોમાં પ્રતિક્રિયા પછી તત્કાળ ગતિનો આરંભ થાય છે. પણ આજ્ઞાંકિત* ચક્રોમાં પ્રથમતઃ લાગણી ઉત્પન્ન થાય છે અને ત્યાર પછી ગતિનો આરંભ થાય છે બાહ્ય ક્રિયાની જે પ્રતિક્રિયા છે એ જ સર્વ લાગણી છે. ત્યારે સ્વપ્નમાં લાગણી કેવી રીતે ઉત્પન્ન થાય છે? ત્યાં તો કોઈ પણ પ્રકારની બાહ્યક્રિયા હોતી નથી. એથી, જુદાં જુદાં ચક્રોમાં ગતિ દેનારી શક્તિઓ જેવી રીતે નિદ્રિત હોય છે, એ સિદ્ધ થએલું છે, તેવી જ રીતે ભાવનાશક્તિઓ પણ ક્યાંક નિદ્રિત હોવી જોઇએ. ઉદાહરણાર્થ.–હું એક નગર નિહાળું છુ. એ નગરનું જ્ઞાન એટલે એ નગરમાંની અંતર્ભૂત વસ્તુઓથી ઉદ્‌ભવેલો જે જ્ઞાનરસ પ્રવાહ, તેની પ્રતિક્રિયા કિંવા પ્રતિબિંબ. એનો સ્પષ્ટ અર્થ એટલો જ છે કે, તે નગરમાંની દૃશ્ય વસ્તુઓથી મારા જ્ઞાનતંતુમા ક્રિયાનો આરંભ થયો અને એ ક્રિયાને અનુસરીને મસ્તિષ્કના પરમાણુઓમા એક પ્રકારની ગતિનો આવિર્ભાવ થયો. એને જ હું મારા નગરવિષયક જ્ઞાનના નામથી ઓળખું છું. એ બનાવને ઘણો સમય થઈ ગયા પછી પણ તે નગરનું સ્મરણ કરી શકાય છે અને એ સ્મરણમાં પણ આબેહૂબ તેજ દેખાવ દૃષ્ટિગોચર થાય છે ભેદ માત્ર એટલો જ કે, એ દેખાવ થોડોક ઝાંખો હોય છે. પરંતુ એ ઝાંખો આકાર–તેના જેવો જ જ્ઞાનપ્રવાહનો આઘાત–આવ્યો ક્યાંથી? તે પૂર્વની લાગણીને લીધે દૃષ્ટિ સમક્ષ આવ્યો નથી, એ તો નિશ્ચિત છે. ત્યારે તો એ જ્ઞાન કોઈ પણ સ્થળે છુપાઇને બેઠેલું હતુ, એમ જ કહેવું જોઇએ. અને તેણે પોતાની કૃતિથી પ્રતિબિંબ કિંવા પ્રતિક્રિયા ઉત્પન્ન કરી એમ પણ માનવું જોઇએ. એને જ આપણે સ્વપ્નજ્ઞાનના

---

*"आत्मा बुद्ध्या समेत्यार्थान् मनोयुंक्ते विवक्षया ।
मनः कायाग्निमाहन्ति स प्रेरयति मारुतम् ॥ १ ॥
मारुतस्तूरसि चरन् मंद्रं जनयति स्वरम्" । पाणिनीय शिक्षा.

ભાવાર્થ–"આત્મા બુદ્ધિ સાથે સંગમ થઈને મનને જાગૃત કરે છે ત્યાર પછી તે મન જઠરાગ્નિને આઘાત આપીને વાયુ ઉત્પન્ન કરે છે અને તે વાયુ ઉરમાં પ્રવેશ કરીને મન્દ્ર સ્વર ઉત્પન્ન કરે છે."

નામથી ઓળખીએ છીએ. છુપાવી રાખ્યા પ્રમાણે સમસ્ત જ્ઞાન જે ચક્રમાં રહેલું હોય છે, તેને જ 'મૂલાધાર' જ્ઞાનકંદ કિંવા મૂલ સ્થાન કહેવામાં આવે છે. અને ક્રિયા કરવાની વીંટળાઈ બેઠેલી શક્તિ, તે જ વીંટળાઈ બેઠેલી કુંડલિની છે. એ તો બહુધા સંભવનીય દેખાય છે કે, સ્વયંચલિત ઇન્દ્રિયશક્તિનો સંચય એ જ ચક્રમાં હોવો જોઈએ. કારણ કે, બાહ્ય પદાર્થનું પુષ્કળ ચિન્તન અને અભ્યાસ કરવાથી મૂલાધાર ચક્ર પાસેનો શરીરનો ભાગ તપ્ત થઈ જાય છે. જો એ વીંટળાઈ બેઠેલી શક્તિને જાગૃત કરીને સત્વર કામે લગાડવામાં આવે, અને તેના ખાસ સુષુમ્ણા નળી–નાડીમાં પ્રવેશ થાય, તથા તે એક પછી એક ચક્રોને સર કરતી જાય, તો તેમાં વિલક્ષણ પ્રતિક્રિયા શરુ થવાનો સંભવ છે. એ ક્રિયા શક્તિનો એક નાનામાં નાનો ક્ષુલ્લક અંશ પણ જો એ જ્ઞાનતંતુમાં પ્રવેશ કરે છે, તો તેની પણ ચક્રમાં પ્રતિક્રિયા પ્રારંભાય છે અને સ્વપ્ન કિંવા કલ્પના તરંગ ઉત્પન્ન થાય છે. જ્યારે આટલાથી જ આમ થાય છે, ત્યારે જો નિરંતર અંતર્ધ્યાન સામર્થ્યથી અનંત જન્મનો એ શક્તિનો પ્રચંડ સંચય મહાસાગર–પોતાના પ્રવાહનો સુષુમ્ણામાં પ્રવેશ કરાવે અને ચક્રોને સ્પર્શ કરતો જાય, તો તેની ક્રિયા ઘણી જ વિલક્ષણ–કલ્પના અને સ્વપ્નની પ્રતિક્રિયાથી પણ ઘણા જ ઉચ્ચ પ્રકારની અને સાધારણ જ્ઞાનની પ્રતિક્રિયા કરતાં ઘણી જ વધારે ટકાઉ–શાશ્વતની થાય, એમાં કશો પણ સંશય નથી. એનું જ નામ અંતર્જ્ઞાન છે. મન એ સ્થિતિને પહોંચ્યું, એટલે તે જ્ઞાનસંપન્ન કે જ્ઞાનમય થયું, એમ કહેવામાં આવે છે અને જ્યારે તે સર્વ જ્ઞાનોની રાજધાની મસ્તિષ્ક નગરમાં જઈ પહોંચે છે, ત્યારે સમસ્ત શરીરમાંનો પ્રત્યેક પરમાણુ પ્રતિક્રિયા કરતો આપણને ભાસે છે–અંતે પરમાત્મજ્ઞાન પ્રકાશની પૂર્ણ દેદીપ્યમાન જ્વાળા આપણને દૃષ્ટિગોચર થવા માંડે છે. એ કુંડલિની જે વેળાએ એક પછી એક ચક્રોને સર કરતી જાય છે, તે વેળાએ મનપરથી એક એક પટ દૂર થતું જાય છે અને યોગીને વિશ્વનાં સૂક્ષ્મ અને વ્યક્ત બન્ને સ્વરૂપો સ્પષ્ટ દેખાવા માંડે છે. જ્ઞાન અને પ્રતિક્રિયા એ જે વિશ્વનાં બે કારણો છે, તે સર્વથા યથાતથ્ય રીતિથી સમજવામાં આવે છે અને તેથી સમસ્ત જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. કારણોનું જ્ઞાન થયું, એટલે કાર્યોનું જ્ઞાન તેની પાછળ પાછળ પોતાની મેળે આવશે જ.

પરમાત્મજ્ઞાન, અતીન્દ્રિય શક્તિ અને આત્માના સત્ય સ્વરૂપની પ્રાપ્તિ કરવી હોય, તો તેને માટે કુંડલિની જાગૃત કરવાનો માત્ર એક જ માર્ગ છે. પરમેશ્વર ભક્તિ, સદ્ગુરુકૃપા, અને તત્ત્વવેત્તાનું તત્ત્વશોધન. ઇચ્છા સામર્થ્ય ઇત્યાદિ બીજા પણ કેટલાક માર્ગોથી એ કાર્ય સાધ્ય થઈ શકે છે. તથાપિ જેને અલૌકિક શક્તિ અથવા અગમ્ય બુદ્ધિના નામથી નિત્ય ઓળખવામાં આવે છે, અને જ્યાં જ્યાં તેનો પ્રભાવ દૃષ્ટિગોચર થાય છે, ત્યાં ત્યાં સુષુમ્ણામાં

કુડલિનીના પ્રવાહનો થોડો ઘણો અશ પ્રવિષ્ટ થએનો હોવો જ જોઈએ ભેદ એટલો જ છે કે, એવા દૈવિક ચમત્કારોમાના ઘણાકોમા ભૂલથી–તેમની જાણમા ન આવતા–એવા પ્રકારનો કેટલોક અભ્યાસ થયેલો હોય છે અને તેથી કુડલિનીના વીંટાળામાથી એકાદ વીંટાળાનું બધન છૂટી જાય છે સર્વ પ્રકારના ભજનપૂજનો–પછી તે જાણે થયેલા હોય કે અજાણે થયેલા હોય, તો પણ તે–અતે મનુષ્યને આ જ પહોંચાડે છે આપણે આપણી પ્રાર્થનાનુ પ્રતિફળ લઈએ છીએ, એવો જેમનો અભિપ્રાય હોય છે, તેઓ એ જાણી નથી શકતા કે, તેમને પોતાની અતર્ગત શક્તિથી જ એ સિદ્ધિ પ્રાપ્ત થયેની હોય છે કારણ કે, પોતાના દેહમા જ એ વીંટાળા નાખીને બેઠેલી અગાધ શક્તિના યત્કિંચિત્ અશને જાગૃત થવામા જે મનોમુદ્રા કિંવા ધારણાની આવશ્યકતા હોય છે, તે પોતાની મેળે જ–તેની જાણમા ન આવતા જ–તેને સાધ્ય થઈ ગયેલી હોય છે યોગિજનો નિશ્ચયપૂર્વક એમ જણાવે છે કે, જેને મનુષ્યો ભીતિ અને સકટના સમયમા અજ્ઞાનતાથી નાના વિધ નામે ભજે છે, તે જ **કુડલિની શક્તિ** પ્રત્યેક જીવ માત્રમા વીંટાળા વાળીને બેઠેલી હોય છે. સનાતન બ્રહ્મ સુખની જન્મદાત્રી એ જ છે માત્ર એને સાધ્ય–જાગૃત–કેવી રીતે કરવી, એટલુ જ મનુષ્યે જાણવુ જોઈએ અને **રાજયોગ** તે સત્ય ધર્મનું અને સર્વ પ્રકારના ભજનપૂજનો, પ્રાર્થના, વિધિ, ઉત્સવ તથા સાક્ષાત્કાર ઇત્યાદિના યથાતથ્ય પ્રતિપાદનનું એક અદ્વિતીય શાસ્ત્ર છે



## પ્રકરણ પાંચમું.

### આધ્યાત્મિક–પ્રાણાયામ.



હવે આપણે પ્રાણાયામની ચર્ચા કરવાની છે યોગિઓના મતો પ્રમાણે દેહસ્થ ગતિને તાબામા લાવવી, એ એનુ પ્રથમ પગથિયુ છે, અને એ આપણે જાણી ચૂક્યા છીએ. શરીરમા ચાલતી અત્યત સૂક્ષ્મ શક્તિઓ આપણા જાણવામા આવે, એટલુ જ કર્તવ્ય આપણે કરવાનુ છે આપણા મનો બહુધા બાહ્ય જ્ઞાનમા જ રમી રહેલા હોવાથી આતરિક સૂક્ષ્મ શક્તિ વિશેનું તેમનું જ્ઞાન નષ્ટપ્રાય થઈ ગયેલુ હોય છે એ જો આપણને પ્રાપ્ત થાય, તો એનાપર આપણો અધિકાર પણ ચાલી શકે એ જ્ઞાનરસ પ્રવાહ પ્રત્યેક સ્નાયુને જીવનશક્તિ પહોંચાડનો પહોંચાડતો શરીરના બાહ્ય ભાગમા સર્વત્ર રમતો હોય છે, પણ તેને આપણે જાણી શકતા નથી. યોગીના કથન પ્રમાણે અંતે એનું પણ આપણને જ્ઞાન થઈ શકે છે તે કઈ રીતે? ફેફસાની હીલચાલથી તે દેહ પ્રાણોની પશ્ચ્યાવત્ હીલચાલ સુધીની બધી ગતિઓનું જો આપણને જ્ઞાન થઈ શકે, તેનાપર આપણો અધિકાર બેસી શકે અને

તે યથોચિત કાળપર્યન્ત ટકી રહે, તો આપણે સૂક્ષ્મ શક્તિપર પણ અધિકાર ચલાવી શકીએ, એ શક્ય અને સર્વથા સંભવનીય છે

હવે આપણે પ્રાણાયામના અભ્યાસ પર્યન્ત આવી પહોચ્યા છીએ જરા ટટાર થઈને બેસો, કારણ કે, શરીરને સરળ રેષામાં રાખવાની ઘણીજ આવશ્યકતા છે પૃષ્ઠરજ્જુ જો કે બરડાની કરોળના અંતર્ભાગમાં છે, તોપણ તે તેનાથી સંયુક્ત નથી. જો તમે વાંકાચૂકા બેસશો, તો તેને વચમા નડતર થશે. અર્થાત્ તેને મુક્ત રહેવા દ્યો કોઈવાર પણ છાતીને નમાવીને ધ્યાન ધારણાનો પ્રયત્ન કરશો, તો શરીરમા અવશ્ય હાનિ થવાની જ છાતી, ગળુ અને મસ્તક, એ શરીરના ત્રણ ભાગોને સદૈવ ખડાઈમા—સરળ રેષામા—જ રાખવા જોઈએ શ્વાસોચ્છ્વાસ ક્રિયા કરવામા જેવી રીતે કશો પણ પ્રયત્ન થતો નથી, તેવી જ રીતે થોડા દિવસમા એની પણ તમને ટેવ પડી જશે ત્યાર પછી જ્ઞાનતંતુપર અધિકાર જમાવવો—તમારે વશ કરવા, એ દ્વિતીય કર્તવ્ય છે જે શ્વાસોચ્છ્વાસનિયામક મધ્ય ચક્ર છે, તે કેટલેક અંશે ઇતર જ્ઞાનતંતુઓપર પણ પોતાની સત્તા ચલાવતુ હોય છે, એ તો આપણે જાણી આવ્યા છીએ જ, અને તેથી જ પ્રાણાયામમા નિયમિતતા રાખવાની ઘણી જ આવશ્યકતા છે આપણે પ્રતિદિવસ જે શ્વાસોચ્છ્વાસની ક્રિયા કરીએ છીએ, તેને કોઈ કાળે પણ પ્રાણાયામ કહી શકાય નહિ. કારણ કે, એ શ્વાસોચ્છ્વાસ સર્વથા અનિયન્ત્રિત જ હોય છે, અને સ્ત્રીઓ તથા પુરુષોના શ્વાસોચ્છ્વાસમા પણ સ્વાભાવિક રીતે જ અમુક ભેદ રહેલો હોય છે

શ્વાસને અંદર લેવાની અને બહાર કાઢવાની ક્રિયાને પ્રમાણપૂર્વક ચલાવવી, એ પ્રાણાયામનો પ્રથમ પાઠ છે એથી શરીરમાના સર્વ યન્ત્રો એક નિયમિત પ્રમાણમા આવી જાય છે. કેટલોક કાળ અભ્યાસ કરવા પછી કેટલાક શબ્દો—જેમકે ॐ અથવા એવા બીજા પવિત્ર શબ્દો—ની નામાવળીના જપનો પરિપાક રાખવો પ્રાણાયામ સાથે સુસ્વર પણ રમવા લાગ્યો, એટલે સર્વ શરીર અંદર અને બહાર સ્વરમય—કિવા નિયમબદ્ધ થતું જાય છે, એમ સ્પષ્ટ દેખાઈ આવશે અને ત્યાર પછી વિશ્રાંતિ એટલે શું એ પણ જણાઈ આવે છે એ વિશ્રાંતિ સમક્ષ નિદ્રાની વિશ્રાંતિ કાંઈ હિસાબમા જ નથી થાકી ગએલા જ્ઞાનતંતુઓને એક વાર એ વિશ્રાંતિ મળી, કે ત્વરિત જ તમે ગાઢ વિશ્રાંતિ સુખમા—પૂર્ણ સમાધિમા—નિમગ્ન થઈ જવાના, ને ખરેખરા વિશ્રાંતિ સુખનો અંત પૂર્વે આપણે કોઈવાર પણ અનુભવ લીધો નહોતો, એવી તમારી ભાવના થવાની. અમે હિન્દુસ્તાનમા એક, બે ત્રણ ચાર એવી રીતે અંક ગણવાને બદલે કેટલાક સાંકેતિક* શબ્દોની યોજના કરીએ છીએ ॐ કિંવા એના

* એ શબ્દ ભૂ-ભુવ-સ્વ મહ-જન તપ-સત્ય ઇત્યાદિ છે, ને પૂજન તથા પ્રાણાયામ કરતી વેળાએ એમનો અવશ્ય જપ કરવામા આવે છે

જેવા જ બીજા કોઈ પવિત્ર શબ્દોની નામાવલીનો પ્રાણાયામમા મિશ્રણભાવ કરવાનો જે તમને ઉપદેશ આપુ છુ, તે માત્ર એટલા જ હેતુથી

એ અભ્યાસથી પ્રથમત જ જે ગુણ દ્દષ્ટિગોચર થાય છે, તે એ છે કે, મુખનું પરિવર્તન થઈજાય છે મુખપરની જેવી તેવી નમાલી રેખાઓનો વિનાશ થાય છે એની શાતતાથી સાધીત યોગના પ્રભાવથી શાતિની છટા મુખમડળમાં પણ ચમકવા માડે છે બીજુ એ કે એથી સ્વર મધુર થઈ જાય છે જેનો સ્વર કર્કશ હોય, એવો એક પણ યોગી કોઈ દિવસે પણ મારા જોવામા આવ્યો નથી થોડાક દિવસના અભ્યાસથી જ એ ચિહ્નો દ્દષ્ટિગોચર થવા માડે છે પ્રાણાયામનો થોડોક અભ્યાસ થયા પછી તેનાથી થોડાક ઉચ્ચ પ્રકારના અભ્યાસનો આરભ કરવો જોઈએ ઇડા એટલે ડાબી નાસિકામાંથી શ્વાસનું ગ્રહણ કરીને ફેફ્સાં ભરવા અને જ્ઞાનતતુના પ્રવાહપર મનની એકાગ્રતા કરવી જાણે તમે જ્ઞાનતતુના પ્રવાહને નીચે–બરડાની કરોડ પ્રતિ જ પઠાવો છો અને સર્વથા અતિમ કદ–ત્રિકોણાકૃતિ મૂલાધારચક્ર અને કુડલિની નિવાસસ્થાન–ને ગદ્ગદ ગદ્ગદ–હીલવો છો, એવી કલ્પના કરીને ત્યાર પછી તે પ્રવાહને થોડીવાર ત્યા જ થોભાવી રાખો તે જ પ્રવાહને શ્વાસોચ્છ્વાસ સાથે તમે ધીમે ધીમે બીજા માર્ગે (જમણી નાસિકામાથી) ઉપર ખેંચો છો, એવી ભાવના ઉત્પન્ન કરો, અને ત્યાર પછી તેને જમણી નાસિકામાથી ધીમે ધીમે બહાર કાઢી નાખો એ અભ્યાસ કરવાનું પ્રથમ તો તમને જરાક દુર્ગમ્ય લાગશે જ, સરળ માર્ગ એ છે કે, જમણી નાસિકા નળીને અગુઠથી દબાવીને ડાબી નળીમાથી શ્વાસ અદર ખેંચી લેવો અને ત્યાર પછી બન્ને નળીઓને અગુઠ અને તર્જનીવડે બધ ગી નાખવી એ વખતે કલ્પના કરવી કે, આપણે પ્રવાહને નીચે પહોંચાડીને જાણે સુષુમ્ણાને આઘાતો આપ્યા જ જઈએ છીએ ત્યાર પછી અગુઠ કાઢી લેવો અને જમણી નાસિકા નળીમાથી ઉચ્છ્વાસ છોડી દેવો પુન તર્જનીવડે ડાબી નળી બધ કરવી, ને જમણી નળીમાથી ધીમે ધીમે શ્વાસ અદર ખેંચવો પછી પૂર્વ પ્રમાણે બન્ને નળીઓ બધ રાખવી. હિંદુ લોકોની પદ્ધતિ આ દેશ–અમેરિકા–ના લોકોને ઘણી જ અગવડ ભરેલી ભાસવાનો સભવ છે, કારણકે, હિંદુ લોકોને બાલ્યાવસ્થાથી જ એનો અભ્યાસ હોય છે–તેમના ફેફ્સાં એ જ રીતિના જ બનેલા હોય છે અહીં અમેરિકામા એ અભ્યાસ ચાર સેકડથી ધીમે ધીમે વધારે વધારે વધારવો, એ વધારે સારુ છે–ચાર સેકડ શ્વાસ અદર લેવામા વીતાડવી સોળ સેકડ સુધી શ્વાસનું રુધન કરી રાખવુ અને આઠ સેકડમા શ્વાસ બહાર કાઢી નાખવો એ એક પ્રાણાયામ થયો એ જ વેળાએ તે ત્રિકોણની કલ્પના કરવી અને તે જ ચક્રપર મનને એકાગ્ર બનાવવુ એવી ભાવનાથી તમને ઘણી જ સહાયતા મળશે દ્વિતીય પ્રાણાયામ એ

છે કે, ધીમે ધીમે શ્વાસનુ અદર આકર્ષણ કરીને પછી તેવી જ રીતે ધીમે ધીમે તેને બહાર કાઢવો અને ત્યાર પછી તેટલા જ કાળ પર્યન્ત નિયમ પ્રમાણે તેને બહાર થોભાવી રાખવો એમા ભેદ એટલો જ છે કે, પ્રથમ પ્રાણાયામમા શ્વાસનુ અતર્ભાગમા રુધન કરવામા આવ્યુ હતુ અને આમા એનો બહાર અવરોધ કરવામા આવ્યો આ અતિમ માર્ગ તો વળી ઘણો જ સરળ અને સીધો છે. પ્રાણાયામ કરતી વેળાએ શ્વાસનું રુધન કરવાનો અભ્યાસ વિશેષ લાબા સમય પર્યન્ત કરવો ન જોઇએ પ્રભાતમા ચાર વેળા અને સધ્યાકાળે ચાર વેળા એટલો અભ્યાસ સપૂર્ણ છે પછીથી ધીમે ધીમે વેળા અને પ્રમાણની વૃદ્ધિ કરી શકાય છે પોતાના અગમા એમ કરવાનુ સામર્થ્ય છે, એમ જણાતા જ તમને અતોનાત આનદ થવા માંડશે, અર્થાત્ જેમ જેમ પોતામા સામર્થ્યની વૃદ્ધિ થતી દેખાય, તેમ તેમ ઘણી જ શાતિ અને સાવધતાથી ચારને બદલે છ—સેકડ અને વેળા—વધારવી. અનિયમિતતાથી વધારેલો અભ્યાસ સાધકને બદલે બાધક થઈ પડે છે

જ્ઞાનતતુઓને પવિત્ર કરવા માટેની કહેલી એ ત્રણ પદ્ધતિઓમાથી પ્રથમની અને અતિમ પદ્ધતિ—એટલે શ્વાસ અદર ખેંચી લેવો અને બહાર અટકાવી રાખવો—ઘણી જ સરળ છે અને તેમા કોઈ પણ પ્રકારની હાનિનો સભવ પણ નથી. જેમ જેમ તમે અભ્યાસ વધારતા જશો તેમ તેમ તમારુ મન વધારે અને વધારે શાત થતુ જશે એ પ્રથમ લાભ છે ૐનો વિચાર ચાલુ જ રાખવો, કારણ કે, એથી જો તમે પોતાના કાર્યમા પ્રવૃત્ત હશો, તોપણ એનો અભ્યાસ કરી શકશો એથી તમારામા પુષ્કળ સુધારણા થવાનો સભવ છે એવી રીતે પ્રાણાયામનો સતત અભ્યાસ કરવાથી કોક દિવસે ઝટ દઈને—એકાએક કુડલિની જાગ્રત થઈ જાય છે જે જનો દિવસમા એક કે બે વાર જ માત્ર એનો અભ્યાસ કરે છે, તેમના શરીરને અને મનને તત્કાળ શાતિ પ્રાપ્ત થાય છે, અને તેમનો સ્વર મધુર થાય છે એવા અભ્યાસીઓ એક એક ડગલુ આગળ વધે છે, એમના જ હાથે કુંડલિની જાગ્રત થાય છે અને સઘળી ચર્ચા જ મદ લાઈ જાય છે તેમ જ જેમા પરિપૂર્ણ જ્ઞાન ભરાઈ રહેલું છે, એવા જ્ઞાનના ગ્રથોનું વેષ્ટણ પણ છૂટી જાય છે અર્થાત્ પછી જ્ઞાનની યાચના માટે, ગ્રથ પાસે જવાની આવશ્યકતા રહેતી નથી જેનામા અપાર—અનંત પ્રકારના—જ્ઞાનો ભરાઈ રહેલા છે, એવા મહાન્ ગ્રથનુ સ્વરૂપ તમારુ મન જ ધારણ કરે છે બરડાની કરોડની બન્ને બાજુએથી જનારી ઈડા અને પિંગળા તથા પૃષ્ઠરજ્જુમાના ચક્રમાથી જનારી સુષુમ્ણા નાડી ઇત્યાદિ વિશે મેં પૂર્વે કહેલુ જ છે એ ત્રણ સૂત્રો તો પ્રત્યેક પ્રાણીમાત્રમા વિદ્યમાન હોય છે જ પૃષ્ઠરજ્જુમા જે ધાવન અને ઉથન પાથન હોય છે, તે સર્વ એ ત્રણ સૂત્રોની જ. યોગીજનોનો સતત આવો અભિપ્રાય છે કે, સર્વ સાધારણ વ્યક્તિ માત્રની સુષુમ્ણા બધ હોય છે અને આ સઘળી ઉથનપાથન તેમા

હોતી નથી. કિન્તુ તે બીજાં બે સૂત્રોમાં, શરીરના જૂદા જૂદા ભાગોમાં જીવ પહોંચાડતી વેળાએ સ્પષ્ટ જોવામાં આવે છે.

માત્ર યોગીની સુષુમ્ણા જ મુક્ત હોય છે. સુષુમ્ણાનાં દ્વાર ઉઘડ્યાં અને તેમાં વિચાર સ્ફૂર્તિનો આરંભ થયો, એટલે આપણે બુદ્ધિજ્ઞાનથી પેલી તરફના પ્રદેશમાં જઇએ છીએ અને આપણું મન ઇન્દ્રિયાતીત, પરમહંસ, સ્થિત્યાત્મક–સમાધિ સ્વરૂપ–જ્ઞાનમય બની જાય છે. આપણે કલ્પનાથી પર અને બુદ્ધિની ગતિ પણ જ્યાં કુંઠિત થઈ જાય છે, એવા પ્રદેશમાં જઈ પહોંચીએ છીએ. માટે સુષુમ્ણાનાં દ્વાર ખોલી નાખવાં, એ જ યોગીઓનો પ્રધાન હેતુ હોય છે. તેમના કહેવા પ્રમાણે એ ભિન્ન ભિન્ન ચક્રો કિંવા આલંકારિક ભાષામાં જેમને મંડળોનાનામથી ઓળખવામાં આવે છે, તે સુષુમ્ણાની જોડમાં જ હારબંધ ગોઠવાયલાં હોય છે. સર્વથી અંતિમ ચક્ર, સર્વથા પૃષ્ઠરજ્જુના મૂળમાં જ રહેલું હોય છે. તેને **મૂલાધાર ચક્ર** કહેવામાં આવે છે. બીજું **સ્વાધિષ્ઠાન ચક્ર** છે અને તે ઉપરાંત **મણિપૂર, અનાહત, વિશુદ્ધ** ઇત્યાદિ ચક્ર છે. સર્વથી અંતિમ **સહસ્રાર**–કિંવા સહસ્રદલકમલ ચક્ર જોવામાં આવે છે. અને એથી પણ નીચેનું ચક્ર **મૂલાધાર** છે. એમાંથી આપણને મુખ્યત્વે પ્રથમ અને અંતિમ એ બે ચક્રોની જ આવશ્યકતા છે. જેમાં સર્વ શક્તિઓ અને સર્વ તેજો ભરેલાં છે, એવું જે સ્થાન, તે સર્વથી અંતિમ કિંવા નીચેનું ચક્રજ છે. ત્યાંના સર્વ તેજોરાશિ અને શક્તિઓને એકત્ર કરી તેમને ઉપર ચઢાવીને મસ્તિષ્કમાં લઈ જવાની હોય છે. મનુષ્ય દેહમાં સમાવિષ્ટ થએલા સર્વ તેજોમાં શ્રેષ્ઠ તેજ **ઓજસ્** છે, એમ યોગિઓ કહે છે. એ **ઓજસ્**નો મસ્તિષ્કમાં ભંડાર ભરેલો છે. એ ભંડાર મનુષ્યના મસ્તિષ્કમાં જેમ જેમ મોટા પ્રમાણમાં હોય, તેમ તેમ તે મનુષ્ય અલૌકિક સામર્થ્યવાન, બુદ્ધિમાન, જ્ઞાની અને પરમાત્મસ્વરૂપાધિકારી હોવાનું પ્રતીત થાય છે. એ સઘળો **ઓજસ્**નો પ્રભાવ છે. કોઈએક સર્વ સાધારણ મનુષ્ય, મિષ્ટ ભાષાથી બોલી શકે છે અને તેના વિચારો પણ ઉદાત્ત હોય છે, છતાં પણ તે બીજાના મનમાં સંસ્કાર કરી નથી શકતો. અને બીજા મનુષ્યની ભાષા સારી ન હોવા છતાં અને તેના વિચારો પણ પ્રૌઢ ન હોવા છતાં તે મનુષ્યના શબ્દો–ભાષણ–મોહક અને ચિત્તાકર્ષક થઈ પડે છે, એ તેના અંગમાંના ઓજસ્‌નોજ તેજસ્વિતાનો પ્રભાવ છે. તે પોતાની કલ્પનાથી જે કાંઈ પણ કરે છે, તે સર્વ એવુંજ તેજસ્વી નીવડે છે; તેનામાં અતેજસ્વિતા કોઈ કાળે પણ જોવામાં આવતી નથી.

એ **ઓજસ્** સર્વ મનુષ્ય માત્રમાં ન્યૂન કિંવા અધિક પ્રમાણમાં તો રહેલું હોય છેજ; અને શરીરમાં ઊથલ પાથલ કરનારી સર્વ શક્તિઓની–તેજોની–અત્યુચ્ચ પાયરી એજ છે એટલે કે, **ઓજસ્** થવાની. આપણે માત્ર એ શક્તિઓનું રૂપાન્તર જ કરવાનું છે, એ

ધ્યાનમા રાખવુ જોઇએ. વિદ્યુતશક્તિ પ્રમાણે કિંવા ચુમક શક્તિ પ્રમાણે બહાર કાર્ય કરનારી જે શક્તિઓ છે, તેઓજ અંત શક્તિરૂપ બની જાય છે સ્નાયુની શક્તિના નામે જેમનો અતર્ભાવ થાય છે, તે જ શક્તિઓ ઓજસરૂપ બની શકે છે યોગી કહે છે કે, કામ વિકાર અને સ્ત્રી પુરુષ ધર્મ ઇત્યાદિ વિષયોમા દૃષ્ટિગોચર થનારુ જે વીર્યતેજ છે, તે માનવી તેજના ભાગને બદ્ધ કરાય–તેને તાબામા કરી લેવામા આવે, એટલે તે વીર્યતેજ પોતાની મેળે જ ઓજસરૂપ બની જાય છે અને જ્યારે એ સર્વથી અતિમ–નીચેનુ ચક્ર જ સર્વ કાર્યોના તત્રને ચલાવનારુ છે, તેટલા માટે જ યોગીજનો તેનાપર જ વિશેષ ધ્યાન આપે છે એ સર્વ કામાદિ મનોવિકારાત્મક વીર્યતેજને એકત્ર–એકઠુ કરીને યોગી તેને ઓજસરૂપ બનાવવાનો પ્રયત્ન કરતો હોય છે શુદ્ધાચરણી સ્ત્રી અને પુરુષોના હાથે એ કાર્ય ઘણી જ સરળતાથી થઈ શકે છે એમના હાથે ઓજસ્ મસ્તિષ્કમા ચઢીને ત્યા તેનો સચય થઈ શકે છે એથી જ નિત્ય બ્રહ્મચર્યવ્રત, એકપત્નીવ્રત અને પાતિવ્રત્ય ઇત્યાદિ મહાન્ અને સર્વથી શ્રેષ્ઠ સદ્ગુણો મનાય છે કારણ કે, મનુષ્ય જાણી જાય છે કે, આપણે જો અનાચાર કરીશુ તો આપણામાથી પરમાત્મ જ્ઞાનનો અધિકાર નષ્ટ થઈ જશે, આપણા મનની નિશ્ચયતાનો નાશ થશે અને નીતિનો આધારસ્તભ તૂટી પડશે જગતમા જે ધર્મબધનોથી અનેક વિભૂતિઓ ઉત્પન્ન થએલી છે, તે ધર્મબધનો એટલા બધા કઠિન હોવાનુ કારણ શુ હશે? કારણ એ જ કે, સરળતા–લાભરૂપી સરળતા જો કઠિનતા ન હોય, તો મળી જ ન શકે વિવાહસુખનો ત્યાગ કરીને સન્યાસી થઈ જવાનો નિયમ થયો છે, તેનુ પણ એજ કારણ છે શબ્દોમા, કૃતિમા અને વિચારમા એકસમાન સદાચરણોનો વાસ હોવો જોઇએ સદાચરણવિના રાજયોગનો અભ્યાસ કરવો, એ પરિણામે ઘણુ જ હાનિકારક છે એમ કરવાથી બુદ્ધિભ્રશ થવાનો સભવ રહે છે જે જનો એક તરફ રાજયોગનો અભ્યાસ કરે છે અને બીજી બાજૂએ અનાચારોમા જ જન્મ વીતાડે છે, તેમણે યોગી થવાની કોઈ કાળે આશા માત્ર પણ રાખવી નહિ

---

## પ્રકરણ છઠ્ઠું.

### પ્રત્યાહાર અને ધારણા.

યોગના પઠીની જે પાયરી છે, તેનું નામ પ્રત્યાહાર છે પ્રત્યાહાર શો પદાર્થ છે? ઇન્દ્રિયદ્વારા જ્ઞાન કેવી રીતે પ્રાપ્ત થાય છે, એ તો આપણે જાણીએ છીએ જ સર્વથી આગળ–બહાર–દૃશ્યેન્દ્રિયો હોય છે, તેની જોડમા જ અતર્ભાગમા અતરિંદ્રિયો હોય છે અને મસ્તિષ્કના કેન્દ્રમા મન હોય છે તે કેન્દ્રદ્વારાએ ઇન્દ્રિયો પોતપો

તાના કાર્યો કર્યા કરે છે એ સર્વ એકત્ર થઈને કોઈ એક બાહ્ય પદાર્થ સાથે સલગ્ન થાય છે, એટલે તે પદાર્થનુ આપણને જ્ઞાન થાય છે એ જ ક્ષણે સમસ્ત મનની એકાગ્રતા કરીને તેને એક જ ઇન્દ્રિય સગે સલગ્ન કરવુ એ કાર્ય ઘણુ જ કઠિન છે છતા પણ મન આત્માનો અનુચર અને દાસ હોવાથી પ્રયત્નવડે એ પણ સિદ્ધ થઈ શકે છે

"સારા થાઓ!" "સારા થાઓ!" એવો ઉપદેશ આખા જગતમા અપાતો આપણા સાભળવામા આવે છે જગતમાના કોઈ પણ દેશમા જેને "ચોરી ન કરવી," "જૂઠું ન બોલવુ," ઇત્યાદિ શિક્ષણ નહિ આપવામા આવ્યુ હોય, એવુ કોઈ બાળક ભાગ્યે જ મળી શકશે પણ એમ ન કરવાનું સાધન શુ છે, તે તેને કોઇ પણ બતાવતું નથી ત્યારે તેણે ચોરી શા માટે ન કરવી? ચોરી શાને ન કરવી? એ કાંઈ આપણે તેને શીખવતા નથી આપણે તો તેને ચોરી ન કરવામાટેનો માત્ર ઉપદેશ જ આપીએ છીએ તેણે પોતાના મનને કેવી રીતે વશ રાખવુ એવું જો આપણે તેને શિક્ષણ આપીએ, તો જ ખરેખર આપણે તેને સત્ય અને યોગ્ય સહાયતા આપી, એમ નિ સશયતાથી કહી શકાય મન જ્યારે કોઈ વિવક્ષિત સ્થાને જઇને ચોંટી રહે છે, તે વેળાએ જ બધી બાહ્ય ક્રિયાઓ અને અત ક્રિયાઓ શરૂ થાય છે એ સ્થાનોને જ આપણે ઇન્દ્રિયોના નામથી ઓળખીએ છીએ મન, ઇચ્છાથી અથવા ઘણીકવાર પોતાની મેળે જ જઇને કેટલેક સ્થળે ચોંટી રહે છે અને એ કારણથી જ લોકો મૂર્ખતાના કૃત્યો કરીને અગાધ દુ ખો ભોગવે છે એજ મન જો મનુષ્યના તાબામા રહે, તો તે તેમ કરતુ નથી મનને વશ રાખવાથી એ લાભ થાય છે કે, તે પોતાની મેળે જ્ઞાનેન્દ્રિયોના સ્થાને જતુ નથી અને તેમ થવાથી ઇચ્છા અને વિકાર બન્ને સહજ વશ થઈ શકે છે, "એ સર્વથા સ્પષ્ટ છે પણ એમ થવુ શક્ય છે ખરુ કે? હા, સર્વથા શક્ય છે નિ સશય શક્ય છે આ અર્વાચીન કાળમા પણ આપણે જોઈ શકીએ છીએ કે, માન્ત્રિકો—શ્રદ્ધા ઉપજાવીને રોગ સારા કરનારાઓ—"અમને દુ ખ વેદના કે ભીતિ ઇત્યાદિ ભાસતા નથી! એમ બીજા જનો પાસેથી કહેવડાવે છે તેમના શાસ્ત્રોમા થોડોક ક્વચિત્ પ્રાણાયામ કરવો પડે છે, પરતુ તે પણ યોગનો એક ભાગ જ છે છે તો ઠીક, પણ તેઓ તેમા એક પ્રકારનો ગોટાળો કરે છે એવા ઉપચારથી મનુષ્યના મુખે જ "હવે મને કાઇએ દુ ખ નથી," એમ કહેવડાવવામા આવે છે અને તે પ્રમાણે જ ગુણ આવેલો દૃષ્ટિગોચર થાય છે, એથી તે માન્ત્રિક તે રોગીને પ્રત્યાહારનું જ એક અગ શીખવવા જેવુ થાય છે કારણ કે, તેઓ મનુષ્યપર પોતાની છાપ બેસાડીને તેના મનને એટલુ બધુ દૃઢતમ બનાવી દે છે, કે તે બીજા જ્ઞાનને સ્વીકારવાની વાત જ છોડી દે છે મેસ્મેરિઝમ અથવા નિગ્નેટિઝમથી (પ્રાણવિનિમયથી) જે લોકો રોગ મટાડનારા છે, તેઓ પણ એવી જ રીતે

પોતાની પ્રયોગશક્તિથી રોગીમા તેટલા સમય માટે એક પ્રમારનો વિકૃત પ્રત્યાહાર જ ઉત્પન્ન કરે છે એ નિદ્રાપ્રયોગ, વ્યાધિગ્રસ્ત અને ભ્રમિષ્ટ જનોના શરીરમા જ માત્ર સારુ પરિણામ ઉપજાવી શકે છે, અને પ્રયોગકર્તાની દૃષ્ટિની એકાગ્રતાથી અથવા તો બીજી કોઈ રીતિથી, રોગીના મનને એક પ્રકારની અચેતન સ્થિતિમા લાવીને તેને ગુણનો લાભ કરાવી આપે છે પણ તે ગુણ જ્યા સુધી તેની અચેતન અવસ્થા હોય છે, ત્યા સુધી જ ટકે છે રોગી પાછો પૂર્વસ્થિતિમા આવ્યો, એટલે **મેસ્મેરિજમ**ના પ્રયોગનું પરિણામ પણ નષ્ટ થઈ જાય છે

એ શ્રદ્ધોત્પન્ન કિંવા નિદ્રોત્પન્ન સત્તા રોગીઓના શરીરમાના જ્ઞાનસ્થાનો કે જ્ઞાનેન્દ્રિયોમા થોડા કે ઘણા સમયને માટે પ્રવર્ત્તાયેલી દૃષ્ટિગોચર થાય છે, તે અત્યત દૂષણીય છે, કારણ કે, અતે એ વિઘાતક થઈ પડે છે મસ્તિષ્ક સ્થાનમા એ સત્તા ચાલતી દેખાય છે, તે ખરી રીતે જોતા મનુષ્યની પોતાની ઇચ્છાથી આવેલી હોતી નથી, કિન્તુ બીજાની ઇચ્છાથી આવી તેના મનપર એકાએક એક બલવાન્ આઘાત કરીને, તેને તમ્મર ખવડાવી મનને ક્ષણ બે ક્ષણને માટે સ્થિર કરી દે છે, એટલુ જ કોઈ તોફાની થએના ગાડીના ઘોડાને જ્યારે લગામથી અથવા અગબગથી થોભાવી નથી શકાતો, ત્યારે બીજો કોઈ તેના માથાપર ફટકો લગાવીને તેને ક્ષણ માત્ર ઉભો રાખે છે, તેના જેવો જ એ પ્રકાર પણ સમજવો એવા પ્રયોગોમાના પ્રત્યેક પ્રયોગથી તે મનુષ્યની માનસિક શક્તિના એક એક અંશનો વિધ્વસ થતો જાય છે અને અતે તેનાપર પૂર્ણ અધિકાર મેળવવાની શક્તિ આવવાનું એક બાજૂએ રહી જાય છે ઉલટુ તેનું મન ચૈતન્યશૂન્ય—કેવળનિર્જીવગોળો—બની જાય છે અતે તે રોગી ઉન્મત્તોનું આશ્રયસ્થાન બની રહે છે—અર્થાત્ ગાંડો થઈ જાય છે

મનપર સત્તા ચલાવવાનો પ્રત્યેક પ્રયત્ન જો સ્વેચ્છાથી—સત્તા ચલાવનારની ઇચ્છા અનુસાર ન થાય, તો તે અનર્થોત્પાદક થઈ પડે છે, એટલું જ નહિ, પણ સમસ્ત ઉદ્દેશની પણ ધૂળધાણી કરી નાખે છે પ્રત્યેક આત્માની ઇતિકર્ત્તવ્યતા એ છે કે, તેણે વિચારો અને વ્યાપારોના બધનમાંથી મુક્ત થઇને સ્વતત્ર થવુ અને અતર્બાહ્ય સૃષ્ટિનુ સ્વામિત્વ સપાદન કરીને પ્રભુત્વ ભોગવવુ સ્વાતત્ર્ય મેળવવાને બદલે બીજાની ઇચ્છાનો પ્રવાહ—તે ગમે તે રીતે આવેલો હોય—પોતાની ઇન્દ્રિયોની સાક્ષાત્ સત્તાથી આવે કિંવા વ્યાધિગ્રસ્ત સ્થિતિમા ઇન્દ્રિયોપર બલાત્કાર કરીને આવે, છતાં પણ તે—પ્રથમ શ્રદ્ધાની અને વિચારપારતત્ર્યની પૂર્વોક્ત જડ શૃખલામા એક કડીનો બીજો પણ વધારો કરીને મનુષ્યને વધારે મજબૂતાઇથી બાધે છે એટલા માટે આપણાપર પ્રયોગ કરનારને પ્રયોગમા આપણે કેટલી સ્વતત્રતા આપીએ છીએ, એ વિશે ઘણી જ સાવધતા રાખવાની છે તમે પોતે પણ અજાણપણે બીજાનુ કેટલુ બધુ નુકસાન કરો છો, એનું સ્મરણ રાખો કોઈ કોઈ પુરુષો, કોઇ વેળાએ

રોગીના મનના વિચારોને એક બીજીજ દિશામા વાળીને તેનુ પુષ્કળ હિત કરે છે, એ વાત ખરી છે, પણ તે જ વેળાએ તેઓ બીજા લક્ષાવધિ લોકોનો નાશ કરે છે કારણ કે, તેમના પ્રયોગનો અધિકાર આસમન્તાત્ પ્રસરી જાય છે, એ તે પોતે જાણી શકતા નથી એથી તે રોગ, તે કૃત્રિમ નિદ્રાવસ્થા અને તે નિશ્ચેષ્ટ સ્થિતિ બીજા સ્ત્રી પુરુષોમા ઉત્પન્ન થાય છે, અને અતે તે તેમને જ્ઞાનશૂન્ય કરી મૂકે છે અટલા માટે, જે કોઈ પણ બીજાઓને મુખે મ્હોડે શ્રદ્ધા રાખવાનો ઉપદેશ આપે છે અથવા મનુષ્ય જાતિમા મોહિની ઉપજાવીને તેમની ઇચ્છાપર પોતાનો અધિકાર ચલાવીને તેમને પોતાના તાબામા લાવે છે—તેમનો જો કે અતસ્થ હેતુ નઠારો ન હોય, તોપણ તેઓ વાસ્તવિક રીતે જોતાં તો મનુષ્ય જાતિના શત્રુઓ જ છે.

એથી, અર્થાત્ આપણા પોતાના મનોને જ, કાર્યમા પ્રવૃત્ત કરવા જોઇએ શરીર અને મનને આપણે પોતે જ વશ કરવાં જોઇએ તમે વ્યાધિગ્રસ્ત હો—વ્યાધિગ્રસ્ત સ્થિતિમા હશો, ત્યા સુધી અન્ય ઇચ્છાઓ લાગૂ પડવાની નથી, એ ધ્યાનમા રાખવુ અને અધન્યાયથી તમને જે કોઈ પણ શ્રદ્ધા રાખવાનો ઉપદેશ આપે, તેનું જરાપણુ સાભળશો નહિ તે ભલે મહાન્ હોય કે ભલો હોય તેની દરકાર કરશો નહિ નાચનારા, ઉછળનારા અને પોકાર કરનારાઓના અનેક પથો જગતમા થએલા છે તેઓ નાચીને અને પોકારીને ધર્મોપદેશ કરવા માડે છે, એમજ સાસર્ગિક રોગ પ્રમાણે ફેલાતા જાય છે એવા પથવાળાઓ પણ મનુષ્ય જાતિના શત્રુઓની પક્તિના જ ગણાય છે તેઓ પ્રસગાનુસાર કોમલ મનના પુરષો પર થોડીક સત્તા ચલાવે છે, અને અરેરે ! તે સત્તાને જ વધારીને અતે તેઓ કેટલીક જાતિઓની જાતિઓને ધૂળમા મેળવી દે છે! એવી રોગિષ્ટ, વિકૃત અને ઉઠીની સત્તાથી ખરેખર ભલું થવાનું એક બાજૂએ રહી જાય છે અને ઉલટી તે સત્તા વ્યક્તિ કિવા સમસ્ત જાતિને પતિત કરવામાં જ માત્ર યથાસ્થિત કારણીભૂત થાય છે એવી મનસોક્તતાથી મનુષ્ય માત્રની કેટલી બધી હાનિ થાય છે, એ વિશેના વિચારમાં જો કોઇનું અત કરણ નિમગ્ન થઈ જાય છે તો તેની ગણના ધર્મોન્મત્તમાં જ થઈ જાય છે તે પોતે તો એમ જાણતા જ નથી કે, પોતાના પ્રયોગથી, પોતાના ગાયનથી અને પોતાની પ્રાર્થનાથી જે જે મનોને એકાએક અધ્યાત્મગતિ પ્રાપ્ત થાય છે, તે તે મનો કેવળ નિશ્ચેષ્ટ, વિકૃત અને અશક્ત બની જાય છે, તેમનાપર ધારવા કરતા વિરુદ્ધ જ પરિણામ થાય છે અને તેથી અન્તે તેમનો નાશ થાય છે જે શક્તિને પોતા માટે અતરિક્ષમાથી કોઇ દૈવતે મોકલી દીધેલી છે, એવુ તેમનું માનવુ હોય છે, તે શક્તિનો માનવી અત કરણમા પ્રવેશ કરાવતી વેળાએ તે પોતે તેમના ભાવિ નાશ, દોષ અને ઉન્માદ તથા મૃત્યુનું બીજારોપણ કરે છે, અને તે નિરક્ષર અને ફુસાવી મારનારા લોકોને

એમ સુદ્ધા પણ આવતુ નથી એટના માટે જ, તમારા સ્વાતંત્રનો સહાર કરનારી પ્રત્યેક ઘટનાથી તમે ચેતતા રહો. એમ ન કરવાથી અનર્થનો સભવ છે, એ ધ્યાનમા રાખો અને તમારાથી ટાળી શકાય તેટલા પ્રમાણમા એવા વિષયોને ટાળી નાખો કોઈ પણ સ્થાને પોતાનુ મન લગાડી શકે અને કોઈ પણ લાગેના સ્થાનેથી મનને ઉઠાડી શકે, તે જ મનુષ્ય પ્રત્યાહાર કરી શકે છે મનથી બહાર જનારી રશ્મિઓને એકત્ર કરી—તેમને અટકાવવી—તેમને દાસત્વથી મુકત કરવી, એને જ પ્રત્યાહાર કહેવામા આવે છે એમ કરવાનું સામર્થ્ય જ્યારે તમારા અગમા આવે, ત્યારે જ તમને એક અમુક સિદ્ધિની પ્રાપ્તિ થઈ, એમ નિ સશય કહી શકાય એમ થયા પછી કોઈ પણ પુરુષ એકલો જ મુક્તિનો પાનવ પકડી શકશે પરંતુ એમ ન થયુ હોય, ત્યા સુધી તો આપણે બધા રમન કરવાના કળવાળા પૂતળા જેવા જ છીએ

મનને તાબામા રાખવાનું કાર્ય ઘણુ જ કઠિન છે મનની સ્થિતિ ગાઇએક ગાન થએના વાદરાના જેવી જ હોય છે. એક વાનર હતો, તેનામા વાનરોના જાતિસ્વભાવ પ્રમાણે એક ક્ષણ માત્ર પણ સ્થિરતા હતી નહિ કોઇએક મનુષ્યને તેની એટની બધી ચેગઓ પણ અપૂર્ણ લાગવાથી તેણે તેને ખૂબ દારુ પાયો દારુનો નિશો એટલો બધો થયો કે તે વાનર વધારે અને વધારે ચેષ્ટાઓ કરવા લાગ્યો એ ઉન્માદનો પ્રચાર ચાલતો હતો એટલામા તેને વૃશ્ચિકે દશ દીધો કોઈ મનુષ્યને વીંછી કરડે છે, તો તે પણ આખો દિવસ નાચતો રહે છે, ત્યારે એ બિચારા વાદરાની શી દશા થઈ હશે, એની તમારે જ કલ્પના કરવાની છે તેને ઘણો જ સતાપ થવા લાગ્યો વળી એના દુખમા પૂર્તિ કરવા માટે તેના અગમા ભૂત ભરાયુ તે વેળાએ વાનરાની ચેષ્ટાઓએ એવુ તો ભયકર સ્વરૂપ ધારણ કર્યું કે, શબ્દોમા તેનું વર્ણન કરવાની શક્તિ જ નથી મનુષ્યનું મન પણ એ વાંદરા જેવુ જ છે તે સદા સર્વદા મૂળથી જ ચચળ હોય છે તેને ક્ષણ માત્ર પણ વિશ્રાંતિ હોતી નથી એવામા વળી જો તે ઇચ્છારૂપ મદ્યપાન કરે છે, એટલે તેની ચચળતામા વૃદ્ધિ થવા માંડે છે મદ્યનો ઉન્માદ ચઢેલો હોય, તેવામા પોતાની ઇચ્છાઓ પરિપૂર્ણ થતા તેને મત્સરરૂપી વૃશ્ચિકનો દશ થાય છે, અને અંતે ગર્વરૂપ ભૂત મનનુ ગળુ દબાવીને 'હું જ સર્વથી મહાન્ છુ," એવી ભાવના ઉપજાવે છે એવા મનને તાબામાં રાખવાનું કાર્ય કેટલું બધુ દુર્ગમ્ય છે, એ હવે તમારા ધ્યાનમા આવ્યુ હશે જ

મનને તાબામા લાવવા માટે ઉપાયોની નીચે પ્રમાણે યોજના કરવી જોઇએ આપણે પોતે થોડીકવાર સ્વસ્થ બેસી રહીને મનને તેને ગમે ત્યા જવા દેવુ મન તો આખો દિવસ કૂદકા મારવાનું જ તે અહીં તહીં કૂદકા મારનારા વાદરાના જેવુ જ છે તે વાનરાને તેને ગમે તેટલા કૂદકા મારવા દેવા, અને પોતે સ્વસ્થ બેસી રહીને દૂરથી મજા જોયા કરવી જ્ઞાન,

તે જ શક્તિ છે, એમ કહેવાય છે, અને તે સર્વથા સત્ય છે. મન શું શું કરે છે, એ જ્યાં સુધી તમે જાણી શકશો નહિ, ત્યાં સુધી તે તમારા તાબામાં આવશે નહિ. પ્રથમ તેની લગામને ખૂબ ઢીલી છોડી દેવી અને તે જેટલા ખરાબ–દુષ્ટ વિચારો અંતઃકરણમાં લાવવા માગતું હોય, તેટલા સર્વ વિચારો તેને લાવવા દેવા. "ત્યારે આવા આવા વિચારો પણ આપણા મનમાં આવે છે કેમ?" એમ બોલીને તમે આશ્ચર્યચકિત થશો. પરંતુ એથી પ્રતિ દિવસ મનની લહરીનું બળ અધિકાધિક ન્યૂન થતું જશે અને તે દિવસે દિવસે વધારે અને વધારે શાંત અથવા સ્થિર થતું જાય છે, એવો તમને અનુભવ થશે. પ્રથમ કેટલાક મહિના સુધી તમને એમ જણાશે કે, મનમાં એક હજાર વિચારો આવે છે; ત્યાર પછી એમ દૃષ્ટિગોચર થશે કે, એ સંખ્યામાં ઘટાડો થાય છે અને માત્ર સાતસો વિચારો જ આવે છે. એ વાતને બીજા કેટલાક મહિના જતાં એ સાતસોની સંખ્યામાં પણ ન્યૂનતા થઈ જાય છે અને અન્તે સર્વ વિચારોનો લય થતાં મન સર્વથા આપણા કહ્યા પ્રમાણેજ વર્તવા માંડે છે. એમ થાય તોપણ ધીમે ધીમે આપણે તો પોતાનો અભ્યાસ કરતા જ રહેવું જોઇએ. બાષ્પનો સ્પર્શ થતાં જ એન્જિને જેવી રીતે ગતિ ધારણ કરવી જ જોઇએ, એવો નિયમ છે; તે પ્રમાણે જ આપણા સમક્ષ કોઈ પણ પદાર્થ આવ્યો, કે આપણને તેનું જ્ઞાન થવું જ જોઇએ. એથી મનુષ્યે, તે પોતે કોઈ યંત્ર નથી કે કળવાળું પૂતળું નથી, એમ સ્પષ્ટ સિદ્ધ કરી બતાવવું જોઇએ. તે પોતે કોઇના પણ તાબામાં નથી, એ માટેનાં પ્રમાણો તેણે આપવાં જોઇએ. એવી રીતે મનને પોતાના તાબામાં રાખવું અને તેને પોતે જ કોઈ પણ સ્થળે વિચરવાની આજ્ઞા આપવી, એનું જ નામ **પ્રત્યાહાર** છે. એનો અભ્યાસ કેવી રીતે કરવો? એ અભ્યાસ ઘણા લાંબા સમયે થાય છે, એક બે દિવસમાં થઈ શકતો નથી. માત્ર ધૈર્યથી જો અખંડ પ્રયત્ન ચાલૂ રાખવામાં આવે, તો કેટલાંક વર્ષ પછી આપણે સિદ્ધિ પ્રાપ્ત કરી શકીએ છીએ.

ભવિષ્યની ઉન્નતિનો આધાર એનાપર જ અવલંબેલો હોય છે. કેટલોક સમય પ્રત્યાહારના અભ્યાસમાં વીતાડીને મનને એક વિવક્ષિત સ્થળે લગાડી તે પ્રત્યાહારથી ઉચ્ચ જે **ધારણા** છે, તેના અભ્યાસનો આરંભ કરવો. એક વિવક્ષિત સ્થળે મન લગાડવું એટલે શું? એટલે એમ કે, ઇતર ભાગોનો ત્યાગ કરીને શરીરના એક વિવક્ષિત ભાગમાં મનને લીન કરી તે દ્વારા તેનું જ્ઞાન મેળવવું. ઉદાહરણાર્થ:–શરીરના ઇતર અવયવોને ત્યાગીને માત્ર એક હસ્તવિશેનું જ્ઞાન મેળવવાનો જ પ્રયત્ન કરો. ચિત્ત, કિંવા મનના સર્વ અંશોને એક વિવક્ષિત સ્થાને પૂરી રાખી, તેમને બહાર ન જવા દેવા, એનું નામ જ **ધારણા** છે. ધારણાના અનેક પ્રકારો છે. એટલે તેની સાથે કેટલીક કલ્પનાઓનું યુદ્ધ કરાવતા રહેવું. એ પણ એક પ્રકારે સારું જ છે. ઉદાહરણાર્થ:–મનને હૃદયના અંતર્ભાગના એક વિવક્ષિત સ્થાન વિશેના

વિચારમા પ્રવૃત્ત કરવુ પણ એ ઘણુંજ કઠિન કાર્ય છે એમ કરવાનો સરળ માર્ગ એ છે કે, ત્યા એક કમળ છે, એવી કલ્પના કરવી તે કમળ તેજોમય છે અને તેનો પ્રકાશ ઘણો જ ભવ્ય છે, એમ માનીને મનને ત્યા સ્થિર કરો, અથવા તો એવુ જ એક પ્રભાશમય કમળ મસ્તિષ્કમા છે, એવી મનમા ભાવના કરો. કિંવા પૂર્વે કહ્યા પ્રમાણે સુષુમ્ણા નાડીના ભિન્ન ભિન્ન સ્થાનોમા ભિન્ન ભિન્ન ચક્રોનું અસ્તિત્વ છે, એવી કલ્પના કરો એમ કરવાથી તત્કાળ—તેજ ક્ષણે મન તે સ્થળે સર્વથા લીન થઈ જાય છે

યોગિએ નિત્ય અભ્યાસમા પ્રવૃત્ત રહેવુ જોઈએ, અને તેણે બહુધા એકાતમા—એકાન્ત—રહેવાનો જ પ્રયત્ન કરવો જૂદી જૂદી પ્રકૃતિના અનેક લોકોના સહવાસથી મન વધારે ચચળ થવુ જાય છે યોગિએ આવશ્યકતા કરતા વિશેષ બોલવુ પણ નહિ કારણ કે, વધારે બોલવાથી પણ મનની ચચળતા વધે છે ઘણો શ્રમ પણ કરવો નહિ, કારણકે અતિ શ્રમથી પણ મન ચચળ થઈ જાય છે જો આખો દિવસ અતિ શ્રમ કરવામા આવે, તો મનપર સત્તા ચલાવી શકાતી નથી એથી મન આપણા તાબામા રહી શકતું નથી એટલા નિશ્ચયથી રહે છે, તેજ યોગી થઈ શકે છે **ઉત્તમ કાર્યની શક્તિ એવી છે કે, જો તે થોડુ બની શકે, તોપણ તેથી લાભ ઘણોજ મહાન્ થાય છે તે કોઈની હાનિ તો કરતુજ નથી, પણ પ્રત્યેકને લાભજ દેખાડે છે.** સર્વથી પ્રથમ તો જ્ઞાનતતુના વિક્ષોભને ન્યૂન કરીને તેમા તે શાન્તિ ઉત્પન્ન કરે છે એથી સર્વ પદાર્થો પ્રથમ કરતા વધારે સ્પષ્ટતાથી દેખાવાનું સામર્થ્ય પ્રાપ્ત થાય છે સ્વભાવ ઉત્તમ થાય છે અને પ્રકૃતિ પણ સુધરી જાય છે સ્વરની મધુરતા એ સર્વ લક્ષણોથી પ્રથમનુ લક્ષણ છે ત્યાર પછી ધ્વનિ પણ સુ ર ઉત્પન્ન થાય છે અને કઠમાના દોષો નીકળી જાય છે પ્રથમ જે જે પરિવર્તનો થાય છે, તેમાના કેટલાક લક્ષણો એ છે જેઓ ત્વરાથી અભ્યાસ કરે છે તેમનામા બીજા પણ અનેક લક્ષણો ઉત્પન્ન થાય છે કેટલીકવાર તેમને જાણે કેટનાક અતરે ઘટાનાદ થયા કરે છે અને તેનો ધ્વનિ કર્ણોમાં આવીને અથડાય છે-તેના સ્વરનો પ્રતિધ્વનિ થયા કરે છે, એવો ભાસ થાય છે કોઈ કોઈવાર કેટલાક પદાર્થો તેમને દૃષ્ટિગોચર થાય છે પ્રકાશના ધાબા વાતાવરણમા તરતા દેખાઇને તે મોટા મોટા થતા જાય છે, એમ પણ તેમને ભાસે છે એવા ચમત્કારો થવા માડે, એટલે તમારો અભ્યાસ વેગથી ચાલે તો છે, એવો તમારે નિશ્ચિત ભાવ રાખવો. જેને યોગી થવાની અને ત્વરાથી અભ્યાસ કરવાની ઇચ્છા હોય તેણે પ્રથમ તો આહારવિશે કેટલીક કાળજી—ચિન્તા—સભાળ—રાખવી જોઈએ જેને અતિશય અભ્યાસની આવશ્યકતા હોય તે જો માત્ર દૂધ અને રાજગરા જેવા હલકા ધાન્યો અથવા કન્મૂળથી જ પોતાનો કેટલાક મહિના સુધી ઉદરનિર્વાહ કરે, તો તેથી વધારે લાભ થવાનો સભવ છે પરતુ જેમને

પોતાનો કામધંધો સંભાળીને દરરોજ થોડો થોડો અભ્યાસ કરવાનો હોય, તેઓ ગમે તે ખાય, તેમાં કાંઈ પણ અપાય જેવું નથી. માત્ર આવશ્યકતા કરતાં અધિક ખાવું નહિ.

પરન્તુ જેમની સત્વર જ યોગી થવાની અને વાયુવેગે અભ્યાસ કરવાની આવશ્યકીય ઇચ્છા હોય, તેમણે તો આહારમાં ગમે તેમ કરીને પણ નિયમિતપણુ ખાસ કરીને રાખવું જ જોઇએ. ઇન્દ્રિયોની ક્રિયા દિવસે દિવસે અતિશય સૂક્ષ્મ અને સૂક્ષ્મ થતી જાય છે. એથી પ્રથમમા—આરભમાં, સર્વથા ક્ષુલ્લક બનાવોથી પણ તમારી પ્રકૃતિમા પરિવર્તન થતું સર્વથા સ્પષ્ટ તમારા જોવામાં આવશે. જ્યા સુધી તમારો પૂરેપૂરો અધિકાર જામ્યો ન હોય, ત્યાં સુધી અન્નનો એક ગ્રાસ પણ ઓછો કિંવા વધારે થશે, તો તમારા આખા શરીરમા ગડબડ મચાવી મૂકશે—અધિકાર જામી ગયા પછી તમને ગમે તે ખાઓ, તો તે ચાલી શકશે. તમે એકાગ્રતા કરવાનો આરંભ કર્યો કે, પ્રથમ એક ટાંચણી પડવાથી પણ તમારા મસ્તિષ્કમાં મેઘગર્જના જેવો ધ્વનિ થશે, અથવા તેવો ભાસ થશે. ઇન્દ્રિયો સૂક્ષ્મ થતી જાય છે અને તેથી તેમનાથી મળતું જ્ઞાન પણ સૂક્ષ્મ થઈ જાય છે. આપણે જે ચઢાણને પાર જવાનું છે, તેની એ પાયરીઓ છે. એ ચઢાણ ચઢવામાં જે દૃઢ રહે છે, તેને જ અન્તે જય મળે છે. વાદવિવાદ અને મારી તારી છોડી દો વૃથા વાગ્જાલ અને શુષ્ક કોટિક્રમમાં શો લાભ છે ? એથી માત્ર મનની સ્વસ્થતાનો નાશ થાય છે અને મન ચંચલ બની જાય છે. જે કૃત્યો કરવાનાં છે, તે કેવળ બોલવાથીજ સિદ્ધ થઈ નથી શકતાં. એટલા માટે વ્યર્થ વિવાદનો તો ત્યાગ જ કરવો જોઇએ. જે જે પુરુષોએ અનુભવ લઇને પુસ્તકો લખેલાં હોય, તેમના તે પુસ્તકો વાંચવામાં જ વેળાનો વ્યય કરવો

મોતીની છીપ જેવા થવું જોઇએ. એ ઉદાહરણને મનમા ઠસાવવા માટે હિંદુસ્તાનમાની એક આખ્યાયિકા ઘણી જ ઉત્કૃષ્ટ છે. સ્વાતિ નક્ષત્રનો પ્રારંભ થયા પછી તેનો એક બિન્દુ પણ જો છીપમાં પડે છે—અર્થાત્ વર્ષાના જળનો બિન્દુ છીપમાં પડે છે, તો તે બિન્દુનું મોતી બને છે. એ વાતની છીપમાં રહેલા પ્રાણીને ખબર હોય છે, એટલે સ્વાતિ નક્ષત્રનો આરંભ થતાં જ એ પ્રાણીઓ સમુદ્રની સપાટીપર તરી આવે છે, અને મૂલ્યવાન્ પર્જન્યના જળબિંદુને ઝીલવા માટે તત્પર થઈ પાણીની સપાટી ઉપર બેસે છે. મુખમાં એક બિન્દુ પડતાં જ તે પ્રાણી પોતાના શરીરનો સંકોચ કરે છે અને ડુબકી મારીને સમુદ્રના તળિયામાં ચાલ્યું જાય છે ત્યાર પછી તે સ્વાતિજલબિન્દુ ધીમે ધીમે તેના શરીરમાં મોતીનું સ્વરૂપ ધારણ કરે છે. આપણે પણ એવા જ થવુ જોઇએ. પ્રથમ સાંભળી લેવું, પછી વિચાર કરવો અને ત્યારપછી બધા વિક્ષેપોને દૂર કરીને, મનને બાહ્ય વિકારોથી પરાઙ્મુખ કરીને, તેમાંના સત્યશોધનમાં જ પોતાની સર્વ વૃત્તિઓને સર્વથા લીન કરી દેવી. કેવળ અપૂર્વતાનું દર્શન કરીને જ કોઈ કલ્પનાનું ગ્રહણ

કરવુ, અને તેનાથી બીજી કોઈ વધારે નવી કલ્પના મળી આવી કે, તેનો ત્યાગ કરવો-એમ કરીને પોતાની ઉત્સાહ શક્તિને છિન્ન ભિન્ન કરવી, એ ઘણુ જ ભયકર છે અર્થાત્ એક જ વિષયનો સ્વીકાર કરવો અને તેમા નિમગ્ન રહી તેનું પરિણામ શું આવે છે તે જોવુ અને તેનુ પરિણામ જણાય નહિ ત્યા સુધી તેનો ત્યાગ ન કરવો એક જ કલ્પનામા જે યોગિ-તદ્રૂપ બની જાય છે, તે જ તેનો શોધ કરી શકે છે-તેને જાણી શકે છે ઘડીમા અહીં ને ઘડીકમા તહીં ભટકનારા જે મનુષ્યો છે, તેમને કાઈ પણ મળી શકતુ નથી એવા પુરુષો પોતાના જ્ઞાનતતુઓને થોડીવાર જો કે રમાડી શકે છે, પણ તેમની પરિસમાપ્તિ પણ ત્યા જ થઈ જાય છે તેઓ માયાના દાસ બની રહે છે અને ઇન્દ્રિયો કરતા વિશેષ કશુ પણ તેમના હાથમા આવતુ નથી.

ખરેખરી રીતે જેની યોગી થવાની જ ઇચ્છા હોય તેણે મનની અસ્વસ્થતાનો તો ખાસ કરીને ત્યાગ જ કરવો જોઇએ અને એક જ કલ્પનાનું ગ્રહણ કરવુ જોઇએ અને તે જ કલ્પનાને જીવ કે પ્રાણ સમાન માનવી જોઇએ ધ્યાનમા, મનમા, કે સ્વપ્નમા પણ તે જ કલ્પના હોવી જોઇએ, તેનો જ વિચાર કરવો અને તેનાપર જ પોતાનો નિર્વાહ ચલાવવો તમારુ મસ્તિષ્ક, તમારુ શરીર તમારા સ્નાયુ તમારા જ્ઞાનતતુ અને તમારા શરીરના પ્રત્યેક ભાગમા એ જ કલ્પના ઓતપ્રોત ભરેલી હોવી જોઇએ બીજી ગમે તેવી કલ્પનાઓ હોય, તોપણ તેમને મનમાથી કાઢી નાખવી સિદ્ધિનો એ જ માર્ગ છે, અને એ માર્ગમા વિચરવાથી જ મહદ્વિભૂતિઓ નિપજેલી છે-બીજા બધા તો માત્ર શાબ્દિક યત્રો જ-વાતચાળા છે જો તમારી ખરેખર જ બીજાનુ કલ્યાણ કરવાની વાન્છના હોય, તો તમારે વધારે ઉંડા પાણીમા ઉતરવુ જોઇએ. તેનું પ્રથમ પગથિયુ એ છે કે, મનને ચલવિચલ થવા ન દેવુ-કિંવા જે કલ્પનાથી મન ચલવિચલ થતું હોય, તેવી કલ્પનાવાળા મનુષ્યનો સહવાસ જ ન કરવો. આપ બધા જાણો તો છો જ કે, કેટલાક સ્થળો અને કેટલાક ભક્ષ્યો એવા હોય છે, કે જેમના યોગે આપણી વૃત્તિ ફરી જાય છે એટલા માટે એવા સ્થળો અને એવા ભક્ષ્યોને વર્જ્ય કરવા વિશેષમા જેણે વધારે ઉચ્ચ સ્થાન સુધી પહોંચવુ હોય તેણે તો સર્વ પ્રકારના સસર્ગનો જ ત્યાગ કરવો પછી ભલે તે સારાનો હોય કે નઠારાનો હોય પણ એ વિશે વિચાર કરવાનો નથી-અહીં તો ઉભયના ત્યાગનું તાત્પર્ય છે ત્યાર પછી ખતથી અભ્યાસ કરવો અને તેમા પ્રાણ જાય કે રહે, એની દરકાર કરવી નહિ તેમ એ સાધ્ય થશે કે નહિ એનો જરા પણ વિચાર ન કરતા સર્વથા તદ્રૂપ થઇને અભ્યાસ કરવો, એ જ કર્તવ્ય છે જો તમારા અગમા પૂરેપૂરી હિંમત હશે, તો ૭ મહિનામા જ તમે યોગી થઈ શકશો પરતુ જેઓ ધીમે ધીમે અભ્યાસ કરનારા છે અને પ્રત્યેક વિષયનો ધીમે ધીમે પ્રયોગ કરનારા છે, તેઓ એકાએક અધિક યોગ્યતાએ પહોંચી

શકતા નથી. વ્યર્થ, અભ્યાસ કરવાનો એટલે કરીએ છીએ, એવી ધારણાથી અભ્યાસ કરવામાં કશો પણ લાભ નથી. જેઓ પૂર્ણ તામસીવૃત્તિવાળા—અજ્ઞાન અને આળસુ—છે, જેમનું મન એક જ બાબતમાં કોઈ કાળે પણ સ્થિર થઈ શકતુ નથી અને જેઓ પોતાના વિનોદ માટે જ અમુક અભ્યાસની ઉપાસના કરે છે, તેમને માટે ધર્મ અને શાસ્ત્ર—માત્ર વિનોદરૂપ જ છે. એવા લોકો ધર્મને ઘડી બે ઘડીનો વિનોદ જાણીને તેના તરફ આવે છે અને તેમાં જે વિનોદનો થોડો ઘણો અંશ રહેલો હોય છે, તેનો જ સ્વીકાર કરે છે. એવા લોકો બહુધા આરંભશૂર હોય છે. તેઓ ભાષણો સાંભળે છે, સારા વિચારો પણ કરે છે, અને ઘેર ગયા એટલે બધું ભૂલી જાય છે. સિદ્ધિ જ મેળવવાની હોય તો તો બલવત્તર ઇચ્છા અને નિસ્સીમ ધૈર્યનું અવલંબન કરવું જ જોઈએ. ધૈર્યશાલી એટલે સુધી પણ કહી શકે છે કે, "હું સમુદ્રને પણ પી જઈ શકું છું. જો હું ઇચ્છા કરુ, તો પર્વતનો પણ ચૂરેચૂરો કરી નાખું!" એવી દૃઢ ઇચ્છા રાખો, એવું ધૈર્ય રાખો, એવી હિંમત રાખો અને ખંતથી અભ્યાસ કરો, એટલે તમે ઉચ્ચ સ્થાને અવશ્ય પહોંચી શકશો જ, એમાં લેશ માત્ર પણ સંશય જેવું નથી.

## પ્રકરણ સાતમું.

### ધ્યાન અને સમાધિ.

અહીં સુધી રાજયોગનાં ભિન્ન ભિન્ન સાધનો (પગથિયાં) વિશેના ઉપર ઉપરના વિચારોની આપણે પરિસમાપ્તિ કરી. હવે ચિત્તની એકાગ્રતાના અભ્યાસનું એક અત્યંત શ્રેષ્ઠ સાધન માત્ર અવશેષ રહેલું છે, તેનો આપણે વિચાર કરવાનો છે. રાજયોગનો હેતુ અને રાજયોગની ફલશ્રુતિ એ જ છે, અને તે આપણને અંતે ત્યાં જ પહોંચાડે છે. માનવી પ્રાણી તરીકે આપણે જાણીએ છીએ કે, જેને આપણે સયુક્તિક અને તાર્કિક જ્ઞાનના નામથી ઓળખીએ છીએ, તે સર્વ જ્ઞાન આપણને લાગણી અથવા જાણવાપણાથી જ પ્રાપ્ત થાય છે. આ ટેબલ છે, એ મને જણાય છે અને તમે બધા અહીં છો, એ હું જાણું છું એવી રીતે બીજા વિષયો પણ જાણી લેવા. મને જણાય છે અને હું જાણું છું, એથી જ આ ટેબલ અહીં છે અને તમે બધા અહીં છો, એનું મને જ્ઞાન થઈ શકે છે. એવી જ રીતે હું જે જે જોઉં છું, જે જે સાંભળુ છુ અને જે જે વસ્તુનો મારા શરીરને સ્પર્શ થાય છે, તે તે સર્વ પદાર્થો અહીં છે, એમ સમજવામાં તે કારણીભૂત થાય છે. છતાં પણ મારા પોતામાંનો કેટલોક ભાગ એવો છે કે, જેમાંનું મને કશું પણ જણાતું નથી—શરીરમાંના સઘળા અવયવો, મસ્તિષ્કના ભિન્ન ભિન્ન ભાગો, પ્રત્યક્ષ મસ્તિષ્ક ઇત્યાદિ પદાર્થોના રહસ્યની કોઇને પણ જાણ થતી નથી—એ વિશેનું જરા પણ જ્ઞાન થતું નથી.

હુ જે વેળાએ અન્નનો આહાર કરુ છુ, ત્યારે તેને જાણી સમજીને જ કરુ છુ પરતુ ઉદરમાં તેનુ જે પચન થાય છે, તે પચનક્રિયાને હું જાણી શકતો નથી. અન્નમાથી રક્ત બને છે, તે પણ મારા જાણવામા આવતું નથી, અને રક્તથી મારા શરીરના જે જૂદા જૂદા ભાગો બને છે, તે પણ મારા અજાણપણામા જ થાય છે પરતુ એ સર્વ ક્રિયાનો કરનાર તો 'હું' કરીને જે કોઈ છે, તે જ હોવો જોઈએ કારણ કે, આ એક જ શરીરમા કાઈ પાચ પંદર વ્યક્તિ એક સાથે હોઈ શકે નહિ પરતુ એ "હુ" જ કરે છે, કે બીજુ કોઈ કરે છે, એનો નિશ્ચય કેવી રીતે કરી શકાય ? કદાચિત્ એમ પણ હોય કે, અન્ન ખાવાનું કાર્ય માત્ર મારું હોય, અને અન્નનું પચન કરવુ, અન્નમાથી રક્ત બનાવવુ ઇત્યાદિ કાર્યો મારા સ્થાને બીજુ જ કોઈ કરતુ હોય. પણ એમ થવુ શકય નથી કારણ કે, જે જે ક્રિયાઓ આજે-અત્યારે આપણા સમજવામા નથી આવતી, તેમાની ઘણી ખરી ક્રિયાઓને પુનરપિ આપણે જાણી શકીયે છીએ-તેમને જ્ઞેય બનાવી શકીયે છીયે, અને એ વાર્ત્તા પ્રમાણપૂર્વક સિદ્ધ કરી શકાય છે આપણી આજ્ઞા વિના અને આપણી ઇચ્છા વિના હૃદયના આઘાતો અવ્યાહત ચાલ્યા જ કરે છે, આપણામાંથી કોઈ પણ તેમા ન્યૂનતા કે અધિકતા કરી શકતુ નથી, તે પોતાના તત્રથી જ ચાલ્યા કરે છે, એમ આપણને ઉપર ઉપરથી દેખાય છે, પરતુ અભ્યાસના યોગે મનુષ્ય પોતાના હૃદયને પણ એટલું બધુ તામામા લાવી શકે છે કે, પોતાની ઇચ્છા પ્રમાણે તેને વેગે ચાલવાની આજ્ઞા કરતા તે વેગપૂર્વક ચાલવા માડે છે અને ધીમે ચાલવાનુ કહેતા ધીમેથી ચાલવા માડે છે, અથવા સર્વથા બધ રહેવાનો હુકમ કર્યો હોય તો બધ પણ રહી જાય છે કિબહુના શરીરના પ્રત્યેક અવયવને આપણી આજ્ઞામા લાવી શકાય છે એથી આપણને શો સાર મળે છે ? સાર એ જ કે, કનિષ્ટ પ્રકારની ક્રિયાઓ પણ કરીએ છીએ તો આપણે પોતે જ, પણ ભેદ માત્ર એટલો જ છે કે, તે આપણે અજાણપણાથી કરીએ છીએ અથવા તે ક્રિયા થતી વેળાએ આપણને તેની જાણ થતી નથી ત્યારે મનુષ્યના મનોવ્યાપારના આપણી પાસે બે પ્રકાર થયા-એક તો જાણવુ-એટલે જ્ઞાન-એટલે કે, કોઈ પણ સમયે "અહ" અથવા "હું" એ ભાવનાને વળગીને થનારો વ્યાપાર અને અજ્ઞાન-અજાણપણું-એટલે "અહ" ભાવના વ્યતિરિક્ત-તેની જ સત્તા-

* તમે અનેક પદાર્થ લાવો છો અને તે રાધીને પાતળપર પિરસો છો અને ત્યાર પછી તે ખાઓ છો, એ પ્રમાણે તે અનિચ્છિત શક્તિમા જતા સુધી તમારા કાર્યો ચાલૂ હોય છે, પણ મુખમા પદાર્થ મૂકતા જ તમારા કાર્યનો અત આવી રહે છે ત્યાર પછી તે શાસ્ત્રીય અને નૈસર્ગિક આવશ્યકતાથી તમારી ઇચ્છાથી પર પ્રદેશમા જઇ પહોંચે છે અને મનની અનિચ્છિત-અજ્ઞાન શક્તિને આધીન થઇ જાય છે વિજ્ઞાનમાનસશાસ્ત્ર, વ્યા. ૬ ઠું.

તળે થનારો જે વ્યાપાર તે. અહભાવનાને અનનમીને થનારો જે મન ક્રિયાનો ભાગ તે જ્ઞેય વ્યાપાર છે અને અહભાવના વિના જ થતો જે મન ક્રિયાનો ભાગ, તે અજ્ઞેય અથવા અજ્ઞાત વ્યાપાર છે કનિષ્ઠ જાતિના પ્રાણીઓમા જે અજ્ઞાત વ્યાપાર હોય છે, તેને જ ઉપજત બુદ્ધિના નામથી ઓળખવામા આવે છે ઉચ્ચ પ્રકારના પ્રાણીઓમા અને સર્વથી શ્રેષ્ઠ જે મનુષ્ય, તેમા અહભાવનાને અનનમીને થતો વ્યાપારનો જે બીજો ભાગ, તે ચાનુ જ હોય છે, અને તેને જ જ્ઞાન વ્યાપારના નામથી ઓળખવામા આવે છે.

પરતુ એ વ્યાપારોની કાઈ એટલેથી જ સમાપ્તિ થઈ જતી નથી, કિન્તુ એનાથી ઉપરનો એક ત્રીજો મજલો પણ છે અને સા પણ મન વ્યાપાર ચલાવી શકે છે તે ત્યા જ્ઞાનથી પણ પર પ્રદેશમા જઈ શકે છે જ્ઞાતની નીચે જેવી રીતે અજ્ઞાત વ્યાપાર રહેલો હોય છે, તેવી જ રીતે જ્ઞાતની ઉપર પણ એક વ્યાપાર રહેલો હોય છે, અને તેમા પણ "અહ'ની સ્ફુર્તિનો સર્વથા અભાવ જ હોય છે અહભાવનાનું અસ્તિત્વ માત્ર મધ્યસ્થિતિમા—જ્ઞાત સોપાનપર જ હોય છે મન વચના મજલાપર હોય કે નીચે હોય, પરતુ તેને "અહ" એવો ભાસ હોતો નથી કે થતો નથી, તોપણ મન તો ક્રિયા કરતું જ રહે છે—તેનો વ્યાપાર ચાલતો જ રહે છે મન જે વેળાએ અહભાવનાની મર્યાદાને ઉંલઘી જાય છે, ત્યારે તે ની તે સ્થિતિને સમાધિ કિંવા સમ્યક્જ્ઞાન કહેવામા આવે છે એ જ્ઞાન જ્ઞાત કરતાં ઉચ્ચ સ્થાને રહેલુ હોય છે કોઈ મનુષ્ય સમાધિમા હોય, તે વેળાએ જ્ઞાતથી નીચેના સ્થાને ચાલ્યો કેમ ન ગયો હોય? ઉપર જવાને બદલે તેના પતિત થવાનો વધારે સભવ નથી કે શુ? કારણ કે, એ બન્ને સ્થિતિમા અહસ્ફૂર્તિ વિના જ વ્યાપાર ચાલતો હોય છે એનુ ઉત્તર એ છે કે, વ્યાપારના ગુણ અને પરિણામના આધારે નીચેનો મજલો કયો અને ઉપરનો મજલો કયો, એ આપણે ઓળખી શકીએ છીએ કોઈએક મનુષ્ય, જે સમયે અત્યત ગાઢ નિદ્રામા પડેલો હોય છે, તે સમયે તે જ્ઞાત-જાણપણાના નીચેના મજલામા પ્રવેશ કરે છે તોપણ પોતાના શારીરિક વ્યાપારો તો તે એક સરખા કરતો જ રહે છે કદાચિત્ તેની નિદ્રામા તેને અહભાવનાની કલ્પના પણ નહિ આવતી હોય, તો પણ તે શ્વાસોચ્છ્વાસ ક્રિયા કરતો રહે છે અને શરીરની હીલચાલ પણ કર્યા કરે છે પરતુ તેમાનું તેને કશુ પણ જણાતુ નથી તે જ્યારે નિદ્રામાથી પાછો જાગૃતાવસ્થામા આવે છે, ત્યારે જે વેળાએ અજ્ઞાત અવસ્થામા પ્રવેશ કરતી વેળાએ તેની સ્થિતિ હોય છે, તેવી જ તેની સ્થિતિ જોવામા આવે છે તેનુ જ્ઞાન યત્કિંચિત્ પણ વધતું નથી કિંવા તેનો વિકાસ પણ થતો નથી. પરતુ સમાધિમાં લીન થનારો મનુષ્ય તેમા પ્રવેશ કરતી વેળાએ મૂર્ખ હોય, તોપણ સાધુ થઈને જ બહાર પડે છે

હવે એ પરિવર્તનથી લાભ શો થાય છે? પ્રથમની સ્થિતિમાથી જ્યારે મનુષ્ય પાછો

આવે છે, તે વેળાએ તે પહેલાંના જેવો જ હોય છે, એટલે કે, તે જેવાનો તેવો જ પાછો આવે છે; અને બીજી સ્થિતિ ભોગવીને જે સમયે મનુષ્ય પાછો આવે છે, તે વેળાએ તે જ્ઞાનસંપન્ન, તત્ત્વવેત્તા, ત્રિકાળજ્ઞાની અને યોગી બનીને આવે છે. તેનો સમસ્ત આયુઃક્રમ-જીવિત પુનીત-દિવ્ય બની જાય છે. એવી રીતે એ બન્ને સ્થિતિનાં બે જૂદાં જૂદાં કાર્યો-પરિણામો છે. હવે જ્યારે એ કાર્યો જૂદાં જૂદાં છે, ત્યારે એમનાં કારણો પણ જૂદાં જૂદાં હોવાં જ જોઇએ. સમાધિમાંથી મનુષ્ય પાછો આવતાં જે જ્ઞાન પ્રકટ થાય છે, તે જાણપણાની નીચેની સ્થિતિ કરતાં ઘણું જ શ્રેષ્ઠ અને જાણપણાની સ્થિતિમાંના વિચારો કરતાં પણ અત્યંત શ્રેષ્ઠ હોય છે-એટલે કે, તે જ્ઞાનાતીત હોય છે અને તેથી જ સમાધિને **જ્ઞાનાતીત સ્થિતિના** નામથી ઓળખવામાં આવે છે.

સમાધિ એટલે શું, એનો આ સંક્ષેપમાં ઊહાપોહ થયો. પણ એ સમાધિનો ઉપયોગ શો? ઉપયોગ એ કે, વિચારની વ્યાપ્તિ કિંવા મનની જ્ઞાનક્રિયા સંકુચિત અને મર્યાદિત છે. મનુષ્યના તર્કના દોડવાનું મંડળ બહુ જ નાનું છે. એ મર્યાદાને પેલે પાર તેનાથી જવાતું નથી અને તેની પેલી બાજૂએ જવાનો પ્રયત્ન કરવો પણ વ્યર્થ અને નિરર્થક જ છે. તો પણ એ મંડળ-મર્યાદાથી બહારના ભાગમાં જે કાંઈ છે, તે મનુષ્યને અત્યંત પ્રિય છે-મનુષ્ય જાતિને અત્યંત પ્રિય છે. આત્મા અમર છે કે નહિ? પરમેશ્વરનું અસ્તિત્વ છે કે નથી? આ બ્રહ્માંડને ચલાવવામાં કોઈ અદ્ભુત સામર્થ્ય રહેલું છે કે કેમ? એ સઘળા પ્રશ્નો તર્કક્ષેત્રથી બહારના છે. એ પ્રશ્નોનાં ઉત્તરો વિચારશીલોથી અપાતાં નથી. વિચાર શું કહે છે? આપણને એ પ્રશ્નો અત્યંત મહત્ત્વના લાગવા છતાં પણ વિચાર તો એમ જ કહે છે કે, "હું એથી સર્વથા અજાણ છું-મને 'હા' ની પણ ખબર નથી અને હું 'ના' પણ જાણતો નથી." અને એ ઉપર્યુક્ત પ્રશ્નોનાં જો સમાધાનકારક ઉત્તરો ન મળે, તો માનવી જીવિત સર્વથા વ્યર્થ જ છે. આપણી સર્વ નૈતિક ઉપપત્તિ, આપણી બધી સદાચાર પ્રવૃત્તિઓ અને માનવી સ્વભાવમાં નૈસર્ગિક જે કાંઈ પણ સારું અને મહાન્ છે, તે સર્વ વિચારાતીત આવનારાં ઉત્તરો પ્રમાણે જ બને છે. આયુષ્ય જ્યારે ક્ષણિક છે અને બ્રહ્માંડ જ્યારે દૈવગતિથી પરમાણુઓના સંયોગે થએલું છે ત્યારે આપણે બીજાનું હિત પણ શા માટે કરવું જોઇએ? તેનાપર-બીજાપર દયા, ન્યાય અને પ્રેમ શા માટે રાખવાં જોઇએ? જ્યાં સૂધી હાથ ચાલે, ત્યાં સૂધી પ્રત્યેકે પોતપોતાની ખીચડીમાં ઘી રેડી લેવું, એ જ આ જગત્માંની ઇતિકર્તવ્યતા છે. જ્યારે કોઇ પણ પદાર્થ શાશ્વત નથી, ત્યારે આપણા બંધુની મમતા પણ શા માટે રાખવી? તેનું ગળું જ શા માટે ન વાઢી નાખવું? મૃત્યુના કઠિન અધિકારની મર્યાદા પછી જો બીજું કાંઈ પણ ન હોય-કોઈ વેળાએ-કોઈ કાળે મુક્ત થવાનો સંભવ જ

ન હોય, તો પછી હુ પોતાને અહી જ સુખમાં મ્હાલતો જોવાના પ્રયત્નો કરુ, એટલે થયુ એના એવા ઉદ્દગારો લોકોના મુખમાથી વારવાર નીકળતા સાભળવામા આવે છે કે, સર્વ નીતિ તત્ત્વો *લોકહિતના પાયાપર જ બાધવામા આવેલા હોય છે. ત્યારે લોકહિતનો એ પાયો કયો? તે પાયો એ કે, ઘણા લોકોને ઘણાં સુખો આપવાનો યત્ન કરવો પણ એ યત્નો મારે શા માટે કરવા જોઇએ? જો સુખ મારા જ ઉપયોગમા આવી શકતું હોય, તો મારે ઘણાં લોકોને ઘણા દુઃખો શાને ન આપવા? લોકહિતૈષીઓ ભના એ પ્રશ્નોના શા ઉત્તરો આપશે? સત્ય શુ અને અસત્ય શુ, એ તમારા જાણવામા પણ કેવી રીતે આવશે? મારી ઇચ્છા મને સુખપ્રાપ્તિ માટે આગળ ધકેલે છે, અને હું તે સુખો મેળવુ છુ એ મારો નૈસર્ગિક સ્વભાવ છે એની પછીની મને કાંઈ પણ ખબર નથી એ ઇચ્છાઓ મારામા છે અને તેમને મારે પૂર્ણ પણ કરવી જોઇએ એમા તમે બડબડ શા માટે કરો છો? માનવી જીવિત, સદાચાર, અવિનાશી આત્મા, પરમેશ્વર ભક્તિ, દયા, સૌજન્ય અને સર્વથી શ્રેષ્ઠ જે સ્વાર્થત્યાગ ઇત્યાદિ વિશેના સત્ તત્ત્વો આવ્યા કયાથી?

સર્વ નીતિશાસ્ત્રો, સમસ્ત માનવી કૃત્યો અને મનુષ્યના સર્વ વિચારો એક સ્વાર્થત્યાગની કલ્પનાપર જ અવલબી રહેલા હોય છે. મનુષ્યજીવનની સમસ્ત કલ્પનાનો એક સ્વાર્થત્યાગમાં જ સમાવેશ કરી શકાય છે. અમારે શા માટે સ્વાર્થત્યાગ કરવો જોઇએ? મને સ્વાર્થત્યાગ કરવાની શી આવશ્યક્તા છે? એથી લાભ શો થવાનો છે? મને એનો શો ઉપયોગ? મારે એમ શાને કરવુ જોઇએ? તમે પોતાને બહુ જ સત્યવાદી માનતા હશો, પરતુ મને જ્યા સુધી આપ એનું કારણ સ્પષ્ટ રીતે બતાવી નહિ આપો, ત્યા સુધી હુ તો તમને અજ્ઞાની જ કહેવાનો. મારે સ્વાર્થપરાયણ શા માટે ન થવુ? કોઇ પણ વિષયનો વિચાર ન કરતા પશુ પ્રમાણે જ હુ શા માટે કૃત્યો કરતો ન રહું? એનું કારણ મને બતાવી દ્યો જો એ માત્ર કવિની જ કલ્પના હોય, તો તે ઘણી જ સારી કલ્પના છે, પણ કાવ્ય કાંઇ પ્રમાણ નથી, મને પ્રમાણ બતાવો મારે સ્વાર્થત્યાગી શા માટે બનવુ? સૌજન્યનો જ સ્વીકાર શા કારણથી કરવો? કારણ કે, ફલાણા ફલાણાભાઈ અને ફલાણી ફલાણીબાઈ, એમ કહે છે તેટલા માટે કે? એમા મને કશો પણ સાર દેખાતો નથી મારા સ્વાર્થત્યાગનો ઉપયોગ કયા થવાનો છે? ઉપયોગનો જો 'સુખસર્વસ્વ' એવો જ અર્થ કરવામા આવે, તો આત્મસ્વાર્થી થવામા જ મારો લાભ સમાયલો છે બીજાને ઠગવામા અને અનન્ય ભાવે તેનો અપ-

---

* મૂળમા Utilitarians 'યુટિલિટેરિયન્સ્' શબ્દનો પ્રયોગ કરેલો છે સમાજનું હિત થાય, એવી રીતે વર્તવુ, તેને Utility કહે છે અને એ તત્ત્વનું જે પ્રતિપાદન કરે છે, તેને 'યુટિલિટેરિયન્' ના નામથી ઓળખવામા આવે છે

હાર કરવામાં જ મને અતિશય સૌખ્ય મળવાનો સંભવ છે. એનાં ઉત્તર શાં આપવાં ? લોકહિતૈષીઓથી એનાં ઉત્તરો આપી શકાય તેમ નથી જ. વિશ્વ, તે અપરંપાર મહોદધિમાંનો એક બિંદુ અને અનંત શૃંખલામાંની એક કડી છે, એ જ તેમનું ઉત્તર આવવાનું, એટલે કે, આ જગત સાથે આપણો સંબંધ બહુ જ થોડો-દરિયામાં ખસખસ જેવો જ છે, એ જ તેનું તાત્પર્ય. આપણે ઇન્દ્રિયાતીત જગતનો જ બને તેટલો વધારે વિચાર કરવો જોઇએ. જે લોકો મનુષ્ય જાતિને અમુક પ્રકારનો માર્ગ બતાવે છે, ને સ્વાર્થત્યાગનો ઉપદેશ કરે છે, તે પોતે એ કલ્પના લાવ્યા ક્યાંથી ? એ ઉપજત બુદ્ધિ નથી, એ તો અમે જાણીએ છીએ, કારણ કે, જે પશુઓમાં ઉપજત બુદ્ધિ રહેલી છે, તેમનામાં એ કલ્પનાનો સર્વથા અભાવ જ છે, તેઓ એ વિશે વિચાર જ કરતાં નથી અને વિચારોને પણ એ કલ્પનાની જાણ નથી. ત્યારે એ કલ્પનાઓ આવી ક્યાંથી ?

ઇતિહાસના વાચનથી આપણે એટલું તો જાણી શકીએ છીએ કે, જગતમાં જે જે મોટા મોટા ધર્મસંસ્થાપકો થઇ ગયા છે, તે સર્વમાં એક વાત સર્વ સાધારણ જોવામાં આવતી હતી. તે એ કે, અનેકોને એ કલ્પનાઓ કેવી રીતે પોતાને પ્રાપ્ત થઈ, તે સમજવામાં ન આવવાથી, તે લોકો એ સત્ તત્ત્વો ઇશ્વરદ્વારા જ પોતાના જાણવામાં આવ્યાં, એમ જ પ્રતિપાદન કરી ગયા છે. ઉદાહરણાર્થ:-કોઇ કહે છે કે, "એક સપક્ષ દેવદૂત મનુષ્યના રૂપમાં નીચે આવ્યો અને કહેવા લાગ્યો કે, 'હે મનુષ્ય ! તારાપર આવો આવો સંદેશો આવેલો છે, તે સાંભળ.'" બીજો કહે છે કે, "એક દેવ મારા જોવામાં આવ્યો." ત્રીજો કહે છે કે, "મારાં પિતૃઓ મારા સ્વપ્નમાં આવીને આ બધી વાતો મને કહી ગયાં." એથી વધારે તેમને કશી પણ માહિતી હોતી નથી. પોતે દેવદૂત જોયો, આકાશવાણી સાંભળી અથવા તો કોઇ વિલક્ષણ સાક્ષાત્કાર અનુભવ્યો, એ જ તેમના કહેવાનો સાધારણ સારાંશ હોય છે. સરવાળે બધાનું એમ જ કહેવું થાય છે કે, એ જ્ઞાન તેમને પોતાના જ વિચારથી કિંવા પોતાના જ તર્કથી પ્રાપ્ત થએલું નથી; કિન્તુ તે ઈશ્વરી સાક્ષાત્કારથી જ પ્રાપ્ત થએલું છે. એના વિશે ત્યારે યોગશાસ્ત્ર શું કહે છે ? યોગશાસ્ત્ર એમ કહે છે કે, એ જ્ઞાન વિચારથી બહારના કોઈ પ્રદેશમાંથી પ્રાપ્ત થએલું છે, એમ જે તેમનું કહેવું છે, તે ખરું છે. પણ ભેદ માત્ર એટલો જ કે, તે તેમાંથી જ ઉત્પન્ન થએલું છે.

યોગીઓનું કહેવું એમ છે કે, મન પોતે જ વિચારથી પર પ્રદેશમાં-ઉચ્ચ જ્ઞાનાતીત અવસ્થામાં જઇ શકે છે. અને તે ઉચ્ચ અવસ્થા પ્રાપ્ત થઈ એટલે ત્વરિત જ મનુષ્યને એ વિચારાતીત જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. આત્મિક જ્ઞાન-આત્મજ્ઞાન સર્વ શારીરિક જ્ઞાનોથી પર છે; તે આત્મજ્ઞાન તે મનુષ્યને પ્રાપ્ત થાય છે. એ વિચારથી પેલી પાર જવાની જે સ્થિતિ, તે

સામાન્ય મનુષ્યસ્વભાવ કરતાં શ્રેષ્ઠ છે. તેનું શાસ્ત્ર-તેનો માર્ગ જેના જાણવામાં નથી, એવા મનુષ્યને પણ કોઇ કોઇવાર-તે મનુષ્ય જાણે ઠોકર ખાઇને તેમાં જઈ પડ્યો હોયની! તેવી રીતે તે પ્રાપ્ત થાય છે. તે તેમાં જઇ પડવા પછી બહુધા તે સ્થિતિ તેને બહારથી જ પ્રાપ્ત થઈ, એવો જ પોતાનો નિશ્ચય બાંધી લે છે, અને એથી એ તો સ્પષ્ટ જાણી શકાય છે કે, ઇશ્વરી પ્રેરણા કિંવા દિવ્ય જ્ઞાન ભિન્ન ભિન્ન દેશોમાં એક સમાન જ છે—એક જ છે, તોપણ એક દેશમાં તે દેવદૂતદ્વારા આવેલું દેખાય છે; બીજા દેશમાં ઇશ્વરદ્વારા આવેલું દૃષ્ટિગોચર થાય છે અને ત્રીજા દેશમાં વળી ત્રીજી જ રીતે આવેલું જણાય છે, એનો ભાવાર્થ શો હશે? એનો સારાંશ એટલો જ કે, મને એ જ્ઞાન પોતાના સામર્થ્યથી જ સંપાદન કરેલું હોય છે. એ જ્ઞાન પ્રાપ્ત થયું, એટલે જે મનુષ્યને તે પ્રાપ્ત થાય છે, તેનો જેવો અને જેવા પ્રકારનો વિશ્વાસ અને જેવું અને જેવા પ્રકારનું શિક્ષણ હોય, તે પ્રમાણે તે લોકોને પોતાની જ્ઞાનપ્રાપ્તિનું કારણ વ્યક્ત કરવા માંડે છે. ખરો પ્રકાર એવો છે કે, એ જે જૂદા જૂદા લોકો તે, અકસ્માત્ પડવા પ્રમાણે જ્ઞાનાતીત વિચારાતીત સ્થિતિમાં પડેલા હોય છે, એટલું જ—બીજું કશું પણ નહિ.

યોગીઓનું કહેવું એમ છે કે, અચાનક એવી સ્થિતિમાં આવી પડવું, એ બહુ જ ભય ભરેલું છે. એમાં મુખ્યત્વે બુદ્ધિભ્રંશ થવાની ભીતિ અગ્ર ભાગે હોય છે. એમાં આપણને એ નિયમ તો અબાધિત જ જોવામાં આવે છે કે, જે કોઇ પણ એમ અચાનક જ્ઞાનાતીત સ્થિતિમાં પડી ગએલા છે, તે સર્વ ગમે તેટલા અને ગમે તેવા મહાન્ હોવા છતાં પણ પોતાને તેનું જ્ઞાન ન હોવાથી અંધકારમાં જ અટવાયા કરે છે. અને બહુધા એ જ્ઞાન સાથે તેમનામાં કેટલોક ભ્રમ પણ ઉત્પન્ન થાય છે. તેઓ પોતાની ભૂલો પોતે જ દેખાડી દે છે. મહમ્મદ એમ પ્રતિપાદન કરે છે કે, "જિબ્રીલ નામનો દેવદૂત (ફરિસ્તો) એક દિવસે એક ગુહામાં આવીને મને મળ્યો. અને તે સ્વર્ગના બુરાક નામક અશ્વપર બેસાડીને મને સાથે લઈ ગયો અને મને તેણે આખું સ્વર્ગ દેખાડયું." પરંતુ એની સાથે મહમ્મદે કેટલાક અલૌકિક સત્ય તત્ત્વનું પણ વિવેચન કરેલું છે. આપણને કુરાનમાંથી એવો જ સાર મળી આવે છે કે, "એ ઇશ્વરી પ્રેરણા સાથે જ અનેક અસત્યો પણ તેમાં મિશ્ર થએલાં છે." એના સમાધાનમાં આપ શું કહેશો? તે મનુષ્યને ઇશ્વરનો સાક્ષાત્કાર થયો હતો, એમાં તો કાંઇ પણ સંશય નથી. પણ તે સાક્ષાત્કાર અચાનક ઠોકર વાગીને ખાડામાં પડી ગયા જેવો હતો. તે મહમ્મદ કાંઇ યોગાભ્યાસી પુરુષ હતો નહિ. એટલે તે જે કાંઇ પણ કરતો હતો, તેના કારણને તે પોતે જાણી શકતો ન હોતો. મહમ્મદે જગતનું જે હિત કર્યું છે, તેનો પણ વિચાર કરો અને તેણે પોતાના ધર્મ-ઉન્માદથી જગતને જે અસહ્ય સંતાપ આપેલો છે,

તેનો પણ વિચાર કરો! તેની આજ્ઞા માત્રથી લક્ષાવધિ મનુષ્યોનો થએલો વધ; પોતાનાં બાળકોથી વિયુક્ત થએલી માતાઓ; અનાથ અને નિરાધાર થએલાં બાળકો; આખા દેશની થએલી ધૂળધાણી અને જીવનભ્રષ્ટ થએલા લક્ષાવધિજનો–એ સર્વનો વિચાર કરો, એટલે એની કાંઇક કલ્પના તમારાથી કરી શકાશે!

એથી સ્પષ્ટ રીતે આપણા જાણવામાં આવી શકે છે કે, જે મહાન્ મહાન્ ધર્મસંસ્થાપક પુરુષો થઈ ગયા છે, તે સર્વના આયુ-ક્રમમાં એ એક મહાભયકર પ્રકાર હતો. પરંતુ તે સાથે તેમને ઈશ્વરી સાક્ષાત્કાર હોવાનું આપણા જોવામાં આવે છે. ગમે તે રીતે પણ તેઓ જ્ઞાનાતીત સ્થિતિને પહોંચ્યા તો હતા જ, એમાં તો લેશ માત્ર પણ સંદેહ નથી. તથાપિ એવી રીતે કોઇ એક ધર્મસંસ્થાપક જ્યારે માત્ર મનોભાવનાના ઉફાણથી જ તે સ્થિતિને પામે છે–મનને વેગ આપીને ઉચ્ચ દશામાં પ્રવેશ કરે છે, ત્યારે તેનું એક એ પરિણામ તો અવશ્ય થાય છે કે, ત્યાંથી કેટલાંક સત્તત્વો લાવતાં લાવતાં સાથે કેટલીક ભ્રમિષ્ટતા અને ધર્મોન્માદ પણ લેતો આવે છે. એથી તેના ધર્મોપદેશથી જગતનું જેટલું હિત થાય છે, તેટલું જ તેના તે વિક્ષિપ્તપણાથી દુઃખ કિંવા તાપ પણ થાય છે. એવી રીતે વિસંગત દેખાતો જે મનુષ્ય જન્મનો પ્રકાર, તેમાં કાંઈ પણ તથ્યાંશ છે કિંવા નથી? એનો જો વિચાર કરવો હોય, તો આપણે આપણા વિચારોને અધિક ઉન્નત બનાવવા જોઇએ, અને તેમાંની ભ્રમિષ્ટતાને તારવીને કાઢી નાખવી જોઇએ. વિચારને ઉન્નતિની દશામાં લાવવા તે ધીમે ધીમે, યથાશાસ્ત્ર અને નિયમિત અભ્યાસથી લાવવા જોઈએ. ઉચ્છૃંખલતાથી નહિ. બીજાં શાસ્ત્રો પ્રમાણે જ આપણે એનો પણ અભ્યાસ કરવો જોઇએ. આપણે આપણી ઇમારતનો પાયો વિચારોની ભૂમિપર જ રચવો જોઇએ. જ્યાં સુધી વિચારો આપણને લઇ જઇ શકતા હોય, ત્યાં સુધી આપણે તેમની પાછળ પાછળ જવું જોઇએ. અને જ્યાં વિચારની ગતિ કુંઠિત થઈ જાય છે, ત્યાં અને તે જ વેળાએ તે આપણને ઉન્નતિનો ઉચ્ચ માર્ગ દેખાડી દે છે. એટલા માટે જ જ્યારે જ્યારે "મને સાક્ષાત્કાર થએલો છે." એમ કહીને કોઇ મનુષ્યના અસંબદ્ધ પ્રલાપ કરવાની અથવા તેના ભળભળતાં વિધાનો પ્રતિપાદન કરવાની વાતો આપણા સાંભળવામાં આવે, ત્યારે તેને એક કાને સાંભળીને બીજા કાને બહાર કાઢી નાખવી, એ જ સર્વથી સારો પ્રકાર છે. એનું કારણ એ છે કે, ઉપજતબુદ્ધિ, વિચાર અને જ્ઞાનાતીતતા–કિંવા સ્વમાવસ્થા, જાગ્રતાવસ્થા અને ઉન્મનાવસ્થા, એ જે ત્રણ સ્થિતિઓ છે, તે સર્વ એક જ મનની સ્થિતિઓ છે. એક જ મનુષ્યનાં કાંઈ ત્રણ મન હોતાં નથી. મન એક જ છે અને તે બીજી–ઉચ્ચ–સ્થિતિમાં ઉન્નતિને પ્રાપ્ત થાય છે. બુદ્ધિ વધી, એટલે તે જ વિચાર થાય છે–વિચાર કહેવાય છે. અને વિચારની વૃદ્ધિ થતાં તે જ જ્ઞાનનું સ્વરૂપ અથવા જ્ઞાનાતીત અવસ્થા થઇ જાય છે. એટલા માટે એમાંની

એક પણ વસ્તુ એવી નથી કે, જે પરસ્પર વિરુદ્ધતા ધરાવનારી હોય. એથી જે સાધારણ જ્ઞાનથી વિરુદ્ધ, માનવી વિચારથી ઉલટી એવી મન પૂત વાતો જ્યારે જ્યારે પણ મળી આવે, ત્યારે કોઈ પણ જાતની પરવા ન કરતા એકદમ તેનો ત્યાગ કરી દેવો જોઈએ કારણ કે, જે સત્ય સાક્ષાત્કાર હોય છે, તે કદાપિ નાશ કરતો જ નથી, તે તો પૂર્ણતા જ કર્યા કરે છે મોટા મોટા ધર્મકોવિદોએ એમ કહેલુ છે કે, "હુ નાશ કરવા માટે આવેલો નથી, કિન્તુ પૂર્તિ કરવા માટે જ આવેલો છુ" તેની જ રીતે સાક્ષાત્કાર પણ સદા સર્વદા વિચારશક્તિની પૂર્તિ કરવા માટે જ આવે છે અને તે વિચાર સાથે એકરસથી મળી ગએલો હોય છે માટે જ્યારે પણ તે વિચારથી વિરુદ્ધ ગએલો જોવામા આવે, ત્યારે તમારે નિશ્ચિત માનવુ કે, તે સાક્ષાત્કાર નથી જ—એક પ્રકારનો ભ્રમ છે

યોગીઓની જે જૂદી જૂદી પાયરીઓ—પગથિયા છે, તે પર શાસ્ત્રમાર્ગ અનુસાર ચઢતા જવાથી તે જ્ઞાનાતીત સ્થિતિ કિંવા સમાધિમા આપણને પહોચાડી દે છે વળી બીજી એક વાત ખાસ કરીને એમાં ધ્યાનમા રાખવા જેવી છે તે એ છે કે, એ સાક્ષાત્કાર થવાની અથવા કરવાની જેટલી શક્તિ પ્રાચીન કાળમા થઈ ગએના સર્વ ધર્મસસ્થાપકોમાં હતી, તેટલી જ શક્તિ પ્રત્યેક મનુષ્યમા રહેલી છે તે વિભૂતિઓ કાઇ અદ્વિતીય હતી, એવી વાત નથી—જેવા આપણે બધા—હુ અને તમે છીએ, તેવા જ તે પણ મનુષ્ય હતા ભેદ માત્ર એટલો જ કે, તે મહાયોગી હતા—એ ઇન્દ્રિયાતીત જ્ઞાનશક્તિ તેમને પ્રાપ્ત થએલી હતી, અને તે તમને અને મને પણ પ્રાપ્ત થઇ શકે એમ છે તે મનુષ્યો કાઈ આકાશમાથી નહોતા ઉતરી આવ્યા તે સ્થિતિ કિંવા તે સામર્થ્ય પ્રત્યેક મનુષ્યને પ્રાપ્ત થઈ શકે છે એ માટે એક વેળાએ એક મનુષ્ય એ સ્થિતિએ પહોચ્યો હતો, એટલું જ પ્રમાણ બસ છે એ વાત શક્ય છે, એટલું જ નહિ, પણ પ્રત્યેક મનુષ્ય વ્હેલો કે મોડો એ સ્થિતિએ પહોચવો જ જોઇએ અને એનુ જ નામ ધર્મ અનુભવ એ જ આપણો સત્ય ગુરુ છે પોતાને અનુભવ ન હોય, અને રતિ માત્ર પણ સત્ય સમજવામાં ન આવ્યુ હોય, એવી અવસ્થામાં આપણે ગમે તેટલું બોલીએ અને ગમે તેટલો વિચાર કરીએ, પણ તે સર્વ વ્યર્થ—પોકળ જ સમજવુ એનું નામ ધર્મ નથી કોઇ મનુષ્યને થોડાક પુસ્તકો આપવાથી તે શસ્ત્રવૈદ્ય બની શકતો નથી કોઇ એક નગરને પ્રત્યક્ષ જોવાથી મારા મનનું જેટલું સમાધાન થશે, તેટલું સમાધાન તમે મને તેનો નકશો બતાવશો, તેથી થવાનો સભવ નથી અર્થાત્ તે નગર મારે પોતે જ જોવુ જોઇએ. નકશાના યોગે તેને પ્રત્યક્ષ જોવાની જિજ્ઞાસા વધશે, એટલું જ, એનાથી વધારે તેનામાં કશી પણ મહત્તા સમાયલી નથી. જે મનુષ્યોના મનો, માત્ર પુસ્તકોમા જ લીન થઇ જાય છે, તો તે મનો અન્તે નાશ પામે છે ઇશ્વરવિષયક સર્વ જ્ઞાન આ કે તે પુસ્તકમાં જ માત્ર ભરેલું છે, એમ કહેવુ,

એના કરતા ભયંકર નાસ્તિકતા તે બીજી કઈ હોઈ શકે વારુ? જે ઈશ્વરને અનંતના નામથી લોકો વ્યક્ત કરે છે અને તે જ પાછા તેને એક નાનકડા પુસ્તકમા ગુગળાવી દેવાના પ્રયત્નમાં આગળ વધે છે, એ તેમના કાર્યને આપણે શુ નામ આપવુ? તેમણે લક્ષાવધિ લોકોના જીવ લીધા, પણ તે શા માટે? તેમના પુસ્તકના સિદ્ધાંતોમા તે લોકોએ શ્રદ્ધા ન રાખી, એટલા માટે! ઈશ્વરવિષયક સર્વ જ્ઞાન તેમને તે પુસ્તકના પૂઠામા જ દેખાયુ નહિ—તે બહાર પણ છે, એમ તેમના જાણવામા આવ્યુ એ જીવ લેવા, અને ખૂન કરવાનો જો કે હવે અંતકાલ થયો છે તો ખરો, તોપણ અદ્યાપિ આ જગત્ પુસ્તકોમાની શ્રદ્ધામા—અંધશ્રદ્ધામા—ગુંચવાયલુ છે તે તો છે જ

જો તમને સાક્ષાત્કારની અપેક્ષા હોય—જો તમારે યથાશાસ્ત્ર જ્ઞાનાતીન સ્થિતિએ પહોંચવુ હોય, તો રાજયોગમા મેં જે જૂદા જૂદા પગથિયા બતાવ્યાં છે, તે સર્વ તમારે ચઢી જવા જોઈએ ગત વ્યાખ્યાનમા મેં તમને જે પ્રત્યાહાર અને ધારણાનું શિક્ષણ આપ્યુ હતુ, ત્યાર પછી આપણે ધ્યાન કિંવા ચિત્તની એકાગ્રતામા જઈ પહોંચીએ છીએ મનને આંતરિક કિંવા બાહ્ય કોઈ પણ એક નિશ્ચિત સ્થાને એકાગ્રતાથી રહેવાનો અભ્યાસ થયો, એટલે તેનામા જાણે તે સ્થાને વચમા વિભાગ ન પડવા દેતા એક પ્રકારના પ્રવાહને વહેવડાવવાનું સામર્થ્ય આવી જાય છે એ સ્થિતિને ધ્યાન નામથી ઓળખવામા આવે છે એ જ ધ્યાનનું સામર્થ્ય બાહ્ય જ્ઞાનનો જેટલો અંશ હોય, તેટલા અંશનો પ્રતિકાર કરી શકાય અને તે માત્ર અંતર્ભાગમા જ તલ્લીન થઈ રહે, એટલી તે ધ્યાનને વધારવાની જે શક્તિ—જે સ્થિતિ તેનું જ નામ સમાધિ ધ્યાન, ધારણા અને સમાધિ એ ત્રણેનું મળીને એક નામ સંયમ છે એટલે કે, મનને પ્રથમ એક જ પદાર્થમા લગાડતા—લીન કરતા આવડે, અને ત્યાર પછી તેમા જ મનને આપણી ઈચ્છા હોય તેટલો સમય કાયમ રાખી શકાય, તેમ જ તેવી જ એકાગ્રતાથી પદાર્થના જે અંતર્ભાગનું જ્ઞાન થયુ હોય, તે જ ભાગમા તે તલ્લીન રહેવા માંડે, તો પછી પ્રત્યેક વસ્તુ તે મનની સત્તામા આવી શકે છે.

એ એકાગ્રતા જ આ જન્મમાંની અત્યુચ્ચ સ્થિતિ છે મનમા જ્યાસુધી કોઇપણ વસ્તુની અભિલાષા હોય છે, ત્યાસુધી સત્ય સૌખ્ય કોઈ કાળે પણ પ્રાપ્ત થઈ શકતુ નથી આપણને જે ખરુ સૌખ્ય અને સમાધાન પ્રાપ્ત થાય છે, તે માત્ર સાક્ષીભૂત રહીને પદાર્થોના સહવાસના કેવળ ચિંતન કરવાથી જ પ્રાપ્ત થાય છે પશુઓને ઇંદ્રિયજ્ઞાનમા સૌખ્ય છે મનુષ્યોનું સૌખ્ય તેમના બુદ્ધિજ્ઞાનમા રહેલુ છે અને ઈશ્વરનું સૌખ્ય અધ્યાત્મજ્ઞાનમા વસેલું છે એ આનંદમય સ્થિતિ આત્માને પ્રાપ્ત થતા જ, તેને જગત્ ખરેખર મનોહર દેખાવા માંડે છે જેને કોઈ પણ વસ્તુની ઈચ્છા હોતી નથી અને પોતે આગળ પડીને જે તેનામા ભેળાતો નથી, તેને સૃષ્ટિના અનેક પરિવર્તનો તે સૌન્દર્ય અને શ્રેષ્ઠત્વના એક ચિત્રપટ સમાન જ દેખાય છે

એ ધ્યાન કિંવા એકાગ્રતાનું વિવરણ સારી રીતે લક્ષમાં રાખવું જોઇએ. હવે આપણે શબ્દ સાભળીએ છીએ, તે શું છે? તે પ્રથમ, બાહ્ય વાયુની લહરી, દ્વિતીય, તે લહરીને મન પર્યન્ત પહોંચાડનારો જ્ઞાનતંતુનો પ્રવાહ અને તૃતીય, મનની પ્રતિક્રિયા. એ સર્વના યોગે બાહ્ય પદાર્થની કલ્પના ઉદ્‌ભવીને તત્કાળ આપણા હૃત્પટલપર પ્રકાશ પડવા માંડે છે. બાહ્ય પદાર્થ, તે માત્ર મનની પ્રતિક્રિયા અને જ્ઞાનરસનો પ્રવાહ—એ ભિન્નભિન્ન કાર્યો તો માત્ર નિમિત્તરૂપ જ થાય છે. એ ત્રણેને યોગમાં શબ્દ, અર્થ અને જ્ઞાન એવાં નામો આપેલા છે. અર્વાચીન પ્રાણી શાસ્ત્ર ભાષા પદ્ધતિ પ્રમાણે એને જ ઈથરની લહરી, જ્ઞાનતંતુની ગતિ અને માનસિક પ્રતિક્રિયા એવાં ત્રણ નામો આપેલાં મળી આવે છે. એ ત્રણેની ક્રિયાઓ સર્વથા પૃથક્ પૃથક્ છતાં પણ તે પરસ્પરમાં એટલી બધી મિશ્રિત થએલી છે કે, આપણને તે એકરૂપ જ દેખાય છે. ખરેખર એ ત્રણે કાર્યો લેશ માત્ર પણ આપણા જાણવામાં આવતાં નથી. માત્ર એ ત્રણેનુ જે પરિણામ થાય છે, તે જ આપણા જોવામાં આવે છે. અને તે પરિણામને જ આપણે બાહ્ય પદાર્થના નામથી ઓળખીએ છીએ. જ્ઞાનનું પ્રત્યેક કાર્ય, એ ત્રણ મળીને જ કરે છે. આમ છતાં પણ એમાંનો ભેદ આપણા જાણવામાં કેમ નથી આવતો, એ કહી શકાતું નથી.

પ્રથમનાં સર્વ સાધનોની સિદ્ધિ થયા પછી જ્યારે મન સર્વથા આજ્ઞાવશ થઈ રહે છે, ત્યારે જ તેને અંતર્જ્ઞાનની શક્તિ પ્રાપ્ત થાય છે. એ શક્તિ પ્રાપ્ત થઇ, એટલે પછી મનને ધ્યાનમાં લગાડવું જોઇએ. ધ્યાનનો પ્રારંભ પ્રથમ સ્થૂલ પદાર્થોથી કરવો અને પછી ધીમે ધીમે મનને સૂક્ષ્મ તરફ દોરતા જવું. અને ત્યાર પછી વધારે અને વધારે સૂક્ષ્મ તરફ વાળતાં વાળતાં અંતે તેનો નિર્વિષયમાં પ્રવેશ કરાવી દેવો. પ્રથમ મનને ઇંદ્રિયજ્ઞાનનાં બાહ્ય કાર્યો જોવામા લીન કરવું અને ઇંદ્રિય જ્ઞાનનાં બાહ્ય કાર્યોને જોવામાં તે નિષ્ણાત થતાં જ તેને અંતર્ગત શક્તિ અને ત્યાર પછી મનની પ્રતિક્રિયામાં વાળવું. ઇંદ્રિય જ્ઞાનનાં બાહ્ય કાર્યોના અવલોકનમાં નિપુણ થતાં જ મનને સર્વ સૂક્ષ્મ તત્ત્વો અને સૂક્ષ્મ આકારોને જોવાનું સામર્થ્ય પ્રાપ્ત થઇ જાય છે. એવી રીતે તે અંતસ્થ વ્યાપારને જોવામાં પ્રવીણ થયુ, એટલે પછી તે પોતાના અથવા બીજાના મનોવિકારને સારી રીતે સમજી શકે છે, એટલું જ નહિ, પણ બાહ્ય પ્રતિક્રિયા થવા પહેલાં જ તે તેના સમજવામાં આવી જાય છે. માનસિક પ્રતિક્રિયાઓ યથાસ્થિત તેને જણાવા લાગતા જ યોગીને અનેક વાતોનું પોતાની મેળે જ જ્ઞાન થઇ જાય છે. કારણકે, પ્રત્યેક જ્ઞેય વસ્તુ અને પ્રત્યેક વિકાર તે પ્રતિક્રિયાના પરિણામરૂપ જ છે. ત્યાર પછી જાણે મનના સર્વ ભેદો તેના જાણવામાં અને જોવામાં આવી ગયા હોયની! તેવી રીતે સર્વથા તે તેના અધિકાર-તાબામાં આવી

જાય છે. યોગીને ભિન્ન ભિન્ન અનેક શક્તિઓ પ્રાપ્ત થાય છે. તેમાંની એકાદ શક્તિમાં જો યોગી ભૂલો પડી ગયો, તો તેને આગળના માર્ગમાં વધવાનો અટકાવ થઈ પડે છે. વિષયોમાં લુબ્ધ થવાનું એવું અનિષ્ટ પરિણામ થાય છે. જેના મનની જોઈએ તેટલી દૃઢતા હોય, એ અદ્ભુત શક્તિઓને પણ તુચ્છકારવાનું જેનામાં સામર્થ્ય હોય, અને મનઃ સમુદ્રમાંની યચ્યાવત્ લહરીઓને ભેદવાની જેનામાં શક્તિ હોય, તે જ માત્ર યોગના અંતને પામી શકે છે. ત્યાર પછી આત્મપ્રભાવ, મનના સર્વ પાશથી મુક્ત થઈને અને શરીરના સર્વ વિકારોના બંધનમાંથી છૂટીને પોતાના દૈદીપ્યમાન તેજવડે પ્રકાશમાન થાય છે અને યોગીને પોતાનું–જ્ઞાનમય, અમર અને સર્વવ્યાપી શાશ્વત–સનાતન મૂળ સ્વરૂપ દેખાવા માંડે છે.

સમાધિ તે પ્રત્યેક મનુષ્ય પ્રાણીની જ નહિ, કિન્તુ પ્રત્યેક પ્રાણીની પણ વંશપરંપરાની જાગીર છે. અતિશય નીચ પ્રકારના પ્રાણીથી તે ઉચ્ચતમ પ્રકારના દેવ આદિ સુધીના સર્વને કોઈ એક સમયે એ સ્થિતિમાં આવવું તો પડે છે જ. અને તે એ સ્થિતિમાં આવ્યા પછી જ તેના ધર્મનો આરંભ થાય છે. ત્યારે બાકીના કાળમાં આપણે શું કરતા હોઈએ છીએ? એવો એક સાહજિક પ્રશ્ન ઉદ્ભવે છે. એનું ઉત્તર એ જ છે કે, એ સ્થિતિએ પહોંચવા માટેની ખટપટો જ કરતા હોઈએ છીએ. જેનામાં ધર્મ નથી, તેનામાં અને આપણામાં અત્યારે કશો-કોઈ પણ જાતિનો ભેદ નથી. કારણ કે, ધર્મનો અનુભવ આપણને કશો પણ થએલો નથી. ત્યારે સર્વ રીતે–અબાધિત રીતે એનો અનુભવ આપણને થઈ શકે, એનો આ વિના બીજો કયો ઉત્તમ ઉપાય છે? સમાધિમાંના પ્રત્યેક સોપાનનું સપ્રમાણ પ્રતિપાદન કરીને પરસ્પર સંબંધની એકવાક્યતા કરવી; તેની શાસ્ત્રોક્ત રીતિથી વ્યવસ્થા કરવી; અને દૃઢનિશ્ચયથી અભ્યાસ કરવો; એટલે તે ઇચ્છિત સ્થાને નિશ્ચયપૂર્વક જઈ પહોંચાય છે. એમ કરવાથી સમસ્ત દુઃખોનો લોપ થાય છે, સકલ વિપત્તિઓનો અસ્ત થાય છે; કર્મોનું બીજ બળીજળીને ભસ્મીભૂત થાય છે અને આત્મા ચિરકાલને માટે મુક્ત થાય છે–નિર્વિકાર અને સર્વસાક્ષી બની જાય છે.



## પ્રકરણ આઠમું

### યોગતત્ત્વ

(રાજયોગનો આ સાર કૂર્મપુરાણમાંથી ભાષાંતર કરી લીધેલો છે.)



યોગાગ્નિ, મનુષ્યના આસપાસના પાતક પંજરને દગ્ધ કરી નાખે છે. યોગથી જ્ઞાન નિર્મળ થાય છે અને તત્કાળ નિર્વાણની પ્રાપ્તિ થાય છે. યોગવડે જ્ઞાન મળે છે, અને તે જ જ્ઞાન વળી યોગીને સહાયતા કરે છે. જ્ઞાન અને યોગ એ ઉભયમાં જે પારંગત

હોય છે, તેના પર ઈશ્વર પણ સતુષ્ટ રહે છે. જે દિવસમાં એકવાર, બેવાર, ત્રણવાર કિંવા નિરંતર મહાયોગનો અભ્યાસ કરે છે, તે મનુષ્યો દેવ છે, એમ જ સમજવું. યોગના પ્રકાર બે છે. એકને **'અભાવ'** નામ આપવામાં આવેલું છે અને બીજાને **'મહાયોગ'**ના નામથી ઓળખવામાં આવે છે. કોઇએકના આત્માને નિર્ગુણ–શૂન્ય માનીને તેનું ધ્યાન ધરવું, એને **'અભાવ'** કહે છે. યોગી પ્રત્યેક જન પાસેથી–પ્રત્યેક વસ્તુદ્વારા આત્માનું જ્ઞાન મેળવે છે. કોઈ એકને આત્મા જેનામાં આનંદથી પરિપૂર્ણ અને સર્વ કિલ્બિષોથી મુક્ત દેખાય છે અને પરમેશ્વર સાથે તદ્રૂપ થઇ જાય છે, તેને **'મહાયોગ'**ની સંજ્ઞાથી જાણવામા આવે છે. બીજા જે જે યોગો વિશે આપણે સાંભળીએ છીએ, અને વાંચીએ છીએ, તે સર્વે એ મહાયોગ–કિંવા બ્રહ્મયોગ–પાસે કાંઇપણ હિસાબમાં નથી. એ યોગમાં યોગીને પોતે જાતે અને સર્વ જગત ઇશ્વરસ્વરૂપ જ દેખાવા માંડે છે. તેથી જ એ યોગ સર્વે યોગોમાં અત્યંત શ્રેષ્ઠ છે. રાજયોગનાં સોપાન–પગથિયાં આટલાં છે; યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ. એમાં કોઇની પણ હિંસા ન કરવી, સત્યમાં નિષ્ઠા રાખવી, નિસ્પૃહતા રાખવી, સદ્‌વર્તનથી રહેવું અને પરિગ્રહ ન લેવો એવું નામ **'યમ'** છે. એનાથી મન કિંવા ચિત્ત શુદ્ધ થાય છે. કાયાવાચા મનથી નિરંતર અને કોઇપણ પ્રાણીને પીડા ન આપવી, એને **'અહિંસા'**ના નામથી ઓળખવામાં આવે છે. કોઇપણ જીવને ઉપદ્રવ ન કરવો, એ ગુણથી જે સૌખ્ય પ્રાપ્ત થાય છે, તેના કરતાં વધારે મોટું અને વધારે સારું સૌખ્ય બીજું એક પણ નથી સત્યના યોગે આપણે આપણો વ્યવહાર ચલાવી શકીએ છીએ; સત્યથી પ્રત્યેક વસ્તુ પ્રાપ્ત થાય છે અને સત્યમાંજ સર્વ ભરેલું છે. બનેલી વાત જેવાના તેવા જ સ્વરૂપમાં કહેવી, એવુ નામ સત્ય. બીજાનો માલ ચોરીને અથવા બલાત્કાર કરીને ન લેવો, એનું નામ 'અસ્તેય' અથવા નિર્લોભતા છે. મનમાં, વચનમાં અને કૃતિમાં સદા સર્વ કાળ કોઇપણ સ્થિતિમાં એકનિષ્ઠ હોવું અથવા રહેવું, એને 'બ્રહ્મચર્ય' સંજ્ઞા અપાયથી છે. કોઇ પાસેથી કોઇપણ જાતિની સહાયતા–મહત્સંકટમાં હોવા છતાં પણ ન લેવી, તે 'અપરિગ્રહ.' એક મનુષ્યે બીજા પાસેથી કોઇપણ પ્રકારનું દાન કે સાહાય્ય લીધું, એટલે તેનું મન કલુષિત થાય છે; તેનું વજન–પ્રભાવ–ઓછું થાય છે; તે પોતાની સ્વતન્ત્રતા ખોઇ દે છે અને તે બીજાનો તાબેદાર બની જાય છે. યોગસિદ્ધિમા નીચેની વાતો સહાયકારી થાય છે અથવા છે –નિયમ–એટલે નિયમિત વ્યવહાર અને આચાર; તપસ્, સદાચરણ, સ્વાધ્યાય કિંવા અભ્યાસ; સંતોષ કિંવા સમાધાન, શૌચમ્–પવિત્રતા; અને ઈશ્વર પ્રણિધાન કિંવા ઈશ્વરી પૂજન–ઉપોષણો કરીને કિંવા બીજાં કોઈ પણ દુઃખોથી શરીરને દંડ દેવો, એને શારીરિક તપ કહે છે.

વેદોના અથવા ઇતર મંત્રોના અધ્યયનને અભ્યાસ અથવા **સ્વાધ્યાય** કહેવામા આવે છે. એના યોગે શરીરમાંનો સત્ત્વાંશ પુનીત થાય છે. એ મંત્રપઠનના ત્રણ પ્રકારો છે એક ઉચ્ચ સ્વરથી, એક ધીમે ધીમે અને એક મનમાં ને મનમાં જ પઠન કરવુ તે. ઉચ્ચ સ્વરથી–કિંવા બીજાના સાંભળવામા આવે તેવી રીતે પઠન કરવું, તે સર્વથી નીચો પ્રકાર છે અને મનમાંનું પઠન સર્વથી ઉચ્ચ પ્રકારનું મનાય છે ગમે તેના સહજ સાંભળવામાં આવે, તેવુ પઠન તે ઉચ્ચ પઠન કહેવાય છે. દ્વિતીય પ્રકારના પઠનમા માત્ર અવયવો જ હાલે છે, પણ શબ્દો સંભળાતા નથી બીજો મનુષ્ય પાસે બેઠો હોય, તો તે પણ તેના ઉચ્ચારને સમજી નથી શકતો. જેમા શબ્દનો ઉચ્ચાર નથી થતો, માત્ર મનમા જ જપનો વ્યાપાર ચાલતો હોય છે અને તે સાથે તેના અર્થના વિચારનો વ્યાપાર પણ ચાલતો હોય છે, તેને **માનસિક** જપના નામથી ઓળખવામા આવે છે, અને સર્વમા શ્રેષ્ઠ જપ તે એ જ છે ઋષિઓએ બે પ્રકારની શુદ્ધતા કહેલી છે. એક અંત શુદ્ધિ અને બીજી બાહ્ય-શુદ્ધિ. પાણી, મૃત્તિકા અને તેવા જ બીજા પદાર્થોવડે શરીરની શુદ્ધિ થાય છે. સ્નાન આદિથી બાહ્ય શુદ્ધિ થાય છે. તેમ જ સત્યથી કિંવા બીજા બધા સદ્‌ગુણોથી મનની શુદ્ધિ થાય છે, અને તેને જ અંત શુદ્ધિ કહેવામા આવે છે. એ બનેની આવશ્યકતા એક સમાન છે. કોઈ પણ મનુષ્ય અંતરમા શુદ્ધ છતા બહારથી અમંગળ હોય, તો તે ચાલી શકતુ નથી પરંતુ જો એ બંને શુદ્ધિઓ સાધી શકાતી ન હોય, તો અંત શુદ્ધિ વધારે શ્રેષ્ઠ હોવાથી તેની સાધના પ્રથમ કરવી. પણ જ્યાસુધી એ ઉભય શુદ્ધિઓ પ્રાપ્ત ન થાય, ત્યાસુધી યોગી તો થઈ શકાતું નથી જ.

સ્તોત્ર અને સ્મરણ ઇત્યાદિ ઉપાસનાથી ઇશ્વિરમા નિષ્ઠા ઉત્પન્ન થાય છે. યમ અને નિયમ વિશે તો પ્રથમ કહેલું જ છે. ત્યારપછી **પ્રાણાયામ** આવે છે. પ્રત્યેકના શરીરમા રહેલી જીવિત શક્તિનું નામ પ્રાણ છે, અને યમ એટલે પ્રાણપર સત્તા ચલાવવી ઉત્તમ, મધ્યમ અને કનિષ્ટ, એવા પ્રાણાયામના ત્રણ પ્રકારો છે પ્રત્યેક પ્રાણાયામમા વળી બે ભેદો રહેલા છે તેમના નામ–**રેચક** અને **પૂરક** જ્યારે તમે બાર સેકડથી આરભ કરો, તો તે કનિષ્ટ પ્રાણાયામ થાય છે, ચોવીસ સેકડ કરીને પ્રાણાયામનો પ્રારભ કરવો, તે મધ્યમ પ્રકારનો પ્રાણાયામ છે અને છત્રીસ સેકડ રહીને પ્રાણાયામનો આરભ કરવો, તે શ્રેષ્ઠ પ્રકારનો પ્રાણાયામ કહેવાય છે જે પ્રાણાયામમા પ્રથમ પ્રસ્વેદ આવે છે, પછી શરીરમા કંપ ઉત્પન્ન થાય છે અને ત્યાર પછી આસનને અંતરિક્ષમા ધારીને મહા આનંદથી મનુષ્યની આત્મા સાથે સત્સમતા થાય છે, તેને જ અત્યુચ્ચ પ્રાણાયામ કહેવામા આવે છે. **ગાયત્રી** નામનો જે મંત્ર છે, તે વેદમાંનો એક અતિ પવિત્ર મંત્ર છે તેનો

જેની ઇચ્છા માત્ર ઇશ્વરવિષયક જ રહેલી છે; તેને જ પરમેશ્વરનો પ્રસાદ મળે છે. એટલા માટે જ્ઞાનમાર્ગથી તેની ઉપાસના કરો કે ભક્તિમાર્ગથી તેની ઉપાસના કરો કિંવા સર્વસંગપરિત્યાગથી તેની ઉપાસના કરો; પરન્તુ કોઇપણ પ્રકારે તેની ઉપાસના કરવી, એટલું તો ખરું.

"જે કોઇ પણ જીવનો મત્સર કરતો નથી; જે સર્વનો મિત્ર છે અને સર્વપર દયા કરનારો છે; સ્વાર્થનો જેનામાં સર્વથા અભાવ છે, જેના અભિમાનનો લોપ થએલો છે; તે જ મારો પરમપ્રિય ભક્ત છે અને તે જ મારો પરમપ્રિય ઉપાસક છે. જે સદાસર્વકાળ યોગાભ્યાસ કરે છે; જે પોતાના અહંભાવને તાબામાં રાખે છે; જેની ઇચ્છા નિશ્ચલ થએલી છે, અને જેણે મન તથા બુદ્ધિ મને અર્પણ કરેલા છે, તે જ મારો પરમપ્રિય ભક્ત છે, એ ધ્યાનમાં રાખ. જે પોતે કદાપિ ત્રાસ આપતો નથી; અને બીજાના ત્રાસનો હેતુ થતો નથી; હર્ષ, શોક, ભીતિ અને ઇચ્છાના આતિશયનો જેણે ત્યાગ કર્યો છે, એવો જે કોઇ પણ હોય, તે મારા ગળાનું માદળિયું છે. જે કોઇપણ વસ્તુપર અવલંબી નથી રહેતો; જે પવિત્ર; નિરલસ, સર્વસંગપરિત્યાગી; કોઇ કાળે દુ:ખી ન થનારો, સંપત્તિ આવો કે વિપત્તિ આવો પણ તેની જેને પરવા નથી એવો; કોઇ સ્તુતિ કરે કે નિંદા કરે, પણ બન્નેમાં સમાન ભાવ રાખનારો; શાંત અને મનમાં વિચાર કરનારો; પોતાના માર્ગમાં જે કાંઇપણ થોડું ઘણું પ્રાપ્ત થાય, તેમાં આનન્દ માનનારો; ગૃહ ન હોવાથી શૂન્યગૃહી; સમસ્ત જગતને પોતાનું ગૃહ માનનારો, અચલ વિચારવાળો જે કોઇ પણ હોય, તે જ યોગી થાય છે."

- નારદ નામક એક મહાન્ દેવર્ષિ થઇ ગયો છે મનુષ્યોમાં જેવી રીતે મહાન્ મહાન યોગીઓ છે, તેવી રીતે દેવાદિકમાં પણ મોટા મોટા યોગીઓ અસ્તિત્વ ધરાવે છે. નારદ, તે એક શ્રેષ્ઠ યોગી અને સારો મહાત્મા હતો. તે જ્યાં ગમે ત્યાં સંચાર કરતો હતો. એક દિવસે તે એક અરણ્યમાંથી જતો હતો, એટલામા તેણે એક મનુષ્યને ત્યાં જોયો તે એટલો બધા લાંબા કાળથી ધ્યાનસ્થ થએલો હતો કે, તેના શરીરપર–સર્વાંગપર કીડીઓના દર બધાઈ ગયાં હતાં! તે મનુષ્યે નારદને પૂછ્યું કે, "આપ કયાં જાઓ છો?" નારદે ઉત્તર આપ્યું કે, "હું સ્વર્ગમાં જાઉં છું." એટલે તેણે નારદને પ્રાર્થના કરીને કહ્યું કે, "મને મુક્તિ કયારે મળશે? મારાપર દયા કયારે કરશો? એટલું પરમેશ્વરને પૂછતા આવજો." એવું "ઠીક છે." એવું ઉત્તર આપીને નારદ આગળ ચાલ્યો. એટલામાં તેને એક બીજો મનુષ્ય મળ્યો. તે અહીં તહીં નાચી અને કૂદકા મારીને નારદને કહેવા લાગ્યો કે, "અહો–નારદ મુને! આપ અત્યારે કયા પધારો છો?" તેના એ શબ્દો અને હાવભાવો પ્રેમથી કિંવા ભક્તિથી પ્રફુલ્લ થએલા જેવા હતા. એટલે કે તેને દેહભાનનું વિસ્મરણ થએલું હતું તેને નારદે ઉત્તર આપ્યું કે, "હું સ્વર્ગમા જાઉં છું." એટલે તેણે એવી વિનતિ કરી કે, "ત્યારે

મારો ઉદ્ધાર ક્યારે થશે, એટલું ઈશ્વરને પૂછતા આવજો." તેની એ વિનતિ માન્ય કરીને નારદ મુનિ પોતાના માર્ગે ચાલતા થયા.

એ જ માર્ગે પાછા આવતાં નારદને તે કીડીઓનાં દરો જેના શરીરપર બંધાયલાં હતાં, તે ધ્યાનસ્થ ગૃહસ્થ પ્રથમ મળ્યો, અને તેણે નારદને પૂછ્યું કે, "અહો નારદ સ્વામિન્! તમે ઈશ્વરને મારો પ્રશ્ન પૂછ્યો હતો કે?" એટલે નારદે કહ્યું કે, "હા હા. બહુ જ સ્મરણપૂર્વક પૂછ્યો હતો." "ત્યારે તેણે શું ઉત્તર આપ્યું?" તેણે ઉત્સુકતાથી પૂછ્યું. એના ઉત્તરમાં નારદે જણાવ્યું કે, "ઈશ્વરે એમ કહેલું છે કે, તને બીજા ચાર જન્મ પછી મુક્તિ મળશે." એટલે તે મનુષ્ય પોકાર કરીને રોવા લાગ્યો, અને માથું કૂટતો કહેવા લાગ્યો કે, "મારા શરીરપર કીડીઓનાં ઘર બંધાયાં ત્યાં સુધી મેં તપ કર્યું, તોપણ હજી મારે ચાર જન્મમાં રખડવું પડશેને?" તેને ત્યાં જ વિલાપ કરતો છોડીને નારદ આગળ વધ્યા અને બીજા મનુષ્ય પાસે આવ્યા, એટલે તેણે સવાલ કર્યો કે, "કેમ નારદ સ્વામિન્! મારો પ્રશ્ન આપે ઈશ્વરને પૂછ્યો હતો કે?" એટલે નારદે ઉત્તર આપ્યું કે, "હા. આ આંમલીનું વૃક્ષ જોયું કે? એનાં જેટલાં પાંદડાં છે, તેટલા જન્મો ભોગવવા પછી તારો ઉદ્ધાર થશે." એટલે તે મનુષ્ય પાછો નાચી કૂદીને કહેવા લાગ્યો કે, "ત્યારે મારો ઉદ્ધાર એટલો બધો સત્વર થવાનો છે કે?" એ વાક્ય તેના મુખમાંથી નીકળતાં જ આકાશવાણી થઈ કે, "મારા પુત્ર! આ ઘડિયે જ તારો ઉદ્ધાર કરવામાં આવ્યો છે." એ જ તેના ધૈર્યનું ફળ હતું. આંમલીના વૃક્ષનાં પાંદડાં જેટલા જન્મ પર્યન્ત તે કર્તવ્ય કરવાને તૈયાર હતો અર્થાત્ તેનું ધૈર્ય ડગ્યું નહિ. પણ પ્રથમ મનુષ્યને તો ચાર જન્મ પણ વધારે જણાયા. એ બીજા મનુષ્ય પ્રમાણે મનમાં હિમ્મત રાખીને યુગોના યુગો વીતાડવાને જે ખુશી હોય છે, તેને જ અત્યંત શ્રેષ્ઠ ફળ પ્રાપ્ત થાય છે.

## રાજયોગ પૂર્વાર્ધ સમાપ્ત

"આ બ્રહ્માંડ જેણે નિર્માણ કરેલું છે, તે પ્રભુના સામર્થ્યનું અમે ધ્યાન ધરીએ છીએ-તે અમારા મનને સુપ્રસન્ન કરો !" એવો અર્થ થાય છે. ત્યાર પછી તેના આરંભ અને અંતમાં ૐ મેળવવો. એક પ્રાણાયામમાં ત્રણવાર ગાયત્રી મંત્રનો જપ કરવો. સર્વ ગ્રંથોમાં પ્રાણાયામની ત્રણ કૃતિઓ કહેલી છે. (૧) રેચક, એટલે ઉચ્છ્વાસ અથવા વાયુને બહાર કાઢવો તે, (૨) પૂરક-એટલે શ્વાસ કિંવા વાયુને અંદર લેવો તે અને (૩) કુંભક-એટલે વાયુને અંદર રોકી રાખવો અથવા સ્થિર રાખવો તે. કર્મેન્દ્રિયો અને જ્ઞાનેન્દ્રિયો બાહ્ય વ્યાપાર કરતી હોય છે અને તેમનો બાહ્ય પદાર્થો સાથે જ સંબંધ હોય છે. એમને પોતાની ઇચ્છાને આધીન બનાવવી, એનું નામ પ્રત્યાહાર. ઇંદ્રિયોને અંતર્મુખ કરવી, એ એનો શબ્દશઃ અર્થ છે.

હૃદયકમળમાં કિંવા મસ્તકના મધ્ય બિન્દુમાં મનને નિશ્ચલ રાખવું એને ધારણા નામ આપેલું છે. મનોલહરીમાં જે વેળાએ ક્ષુબ્ધતા થાય છે, તે વેળાએ તે એક જ સ્થાને રહે, એક જ સ્થાનનો આશ્રય કરી બીજી કોઈ પણ લહરીને સ્પર્શ ન કરતાં-ઇતર લહરી શાંત થઇ જાય અને પછી મનમાં એક જ લહરી ઉઠે, એને ધ્યાન કિંવા એકાગ્રતા કહેવામા આવે છે. આધારની કાંઇ પણ આવશ્યકતા ન રહે અને સમસ્ત મન એક જ લહરી મય-એક જ સ્વરૂપ-તદાકાર થઈ જાય તે અવસ્થાને 'સમાધિ' કહેવાનો પરિપાઠ પડેલો છે. કોઇ પણ સ્થાન અથવા ચક્રોની સહાયતા વિના જ પદાર્થોનું જ્ઞાન થાય, અને એક જ સ્થાનમાં બાર સેકંડ સુધી મન નિશ્ચલ રહે, એટલે તે ધારણા થાય છે. એવી બાર ધારણાઓ થવાથી એક ધ્યાન થાય છે અને એવાં બાર ધ્યાન થતાં એક સમાધિ થાય છે ત્યાર પછી આસન એટલે મુદ્રા. એમાં શરીરને સરળ કેમ કરવું? છાતી, ખાંધો, અને મસ્તકથી શરીરને મુક્ત કેવી રીતે કરવું? એટલી જ ધ્યાનમા રાખવા જેવી બાબત વર્ણવેલી છે. જ્યાં અગ્નિ હોય જ્યા પાણી હોય અથવા જ્યાં ઝાડપાલો પડ્યો હોય, કિંવા જ્યાં હિંસક પશુ વસતાં હોય, જ્યા ચાર રસ્તા એકઠા થઇને ચોવાટું થયું હોય અથવા જ્યાં બહુ જ ઘોઘાટ થતો હોય, કે જ્યાં બહુ જ ભયાનક પ્રદેશ હોય, જ્યાં ઘણાં જાળાં બંધાયલા હોય, જ્યાં અનેક દુષ્ટ લોકો વસતા હોય, એવા સ્થાને યોગાભ્યાસ કરવો નહિ. એ સર્વ નિયમો વિશેષત હિંદુસ્તાનને લાગૂ પડે છે. શરીર અધિક જડ-સુસ્ત-ભાસવા માંડે, અથવા જે વેળાએ મન ખેદમાં કે કષ્ટમા હોય, ત્યારે, અથવા શરીર વ્યાધિગ્રસ્ત હોય ત્યારે પણ અભ્યાસ થઇ શકતો નથી, જ્યાં સારો એકાંત વાસ હોય, અને જ્યાં લોકોનો વ્યત્યય થતો ન હોય, એવા સ્થળે બેસવું. પોતે જે જે કરતા હો, તે જેમ જેમ લોકોને જણાવતા જશો, તેમ તેમ તેમાં વૈલક્ષણ્ય ઉત્પન્ન થતું જશે. પરંતુ ભર વસ્તીમાં જઇને લોકોને પોતાના કાર્યવિશે જણાવવાથી અથવા

વ્યક્ત કરવાની ઇચ્છા રાખવાથી બિલકુલ કાર્ય થઇ શકે તેમ નથી. અમંગળ સ્થળો કદાપિ પસન્દ કરવાં નહિ. જ્યાં થોડી ઘણી પણ રમણીયતા હોય, એવાં સ્થળો જ પસન્દ કરવાં. અભ્યાસ કરવા બેસતી વેળાએ પ્રથમ પ્રાચીન યોગીઓને વંદન કરવું; તેમ જ પોતાના ગુરુ અને પરમેશ્વરને પણ વંદન કરીને ત્યાર પછી જ યોગના અભ્યાસમાં પ્રવૃત્ત થવું

ધ્યાન વિશે કહેતાં એકાદ સ્થળે ચિત્તની એકાગ્રતા કેવી રીતે કરવી, એનાં થોડાં ઉદાહરણો આપેલાં છે, છતાં વળી પણ અહીં જણાવવામાં આવે છે કે, સરળ બેસવું અને પોતાની નાસિકાના અગ્ર ભાગે દૃષ્ટિને સ્થિર રાખવી; એમ કરવાથી ધીમે ધીમે મનની એકાગ્રતા કેવી રીતે કરવી, તે પોતાની મેળે જ સમજાવા માંડે છે નેત્ર સાથે જોડાયલા જ્ઞાનતંતુ ઉપર એકવાર અધિકાર જામ્યો એટલે પ્રતિક્રિયામંડળપર અને તે સાથે ઇચ્છાપર પણ સત્તા ચલાવવાની કેવી તૈયારી થઇ જાય છે, એનું વિવેચન હવે પછી કરવામાં આવશે. ધ્યાન કરતી વેળાએ જે કેટલાંક કલ્પિત ચિત્રો પોતાના મન સમક્ષ ધરવાં પડે છે, તેનો અહીં થોડોક આભાસ કરાવીશું. ઉદાહરણાર્થે —મસ્તકના ઉપરના ભાગમાં કેટલાક અગુંથ છોડીને એક ચક્ર છે, એવી કલ્પના કરો. સદ્ગુણ, એ તેનો ગર્ભ અને જ્ઞાન તેનો દંડ—ડીંડું છે અને યોગની આઠ શક્તિઓ, તે એ કમળની આઠ પાંખડીઓ છે. ત્યાગ, એ તેમાનાં સ્ત્રીપુકેસર છે. યોગી એ બાહ્ય શક્તિનો ત્યાગ કરતાં જ મુક્તિને પહોચી જાય છે. એટલે કમળના અષ્ટદલ તે આઠ શક્તિઓ છે, પરતુ આંતરિક સ્ત્રીપુકેસર, તે જ પૂર્ણ ત્યાગ છે માં તેનો ત્યાગ કરવો, તે સર્વસ્વનો ત્યાગ કરવા સમાન છે. તે કમળમાં સર્વ સમર્થ અને નિરાકાર પરમેશ્વરની સુવર્ણમય પ્રતિમા રહેલી છે; અને તેનું નામ ૐ છે. તે મૂર્તિ-પ્રતિમા અનિર્વાચ્ય દૈદીપ્યમાન તેજસહવર્તમાન હોય છે, એમ માનીને તેમા એકાગ્રતા કરવી

વળી બીજુ પણ એક ધ્યાન કહેલું છે—તે એમ કે, આપણા હૃદયમાં એક પોલાણ છે, એમ સમજો અને તે પોલાણમાં એક જ્યોતિ સળગેલી છે, એવી કલ્પના કરો : જ્યોતિ તે જ આપણો આત્મા છે, એવો ભાવ પણ ધારો. તે જ્યોતિમાં વળી બીજું એ તેજોમય પોલાણ છે, એમ પણ કલ્પો. તે જ તમારો પરમાત્મા કિંવા ઇશ્વર છે તે હૃદયસ્થમા એકાગ્રતા કરો—તેનું ધ્યાન ધરો

સદાચાર, અહિંસા, પ્રત્યેકપર—કટ્ટા શત્રુપર પણ—ક્ષમા, સત્ય અને ઇશ્વરનિષ્ઠા, એ સર્વ જૂદી જૂદી વૃત્તિઓ છે એ સર્વમાં કદાચિત્ પરિપૂર્ણતા પ્રાપ્ત ન પણ થાય, તોપણ ડરવાનું કશું પણ કારણ નથી પ્રયત્ન કરો એટલે જે બાકી હશે, તે બધુ પ્રાપ્ત થશે જેણે સમસ્ત ભીતિ, સમગ્ર ક્રોધ, બધી આસક્તિઓનો ત્યાગ કર્યો છે, જેણે પોતાનો આત્મા ઇશ્વરને અર્પી દીધો છે, જે ઇશ્વરથી દૂર થતો નથી, જેનું અન્તઃકરણ નિર્મળ થએલું છે

જેની ઇચ્છા માત્ર ઇશ્વરવિષયક જ રહેલી છે, તેને જ પરમેશ્વરનો પ્રસાદ મળે છે. એટના માટે જ્ઞાનમાર્ગથી તેની ઉપાસના કરો કે ભક્તિમાર્ગથી તેની ઉપાસના કરો કિંવા સર્વસંગપરિત્યાગથી તેની ઉપાસના કરો, પરન્તુ કોઇપણ પ્રકારે તેની ઉપાસના કરવી, એટલું તો ખરુ.

"જે કોઇ પણ જીવનો મત્સર કરતો નથી, જે સર્વનો મિત્ર છે અને સર્વપર દયા કરનારો છે, સ્વાર્થનો જેનામાં સર્વથા અભાવ છે, જેના અભિમાનનો લોપ થએલો છે, તે જ મારો પરમપ્રિય ભક્ત છે અને તે જ મારો પરમપ્રિય ઉપાસક છે જે સદાસર્વકાળ યોગાભ્યાસ કરે છે, જે પોતાના અહભાવને તાબામાં રાખે છે, જેની ઇચ્છા નિશ્ચલ થએલી છે, અને જેણે મન તથા બુદ્ધિ મને અર્પણ કરેલા છે, તે જ મારો પરમપ્રિય ભક્ત છે, એ ધ્યાનમાં રાખ જે પોતે કદાપિ ત્રાસ આપતો નથી, અને બીજાના ત્રાસનો હેતુ થતો નથી, હર્ષ, શોક, ભીતિ અને ઇચ્છાના આતિશયનો જેણે ત્યાગ કર્યો છે, એવો જે કોઇ પણ હોય, તે મારા ગળાનું માદળિયુ છે જે કોઇપણ વસ્તુપર અવલબી નથી રહેતો, જે પવિત્ર; નિરલસ, સર્વસંગપરિત્યાગી, કોઇ કાળે દુખી ન થનારો, સંપત્તિ આવો કે વિપત્તિ આવો પણ તેની જેને પરવા નથી એવો, કોઇ સ્તુતિ કરે કે નિંદા કરે, પણ બન્નેમા સમાન ભાવ રાખનારો, શાંત અને મનમાં વિચાર કરનારો, પોતાના માર્ગમા જે કાંઇપણ થોડું ઘણું પ્રાપ્ત થાય, તેમા આનન્દ માનનારો, ગૃહ ન હોવાથી શૂન્યગૃહી, સમસ્ત જગતને પોતાનુ ગૃહ માનનારો, અચલ વિચારવાળો જે કોઇ પણ હોય, તે જ યોગી થાય છે"

નારદ નામક એક મહાન્ દેવર્ષિ થઇ ગયો છે મનુષ્યોમાં જેવી રીતે મહાન્ મહાન યોગીઓ છે, તેવી રીતે દેવાદિકમા પણ મોટા મોટા યોગીઓ અસ્તિત્વ ધરાવે છે નારદ, તે એક શ્રેષ્ઠ યોગી અને સારો મહાત્મા હતો. તે જ્યા ગમે ત્યાં સચાર કરતો હતો એક દિવસે તે એક અરણ્યમાથી જતો હતો, એટલામા તેણે એક મનુષ્યને ત્યાં જોયો તે એટલો બધા લાબા કાળથી ધ્યાનસ્થ થએલો હતો કે, તેના શરીરપર–સર્વાંગપર કીડીઓના દર બધાઇ ગયાં હતા! તે મનુષ્યે નારદને પૂછ્યુ કે, "આપ કયા જાઓ છો?" નારદે ઉત્તર આપ્યુ કે, "હુ સ્વર્ગમા જાઉં છુ." એટલે તેણે નારદને પ્રાર્થના કરીને કહ્યુ કે, "મને મુક્તિ ક્યારે મળશે? મારાપર દયા ક્યારે કરશે? એટલુ પરમેશ્વરને પૂછતા આવજો." એનુ "ઠીક છે." એવુ ઉત્તર આપીને નારદ આગળ ચાલ્યો એટલામા તેને એક બીજો મનુષ્ય મળ્યો. તે અહીં તહીં નાચી અને કૂદકા મારીને નારદને કહેવા લાગ્યો કે, "અહો–નારદ મુને! આપ અત્યારે કયા પધારો છો?" તેના એ શબ્દો અને હાવભાવો પ્રેમથી કિંવા ભક્તિથી પ્રફુલ્લ થએલા જેવા હતા એટલે કે તેને દેહભાનનું વિસ્મરણ થએલું હતું તેને નારદે ઉત્તર આપ્યુ કે, "હુ સ્વર્ગમા જાઉં છુ" એટલે તેણે એવી વિનંતિ કરી કે, "ત્યારે

મારો ઉદ્ધાર ક્યારે થશે, એટલુ ઈશ્વરને પૂછતા આવજો" તેની એ વિનતિ માન્ય કરીને નારદ મુનિ પોતાના માર્ગે ચાલતા થયા

એ જ માર્ગે પાછા આવતા નારદને તે કીડીઓનાં ઘરો જેના શરીરપર બંધાયના હતા, તે ધ્યાનસ્થ ગૃહસ્થ પ્રથમ મળ્યો, અને તેણે નારદને પૂછયુ કે, "અહો નારદ સ્વામિન્! તમે ઈશ્વરને મારો પ્રશ્ન પૂછ્યો હતો કે?" એટલે નારદે કહ્યુ કે, "હા હા બહુ જ સ્મરણપૂર્વક પૂછ્યો હતો" "ત્યારે તેણે શુ ઉત્તર આપ્યું?" તેણે ઉત્સુકતાથી પૂછ્યુ એના ઉત્તરમાં નારદે જણાવ્યુ કે, 'ઈશ્વરે એમ કહેલુ છે કે, તને બીજા ચાર જન્મ પછી મુક્તિ મળશે" એટલે તે મનુષ્ય પોકાર કરીને રોવા લાગ્યો, અને માથુ કૂટતો કહેવા લાગ્યો કે, "મારા શરીરપર કીડીઓનાં ઘર બંધાયા ત્યા સુધી મેં તપ કર્યું, તોપણ હજી મારે ચાર જન્મમા રખડવુ પડશેને?' તેને ત્યા જ વિલાપ કરતો છોડીને નારદ આગળ વધ્યા અને બીજા મનુષ્ય પાસે આવ્યા, એટલે તેણે સવાલ કર્યો કે, "કેમ નારદ સ્વામિન્! મારો પ્રશ્ન આપે ઈશ્વરને પૂછ્યો હતો કે? એટલે નારદે ઉત્તર આપ્યુ કે, 'હા આ આંમલીનું વૃક્ષ જોયુ કે? એના જેટલા પાંદડા છે, તેટલા જન્મો ભોગવવા પછી તારો ઉદ્ધાર થશે" એટલે તે મનુષ્ય પાછો નાચી કૂદીને કહેવા લાગ્યો કે, 'ત્યારે મારો ઉદ્ધાર એટલો બધો સત્વર થવાનો છે કે?' એ વાક્ય તેના મુખમાંથી નીકળતા જ આકાશવાણી થઈ કે, "મારા પુત્ર! આ ઘડિયે જ તારો ઉદ્ધાર કરવામા આવ્યો છે એ જ તેના ધૈર્યનું ફળ હતુ આમલીના વૃક્ષના પાંદડા જેટલા જન્મ પર્યન્ત તે કર્તવ્ય કરવાને તૈયાર હતો અર્થાત તેનુ ધૈર્ય ડગ્યુ નહિ પણ પ્રથમ મનુષ્યને તો ચાર જન્મ પણ વધારે જણાયા એ બીજા મનુષ્ય પ્રમાણે મનમા હિમ્મત રાખીને યુગોના યુગો વીતાડવાને જે ખુશી હોય છે, તેને જ અત્યત શ્રેષ્ઠ ફળ પ્રાપ્ત થાય છે

રાજયોગ પૂર્વાર્ધ સમાપ્ત

# રાજયોગ

## (ઉત્તરાર્દ્ધ)

—

## પતંજલિનાં યોગસૂત્રો

### ઉપોદ્‌ઘાત

યોગસૂત્રોનો પ્રારંભ કરવા પૂર્વે યોગીઓના ધર્મનો આખો સિદ્ધાંત જેનાપર રચાયલો છે, તે એક મહત્વના પ્રશ્નનો ઊહાપોહ કરવાનો હું પ્રયત્ન કરું છુ. જગતમાના મહાન્ મહાન્ પુરુષોના મત પ્રમાણે અને પદાર્થ વિજ્ઞાન શાસ્ત્રના છેલ્લા શોધો પ્રમાણે પણ, એ તો હવે બહુધા નિશ્ચિત થઈ ચૂકયા જેવુંજ છે કે, આપણે એક જ સૂક્ષ્મ શાશ્વત તત્ત્વનાં—પરબ્રહ્મનાં વ્યક્ત સ્વરૂપો છીએ. અત્યારે આપણને જે જન્મ પ્રાપ્ત થયેલો છે, તે પૂર્વે આપણે તે તત્ત્વમાંજ હતા અને તે શાશ્વત નિશ્ચિત સ્વરૂપમાં પાછા ભેળાવાને આપણે આગળ વધીએ છીએ. એ સિદ્ધાન્તને માન્ય કરી વર્તવાથી એક એવો પ્રશ્ન ઉદ્‌ભવે છે કે, આ અત્યારે છે તે સ્થિતિ સારી કે શાશ્વતની અવસ્થા સારી? આ જે આપણી વ્યક્ત સ્થિતિ (જન્મ) છે, એ જ સર્વમાં શ્રેષ્ઠ છે, એવો જેમને ભાસ થતો હોય છે, તેવા મનુષ્યોની સંખ્યા કાંઈ ઓછી નથી. બીજા કેટલાક મહાન્ વિચાર કરનારાઓનો એવો અભિપ્રાય છે કે, આપણે બધા એક જ અભિન્ન સ્વરૂપનાં વ્યક્ત સ્વરૂપો છીએ, અને તે પરિપૂર્ણ શાશ્વત તત્ત્વના કરતા જે ભિન્ન વ્યક્ત સ્થિતિ છે, તે જ અતિશય શ્રેષ્ઠ છે. કારણ કે મૂળમાં તે ગુણ ક્યાંથી હોઈ શકે? તેમની કલ્પનાનો પ્રવાહ એવી રીતે વહે છે કે, ત્યાં કેવળ શૂન્યત્વ, ઉદાસીનતા અને નિર્જીવતા જ ભરેલી હોવી જોઇએ. આનંદ જે છે તે માત્ર આ જન્મમાંજ રહેલો છે. એટલા માટે આ જન્મને વળગી રહેવું, એ જ વધારે સારું છે. પરંતુ તે પહેલાં આ જન્મના કેટલાક ભેદોનું નિરાકરણ કરવું, એ આપણું કર્તવ્ય છે. પ્રાચીન કાળથી એવો એક સિદ્ધાન્ત ચાલતો આવ્યો છે કે, મરણ પછી મનુષ્ય તેજ સ્થિતિમાં પડી રહે છે અને તેના પુણ્યાંશમાંથી પાતકાંશ બાદ થતાં જે કાંઈ અવશિષ્ટ રહે છે, તે ચિરકાલ રહે છે. એ જ વાત જો તર્કશાસ્ત્રની રીતિથી કહીએ, તો મનુષ્યનું લક્ષ્ય કેવળ આ જગત જ છે. એ જ જગતને એક સોપાન ઉચ્ચસ્થિતિએ લઈ જઈ તેમાંના પાતકો કાઢી નાખ્યાં, એટલે એનેજ પછી

સ્વર્ગ કહી શકાય છે. પ્રાથમિક દષ્ટિથી તો એ કલ્પના સર્વથા અસંબદ્ધ અને બાળકબુદ્ધિ જેવી જ લાગે છે. કારણ કે, એમ હોવું શક્ય જ નથી. કનિષ્ઠ વિના ઉત્તમ હોઇ શકે જ નહિ. તેમ ઉત્તમ વિના કનિષ્ઠ હોઈ શકે જ નહીં. જ્યાં સર્વ ઉત્તમ જ છે અને કનિષ્ઠ અથવા ખરાબનું નામ માત્ર પણ નથી, એવા જગતમાં રહેવું, તે સંસ્કૃત તર્કશાસ્ત્રવેત્તાઓના કહેવા પ્રમાણે "ગાંધર્વ નગરમાંના ઉમળકા છે–હવામાં સ્વપ્ન છે." અર્વાચીન કાળના વિદ્વાનો વળી એક બીજી કલ્પના બહાર લાવ્યા છે અને તે એ છે કે, મનુષ્યનું ભાવી સર્વ કાળ સુધરતું જ રહે છે; પોતાના લક્ષ્ય સ્થાન તરફ જવા માટે રાત દિવસ તેની ખટપટો ચાલુ છે; પણ તે કોઇ કાળે પણ લક્ષ્ય સ્થાનપર પહોંચતું જ નથી. એ કલ્પના જોવામાં તો જો કે મીઠી મીઠી લાગે છે, પરંતુ વાસ્તવિક રીતે તો એ પણ અસંબદ્ધ જ છે. કારણકે, એવી કોઇ પણ વસ્તુ નથી કે, જે નિરંતર સરળ રેષાત્મક ગતિમાં રહી શકતી હોય. પ્રત્યેક વસ્તુ ચક્રાકાર ભ્રમની હોય છે. આપણે જો એક પાષાણને લઇને મહદાકાશમાં ફેંકીએ અને તે પાછો આવે ત્યાં સુધી આપણે જીવીએ અને તેને તે દરમ્યાન વચમાં કંઈ હરકત નડે નહીં તો પાછો તે બરાબર આપણા હાથમાંજ આવવાનો.* કોઇ પણ સરળ રેષાને આપણે અમર્યાદ વધારતા જઇશું, તો તેનો અંત એક વર્તુળાકારમાં જ આવશે. એથી અર્થાત્ મનુષ્યનું ભાગ્ય પ્રગતિથી એકસરખું વધતું જ જાય છે. તેમાં ખંડ પડતો જ નથી. એ કલ્પના પણ અસંબદ્ધ અને હસવા જેવી છે. જો કે કિંચિત્ વિષયાંતર થશે, પણ હું કહું છું કે, એ કલ્પનાવડે જ એક નીતિ વિષયક સિદ્ધાંત સ્પષ્ટ થાય છે. તે એ કે, આપણે કોઇનો પણ દ્વેષ કરવો નહિ; કિન્તુ સર્વમાં પ્રેમ જ રાખવો. કારણ કે, અર્વાચીન સિદ્ધાન્ત એવો છે કે, વિદ્યુચ્છક્તિમાં અથવા ઇતર શક્તિમાં કોઇએક યંત્રથી જે શક્તિ ઉત્પન્ન થાય છે, તે પાછી ફેરા ખાઇ આવીને તે જ યંત્રમાં સામેલ થાય છે. સૃષ્ટિમાંની સર્વ શક્તિઓની એવી જ સ્થિતિ છે. તે પણ ફરી ફરીને પાછી મૂળ ભંડારમાં આવવી જ જોઇએ. એટલા માટે કોઇનો પણ દ્વેષ કરવો નહિ. કારણ કે, તમારામાંથી જે દ્વેષશક્તિ નીકળે છે, તે અમુક વિવક્ષિત ફેરા લઇને પાછી તમારા તરફ જ આવે છે. તમે જો પ્રીતિ કરશો તો તે પ્રીતિ પણ પોતાનો ફેરો પૂરો કરીને પાછી તમારા તરફ જ આવવાની. એ તો સર્વથા નિશ્ચિત અને શક્ય જ છે કે, મનુષ્યના અંતઃકરણમાથી દ્વેષનો જેટલો અંશ બહાર જાય છે, તેટલા જ ઝપાટાથી તે જરાએ જરા તેમાં જ પાછો આવે છે. તેને બીજું કોઈ થોભાવી-

* જ્યાં કોઇ પણ ગોળની આકર્ષણ શક્તિ ઇત્યાદિ નથી, એવા પોલાણ (આકાશ) માં જો પથ્થર ફેંક્યો હોય, તો તે વિવક્ષિત મંડળનો ફેરો ખાઇને ફરી પ્રદક્ષિણા કરી આવેલી નૌકા પ્રમાણે પુનઃ પૂર્વસ્થાને આવે છે, એ એક અર્વાચીન કાળનો સિદ્ધાંત ઠરી ચૂક્યો છે.

શકતું જ નથી. એવી જ રીતે પ્રેમની લહરી પણ પાછી તેનામાં જ આવીને વિરામે છે. બીજી રીતે અને વ્યાવહારિક રીતે પણ આપણા જાણવામાં આવી શકે છે કે, શાશ્વત ઉન્નતિ અથવા સુધારણાનો સિદ્ધાંત ટકી શકતો નથી; કારણ કે, મૃત્યુલોકની પ્રત્યેક વસ્તુનો નાશ તો નિશ્ચિત નિર્માયેલો જ છે. આપણી બધી ખટપટો અને આશાઓ, ભીતિ અને આનંદ, આપણને ક્યાં પહોંચાડશે? આપણા અંતકાળ સાથે એ સર્વનો પણ અંત આવી રહેવાનો. એના જેવી નિશ્ચિત બીજી એક પણ વસ્તુ નથી. ત્યારે એ પ્રગતિ અથવા ઉન્નતાવસ્થા એક જ સરળ રેખામાં ક્યાંથી રહી શકે છે? એ એક અમુક સીમા—અમુક અંતરપર્યન્ત જાય છે અને પાછી ફરીને તે જ્યાંથી નીકળી હોય, ત્યાં જ પુનઃ આવી પહોંચે છે. તે કેવી રીતે તે જુઓ. *નેબ્યૂલામાંથી સૂર્ય, ચંદ્ર અને તારાઓ ઉત્પન્ન થયેલા છે. એ સર્વ કેટલાક કાળ પછી લુપ્ત થાય છે અને પાછા તે નેબ્યૂલામાં જ આવે છે. એટલે કે, તેમનો જ પાછો નેબ્યૂલા બનશે. જ્યાં જોશો ત્યાં એ જ પ્રકાર દૃષ્ટિગોચર થવાનો અને એમ જ થવાનું. વનસ્પતિઓ, પૃથ્વીમાંથી કેટલાક પરમાણુઓનું ગ્રહણ કરે છે અને પુનઃ તેનો નાશ થતાં પૃથ્વીનાં પરમાણુઓ પૃથ્વીને પાછાં આપી દે છે. આ જગતમાંની પ્રત્યેક દૃશ્ય વસ્તુ પોતાની આસપાસનાં પરમાણુઓને કેટલાક કાળ પર્યન્ત પોતામાં ખેંચ્યા કરે છે અને પાછા જેમાંથી તેમને ખેંચ્યા હોય, તેમાં જ તેમનું વિસર્જન કરે છે.

એક જ નિયમ ભિન્ન ભિન્ન સ્થાને ભિન્ન ભિન્ન હોવાનો સંભવ નથી. નિયમ તો સર્વત્ર એક સરખો જ હોવાનો. એના કરતાં વધારે નિશ્ચયાત્મક બીજું કાંઈ પણ નથી. આ જેવો સૃષ્ટિનો નિયમ છે, તેવો જ તે વિચારને પણ લાગૂ છે. વિચાર પણ લય પામે છે અને પાછા ફરીને તે પોતાના પૂર્વ સ્થાને આવે છે. આપણે તેના વિશે વિચાર કરીએ કિંવા ન કરીએ, પણ ફરી ફરીને આપણે, જેને પરમેશ્વર, શાશ્વતતત્ત્વ અથવા પરબ્રહ્મ કહેવામાં આવે છે, તે મૂળસ્થાને જવું જ જોઇએ. આપણે બધા પરમેશ્વરમાંથી જ આવેલા છીએ અને પાછા તેનામાં જવાને બંધાયલા છીએ. હવે એ પરમેશ્વરને ગમે તે નામ આપો, એ તમારી ઇચ્છાને આધીન છે. તેને પરમેશ્વર કહો, બ્રહ્મ કહો, સૃષ્ટિશક્તિ કહો, કે બીજાં તમારી ઇચ્છાનુસાર શતાવધિ નામોથી ઓળખો. તોપણ એ નિયમમાં લેશમાત્ર પણ પરિવર્તન થવાનું નથી. "જેમાંથી સર્વ બ્રહ્માંડો ઉત્પન્ન થયાં અને જેમાંથી સર્વ જીવો જન્મ પામ્યા,

* નવીન સૃષ્ટિના ઉત્પન્ન થવા પૂર્વે સર્વથી પ્રથમ આકાશમાં વાદળા પ્રમાણે એક તેજ ઉત્પન્ન થાય છે અને તેમાંથી કેટલાક જૂદા જૂદા તેજના ભાગો પડીને તે પોતપોતાની આસપાસ ફરતા રહે છે અને તેમાંથી ગોલ નિર્માણ થાય છે એ મૂળ તેજ–પ્રકાશને 'નેબ્યૂલા' (Nebulæ)નું નામ આપવામાં આવેલું છે.

તેમાં જ સર્વ પાછા લીન થવાના." એ એક કાળા પથ્થરપરની રેખા છે. સૃષ્ટિના બધા વ્યાપારો એ જ નિયમાનુસાર ચાલ્યા કરે છે. એક ક્ષેત્રમાં જે વ્યાપાર ચાલતો હોય છે, તે જ વ્યાપાર સહસ્રાવધિ ક્ષેત્રોમાં પણ ચાલવાનો ગ્રહના સમ્બંધમાં, જે કાંઈ પણ તમારી દૃષ્ટિએ પડે છે અને જે કાંઈ તમારા જાણવામા આવે છે, તે જ પૃથ્વીના સમ્બંધમાં, મનુષ્યોના સમ્બંધમા અને ઇતર ગોલોના સમ્બંધમાં પણ હોવાનું નાની નાની લહરીઓનો જેવી રીતે એક મોટો મોજો બને છે, તેની રીતે તે લક્ષાવધિ લહરીઓનો પણ બની શકે છે ન્હાના ન્હાના લક્ષાવધિ પ્રાણીઓની એકત્રતાથી જગતનો એક પ્રચંડ જીવ થયેલો છે અને સમસ્ત જગતનો અન્ત, તે એ જ લક્ષાવધિ ન્હાના ન્હાના જીવોના અંતનું સમેલન જ છે

હવે એવો એક પ્રશ્ન ઉદ્ભવે છે કે, પરમેશ્વર પ્રતિ જવાની જે સ્થિતિ, તે આ મનુષ્ય જન્મ કરતા શ્રેષ્ઠ છે કિંવા નહિ? યોગશાસ્ત્ર જનો પ્રતિજ્ઞાપૂર્વક કહે છે કે, તેજ શ્રેષ્ઠ છે. તેઓ એમ કહે છે કે, મનુષ્યની જે વર્તમાન–સાંપ્રત સ્થિતિ છે, તે જ અધોગતિ છે. પૃથ્વીના પૃષ્ઠ ભાગમાં એવો કોઈ પણ ધર્મ નથી કે, જે માનવી સ્થિતિની ઉચ્ચ પ્રકારમાં ગણના કરતો હોય. તેમની કલ્પના એવી છે કે, મનુષ્ય પ્રારમ્ભમા તો પૂર્ણ અને પવિત્ર હોય છે અને ત્યારપછી એટલો અપવિત્ર–પતિત થઈ જાય છે, અને પડતા પડતા પતન માટે સ્થાન જ ન હોય, એટલો નીચે જાય છે કે આગળ કંઈ સ્થાન રહેતું નથી, એટલે ત્યા તેને એવો પ્રસંગ આવે છે કે, પાછો તે ઉચ્ચ પ્રકાર પ્રતિ ઉલટે છે અને પોતાની પ્રદક્ષિણાને પૂરી કરી નાખે છે પ્રદક્ષિણા હોવી જ જોઇએ તે નીચે જાય, તોપણ પાછી તેણે ઉપરના ભાગમા ગુલાટ ખાવી જ જોઇએ અને ફરીને તેનું ઉત્પત્તિ સ્થાન જે ઇશ્વર, તે સ્થાનમા તેણે જવુ જ જોઇએ. મનુષ્ય, મૂળ ઇશ્વરમાથી નીકળે છે, મધ્યાંતરે તે મનુષ્ય હોય છે અને અંતે તે પાછો ઇશ્વરમા જ લીન થાય છે દ્વૈત સ્વરૂપમાં એકતા મેળવવાનો પંથ એવો જ છે અદ્વૈતમત પ્રમાણે આપ કદાચિત્ એમ કહેશો કે, મનુષ્ય પોતે જ ઇશ્વર છે અને તે પુન તેમા જ જાય છે. આપણી હાલની સ્થિતિ જ જો ઉચ્ચ પ્રકારની હોય, તો તેમા આટલા બધા દુ:ખો અને અનર્થપાત શામાટે હોવાં જોઇએ? અને તે સ્થિતિનો લય શામાટે થવો જોઇએ? જો એ જ ઉત્તમ અવસ્થા છે, તો એનો નાશ કેમ થાય છે? જે સ્થિતિમા પતિત કિંવા ભ્રષ્ટ થવાય છે, તે ઉત્તમ થઈ અથવા હોઈ શકે જ નહિ જો એ જ ઉત્તમ–ઉચ્ચ સ્થિતિ હોય, તો એમા આટલી બધી રાક્ષસતા અને અસતુષ્ટતા શા માટે હોવી જોઇએ? ઉચ્ચ સ્થિતિએ જવાનો આપણો માર્ગ તેમા થઈને જ છે, માટે જ એને માન આપવાનું છે આપણે જો પાછી ઉચ્ચ સ્થિતિ પ્રાપ્ત કરવી હોય, તો એમાથી પસાર થવુ જ જોઇએ બીજ જમીનમા વાવ્યુ એટલે તે પંચતત્ત્વમા મળી જાય છે, થોડીવાર સુધી તેનું પૃથક્કરણ થાય છે અને તેમાના જ કેટલાક

દ્રવ્યોથી સુંદર વૃક્ષ ઉત્પન્ન થાય છે. અનેક આત્માને ભવ્ય વૃક્ષ થવા માટે પતિત થવું જ જોઈએ. એ પ્રવાહથી એમ દેખાય છે કે, આપણે મનુષ્યની જે સ્થિતિ કહીએ છીએ, તેના કરતાં ઉત્તમ સ્થિતિમાં જેટલું વધારે સત્વર જઈ શકાય, તેટલું વધારે ઉત્તમ છે. ત્યારે આત્મહત્યા કરવાથી આપણો આ સ્થિતિમાંથી છૂટકો થઇ શકશે કે કેમ? કદાપિ નહિ; લેશમાત્ર પણ છૂટકો થવાનો નથી. એમ કરવાથી તો સ્હામો અનિષ્ટ પરિણામ થવાનો જ સંભવ છે. પોતાને પીડા આપવી કિંવા જગતથી કંટાળી જવું, એ મુક્તિ મેળવવાનો માર્ગ નથી. આપણે નિરાશાનું બંધન તોડીને એમાંથી પસાર થવાનું છે અને જેટલું સત્વર તે આપણાથી થઈ શકે, તેટલું વધારે સારું સમજવું; પરંતુ માત્ર એટલું ધ્યાનમાં રાખવું જોઈએ કે, હમણાંની મનુષ્યની આપણી સ્થિતિ કાંઇ ઉત્તમ સ્થિતિ નથી.

જેને અતિ ઉચ્ચ સ્થિતિ અથવા બ્રહ્મ સ્વરૂપ કહે છે, તે જ ભાગ સમજવામાં સર્વથી વધારે કઠિન છે. એ સ્થિતિ કેટલાકોને મહાભયંકર કેવળ શૂન્ય–પાષાણવત્ ભાસે છે. એ લોકોના માનવા પ્રમાણેની માત્ર બે જ સ્થિતિઓ છે,–એક પાષાણની અને બીજી વિચાર કરનારની–કિંવા બુદ્ધિમાનની. પણ એ બે જ સ્થિતિ છે, એમ કહેવાનો તેમના પાસે આધાર શો છે? વિચાર કરતાં પણ વધારે શ્રેષ્ઠ હોય, એવો એક પણ પદાર્થ નથી જ કે શું? પ્રકાશની લહરીઓ જે વેળાએ અત્યંત સૂક્ષ્મ હોય છે, ત્યારે આપણા જોવામાં તે નથી આવતી, પણ તેના કરતાં જરાક મોટી થતાં આપણને દેખાવા માંડે છે. પરંતુ પુનઃ વિશેષ બળવાન્ થતાં આપણાથી તે દેખાતી નથી. ત્યારે અંધકાર જ આપણા માટે અવશેષ રહે છે. પરંતુ જેવો અંધકાર આરંભમાં હોય છે, તેવો જ અંધકાર અંતમાં પણ હોય છે કે શું? કદાપિ નહિ. એ ઉભય અંધકારમાં ઘણો જ ભેદ રહેલો છે. પાષાણની વિચારશૂન્યતા શું ઈશ્વરની વિચારશૂન્યતા જેવી છે? નહિ, ખચિત નહિ. ઈશ્વર વિચાર કરતો નથી. તેણે વિચાર કરવો પણ શા માટે જોઈએ? વિચાર કર્યા વિના તે સમજી નથી શકતો, એવું કાંઇ છે ખરું કે? પાષાણથી વિચાર કરી શકાતો નથી અને પરમેશ્વર વિચાર કરતો નથી અથવા તેને વિચાર કરવો પડતો નથી. એટલો જ માત્ર એ બેમાં ભેદ છે. આ તત્ત્વજ્ઞાનીઓને એમ જ ભાસે છે કે, જો આપણે વિચારક્ષેત્રનો ત્યાગ કરીશું તો ત્યાં કાંઇપણ મહાભયંકરતા હશે. વિચારથી પર–વિચારથી ભિન્ન હોય, એવું કાંઇ તેમના જોવામાં જ નથી આવતું

પરંતુ વિચારક્ષેત્રની બહાર ઉચ્ચ પ્રકારની સ્થિતિ પુષ્કળ છે. ધાર્મિક પ્રતીતિની પ્રથમ સ્થિતિ પણ ખરી રીતે જોતાં બુદ્ધિથી પર જ છે. તમારે વિચાર, બુદ્ધિ અને જ્ઞાનના પ્રદેશથી બહાર પગલાં મૂકતાં, કે તમે ઈશ્વરની એક મંજલે પહોંચ્યા, એમ સમજવું, અને એ જ

જીવનો આરમ્ભ છે. આ સ્થિતિને જે સાધારણ રીતે જન્મ કહેવામાં આવે છે, તે હવે પછીની સ્થિતિનું એક અપરિપક્વ રૂપ છે.

હવે બીજો એવો પ્રશ્ન ઉત્પન્ન થશે કે, એ વિચાર અને જ્ઞાનથી પર જે સ્થિતિ છે, તે જ ઉચ્ચ પ્રકારની છે, એનું પ્રમાણ શું? એનો પહેલો પૂરાવો એ જ કે, માત્ર મોઢાથી બડબડ કરનારા લોકો કરતાં ઘણા જ મોટા અને સમસ્ત જગતને કંપાયમાન કરી નાખનારા અને જેમના મનમાં સ્વાર્થની કલ્પના કોઇ પણ કાળે નથી આવતી એવા લોકો નિશ્ચયથી કહે છે કે, આ જન્મ તે આપણા માર્ગમાંનું એક વિશ્રાંતિસ્થાન છે. અનંત મહાસાગર તો હવે પછી જ આવવાનો છે. વળી તેઓ એટલું કહીને જ રહી નથી જતા, કિંતુ તે માર્ગ સર્વને તેઓ દર્શાવે છે. તે માર્ગની ગુંચોનો સર્વને ખુલાસો કરે છે કે, જેથી તે માર્ગમાં ગમે તે વિચરી શકે છે. ત્રીજો પૂરાવો એ છે કે, બીજો કોઈ પણ માર્ગ રહેતો નથી. એનો બીજો તોડ જ નથી. આનાથી પર બીજી કોઈ શ્રેષ્ઠ સ્થિતિ નથી જ, એમ માની લઇને આખો દિવસ આપણે આ ઉચ્ચ કહેવાતાં ચક્રોમાં જ ફેરા ખાઇને ભમ્યા કરવું, તે શા-માટે? જગત્ એનું કારણ શું બતાવશે? આપણાથી જો આગળ ન વધી શકાય અને આપણે આગળનો કાંઈ પણ વિચાર ન કરીએ, તો પંચેન્દ્રિયથી અનુભવાયલી દુનિયા જ આપણા જ્ઞાનની સીમા થયેલી કહેવાય. જેને શૂન્યવાદના નામથી ઓળખવામાં આવે છે, તે એ જ છે. જગતની સાક્ષી આપનાર ઇંદ્રિયો જ છે, એ મતને સત્ય કેમ માનવું? જે મનુષ્ય માર્ગમાં સ્વસ્થ ઉભો રહીને મરે છે, તેને જ હું ખરો શૂન્યવાદી કહું છું. સર્વ ચક્ર જ્યારે બુદ્ધિથી જ ચાલ્યા કરે છે, ત્યારે શૂન્યવાદીઓનો પક્ષ કરવાનો આપણા પાસે હેતુ જ નથી. ધન, કીર્તિ અને નામના લોભનો ત્યાગ ન કરતાં જે મનુષ્ય શૂન્યવાદી થાય, તે કપટી અથવા દાંભિક જ હોવો જોઇએ. કેન્ટ્ કરીને એક જર્મન વિદ્વાન્ થઈ ગયો છે. તેણે એમ સિદ્ધ કરેલું છે કે, તર્ક શક્તિ કરીને જે એક અજસ્ર મજબૂત તટબંદી છે, તેનાથી પર પ્રદેશમાં આપણાથી જઈ શકાતું નથી. પરંતુ આર્યલોકોના વિચારનો કેવળ મૂળ પાયો તો એનાથી પરનો જ છે. તેઓ તો પરના શોધમાં જ પ્રવૃત્ત થાય છે અને તેમ કરતાં વિચારાતીત હોય એવું કાંઇક તેમને મળી પણ આવે છે અને તેથી આપણી વર્તમાન સ્થિતિનું સર્વથા સ્પષ્ટીકરણ પણ થઈ જાય છે. જગતથી પર લઈ જનાર જે છે, તેના યત્કિંચિત્ અભ્યાસનું મૂલ્ય નીચેના વાક્યમાં લખ્યા પ્રમાણે મળે છે:-"અમારો પિતા તું જ છે; અને આ અજ્ઞાનસાગરમાંથી તારીને પાર પહોંચાડનારો પણ તું જ છે." જે આપણને એ સ્થાને પહોંચાડે, તે જ ધર્મશાસ્ત્ર; તેથી અન્ય હોય તે નહિ.



# યોગસૂત્રો

## પ્રથમ અધ્યાય–સમાધિપાદ

अथ योगानुशासनम् ॥ १ ॥

૧ હવે યોગનો ઉપદેશ કરવામા આવે છે.

*योगश्चित्तवृत्तिनिरोधः ॥ २ ॥*

**૨ ચિત્તની (ભિન્ન ભિન્ન વિષયોમાં જતી) વૃત્તિઓનું સયમન કરવું, તે જ યોગ છે.**

એનું વિસ્તારથી વિવેચન કરવાની આવશ્યકતા છે ચિત્ત એટલે શુ અને વૃત્તિઓ કેવા પ્રકારની હોય છે, એ આપણે પ્રથમ જાણવુ જોઇએ. હુ નેત્રો ધરાવુ છુ, પણ નેત્રો પોતે જ જોનારા નથી મસ્તકમાંના જ્ઞાનતતુને કાઢી લેતા, નેત્રો પોતાના સ્થાને જ હોય છે, તારા પણ કાયમ હોય છે અને તેમાંની પ્રતિમા પણ સ્વસ્થાને હોય છે, છતા પણ નેત્રો કોઇ પણ વસ્તુને નિહાળી શકતા નથી એથી નેત્રો માત્ર સહાયકારી સાધન છે, પણ જોવાની જ્ઞાનેન્દ્રિય નથી, એ નિર્વિવાદ સિદ્ધ થાય છે. નિહાળવાની જ્ઞાનેન્દ્રિય તો મસ્તકમાના જ્ઞાનતતુમા જ રહેલી છે બે નેત્રોવડે જ કાઈ જોવાની પૂર્તિ થતી નથી કોઈ કોઈવાર કોઈ મનુષ્ય સૂતેલો હોય છે અને તેના નેત્રો ખુલ્લા રહે છે તેમાં પ્રકાશ હોય છે અને તેમા પ્રતિમા પણ પડેલી હોય છે, તોપણ તેનામા એક તૃતીય સાધનની આવશ્યકતા હોય છે તે સાધન તે જ્ઞાનેન્દ્રિય સાથે મનનો સયોગ હોવો એ છે નેત્ર કર્મેન્દ્રિય છે આપણને મસ્તિષ્કમાની જ્ઞાનેન્દ્રિય અને મનની ક્રિયા એ ઉભયની આવશ્યકતા છે. માર્ગમાથી ગાડીઓ પસાર થતા તેમનો અખડ ધડધડ ધ્વનિ થયા જ કરે છે, તોપણ ઘણીકવાર તે તમારા સાભળવામા આવતો નથી. એનું કારણ એ કે, તે વેળાએ મન કર્મેન્દ્રિય સાથે સલગ્ન થયેલું નથી હોતું પ્રથમ કર્મેન્દ્રિય, પછી જ્ઞાનેન્દ્રિય અને તૃતીય મનનો તે બે સાથે સયોગ બાહ્ય આઘાતને મન અદર લે છે અને તે પ્રતિક્રિયા કરનારી નિશ્ચિત શક્તિને એટલે કે બુદ્ધિને અર્પણ કરી દે છે એ પ્રતિક્રિયાના યોગે અહકારની સ્ફૂર્તિ ઉત્પન્ન થાય છે, અને ત્યાર પછી તે ક્રિયા અને પ્રતિક્રિયાનું મિશ્રણ પુરુષને–મૂળ આત્માને પહોંચે છે અને તેને કોઇ પણ વસ્તુનું જ્ઞાન થાય છે, તે એ મિશ્રણમા જ થાય છે મન સહવર્તમાન ઇન્દ્રિયો, બુદ્ધિ અને અહકાર મળીને અતઃકરણ (પચક) થાય છે અને મન નામક જે વસ્તુમાં નાના

પ્રકારના માત્ર એવા વ્યાપારો ચાલે છે, તેને ચિત્તના નામથી ઓળખવામાં આવે છે. ચિત્તમાંની વિચારલહરીને વૃત્તિ કહેવામાં આવે છે. (વૃત્તિ શબ્દનો શબ્દશ: અર્થ 'ભ્રમણ' છે.) હવે વિચાર એટલે શું? વિચાર, એ એક આકર્ષક અને પ્રતિસારક શક્તિના જેવી શક્તિ છે. એ શક્તિ, સૃષ્ટિમાં ભરેલી અનંત શક્તિઓના ભંડારમાંથી કાઢી લીધેલી હોય છે. ચિત્ત-નામક આયુધને એ શક્તિ પોતાના તાબામાં લે છે અને તેમાં થઇને તે બીજી બાજૂના અંતને પહોંચે છે, ત્યારે તેને 'વિચાર' નામથી ઓળખવામાં આવે છે. અન્નદ્વારા આપણામાં એ શક્તિનો વધારો થાય છે અને તેજ અન્નવડે આપણને ચલનવલન, આદિ શક્તિઓ પ્રાપ્ત થાય છે. બીજી જે સૂક્ષ્મ (દિવ્ય) શક્તિઓ હોય છે તેને, જેને આપણે વિચાર કહીએ છીએ, તેમાં તે નાખી દે છે. એટલે મનને કાંઈ બુદ્ધિ–સમજણ હોતી નથી, એ આપણને સહજમાં દેખાઈ આવે છે. તોપણ તે બુદ્ધિમાન્ છે, એમ ભાસે છે. એનું કારણ એ કે, બુદ્ધિમાન્ આત્મા તેની પાછળને પાછળજ રહેલો છે. કેવળ આપણે ઇંદ્રિયજ્ઞાની પ્રાણી છીએ; મન તો માત્ર બાહ્ય સૃષ્ટિને અંદર ખેંચી લેવાનું એક હથિયાર છે. એ વડે તમે બાહ્ય સૃષ્ટિને અંદર તાણી લ્યો છો. દાખલા તરીકે આ પુસ્તક લ્યો; એક પુસ્તક તરીકે તે કાંઈ બહારના કોઈ અંગમા રહી શકશે નહિ. જે બહાર રહે છે, તેની આપણને ખબર નથી અને તે જાણી શકાય તેમ નથી. જે જાણી શકાય તેવું નથી તે માત્ર પોતાનું સૂચન કરે છે અને મનપર તેનો આઘાત થાય છે. જેમ એક પત્થરને પાણીમા નાખવાથી તરંગરૂપે જળ પ્રત્યાઘાત કરે છે, તેમ પુસ્તકરૂપે મૂળ બ્રહ્માંડ, તે મનની પ્રતિક્રિયાનું કારણ છે. પુસ્તકનો આકાર અથવા હસ્તીનો આકાર કિંવા મનુષ્યનો આકાર, તે બાહ્યાંગ નથી. એ સર્વ બહારની સૂચના (દેખાવો)ની પ્રતિમા છે. જૉન્સ્ટૂઅર્ટ્મિલ્ કહે છે કે, "દૃશ્યવસ્તુઓ જ સર્વથા આભાસની કારણીભૂત છે." બાહ્યાંગ તે માત્ર સૂચના છે. ઉદાહરણાર્થ–મોતી બનાવનારી કાળુ માછલી લો. મોતી કેવી રીતે બને છે, એ તો આપણે જાણીએ જ છીએ. એકાદ જંતુ અડકોશમાં પ્રવેશ કરે છે અને ત્યાં કણ્ડૂતી પેદા કરે છે, એટલે માછલી એક પ્રકારનો અત્યંત ચકચકતો રસ તેની આસપાસ ચઢાવે છે અને તેથી મોતી બને છે. અનુભવનું આ સમસ્ત બ્રહ્માંડ, તે આપણો ઓપ ચઢાવનારો રસ છે, એમ કહો, અને સત્ય બ્રહ્માંડ, તે આપણો પર ઉદર પોષી જંતુ છે. આ વાત સાધારણ મનુષ્યના ધ્યાનમાં આવતી નથી. કારણ કે, તે જે વેળાએ અવિશે પ્રયત્ન કરે છે, તે વેળાએ તે એક પ્રકારનો ઓપવાનો રસ બહાર કાઢે છે અને માત્ર તેટલા પોતાના રસનેજ જોઈ શકે છે કિંવા જુવે છે. હવે વૃત્તિઓ એટલે શું, એ આપણે સમજ્યા. ખરો મનુષ્ય તે, મનની પાછળ ગુપ્ત છે અને મન તેના હાથમાંનું આયુધ છે, અને તેમાંથી વહેનારી જે બુદ્ધિ, તે તેની છે. તમે

જ્યારે મનની પાછળ ઊભા રહો છો, ત્યારે જ મન બુદ્ધિયુક્ત થાય છે મનુષ્ય જો બુદ્ધિયુક્ત મનને છોડી દે, તો પછી મનુષ્ય, મન અને બુદ્ધિ એમ્લવાયા થઈ જાય છે અને કાંઈ પણ અવશિષ્ટ રહેતું નથી એથી ચિત્ત એટલે શું, એ તમે જાણી શક્યા હશો ચિત્ત એ મન રૂપી પદાર્થ છે અને વૃત્તિઓ, તે તરગ અથવા લહરીઓ છે જ્યારે શાત વૃત્તિઓપર બાહ્ય કાર્યોનું દબાણ થાય છે, ત્યારે એ લહરીઓ ઉત્પન્ન થાય છે અથવા ઊઠે છે એ વૃત્તિઓ તે જ આપણું સર્વ–અખિલ બ્રહ્માડ છે

કોઈ પણ સરોવરનો તળભાગ આપણી દૃષ્ટિએ પડતો નથી કારણ કે તેની સપાટી તરગોથી ભરપૂર હોય છે તેનાપરના તરગો નષ્ટ થયા હોય અને પાણી શાત–સ્થિર હોય, તે વેળાએ જ આપણને તળની ઝાખી થવાનો સભવ હોય છે પાણી જો ડોહવાયલું હોય, તો તળ દેખાતુ નથી અથવા આખો દિવસ પાણી ખળખળ્યા કરતું હોય તોપણ તળ આપણા જોવામા આવતું નથી પાણી જો નિર્મળ હોય અને તરગો હોય નહિ તોજ આપણે તળ જોઈ શકીશું આપણો જે સત્ય આત્મા છે, તે આ સરોવરનું તળ છે ચિત્ત તે સરોવર અને વૃત્તિઓ તે તરગો છે એ ઉપરાત મનની પણ વળી ત્રણ સ્થિતિઓ છે એક સ્થિતિને તામસ કહેવામાં આવે છે, એટલે કે, પશુ અને ગાડાઓની જે સ્થિતિ હોય છે, તેનું બીજાને પીડા આપવી, એટલુંજ કામ હોય છે જ્યારે મન એ સ્થિતિમાં હોય છે, ત્યારે તેનામા કોઈ પણ અન્ય કલ્પના આવતી નથી. ત્યાર પછી રાજસ નામની મનની બીજી સ્થિતિ છે, તે ચચળ હોય છે સત્તા અને ભોગ, એ બે જ તેના હેતુ હોય છે જેમ કે, "હું સત્તાધીશ થઈને બીજાઓપર અધિકાર ભોગવીશ ત્યાર પછી અતે જ્યારે તરગોનો અવરોધ થાય છે અને માનસ સરોવરનું પાણી સ્વચ્છ થઈ જાય છે, તે વેળાએ તે સ્થિતિને 'સત્ત્વ,' 'ચિત્તપ્રસન્નતા,' અથવા 'શાતિ'ના નામથી ઓળખવામાં આવે છે એ ઉદ્યોગશૂન્યતાની સ્થિતિ નથી, ઉલટુ તે વધારે ઉદ્યોગી હોય છે શાતતાને પ્રાપ્ત કરાવનારી શક્તિનું એ વિશાળ સ્વરૂપ છે એનાથી સહજમાં ઉદ્યોગશીન થઈ શકાય છે લગામ ઢીલી મૂકવાથી ઘોડા તમને પણ ઘસડી જશે અને લગામ ઢીની તો બધા જ ઢીના. કોઈ પણ તેમ કરી શકશે, પણ મસ્તાન ઘોડાને જે મર્યાદામા રાખી શકે, તે જ ખરો બહાદુર માણસ કહેવાય છે ઘોડાને દોડી જવા દેવામા વધારે શક્તિની આવશ્યકતા છે, કે તેને રોકી રાખવામા? શાત મનુષ્યનો અર્થ–આળસુ મનુષ્ય એમ કરવાનો નથી. સત્ત્વ એટલે આળસ અને સુસ્તી, એવી ભળતી કલ્પના તમારે મનમાં ન લાવવી મનના તરગો–વૃત્તિઓને જે અકુશમા રાખે છે, તે જ મનુષ્ય સાત્ત્વિક છે ક્ષુલ્લક શક્તિનું વ્યક્ત સ્વરૂપ તે ઉદ્યોગશીલતા છે અને ઉચ્ચશક્તિનું સ્વરૂપ તે ઉદ્યોગ શીનતાયુક્ત શાતિ છે

ચિત્ત, નિત્ય પોતાની મૂળ નિર્મળ સ્થિતિપ્રતિ જવા માટે પાછળ પાછળ સરકવાનો પ્રયત્ન કરતું હોય છે, પણ ઇન્દ્રિયો તેને આગળ આગળ ખેંચતી હોય છે. તેને અંકુશમાં રાખવું, તેના બહાર નીકળવાના ગુણનો પ્રતિબંધ કરવો અને બુદ્ધિના સત્ત્વ તરફ તેને પાછું લઇ જવું, એ જ યોગનું પ્રથમ સોપાન છે. કારણ કે, માત્ર એ જ રીતે ચિત્ત પોતાના યોગ્ય માર્ગમાં વિચરી શકે.

સર્વથી નીચ પ્રાણીથી લઇને અતિ ઉચ્ચ પ્રાણી પર્યન્ત પ્રત્યેક પ્રાણીમાં જો કે એ ચિત્ત હોય છે તો ખરું જ, પણ મનુષ્ય પ્રાણીમાં તે બુદ્ધિયુક્ત જોવામાં આવે છે અને ચિત્તને બુદ્ધિયુક્ત થવા વિના સર્વ સોપાનપરથી પાછું આણવું અને આત્માને મુક્ત કરવો, એ વાત ચિત્તને માટે સર્વથા અશક્ય છે. ગાય અને શ્વાન પણ જો કે મન તો ધરાવે છે, તો પણ તેમને સત્વર મુક્તિ મળવી અશક્ય છે. કારણ કે, તેમનું ચિત્ત જેને આપણે બુદ્ધિ કહીએ છીએ, તેનું સ્વરૂપ ગ્રહણ કરી શકતું નથી.

ચંચલતા, મંદતા, એકાગ્રતા, એક કેન્દ્ર અને એકાગ્રતા એ પાંચરૂપે ચિત્ત પોતાની મેળેજ પ્રકટ થાય છે. ચિત્ત જેનામાં પ્રકટ થાય છે, તેનામાં એ પાંચ સ્થિતિઓ હોય છે જ. પ્રથમ ચાંચલ્ય એટલે ઉદ્યોગશીલતા. સુખ અથવા દુ:ખના રૂપે પ્રકટ થવું, એ એનો ગુણ છે. ત્યાર પછી આલસવૃત્તિ, એ અંધકાર. બીજાને પીડા આપવી એટલું જ એનું લક્ષણ છે. ટીકાકાર કહે છે કે, પ્રથમ ગુણ દેવોમાં અને ગંધર્વોમાં સ્વાભાવિક જ રહેલો હોય છે અને બીજો ગુણ રાક્ષસોમાં હોય છે. એક સ્થાનમાં ચિત્તને લાવવું ને એકઠું કરવું. મનનું ઐક્ય-કિંવા ચિત્તની એક જ નિશાનપર એકાગ્રતા, એ ગુણજ માત્ર આપણને સમાધિપ્રતિ પહોંચાડનારો છે.

**तदा द्रष्टुः स्वरूपेऽवस्थानम् ॥ ३ ॥**

**૩ તે વેળાએ (એકાગ્રતા થવાને સમયે) દ્રષ્ટા-પુરુષ પોતાની મૂળ (નિર્મળ-અવિકારી) સ્થિતિમાં વિશ્રાંતિ લે છે.**

તરંગોનો અવરોધ થતાં સરોવર શાંત થયું, એટલે આપણને સરોવરના તળ ભાગની ભૂમિ દેખાવા માંડે છે. એ જ સ્થિતિ મનની પણ છે. મન સ્થિર થયું, એટલે તત્કાળ આપણું મૂળ સ્વરૂપ આપણને દૃષ્ટિગોચર થવા માંડે છે. આપણે આપણામાં ન ભેળાતાં આપણાં મૂળ રૂપો જ અવશિષ્ટ રહે છે.

**वृत्तिसारूप्यमितरत्र ॥ ४ ॥**

**૪ બીજી વેળાએ ચિત્તની (એકાગ્રતા થઇ ન હોય ત્યારે) પુરુષ રૂપાન્તર (વિકારી સ્થિતિ)માં બદ્ધ થયેલો હોય છે.**

ઉદાહરણાર્થ, એક મને દૂષણ દે છે, ત્યારે તેથી મારા મનની વૃત્તિ નિર્મળ નથી રહેતી-વિકારી થાય છે, મલિન થાય છે અને હું તેની વૃત્તિવાળો થઈ જાઉં છું અને તેનું પરિણામ દુઃખમય આવે છે.

वृत्तयः पञ्चतय्यः क्लिष्टाऽक्लिष्टाः ॥ ५ ॥

૫ દુઃખદાયક અને દુઃખહીન વૃત્તિના પાંચ વર્ગો છે.

प्रमाणविपर्ययविकल्पनिद्रास्मृतयः ॥ ६ ॥

૬ પ્રમાણ, વિકલ્પ, વિપર્યય, નિદ્રા અને સ્મૃતિ. (એ પાંચ વર્ગોનાં પાંચ નામો છે.)

प्रत्यक्षाऽनुमानाऽऽगमाः प्रमाणानि ॥ ७ ॥

૭ પ્રત્યક્ષ, અનુમાન અને આગમ (શાસ્ત્ર) એ પ્રમાણો છે.

જ્યારે આપણી ભિન્ન ભિન્ન બે સમજો પરસ્પર મળતી આવે છે, એક બીજાનો ઉચ્છેદ કરતી નથી તે વેળાએ આપણે તેને પ્રમાણ કહીએ છીએ. મેં કોઈક વાત સાંભળી અને તેના યોગે પૂર્વે જોયેલી વાત ખોટી પડી, તો આપણે ઝગડવા મંડી જઈએ છીએ અને પછી તેપર વિશ્વાસ નથી રાખતા. વળી પ્રમાણ ત્રણ પ્રકારનાં છે. આપણે જે કાંઈ પણ જોઈએ છીએ અથવા આપણને જે જે વસ્તુનો ભાસ થાય છે, તેમાં જો સ્પર્શથી કાંઈ દગો ન હોય, તો તે **પ્રત્યક્ષ પ્રમાણ** છે બીજું **અનુમાન પ્રમાણ** છે. આપણે એકાદ ચિહ્ન જોઈએ છીએ અને તેપરથી આખી વાતનું આપણને જ્ઞાન થાય છે, એ **અનુમાન** ત્રીજું **પ્રમાણ** તે **'આપ્તવાક્ય'** છે જેમને સાક્ષાત્કાર થયેલો હોય છે અને સત્ય જેમના જાણવામાં આવી ગયું હોય છે, એવા યોગીઓના સત્ય જ્ઞાનને **'આપ્તવાક્ય'**ની સંજ્ઞાથી ઓળખવામાં આવે છે જ્ઞાન માટે જ આપણે બધા ખટપટો કરી રહ્યા છીએ, પણ મને અથવા તમને એ માટે અતિશય કષ્ટ સહન કરવા પડે છે અને મહા ગહન વિચારોના અભ્યાસનો ત્રાસ સહીને એ જ્ઞાન મેળવવું પડે છે, પણ જે યોગી છે અને જે પવિત્ર છે, તે એ સર્વથી પર–આગળ ગયેલો હોય છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાનનું જાણે એકાદ પુસ્તક વાચવા પ્રમાણે તેનું જ્ઞાન તેના પોતાના મન સમક્ષ જ રમી રહેલું હોય છે–આપણી માફક તેને વિચાર કરવાની વેદના બિલકુલ સહન કરવી પડતી નથી. તેના શબ્દો જ પ્રમાણભૂત હોય છે. કારણ કે તે પોતાના આત્મામાં જ જ્ઞાનનું અવલોકન કરતો હોય છે તે એક સર્વજ્ઞ અથવા સર્વસાક્ષી પ્રભુ જ હોય છે.

ઉદાહરણાર્થ—પવિત્ર ધર્મશાસ્ત્રોના કર્તાઓ એ જ છે અને તેથી આગમ-ધર્મશાસ્ત્ર એક પ્રમાણ છે જો એવા કોઈ મહા પુરુષો આજે જીવતા હોય તો તેમના શબ્દો—આપ્તવાક્યો પણ પ્રમાણ જ ગણાય. કેટલાક તત્વવેત્તાઓ આપ્તવાક્યોવિષે લાંગો વાદ કરે છે અને છેવટે પૂછે છે કે, પણ તેમના શબ્દોનું પ્રમાણ શું ? તેનુ પ્રમાણ આવરણ વગર પ્રત્યક્ષ થાય તે. કારણ કે, જે જે પુરાવા (પ્રમાણો) અમારા અથવા તમારા જોવામા આવે છે, તે સર્વ જો ભૂતજ્ઞાનથી વિરુદ્ધ ન હોય, તો તેના બધા કારણો એ જ છે જ્ઞાન, તે ઇન્દ્રિય જ્ઞાનથી પર છે, અને તે જ્યારે જ્યારે મનુષ્યના પૂર્ન જ્ઞાન અને બુદ્ધિ વિચારથી વિરુદ્ધ નથી હોતુ, ત્યારે તેજ જ્ઞાન પ્રમાણરૂપ થઇ પડે છે કોઈ એક ગાંડો માણસ તમારા ઓરડામા આવીને "મારી આસપાસમા બધા દેવદૂતો ઉભેલા છે,' એમ કહે, તો તે પ્રમાણ થઈ શકે નહિ અર્થાત્ જ્ઞાન સર્વદા સત્ય હોવુ જોઇએ બીજુ તે પૂર્વના જ્ઞાનથી વિરુદ્ધ ન હોવુ જોઇએ અને ત્રીજુ એ કે, જે મનુષ્ય કહે, તે મનુષ્યના વર્તનપર અવલંબેલું હોવુ જોઇએ મનુષ્ય જે કાંઈ કહે છે અથવા બોલે છે, તેમા તેના વર્તનનો સમ્બધ કાંઈ એટલો બધો મહત્ત્વનો નથી, એમ કોઇ કોઇને હું બોલતા સાભળુ છુ તે શુ કહેવા માગે છે તે પ્રથમ આપણે સાભળી લેવુ જોઇએ તેનું કહેવુ બીજી બાબતો માટે કદાચિત્ ખરુ પણ હશે એક મનુષ્ય દુષ્ટ હોય, છતા પણ તે જ્યોતિ શાસ્ત્રવિષયક શોધ કરી શકે છે પરન્તુ ધર્મની વાત એથી સર્વથા ભિન્ન છે કારણ કે પાતકી મનુષ્યમા સત્ય ધર્મ પર્યન્ત પહોચવાનું સામર્થ્ય કદાપિ આવવાનું નથી એટલા માટે જે આપણો આપ્ત બનીને આપણી ખાત્રી કરવા માંડે છે, તે પૂરેપૂરો પવિત્ર અને પૂર્ણ સ્વાર્થત્યાગી મનુષ્ય છે કિંવા નહિ, એનો સર્વથી પ્રથમ વિચાર કરવો ત્યાર પછી તે ઇંદ્રિય જ્ઞાનથી પર પહોચેલો છે અથવા નહિ, એનું અવલોકન કરવુ અને અંતે તેના ઉપદેશમા મનુષ્ય જાતિના પૂર્ન જ્ઞાનથી વિરુદ્ધ કાંઇપણ છે કે નહિ, એની સમીક્ષા કરવી સત્યનો કોઇ પણ નવો શોધ, ભૂત જ્ઞાનથી વિરુદ્ધ કદાપિ હોતો નથી, કિંતુ તે તેની સાથે સર્વથા મળતો જ હોય છે, એ વાત ધ્યાનમા રાખવાની છે ચોથુ એ કે, તે સત્યમા સપ્રમાણ સભવનીયતા હોવી જોઇએ "મને તો સાક્ષાત્કાર થયો, પણ તમને થવાની તમારામા યોગ્યતા નથી," એમ જો કોઇ મનુષ્ય કહે, તો તેના બોલવામા હુ તો કદાપિ વિશ્વાસ રાખુ નહિ પ્રત્યેક મનુષ્યમા તે સાક્ષાત્કાર કરવાની શક્તિ હોવી જ જોઇએ પોતાના જ્ઞાનનો જે વિક્રય કરે છે, તે આપ્ત નથી એ સર્વ લક્ષણો બરાબર લાગૂ પડવા જોઇએ તે મનુષ્ય પુણ્યવાન્ છે કે નહિ અને સ્વાર્થની તેને તિલમાત્ર પણ ઇચ્છા નથી અને તેને ધન કે કીર્તિની અભિલાષા નથી, એ તમારે પ્રથમથી જોવુ જોઇએ બીજું તે પોતે સમ્યક્ જ્ઞાની છે, એમ તેણે બતાવી આપવુ જોઇએ ત્રીજુ આપણા

ઇન્દ્રિય જ્ઞાનથી આપણને જે પ્રાપ્ત થવું અશક્ય છે અને જેથી જગતનું કલ્યાણ થવાનો સંભવ હોય, એવું કાઇ પણ આપણને તેણે આપવું જોઇએ. ચોથુ તે મનુષ્ય અહમહમિકાથી ભરેલો હોવો ન જોઇએ, જે સર્વ માણસો પ્રાપ્ત કરી શકે તે જ માત્ર તેણે દર્શાવવું જોઇએ. ત્યારે પ્રત્યક્ષ ઇન્દ્રિયજ્ઞાન, અનુમાન અને આપ્તના શબ્દો એ ત્રણ પ્રમાણ જાણવાં 'આપ્ત' શબ્દનું અંગ્રેજી ભાષામા હું ભાષાતર કરી નથી શકતો Inspired–પ્રેરણા પણ તેનો ભાવ નથી કારણ કે, પ્રેરણા બહારથી આવે છે અને આ જ્ઞાન તો તેના પોતામાથી જ ઉદ્ભવે છે એટલા માટે એનો ખરો અર્થ Attained–એવો જ સિદ્ધ થાય છે.

विपर्ययो मिथ्याज्ञानमतद्रूपप्रतिष्ठितम् ॥ ८ ॥

**૮ વસ્તુના યથાર્થ સ્વરૂપનું જ્ઞાન જેમાં સ્થાપિત થયું નથી, એવા મિથ્યા જ્ઞાનને વિપર્યય કહે છે.**

એક વાતને બદલે ભ્રમથી બીજીનું ગ્રહણ કરવું, એ વૃત્તિનો એક બીજો પ્રકાર છે. જેમ કે મોતીની છીપને ચાદીનો કટકો સમજવો, અથવા તો રજ્જુને સર્પ માનવો.

शब्दज्ञानानुपाती वस्तुशून्यो विकल्पः ॥ ९ ॥

**૯ અને જેમાં જ્ઞાનનો વિષય મિથ્યા હોય (જે શાબ્દિક જ્ઞાન થયા પછી થતા હોય), તેનુ નામ વિકલ્પ.**

વૃત્તિનો બીજો પણ એક પ્રકાર છે અને તેને વિકલ્પ નામથી ઓળખવામા આવે છે શબ્દ ઉચ્ચાર્યો એટલે થયુ, આપણે તેના અર્થનો વિચાર કરતા બેસતા નથી, કિન્તુ તે સાભળી આપણે તત્કાળ એકાદ સિદ્ધાન્ત બાધવાની જ ઉતાવળ કરીએ છીએ. એ ચિત્તની નિર્બળતાનુ લક્ષણ છે. હવે કદાચિત્ નિગ્રહની ઉપપત્તિ તમારા સમજવામાં આવી હશે. અશાન્ત મનુષ્યમા નિગ્રહ પણ ઓછો જ હોય છે. એવી રીતે તમારે પોતપોતાની મેળે જ કસોટી કરી લેવી તમે જ્યારે કોપ અથવા દુ ખના વિકારને વશ થાઓ છો, તે વેળાએ કોઈ એક સમાચાર તમારા મનને ઘસડી લઈ જઈને કોઈ એક વૃત્તિમા નાખે છે, એનો પણ તમારે અભ્યાસ કરવો.

अभावप्रत्ययालम्बना वृत्तिर्निद्रा ॥ १० ॥

**૧૦ તમસનું આલંબન કરનારી જે ચિત્તવૃત્તિ, તે નિદ્રા કહેવાય છે.**

વૃત્તિનો એક બીજો પ્રકાર છે, અને તેને નિદ્રા તથા સ્વપ્ન, એ બે નામો અપાયલાં છે. આપણે જાગ્રત થયા, એટલે આપણે નિદ્રાવશ થયા હતા, એ આપણા જાણવામાં આવે છે. આપણે માત્ર પ્રત્યક્ષ થયનાનું જ સ્મરણ રાખી શકીએ છીએ. આપણે જે કાંઈ પણ જોયેલું નથી હોતું, તેની આપણાથી સ્મૃતિ પણ થઈ નથી શકતી. પ્રત્યેક પ્રત્યાઘાત, તે એક સરોવરમાંની લહરી છે. હવે નિદ્રામાં મનને લહરીઓ નથી હોતી, એમ કહીએ, તો એમ પણ છે કે, તેને ભ્રામક કે સત્ય કોઈ પણ પ્રકારનું જ્ઞાન ન હોવાથી આપણને તેની સ્મૃતિ જ નથી. આપણી નિદ્રાની આપણને સ્મૃતિ હોવાનું કારણ એ જ છે કે, નિદ્રામાં એક વિવક્ષિત વર્ગની લહરીઓ આપણા મનમાં ચાલતી હતી. એ વૃત્તિનો વળી એક બીજો ભેદ છે અને એને 'સ્મૃતિ' કહેવામાં આવે છે.

अनुभूतविषयाऽसंप्रमोषः स्मृतिः ॥ ११ ॥

**૧૧ અનુભવેલા વિષયો વિસ્મૃત ન થાય, (અને મનનમાંના આઘાતસંસ્કારદ્વારા પુનઃ જ્ઞાન પ્રાપ્ત થાય) [એવી જે વૃત્તિ] તે સ્મૃતિ.**

સ્મૃતિ, પૂર્વના ચાર પ્રત્યક્ષ, વિપર્યય, વિકલ્પ અને નિદ્રાની કારણીભૂત થાય છે. ઉદાહરણાર્થ–તમે એક શબ્દ સાંભળો છો. એ શબ્દ તે ચિત્ત સરોવરમાં એક પાષાણ નાખવા સમાન છે. એથી એક તરંગ ઉત્પન્ન થાય છે અને તે તરંગના યોગે બીજા અનેક તરંગો ઉદ્ભવે છે. એ જ સ્મૃતિ છે. નિદ્રામાં પણ એમ જ હોય છે. નિદ્રા નામક જે એક વિશેષ પ્રકારનો તરંગ છે, તે સ્મૃતિના તરંગમાં ચિત્તને ડૂબાડે છે અને તે સ્થિતિ સ્વપ્ન નામથી ઓળખાય છે. જાગ્રત સ્થિતિમાં જે તરંગને સ્મૃતિ કહેવામાં આવે છે, તેનું જ એક ભિન્ન સ્વરૂપ તે સ્વપ્ન છે. નિદ્રા અને સ્વપ્નમાં કાંઈ જાણવા જેવો અધિક ભેદ રહેલો નથી.

अभ्यासवैराग्याभ्यां तन्निरोधः ॥ १२ ॥

**૧૨ અભ્યાસ અને વૈરાગ્યથી ચિત્તની વૃત્તિઓનો નિરોધનો થાય છે.**

એ અનાસક્તિ–અલિપ્તતા મેળવવા માટે મન નિર્મળ, ઉત્તમ અને વિચારશીલ હોવું જોઇએ. આપણે અભ્યાસ શા માટે કરવો જોઇએ ? કારણ કે, પ્રત્યેક કર્મ, સરોવરમાં પાષાણનો આઘાત થવા પ્રમાણે લહરી ઉત્પન્ન કરે છે. લહરીઓ તો નષ્ટ થાય છે, ત્યારે અવશેષ શું રહે છે? સંસ્કાર, છાપ એવા પ્રકારના અનેક સસ્કારો મનમાં એકત્ર થઈ રહ્યા એટલે પછી તે એક ટેવ થઈ જાય છે. "ટેવ, તે એક બીજો સ્વભાવ છે–Habit is a second nature," એમ કહેવામાં આવે છે. મૂળ પ્રકૃતિ પણ તે જ છે અને મનુષ્યનો બધો સ્વભાવ

પણુ એ જ છે અને આપણામાની પ્રત્યેક વસ્તુ એ ટેવનું જ પરિણામ છે તેમજ એ જ આપણા સમાધાનનું કારણ છે, કારણ કે, તે ટેવ હોવાથી જ્યારે ગમે ત્યારે આપણે તેનું ગ્રહણ કરી શકીએ છીએ અને ગમે ત્યારે આપણે તેનો ત્યાગ કરી શકીએ છીએ એ લહરીઓ આપણામાથી જવા માડી, એટલે પ્રત્યેક લહરી પોતપોતાના ધર્મને પાછળ મૂકી જાય છે, અને તે જ **સંસ્કાર**ના નામથી ઓળખાય છે એવા પ્રકારના સસ્કારોનો જે સરવાળો, તેજ આપણું આચરણ–ચારિત્ર્ય હોય છે એ પ્રવાહનો જેનાપર જેવા પ્રકારનો આઘાત થાય છે, તેવા જ પ્રકારનો તે બને છે સારાથી સમ્બધ થતા સારો થાય છે અને દુષ્ટ સાથે પ્રસગ પડતા દુષ્ટ બની જાય છે આનદનો સમ્બધ થયો હોય, તો આનદી પણ બની જાય છે ખરાબ ટેવોને તોડી નાખવાનો એકલો એ જ એક ઉપાય છે કે તેના સ્થાને સારી ટેવોને સ્વીકારવી ખરાબ ટેવોના જે સસ્કાર થાય છે, તેમને સારી ટેવો સત્તા નીચે રાખવા, સત્કૃત્યો કરતા રહેવુ અને મનમા સર્વદા નિર્મળ વિચારો ચાલુ રાખવા ખરાબ સસ્કારોને દાબી દેવા માટેનો મંત્ર એ એક જ યુક્તિ છે એ કાર્યમાં કોઈની પણ નિરાશા થશે, એ વાત કોઈ કાળે પણ મનમા લાવવી નહિ કારણ કે, કોઈ પણ મનુષ્ય પોતાનાં જે આચરણો–ચારિત્ર્ય પ્રકટ કરે છે, તે ટેવોના સરવાળાનો જ એક ભાગ હોય છે અને તેને સારી ટેવોથી વાળી શકાય છે ટેવોની જે પુનરાવૃત્તિ તેનું જ નામ ચારિત્ર્ય છે અને તેમા ટેવોની પુનરાવૃત્તિથી જ સુધારો કરી શકાય છે

**तत्र स्थितो यत्नोऽभ्यासः ॥ १३ ॥**

**૧૩ તેમને (વૃત્તિઓને) પૂર્ણ રીતે સત્તામાં રાખવાનો જે સતત પ્રયત્ન, તેનુ જ નામ અભ્યાસ.**

એ અભ્યાસ એટલે શુ ? મનને ચિત્તસ્વરૂપમા રાખવુ અને તેમા લહરીનો ઉદ્ભવ ન થવા દેવો, એટલે એ અભ્યાસ કહેવાય છે

**स तु दीर्घकालनैरन्तर्यसत्कारासेवितोदृढभूमिः ॥ १४ ॥**

**૧૪ દીર્ઘકાળ સુધી, અવિચ્છિન્ન રીતે, સત્કાર (શ્રદ્ધા, ભક્તિ બ્રહ્મચર્ય આદિની) સાથે સેવવામાં આવે તો તે અભ્યાસ દૃઢ સ્થિતિવાળો થાય છે.**

એક જ દિવસમા કાંઈ મનસયમ થતો નથી કિન્તુ એ માટે સતત અભ્યાસ કરવો જોઈએ છે

दृष्टानुश्रविकविषयवितृष्णस्य वशीकारसंज्ञा वैराग्यम् ॥ १५ ॥

**૧૫ દૃષ્ટ (લૌકિક) અને (વેદદ્વારા) સાંભળેલા (પારલૌકિક) વિષયોમાંની આસક્તિને જેઓ છોડી દે છે, તેઓને એ વૈરાગ્ય પ્રાપ્ત થાય છે. એ વૈરાગ્યનું નામ વશીકાર છે. વિષયને પોતાના કબજામાં રાખનારી જે ઇચ્છાઓ, તે જ અનાસક્તિ અથવા વૈરાગ્ય છે.**

આપણા કર્મની બે પ્રેરણાઓ હોય છે એક તો આપણે પ્રત્યક્ષ જોઇએ છીએ તે; અને બીજી તે ઇતરોનો અનુભવ. એ ઉભયના આઘાતથી માનસસરોવર–ચિત્તમાં નાના પ્રકારની લહરીઓ ઉત્પન્ન થાય છે. એ લહરી સામે ટક્કર ઝીલી શકે અને મનને રોકી શકે એવું એક માત્ર વૈરાગ્ય જ છે. આપણને માત્ર એ બે વસ્તુનું વૈરાગ્ય જ આવશ્યક છે. હું એક માર્ગમાંથી પસાર થતો હોઉં ત્યારે કોઈ એક મનુષ્ય આવીને મારા ખીસામાંનું ઘડિયાળ કાઢી જાય છે, એ મારો પ્રત્યક્ષ અનુભવ એ કૃત્યને હું પ્રત્યક્ષ નિહાળું છું અને તેના યોગે મારા ચિત્તમા ક્રોધરૂપ એક લહરી ઉદ્ભવે છે હવે એ લહરી ઉઠવા દેવી ન જોઇએ. જો તમે એનો અવરોધ કરી ન શકો, તો તમારામા કશોય અર્થ નથી, એમ જ કહી શકાય અને આપણાથી જો એનો અવરોધ કરી શકાય, તો આપણે અવશ્ય વૈરાગ્યશીલ થઈ શકીએ એમ છે એવી જ રીતે ઐહિક વિષયોમા જેમનાં મનો ગુંથાઈ ગએલા છે, તેમના અનુભવથી એટલું જ આપણા જાણવામા આવી શકે છે કે, વિષયસૌખ્ય જ સર્વથી શ્રેષ્ઠતમ વસ્તુ છે એ મોહિની બહુ જ ભયંકર છે એનો નાશ કરવો અને તેના સ્વરૂપની લહરીનો મનમા ઉદ્ભવ થવા ન દેવો, એનું નામ જ **વૈરાગ્ય** છે આપણા પોતાના અથવા બીજાના અનુભવથી ઉઠનારી બે પ્રકારની પ્રેરણાત્મક લહેરીઓને અંકુશમા રાખવી અને એ રીતે ચિત્ત ઉપર તેનો અધિકાર ચાલતો અટકાવવો, એ જ **વૈરાગ્ય** છે. એ પ્રેરણાત્મક લહરીઓને મારે પોતાને તાબે રાખવી જોઇએ, મારે તેના તાબામા રહેવું જોઇએ નહિ એવા પ્રકારનું જે માનસિક સામર્થ્ય, તેનું જ નામ **વૈરાગ્ય** છે અને એવું વૈરાગ્ય હોય, તે જ મુક્તિ મેળવવાનો સત્ય માર્ગ છે એના જેવો બીજો એક પણ માર્ગ નથી

तत्परं पुरुषख्यातेर्गुणवैतृष्ण्यम् ॥ १६ ॥

**૧૬ એવી, ગુણાવગુણનો પણ ત્યાગ કરનારી જે પરિપૂર્ણ અનાસક્તિ, તે જ પુરુષને (તેના સત્ય સ્વરૂપને) વ્યક્ત કરે છે.**

ગુણમા લાગેલા આપણા આકર્ષણને પણ કાઢી નાખનારી જે વૈરાગ્યશક્તિ છે, તે સર્વથી શ્રેષ્ઠ છે, એમ માનવું હવે પ્રથમ આપણે પુરુષ–આત્મા–એટલે શું અને ગુણ કયા

કર્યા છે, એ સમજી લેવું જોઇએ. યોગશાસ્ત્ર પ્રમાણે આ સમસ્ત સૃષ્ટિમાં સર્વત્ર ત્રણ ગુણ ભરેલા છેઃ તે ત્રણ ગુણમાંના એકનું નામ **તામસ** છે, બીજાનું અભિધાન **રાજસ** છે અને ત્રીજાને **સત્વ** સંજ્ઞાથી ઓળખવામાં આવે છે. એ ત્રણ ગુણ અંધકાર અથવા કાર્યશૂન્યતા, આકર્ષણ વા પ્રત્યાઘાત; અને એ ઉભયનું સમતોલપણું; એ ત્રણ રૂપથી જડ સૃષ્ટિમાં પ્રકટ થાય છે. સૃષ્ટિમાંની પ્રત્યેક વસ્તુ તે એ ત્રણ શક્તિનાં એક કિંવા ભિન્ન સ્વરૂપે છે. સાંખ્યોએ એ પ્રકૃતિનાં અનેક તત્ત્વો કલ્પેલાં છે. મનુષ્યનો આત્મા, એ સર્વ તત્ત્વો અને પ્રકૃતિથી પણ પર છે. તે પોતાના સ્વભાવધર્મ પ્રમાણે જ સુપ્રભ છે. તે પવિત્ર અને પરિપૂર્ણ છે. સૃષ્ટિમાં જે જે બુદ્ધિપ્રભાવ દૃષ્ટિગોચર થાય છે, તે એ આત્માનું સૃષ્ટિપર પડેલું પ્રતિબિમ્બ જ છે. સૃષ્ટિ તો જ્ઞાન રહિત જ છે. તમારે એ પણ ધ્યાનમાં રાખવું જોઇએ કે, સ્વભાવ–સૃષ્ટિ–કિંવા પ્રકૃતિ, એ શબ્દોમાં મનનો પણ સમાવેશ થઈ જાય છે. સ્વભાવમાં મન છે; સ્વભાવમાં વિચાર છે અને વિચારથી તે જડતત્ત્વમાંની અત્યંત જડપર્યન્તની પ્રત્યેક વસ્તુ, સ્વભાવમાં–સ્વભાવના વ્યક્ત સ્વરૂપમાં–રહેલી હોય છે. એ સ્વભાવથી મનુષ્યનો આત્મા ઢંકાયલો હોય છે. એ સ્વભાવનું આચ્છાદન કાઢી નાખ્યું, એટલે આત્મા વ્યક્ત થતાં સ્વયંદીપ્તિથી પ્રકાશવા માંડે છે. પંદરમા સૂત્રમાં વર્ણવ્યા પ્રમાણે સ્વભાવપર સત્તા ચલાવી, એટલે તેથી આત્મસ્વરૂપ પ્રતિ જવામાં બહુજ મોટી સહાયતા થઈ પડે છે. આના પછીના સૂત્રમાં યોગીની સરહદ–પરિસીમા જે સમાધિ, તેનું–એટલે કે, એકાગ્રતાનું વિવરણ કરેલ છે.

वितर्कविचाराऽऽनन्दा स्मितारूपाऽनुगमात्सम्प्रज्ञातः ॥ १७ ॥

**૧૭ જે ભાવનામાં યથાર્થરૂપે ધ્યેય વસ્તુનું જ્ઞાન થાય છે તે ભાવનાનું નામ સંપ્રજ્ઞાત છે અને તે સંપ્રજ્ઞાત વિતર્કાનુગત, વિચારાનુગત, આનંદાનુગત અને અસ્મિતાનુગત એવા ચાર પ્રકારનો છે.**

સમાધિના બે પ્રકાર છે. તેમાંના એકને 'સંપ્રજ્ઞાત' અને બીજાને 'અસંપ્રજ્ઞાત' કહેવામાં આવે છે. સંપ્રજ્ઞાત સમાધિના વળી ચાર પ્રકાર છે. એ સમાધિના યોગે સ્વભાવપર સત્તા ચલાવનારી સર્વ શક્તિઓ પ્રાપ્ત થાય છે. મન જ્યારે ઇતર વસ્તુઓમાંથી નીકળીને એક વિવક્ષિત પદાર્થમાંજ પુન. પુનઃ એકાગ્ર થવા માંડે છે, તે વેળાએ એ પ્રકારને પ્રથમ **સવિતર્ક**ના નામથી ઓળખવામાં આવે છે. સાંખ્યના પચ્ચીશ પ્રકારમાં એકાગ્રતા અથવા ધ્યાન કરવાના પદાર્થો બે પ્રકારના છેઃ એક સૃષ્ટિમાંનાં ચોવીશ તત્ત્વો અને બીજો જ્ઞાનવાન **પુરુષ**. સૃષ્ટિમાંનાં તત્ત્વો કેવી રીતે ઉત્પન્ન થાય છે અને પાછા કેવી રીતે લય પામે છે, એ વિશે જ જ્યારે મન વિચાર કરતું રહે છે, ત્યારે તેને પ્રથમ પ્રકારનો **સવિતર્ક** થાય છે. એવું

સ્પષ્ટીકરણ કરવું જોઈએ. એ વિશે મેં પૂર્વે કહેલું છે કે, યોગનો એ ભાગ સર્વથા સાંખ્ય શાસ્ત્રના આધારે જ સ્થાપેલો છે. તમારા ધ્યાનમાં હશે જ કે, અહંકાર, ઇચ્છા અને મન, એ ત્રણનું એક સાધારણ મૂળ છે અને તે મૂળને ચિત્ત અથવા માનસસરોવર કહેવામાં આવે છે અને તેમાંથી જ એ ત્રણ વસ્તુઓ વ્યવસ્થાપૂર્વક તૈયાર થાય છે. એ ચિત્ત, પ્રકૃતિ કિંવા સ્વભાવની શક્તિમાં પ્રવેશ કરીને–વિચારરૂપે પ્રવેશ કરીને–બહાર નીકળે છે. એ પ્રમાણેજ શક્તિની અને સ્વરૂપની એકાત્મતા થાય, એવું પણ કાંઇક એમાં હોવું જ જોઇએ. એનેજ "અવ્યક્ત" કહેવામાં આવે છે. સૃષ્ટિની ઉત્પત્તિની પૂર્વની પ્રકૃતિની અવ્યક્ત સ્થિતિ તે એ જ છે. કલ્પાંતની સમાપ્તિ થતાં, બીજા નવીન કલ્પનો આરંભ થાય ત્યારે પુનઃ પ્રકટ થવાને સમસ્ત પ્રકૃતિ અવ્યક્ત સ્થિતિમાં લય પામે છે. બુદ્ધિદ્રષ્ટા પુરુષ તેથી પણ પર હોય છે. જ્ઞાન પણ એક શક્તિ છે અને કોઈ પણ વસ્તુને જાણવાનો આપણે આરમ્ભ કર્યો, એટલે તેનાપર આપણો અધિકાર બેસવા માંડે છે. તેજ પ્રમાણે મન જ્યારે ભિન્ન ભિન્ન તત્ત્વો અથવા પદાર્થોમાં એકાગ્ર થવા માંડે છે, ત્યારે ત્યારે તેમનાપર તેની સત્તા ચાલવા માંડે છે. બહારનાં જડતત્ત્વોમાં એકાગ્રતા કરવાનો જે પ્રકાર છે, તેને સવિતર્ક કહે છે. તર્ક એટલે પ્રશ્ન અને સવિતર્ક એટલે પ્રશ્નયુક્ત. જાણે કે મૂલતત્ત્વોનેજ પ્રશ્ન કરતા રહેવું, એટલે કે, જે તેમનું ધ્યાન ધરે છે અને તેમનામાં એકાગ્રતા કરે છે, તેમનેજ તે તત્ત્વો પોતાનું સત્ય જ્ઞાન, સત્ય સ્વરૂપ દર્શાવે છે અને પોતાનામાં રહેલું ગુપ્ત સામર્થ્ય અર્પણ કરે છે. એવી શક્તિ, એવી સત્તા, એવું સામર્થ્ય, એવી સિદ્ધિ પ્રાપ્ત કરવામાં કંઇ યુક્તિ સમાઈ નથી. એ સિદ્ધિ તો ઐહિક સુખભોગની શોધ સમાન છે અને આ જગતના જીવનમાં તો કંઈ સુખ છેજ નહીં. વિષયોપભોગની બધી ખટપટો વ્યર્થ, સર્વથા મિથ્યા છે. એ જ માત્ર જૂનો–સર્વથી પુરાતન અને મનુષ્યને શીખતાં કઠિન ભાસનારો પાઠ છે. એ પાઠ જો તે તૈયાર કરે, તો ત્વરિત તે બ્રહ્માંડમાંથી બહાર નીકળી જાય છે અને મુક્ત થઈ જાય છે. જેમને ગુપ્તશક્તિઓના નામથી ઓળખવામાં આવે છે, તેમની પ્રાપ્તિથી પ્રાપંચિક વિષયો જ મળે છે, અને અન્તે દુઃખોની વૃદ્ધિજ થાય છે. પતંજલિ પોતે શાસ્ત્રવેત્તા હોવાથી આ શાસ્ત્રની શક્યતાને સિદ્ધ કરી દેખાડવાને તો તે બંધાયલો જ છે, તો પણ એ શક્તિથી વિરુદ્ધ જતી બાબતો જણાવવાની કોઈ પણ તક તે જવા દેતો નથી. તેમ જ તેવા પ્રકારની એકાગ્રતા–ધ્યાનમાં કોઈ દેશકાળમાંથી તે તત્ત્વોને જૂદાં પાડવાનો યત્ન કરે છે અને તે તેવાં હોવાનો જ મનમાં નિશ્ચય કરે છે, ત્યારે તેને 'નિર્વિકલ્પ" એટલે પ્રશ્નહીન કહેવામાં આવે છે. એકાગ્રતા ધ્યાન એના કરતાં પણ એક સોપાન ઉચ્ચ ચઢે છે અને તન્માત્રા* જ ધ્યેય વસ્તુ થાય છે, અને તે દેશકાલમાં

* મન કરતાં પણ જે જડ તત્ત્વ હોય છે, તેને 'તન્માત્રા' કહે છે.

હોવાનો મનમાં નિશ્ચય થાય છે, એટલે તે 'સવિચાર' (વિચારયુક્ત) કહેવાય છે. એ જ ધ્યાન દેશકાળથી પર જતાં અને સૂક્ષ્મ તત્ત્વો મનમાં યથાવત્ આવવા લાગતાં તેને નિર્વિચાર–વિચારહીન પણ કહેવામાં આવે છે. એનાથી ઉપરની પાયરી–ઉપરનું પગથિયું તે આ છે–એ તત્ત્વોનો ત્યાગ કરવો–પછી તે જડ હો કિંવા સૂક્ષ્મ હો–એટલે ધ્યાનનો વિષય અતરિંદ્રિય થઈ રહે છે. પછી અંતરિંદ્રિયને જે વેળાએ ઉદ્વેગ અને આળસના ગુણો સ્પષ્ટ લુપ્ત થયેલા દેખાવા માંડે છે, તે વેળાએ તેને 'સાનંદમ' (સુખકારક) સમાધિના નામથી જાણવામાં આવે છે. એ સમાધિમાં આપણે મનથી પણ જવાની સ્થિતિને પહોચવા પહેલાં, જ્યારે મનને જ ધ્યાનનો વિષય બનાવી નાખીએ છીએ, અને ધ્યાન જ્યારે અત્યંત પરિપક્વ તથા એકાગ્ર થાય છે, જ્યારે જડતત્ત્વની કિંવા સૂક્ષ્મ તત્ત્વોની સમસ્ત કલ્પનાઓ નીકળી જાય છે અને માત્ર મન જ યથાવત્ ધ્યેય વિષય બની રહે છે, જ્યારે અહંતાની માત્ર સત્ત્વસ્થિતિ જ અવશેષ રહે છે, પરંતુ તે સત્ત્વસ્થિતિ ઇતર સર્વ પદાર્થોથી ભિન્ન થયેલી હોય છે, ત્યારે તેને "અસ્મિત સમાધિ" કહેવામાં આવે છે જે કોઈ એ સ્થિતિને પહોંચે છે, તેને વેદાંતમાં કહેલી 'વિદેહ' સ્થિતિ પ્રાપ્ત થાય છે તેને "હું પોતે સર્વથા જડ દેહવ્યતિરિક્ત જ–કેવળ સૂક્ષ્મ દેહી જ છુ" એમ જ ભાસે છે, પણ તેને પોતાને વિષે તો એક સૂક્ષ્મ દેહી તરીકે વિચાર કરવો જ પડે છે અંતની મર્યાદાને પહોંચવા પૂર્વે લક્ષ્ય સ્થાન પ્રાપ્ત કરવા પૂર્વે, જે કોઈ એ સ્થિતિથી જ પ્રકૃતિમાં તલ્લીન થાય છે, તેને 'પ્રકૃતિલય' વિદેહ કહે છે પરંતુ જે કોઈ ક્યાંય પણ ન થોભતાં, કોઈ પણ ઉપભોગમાં આસક્ત ન થતાં પોતાના સત્ય સ્થાને પહોંચી જાય છે, તે જ મુક્તિને પહોંચે છે–અર્થાત્ મુક્ત થાય છે.

## विरामप्रत्ययाभ्यासपूर्वः संस्कारशेषोऽन्यः ॥ १८ ॥

**૧૮ વળી એક બીજા પ્રકારની (અસંપ્રજ્ઞાત) સમાધિ પણ છે. તે સર્વ માનસિક વ્યાપારોને થોભાવી રાખવાના સતત અભ્યાસવડે પ્રાપ્ત થાય છે. એ સમાધિમાં ચિત્તમાં કેવળ અદૃષ્ટ સસ્કારો માત્ર હોય છે.**

સર્વજ્ઞતા પ્રાપ્ત થવા માટેની સમાધિ અથવા જેને 'અસપ્રજ્ઞાત સમાધિ' કહે છે, તે એ જ છે અસપ્રજ્ઞાત સમાધિથી આપણને મુક્તિ મળે છે સપ્રજ્ઞાત સમાધિથી આપણને મુક્તિ મળતી નથી, કિંવા આત્માનો છૂટકો પણ થતો નથી કોઈ મનુષ્યને સર્વ શક્તિઓ સાધ્ય થયેલી હોય છે, તો પણ પાછો તેનો નિપાત થાય છે. આત્મા જ્યાં સુધી પ્રકૃતિથી પર ન જાય અને જ્ઞાનાતીત એકાગ્રતાથી પર ન જાય, ત્યાસુધી તેને ખરી

સ્થિરતા મળી નથી શકતી. એની રીતિ જોતામાં જો કે ઘણી જ સરળ દેખાય છે, તોપણ તે સ્થિતિ પ્રાપ્ત થવી ઘણીજ કઠિન છે એની રીતિ એવી છે કે, માત્ર મનને જ ધ્યેય વસ્તુ ધારીને જ્યારે જ્યારે બીજા વિચારો આવવા માંડે, ત્યારે ત્યારે તેમને બહાર કાઢી નૂતન વિચારોનો મનમાં પ્રવેશ થવા દેવો નહિ અને મનને સર્વથા શૂન્ય બનાવી નાખવું એ કાર્ય જ્યારે ખરેખરી રીતે આપણને સાધ્ય થઈ જશે, ત્યારે જ આપણને મુક્તિ મળવાનો સંભવ છે મનુષ્યો જ્યારે અભ્યાસ વિના જ અને કોઈ પણ સિદ્ધતા કર્યા વિના પોતાના મનને નિર્વિકાર કરવાનો પ્રયત્ન કરે છે, ત્યારે તેઓ અજ્ઞાનની સામગ્રી જે તામસવૃત્તિ તેમા ગુંથાઈ જાય છે એથી તેમનું મન શૂન્ય અને નીચ બની જાય છે અને તેમને પોતાનું મન નિર્વિકાર થવાનો ભાસ માત્ર જ થાય છે મનને ખરેખરુ નિર્વિકારી કરવાને શક્તિવાન્ થવા માટે અત્યુચ્ચ મનોનિગ્રહનું મજબૂત સામર્થ્ય હોવું જોઈએ એ અસમ્પ્રજ્ઞાત સ્થિતિ કિંવા સર્વજ્ઞતા પ્રાપ્ત થઈ, એટલે તે સમાધિ બીજરહિત થાય છે. બીજ રહિત એટલે શુ ? જે એકાગ્રતા કરવામા મનુષ્યને ભાન-જ્ઞાન રહે છે, જે એકાગ્રતા કરવામાં ચિત્તમાં ઉત્પન થતા તરંગોને દાબી દેવામા જ માત્ર મન ફાવે છે, તે એકાગ્રતામા એ તરંગો વૃત્તિરૂપે જીવતા રહે છે સમય આવતા જ તે બીજ અથવા વૃત્તિઓ પુન લહરીઓનું રૂપ ધારણ કરે છે પરતુ તમે જ્યારે એ સર્વ બીજોનો જ નાશ કરી નાખશો, એટલે કે, બહુધા મનના મનપણાનો જ નાશ કરી નાખશો, ત્યારેજ સમાધિ બીજરહિત થશે. એમ કરવાથી જેથી આ જન્મવૃક્ષનો પુન ઉદ્ભવ થાય છે અને આ જન્મ મૃત્યુનો રોગ અખંડ ચાલૂ રહે છે, તે મનમાના બીજનો જડમૂળથી નાશ થઈ જાય છે

હવે તમે કદાચિત્ એવો પ્રશ્ન કરશો કે જે સ્થિતિમા મનનું મનપણું નથી રહેતું કોઈ વસ્તુનું જ્ઞાન કે ભાન નથી રહેતું એવી સ્થિતિ કઇ છે ? એના ઉત્તરમા એટલું જ કહે વાનું છે કે, આપણે જેને જ્ઞાન કહીએ છીએ તે સ્થિતિ, જ્ઞાનથી પર જે સમ્યક્ જ્ઞાન છે, તે સ્થિતિથી ઉતરતી આ તરફની છે તમારે એ સારી રીતે ધ્યાનમાં રાખવુ જોઇએ કે, અત્યત દૂરની સ્થિતિ અને અત્યત નિકટની સ્થિતિ એ ઉભય સ્થિતિઓ સર્વથા એક સરખી જ હોય છે તેજ વહન કરનાર વસ્તુની અત્યત સૂક્ષ્મ લહરીઓ, તે અધકાર જ હોય છે. તેની મધ્યમ લહરીઓથી તેજ પ્રત્યક્ષ થાય છે, અને તેની અત્યત તીવ્ર લહરીઓ પણ અધકારજ હોય છે પણ પ્રથમનો ખરો અધકાર જ હોય છે અને દ્વિતીય તે ખરો પ્રકાશાતિશય હોય છે છતા પણ જોવામા તો બન્ને એક સમાન જ છે એ પ્રમાણે જ અજ્ઞાન, તે સર્વથા અધમ સ્થિતિ છે, જ્ઞાન, તે મધ્ય સ્થિતિ છે અને જ્ઞાનથી પર જે સ્થિતિ—સમ્યક્ જ્ઞાન તે સર્વથી શ્રેષ્ઠ સ્થિતિ છે જ્ઞાન, કોઇ એક પ્રકારના મિશ્રણથી ઉત્પન થાય છે, પણ તે ખરુ નથી.

એ અત્યુચ્ચ એકાગ્રતાનો સતત અને સરખો અભ્યાસ કરવામા આવે, તો તેથી શુ પરિણામ થાય છે? એવા અભ્યાસથી ચિત્તની અઘાતિની અને આગસની સર્વ જૂની વૃત્તિઓ નષ્ટ થઈ જાય છે અને તેની સાથે સારાપણાના બીજનો પણ નાશ થાય છે સુવર્ણમાથી માટી અને અન્ય મિશ્ર કરેલી ધાતુને કહાડી નાખવાને ઉપયોગમા લેવાતા રસાયણી પદાર્થોના જેવીજ આ વાત પણ છે અશોધિત ધાતુનો રસ કરવાથી માટી સાથે હીર પણ બળી જાય છે, તેવી જ રીતે એ સતત સત્તામા રાખનારી શક્તિ, પુર્વના નઠારા બીજનો નાશ કરી નાંખે છે અને અતે સારા બીજને પણ રહેવા નથી દેતી એ સારા અને નઠારા બીજો એકમેકને દાબી નાખે છે, અને માત્ર આત્મા જ, એ સારા નઠારાના પાશમા ન સપડાતા પોતાની દિવ્ય-કાંતિથી અવશિષ્ટ રહે છે તે જ આત્મા, સર્વવ્યાપી, સર્વશક્તિમાન્ અને સર્વદર્શી છે. સર્વ શક્તિઓ આપી દઇને તે સર્વ શક્તિમાન થયેલો છે, સર્વ જીવ અર્પીને તે મૃત્યુધર્મથી અતીત થયેલો છે અને તે પોતે પ્રાણ અર્પીને જ પ્રાણરૂપ થયેલો છે ત્યારે આત્માને જન્મનો અને મૃત્યુનો ભેદ રહેતો નથી, તેને સ્વર્ગની પણ આવશ્યક્તા નથી અને પૃથ્વીની પણ જરૂર નથી. તે આ યો પણ નથી (જન્મ પામ્યો નથી) અને ગયો. (મરી ગયો) પણ નથી, એમ મનુષ્ય સમજે છે તે જાણે છે કે, એ બધી હીલચાલ પ્રકૃતિની જ છે અને એ ચલન વલનનું પ્રતિબિંબ આત્મામા પડે છે કાચના યોગે ભીંતપર પ્રતિબિંબિત થયેલા પ્રકાશનો આકાર હાલતો જણાય છે, એટલે તેથી ભીંત મૂર્ખતાથી એમ કહે છે કે, હુ જ હાલ્યા કરુ છુ એવો જ પ્રકાર આપણા બધાનો જોવામા આવે છે સતત એમ સરખી રીતે વ્યાપાર કરનાર માત્ર ચિત્ત જ છે અને તે નાના પ્રકારના આકાર લીધા કરે છે. પણ આપણને લાગે છે કે, તે સર્વ આકારો આપણા જ છે એકાગ્રતાના ઉચ્ચતર સતત અભ્યાસથી એ સર્વ ભ્રમ દૂર થઇ જાય છે સર્વ ભ્રમથી મુક્ત થયેલો આત્મા જ્યારે પણ આજ્ઞા–પ્રાર્થના કિંવા યાચના નહિ પણ આજ્ઞા–કરે ત્યારે તેને જે કાંઈ પણ જોઇએ, તે તત્કાળ પ્રાપ્ત થાય છે તેને જે ગમે તે તત્કાળ કરવાને તે સમર્થ થાય છે સાખ્ય શાસ્ત્ર અનુસાર ઇશ્વર છે જ નહિ તે એમ કહે છે કે, 'આ બ્રહ્માંડનો કોઇ ઇશ્વર હોય, એ શકય જ નથી કારણ કે, જો તે હોય તો તે આત્મા જ હોવો જોઇએ અને આત્મા કહ્યો એટલે તેને બે વાતોમાંની એક વાત લાગૂ હોવી જ જોઇએ તે એ કે, બધન અથવા મુક્તિ–અર્થાત્ તે બદ્ધ અથવા મુક્ત હોવો જોઇએ' પ્રકૃતિથી બદ્ધ થયેલો અથવા તેના તાબામા રહેતો આત્મા બ્રહ્માણ્ડની ઉત્પત્તિનું કાર્ય કેવી રીતે કરી શકે? તે તો પોતે જ બીજાનો ગુલામ થયેલો છે બીજા પક્ષે તે જો મુક્ત હોય, તો પછી આ સર્વ વસ્તુ નિર્માણ કરવાનું અને તેમની વૃદ્ધિ કરવાનું તેને પ્રયોજન શુ? તેનામા ઇચ્છા છે જ નહિ અને તેથી તેને ઉત્પત્તિ કરવાની

પણ આવશ્યકતા નથી. બીજું સાંખ્ય શાસ્ત્ર કહે છે કે, ઈશ્વરના અસ્તિત્વના સૂત્રની સર્વથા આવશ્યકતા જ નથી; પ્રકૃતિથી જ સર્વ વસ્તુનો ખુલાસો થાય છે. કોઈ પણ ઈશ્વર હોવાનું પ્રયોજન જ શું? પરંતુ કપિલ મુનિ કહે છે કે, એવા પુષ્કળ આત્માઓ હોય છે, કે જે લગભગ પરિપૂર્ણતા મેળવે છે, તો પણ તેઓ સર્વ શક્તિનો પરિપૂર્ણ લાભ કરતા ન હોવાથી સત્વર જ પતન પામે છે. તેમનાં મન, પુનઃ આત્માના ગુરુ પ્રમાણે જન્મ પામે, ત્યાં સુધી કેટલોક કાળ પ્રકૃતિમાં નિમગ્ન થાય છે. એવા દેવ પુષ્કળ હોય છે. આપણે બધા એવા દેવ થઈશું સાંખ્યના મત પ્રમાણે વેદમાં કહેલા ઈશ્વરનો ખરો અર્થ એ છે કે, ઈશ્વર પણ મુક્ત થયેલા આત્માઓમાંનો એક આત્મા જ છે. એવા મુક્ત આત્માઓથી ભિન્ન, શાશ્વતમુક્ત અને અનંતસ્વરૂપ હોય, એવો બ્રહ્માંડનો નિર્માણકર્તા કોઈ પણ નથી. હવે બીજા પક્ષમાં યોગીજનો એમ કહે છે કે, "ના, એમ નથી. ઈશ્વર તો છે જ; ઇતર આત્માઓથી પરમાત્મા તો સર્વથા ભિન્ન જ છે અને તે સમસ્ત સૃષ્ટિનો નિરંતરનો પ્રભુ છે, તે સદા મુક્ત છે અને સર્વ ગુરુઓનો પણ ગુરુ છે." યોગીઓ પણ કબૂલ કરે છે કે, સાંખ્યોએ માનેલા પ્રકૃતિમાં લય થયેલા તે આત્માઓ પણ અસ્તિત્વ ધરાવે છે. પરિપૂર્ણતાને પામતા અટકેલા યોગીઓને પોતાના લક્ષ્યસ્થાને પહોંચવામાં થોડીવાર અટકાવ થાય છે ખરો, તોપણ બ્રહ્માંડના કેટલાક પ્રદેશમાં તેઓ પોતાની સત્તા ચલાવતા તો હોય છે જ.

भवप्रत्ययो विदेहप्रकृतिलयानाम् ॥ १९ ॥

**૧૯ (આ સમાધિથી જો અત્યંત અનાસક્તિ ઉત્પન્ન ન થાય તો એ સમાધિ) દેવોના અને જેઓ પ્રકૃતિમાં લય થયા છે તેઓના પુનર્જન્મનું કારણ થઈ પડે છે.**

વૈદિક સંપ્રદાય પ્રમાણે દેવોનાં પણ એક વિવક્ષિત ઉચ્ચ પ્રકારનાં સ્થાનો છે. એ સ્થાનો નાના પ્રકારના (ભાગ્યશાળી) આત્માઓ એક પછી એક ભોગવે છે. પણ તે સ્થાન ભોગવનારાઓમાં પૂર્ણતાને પહોંચેલો એક પણ આત્મા હોતો નથી.

श्रद्धावीर्यस्मृतिसमाधिप्रज्ञापूर्वक इतरेषाम् ॥ २० ॥

**૨૦ બીજાઓને (એ સમાધિ) સત્ય શ્રદ્ધા, સત્ય ઉદ્યોગ, સત્ય સ્મૃતિ, સત્ય એકાગ્રતા અને સત્યાસત્યનો ભેદ સમજવાથી પ્રાપ્ત થાય છે.**

(અત્રે પ્રશ્ન થશે કે, વિદેહ અને પ્રકૃતિમાં લય થનારા ઉપર જણાવ્યા તે સિવાયના બીજા તે કયા? ઉત્તરમાં કહીશું કે,) જેમને દેવ આદિના પદની અપેક્ષા નથી હોતી અને

જેમને જગતમાં સત્તા ચલાવવાની પણ ઇચ્છા નથી હોતી, તે એ બીજા છે. તેમને પણ મુક્તિ પ્રાપ્ત થાય છે

तीव्रसंवेगानामासन्नः ॥ २१ ॥

૨૧ અત્યંત ઉદ્યોગીને સિદ્ધિ સત્વર મળે છે.

मृदुमध्याधिमात्रत्वात्ततोऽपि विशेषः ॥ २२ ॥

૨૨ યોગીઓની સિદ્ધિ તેમનાં સાધનાનુસાર સૌમ્ય, મધ્યમ કિંવા શ્રેષ્ઠ, એવી રીતે ભિન્ન ભિન્ન (પ્રકારની) હોય છે.

ईश्वरप्रणिधानाद्वा ॥ २३ ॥

૨૩ (એ સમાધિ) કિંવા ઈશ્વરની ભક્તિવડે (પૂર્ણ થાય છે)

क्लेशकर्मविपाकाशयैरपरामृष्टः पुरुषविशेष ईश्वरः ॥ २४ ॥

૨૪ ઈશ્વર ( સર્વસત્તાધીશ પ્રભુ ) એક સર્વથા ભિન્ન પુરુષ છે. તેને ક્લેશ, કર્મ, તેમનાં પરિણામો અને ઇચ્છાથી વિકાર થતો નથી.

ત્યાર પછી આપણે એક બીજી વાત ધ્યાનમાં રાખવી જોઈએ કે, પતંજલિએ યોગ-શાસ્ત્રની ઇમારત સાંખ્યશાસ્ત્રને આધારે બાંધેલી છે પણ સાંખ્યશાસ્ત્રમાં પરમેશ્વરને કોઈ સ્થાન જ નથી ત્યારે યોગશાસ્ત્રમાં ઈશ્વરને સ્થાન અપાયલું છે તથાપિ ઉત્પત્તિ કરવા વગેરેનું કાર્ય ઈશ્વરનું નથી, એવો યોગીઓનો પણ અભિપ્રાય છે અર્થાત્ યોગીઓનો ઈશ્વર એટલે બ્રહ્માંડનો કર્તા ઈશ્વર સમજવો નહિ. વેદના મત પ્રમાણે બ્રહ્માંડની ઉત્પત્તિ કરનાર એક ઈશ્વર છે જ આ બ્રહ્માંડ એકરૂપી છે, તેનો તાલ એક છે, તેમાં એક બીજાથી વિરુદ્ધ કોઈ નથી, માટે તે એક જ પુરુષની ઇચ્છાનું કાર્ય હોવું જોઈએ યોગીઓને પરમેશ્વરના અસ્તિત્વની સ્થાપના કરવાની હોય છે, પણ તેઓ બહુ જ ભારી યુક્તિથી એ પ્રશ્નને ટાળી દે છે—એના નામ માત્રનો પણ ઉચ્ચાર નથી કરતા તથાપિ તમને એ જણાઈ આવશે કે, તેઓ પોતાની એક વિલક્ષણ પદ્ધતિથી જ એ ઈશ્વર પાસે પહોંચે છે તેઓ કહે છે કે,–

तत्र निरतिशयं सर्वज्ञबीजम् ॥ २५ ॥

૨૫ બીજાઓમાં ( કેવળ ) બીજરૂપે રહેલી સર્વજ્ઞતા, તે ઈશ્વરમાં અનન્તત્વને પહોંચે છે.

મને સર્વદા બે છેડાઓની વચ્ચે જ પ્રવાસ કરવો જોઇએ. તમે અમુક મર્યાદિત સ્થાન પર્યન્ત વિચાર કરી શકો છો, પરંતુ એ વિચારથી આગળ એક અમર્યાદ સ્થાનમાં વિચરવાનું તમને મળે છે. તમારાં નેત્રો બંધ કરીને એક ન્હાના સ્થાનની કલ્પના મનમાં લાવો; એટલે તત્કાળ તમને એક ન્હાના વર્તુળનો ભાસ થવા માંડશે અને તેની આસપાસ અમર્યાદ પ્રસરેલું વર્તુળ દૃષ્ટિગોચર થશે. કાળનો પણ એવો જ પ્રકાર છે. મનમાં એક પળનો વિચાર કરો, કે તે સાથે જ તમને અમર્યાદ કાળનો પણ વિચાર થયા વિના રહેશે નહિ. જ્ઞાનનો પણ એવો જ પ્રકાર છે. જ્ઞાન, મનુષ્યમાં માત્ર બીજરૂપે રહેલું હોય છે, પરંતુ તમારે તેની આસપાસના અનંત જ્ઞાનનો પણ વિચાર કરવો પડે છે. તે એવી રીતે કે, આપણા મનનું પોતાનું બંધારણ જ આપણને બતાવે છે કે, જ્ઞાનની મર્યાદા જ નથી અને તે અમર્યાદ જ્ઞાનને જ યોગીઓ ઇશ્વરના નામથી ઓળખે છે.

**स एष पूर्वेपामपि गुरुः कालेनानवच्छेदात् ॥ २६ ॥**

**૨૬ આધગુરુનો પણ આધગુરુ તે છે. કારણ કે તે કાળથી બદ્ધ થયેલો નથી.**

સર્વ જ્ઞાન આપણામાં જ સમાયલું હોય છે, એ વાત જો કે ખરી છે, તોપણ બીજા (બહારનો) જ્ઞાનવડે તેને ખેંચી કાઢવું પડે છે. સમજવાની શક્તિ આપણામાં જ રહેલી છે, તોપણ તેને બહાર કાઢવાની ઘણી જ અગત્ય છે અને તેને ખેંચી કાઢવાનું કાર્ય, યોગીઓના મત પ્રમાણે, બીજા બહારના જ્ઞાનવડે જ કરવું પડે છે. નિર્જીવ અને જ્ઞાનશૂન્ય પદાર્થ જ્ઞાનને બહાર બોલાવી શકતો નથી. જ્ઞાનને બહાર લાવવાનું કાર્ય જ્ઞાન જ કરે છે. આપણા અંતર્ભાગમાં જે કાંઈપણ છે, તેને બહાર બોલાવવા માટે સમજદાર મનુષ્યો આપણી સાથે હોવા જ જોઇએ અને તેટલા માટે જ એ ગુરુઓની સદા આવશ્યકતા હોય છે. તેના વિના જગત્ નથી અને તેના વિના જ્ઞાનપ્રાપ્તિ થવી પણ શક્ય નથી. ઇશ્વર સર્વનો ગુરુ છે, કારણ કે, ગુરુ ગમે તેટલા મહાન્ હોય–તે દેવ હોય કે ગુરુ હોય–તો પણ દેવ અને ગુરુ સર્વ કાળથી મર્યાદિત અને બદ્ધ થયેલા જ હોય છે. પણ ઇશ્વર કોઇથી મર્યાદિત થયેલો હોતો નથી. યોગીઓના આ બે વિશેષ અનુમાનો છે. પ્રથમ એ કે, જો મર્યાદિતવિષયક વિચાર મનમાં લાવીએ, તો મને અમર્યાદિત-વિષયક વિચાર પણ કરવો જ જોઇએ; અને તે જ્ઞાનનો એક ભાગ ખરો હોય, તો બીજો ભાગ પણ ખરો હોવો જ જોઇએ, કારણ કે, માનસિક જ્ઞાનના સંબંધથી જોતાં ઉભયનું મૂલ્ય એક સરખું જ છે. વસ્તુતઃ મનુષ્યમાં થોડું જ્ઞાન હોય છે, એ જ બતાવે છે કે,

ઈશ્વરમાં અગાધ જ્ઞાન હોવું જ જોઇએ. મને જ્યારે એક વાત માન્ય છે, ત્યારે બીજી વાત પણ શા માટે માન્ય ન હોવી જોઇએ? બુદ્ધિપૂર્વક તેનો સ્વીકાર કર્યો હોય, તો મારે ઉભયનો સ્વીકાર કરવો જોઇએ અને નહિ તો બન્નેનો ત્યાગ કરવો જોઇએ. મનુષ્યને થોડુંક જ્ઞાન છે, એ જો હું ખરું માનું, તો તેનાથી ભિન્ન અને અનંત જ્ઞાનવાન્ કોઇ પણ તેની પાછળ હોવો જોઇએ; એ બીજી વાત પણ મારે માન્ય કરવી જ જોઇએ. બીજું અનુમાન એ છે કે, ગુરુ વિના જ્ઞાનની પ્રાપ્તિ થવી શક્ય નથી. અર્વાચીન તત્ત્વવેત્તાઓના કહ્યા પ્રમાણે એ વાત પણ ખરી છે કે, મનુષ્યમાં એવું કાંઈ પણ છે ખરું, જે તેનામાંથી વિકાસ પામે છે. સર્વ જ્ઞાન મનુષ્યમાં જ રહેલું છે; પણ તેને બહાર કાઢવા માટે કેટલાક પ્રસંગોની આવશ્યકતા છે. ગુરુ વિના આપણને જ્ઞાન પ્રાપ્ત થવાનો સંભવ નથી. મનુષ્ય ગુરુ છે, દેવો ગુરુ છે; કિંવા દેવદૂત પણ ગુરુ છે; પરંતુ તે સર્વે મર્યાદિત છે. પણ તે સર્વેનો પૂર્વનો ગુરુ કોણ? આપણે અંતે એ તો કબૂલ કરવું જ પડે છે કે, તે જ એક ગુરુ છે કે, જેને કાળનું બંધન નથી; તે સર્વજ્ઞ એક જ ગુરુ છે, તેને આદિ પણ નથી અને અંત પણ નથી અને તેને જ ઈશ્વર કહેવામાં આવે છે.

तस्य वाचकः प्रणवः ॥ २७ ॥

૨૭ તે (ઈશ્વર)નો વાચક ૐ છે.

તમારા મનમાં જે કલ્પના આવે છે, તે પ્રત્યેકનો પ્રતિબિંબ કોઈ એક શબ્દમાં ઊઠતો હોય છે. શબ્દ અને વિચાર સર્વથા અભિન્ન છે. એકને એક જ વિચારના બાહ્ય ભાગને આપણે શબ્દ કહીએ છીએ અને અંતર્ભાગને વિચારના નામથી ઓળખીએ છીએ. વિચારને શબ્દથી ભિન્ન કરીને મનુષ્ય તેનું પૃથક્કરણ કરી શકે, એ અશક્ય અને સર્વથા અસંભવનીય છે. ભાષા મનુષ્યોની ઉત્પન્ન કરેલી છે અથવા કેટલાક મનુષ્યોએ એકત્ર બેસીને શબ્દોનો નિશ્ચય કરેલો છે. એવી જે એક કલ્પના કરવામાં આવી હતી, તે પ્રમાદપૂર્ણ હોવાનું હવે સિદ્ધ થઈ ચૂક્યું છે. શબ્દ અને ભાષા, વસ્તુ માત્ર અસ્તિત્વમાં આવી, ત્યારથી જ અસ્તિત્વમાં છે. શબ્દ અને કલ્પના, એ બે વચ્ચે શો સંબંધ છે? વિચાર સાથે સદા શબ્દ હોવો જ જોઇએ, એમ જ્યારે સ્પષ્ટતાથી આપણા જોવામાં આવે છે, ત્યારે અમુક વિચાર માટે અમુક શબ્દ હોવાની કશી પણ આવશ્યકતા નથી, એમ આપણે જાણી શકીએ છીએ. જુદા જુદા વીસ દેશોમાં વિચાર એક જ હશે, પણ ભાષા ભિન્ન ભિન્ન હશે. પ્રત્યેક વિચારને પ્રકટ કરવા માટે આપણને શબ્દ જોઇશે, પણ એ શબ્દોના એકસરખા ઉચ્ચારની કાંઇપણ અગત્ય નથી. ઉચ્ચારો તો જુદાં જુદાં

રાષ્ટ્રોમા જૂદા જૂદા જ હોવાના. અમારો ટીકાકાર કહે છે કે, "વિચાર અને શબ્દ, એ બેનો પરસ્પર સબંધ જો કે સર્વથા સ્વાભાવિક જ છે, તોપણ એક કલ્પના અને એક સ્વર એ બેના સબંધને દૃઢ-કાયમનો બનાવવામાં તે સાધનીભૂત નથી" ઉચ્ચાર બદલાય છે, પણ વિચાર અને ઉચ્ચારમા રહેલો સ્વાભાવિક સબધ નાઇ બદલાતો નથી પ્રતિમા અને વસ્તુબોધ, એ બેમા જો ખરેખરો સંબધ હોય, તો જ વિચાર અને શબ્દનો પરસ્પર સબધ ઉત્તમ હોય છે અને એવો સબધ ઉત્પન્ન થાય, ત્યા સુધી તે પ્રતિમા માન સર્વના ઉપયોગમા આવતી નથી, એટલું જ પ્રતિમા એટલે વસ્તુ જ્ઞાનનું વ્યક્ત સ્વરૂપ વસ્તુબોધ જો પૂર્વેથી જ અસ્તિત્વમા હોય, અને જો તેનો અનુભવ થવા જોગો હોય, તો પ્રતિમા અનેક વાર તે વસ્તુનો બોધ કરતી હોવાનુ આપણા જાણવામા આવે છે, સારે તે વસ્તુ અને પ્રતિમા મધ્યે પરસ્પર ખરો સબધ રહેલો છે, એવી આપણી ખાતરી થઈ જાય છે પરતુ વસ્તુ જો અસ્તિત્વમા નપણ હોય, તોપણ તેની પ્રતિમાથી જ તે વસ્તુને જાણનારા સહસ્રાવધિ જનો મળી આવે છે વસ્તુજ્ઞાન અને પ્રતિમા મધ્યે મૂળ પરસ્પર સબધ હોવો જ જોઇએ એટલે પ્રતિમાનો ઉચ્ચાર કરવાથી પ્રધાન વસ્તુને બોલાવવા જેવુ જ થાય છે ટીકાકાર કહે છે કે, "ૐ શબ્દ પરમેશ્વરનો વાચક છે' એ શબ્દને તે એટલુ બધુ મહત્ત્વ શામાટે આપ્યુ છે? પરમેશ્વરના ઘોતક તો સેંકડો શબ્દો છે એક વિચારનો સહસ્રાવધિ શબ્દો સાથે સબધ હોય છે પરમેશ્વર વિષયક કલ્પનાનો પણ સેંકડો શબ્દ સાથે સબધ છે ને તે પ્રત્યેક શબ્દ પરમેશ્વરનો ઘોતક જ છે બહુ જ સારુ! પરતુ એ સર્વ શબ્દોમા એકવાક્યતા હોવી જોઇએ, કઇંક વસ્તુ હોવી જોઇએ, એ સર્વ પ્રતિમાઓનો એક સર્વ સાધારણ પાયો હોવો જોઇએ, અને જે પ્રતિમા સર્વ સાધારણ પાયાપર ઉભી કરવામા આવી હોય છે, તે સર્વમા ઉત્તમ હોય છે, અને તે જ સર્વની મૂળ ઘોતક થાય છે આપણે જે સ્વરનો ઉચ્ચાર કરીએ છીએ, તે કંઠનાળમાથી કરીએ છીએ, અને જિવ્હાને સ્વર કાઢનાર પડદા તરીકે વાપરીએ છીએ. હવે એવો કોઇ એક મૂળાધાર સ્વર છે કે, જેમાથી બીજા બધા સ્વરોની ઉત્પત્તિ થઈ શકતી હોય? એવો સ્વર કે જે અત્યત સ્વાભાવિક સ્વર હોઈ શકે? હા ૐ (અ-ઉ-મ્) સ્વર એવો છે, અને તે સર્વ સ્વરોનુ મૂળ ઉત્પત્તિ સ્થાન છે એનો પ્રથમ સ્વર 'અ' છે અને તે મૂળ સ્વર હોઇને સર્વ સ્વરોનો આત્મા છે એનો જિવ્હાના કોઇ પણ ભાગને સ્પર્શ કર્યાં વિના ઉચ્ચાર થઈ શકે છે 'મ્' અક્ષર સ્વરાવલિના અતિમ સ્વરનો ઘોતક છે, અને તે ઓઠ બધ કરવાથી ઉચ્ચારી શકાય છે અને 'ઉ' સ્વર સ્વરોચ્ચારના મૂળથી તે મુખમાના સ્વરોચ્ચારના પડદાના અતપર્યન્ત વિસ્તરતો રહે છે એવી રીતે ૐ, તે સ્વરોદ્ભવના સર્વ ભિન્ન ભિન્ન ઉચ્ચારોની આદિ માતા

છે ૐ સ્વરની ઉત્પત્તિ આવી રીતે થતી હોવાથી એ સ્વર અત્યંત સ્વાભાવિક ચિહ્ન કે પ્રતિમા હોવો જોઇએ, ભિન્ન ભિન્ન સ્વરોનું મૂળ ઉત્પત્તિ સ્થાન હોવું જોઇએ. નવા નવા રચવામાં આવતા સર્વ શબ્દોની શક્યતા અને શૃંખલાને દર્શાવનારો એકલો એ જ શબ્દ છે એ બધી કલ્પનાઓને કદાચિત્ કારણે પણ મૂકવામાં આવે, તોપણ ભરતખંડમાની ભિન્ન ભિન્ન પ્રકારની સર્વ ધાર્મિક કલ્પનાઓ એ એક ૐ શબ્દમાં જ આવીને એકત્ર થાય છે. વેદમાં વર્ણવેલા સર્વ ધર્મ વિચારો, એ ૐ શબ્દની આસપાસ પોતાની મેળે જ આવીને એકઠા થાય છે. કોઈ કહેશે કે, પણ અમેરિકા, ઈંગ્લેંડ અને ઇતર દેશોને તે સાથે શું લાગે વળગે છે? એટલું જ કે, ભરતખંડમાં એ શબ્દ, ધર્મોન્નતિના પ્રત્યેક નવીન સોપાનને લાગુ કરેલો છે અને પરમેશ્વર વિષયક સર્વ કલ્પનાઓમાં તેની જ યોજના કરવામાં આવી છે અદ્વૈતવાદી, દ્વૈતવાદી, દ્વૈતાદ્વૈતવાદી, પૃથગ્ભાવવાદી અને સમષ્ટિમતવાળાઓ જ માત્ર નહિ, કિન્તુ નાસ્તિક મતાનુયાયિજનો પણ એ ૐ નો જ સ્વીકાર કરે છે માનવી પ્રાણીઓના ઘણા મોટા સમાજની ધાર્મિક મહત્વાકાંક્ષાનું લક્ષ્યસ્થાન, પ્રતિમા કે ચિહ્ન ૐકાર જ થઈ પડ્યો છે ઉદાહરણાર્થ—આપણે અંગ્રેજી 'ગાડ્' શબ્દ લઇશું એની વ્યાપ્તિ સર્વથા સંકુચિત છે. એથી પર, જો આપણને જવું હોય, તો તેની વિશેષતા કરવાને, તેમાં પ્રસક્તતા લાવવાને કિંવા પૂર્ણ રીતે પરમેશ્વરનો બોધ થાય એમ કરવાને, તમારે બીજા પણ કેટલાક વિશેષણો જોડવા પડે છે બીજી ભાષામાં જે પરમેશ્વર વાચક શબ્દો છે, તેમની વાત પણ એની જ છે તેમની વ્યાપ્તિ બહુ જ સંકુચિત છે. પણ ૐ એ શબ્દનું ક્ષેત્ર અત્યંત વિસ્તૃત અને અત્યંત વિશાળ છે ૐકાર–ઈશ્વરની એટલી મહત્તા હોવાથી તે પ્રત્યેકને માન્ય થવું જ જોઇએ

## तज्जपस्तदर्थभावनम् ॥ २८ ॥

### ૨૮ તે (ૐ)નો જપ અને તેના અર્થનું ધ્યાન, (એ જ એક માર્ગ છે.)

એનો જપ શા માટે કરવો જોઇએ? સંસ્કારના સર્વ ગુણો અથવા છાપ મનમાં રહી જાય છે, એ સંસ્કારનું સૂત્ર આપણે ભૂલી નથી ગયા સર્વ સંસ્કારો મનમાં રહે છે અને તે અધિકાધિક ગુપ્ત સ્થિતિમાં—સૂક્ષ્મ સ્વરૂપમાં રહે છે અને તેમને યથાયોગ્ય ઉત્તેજન મળતા જ તે બહાર નીકળે છે પરમાણુઓની હીલચાલ કદાપિ બંધ પડતી જ નથી આ સર્વ બ્રહ્માંડનો નાશ થતા સર્વ મહાન્ લહરીઓ બંધ પડી જાય, અને સૂર્ય, ચંદ્ર, તારા તથા પૃથ્વી સર્વ ધૂળમાં મળી જાય, તો પણ પરમાણુઓમાં તો કંપ—હીલચાલ—રહેલો હોય છે જ. બ્રહ્માંડ ગોલ જેવી રીતે કાર્યો કરતા હોય છે, તે જ પ્રમાણે પ્રત્યેક પરમાણુ પણ કાર્ય કરતો

હોય છે. તેમ જ ચિત્તની લહરીઓ સ્થિર થઈ જવા છતાં પણ તે, પરમાણુઓના વ્યાપાર પ્રમાણે, કંપાયમાન થયા કરે છે અને તેમને આઘાત લાગતાં જ તે પુનઃ ક્ષુબ્ધ થવા માંડે છે. એથી જપનો ઉદ્દેશ શો છે, એ તમારા સમજવામાં આવી શકશે. જપના યોગે ચૈતન્યમય સંસ્કારને અત્યંત ઉત્તેજન મળે છે. સદ્‌વિચાર નિમેષ માત્ર પણ આવ્યો હોય, તોપણ તે સંસારસમુદ્રમાંથી તારીને પાર પાડનારી નૌકા બની રહે છે. એવું સદ્‌વિચારનું માહાત્મ્ય છે. તેટલા માટે ૐનો જપ અને તેના અર્થનો વિચાર તમારા મનમાં સદ્‌વિચારને જાગૃત કરે છે. અભ્યાસ કરતા જઈ ધ્યાન ધરવું અને અભ્યાસ પૂર્ણ થયા પછી ધ્યાન ધરવું એ રીતે તમારામાં જ્ઞાનનો પ્રકાશ પડશે અને આત્મસ્વરૂપ પ્રકટ થશે.

પણ મનુષ્યે ૐનો અને તેના અર્થનો સતત વિચાર કરતા રહેવું જોઈએ. દુર્વિચારોનો સર્વથા ત્યાગ કરવો. કારણ કે, તમારામાં જૂના (ખરાબ) જન્મોના વ્રણ રહેલા હોય છે; તે દુર્વિચારના સમાગમથી ઉભરાય છે અને બહાર નીકળી આવે છે. તેજ પ્રમાણે–મેં પૂર્વે કહેલું જ છે કે,–સદ્‌વિચારથી આપણામાં ગુપ્ત રહેલા સારા–ઉત્તમ સંસ્કારો જ બહાર પડે છે. સદા સદ્‌વિચારને જાગૃત રાખવા, એના કરતાં આ જગતમાં વધારે પવિત્ર વસ્તુ બીજી એક પણ નથી. કારણ કે, ત્યારે જ સત્સંસ્કારો બહાર પડે છે.

ततः प्रत्यक्चेतनाधिगमोऽप्यन्तरायाभावश्च ॥ २९ ॥

**૨૯ તેનાથી એ અંતરિંદ્રિયજ્ઞાન પ્રાપ્ત થાય છે અને સર્વ પ્રત્યવાયો નષ્ટ થાય છે.**

એ ૐના જપ અને તેના અર્થના વિચારનો પ્રથમ આઘાત થતાં જ અતીંદ્રિય સામર્થ્ય અધિકાધિક વૃદ્ધિગત થતું જાય છે અને સમસ્ત શારીરિક અને માનસિક પ્રત્યવાયોનો નાશ થવા માંડે છે. ત્યારે યોગીને નડતા પ્રત્યવાયો શા છે?

व्याधिस्त्यानसंशयप्रमादालस्याऽविरतिभ्रान्तिदर्शनालब्धभूमिकत्वानवस्थितत्वानि चित्तविक्षेपास्तेऽन्तरायाः ॥ ३० ॥

**૩૦ વ્યાધિ, સ્ત્યાન (માનસિક ઔદાસ્ય), સંશય, પ્રમાદ, આલસ્ય, મિથ્યાજ્ઞાન, ભ્રાન્તિદર્શન, એકાગ્રતાની અપ્રાપ્તિ અને અલબ્ધ ભૂમિકત્વસિદ્ધિ જ્યારે પ્રાપ્ત થઇ હોય ત્યારે તેમાંથી પતન થવું, અનવસ્થિતત્વ (ચિત્તની અનવસ્થા) એ નવ ચિત્તને અવરોધકારક વિઘ્નો છે.**

શરીર આ જન્મ સાગરના સ્હામે તીરે પહોંચાડનારી નૌકા છે, માટે એની ઘણી જ સંભાળ લેવી જોઇએ. આરોગ્ય ન હોય એવા પુરુષો યોગી થઈ નથી શકતા. મનમાં

ઔદાસ્ય હોય, તો તે, જેના યોગે અભ્યાસનો ઉલ્લાસ અથવા અભ્યાસની ઇચ્છા ઉત્પન્ન થવાનો સંભવ હોય છે, તે ઉલ્લાસ અને ઇચ્છાની રમણીયતાને આપણામાંથી સર્વથા કાઢી નાખે છે બુદ્ધિમત્તાથી ગ્રાઇની ગમે તેટલી ખાત્રી થએલી હોય તો પણ જ્યાં સુધી દૂર કાંઈ પણ જોવામાં કે સાંભળવામાં કે કોઈ બીજા પ્રકારનો કાંઇ વિશેષ માનસિક અનુભવ નથી થતો, ત્યાં સુધી મૂળ શાસ્ત્રની સત્યતા વિશે મનમાં સંશય ઉત્પન્ન થયા કરે છે મનને અડધો પડધો અનુભવ થયો હોય, તો તેથી મનને જોર આવે છે અને તે અભ્યાસીને ખતીનો કરે છે સિદ્ધિ પ્રાપ્ત થયા પછી પણ પતન થાય છે તમે અભ્યાસ કરવા માંડો, એટલે કેટલાક દિવસ કિંવા કેટલાક સપ્તાહ પર્યન્ત મન સર્વથા શાંત રહે છે અને તમે સહજ ધ્યાનસ્થ થાઓ છો અને તમારો અભ્યાસ વેગપૂર્વક ચાલ્યો છે, એમ તમને ભાસે છે પણ એક દિવસ તે અભ્યાસ એકાએક બંધ પડી જાય છે, ને સમુદ્ર તરી આવી જાણે ખાડીમાં ડૂબતા હો એમ તમને જણાશે પણ ખ્યાલ રાખો પ્રત્યેક પ્રગતિ–સર્વ પ્રગતિને આરોહણ અને અવરોહણનો નિયમ લાગૂ પડેલો હોય છે જ આરોહણ અવરોહણથી પ્રગતિ થાય છે

दुःखदौर्मनस्याऽङ्गमेजयत्वश्वासप्रश्वासा विक्षेपसहभुवः ॥ ३१ ॥

**૩૧ દુ:ખ, માનસિક વ્યથા, શરીર કંપ અને ન્યનાધિક શ્વાસોચ્છ્વાસ, એ સર્વ ધ્યાનના ભંગના સાથીઓ છે.**

જ્યારે જ્યારે ધ્યાન ધરવામાં આવે છે ત્યારે દરેક વેળાએ તેના યોગે મન અને શરીરને પરિપૂર્ણ શાંતિ પ્રાપ્ત થાય છે, અને અભ્યાસ જો આડે માર્ગે થાય, અથવા તેમાં થવી જોઈએ તેવી લીનતા ન થાય, તો એ વિઘ્નોનો ઉદ્ભવ થાય છે ૐકારનો જપ કરવાથી અને મનમાં વાચા તથા કર્મેણા ઈશ્વરને આત્માર્પણ કરવાથી મન બળવાન્ થાય છે અને નવો ઉત્સાહ પ્રાપ્ત થાય છે પ્રત્યેકને બહુધા ગ્રાન તતુના કંપનો અનુભવ થાય છે જ પરંતુ તેમાં ધ્યાન ન આપતા અભ્યાસ તેવોને તેવો જ ચાલૂ રાખવો અભ્યાસ સર્વને વ્યવસ્થિત કરીને આસનને કાયમ કરે છે

तत्प्रतिषेधार्थमेकतत्त्वाभ्यासः ॥ ३२ ॥

**૩૨ એક જ વસ્તુમાં ધ્યાન ધરવાનો અભ્યાસ (કરવો), એ જ એનો ઉપાય છે.**

મનને વાળવા માટે કેટલાક કાળપર્યન્ત એક જ પદાર્થની આકૃતિ મન પામે ગ્રહણ કરાવવાથી એ બધા વિઘ્નો દૂર થઈ જાય છે એ સામાન્ય ઉપાય છે એવું નીચેના સૂત્રમાં

વિસ્તારપૂર્વક વિવરણ કરેલું છે. કારણ કે, એક જ પ્રકારનો અભ્યાસ સર્વને અનુકૂળ થઇ શકતો ન હોવાથી તેની અનેક પદ્ધતિઓ આપવામાં આવેલી છે એમાંથી પ્રત્યેક મનુષ્ય પોતાના અનુભવથી પોતાને અત્યંત હિતકારક કઈ પદ્ધતિ થઈ શકશે, તે પોતે પસંદ કરી લે છે.

मैत्रीकरुणामुदितोपेक्षाणां सुखदुःखपुण्यापुण्यविषयाणां भावनातश्चित्तप्रसादनम् ॥ ३३ ॥

**૩૩ સુખ (સુખી), દુઃખ (દુઃખી), પુણ્ય (પુણ્યાત્મા) અને અપુણ્ય (પાપાત્મા) એ ચારને વિષે અનુક્રમે મૈત્રી, કરુણા, આનન્દ અને ઉપેક્ષા–ઉદાસીનતા રાખવાથી ચિત્ત પ્રસન્ન થાય છે (શાંત થાય છે, નિર્મળ થાય છે).**

આપણા મનમાં ચાર પ્રકારના વિચારો હોવા જોઇએ. પ્રથમ એ કે, આપણે બધા જોડે મૈત્રી રાખવી જોઇએ, બીજો ગુણ એ કે, જે કોઇ દુ:ખમાં હોય, તેનાપર દયા રાખવી જોઇએ, તૃતીય, લોક સુખી હોય, એટલે આપણે પણ સુખી રહેવું અને ચતુર્થ ગુણ એ કે, દુષ્ટોની ઉપેક્ષા કરવી. આપણા સમક્ષ જે કોઇ પણ આવે, તે સર્વ સાથે એવું જ વર્તન હોવું જોઇએ આપણા સમક્ષ સદ્વસ્તુ આવે, એટલે આપણી તેની સાથે મૈત્રી બધાય, બીજી કોઇ દુ:ખમય વસ્તુ આવે, તો તેના વિશે આપણા મનમાં કરુણા આવે, તે સારી હોય, તો આપણને આનંદ થવો જોઇએ, અને તે ખરાબ હોય, તો આપણે તેનાથી દૂર રહેવું જોઇએ અર્થાત જે જે વસ્તુ આપણા સમક્ષ આવે, તદનુસાર ભિન્ન ભિન્ન ચિત્તની વૃત્તિ બની જાય, એ જ તેનો ધર્મ છે, તેના યોગે જ મનને શાંતિ પ્રાપ્ત થાય છે એવી રીતે મનનો અવરોધ ન કરી શકાવાથી જ આપણા માર્ગમાં રોજ મોટી અડચણો ઉત્પન્ન થયા કરે છે ઉદાહરણાર્થ—જો કોઈ મનુષ્ય આપણું કાંઈ પણ ભૂડું કરે, તો તત્કાળ તેનું ભૂડું કરવાનો વિચાર આપણા મનમાં આવે છે, અને ભૂડાઇનો એવો બદલો લેવાથી આપણા ચિત્તને આપણે તાબામાં રાખી નથી શકતા, એટલું તો સ્પષ્ટતાથી આપણા જોવામાં આવે છે તેની લહરીઓ ઉત્પન્ન થઇને તે દ્રષ્ટા પ્રતિ આવે છે અને આપણે આપણી સત્તા ખોઈ બેસીએ છીએ. પ્રત્યેક દ્વેષરૂપ પ્રતિક્રિયા મનને તેટના પ્રમાણમાં ક્ષીણ કરતી જાય છે અને પ્રત્યેક દુર્વિચાર કિંવા દ્વેષમૂલક કૃત્ય, અથવા તો વૈર વાળવાનો વિચાર, એને જો પોતાના તાબામાં રાખી શકાય, તો તે આપણને અત્યંત કલ્યાણકારક થઈ પડે છે. એવી રીતે આપણે પોતાનો સંયમ કરવાથી આપણી લેશ માત્ર પણ હાનિ તો થતી નથી જ, કિન્તુ

આપણને જેની કલ્પના પણ ન હોય, એટલો બધો સ્હામો અથી લાભ જ થાય છે માટે પ્રત્યેક વેળાએ પોતાના દ્વેષને દાબી દેશો, અથવા ક્રોધનો આવેશ આવે, તો તેનો અવ-રોધ—અટકાવ—કરવો—તેના વેગને બહાર નીકળવા દેશો નહિ, તો તેથી આપણામા તેટલી શક્તિનો વધારો થશે, એવી રીતે સગ્રહ કરેલી શક્તિ ધીમે ધીમે વધારે ઉચ્ચ પ્રકારની શકિતમાં બદલાતી જાય છે.

## प्रच्छर्दनविधारणाभ्यां वा प्राणस्य ॥ ३४ ॥

૩૪ પ્રાણ વાયુને બહાર કાઢીને અને તેનો અવરોધ કરીને ( ચિત્તને સ્થિર કરવું. )

અત્ર પ્રાણ શબ્દનો પ્રયોગ કરેલો છે પરતુ પ્રાણનો અર્થ કઈ શ્વાસ નથી કિન્તુ બ્રહ્માંડમાની ચૈતન્યશક્તિને પ્રાણ એ એક નામ આપેલું છે. બ્રહ્માડમાં જે જે વસ્તુ આપણા જોવામા આવે છે, જે જે વસ્તુ હીલચાલ કરે છે અને કાર્ય કરે છે, કિંવા જે સજીવ હોય છે, તે સર્વે પ્રાણનાં વ્યક્ત સ્વરૂપો જ છે. બ્રહ્માંડમા જેટલુ ચૈતન્ય પ્રકટ થયેલું છે, તેને પ્રાણ નામથી જ ઓળખવામા આવે છે કલ્પનો આરભ થવા પૂર્વે એ પ્રાણ બહુધા નિષ્ક્રિય અવસ્થામા જ પડી રહેલો હોય છે અને કલ્પનો પ્રારભ થતાં જ એ પ્રાણ પણ વ્યક્ત સ્વરૂપથી બહાર પડવા માંડે છે મનુષ્યમા અથવા પ્રાણીઓમા જ્ઞાનતતુની હીલચાલ રૂપે જે શક્તિ પ્રકટ થાય છે તે એ પ્રાણ જ છે અને તે જ પ્રાણ વિચાર આદિ રૂપથી પણ વ્યક્ત સ્વરૂપમા આવે છે સમસ્ત બ્રહ્માડ, પ્રાણ અને આકાશનું મિશ્રણ છે મનુષ્યનુ શરીર પણ તેમ જ છે તમને દશ્ય અને સ્પર્શ્ય ભાસનારા સર્વ ઘટકાવયવો આકાશમાથી જ પ્રાપ્ત થાય છે અને ભિન્ન ભિન્ન પ્રકારની સમસ્ત શક્તિઓ તમને પ્રાણ પાસેથી મળે છે એ પ્રાણને અદર અટકાવી રાખવો અથવા તેને બહાર છોડવો, એ ક્રિયાને પ્રાણા યામ કહે છે યોગશાસ્ત્રનો જનક પતજલિ, પ્રાણાયામ વિશેની વિસ્તારપૂર્વક ચોક્કસ માહિતી આપતો નથી, પરતુ તેના પછી થયેલા યોગીઓએ પ્રાણાયામવિષે અનેક નવીન ચમત્કારો શોધી કાઢવાથી તેમણે એનું એક મોટુ શાસ્ત્ર તૈયાર કર્યું છે પતજલિના મતે પ્રાણાયામ ઘણા માર્ગોમાંનો એક માર્ગ છે, પણ તેણે તેને વિશેષ મહત્ત્વ આપ્યુ નથી. તેણે એટલું જ કહેલું છે કે, તમારે સહજ વૃત્તિથી શ્વાસને બહાર છોડવો અને પાછો તેને અદર લઇને કેટલીકવાર સાં જ અટકાવી રાખવો, એટલે થયુ એટલાથી મનને કેટલીક શાંતિ મળશે પરતુ તેના પછી એ વિષયનો પુષ્કળ ઊહાપોહ થતા 'પ્રાણાયામ' નામક એક ભિન્ન શાસ્ત્ર જ બન્યું છે તેના પછી થયેલા યોગીઓએ શું

શું કહેલું છે, તે હું અત્યારે સંક્ષેપમાં કહી જાઉં છું. એમાંના થોડાક ભાગનું મેં પૂર્વે પણ કથન કરેલું છે; તથાપિ તમારા મનમાં તે સારી રીતે ઠસાય, એટલા માટે હું તેની અત્યારે કેટલેક અંશે પુનરાવૃત્તિ કરું છું. પ્રથમ તમારે એ લક્ષમાં રાખવું જોઇએ કે, જે શ્વાસોચ્છ્વાસ તે કંઈ પ્રાણ નથી. કિંતુ શ્વાસોચ્છ્વાસની પ્રેરણાનો જે કારણીભૂત અને જે શ્વાસોચ્છ્વાસનો પણ જીવ છે, તે પ્રાણ છે. તેમજ સર્વ પ્રકારની ઇંદ્રિયો માટે પણ પ્રાણ શબ્દની યોજના કરવામાં આવે છે. એ સર્વ પ્રાણ જ કહેવાય છે. મનને પણ પ્રાણના નામથી ઓળખવામાં આવે છે. એથી આપ જાણી જશો કે, એક વિનક્ષિત શક્તિને પ્રાણ સંજ્ઞા આપવામાં આવેલી છે. તથાપિ તેમાં શક્તિ છે, એમ આપણાથી કહી શકાતું નથી; કારણ કે, શક્તિ તો પ્રાણનું એક વ્યક્ત સ્વરૂપ છે. શક્તિના રૂપે અને ચૈતન્યના રૂપે પ્રત્યેક વસ્તુમાં પ્રકટ થનારો જે છે, તે પ્રાણ છે. ચિત્ત એક એંજિન (વરાળ યંત્ર) છે અને તે આસપાસના પ્રાણોમાંથી પ્રાણ ખેંચી લેવાનું કાર્ય કરે છે અને તેમાંથી જ તે આ નાના પ્રકારની જીવન શક્તિઓ તૈયાર કરે છે, કે જે શક્તિઓ દેહનું, વિચારનું, ઇચ્છાનું અને બીજી અન્ય એવી શક્તિઓનું સંરક્ષણ કરે છે. ઉપર વર્ણવેલા પ્રાણાયામની સહાયતાથી આપણે શરીરમાંની સમસ્ત ગતિઓ અને શરીરમાં વહેતા જ્ઞાનતંતુના પ્રવાહપર સારી રીતે સત્તા ચલાવી શકીએ છીએ. પ્રથમ આપણે એ પ્રવાહને ઓળખવા માંડીએ છીએ અને ત્યાર પછી ધીમે ધીમે તેને પોતાના તાબામાં લઇએ છીએ. અર્વાચીન યોગીઓના મત પ્રમાણે મનુષ્યના શરીરમાં એ પ્રાણના ત્રણ પ્રવાહો શરીરમાં વહેતા હોય છે. એક ઇડા, બીજી પિંગળા અને ત્રીજી સુષુમ્ણા. એ ત્રણ નાડીઓમાંથી એ ત્રણ પ્રવાહો વહે છે, એવી તેમની કલ્પના છે.

તેમના મત પ્રમાણે પિંગળા પૃષ્ઠરજ્જુની જમણી બાજૂએ હોય છે, ઇડા ડાબી બાજૂએ હોય છે અને સુષુમ્ણા પૃષ્ઠરજ્જુના મધ્યમાં રહેલી હોય છે, તથા તે પોલી હોય છે. તેમનું એમ કહેવું છે કે, ઇડા અને પિંગળા એ બે નાડીઓમાંના પ્રવાહો પ્રત્યેક મનુષ્યમાં વહેતા હોય છે અને એ પ્રવાહોદ્વારા જ આપણે બધા આયુષ્યનાં કાર્યો કરીએ છીએ. સુષુમ્ણા પણ રીતિ પ્રમાણે સર્વમાં હોય છે તો ખરી જ, પરંતુ તેનો પ્રવાહ માત્ર યોગીઓમાં જ ચાલતો હોય છે. વળી બીજી એક વાત પણ તમારે ધ્યાનમાં રાખવી જોઇએ કે, યોગ મનુષ્યના શરીરને બદલી નાખે છે. જેમ જેમ તમે અભ્યાસ કરતા રહો, તેમ તેમ તમારું શરીર બદલાતું જશે. અભ્યાસ કરવા પહેલાં જેવું શરીર હોય છે, તેવું અભ્યાસ થયા પછી રહેતું નથી. બુદ્ધિ કબૂલ કરે તેવું એ છે ને તેનાં કારણો પણ આપી શકાય છે. કારણ કે, આપણને જે જે વિચાર કરવો પડે છે, તે પ્રત્યેક માટે આપણને મગજમાં એક નવી નેહેર જ ખણવી

પડે છે, અને ઉપરથી મનુષ્યસ્વભાવની પ્રગટ સ્થિતિપાલકતા સ્પષ્ટ દેખાઈ આવે છે મસ્તિષ્કમાં—ભેજામાં પૂર્વે જો એક માર્ગ પડેલો હોય છે, તેમાં થઈને દોડવાનું મનુષ્યસ્વભાવને વધારે રુચે છે, કારણ કે, તે માર્ગમાં દોડવું ઘણું જ સુલભ હોય છે મન પોતે ચુર્ણ જેવું છે, અને મગજનો પદાર્થ નરમ માવા જેવો તેની આગળ છે એટલે પ્રત્યેક વિચાર તે ભેજામાંથી માર્ગ કરીને જવા કરે છે, અને તે માર્ગ પાછો બંધ ન થઈ જાય, એટલા માટે આસમાની રંગનો એક પદાર્થ આવીને તે માર્ગને ભેજાથી ભિન્ન રાખે છે, માર્ગને પુરાઈ જવા દેતો નથી. જો એમાં એ આસમાની રંગનો પદાર્થ ન હોત, તો સ્મૃતિ નામમાત્રને પણ રહેવા પામી ન હોત કારણ કે, સ્મરણ, એટલે એ જ જૂના માર્ગે પૂર્વના વિચાર પ્રમાણે અનુકરણ કરતા કરતાં માર્ગક્રમણ કરવું એટલો જ સ્મરણનો અર્થ થાય છે

હવે કદાચિત્ તમારા ધ્યાનમાં આવ્યું હશે કે, દરેક જણને જાણીતા કેટલાક વિચારોવાળા વિષયોને લઈ, તે વિચારોને એકબીજાની સાથે ફરી ફરીને ભેગા કરી નાખી, હું બોલવા માંડું, તો તે વિષયો સમજવાનું સહેલ છે કારણ કે, પ્રત્યેકના ભેજામાં તેના માર્ગો રેખાએલા હોય છે, અને તે માર્ગેથી—અથવા તેના જેવા બીજા માર્ગેથી જવું અથવા બીજાનું અનુકરણ કરવું, એટલી જ તેમાં આવશ્યકતા હોય છે પરંતુ જ્યારે નવો વિષય મોઢા આગળ આવે છે, ત્યારે તો તેમના ગમન માટે સર્વથા નવીન માર્ગો જ તૈયાર કરવા પડે છે, તેથી તે સત્વર સમજાતા નથી. એ જ કારણથી ભેજું (ભેજું પોતે—લોક નહિ) નવી કલ્પનાઓને સમજ્યા વગર પોતાપર કાર્ય કરવા દેતું નથી. તે નવા વિચાર ગ્રહણ કરવાની સામે થાય છે પ્રાણ નવીન માર્ગ કાઢવાની ખટપટ કરે છે અને ભેજું તેને તે માર્ગ કાઢવા દેતું નથી.* એ જ સ્થિતિપાલકતાની ગુરુ કિલ્લી છે ભેજામાં એવા માર્ગો જેટલા ઓછા હોય

* એ વાત હાલમાં પ્રચારમાં આવેલા 'ફોનોગ્રાફ' નામક યંત્રના ઉદાહરણથી ઘણી જ સારી રીતે જાણવામાં આવી શકે છે ફોનોગ્રાફમાંથી ગમે તે ગાયન, શબ્દ અથવા ભાષણ જેવાના તેવાજ રૂપમાં લેઇએ તેટલી વાર નીકળી શકે છે એ યંત્રમાં એક લોઢાનો ગોળ નળ હોય છે અને તેનાપર બેસાડવા માટે ચૂડી જેવી મીણની ભૂંગળીઓ કરેલી હોય છે તેમનો ઉપરનો ભાગ ટાપકીપથી બહુ જ નરમ—ખરસલો કરેલો હોય છે તેનાપર રિકાર્ડર રાખીને ગમે તે ગાયન લઈ શકાય છે રિકાર્ડરના મધ્યભાગમાં એક હીરકણી બેસાડેલી હોય છે, તે ભૂંગળીઓમાં લગાડીને યંત્ર શરૂ કરવામાં આવે કે, તેમાંનો ગોળ ભૂંગળીઓ સાથે ફરવા માંડે છે, અને રિકાર્ડરના છેડાથી તેનાપર શબ્દોના ઊંચા નીચા સ્વરો પ્રમાણે લંબ, સંકુચિત તીક્ષ્ણ, અથવા મૃદુ આઘાત થતો જાય છે એવી રીતે આખો ગોળ તે આઘાતથી ભરાઈ જતાં યંત્રને બંધ કરીને રિકાર્ડરને કાઢી લેવામાં આવે છે, અને તેને ઠેકાણે રિપ્રોડ્યુસર લગાડવામાં આવે છે એટલે તેજ ગાયનને પૂર્વ પ્રમાણે સર્વ સાંભળી શકે છે કારણ કે રિપ્રોડ્યુસર એવી રીતે બેસાડેલો હોય છે કે, યંત્ર શરૂ થઈને આઘાત થતા જ તેમાંથી જેવાનો તેવો શબ્દોચ્ચાર થવા માંડે છે એજ ઉપપત્તિ અહીં પણ લાગૂ પડે છે

અને પ્રાણસૂચિએ એવા માર્ગો જેટના ઓછા કર્યા હોય, તેટલું મેનું સ્થિતિપાલક બની જાય છે, અને નવા વિચારો સ્હામે વધારે મજબૂતીથી ઝુંબેસ ચલાવે છે જેટલો મનુષ્ય વધારે વિચારશીલ, તેટલા તેના મસ્તિષ્કમા એવા માર્ગો વધારે ગુચવાવનારા હોય છે અને તેથી તે નવા નવા વિચારોનું સહજમા ગ્રહણ કરી લે છે, તે વિચારો યથાર્થ સમજે છે અને તેવા નવા વિચારો પોતે પણ ઉપજાવે છે પ્રત્યેક નવીન વિચારની એવી જ સ્થિતિ હોય છે અર્થાત્ પ્રત્યેક નવા વિચાર સાથે આપણે ભેજામા નવો સસ્કાર પાડીએ છીએ અને તેમાં નવો માર્ગ કાઢીએ છીએ. એટલા માટે જ યોગના વિચારો અને હેતુઓ તદ્દન નવા હોવાથી તેનો અભ્યાસ કરવા માડતા પ્રારભમા જડતાના એટલાં બધાં વિઘ્નો આવી નડે છે.

એટલા માટે જ આપણે જોઇએ છીએ કે, પ્રકૃતિની પ્રત્યક્ષ થતી સૃષ્ટિ સાથે સબધ ધરાવનારો ધર્મનો ભાગ વિશેષતાથી માન્ય થાય છે, અને તત્ત્વજ્ઞાન અથવા માનસ વિદ્યા, જે મનુષ્યની અન્દર રહેલી પ્રકૃતિનો વિચાર કરે છે, તેની વારવાર ઉપેક્ષા કરવામા આવે છે આપણે પ્રથમ આપણી આ સૃષ્ટિનો ખરો અર્થ ધ્યાનમાં રાખવો જોઇએ આ સૃષ્ટિ તે અનન્ત તત્ત્વનુ વ્યક્ત સ્વરૂપ છે અનત તત્ત્વનો માત્ર એક અશ વ્યક્ત થયેલો છે અને તેને જ આપણે આપણી સૃષ્ટિના નામથી ઓળખીએ છીએ. એટલે એથી સિદ્ધ થાય છે કે, એથી પર એક અનન્ત તત્ત્વ રહેલું છે અને ધર્મનો એ ઉભય તત્ત્વોની સાથે સબધ છે અર્થાત્ આપણે જેને સૃષ્ટિ કહીએ છીએ, તેની સાથે અને અનન્ત પર તત્ત્વ સાથે એક સરખી રીતે ધર્મે સબધ રાખવો જોઇએ જે ધર્મ એ ઉભયમાથી કોઈ પણ એક જ તત્ત્વ સાથે સબન્ધ રાખે છે, તે ધર્મ ન્યૂનતાવાન્—અપરિપૂર્ણ છે, એમ જ માનવુ તેણે તો બન્નેનો જ વિચાર કરવો જોઇએ જે ધર્મ અનન્ત તત્ત્વના વ્યક્ત સ્વરૂપ સાથે જ માત્ર સબધ ધરાવે છે, તેનો વિસ્તાર માત્ર વ્યક્ત ક્ષેત્રમા જ અટકી રહે છે તે કાળપાશમા બદ્ધ થઇ જાય છે તેને સ્થળનો પણ વિકાર થાય છે અને જન્મમરણના ચક્રમા પણ આવવુ પડે છે એ વાતથી આપણે સારી રીતે જાણીતા છીએ. કારણ કે આપણે પ્રથમથી જ એ ચક્રમા પડેલા છીએ. આ સૃષ્ટિ વિશેના વિચારો અનાદિ કાળથી આપણા સાથે વિચરતા આવ્યા છે જે ધર્મ માત્ર અનન્ત પર તત્ત્વ સાથે જ સબધ ધરાવે છે, તે આપણને સર્વથા નવીન ભાસે છે અને તે પોતા વિશેના વિચારોનો આપણા મસ્તિષ્કમા પ્રવેશ કરાવવા માટે નવા માર્ગો કાઢે છે તે આપણી પૂર્વ પ્રથાને છિન્ન ભિન્ન કરી નાખે છે અને એટલા માટે જ યોગનો અભ્યાસ કરનારા સાધારણ લોકો પ્રથમ પળે જ પોતાની ચાલૂ ઘરેડમાથી ભ્રષ્ટ થયેલા તમારા જોવામા આવશે જ્યા સુધી બની શકે ત્યા સુધી એ વિઘ્નોને ન્યૂન કરવા માટે આ બધી પદ્ધતિઓ પતજલિએ યોજેલી છે અને આપણને જે પદ્ધતિ અનુકૂલ આવે, તે પદ્ધતિવડે અભ્યાસ કરવા માટે આપણે સ્વતત્ર છીએ.

विषयवती वा प्रवृत्तिरुत्पन्ना मनसः स्थितिनिबन्धिनी ॥ ३५ ॥

**૩૫ લોકોત્તર ધ્યાનનાં જે સ્વરૂપોથી જ્ઞાનદૃષ્ટિ ઉત્પન્ન થાય છે, તે મનને ખંતીલું બનાવે છે.**

મનની સ્થિરતા, ધારણાથી—એકાગ્રતાથી સ્વાભાવિક રીતે જ થઈ જાય છે. યોગી કહે છે કે, જો નાસિકાના અગ્રભાગે મન એકાગ્ર થયલું હોય, તો તે મનુષ્યને થોડા દિવસમાં જ ચમત્કારિક સૌગંધ્ય આવવા માંડે છે. જો જિવ્હાના મૂળમાં મનની એકાગ્રતા થયેલી હોય, તો તે એક પ્રકારના સ્વરો—ધ્વનિઓ સાંભળવા માંડે છે; જો જિવ્હાગ્રે એકાગ્રતા થઈ હોય, તો તેને અલૌકિક આસ્વાદ પ્રાપ્ત થાય છે; અને જો જિવ્હાના મધ્યભાગમાં એકાગ્રતા થાય, તો જાણે તે કોઈ અજ્ઞાત—અલૌકિક વસ્તુના સંબંધમાં આવતું હોયની, તેવો મનને ભાસ થવા માંડે છે. જો કોઈ પોતાના મનને તાલુમાં એકાગ્ર કરે છે, તો તે વિચિત્ર વસ્તુઓ નિહાળવા માંડે છે. મન ચલવિચલ થયા કરતું હોય, એવો કોઈ મનુષ્ય જો યોગની આ પદ્ધતિઓમાંની કોઈ પણ એક પદ્ધતિનો અભ્યાસ કરવા ઇચ્છતો હોય, છતાં પણ એમની સત્યતા વિશે જો શંકાઓ થતી હોય, તો થોડોક અભ્યાસ કરવા પછી જ્યારે એ વસ્તુઓનો તેને અનુભવ થવા માંડશે, એટલે એ શંકાઓ પોતાની મેળે જ લુપ્ત થઈ જશે અને તેનું મન તેની પાછળ ખંતથી લાગશે.

विशोका वा ज्योतिष्मती ॥ ३६ ॥

**૩૬ અથવા તો સર્વ દુઃખાતીત પ્રકાશવાન્ તત્ત્વના ધ્યાનવડે (મન ખંતીલું બને છે.)**

એકાગ્રતા અથવા ધારણાનો એ એક બીજો પ્રકાર છે. જેની પાંખડીઓ નીચી નમેલી છે અને જેમાંથી સુષુમ્ણા નાડી પસાર થાય છે, એવા હૃદયકમળનું ધ્યાન ધરો; પછી શ્વાસને અંદર લ્યો; અને જે વેળાએ શ્વાસને બહાર કાઢો, તે વેળાએ એવી કલ્પના કરો કે, તે કમળ તેનાં દળસહિત ઉપર આવ્યું છે, તેની પાંખડીઓ ખીલીને ઉન્નત થઈ છે, અને તે કમળના અંતર્ભાગમાં એક દિવ્ય—ચકચકિત પ્રકાશ રહેલો છે. એ પ્રકાશનું ધ્યાન ધરો.

वीतरागविषयं वा चित्तम् ॥ ३७ ॥

**૩૭ અથવા તો જેણે ઇંદ્રિયવિષયનો સમસ્ત આસક્તિઓનો ત્યાગ કરેલો હોય, એવા હૃદય—પુરુષ—ના ધ્યાનવડે (મન ખંતીલું બને છે.)**

કોઈ પણ પવિત્ર પુરુષને—કોઈ પણ મહાપુરુષને—કે જેને તમે પૂજ્યભાવથી જોતા હો,

અથવા કોઈ પણ સાધુ કે, જેને સર્વથા અનાસક્ત તરીકે તમે જાણતા હો–તમે પોતાના ધ્યેય તરીકે સ્વીકારો, અને તેના હૃદયનો એક ધ્યાનથી વિચાર કરો. તે હૃદય બંધનમુક્ત થયેલું છે, એટલા માટે તે હૃદયનું જ ધ્યાન ધરો અને તે તમારા મનને શાંત કરશે. જો એ પણ તમારાથી ન બની શકે, તો તમારા માટે આ બીજો પ્રકાર પણ છે.

स्वप्ननिद्राज्ञानालम्बनं वा ॥ ३८ ॥

**૩૮ અથવા તો નિદ્રામાં થતા જ્ઞાનમાં એકાગ્રતા કરવાથી (મન ખંતીલું બને છે.)**

કેટલીકવાર મનુષ્ય એવું સ્વપ્ન જુએ છે કે, જાણે દેવદૂતોને તે પોતાપાસે આવેલા અને પોતા સાથે વાત કરતા જોય છે; પોતાને પરમાનંદ–અવસ્થામાં દેખે છે અને વાતાવરણમાં તેને એક પ્રકારનું સંગીત તરતું સંભળાય છે. સ્વપ્નમાં તે જન પરમોત્તમ સ્થિતિમાં હોય છે અને જ્યારે તે જાગ્રત થાય છે, ત્યારે તે સ્વપ્ને તેના મનમાં એક ઊંડો સંસ્કાર પાડી દીધેલો હોય છે. એ સ્વપ્નને સત્ય પ્રમાણે સમજો અને તેમાં એકાગ્રતા કરો. જો તમારાથી એ પણ ન કરી શકાય, તો તમારા મનને જે પ્રિય લાગતી હોય, એવી કોઈ પણ પવિત્ર વસ્તુમાં એકાગ્રતા કરો.

यथाभिमतध्यानाद्वा ॥ ३९ ॥

**૩૯ અથવા મનુષ્યને સારી લાગતી કોઇ પણ વસ્તુના ધ્યાનથી (મન ખંતીલું બને છે.)**

એથી કોઈ નઠારી વસ્તુના ગ્રહણનું તાત્પર્ય નથી, કિન્તુ તમને ગમતી હોય, તેવી કોઈ પણ સારી વસ્તુ, તમે જેને સર્વોત્કૃષ્ટ માનતા હો એવું કોઈ પણ સ્થાન, તમને ગમતો કોઈ પણ દેખાવ અને તમારા મનમાં વધારેમાં વધારે સ્ફુરતો વિચાર–ગમે તે વસ્તુ હોય, પણ જે તમારા મનને એકાગ્ર કરી શકે, તેનું ધ્યાન કરો.

परमाणुपरममहत्त्वान्तोऽस्य वशीकारः ॥ ४० ॥

**૪૦ યોગીનું મન એવી રીતે સતત ધ્યાન ધરવાથી સાન્તથી તે અનન્ત પર્યન્ત પ્રતિબંધહીન થઈ જાય છે.**

એ અભ્યાસવડે મન સુખપૂર્વક–સહજમાં અત્યંત મહાન્ તેમ જ અત્યંત સૂક્ષ્મ પદાર્થમાં એકાગ્ર થઈ શકે છે અને એવા પ્રકારે મનની લહરી–ચલવિચલનાઓ મંદ થતી જાય છે.

क्षीणवृत्तेरभिजातस्येव मणेर्ग्रहीतृग्रहणग्राह्येषु तत्स्थतदञ्जनतासमापत्तिः ४१

**૪૧ જે યોગીની વૃત્તિઓ સર્વથા શક્તિહીન–સ્વાધીન થઇ ગયલી હોય છે, તે ગ્રહીતા (આત્મા), ગ્રહણ કરનાર મન અને ગ્રાહ્ય (બાહ્ય વસ્તુઓમાં) જેમ એક સ્ફટિક (તેના સમક્ષ મૂકેલા ભિન્ન ભિન્ન પ્રકારના રંગીન પદાર્થોને ગ્રહણ કરે છે તે) સમાન એકાગ્રતા અને એકતાનો અનુભવ કરી શકે છે.**

એ સતત ધ્યાનનું પરિણામ શું? આગળના એક સૂત્રમાં પતંજલિએ ધ્યાનના જૂદા જૂદા પ્રકારોનું કેવું અને કેવી રીતે વિવેચન કરેલું છે, અને પ્રથમ સ્થૂલ અને ત્યાર પછી સૂક્ષ્મ સૂક્ષ્મ વસ્તુઓ અને અંતે વધતા વધતાં વધારે અને વધારે સૂક્ષ્મ વસ્તુનું ધ્યાન કેવી રીતે ધરવું અને એ બધા ધ્યાનોમા–કે જે ધ્યાનો ઉતરતા પ્રકારના જ છે, અત્યુચ્ચ નથી–આપણે સ્થૂલ પદાર્થ પ્રમાણે જ સૂક્ષ્મ પદાર્થોમા પણ સહજ એકાગ્રતા કેવી રીતે કરી શકીએ છીએ, તે આપણે અહીં સ્મરણમા રાખવું જોઇએ. ધ્યાનમા યોગી ત્રણ વસ્તુઓનું દર્શન કરે છે તે ત્રણ વસ્તુ તે ગ્રહીતા–આત્મા, ગ્રાહ્ય–બાહ્ય વસ્તુ અને ગ્રહણ કરનાર–મન છે આપણી એકાગ્રતા માટે આપણને ત્રણ પ્રકારના પદાર્થો આપવામા આવેલા છે પ્રથમ, સ્થૂલ વસ્તુઓ–જેમ કે શરીર અથવા જડ પદાર્થ, દ્વિતીય મન–ચિત્ત જેવી સૂક્ષ્મ વસ્તુઓ, અને તૃતીય, સગુણ પુરુષ–પુરુષ પોતે નહિ, કિન્તુ અહભાવ યોગી અભ્યાસ–સતત અભ્યાસવડે એ સર્વ ધ્યાનોમા પરિપૂર્ણ સિદ્ધ થઈ જાય છે જ્યારે જ્યારે તે ધ્યાન ધરે છે, ત્યારે ત્યારે બીજા બધા વિચારોને સર્વથા દૂર રાખે છે, જે વિચારમા તેની વૃત્તિ ચઈ હોય, તે એક જ–માત્ર એક જ વિચારમાં તે સર્વથા લીન થાય છે જે વેળાએ તે ધ્યાનમાં લીન થાય છે, તે વેળાએ તે પોતે સર્વ રીતે કાચમણિના એક કકડા સમાન હોય છે જેવી રીતે પુષ્પો આગળ કાંચમણિ બરાબર પુષ્પરૂપ જ બની જાય છે,–પુષ્પ રક્તવર્ણ હોય તો કાંચમણિ પણ રક્તવર્ણ દેખાય છે, અને કુસુમ નીલવર્ણ હોય તો કાંચમણિ પણ નીલવર્ણ દષ્ટિગોચર થાય છે,–તેવી જ રીતે જેવો ધ્યાનનો વિષય, તેવો જ તે ધ્યાનસ્થ બની જાય છે

तत्र शब्दार्थज्ञानविकल्पैः सङ्कीर्णा सवितर्का समापत्तिः ॥ ४२ ॥

**૪૨ શબ્દ, અર્થ અને તેથી પેદા થતું જ્ઞાન એ ત્રણનુ મિશ્રણ, તે સવિતર્ક સમાધિ કહેવાય છે.**

અહીં શબ્દ–સ્વરનો અર્થ ઉંચીનીચી ગતિ થાય છે, અને અર્થ, તે સ્વર–શબ્દને ચેતાવનારા જ્ઞાનના પ્રવાહો છે, અને જ્ઞાન તે પ્રતિક્રિયા છે એવી નાના પ્રકારની આપણી એકાગ્રતાઓને પતંજલિ સવિતર્ક નામથી ઓળખે છે હવે પછી તે આપણને વધારે ઉચ્ચ

ધ્યાનનો માર્ગ બતાવશે. સવિતર્ક ધ્યાનોમાં કર્તા અને કર્મની આપણે દ્વૈતતા રાખીએ છીએ અને તે દ્વૈતભાવ શબ્દ, અર્થ અને જ્ઞાનના મિશ્રણનુંજ પરિણામ છે. પ્રથમ બાહ્ય સ્ફુરણ-એટલે શબ્દ ઉત્પન્ન થાય છે અને ઈંદ્રિય પ્રવાહથી તેનો અંતઃ પ્રવેશ થતાં તે અર્થનું રૂપ ધારણ કરે છે. ત્યારપછી ચિત્તમાં પ્રતિક્રિયાની એક લહરી ઉત્પન્ન થાય છે અને તે જ જ્ઞાન છે. પરંતુ આપણે જેને જ્ઞાનના નામથી ઓળખીએ છીએ, તે તો એ ત્રણના મિશ્રણથીજ ઉત્પન્ન થાય છે. અહીં સુધીના સર્વ ધ્યાનોમાં એ મિશ્રણ જ આપણા ધ્યાનનો વિષય હોય છે એના પછીની સમાધિ, તેજ ખરેખરી ઉચ્ચ પ્રકારની સમાધિ કહેલી છે.

स्मृतिपरिशुद्धौ स्वरूपशून्येवार्थमात्रनिर्भासा निर्वितर्का ॥ ४३ ॥

**૪૩ જે સમાધિ નિર્વિતર્ક સમાધિ કહેવાય છે, તે જ્યારે સ્મૃતિ નિર્મળ થાય છે અથવા નિર્ગુણ બની જાય છે અને માત્ર ધ્યાનના વિષયના અર્થને જ વ્યક્ત કરે છે, ત્યારે જ પ્રાપ્ત થાય છે.**

એ ત્રણના ધ્યાનના અભ્યાસવડે જ આપણે જ્યાં એ ત્રણનું મિશ્રણ નથી થતું, ત્યાં પહોંચી શકીએ છીએ. આપણે તેમનાથી મુક્ત થઈ શકીએ છીએ. હવે એ ત્રણ પદાર્થ શું છે, તે સમજી લેવાનો આપણે પ્રથમ પ્રયત્ન કરીશું. તમારે સદા સરોવર, ચિત્ત અને સ્ફુરણનું ઉદાહરણ સ્મરણમાં રાખવું. એમાં આઘાત થવા પ્રમાણે પ્રથમ શબ્દ-સ્વર જ ઉત્પન્ન થાય છે. એ શાંત સરોવર તમારા પોતામાં જ રહેલું છે, અને હું 'ગૌ' એવા એક શબ્દનો ઉચ્ચાર કરું છું. જેવો એ શબ્દ તમારા કર્ણમાં પ્રવેશ કરે છે, તેવો જ તેની સાથે તમારા ચિત્તમાં એક તરંગ ઉત્પન્ન થાય છે. તે તરંગ ગૌનો ભાવ, અર્થ અથવા તેના રૂપને સાક્ષાત્કાર કરાવે છે. જે પ્રત્યક્ષ ગૌને તમે જાણો છો, તે જ ખરેખર એ મનમાં ઉદ્ભવેલો તરંગ છે. તે પ્રતિક્રિયાના રૂપમાં અંતર અને બાહ્ય શબ્દસ્ફુરણમાં આવિર્ભૂત થાય છે અને તે તરંગ શબ્દ સંગે જ પાછો મરી જાય છે. શબ્દ વિના એ તરંગ કોઈ કાળે પણ અસ્તિત્વ ધરાવી જ નથી શકતો. તમે કદાચિત્ અહીં એવા પ્રશ્ન કરશો કે, આપણે માત્ર ગૌવિશે વિચાર કરીએ છીએ અને શબ્દ સાંભળતા નથી, એમ કેમ બની શકે છે? એનું ઉત્તર એ છે કે, એમાં શબ્દનો ઉચ્ચાર તમે પોતે જ કરો છો. "ગૌ" એ શબ્દનો મનમાં જ તમે મંદતાથી ઉચ્ચાર કરો છો અને તે ઉચ્ચાર સાથે જ તરંગનું પણ આગમન થાય છે. શબ્દના એ આઘાત વિના લહરી કદાપિ ઉદ્ભવી શકે જ નહિ અને તેથી જ્યારે શબ્દનો આઘાત બહારથી નથી થયેલો હોતો, ત્યારે તે અંદરથી જ થયેલો અથવા થતો હોય છે. જ્યારે શબ્દનો લોપ થાય છે, ત્યારે તત્કાળ લહરીનો પણ સાથે જ લોપ થઈ જાય છે. ત્યારે અવ-

શેષ શું રહે છે ? માત્ર પ્રતિક્રિયાનું પરિણામ અને તે જ જ્ઞાન છે. એ ત્રણ તત્ત્વો આપણ મનમાં એવા તો ઘટ્ટતાથી મળી ગયેલાં છે, કે આપણે તેમને એક બીજાથી જૂદાં પાડી શકત નથી. જ્યારે શબ્દનો આઘાત થાય છે, ત્યારે ઇંદ્રિયોમાં સ્ફુરણ ઉદ્ભવે છે અને પ્રતિક્રિયામ તરંગ ચઢવા માંડે છે. એ એકબીજાને એવાં તો નિકટતાથી અનુસરે છે કે, એ બીજામાં લેશ માત્ર પણ ભેદ રહેતો નથી. જ્યારે એ ધ્યાનનો લાંબા સમય સુધી અભ્યાસ કરવામાં આવે, તો તેથી સર્વ સંસ્કારનો આધાર જે સ્મૃતિ, તે નિર્મળ થાય છે અને આપણે તેમને એક બીજામાંથી ચૂંટી કાઢવાને પુરી રીતે સમર્થ થઈએ છીએ. એ નિર્વિતર્ક એકાગ્રતા—સમાધિ—કહેવાય છે. એમા તર્કવિતર્ક હોતા નથી.

एतयैव सविचारा निर्विचारा च सूक्ष्मविषया व्याख्याता ॥ ४४ ॥

**૪૪ એ સવિતર્ક અને નિર્વિતર્ક સમાધિવડે, જેમની ધ્યેય વસ્તુઓ સૂક્ષ્મતર હોય છે, તેઓ (પણ) તદાકાર થઈ શકે છે.**

ધ્યાનનો આ પણ પૂર્વના જેવો જ એક પ્રકાર છે. ભેદ માત્ર એટલો જ છે કે, પૂર્વકથિત ધ્યાનમાં જે વસ્તુઓને ધ્યેય ધારવામાં આવે છે, તે સ્થૂલ હોય છે અને પ્રસ્તુત ધ્યાનમાં તે અધિક સૂક્ષ્મ ( સૂક્ષ્મતર ) હોય છે.

सूक्ष्मविषयत्वं चाऽलिङ्गपर्यवसानम् ॥ ४५ ॥

**૪૫ સૂક્ષ્મ વસ્તુઓનો પ્રધાનમાં અંત થાય છે.**

સ્થૂલ વિષયો માત્ર મૂળ તત્ત્વરૂપ છે અને પ્રત્યેક વસ્તુ તેમાથી જ બને છે. સૂક્ષ્મ વિષયોનો તન્માત્રાથી આરંભ થાય છે, તન્માત્રા એટલે સૂક્ષ્મ પરમાણુ જ્ઞાનેન્દ્રિય, મન, અહંભાવ, ચિત્ત (સર્વ વ્યક્તતત્ત્વનું મૂળ કારણ), સત્વ, રજ અને તમ—એ ત્રણ ગુણોની સમધારણ સ્થિતિ, એનું નામ પ્રધાન (મુખ્ય) છે. પ્રકૃતિ અથવા અવ્યક્ત, એ સર્વ સૂક્ષ્મ તત્ત્વોના વર્ગમાં ગણાયલાં છે માત્ર પુરુષ ( આત્મા જ ) એ વ્યાખ્યામાંથી બાદ રહેલો છે

ता एव सबीजः समाधिः ॥ ४६ ॥

**૪૬ એ સર્વ સમાધિઓ સબીજ છે.**

એ સમાધિઓ ભૂત કર્મોના બીજનો નાશ કરી નથી શકતી અને તેથી મુક્તિ આપવામા પણ એ અશક્ત છે. છતાં પણ યોગીને એ જે કાંઈ પણ પ્રાપ્ત કરાવી શકે છે, તેનુ વિવેચન નીચેનાં સૂત્રોમાં કરેલુ છે.

निर्विचारवैशारद्येऽध्यात्मप्रसादः ॥ ४७ ॥

**૪૭ નિર્વિકલ્પ સમાધિ સર્વથા નિર્મળ-નિર્વિકાર હોવાથી તેવડે ચિત્ત પરિપૂર્ણતાથી દૃઢ થઈ જાય છે.**

ऋतम्भरा तत्र प्रज्ञा ॥ ४८ ॥

**૪૮ એ ( નિર્વિકલ્પ સમાધિ)માંનું જ્ઞાન સત્યપૂર્ણ કહેવાય છે.**

આ બે સૂત્રોની સવિસ્તર વ્યાખ્યા નીચેના સૂત્રમાં કરેલી જોવામાં આવશે.

श्रुताऽनुमानप्रज्ञाभ्यामन्यविषया विशेषार्थत्वात् ॥ ४९ ॥

**૪૯ જે જ્ઞાન સાક્ષી અને અનુમાનથી મેળવાય છે, તે સાધારણ વસ્તુવિષયક હોય છે. પણ ઉપર કહેલી સમાધિથી મેળવેલું જ્ઞાન જ્યાં સાક્ષી અને તર્કનો પ્રવેશ થઇ નથી શકતો, ત્યાં જવાને પણ શક્તિમાન્ હોવાથી તેના કરતાં બહુ જ ઉચ્ચ પ્રકારનું છે.**

આપણને જે સાધારણ વિષયોનું જ્ઞાન મેળવવાનું હોય છે, તે પોતાની વિષય ગ્રાહક શક્તિવડે, તેના અનુમાનથી અથવા તો એ વિષયમાં જેમણે પરિપૂર્ણતા મેળવેલી હોય, તેવા પુરુષોની સાક્ષીથી એ જ્ઞાન મેળવી શકાય છે. પરિપૂર્ણતાવાન્ પુરુષો એટલે યોગી; યોગીનો, ઋષિ અથવા વેદોમાં વર્ણવેલા વિચારોના દ્રષ્ટા, એવો જ અર્થ થાય છે. તેમના મત પ્રમાણે શાસ્ત્રનો પૂરાવો એ છે કે, શાસ્ત્રો એ પરિપૂર્ણતાવાન્ પુરુષોની સાક્ષી છે. છતાં તેમનું એમ કહેવું છે કે, માત્ર વેદો આપણને સાક્ષાત્કાર પર્યન્ત પહોંચાડી નથી શકતા. આપણે સર્વ વેદો વાંચી શકીએ છીએ અને તે છતાં લેશ માત્ર પણ સાક્ષાત્કાર કરી નથી શકતા, પરંતુ જ્યારે આપણે વેદમાંના ઉપદેશનો અભ્યાસ કરવા માંડીએ છીએ, તે વેળાએ જ આપણે વેદમાં વર્ણવેલી અવસ્થાનો સાક્ષાત્કાર કરી શકીએ છીએ—એ અવસ્થા એવી હોય છે કે, જ્યાં બુદ્ધિ પ્રવેશ કરી શકતી નથી, સાં પણ તે સરળતાથી વિચરી શકે છે; અને જ્યાં વિષયગ્રહણશક્તિનો કે અનુમાનનો પ્રવેશ થઈ શકતો નથી, તેમ જ જ્યાં બીજાઓની સાક્ષીનું પણ મહત્ત્વ નથી. પ્રસ્તુત સૂત્રમાં એજ રહસ્ય રહેલું છે અર્થાત્ એ સ્થિતિનો સાક્ષાત્કાર જ સત્ય ધર્મ છે, અને બાકીનાં બધાં સાધન માત્ર છે. ભાષણો સાંભળવાં, પુસ્તકો વાંચવાં અને બુદ્ધિવાદ ચલાવવો, એ માત્ર ધર્મ માટે ક્ષેત્ર તૈયાર કરવા જેવું છે, પણ એ સર્વ કંઇ ધર્મ નથી. બુદ્ધિની ઉન્નતિ અને બુદ્ધિની અવનતિ તે કાંઇ ધર્મ નથી. યોગીઓનો નિશ્ચિત સિદ્ધાન્ત એ છે કે, જેમ આપણે જ્ઞાનેન્દ્રિયવિષયક વસ્તુઓ સાથે સીધા સંબંધમાં આવવા માંડીએ છીએ, તેવી જ રીતે વિશેષ જ્ઞાનના બળથી આપણે ધર્મનો પણ સાક્ષાત્કાર કરી શકીએ છીએ. ધર્મની સત્યતાઓ—અર્થાત્ ઈશ્વર અને આત્માનો—બાહ્ય ઇન્દ્રિયોથી સાક્ષાત્કાર થઈ

નથી શકતો હું મારા આ નેત્રોવડે કોઇ કાળે પણ ઇશ્વરનું દર્શન કરી શકીશ નહિ, તેમ જ મારા આ હસ્તોથી હું તેને કોઇ કાળે પણ સ્પર્શ કરી શકવાનો નથી, અને આપણે બધા જાણીએ છીએ, કે આપણી ઇન્દ્રિયોથી આગળ આપણી બુદ્ધિ ગમન કરી નથી શકતી. બુદ્ધિ આપણને સર્વથા પરિણામ વિનાની સ્થિતિમા છોડી દે છે આપણે આપણાં જીવનના અંત પર્યંત તર્ક વિતર્ક કર્યા કરીએ છીએ, કે જેમ આ સૃષ્ટિ સહસ્ત્રાવધિ વર્ષોથી કરતી આવેલી છે પરંતુ એનું પરિણામ એ આવે છે કે, આપણે ધર્મનું ખંડન અથવા મંડન કરવાને સર્વથા અસમર્થ જ છીએ, એમ આપણને થાય છે અર્થાત્ ધર્મની સત્યતાનો આપણને અનુભવ થવા નથી પામ્યો જે વસ્તુ સ્પષ્ટતાથી આપણા જોવામા આવે છે, તેને જ આપણે આધારરૂપ માની બેસીએ છીએ અને તે આધારને લઇને જ આપણે તર્ક વિતર્ક ચલાવવા માંડીએ છીએ. એટલે એ સ્પષ્ટ થાય છે કે, આપણી બુદ્ધિ પ્રત્યક્ષ જ્ઞાનની એટલી જ સીમામા દોડધામ કર્યા કરે છે સાક્ષાત્કારની દૃષ્ટિમર્યાદાથી બુદ્ધિ લેશમાત્ર પણ આગળ વધી શકતી નથી તેટલા માટે ઇન્દ્રિયજ્ઞાનથી સત્ય સ્વરૂપનું જ્ઞાન પર છે યોગીઓ કહે છે કે, મનુષ્ય પોતાના ઇન્દ્રિયજ્ઞાનથી પર–આગળ જઇ શકે છે અને પોતાની બુદ્ધિથી પર પ્રદેશમા પણ ગમન કરી શકે છે મનુષ્યમા પોતાની બુદ્ધિ કરતા પણ આગળ વધવાની સત્તા અને સમર્થતા રહેલી છે અને તે સત્તા સર્વ મનુષ્યોમા તેમ જ સર્વ પ્રાણીઓમા પણ છે યોગના અભ્યાસવડે એ શક્તિ બળવતી થાય છે અને તે વેળાએ મનુષ્ય બુદ્ધિની સાધારણ સીમાનું અતિક્રમણ કરી જાય છે, અને બુદ્ધિ જ્ઞાનથી પર વસ્તુઓનો કોઇ પણ પ્રકારના પ્રત્યવાય વિના સરળતાથી સાક્ષાત્કાર કરી શકે છે.

तज्जः संस्कारोऽन्यसंस्कारप्रतिबन्धी ॥ ५० ॥

**૫૦ એ સમાધિથી ઉદ્‌ભવતા સંસ્કારો બીજા સર્વ સંસ્કારોનો અવરોધ કરે છે.**

ઉક્ત સૂત્રમાં આપણે જોયું છે કે, સમાધિ, એ એક જ માત્ર અલૌકિક જ્ઞાન મેળવવાનો માર્ગ છે તેમ જ આપણે એ પણ જોઇ ગયા છીએ કે, જે મનને સમાધિ કરતાં અટકાવે છે, તે ભૂતકાળના સંસ્કારો છે તમે સર્વેએ અવલોક્યું છે કે, જ્યારે જ્યારે તમે પોતાના મનને એકાગ્ર કરવાનો પ્રયત્ન કરો છો, ત્યારે ત્યારે તમારા વિચારો કોઈ બીજા જ પ્રદેશમાં ભ્રમણ કર્યા કરે છે જ્યારે તમે ઇશ્વરવિષયક વિચાર કરવાનો પ્રયત્ન કરો છો, તે વેળાએ જ એ સંસ્કારો આવીને પોતાનો દેખાવ આપે છે બીજા સમયમા તે એટલા બધા કર્તવ્યપરાયણ હોતા નથી, પરંતુ જ્યારે તમે તેમની હાજરી ન ઇચ્છતા હો, તે વેળાએ તો તે અવશ્ય આવીને હાજર થઇ જ જવાના, અને તમારા મનમાં ખળભળાટ મચાવવાનો

તાતાથી બનતો યત્ન કરવાના જ. એમ શા માટે થતું હશે? તે સંસ્કારો એકાગ્રતા–સમાધિના સમયમાં જ ઉપસ્થિત થઈને એટલા બધા કર્તવ્યપરાયણ શાને થતા હશે? એનું કારણ એ છે કે, તમે તેમને દાબી નાંખવાનો પ્રયત્ન કરો છો અને તેથી તેઓ પોતાના પૂર્ણ બળવડે પ્રતિક્રિયા કરવા માંડે છે. બીજા સાધારણ સમયમાં તેઓ પ્રતિક્રિયા નથી કરતા. એ ભૂતકાલીન સંસ્કારો કેટલા અસંખ્ય હોય છે, કે તેઓ ચિત્તમાં કોઈ સ્થળે ગુપ્ત રહી વ્યાઘ્રસમાન કૂદકો મારવાને સદા તૈયાર જ રહે છે. બીજા બધા ભાવોને દૂર રાખી આપણને ગમતા એક ભાવનો ઉદય થાય, તેમ એ ભૂત સંસ્કારોને દાબવા જોઇએ. પરંતુ તેમ થવાને બદલે તે સર્વ એક સાથે જ ઊપર આવવા માટે મારામારી કરતા હોય છે. મનની એકાગ્રતાનો અવરોધ કરનારી સંસ્કારોની એ અનેક શક્તિઓ છે; એટલા માટે સંસ્કારોની શક્તિને દબાવી દેવાની શક્તિ ધરાવતી અહીં બતાવેલી આ સમાધિ અભ્યાસ માટે બહુ જ ઉત્કૃષ્ટ છે. આવા પ્રકારની સમાધિથી જે સંસ્કાર ઉત્પન્ન થાય છે, તે એટલો બધો શક્તિમાન હોય છે કે, તે બીજા સંસ્કારોની ક્રિયાને એકદમ બંધ કરી દે છે અને તેમનો સર્વથા અવરોધ કરી નાંખે છે.

तस्याऽपि निरोधे सर्व( वृत्ति )निरोधान्निर्बीजः समाधिः ॥ ५१ ॥

**૫૧ જે સંસ્કાર બીજા સંસ્કારોનો અવરોધ કરે છે, તેનો પણ અવરોધ કરવાથી સર્વનો અવરોધ થઈ જાય છે અને તે વેળાએ નિર્બીજ–બીજરહિત સમાધિ પ્રાપ્ત થાય છે.**

તમને એટલું તો સ્મરણમાં જ હશે કે, આત્માનો સાક્ષાત્કાર કરવો, એ જ આપણો મુખ્ય ઉદ્દેશ છે. આપણે આત્માને દેખી નથી શકતા, તે એટલા માટે જ કે, તે પ્રકૃતિ, મન અને શરીર સાથે મિશ્રિત થઈ ગયેલો છે. મહામૂઢ મનુષ્ય પોતાના શરીરને જ આત્મા ધારે છે અને તેથી જરા વધારે શીખેલો માનવી મનને આત્મા તરીકે ઓળખે છે. પરંતુ એમ માનનારા એ બન્ને એક સરખા જ ભ્રાન્તિમાં પડેલા હોય છે. હવે આત્માને એમાં મિશ્રિત કરી દેનારી કઈ વસ્તુ છે; જે ભિન્ન ભિન્ન લહરીઓ ચિત્તમાં ઉત્પન્ન થાય છે અને આત્માને ઢાંકી દે છે; અને આપણે એ લહરીઓદ્વારા આત્માના કિંચિદ્ પ્રતિપ્રકાશ–પરાવર્તિત પ્રકાશ–ને જ જોઈ શકીએ છીએ–એટલે કે, જે વેળાએ કોપની લહરી ઉદ્દ્ભવેલી હોય છે, તે વેળાએ આત્મા જ આપણને ક્રોધિષ્ટ થયલો જોવામાં આવે છે અને એથી જ આપણે સાધારણ રીતે કહીએ છીએ કે, "હું ગુસ્સામાં છું,"–એ સર્વનું મૂળ શું છે? જે વેળાએ પ્રેમની લહરી ચિત્તમાં ઉદ્દ્ભવેલી હોય છે, તે વેળાએ આપણે પોતાને પ્રેમમય થયલા જોઇએ છીએ અને કહીએ છીએ કે, "અમે પ્રેમ કરીએ છીએ." જો

તે લહરી નિર્મળતાની હોય અને આત્માનું તેમાં પરિવર્તન થયલું હોય, તો આત્માજ આપણને નિર્મળ થયેલો જણાય છે. એ સર્વનું મૂળ શું છે? આત્માને આચ્છાદિત કરનારા એ સંસ્કારોમાંથી જ એ ભિન્ન ભિન્ન ભાવોનો ઉદ્ભવ થાય છે. જ્યાં સુધી ચિત્ત સરોવરમાં એક પણ સંસ્કાર–લહરી અવશેષ હોય છે, ત્યાં સુધી આત્માનો સત્ય સ્વભાવ આપણા જાણવામાં આવતો નથી. જ્યાં સુધી સમસ્ત લહરીઓનો લોપ નથી થતો, ત્યાં સુધી આત્માનો સત્ય સ્વભાવ ઓળખવામાં નથી આવતો. એટલા માટે પતજલિ પ્રથમ આપણને લહરીનો અર્થ સમજાવે છે, ત્યાર પછી તેમને દબાવવાનો ઉત્કૃષ્ટ માર્ગ બતાવે છે, અને ત્યાર પછી બીજા સસ્કારોને દબાવવા માટે એક લહરીને કેવી રીતે પ્રબળ બનાવવી–અર્થાત્ અગ્નિ અગ્નિને કેવી રીતે ખાઈ જાય છે, એની રીતિનું તે આપણને શિક્ષણ આપે છે.* એટલે બીજી લહરીઓના નાશ પછી એક જ લહરી બાકી રહે, તો તેને કાઢવાનું કાર્ય બહુ જ સરળ થઈ પડે છે. અને જ્યારે એ એક સંસ્કારનો પણ નાશ થઇ જાય છે, ત્યારે એકાગ્રતાની એ સમાધિ નિર્બીજ–બીજરહિત થયલી કહેવાય છે. કશું પણ અવશેષ રહેતું નથી અને આત્મા પોતાના સત્ય સ્વરૂપમાં પ્રકાશવા મંડે છે. તે ક્ષણે જ આપણે જાણીએ છીએ કે, આત્મા કોઈ પણ પ્રકારનું મિશ્રણ નથી, કિન્તુ સૃષ્ટિમા એ જ સર્વથા શાશ્વત છે અને એમ હોવાથી તે અજન્મા છે અને મરતો પણ નથી. તે અમર છે, અવિનાશી છે અને બુદ્ધિ–જ્ઞાનનું અનાદ્યનન્ત–સનાતન તત્ત્વ છે.

**પ્રથમ ભાગ સમાપ્ત.**



## દ્વિતીય અધ્યાય–સાધન પાદ

**तपस्स्वाध्यायेश्वरप्रणिधानानि क्रियायोगः ॥ १ ॥**

**૧ તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન, એ (ત્રણ) ક્રિયાયોગ કહેવાય છે.**

પ્રથમ ભાગના અતમાં આપણે જે સમાધિઓનું વિવેચન કર્યું, તે ઘણી જ કઠિન સમાધિઓ છે અને તેથી ધીમે ધીમે આપણે તેનો પ્રયોગ કરવો જોઈએ. એના પ્રાથમિક સોપાનનું નામ ક્રિયાયોગ છે. 'યોગમાર્ગમા પ્રવૃત્ત થવાય એવું કર્મ કરવું' એટલેજ

* પંડિત નારાયણ પ્રસાદ બેતાબે પણ સત્ય જ કહ્યું છે કે,

"ખા ગયા આખિર નિવાલેકો નિવાલા જહરકા,
તોડ ડાલા જહરકી ગુમીને પ્યાલા જહરકા."

ક્રિયાયોગનો શાબ્દિક અર્થ થાય છે ઇન્દ્રિયો અશ્વરૂપ છે, મન લગામ છે, બુદ્ધિ સારથિ છે, આ મા સવારી કરનાર છે અને શરીર રથ છે. શરીરનો સ્વામી—રાજા, અથવા બીજા શબ્દોમા કહીએ, તો મનુષ્યનો આત્મા, એ રથમા બેસે છે જો અશ્વો ઘણા જ બલવાન્ હોય અને તે લગામને વશ રહી શકતા ન હોય જો સારથિ—એટલે કે, બુદ્ધિ તે અશ્વો—ઇન્દ્રિયો—ને વશ રાખવાની કળા ન જાણતો હોય, તો અવશ્ય રથ કોઈ ખરાબ સ્થિતિમા જ આવી પડવાનો પરતુ જો ઇન્દ્રિયો—અશ્વો સારી રીતે વશ થયના હોય અને બુદ્ધિરૂપ સારથિએ મનરૂપી લગામને મજબૂતાઈથી પકડી રાખેલી હોય, તો અવશ્ય રથ—શરીર—પોતાના ધારેલા સ્થાને નિર્વિઘ્ન જઇ પહોંચે છે ત્યારે અહીં તપનો ભાવાર્થ શો થાય છે? એટલો જ કે, આ શરીર અને મનને ચ નાવતી વેળાએ લગામ મજબૂતાઈથી પકડી રાખવી, પણ શરીરને તેની ઇચ્છા અનુસાર ગમે તે કર્મ કરવા ન દેતા તે બન્નેને યોગ્યતાથી પોતાના સયમમા રાખવાં

બીજી વસ્તુ સ્વાધ્યાય છે અહીં વળી સ્વાધ્યાયની તે શી અગત્ય પડી હશે વારુ? એવો સહજ પ્રશ્ન થવાનો સભવ છે એનું પ્રત્યુત્તર એ છે કે, અહીં સ્વાધ્યાયનો, નવલકથા વાર્તા કે જોડી કહાડેની વાર્તાનો અભ્યાસ, એવો અર્થ લેવાનો નથી પરતુ તેવા ગ્રન્થોના અભ્યાસનો અર્થ લેવાનો છે કે, જે આપણને આત્મમુક્તિનું શિક્ષણ આપી શકતા હોય. વળી સ્વાધ્યાય, તે કાઈ વાદવિવાદનો અભ્યાસ છે, એમ પણ ધારવુ ન જોઇએ. જે યોગી હોય, તેણે પોતાના વાદવિવાદ કરવાના કાળને વ્યતીત કરી દીધેલો જ હોવો જોઇએ. વાદવિવાદથી તે ધરાયનો હોવો જોઇએ એટલે કે, જ્ઞાનવૃદ્ધિ માટેના તેના પૂરતા પ્રયત્નો થઇ ચૂક્યા હોય છે અને તેથી તે સતોષ પામેનો હોય છે હવે તે પોતાના માનેલા સિદ્ધાતોને દૃઢ કરવાને અભ્યાસ કરે છે વાદ અને સિદ્ધાન્ત, એ બે શાસ્ત્રીય જ્ઞાનના ભિન્ન પ્રકારો છે દલીલયુક્ત વિષય હોય તે વાદ કહેવાય છે અને એકવાર થઇ ગયલો અતિમ નિશ્ચય શાસ્ત્રમા સિદ્ધાન્તના નામથી ઓળખાય છે જ્યારે એક મનુષ્ય સર્વથા અજ્ઞાન અવસ્થા મા જ હોય છે, ત્યારે તે એમાની પ્રથમ વસ્તુ—વાદ—નુ જ ગ્રહણ કરે છે, એટલે કે, વાદવિવાદ અને કાર્યકારણભાવનું તેના અતરમા યુદ્ધ ચલાવવા માંડે છે જ્યારે તે એ કાર્યની સમાપ્તિ કરી રહે છે, એટલે પછી સિદ્ધાન્તનો ગ્રાહક બની જાય છે, એટલે કે, તે એક પ્રકારના અતિમ નિશ્ચયપર આવી જાય છે પરતુ એવો એક સિદ્ધાન્ત કરી લેવાથી જ કાર્ય પૂર્ણ થતું નથી. કિન્તુ એ જ્ઞાન તેણે દૃઢ કરવુ જ જોઇએ ગ્રથો અસખ્ય છે અને સમય સક્ષિપ્ત છે, એટલા માટે, સર્વથી વિશેષ જે તાત્ત્વિક ગ્રથ હોય, તેનું ગ્રહણ કરી લેવુ એ જ જ્ઞાનનું મુખ્ય રહસ્ય છે મહાન્ સમૂહમાથી એવી એક વસ્તુ ચૂટી લ્યો.

અને તે પ્રમાણે ચાલવાને પ્રયત્ન કરો એ વિશે અમારા ભારતવર્ષનું એક દૃષ્ટાંત છે કે, દૂધ અને પાણી એક સાથે મેળવીને તેનું ભરેલું પાત્ર જો તમે રાજહંસ સમક્ષ મૂકશો, તો તે માત્ર દૂધ પી જશે અને પાણી જેમનું તેમ જ પાણીના રૂપે પાત્ર માં જ છોડી દેશે એ દૃષ્ટાંતને અનુસરીને જ્ઞાનમા પણ જે વિશેષ મૂલ્યવાન્ જ્ઞાન હોય, તેનું આપણે ગ્રહણ કરવું અને શેષ છોડી દેવું જોઇએ પ્રારંભમા બુદ્ધિનો આવા પ્રકારનો વ્યાયામ ઘણો જ અગત્યનો છે પ્રત્યેક વસ્તુપર–જ્ઞાનપર–આપણે આંધળા થઇને પડવું ન જોઇએ. યોગી, વાદવિવાદની અવસ્થાને વીતાડીને એક પર્વતસમાન અચળ નિશ્ચયપર આવી ચૂકેલો હોય છે હવે તેના માટે એ નિશ્ચય–સિદ્ધાંતરૂપ અંતિમ સીમાને દૃઢ કરવાનું જ કાર્ય માત્ર અવશેષ રહેલું હોય છે તે–યોગી–સદા એવો જ ઉપદેશ આપ્યા કરે છે કે, 'જો કોઈ વાદવિવાદ કરવાનો તમારાપર બળાત્કાર પણ કરે, તોપણ વાદવિવાદ કરશો નહિ–શાંત અને સ્તબ્ધ જ રહેજો ! કોઈ પણ વાદગ્રસ્ત પ્રશ્નનું ઉત્તર આપશો નહિ, કિંતુ સ્વતંત્રતા અને મુક્તતાથી તમારા માર્ગમા આગળ વધતા રહેજો ' કારણ કે, શંકાસમાધાન અને વાદવિવાદ માત્ર મનમા વિક્ષોભ ઉપજાવવા વિના બીજો કશો પણ લાભ કરી શકતા નથી આપણે તો બુદ્ધિને માત્ર કેળવવાની છે, ત્યારે વાદ કરીને તેમા વ્યર્થ વિક્ષોભ શા માટે ઉપજાવવો જોઇએ બુદ્ધિ માત્ર એક નિર્મળ હથિયાર છે, કે જે ઇંદ્રિયો–જ્ઞાનેન્દ્રિયદ્વારા આપણને અમુક સીમાબદ્ધ જ્ઞાન જ આપી શકે છે, અને યોગી તો જ્ઞાનેન્દ્રિયથી પણ પર જવા માંગે છે અને એટલા માટે યોગીને બુદ્ધિ વિશેષ ઉપયોગની થઇ શકતી નથી. આ વાતનો યોગીને નિશ્ચય થઈ ગયેલો હોય છે અને તેથી જ તે સર્વથા શાંત રહે છે અને કાંઈ પણ વાદવિવાદ કરતો જ નથી. પ્રત્યેક વિવાદ તેના મનને પોતાના સ્થાનેથી ખસેડી નાખે છે, તેના ચિત્તમા એક પ્રકારનો વિક્ષોભ ઉત્પન્ન કરી દે છે, અને એ વિક્ષોભને લીધે મનુષ્ય જ્ઞાનમા આગળ વધવાને બદલે ઉલટો પાછળ જ હટતો જાય છે એવા વાદવિવાદો અને બુદ્ધિવિષયક શોધોની માત્ર યોગના માર્ગ–આરંભ–મા જ અગત્ય હોય છે એથી જરાક આગળ વધવા પછી તો બહુ જ ઉચ્ચ પ્રકારની વસ્તુઓ ત્યા જોવામા આવે છે મનુષ્યનું જીવન કાંઈ સદા વિદ્યાર્થી દશામા રહીને ટંટા ફિસાદ અને વાદવિવાદ કરવા માટે જ સરજાયલું નથી હોતું ઈશ્વરપ્રણિધાન એટલે કે, કર્મફળ ઈશ્વરને અર્પણ કરી દેવાનો ભાવાર્થ–સારાંશ–એવો છે કે, આપણે કોઈ પણ કાર્યના યશ કે અપયશ કશાના પણ ભાગી થવું નહિ–કિંતુ એ ઉભય વસ્તુઓને ઈશ્વરના ચરણમા અર્પણ કરીને સર્વદા શાંતિમાં જ રહેવું

समाधिभावनार्थः क्लेशतनूकरणार्थश्च ॥ २ ॥

**૨ તે, સમાધિની ભાવના માટે અને ક્લેશોને તનૂ-સૂક્ષ્મ કરવા માટે જ છે.**

આપણામાંના ઘણાક મનુષ્યો પોતાના મનોને ગમે તેમ યથેચ્છ વર્તવા દઈને અવ્યવસ્થિત અને ચંચળ બાળકોનાં મન જેવાં બનાવી દે છે. એટલા માટે મનને પોતાના તાબામાં લાવવાને અને તેનાપર પોતાની સત્તા જમાવવાને પૂર્વકથિત ક્રિયાયોગ, તે તપનો અભ્યાસ કરવાની ઘણી જ આવશ્યકતા છે. યોગનો અવરોધ કરનાર કલેશ, મન પોતાના કાબૂમાં ન હોવાને લીધે જ ઉત્પન્ન થાય છે, અને તે આપણને દુઃખકર થઈ પડે છે. (એટલે કે, કલેશ ઘનીભૂત થયેલાં હોય, તો સમાધિની સિદ્ધિ થઇ નથી શકતી. આ ક્રિયાયોગ, ક્લેશોને સૂક્ષ્મ કરીને સમાધિને ઉત્પન્ન કરે છે. તપ, સ્વાધ્યાય, ઇત્યાદિ નાના પ્રકારનાં ક્રિયાયોગનાં સાધનોવડે મનની વિસ્મૃતિ કરવાથી અને મનને પોતાની સત્તામાં રાખવાથીજ એ ક્લેશોનો અભાવ થઈ શકે છે (અન્યથા તેમ થવું સર્વથા અશક્ય છે.)*

**अविद्याऽस्मितारागद्वेषाऽभिनिवेशाः (पञ्च) क्लेशाः ॥ ३ ॥**

**૩ અવિદ્યા, અસ્મિતા, રાગ (આસક્તિ), દ્વેષ અને અભિનિવેશ એ પાંચ ક્લેશો છે.**

એ પ્રમાણેનાં પાંચ દુઃખો-વિઘ્નો અથવા કલેશો છે. એ જ પંચ સૂત્રાત્મક એક પ્રબળ બંધન છે, કે જે આપણને બદ્ધ કરી નાંખે છે. છતાં પણ અવિદ્યા, બીજા ચારનું મૂળ કારણ છે અને બાકીના ચાર કલેશો તેના પરિણામ-કાર્ય-રૂપ છે. આપણા દુઃખનું એ જ મૂળ છે. બીજો કયો પણ કલેશ આપણને દુઃખી કરી શકે છે વારુ? આત્માનો સ્વભાવ શાશ્વત આનંદ છે. ત્યારે આત્માને અવિદ્યા, ભ્રમ અને મોહ વિના બીજું કોણ શોકગ્રસ્ત કરી શકે એમ છે? આત્માનો એ સર્વ કલેશ તે માત્ર માયા-અવિદ્યાનું જ પરિણામ છે. (અભિનિવેશ એટલે મોહ અથવા જીવનાસક્તિ.)

**अविद्या क्षेत्रमुत्तरेषां प्रसुप्ततनुविच्छिन्नोदाराणाम् ॥ ४ ॥**

**૪ પાછળના બીજા ચાર કલેશોનું ઉત્પત્તિસ્થાન-અવિદ્યા છે, પછી તે કલેશો પ્રસુપ્ત, તનુ, વિચ્છિન્ન (સંકુચિત) કે ઉદાર (ખીલેલા) ગમે તે પ્રકારના હોય.**

---

* ક્લેશોને સૂક્ષ્મ કરવા, એટલે જે સદા ઉત્પન્ન થનારા ક્લેશો છે, તેમની કોઈવાર જ ઉત્પત્તિ થાય, એવી તેમની સ્થિતિ કરી નાખવી. ભાવના એટલે સમાધિનું ઉત્પાદન, તે છે પ્રયોજન જેનું, એવા કહેલા ક્રિયાયોગવડે જ્યારે ક્લેશો સૂક્ષ્મ થઈ જાય છે, ત્યારે અવકાશ મળવાથી સિદ્ધ થયલી સમાધિ, વિવેક ખ્યાતિને ઉત્પન્ન કરીને વાસનાસહિત ક્લેશોને દગ્ધ કરે છે, એવું તાત્પર્ય છે.

ઉપર કહેલા પાંચ પ્રકારના ક્લેશોનું કારણ સંસ્કારો છે. એ સંસ્કારો જૂદી જૂદી સ્થિતિમાં અસ્તિત્વ ધરાવે છે. તે સંસ્કારો કેટલીકવાર ગુપ્ત અથવા સુપ્ત રહેલા હોય છે. 'એક બાળકના 'જેવા નિર્દોષ' ઉદ્‌ગારો તો વારંવાર તમારા સાંભળવામાં આવ્યા કરે છે, પરંતુ તે બાળકના અંતઃકરણમાં જે દેવ કે દૈત્યનો સ્વભાવ રહેલો હોય છે, તે તો પાછળથી જ ધીમે ધીમે વ્યક્ત થવા માંડે છે. એટલે કે, બાલ્યાવસ્થામાં તે સંસ્કારો ગુપ્ત રહેલા હોય છે અને વિપાક કાળમાં પ્રકટ–વ્યક્ત–થાય છે. પૂર્વે કરેલા કર્મોને લીધે યોગીના હૃદયમાંના એ સંસ્કારો અત્યંત વિરલ–સૂક્ષ્મ–તનુ–થઈ ગયેલા હોય છે અને તે એવી સ્થિતિમાં આવી રહેલા હોય છે કે, યોગી તેમને પોતાના કાબૂમાં રાખી શકે છે અને તેમને પ્રકટ–વ્યક્ત–થવા નથી દેતો. વિચ્છિન્ન, એટલે થોડા વખતને માટે તેમના કરતાં બીજા પ્રબળ સંસ્કારોથી દબાઈ ગયેલો સંસ્કાર સમૂહ. (જેમ કે, કોઇ પુરુષનો એક સ્ત્રીમાં રાગ–પ્રેમ–થાય છે, ત્યારે તેનાપરનો ક્રોધ વિચ્છિન્ન થઈ જાય છે.) પરંતુ એ દબાવનારા કારણની જરા ન્યૂનતા થઈ કે, પુનઃ તે ક્લેશ આવીને ઊભો રહે છે જ. એટલે કે, રાગ–પ્રેમનો લોપ થયો કે, પાછો તેના સ્થાનમાં ક્રોધ આવીને વ્યક્ત થવાનો જ. જ્યારે એ સંસ્કારો આસપાસના અનુકૂળ સયોગો સાથે મળીને બહુ જ વેગ અને પ્રબળતાથી સારી કે નઠારી ક્રિયા કરવા માંડે છે, ત્યારે તે ઉદાર–વિસ્તૃત–ખીલેલા ક્લેશ કહેવાય છે.

**अनित्याऽशुचिदुःखानात्मसु नित्यशुचिसुखात्मख्यातिरविद्या ॥५॥**

**૫ જે વસ્તુ અનિત્ય, અશુચિ, દુઃખદાયક અને અનાત્મ છે, તેને (ભ્રમથી) નિત્ય, શુચિ, સુખાત્મક અને આત્મા જ ઠરાવે છે તે અવિદ્યા છે.**

એ ભિન્ન ભિન્ન–પ્રકારના સંસ્કારોનું મૂળ ઉત્પત્તિસ્થાન અવિદ્યા જ છે. એટલા માટે અવિદ્યા શી વસ્તુ છે, એ આપણે પ્રથમ જાણવું જોઇએ. આપણામાંના બધા એમ જ ધારે છે કે, "હું જ શરીર છું." એટલે કે, તેઓ પોતાને આત્મસ્વરૂપ, શુદ્ધ, પ્રકાશવાન્ અને આનંદરૂપ નથી માનતા અને એ જ અવિદ્યા છે. આપણે મનુષ્ય વિશેનો વિચાર કરીએ છીએ અને મનુષ્યને એક શરીર તરીકે જોઇએ છીએ, એ જ મોટામાં મોટી ભ્રાંતિ છે.

**दृग्दर्शनशक्त्योरेकात्मतेवाऽस्मिता ॥ ६ ॥**

**૬ દૃગ્ અને દર્શન એ બે શક્તિઓની જે એકાત્મતા, તે જ અસ્મિતા (અહંભાવ) છે.**

દૃગ્‌નો અર્થ અહીં દ્રષ્ટા પુરુષ અને દર્શનનો અર્થ દૃષ્ટિ અથવા જોવું, એવો લેવાનો છે. દ્રષ્ટા વાસ્તવિક આત્મા જ છે; તે શુદ્ધ, સદા પવિત્ર, અનંત, અને અમર છે. મનુષ્યનો

આત્મા ને એજ ત્યારે સાધનો શું છે? ચિત્ત, બુદ્ધિ, મન અને ઇંદ્રિયો, એ આત્માના બહિ જગતને જોવા માટેનાં સાધનો છે, અને જે અસ્મિતાયુક્ત અવિદ્યાના નામથી ઓળખાય છે, તે આત્માની તે સાધનો સાથે થઇ ગયેલી એકાત્મતા છે. આપણે કહીએ છીએ કે, 'હું મન છુ, હું વિચાર છુ, હું ક્રોધી છુ કે હું આનંદી છુ' પરંતુ આપણે હોઇ જ કેવી રીતે શકીએ? કે આપણે વિકારી કેવી રીતે થઇએ? કારણ કે, આપણે તો આત્મામાં જ એકાત્મતા કરવાની છે અને તે તો પરિવર્તનશીલ છેજ નહિ. જો આત્મા અપરિવર્તનશીલ હોય, તેમા કઇ ફેરફાર થતા ન હોય તો તેમા એક વેળાએ દુખી અને બીજી વેળાએ સુખી હોવાનો પરિવર્તનશીલ સ્વભાવ સભવી જ કેવી રીતે શકે? તે નિરાકાર, અનત અને સર્વવ્યાપી છે તેની સ્થિતિનું પરિવર્તન કરવાને કોઇ પણ શક્તિમાન્ નથી. નિસર્ગના નિયમોથી તે મુક્ત છે ત્યારે એને કોણ વિકૃત કરી શકે વારુ? આ વિશ્વમા તો એવો કોઇ પણ પદાર્થ નથી કે, જે આત્મામા વિકાર ઉપજાવી શકે છતા પણ આપણે ચિત્ત સાથે એકાત્મ થઇને આનદ અને શોકના ભાસને અનુભવીએ છીએ. તે માત્ર અહભાવનુ જ પરિણામ છે

सुखानुशयी रागः ॥ ७॥

૭ રાગ (આસક્તિ) સુખાનુશયી (સુખાવલબી જ) હોય છે.

અમુક વસ્તુઓમા આપણે આનદ મેળવીએ છીએ અને એક પ્રવાહ પ્રમાણે આપણુ મન, તે વસ્તુઓ પ્રતિ દોરાયા કરે છે એવી રીતે આનદના કેન્દ્ર (મધ્ય બિન્દુ) પ્રતિ વહન કરવુ, તેનું જ નામ રાગ અથવા આસક્તિ છે જે વસ્તુમા આપણે સુખ અથવા આનદનો ભાવ જોઈ નથી શકતા, તે વસ્તુમા કોઈ કાળે પણ આપણો પ્રેમ બધાતો નથી જ કેટલીકવાર બહુ જ વિલક્ષણ વસ્તુઓમા આપણને સુખનો ભાસ થાય છે, પણ એથી એના લક્ષણમાં કશો પણ બાધ આવી શકતો નથી. જ્યા જ્યાં સુખ આપણા જોવામા આવે છે, ત્યા ત્યા આપણે આસક્ત થઈ જઇએ છીએ. (સુખ–અનુશેતે એટલે કે, જે સુખને પોતાનો વિષય કરે છે, તે સુખાનુશયી, એવો એ શબ્દનો અર્થ થાય છે)

दुःखानुशयी द्वेषः ॥ ८ ॥

૮ દ્વેષ દુઃખાનુશયી (દુ:ખાવલબી) જ છે.

જે વસ્તુ આપણને દુ ખ દેનારી દેખાય છે, તે વસ્તુને, તેનો દ્વેષ કરીને સત્વર જ આપણે ત્યાગી દેવાનો પ્રયત્ન કરીએ છીએ. તેનાથી મુક્ત થવાની ખટપટમા પડીએ છીએ

स्वरसवाही विदुषोऽपि तथारूढोऽभिनिवेशः ॥ ९ ॥

૯ પોતાના જ સ્વભાવદ્વારા જે વહે છે (પ્રવૃત્ત થાય છે), અને વિદ્વાનોમાં પણ જે પોતાની જડ ઘાલી બેઠેલો છે, તેને અભિનિવેશ (જીવનાસક્તિ) કહે છે.

એ જીવનાસક્તિને તમે પ્રત્યેક પ્રાણીમાં વ્યક્ત અને પ્રકટ થયેલી જોઈ શકો છો અને એના આધારે ભાવી જીવનનો સિદ્ધાંત બાંધવા માટેના પણ અનેક પ્રયત્નો થઈ ચૂક્યા છે કારણ કે, મનુષ્ય પોતાના જીવનમાં એટલો બધો તો આસક્ત થયેલો હોય છે કે જેથી તેને વળી કોઈ ભાવિ જીવનની આશા પણ થયા કરે છે એ તો હવે નિર્વિવાદ સિદ્ધ થઈ ચૂક્યું છે કે, એવા વિવાદો સર્વદા માન વિનાના જ છે, છતાં પણ એમાં વિશેષ આશ્ચર્યકારક વાત એટલી જ છે કે પાશ્ચાત્ય પ્રદેશોમાં એવું માનવામાં આવે છે કે, મનુષ્યની જીવનાસક્તિ તે કોઈ ભાવી—હવે પછીના—જીવનનો સભવ બતાવે છે એ ભાવ અને એ કલ્પના માત્ર મનુષ્યોના સબધમાં લાગૂ પડે છે—બીજા પ્રાણીઓ સાથે એનું કશું પણ લાગતું વળગતું નથી. અમારા આર્યાવર્તમાં એ જીવનાસક્તિનો સિદ્ધાંત, ભૂતકાળના અનુભવ અને અસ્તિત્વને સિદ્ધ કરવા માટેના વાદોમાંનો એક પ્રમુખ વાદ મનાય છે ઉદાહરણાર્થ, આપણું બધું જ્ઞાન આપણને અનુભવથી જ પ્રાપ્ત થયલું છે, એ વાત જો ખરી જ હોય તો એ તો પોતાની મેળે જ સિદ્ધ થઈ જાય છે", જે વિષયનો આપણને અનુભવ થયલો ન હોય, તે વિષયની આપણને કલ્પના પણ આવી શકે જ નહિ અને તે વિષયને આપણે સમજી પણ ભાગ્યે જ શકીએ મરઘીનાં બચ્ચાં જેવાં ઇંડામાથી બહાર નીકળ્યા કે, તત્કાળ દાણો ચુગવા માંડે છે કેટલીક વાર એવું પણ જોવામાં આવ્યું છે કે, બતકોનાં જે ઇંડાને મરઘીએ હૂફ આપેલી હોય છે, તે બતકો પણ ઇંડામાથી બહાર નીકળતાંની સાથે જ પાણી તરફ ઉડવા માંડે છે અને તેમની પાલક માતા મરઘી તો એમ જ માની બેસે છે કે, તે મારાં બચ્ચાં ડૂબી જવાનાં માટે, જો માત્ર અનુભવ જ જ્ઞાનનું મુખ્ય સાધન (કારણ) હોય તો ઇંડામાથી નીકળતાં જ મરઘીનાં બચ્ચાં દાણો ચુગતાં કેવી રીતે શીખ્યાં? અને બતકનાં બચ્ચાં પાણીને પોતાની સ્વાભાવિક વસ્તુ તરીકે કેમ ઓળખી શક્યાં? આના ઉત્તરમાં જો તમે એમ કહો કે, "એ સાહજિક જ્ઞાન અથવા સાહજિક બુદ્ધિનું પરિણામ છે! તો એનો કશો પણ અર્થ થઈ શકતો નથી. ઉત્તર આપવા માટેનો એ એક શબ્દ છે, પણ એનું કશું પણ વિવેચન તમારાથી કરી શકાય તેમ નથી જ

સાહજિક બુદ્ધિ કે સાહજિક જ્ઞાન તે શી વસ્તુ છે? એ પ્રથમ આપણે જાણવું જોઈએ આપણા પોતાના અંગમાં પણ એવા અનેક પ્રકારના સાહજિક જ્ઞાનો રહેલાં છે ઉદાહરણાર્થ તમારામાંની ઘણી ખરી સ્ત્રીઓ પિયાનો વગાડી શકે છે પણ અહીં જે મુખ્ય એક વાત યાદ

રાખવાની છે, તે એ છે કે, જે વેળાએ પ્રથમ તમે પિયાનો વગાડવાની કળા શીખ્યા, ત્યારે તેની સફેદ અને કાળી ચાવીપર એક પછી એક અનુક્રમે તમારે કેટલી બધી સભાળથી આંગળીઓ મૂકવી પડતી હતી. પણ હવે અત્યારે ઘણાક વર્ષોના સતત અભ્યાસ પછી એ કાર્ય તમારી આગળીઓ માટે એટલું બધુ સહજ અને સ્વાભાવિક થઇ ગયુ છે કે, તમે તમારા મિત્રો સાથે વાતચીત પણ કર્યા કરો છો અને સાથે પિયાનાની ચાવીપર તમારી આગળીઓ યથેચ્છ રમત કરતી રહે છે, કારણ કે, આગળીઓમા હવે સહજિક બુદ્ધિ—જ્ઞાન—ઉત્પન્ન થયલું હોય છે એ પ્રમાણે આપણે જે કોઈ કાર્ય નિત્ય કરતા હોઇએ, તે કાર્યમા અભ્યાસવડે શરીરનો દરેક પણ ક્ષેત્ર પરિચિત થઈ જાય છે ને તેથી તે કાર્ય કરવામા તેની સહજિક બુદ્ધિ જ બની જાય છે અર્થાત્ તે પોતાની મેળે જ ચાલનાર—સ્વયંવહ—બની જાય છે, પરતુ જ્યા સુધી આપણે જ્ઞાન ધરાવીએ છીએ, ત્યાં સુધી એમ જ કહી શકાય છે કે, જે વસ્તુઓ અત્યારે આપણને સ્વયંગતિવાળી દેખાય છે, અથવા આપણે જેને સ્વયંવહ માનીએ છીએ, તે માત્ર મૂળ ગુણને છોડી બેઠેલી બુદ્ધિનો અધઃપાત જ છે જો આપણે યોગીની ભાષામા કહીએ, તો એ અગ બુદ્ધિ મૂળ બુદ્ધિના ગર્ભમાંજ સકીર્ણ થયેલી હોય છે પરિચ્છેદ વિચાર સકીર્ણ થઇ ગયેલો હોય છે અને તે સ્વયંવહ સસ્કારના જેવો થાય છે તેટલા માટે આ વાતમા જેને આપણે સાહજિક બુદ્ધિ કહીએ છીએ, તે સર્વ માત્ર સકીર્ણ બુદ્ધિ છે એમ કહેવુ, એ તદ્દન સયુક્તિક છે જેવી રીતે બુદ્ધિનુ આગમન અનુભવ વિના થઈ નથી શકતું, તેવીજ રીતે સર્વસાહજિક જ્ઞાન તે આપણા ભૂતકાલીન અનુભવોનુ પરિણામ છે મરઘીના બચ્ચા બાજ નામક પ્રાણીથી સ્વાભાવિક રીતે જ ડરે છે અને બતકોનો પાણીમા નૈસર્ગિક પ્રેમ રહેલો હોય છે, એ બન્ને ભૂતકાળના અનુભવના જ પરિણામો છે

ત્યારે અહીં જે એક સવાલ ઉભો થાય છે, તે એ છે કે, એ અનુભવનો કોઈ એક ખાસ આત્મા સાથે જ સબધ રહેલો હોય છે કે, તેનો સબધ માત્ર શરીર સાથેજ છે, અને બતકને જન્મતા જ જે અનુભવ મળે છે, તે તેના પૂર્વજોના અનુભવનું પરિણામ છે કે, તેના પોતાના જ અનુભવનું ફળ છે? વર્તમાનકાળના તત્ત્વજ્ઞોનો એવો અભિપ્રાય છે કે, એ અતર્મ્ય નૈસર્ગિક સ્વભાવનો માત્ર શરીર સાથેજ સબધ રહેલો છે, અને યોગી એમ પ્રતિપાદન કરે છે કે, મનને શરીરદ્વારા મળેલો એ અનુભવ છે. એ અનુભવ આર્યતત્ત્વશાસ્ત્રમાં પુનર્જન્મ સિદ્ધાતના નામથી ઓળખાય છે

એ તો આપણે જોઇ જ ચૂકયા છીએ કે, આપણું સમસ્ત જ્ઞાન—પછી આપણે તેને દર્શન, બુદ્ધિ કે સાહજિક બુદ્ધિના નામથી ઓળખીએ, તે એક જુદી વાત છે—એક જ માર્ગથી આપણને પ્રાપ્ત થાય છે અને તે માર્ગ અનુભવની સજ્ઞાથી ઓળખાય છે જે જે

વસ્તુને આપણે અત્યારે સ્વાભાવિક વલણ, અથવા સાહજિક બુદ્ધિના નામે ઓળખીએ છીએ, તે સર્વ આપણા ભૂતકાલીન અનુભવનું જ પરિણામ છે. ભૂતકાળનો અનુભવ સાહજિક બુદ્ધિના રૂપમાં ફેરવાઈ ગયો છે અને પુનઃ એ બુદ્ધિનું-સાહજિક બુદ્ધિનું જ્ઞાનના રૂપમાં પરિવર્તન થઈ જશે. સમસ્ત વિશ્વમાં એ જ નિયમ પ્રવર્તે છે અને ભારતવર્ષમાંના મુખ્ય વાદોમાના એક પુનર્જન્મવાદની ઈમારત એના ઉપર જ બાંધવામાં આવેલી છે. કાળના પ્રવાહમાં નાના પ્રકારના ભયોના વારંવારના મળતા અનુભવથી જ એ જીવનાસક્તિનો જન્મ થયલો છે અને થાય છે. નાનું બાળક વારંવાર સ્વાભાવિક રીતે જ બ્હી જાય છે. એનું મુખ્ય કારણ એ જ છે કે, તેના મનમાં પૂર્વની પીડાનો અનુભવ મૂર્તિમાન્ વસેલો હોય છે. મોટા મોટા વિદ્વાનોના હૃદયમાં પણ, કે જેઓ સારી રીતે જાણે છે કે, આ શરીરનો તો એક દિવસે અંત આવવાનો જ છે, ને તેથી જેઓ સદૈવ એમ જ કહેતા રહે છે કે;-"ચિન્તા નહિ! આ શરીર ગયું તો શું થયું? આપણા માટે એવાં બીજાં શતાવધિ શરીરો તૈયાર છે; આત્મા અમર છે-તે કોઈ કાળે પણ મરી શકતો નથી!" એમ પોતાની બુદ્ધિના વિશ્વાસપૂર્વક પ્રતિપાદન કરનારા કોવિદોનાં હૃદયોમાં પણ, એ જીવનાસક્તિની પ્રબળતા પ્રત્યક્ષ આપણા જોવામાં આવી છે.

ત્યારે એ જીવનાસક્તિ તે શું છે? આપણે જોયું છે કે, જીવનાસક્તિ સાહજિક છે. જો યોગીની આત્મિક ભાષામાં કહીએ, તો એ **સંસ્કારો** થાય-કહેવાય છે. સંસ્કારો-પછી તે સૂક્ષ્મ હોય કે ગુપ્ત-ચિત્તમાં સૂતેલા હોય છે. મરણ વિશેના સર્વ ભૂત કાળના અનુભવો, અને અત્યારે આપણે જેને સ્વાભાવિક બુદ્ધિના નામથી ઓળખીએ છીએ તે બીજું કાંઈ પણ નહિ, કિન્તુ અનુભવનું કિંચિત્ ચેતનયુક્ત થયલું સ્વરૂપ જ છે. એનો નિવાસ ચિત્તમાં છે અને તે કર્મહીન અથવા કર્મ શૂન્ય નથી, કિન્તુ ગૌણ રીતે કર્મ કર્યા કરે છે. એ સ્થૂલ રૂપવાળી ચિત્તવૃત્તિઓ-મનની લહરીઓ-ની આપણને લાગણી થઈ શકે છે અને આપણે તેમને ઓળખી પણ શકીએ છીએ-એટલે કે, તેમના ગુણોને સારી રીતે જાણી શકીએ છીએ-તેથી એમનો સત્વર જ સંયમ કરી શકાય એમ છે. પણ જે સૂક્ષ્મ સંસ્કારો છે તેમનો શો ઉપાય? એ સંસ્કારો સંયમમાં-આપણા અંકુશમાં-કેવી રીતે આવી શકે? જે વેળાએ હું કોપાયમાન થાઉં છું, તે વેળાએ મારું સમસ્ત મન કોપની એક મહાન્-અપાર-લહરીરૂપ જ બની જાય છે. મને એની લાગણી થઈ શકે છે, હું એને જોઈ શકું છું અને હું એનો ઉપયોગ પણ કરી શકું છું હું સરળતાથી એને હાથમાં લઈ શકું છું અને એની સાથે યુદ્ધ પણ કરી શકું છું; છતાં પણ જ્યાં સુધી હું એનાં કારણોને શોધી ન કાઢું, ત્યાં સુધી એની સાથેના યુદ્ધમાં મને પૂરેપૂરો વિજય

મળશે નહીં. જો કોઈ માણસ આવીને મારા મનમાં કોપ ઉત્પન્ન થાય એવા શબ્દોનો ઉચ્ચાર કરે છે કે, તરત મને એવો ભાસ થવા માંડે છે કે, હું ગરમ થાઉં છું; તે મનુષ્યે મારો કોપાનળ ઠેઠ મસ્તકે પહોંચી જાય, ત્યાં સુધી જેમનાં તેમ બોલ્યા જ કરે, એટલે હું મને પોતાને ભૂલી જાઉં છું—એટલે કે કોપમાં જ એકરૂપ—તલ્લીન—થઈ જાઉં છું. હવે એમાં ખાસ સમજવાની વાત એ છે કે, જે વેળાએ તે મનુષ્યે પ્રથમ બોલવાનો આરંભ કર્યો, તે વેળાએ હું માત્ર એટલું જ ધારતો હતો કે, "મારા મનમાં કોપ ઉત્પન્ન થાય છે." એટલે કે, કોપ એક ભિન્ન પદાર્થ હતો અને હું પોતે એક ભિન્ન પદાર્થ હતો; પરંતુ જ્યારે હું પૂરેપૂરો કોપાયમાન થઇ ગયો, તે સમયે સાક્ષાત્ કોપ હું પોતે જ હતો. એ લાગણીઓને જ તે જ્યારે તેમના કોમળ સ્વરૂપમાં હોય, માત્ર બીજરૂપ હોય, સૂક્ષ્મ હોય તે ક્ષણે જ દાબી દેવી જોઇએ—એટલે કે, સંસ્કારો આપણા મનમાં અમુક પ્રકારની ક્રિયા કરવા માંડ્યા છે, એનું જ્ઞાન થવા પૂર્વે જ આપણે તેમનાં મૂળ ઉખેડી નાંખવાં જોઇએ. જે વેળાએ એ સંસ્કારો ધીમે ધીમે મનનાં પટલમાંથી બહાર આવવા માંડે છે, તે વેળાની એ સૂક્ષ્મ સંસ્કારોની સ્થિતિથી મનુષ્યોની વિશેષ સખ્યા બહુધા અજ્ઞાત જ હોય છે. જે વેળાએ તળાવના તળિયામાંથી પાણીનો પરપોટો પ્રથમ ઉદ્ભૂત થાય છે, તે વેળાએ આપણે તેને જોઇ નથી શકતા, એટલું જ નહિ; પણ પાણીની સપાટીપર લગભગ આવવા છતાં પણ તે આપણને દષ્ટિગોચર થઇ શકતો નથી. જે વેળાએ સંપૂર્ણ રીતે તે પાણીની સપાટીપર આવીને પોતાના ગોળ સ્વરૂપને વિસ્તારે છે, તે વેળાએ જ માત્ર આપણે જોઇ અને જાણી શકીએ છીએ કે, અમુક સ્થાને પાણીનો પરપોટો છે. સંસ્કારોની સ્થિતિ પણ પાણીના એ પરપોટા જેવી જ છે. સંસ્કારોનો વિસ્તાર થવા પૂર્વે જ જો આપણી દષ્ટિ તેમનાપર જાય, તો જ આપણે તેના વિસ્તારનો અવરોધ કરવામાં સમર્થ થઈ શકીએ. જ્યાં સુધી તમે તેમને તેમના પ્રાથમિક સ્વરૂપમાં જ જોઇ ન શકો અને તેમનો વિસ્તાર થવા પૂર્વે જ તેમને સમાવી દેવાનો યત્ન ન કરો, તો પૂર્ણ રીતે કોઇ પણ વિકારપર વિજય મેળવવો સર્વથા અશક્ય અને અસંભવિત જ છે. આપણા વિકારો—સંસ્કારોનું જો આપણે દમન કરવું હોય, તો મૂળમાંથી જ આપણે તેમનો ઉચ્છેદ કરવો જોઇએ; એમ કરીશું, તો જ માત્ર આપણે તેમનાં મૂળબીજને બાળીને ભસ્મીભૂત કરી શકીશું; અન્યથા એમ થવું અશક્ય છે. જેવી રીતે દગ્ધ બીજની પૃથ્વીમાં વાવણી કરવાથી તે વૃક્ષરૂપે ઉદ્ભૂત થઈ નથી શકતું, તેવી જ રીતે મૂળમાંથી જ તેમના પ્રાથમિકરૂપમાં જ સંસ્કારો—વિકારો—નો નાશ કરી નાંખ્યો હોય, તો તેઓ પાછા કોઈવાર પણ ઉંચું માથું કરી નથી શકતા. (અહીં મૂળ અને પ્રાથમિક સ્વરૂપનો અર્થ 'સૂક્ષ્મ સ્વરૂપ' જ કરવાનો છે.)

ते प्रतिप्रसवहेयाः सूक्ष्माः ॥ १० ॥

**૧૦ પ્રતિપ્રસવ (વિરુદ્ધ ભાવના)વડે ત્યાજ્ય કરવાના તે ક્લેશો સૂક્ષ્મ છે.**

ત્યારે આપણે એ સંસ્કારોનો સંયમ કેવી રીતે કરવો ? એ એક પ્રશ્ન ઉભો થાય છે. એનું ઉત્તર એ છે કે, પ્રથમ આપણે મોટા તરંગોથી આરંભીને પછી વધારે અને વધારે ન્હાના તરંગોપર આવતા જવું. ઉદાહરણાર્થ, જે વેળાએ આપણા મનમાં કોપનો એક મહાન્ તરંગ ઉત્પન્ન થયો હોય, તે વેળાએ સંયમવડે તેની નિવૃત્તિ કેવી રીતે કરવી વારુ ? એવી રીતે કે, તેથી વિરુદ્ધ પોતાના મનમાં એક મહાન્ તરંગ–ભાવ–ઉત્પન્ન કરવો. પ્રેમનો જ વિચાર કરોને. કોઇવાર એક સ્ત્રી પોતાના પતિપર અત્યંત કોપેલી હોય છે અને તેની સ્થિતિ ચંડિકા જેવી થઇ ગયેલી હોય છે; પરંતુ એટલામાં અચાનક જો તેનું બાળક ત્યાં આવી લાગે, અને તેને જો તે ચુંબન કરે છે, તો તેની પૂર્વ (કોપ) લહરી મરણશરણ થઈ જાય છે અને તેને સ્થાને માતૃપ્રેમની એક નૂતન લહરી જ તેના મનમાં ઉત્પન્ન થાય છે. એ પ્રબલ લહરી પ્રથમની કોપ લહરીને દાબી નાખે છે, કારણ કે, પ્રેમ, તે કોપથી સર્વથા વિરુદ્ધ અને તેના શત્રુરૂપ જ છે. એટલે એથી, મનમાં એક પ્રકારની વિરુદ્ધ ભાવના ઉત્પન્ન કરવાથી જે ભાવનાને ત્યાગવાની આપણી ઇચ્છા હોય, તેને આપણે સંપૂર્ણતાથી પરાજિત કરી શકીએ છીએ, એ સિદ્ધાન્ત નિર્વિવાદ સિદ્ધ થઈ જાય છે. અર્થાત્ આપણા સૂક્ષ્મ સ્વભાવમાં જો આપણે એવી સૂક્ષ્મ વિરુદ્ધ ભાવના–લહરી–ઓ ઉત્પન્ન કરીએ, તો તે ચિત્તપટલના અંતર્ભાગમાં રહેલાં કોપનાં સૂક્ષ્મ કર્મોને અવરુદ્ધ કરી નાંખે છે. હવે એ તો આપણા જાણવામાં આવી જ ગયું કે, એ બધાં સ્વાભાવિક કર્મોનો પ્રથમ સ્થૂલ કર્મો તરીકે જ આરંભ થયો હતો અને પાછળથી જ તે વિશેષ અને વિશેષ સૂક્ષ્મ થતાં ગયાં છે. એટલા માટે જો એ જ પ્રમાણે આપણા સ્થૂલ ચિત્તમાં આપણે પ્રથમથી જ સારી ભાવનાઓ ઉત્પન્ન કરીએ, તો તે અંતર્ભાગમાં પ્રવેશ કરશે, ત્યાં સૂક્ષ્મ સ્વરૂપ ધારણ કરશે અને દુષ્ટ વિચારોના 'સંસ્કાર' સ્વરૂપોનો નાશ કરવામાં ઉદ્યુક્ત થશે.

ध्यानहेयास्तद्वृत्तयः ॥ ११ ॥

**૧૧ ધ્યાનવડે તેમની વૃત્તિઓનો ત્યાગ કરવો જોઇએ.**

સંસ્કાર અથવા વિકારની એ મહાન્ લહરીઓને સંયમમાં લાવવામાટેનું ધ્યાન, તે અનેક મહાન્ સાધનોમાંનું એક ઉત્કૃષ્ટ સાધન છે. ધ્યાનવડે તમે સહજ પોતાના મનને એ વિકારોને સમાવી દેવાના કાર્યમાં પ્રેરી શકો એમ છો અને જો તમે એ ધ્યાનનો અભ્યાસ દિવસ, માસ અને વર્ષોના વર્ષ પર્યન્ત–જ્યાં સુધી તમારો એવો સ્વભાવ જ થઈ જાય ત્યાં

માટે યોગીઓ શ્રેષ્ઠ કે કનિષ્ઠ ઉભય પ્રકારના સંસ્કારોને એક સરખી રીતે જ ક્લેશનાં મૂળ માને છે. ઉભય પ્રકારના સંસ્કારો આત્માની મુક્તિના માર્ગમાં એક સરખા જ અવરોધકારક થઈ પડે છે.

આપણાં સર્વ કર્મોનાં સૂક્ષ્મ મૂળ સંસ્કારોની પણ એવી જ ગતિ છે અને તે આપણા આ અથવા હવે પછીના જન્મમાં અવસ્ય પોતાનો સ્વભાવ વ્યક્ત કરે છે–સારું કે નઠારું પરિણામ અવસ્ય ઉપજાવે છે. કોઇ કોઇવાર જ્યારે એ સંસ્કારો બહુ જ બળવાન્ થઇ જાય છે, ત્યારે તેમનું ફળ તત્કાળ પ્રાપ્ત થાય છે. કોઇક વેળાએ ઉત્તમ કે નીચ કેટલાંક કર્મો એવાં પ્રબળ હોય છે કે, જે આ જન્મમાં જ મનુષ્યને પોતાનાં ફળોનો આસ્વાદ ચખાડી આપે છે. યોગીઓ તો એમ પણ કહે છે કે, જે મનુષ્યો ઉત્કૃષ્ટ સંસ્કારોની પ્રચંડ સત્તા ધરાવવાને શક્તિમાન્ છે, તેઓ ધારે તો સાધારણ રીતે મરતા નથી, કિન્તુ આ જીવનમાં જ પોતાના માનવ દેહને દેવદેહમાં બદલી નાંખી શકે છે. એવા યોગીઓએ પોતાના ગ્રંથોમાં અનેક ઉદાહરણો વર્ણવેલાં છે. એવા પવિત્રાત્માઓ નિજ શરીરોનાં મૂળ સાધનોને બદલી નાંખે છે અને તેઓ પોતાના પરમાણુઓને પુન નવેસરથી એવી રીતે ગોઠવે છે કે, એમ કરવા પછી રોગનો તેમને લેશ માત્ર પણ ભય રહેતો નથી અને કાળ તેમને પોતાના પંજામાં સપડાવી શકતો નથી. એમ શા માટે ન બને ? એવો એક પ્રશ્ન અહીં ઊભો થાય છે. એના ઉત્તરમાં જણાવવાનું કે, આપણે સાધારણ રીતે જે આહાર કરીએ છીએ, તે સૂર્ય પાસેથી લીધેલી શક્તિનું જ પરિણામસ્વરૂપ છે. સૂર્યની એ શક્તિ પ્રથમ વનસ્પતિના અંગમાં આવે છે, એક પશુ તે વનસ્પતિનું ભક્ષણ કરે છે અને આપણે તે પશુ–તેના માંસ–નુ ભક્ષણ કરીએ છીએ. એ સર્વનો ભાવાર્થ એટલો જ કે, એટલી બધી શક્તિ આપણે બીજા સાધનોદ્વારા સૂર્ય પાસેથી જ મેળવીએ છીએ અને તેને આપણે એક ભાગ બનાવીએ છીએ. વસ્તુસ્થિતિ એ પ્રમાણેની છે, ત્યારે પ્રશ્ન એ જ ઉત્પન્ન થાય છે કે, શક્તિને ગ્રહણ કરવાનો પરંપરાગત એક માર્ગ–માત્ર એક જ માર્ગ શા માટે હોવો જોઇએ ? વનસ્પતિની શક્તિનું ગ્રહણ કરવાની રીતિ આપણી રીતિ જેવી નથી, તેમ જ પૃથ્વીની શક્તિગ્રહણની રીતિ પણ આપણી માનવી રીતિ કરતાં ઘણી જ જૂદી પડી જાય છે, એ તો સર્વથા સ્પષ્ટ જ છે, છતાં પણ એટલું તો નિશ્ચિત છે કે, સર્વ એક કે બીજા રૂપમાં જ શક્તિનું ગ્રહણ કરે છે. પરંતુ યોગી જનો તો એમ કહે છે કે, તે પોતે માત્ર મનની સત્તાથી જ એ શક્તિનુ ગ્રહણ કરવાને સર્વથા શક્તિમાન્ છે. એટલે કે, સાધારણ સાધનોની સહાયતા વિના જ પોતામાં પોતાની ઇચ્છા હોય, તેટલી શક્તિનું તેઓ સૂર્યમાંથી સરળ આકર્ષણ કરી શકે છે. જે પ્રમાણે કરોળિયો પોતાના શરીરમાંથી જ એક પ્રકારનાં તાંતણાં કાઢીને જાળી બનાવે છે

અને તેમાં પોતે જ બદ્ધ થઇ જાય છે, અને તે જાળીની હદ વિના બીજે ક્યાંય જઈ નથી શકતો; તેવી જ રીતે આપણે પણ આપણા પોતાના જ્ઞાનતંતુઓમાંથી એક જાળી બનાવેલી છે, અને એ જ્ઞાનતંતુના બંધન (સહાયતા) વિના આપણે કોઇપણ કાર્ય કરી નથી શકતા. એ માટે યોગીઓનો એવો ઉપદેશ છે કે, આપણે પોતાને એવી રીતે બદ્ધ કરી નાંખવા ન જોઇએ.

આપણે વિશ્વના કોઇપણ ભાગમાં વીજળી (Electricity) મોકલી શકીએ છીએ, પરંતુ આપણને તે વિશિષ્ટ તારદ્વારા જ મોકલવી પડે છે. પરંતુ પ્રકૃતિ (Nature) માં એટલી બધી સત્તા રહેલી છે કે, તે વીજળીનો ગમે તેટલો પ્રચંડ પ્રવાહ કોઈ પણ પ્રકારના તાર વિના જ ગમે ત્યાં મોકલી શકે છે. ત્યારે આપણે પણ એ પ્રમાણે જ શા માટે ન કરવું? આપણે માનસિક વિદ્યુતનું યથેચ્છ પ્રેષણ કરી શકીએ એમ છે. જેને આપણે 'મન' ના નામથી ઓળખીએ છીએ, તેમાં વિદ્યુત જેટલીજ એક વહન કરનારી શક્તિ રહેલી છે. એ તો પ્રસિદ્ધ જ છે કે, જ્ઞાન તંતુના રસમાં કેટલેક અંશે વીજળીની શક્તિ અસ્તિત્વ ધરાવે છે, કારણ કે, તેમાં ધ્રુવાભિમુખ રહેવાનો ગુણ છે અને વીજળીની પ્રતિ દિશામાં તે ઉત્તર આપી શકે છે. આપણે માત્ર એ વીજળીના પ્રવાહને જ્ઞાનતંતુમાં જ વહેવડાવી શકીએ છીએ. ત્યારે આપણે આપણી માનસિક વિદ્યુતશક્તિને એ સાધન–આધાર–વિના જ ઇચ્છિત સ્થાને મોકલવાનો યત્ન શામાટે ન કરવો? શું એમ થવું અશક્ય છે? ના. યોગીઓ દૃઢતાપૂર્વક આપણને જણાવે છે કે, એમ થવું સર્વથા શક્ય અને અમલમાં લાવી શકાય એવુંજ છે અને જ્યારે તમે પોતાની માનસિક શક્તિનો એ પ્રમાણે ઉપયોગ કરી શકશો, ત્યારે તમે આખા વિશ્વમાં પોતાની સત્તા ચલાવતા થશો. કોઇપણ પુરુષ ગમે ત્યાં હોય, તોપણ તમે તેની સાથે પોતાનો સંબંધ સાંધી શકશો અને મજ્જાતંતુ કે જ્ઞાનતંતુની સહાયતા લેવાની તમને લેશ માત્ર પણ આવશ્યકતા રહેશે નહિ. જ્યાં સુધી આત્મા શરીરમાં રહેલા જ્ઞાનતંતુઓમાં જ રમ્યા કરે છે, ત્યાં સુધી આપણે એમજ કહીએ છીએ કે, 'આ મનુષ્ય જીવે છે,' અને તે જ્ઞાનતંતુઓ ત્રુટી જતાંની સાથેજ આપણે મનુષ્યને મરી ગયેલો કહીએ છીએ. પરંતુ જે વેળાએ મનુષ્ય એ સાધનોવડે અથવા તો તે વિના જ એક સરખી રીતે પોતાનો કાર્યભાગ ચલાવી શકે છે, તે વેળાએ જન્મ અને મરણ એ બન્ને શબ્દો તેના માટે સર્વથા અર્થ વિનાના જ થઈ જાય છે. વિશ્વમાંનાં સર્વ શરીરો તન્માત્રાઓનાં જ બનેલાં છે અને માત્ર એ તન્માત્રાઓની વ્યવસ્થામાં જ એ ભેદભાવના જોવા અને અનુભવવામાં આવે છે. પરંતુ જો તમે પોતે જ વ્યવસ્થાપક બની જાઓ, તો તમે શરીરની એક કે બીજા પ્રકારની યથેચ્છ વ્યવસ્થા કરી શકો એમ છો. તમારા પોતા વિના શરીરને ઉત્પન્ન કરનાર બીજું કોણ છે વારુ? અન્નનો આહાર

કોણ કરે છે? જો તમારા બદલામાં બીજો મનુષ્ય અન્નનું ભક્ષણ કરે, તો તમે તેથી લાંબા વખત ભાગ્યે જ જીવી શકો એમ છો. વળી અન્નમાંથી રક્તની ઉત્પત્તિ કોણ કરે છે? અવશ્ય તમે પોતે જ. એ રક્તનો ઉપયોગ કોણ કરે છે અર્થાત્ તેને શિરાઓમાં કોણ પાઉવે છે? તમે જ. તેમ જ મજ્જાતંતુ અને સ્નાયુઓનો ઉત્પાદક કોણ છે વારુ? તમારાં પોતાનાં જ તત્ત્વોમાંથી એ સઘળી વસ્તુઓના બનાવનાર તમે પોતે જ છો. શરીરના મૂળ ઉત્પાદક આપણે પોતે જ છીએ અને તેમાં આપણે વસીએ છીએ. માત્ર એ સકળ પદાર્થો કેવી રીતે બનાવવા, એના જ્ઞાનને જ આપણે ખોઈ બેઠા છીએ. આપણે આત્મચેષ્ટ કાલવિભ્રષ્ટ જ થયેલા છીએ. આપણે એ વસ્તુઓને વ્યવસ્થિત કરવાની પદ્ધતિ ભૂલી ગયા છીએ. એટલા માટે, જો પુનઃ આપણે આત્મચેષ્ટાથી એ કાર્ય કરવા માંડીએ, તો આપણી એ ભૂલ સુધરી શકે એમ છે. સૃષ્ટિના-ઉત્પાદક આપણે જ છીએ અને તેથી સૃષ્ટિની વ્યવસ્થા પણ આપણે પોતે જ કરવી જોઇએ. આપણા એ અભ્યાસના આરંભ સાથે જ આપણે ઇચ્છિત પદાર્થનું ઉત્પાદન કરવામાં સર્વ પ્રકારે સમર્થ અને શક્તિમાન થઈ શકીશું અને જે વેળાએ એ શક્તિ આપણામાં આવી ગઇ, તે વેળાએ, જન્મ, મરણ અને જરા કે રોગ એમાંનું આપણા માટે કશું પણ રહેવાનું નથી

सति मूले तद्विपाको जात्यायुर्भोगाः ॥१३॥

**૧૩ સંસ્કારોનાં મૂળ સૂક્ષ્મરૂપે (મનમાં) અસ્તિત્વ ધરાવતાં હોવાથી સુખ દુઃખના અનુભવ, જન્મ અને જાતિરૂપમાં તેમનું ફળ અવશ્ય મળવાનું જ.**

મૂળ કારણ, અથવા સંસ્કારોનો ત્યાં સૂક્ષ્મરૂપે નિવાસ હોવાથી તેઓ પુનઃ વ્યક્ત થાય છે અને પોતાના સ્વભાવ અનુસાર પરિણામ ઉપજાવે છે કારણનો લય થતાં તે પરિણામ બને છે અને પરિણામ વિશેષ સૂક્ષ્મ સ્વરૂપ ધારીને બીજા ભાવી પરિણામનું કારણ બને છે. વૃક્ષ પ્રથમ એક બીજને ધારણ કરે છે અને તે બીજ ભાવી વૃક્ષનું કારણ બને છે. એ જ પ્રમાણે પરંપરા ચાલી જાય છે. વર્તમાન કાળનાં આપણાં બધા કર્મો, ભૂતકાલીન સંસ્કારોનાં જ પરિણામો છે. વળી એ જ સસ્કારો આપણાં ભાવી કર્મોનાં કારણ થઈ પડે છે, અને એની જ રીતે આપણે આગળ અને આગળ વિચરતા રહીએ છીએ. એટલા માટે જ પ્રસ્તુત સૂત્ર એમ જણાવે છે કે, કારણનો મનમાંથી સમૂળ ઉચ્છેદ થયેલો ન હોવાથી જાતિના રૂપમા એનું ફળ-પરિણામ-અવશ્ય આવી મળવાનું જ. એક મનુષ્યનો અવતાર પામશે, બીજો દેવકોટિમાં જશે, કોઈ વળી પશુનો અવતાર ધારણ કરશે અને ચોથાને વળી પિશાચ યોનિનો અનુભવ લેવો પડશે. વળી આપણા જીવનકાળમાં

પણુ અનેક પ્રકારના ભિન્ન ભિન્ન ભેદો રહેલા છે. એટલે કે, એક મનુષ્ય માત્ર પચાશ વર્ષનું આયુષ્ય ભોગવે છે, ત્યારે બીજો શતાયુ થાય છે અને ત્રીજો વળી માત્ર બે વર્ષના અવધિમાં જ મરણુશરણુ થઈ જાય છે અને તારુણ્યનો લેશ માત્ર પણુ ઉપભોગ લઈ નથી શકતો. એ સર્વ સ્થિતિઓ ભૂતકાળનાં કર્મો પ્રમાણેજ મનુષ્યને પ્રાપ્ત થાય છે. જો એક મનુષ્ય સુખોપભોગને માટે જ જન્મેલો હોય, તો તે, ગમે તો નિર્જન અરણ્યમાં જઈને છૂપાઈ બેસે તો સુખો તેને શોધતાં શોધતાં ત્યાં પણુ તેની પાછળ જઈ પહોંચે છે. બીજો મનુષ્ય દુઃખભાગી હોવાથી, તે જ્યાં પણુ જાય, ત્યાં માત્ર દુઃખોનો સમૂહ જ તેની પાછળ પાછળ ભમ્યા કરે છે અને તેને પ્રત્યેક વસ્તુ દુઃખ અને દુઃખમય જ દેખાય છે. એ સર્વ મનુષ્યનાં પોતાનાં જ પૂર્વ કર્મોનું ફળ અથવા પરિણામ છે. યોગીઓના તત્ત્વજ્ઞાન અનુસાર જે શ્રેષ્ઠ અને ઉચ્ચ કર્મો મનુષ્યે કરેલાં હોય છે, તેનું પરિણામ સુખમાંજ આવે છે અને નીચ વાસના યુક્ત કર્મો પરિણામે દુઃખોનેજ તાણી લાવે છે. અર્થાત્ જે મનુષ્ય સદા સર્વદા નઠારાં કર્મો કરવામાંજ લીન રહે છે, તેણે તેના દુઃખરૂપ ફળનો આસ્વાદ લેવા માટે તૈયાર થઈ જ રહેવું જોઇએ. )

ते ह्लादपरितापफलाः पुण्याऽपुण्यहेतुत्वात् ॥ १४॥

૧૪ પુણ્ય અને અપુણ્યના કારણથી તેઓ સુખ અને દુઃખરૂપ ફળોને ધારણુ કરે છે.

परिणामतापसंस्कारदुःखैर्गुणवृत्तिविरोधाच्च सर्वमेव दुःखं विवेकिनः१५

૧૫ પરિણામ, તાપ (ભય), અથવા સંસ્કારજન્ય દુઃખોવડે અને ગુણવૃત્તિના વિરોધથી વિવેકી જનોને સર્વ–દુઃખમય જ ભાસે છે.

યોગીઓ કહે છે કે, જે મનુષ્યમાં પરીક્ષા કરવાની શક્તિ છે, જે મનુષ્ય બુદ્ધિમાન્ છે, તે એ આનંદ અને શોક નામક વિવિધ વસ્તુઓને સારી રીતે જોઈ શકે છે, અને મનમાં તે સારી રીતે જાણે છે કે, વિશ્વમાં સુખ અને દુઃખ એક સરખા પ્રમાણુમાં સદા વ્હેંચાઈ ગયલાં હોય છે, એક બીજાને અનુસરે છે અને બીજામાં લીન થઈ જાય છે; તે વળી એ પણુ જાણી શકે છે કે, મનુષ્ય પોતાના સર્વ જન્મોમાં મૃગ પ્રમાણે મૃગજળમાં જળની ભાવના રાખીને તેના અનુરોધે ચાલ્યા કરે છે અને પોતાની તૃષ્ણાને કોઈ કાળે પણુ પૂર્ણ કરી નથી શકતા. આ જગતમાં એવો પ્રેમ હતો જ નહીં કે જે મંદ પડી ગયો નહીં હોય. મહાન્ ભૂપાલ યુધિષ્ઠિરે એકવાર કહ્યું હતું કે, આ મનુષ્યજન્મમાં વધારેમાં વધારે આશ્ચર્યકારક વાત તો એ છે કે, પ્રત્યેક ક્ષણે આપણે

આપણી આસપાસ અસખ્ય માનવીઓને મરતા નિહાળીએ છીએ અને તેમ છતા પણ આપણે તો કદાપિ મરવાના જ નથી, એવી જ આપણી ધારણા હોય છે * વળી આપણા એવા પણ વિચારો હોય છે કે, આપણી આસપાસ સર્વત્ર માત્ર મૂર્ખજનોનુ જ સામ્રાજ્ય વ્યાપેલુ છે અને તેમનામા માત્ર આપણે પોતે જ અપવાદરૂપ ડાહ્યા છીએ શીખેલા ભણેલા અને વિદ્વાન્ હોઇએ, તો તે માત્ર આપણેજ છીએ. સર્વત્ર ક્ષણભગુરતાના અનુભવોજ આપણા જોવામા આવતા છતા પણ આપણે તો એમજ ધારીએ છીએ કે, કેવળ આપણો પ્રેમ જ અનત અને શાશ્વત છે પરતુ એમ થઇ જ કેમ શકે? પ્રેમ પોતે પણ સ્વાર્થમય છે અને યોગીઓના અભિપ્રાય પ્રમાણે, પતિપત્નીનો પ્રેમ, બાળકોનો અનુરાગ, અને સુહૃદનો સ્નેહ પણ અતે ધીમે ધીમે ક્ષીણ થતો જાય છે, એ આપણે અંતે પ્રત્યક્ષ જોઇ શકીએ આ જન્મમાની દરેક દરેક વસ્તુ ક્ષીણતાની સત્તામા છે જે વેળાએ પ્રત્યેક વસ્તુ—મનુષ્યનો શાશ્વત પ્રેમ સુદ્ધા પણ—નિષ્ફળ અને નષ્ટ થાય છે, તે વેળાએજ તત્કાળ મનુષ્યને આ વિશ્વ કેવુ નિરર્થક, વ્યર્થ અને સ્વપ્નસૃષ્ટિ સમાન છે, એનુ પૂરેપૂરુ જ્ઞાન થઈ જાય છે એ જ્ઞાન થતાજ તેના મનમા વૈરાગ્યનો પ્રકાશ પડવા માડે છે, અને તે વેળાએજ અદૃષ્ટ અને પર પરમાત્માનો તેને મ૰ ભાસ થાય છે આ નશ્વર વિશ્વની આસક્તિનો ત્યાગ કરવામા આવે, તોજ તે પર વસ્તુનો ભાસ થઇ શકે છે, અન્યથા એમ થવુ સર્વથા અશક્ય અને અસભવિત જ છે અશાશ્વત ઇદ્રિય સુખ અને વિષયોપભોગોનો પરમાત્મ મય થવા માટે ત્યાગ ન કર્યો હોય, એવો એક પણ મહાત્મા આત્મા અદ્યાપિ થયો જ નથી. પ્રકૃતિના એ ભિન્ન ભિન્ન પ્રકારના પ્રબળ આઘાતોની વચ્ચે અથડાયા કરવુ, એ જ દુ ખ અને દુર્દશાનુ મૂળ કારણ છે, એમાની એક શક્તિ આપણને એક દિશામા તાણે છે અને બીજી, બીજી દિશામા ખેંચી જવાનો પ્રયત્ન કરે છે એથી શાશ્વત અને અનત સુખની પ્રાપ્તિ સર્વથા અશક્ય અને અસભવનીયજ થઈ જાય છે શાશ્વત સુખ એવી દશામા કદાપિ પ્રાપ્ત થઈ શકતુ નથી.

हेयं दुःखमनागतम् ॥ १६ ॥

૧૬ જે દુ ખ (અદ્યાપિ) આવીને પ્રાપ્ત ન થયુ હોય, તેનો (પ્રથમથી) પ્રતિકાર કરવો જોઇએ.

---

* "अहन्यहानि भूतानि गच्छन्तीह यमालयम् ।
शेषा स्थावरमिच्छन्ति किमाश्चर्यमत परम् ?" મહાભારત

કેટલાંક કર્મો અત્યાર પહેલાં જ આપણે કરી ચૂકેલા હોઇએ છીએ, કેટલાંક કર્મો વર્તમાન કાળમાં કર્યા કરીએ છીએ અને કેટલાંક કર્મો ભવિષ્યમાં ફળ ધારણ કરવાની માર્ગપ્રતીક્ષા કરતાં બેસી રહેલાં હોય છે. જે કર્મો આપણે કરી ચૂક્યા છીએ, તે ગતકાલીન થઇ ગયેલાં હોવાથી તેનો વિશેષ વિચાર કરવાની કશીપણુ આવશ્યકતા નથી.

પરંતુ જે કર્મનો આપણે અત્યારે જ અનુભવ લેતા થયા છીએ, તે કર્મો આપણે પૂર્ણ કરવાં પડશે, અને જે ફળ ધારણ કરવાની માર્ગપ્રતીક્ષા કરતાં બેસી રહેલાં છે, તેમને જ, જો આપણે ધારીએ, તો પરાજય કરીને સંયમમાં લાવી શકીએ એમ છે. અર્થાત અદ્યાપિ ફળીભૂત ન થયલાં સર્વ કર્મોને પરાજિત કરવાના કાર્યમાં આપણી સકળ શક્તિઓને વાળવી જોઇએ. પતંજલિએ પૂર્વના જે એક સૂત્રમાં, 'એ નાના વિધ સંસ્કારોનો તેથી વિરુદ્ધ ભાવનાઓવડે પ્રતિકાર કરવો જોઇએ,' એ પ્રમાણે કહેલું છે, તેનું પણ તાત્પર્ય એનું એ જ છે.

द्रष्टृदृश्ययोः संयोगो हेयहेतुः ॥ १७ ॥

**૧૭ દૃષ્ટ અને દ્રષ્ટાનો સંયોગ, તેજ એ હેય (પ્રતિકાર કરવા યોગ્ય) દુ:ખનો મુખ્ય હેતુ છે.**

દ્રષ્ટા કોણ છે? મનુષ્યનો આત્મા, કે જેને પુરુષના નામથી પણ ઓળખવામાં આવે છે. દૃષ્ટ શું છે? પ્રકૃતિની સમષ્ટિ, કે જેનો આરંભ મનથી થાય છે, અને જે અંતે સ્થૂલ પદાર્થમાં જઇને વિરામે છે. આ સઘળાં સુખ અને દુઃખોની પુરુષ અને મનના પરસ્પર સંયોગમાંથી જ ઉત્પત્તિ થાય છે. યોગતત્ત્વ પ્રમાણે તમારે એટલું તો અવશ્ય ધ્યાનમાં રાખવું જોઇએ કે, પુરુષ પોતે તો સર્વથા વિશુદ્ધ અને કોઇપણુ પ્રકારના વિકારથી રહિત જ છે. પરન્તુ જ્યારે પ્રકૃતિ સાથે તેનો સંયોગ થાય છે,' ત્યારે માયાની પ્રતિભાવડે જ તે, સુખ અને દુઃખની જૂદી જૂદી લાગણીઓ અનુભવતો, આપણા જોવામાં આવે છે.

प्रकाशक्रियास्थितिशीलं भूतेन्द्रियात्मकं भोगाऽपवर्गार्थं दृश्यम् ॥१८॥

**૧૮ પ્રકૃતિ મૂળતત્વ અને ઇન્દ્રિયોના સમાગમથી બની છે (ભૂતેન્દ્રિયાત્મક છે); વળી તે પ્રકાશ, ક્રિયા અને સ્થિતિશીલ (યુક્ત) છે અને તે અનુભવીના અનુભવ અને મુક્તિમાટે છે.**

માયા-પ્રકૃતિ-અનુભૂત છે, અને તે પંચ મહાભૂત તથા ઇન્દ્રિયોની બનેલી છે. પ્રકૃતિને **પ્રધાન*** પણ કહેવામાં આવે છે. ભૂતોમાં આકાશ આદિક સ્થૂલ અને સૂક્ષ્મ,

* કાર્યકારણભાવને પ્રાપ્ત થયલા સત્વ, રજસ્ અને તમસ્ એ ત્રણ ગુણો દૃશ્ય કહેવાય છે. એ જ સત્વ આદિ ગુણોને નૈયાયિક અને વૈશેષિકોએ દ્રવ્યાદિ અને પરમાણુ આદિરૂપે વિભક્ત

તેમ જ શબ્દાદિ પંચ તન્માત્રાઓનો પણ સમાવેશ થઇ જાય છે અને પાંચ જ્ઞાનેન્દ્રિયો અને પાંચ કર્મેન્દ્રિયો મળીને ઇન્દ્રિયોની સંખ્યા દશની છે એ જ પ્રકાશ, ક્રિયા અને સ્થિતિની પ્રકૃતિ છે એમને જ સંસ્કૃતમાં બીજી રીતે સત્ત્વ (પ્રકાશ), રજસ (ક્રિયા), અને તમસ્ (સ્થિતિ)ના નામથી ઓળખવામાં આવે છે, એમાંનો પ્રત્યેક ગુણ અનુભવ અને મુક્તિ માટે જ સરજાયલો છે સમસ્ત પ્રકૃતિનો મૂળ હેતુ શો છે? એ જ કે, એની સહાયતાથી પુરુષ અનુભવ મેળવી શકે પુરુષ પોતાના બળવાન્ અને દૈવિક સ્વભાવને સર્વથા ભૂલી ગયો છે, તેનું પુનઃ તેને સ્મરણ કરાવવાનો જ પ્રકૃતિનો મૂળ હેતુ છે દેવોના રાજા ઇન્દ્રવિશે એક એવી અદ્ભુત આખ્યાયિકા છે કે, ઇન્દ્રે એકવાર એક સૂકરનું સ્વરૂપ ધારણ કર્યું સૂકરના રૂપમાં કાદવના ખાડામાં તે ગર્ક થઇને પડ્યો હતો, એટલામાં સૂકર જાતિની એક માદા સાથે તેનો સંયોગ થયો એ સંયોગથી તેને ઘણાં બાળબચ્ચાં થયાં અને પોતાને એ અવતારમાં તે ઘણો જ સુખી અને આનંદિત માનવા લાગ્યો એટલામાં બીજા કેટલાક દેવોએ તેની એ દીન દશાનું અચાનક અવલોકન કર્યું અને તેથી તેની પાસે આવીને તે દેવો વિનતિ કરીને કહેવા લાગ્યા કે, "મહારાજ! આપ તો દેવોના અધિપતિ-રાજા છો અને સર્વ દેવો આપની આજ્ઞાને આધીન છે, સાટે આપ આ સ્થાને શામાટે નિવાસ કરી રહ્યા છો?" પરંતુ એના ઉત્તરમાં ઇન્દ્રે જણાવ્યું કે, "મને અહીં જ નિવાસ કરીને રહેવા દો હું અહીં ઘણો જ સુખી અને સંતુષ્ટ છું સ્વર્ગના સામ્રાજ્યની હું લેશમાત્ર પણ પરવા નથી કરતો જ્યાં સુધી આ મારી સ્ત્રી (સૂકરી) અને આ મારાં બાળકો મારી પાસે છે, ત્યાં સુધી સ્વર્ગને હું કાંઇ પણ હિસાબમાં ગણતો નથી" બિચારા દેવો હવે શો ઉપાય કરવો, એ માટે પોતપોતાની બુદ્ધિનું પરાકાષ્ઠાથી મંથન કરવા લાગ્યા કેટલાક સમય પછી, તેમણે નિત્ય આવીને સૂકરીનાં એકેક બચ્ચાંને મારી નાખવાનો અને તે પછી અંતે તે માદાને પણ યમપુરીમાં જ પહોંચાડી દેવી, એવો જ તેમણે ઠરાવ કર્યો એ નિશ્ચય પ્રમાણે જ્યારે દેવોએ

---

કરી નાખેલા છે 'જગન્માયાને જ પ્રકૃતિ જાણવી' ઇત્યાદિ શ્રુતિના આધારે વેદાંતીઓ અને માયાના નામથી જ ઓળખે છે વૃદ્ધવાસિષ્ઠમાં એમ કહેલું છે કે, 'જે ગુણત્રયના નામ અને રૂપથી રહિત અવ્યક્ત જગત્ પ્રલયકાળે કાયમ રહે છે, તે ગુણત્રયને કોઇ પ્રકૃતિ, કોઇ માયા અને કોઇ પરમાણુના નામથી ઓળખે છે હે મહામતે! એવું એ અન્યૂન અને અનતિરિક્ત જે ગુણોનું સામ્ય છે, તેને પ્રકૃતિ કહેવામાં આવે છે એ જ જગતનું ઉપાદાન કારણ છે એમ જાણવું' ઇત્યાદિ સ્મૃતિમાં સત્ત્વ, રજ અને તમની જે સામ્યાવસ્થા, તે પ્રકૃતિ એમ જણાવેલું છે 'સત્ત્વમાંથી જાગ્રદવસ્થા રજમાંથી સ્વપ્ન, અને તમમાંથી સુષુપ્તિ થાય છે, અને ચૈતન્ય એ ત્રણે અવસ્થામાં સદા અનુગત હોય છે" કાર્ય અને કારણના કર્તૃત્વમાં પ્રકૃતિ જ હેતુ છે અને સુખદુઃખના ભોક્તૃત્વમાં પુરુષ હેતુ છે પુરુષના એ ભોક્તૃત્વરૂપનો લય થાય અને તેની કેવળ ચિન્માત્રરૂપે જ સ્થિતિ થઇ જાય, એ જ મુક્તિ છે, એમ જાણી લેવું એ પ્રમાણે સ્મૃતિમાં કહેલું છે

સૂકરના તે સઘળા પરિવારનો સંહાર કરી નાંખ્યો, તે વેળાએ ઇન્દ્ર અત્યંત રોવા અને શોક કરવા લાગ્યો. એટલામાં દેવોએ તેના સૂકર-શરીરને ચીરી નાખ્યું અને ઇન્દ્ર તેમાંથી બહાર આવ્યો. જ્યારે ઇન્દ્રને પોતાના એ અત્યંત નીચ અને આશ્ચર્યકારક સ્વપ્નનું ભાન આવ્યું, ત્યારે તે પેટ ધરી ધરીને હસવા લાગ્યો. તે પોતે દેવોનો રાજા હોવા છતાં એક સૂકર જેવા પશુનું સ્વરૂપ ધારણ કરે અને તે સૂકરના જીવનને જ વિશ્વમાં ઉત્કૃષ્ટ જીવન-જન્મ માને! એટલું જ નહિ, પણ સમસ્ત સૃષ્ટિ સૂકરરૂપ જ થઈ જાય, એ પ્રમાણેની ઇચ્છા રાખે, એ શું થોડી આશ્ચર્યકારક બીના કહેવાય કે?

એવી જ સ્થિતિ અત્યારે પુરુષની થઈ પડેલી છે. પુરુષ જે વેળાએ માયા સાથે મળી જાય-એકરૂપ થઈ જાય-છે, તે વેળાએ તે પોતાના વિશુદ્ધ અને અનંત સ્વરૂપને સર્વથા ભૂલી જાય છે. પુરુષ પોતે જીવતો નથી, પણ તે જીવન પોતે જ છે. તે અસ્તિત્વ નથી ધરાવતો, કિન્તુ પોતે જ અસ્તિત્વ છે; આત્મા (બીજા પદાર્થને) જાણતો નથી, કિન્તુ તે પોતે જ જ્ઞાન છે. આત્મા જીવે છે, જાણે છે કે પ્રેમ કરે છે, એમ કહેવું એ એક મોટામાં મોટી અને ન માફ કરી શકાય તેવી ભૂલ જ છે. પ્રેમ (અનુરાગ) અને અસ્તિત્વ, એ કાંઈ પુરુષના ગુણ નથી, કિન્તુ પુરુષનાં તે મૂળ તત્ત્વો જ છે. જ્યારે એ તત્ત્વો કોઈ અન્ય પદાર્થમાં પરાવૃત્ત-પ્રતિબિંબિત થાય છે, ત્યારે એમને તમે તે પદાર્થના ગુણના નામથી જ ઓળખો છો. પરંતુ એ પુરુષના ગુણ તો નથી જ, કિન્તુ, એ તે જન્મ મૃત્યુ રહિત અનંત વ્યક્તિ-મહાન્ આત્માનાં જ તત્ત્વો છે. એ આત્મા જો કે, પોતાના નિર્વાણ પ્રદેશમાં જ વિરાજમાન થયેલો છે, તોપણ જ્યાં સુધી તમે તેની પાસે જઇને તેને 'તું સૂકર નથી,' એમ ન કહો, ત્યાં સુધી તે તમને કાળભ્રષ્ટ થઈ ગયા જેવો જ દેખાય છે. અર્થાત્ તે બીજા સ્વરૂપમાંજ તમને દૃષ્ટિગોચર થાય છે. એ સૂચના નથી મળતી, ત્યાં સુધી તે પોતાના ચીત્કાર કરવાના અને કરડવા દોડવાના મિથ્યા ધર્મનો ત્યાગ કરી નથી શકતો.

આ માયાજાળમાં આપણ સર્વની પણ એવી જ અવસ્થા થઈ ગયેલી છે. 'આ સ્વપ્નસૃષ્ટિ, કે જેમાં દુઃખ, આક્રન્દ અને રોદનનું જ સામ્રાજ્ય પ્રસરેલું જોવામાં આવે છે, તેમાં થોડાંક સુવર્ણ ગોળકો ગબડાવી દેવામાં આવ્યાં છે અને સમસ્ત વિશ્વ પ્રમાદવશ થઇને તેમને પોતાની બાથમાં લેવાનો વ્યર્થ પ્રયત્ન કરી રહ્યું છે. પૂર્વે કોઈવાર પણ તમે નિયમોના બંધનમાં બંધાયલા ન હોતા જ અને માયાએ તમારા માટે કોઈ કાળે પણ પરતંત્રતારૂપ શૃંખલા તૈયાર કરી જ નહોતી. એ સત્ય તત્ત્વનો ધૈર્યપૂર્વક અભ્યાસ કરો, એ જ યોગીનો તમને વારંવાર ઉપદેશ છે. વળી પ્રકૃતિના સંયોગથી અને મન તથા વિશ્વમાં તલ્લીન

થઈ જવાથી પુરુષ પોતાને દુઃખી થયેલો માને છે, એ પણ યોગી સારી રીતે સિદ્ધ કરીને બતાવી શકે છે. યોગી તમને એમ પણ બતાવતો જાય છે કે, અનુભવદ્વારા જ તમને એ માયાના જાળમાંથી બહાર નીકળવાનો માર્ગ મળી શકે છે. તમારે એ સર્વ અનુભવ મેળવવા જ જોઈએ, પણ સાથે એ કાર્યને સત્વર જ સંપૂર્ણ કરી નાંખવાની પણ કાળજી રાખવી જોઈએ. આપણે પોતાને માયાના આ જાળમાં ફસાવી નાંખ્યા છે અને તેમાંથી આપણે બનતી ઉતાવળે બહાર નીકળવાનું છે. આપણે માયાના છટકામાં સપડાયલા છીએ અને તેમાંથી મુક્ત થવાનો માર્ગ ( ઉપાય ) આપણે શોધી કાઢવાનો છે. એટલા માટે મિત્ર, પતિ, પત્ની અને સંતતિનો અનુભવ મેળવો. એમ કરતાં જો તમે તમારા પોતાના સત્યમૂળ સ્વરૂપને ભૂલી નહિ જાઓ, તો એમાંથી—એ માર્ગમાંથી નિર્વિઘ્ન પસાર થઈ શકશો. એ એક થોડા વખત માટેની ક્ષણિક અવસ્થા છે અને એમાંથી આપણે માત્ર પસાર જ થઇ જવાનું છે, એ વાતની વિસ્મૃતિ કરશો નહિ. અનુભવ, એ એક મહાન્ શિક્ષક છે—સુખ અને દુઃખના અનુભવો—પરંતુ એટલું જાણી રાખવું જોઈએ કે, એ માત્ર અનુભવો જ છે, અને એ આપણને અનુક્રમે એક એવી અવસ્થાના પ્રદેશમાં લઈ જશે કે, જ્યાં આ બધી વસ્તુઓ લઘુતમ થઈ જશે અને પુરુષ એટલો બધો વિરાટ્ સ્વરૂપ થઈ જશે કે, આ સકળ વિશ્વ સમુદ્રમાંના એક બિન્દુ સમાન ભાસવા માંડશે અને વિશ્વનું પોતાની અસારતાના કારણથી જ પતન થઈ જશે. જો કે, આપણે એ અનુભવોના માર્ગમાંથી પસાર તો થવાનું છે, તો પણ આપણે પોતાના મૂળ સર્વવ્યાપક સ્વરૂપની તો વિસ્મૃતિ કરવાથી નથી જ.

**विशेषाऽविशेषलिङ्गमात्राऽलिङ्गानि गुणपर्वाणि ॥ १९॥**

**૧૯ વિશેષ, અવિશેષ, લિંગ માત્ર અને અલિંગ, એ ચાર ગુણોનાં પરિણામો. (સ્થિતિઓ) છે.**

યોગ પદ્ધતિ(શાસ્ત્ર)નું મૂળ બંધારણ સર્વથા સાંખ્ય તત્ત્વજ્ઞાનને આધારે જ બાંધવામાં આવેલું છે, એ હું આગળ આપને કહી ચૂક્યો છું અને અત્યારે હું પુનઃ આપને સાંખ્ય તત્ત્વજ્ઞાનના સિદ્ધાંતોનું સ્મરણ કરાવું છું. સાંખ્ય સિદ્ધાંત અનુસાર, પ્રકૃતિ, એ વિશ્વનું જડ અને કાર્યસાધક (ચેતન) ઉભય પ્રકારનું કારણ છે. એ પ્રકૃતિમાં ત્રણ પ્રકારના ગુણો રહેલા છે અને તે સત્ત્વ, રજસ્ અને તમસ્‌ના નામથી ઓળખાય છે. અજ્ઞાન, અંધકારમય અને જડ હોય, તે તમોગુણ છે; રજોગુણમાં ક્રિયા અથવા ગતિનો સમાવેશ થાય છે; અને સત્ત્વગુણનું સ્વરૂપ શાંતિ અને પ્રકાશ છે. જે જગદુત્પત્તિથી પૂર્વની પ્રકૃતિની અવસ્થા છે, તેને અવ્યક્તના નામથી જાણવામાં આવે છે. નામ રહિત અથવા રૂપહીન તે અવ્યક્ત. અર્થાત્ તે વેળાએ એનામાં નામ કે રૂપના ભેદનું અસ્તિત્વ હોતું નથી.

પ્રકૃતિની એ સ્થિતિમાં ઉપર્યુક્ત ત્રણે ગુણો સમતોલ પ્રમાણમાં રહેલા હોય છે. જ્યારે એમની એ સમતોલતાનો ભંગ થાય છે, તે વેળાએ ભિન્ન ભિન્ન પ્રકારે તેઓ એક બીજા સાથે મળી જવાના વ્યાપાર–ક્રિયા–નો આરંભ થાય છે અને એ ક્રિયાનું જે પરિણામ થાય છે, તે આ વિશ્વ–આ સૃષ્ટિ છે. દરેક મનુષ્યમાં આ ત્રણ ગુણો હોય છે. જે વેળાએ સત્ત્વગુણનો પ્રસાર થાય છે, તે વેળાએ જ્ઞાનનું આગમન થાય છે, રજોગુણના પ્રસારથી કર્તૃત્વ શક્તિનો આવિર્ભાવ થાય છે અને જે સમયે તમોગુણની પ્રબળતા થાય છે, તે સમયે અંધકાર, મંદતા, આલસ્ય અને અજ્ઞાનની જ સર્વત્ર પરિપૂર્ણતા જોવામાં આવે છે. સાંખ્ય સિદ્ધાન્ત અનુસાર એ પ્રકૃતિનું જો કોઇએ ત્રિગુણાત્મક મહાનમાં મહાન–ઉચ્ચતમ–પ્રકટીકરણ હોય, તો તે મહત્ છે. મહતનાં બુદ્ધિ અને વિશ્વ બુદ્ધિ એવાં બીજાં પણ બે નામો છે, અને પ્રત્યેક માનવી મન, તે એ વિશ્વબુદ્ધિનોજ એક ભાગ છે. એ મહતમાંથી જ મનની ઉત્પત્તિ થાય છે. સાંખ્ય કારિકામાં મન અને બુદ્ધિના અધિકાર કાર્યમાં ઘણો જ મોટો ભેદ માનવામાં આવેલો છે. સંસ્કારોનો સંગ્રહ કરવો અને તેમને મહત–બુદ્ધિ સમક્ષ રજૂ કરવા, એટલું જ મનનું કાર્ય છે, અને ત્યાર પછી એ સંસ્કારોના નિર્ણયનું કાર્ય તો મનુષ્યની બુદ્ધિ પોતે જ બજાવે છે. તાત્પર્ય કે, મહતમાંથી મનની ઉત્પત્તિ થાય છે અને મનમાંથી સૂક્ષ્મ દ્રવ્યનો ઉદ્‌ભવ થાય છે; અને એ સૂક્ષ્મ દ્રવ્યો એક સાથે મળીને સ્થૂલ–બહિઃસૃષ્ટિનું સ્વરૂપ ધારણ કરે છે. અર્થાત્ વિશ્વ બની જાય છે. સાંખ્યનો મુખ્ય વાદ એ જ છે કે, બુદ્ધિના આરંભથી તે પાષાણ સમુદાય પર્યન્તની સર્વ વસ્તુઓ, અસ્તિત્વની સૂક્ષ્મ કે સ્થૂલ અવસ્થામાં, એક જ વસ્તુમાંથી ઉત્પન્ન થયેલી છે. બુદ્ધિ, તે પ્રાકૃતિક દ્રવ્યોના અસ્તિત્વની સૂક્ષ્મતમ અવસ્થા છે. એની પછી અહંકાર આવે છે અને અહંકાર પછી તરત જ સૂક્ષ્મ દ્રવ્યની સંભાવના થાય છે. એ સૂક્ષ્મ દ્રવ્યોને તન્માત્રાના પારિભાષિક નામથી ઓળખવામાં આવે છે. એ તન્માત્રા જો કે દૃશ્ય નથી, તોપણ એ અનુમાનદ્વારા સહજમાં વ્યક્ત થઇ શકે છે. એ તન્માત્રાઓ સંયુક્ત થઇને સ્થૂલતા ધારણ કરે છે અને અંતે આ સૃષ્ટિરૂપ પરિણામ ઉપજાવે છે. કારણ નિત્ય સૂક્ષ્મ જ હોય છે અને તેનું પરિણામ સ્થૂલ થાય છે. એનો પ્રથમ બુદ્ધિથી આરંભ થાય છે, કે જે એક અત્યંત સૂક્ષ્મ તત્ત્વ છે, અને તે અનુક્રમે સ્થૂલ થતાં થતાં અંતે આ સ્થૂલ સૃષ્ટિના રૂપમાં જઇને વિરામે છે. સાંખ્યશાસ્ત્ર પ્રમાણે પુરુષ, પ્રકૃતિથી સર્વથા પર છે, કારણ કે, પુરુષ જડમય નથી. પુરુષ, બુદ્ધિ, મન, તન્માત્રા કે કોઇ સ્થૂલ જડ દ્રવ્ય જેવો નથી અર્થાત્ એમાંના એક પણ પદાર્થ સાથે પુરુષનું સામ્ય નથી. તે એ સર્વથી સર્વથા ભિન્ન અને સ્વયંસિદ્ધ જ છે. એ કારણથી જ સાંખ્યમતવાળાઓ એવો વાદ કરે છે કે, પુરુષ અમર–જન્મમરણના વિકારથી રહિત–અને અવિકાર્ય જ હોવો જોઇએ. કારણ કે, એ

જડ દ્રવ્યોના સંયોગનું પરિણામ નથી. જેની ઉત્પત્તિ જડ દ્રવ્યોના સંયોગથી થયલી ન હોય તેનું મરણ પણ હોઈ ન જ શકે. એ પુરુષો અથવા બીજા શબ્દમાં કહીએ તો આત્માઓની સખ્યા અગણનીય છે.

હવે જ આપણે પ્રસ્તુત સૂત્રનો ભાવાર્થ સમજી શકીશું કે, વિશેષ, અવિશેષ અને અલિંગ, એ ગુણોની અવસ્થાઓ છે. 'વિશેષ' થી સ્થૂલ દ્રવ્યો સમજવાનાં છે કે, જેનું જ્ઞાન આપણે ઇંદ્રિયોદ્વારા મેળવી શકીએ છીએ, 'અવિશેષ' શબ્દથી અત્યંત સૂક્ષ્મ જડ દ્રવ્યો—તન્માત્રાઓ—નો બોધ થાય છે, અને સાધારણ મનુષ્યોને એમનું ઇન્દ્રિયદ્વારા જ્ઞાન થઇ નથી શકતું. પરંતુ, પતંજલિના ઉપદેશ પ્રમાણે, જો તમે યોગનો અભ્યાસ કરો, તો કેટલાક સમય પછી તમારી દર્શન–ગ્રહણ શક્તિ એટલી બધી સૂક્ષ્મ થઇ જશે કે, એ તન્માત્રાઓનું તમે પ્રત્યક્ષ દર્શન–અનુભવ–કરી શકશો, એ નિશ્ચિત છે. ઉદાહરણ તરીકે આપણે અહીં માત્ર એક જ વાત લઇશું એ તો આપ સર્વેના સાંભળવામાં આવ્યું જ છે કે, પ્રત્યેક મનુષ્ય પોતાની આસપાસમાં અમુક એક પ્રકારનો પ્રકાશ તો ધરાવે છે જ; એટલે કે, પ્રત્યેક સજીવ વ્યક્તિ એક પ્રકારના પ્રકાશનો પ્રવાહ બહાર કાઢે છે, અને તેને, સાંભળવા પ્રમાણે, યોગીજનો જોઇ શકે છે. આપણે સર્વ એ પ્રકાશને નિહાળી શકતા નથી, તોપણ આપણે એ તન્માત્રાઓના પ્રવાહને બહિર્ભાગમાં વહેવડાવીએ તો છીએ જ. જેવી રીતે એક પુષ્પ એ તન્માત્રાઓના પ્રવાહને બહાર કાઢે છે, અને તેથી આપણે પુષ્પના સૌગંધ્યનો ઉપભોગ લઈ શકીએ છીએ, તેવી જ સ્થિતિ આપણી તન્માત્રાની પણ છે. આપણા જીવનના પ્રત્યેક દિનના સમયમાં આપણે સારી અને નઠારી ભાવનાઓનો એક પ્રચંડ સમૂહ બહાર કાઢીએ છીએ અને આપણે ગમે ત્યાં જઇએ, ત્યાં એવી ઇષ્ટ અને અનિષ્ટ ભાવનાઓથી સમસ્ત વાતાવરણ ભરેલું જ હોય છે. મનુષ્યના મનમાં તેના જાણવામાં ન છતાં પણ જે દેવમંદિર, દેવળો અને મસ્જિદો બંધાવવાની ભાવના મૂળ થઇ હતી, તેનું પણ મૂળ કારણ એ જ છે. ઈશ્વરની આરાધના માટે મનુષ્યોએ મંદિરો જ શા માટે બંધાવવાં જોઇએ વારુ? પોતાને જ્યાં ગમે ત્યાં તેની આરાધના કરવામાં શો પ્રત્યવાય આવે એમ છે? જો કે, એનું કારણ મનુષ્યના સમજવામા નહિ પણ આવ્યું હોય, તોપણ જે સ્થાને સર્વ લોકો મળીને ઈશ્વરની આરાધના કરતા હોય, તે સ્થાન ઉત્તમ ભાવનાઓથી પરિપૂર્ણ હોવું જ જોઇએ, એટલે તો અવસ્ય મનુષ્યના જાણવામાં આવેલું હોવું જ જોઇએ—અને છે પણ તેમ જ. દરરોજ માણસો ત્યાં જયા જ કરે છે, અને જેમ જેમ તેઓ ત્યાં વધારે અને વધારે જતા આવતા થાય છે, તેમ તેમ તે પોતે તેમજ મંદિરસ્થાન પણ વિશેષ અને વિશેષ પવિત્ર થતાં જાય છે. કોઇ મનુષ્ય એવો હોય કે, જેનામાં સત્ત્વગુણની અધિકતા ન હોય, તે પણ જો એવા સ્થાને જવા

માંડે, તો એ સ્થાન તેનાપર પણ પોતાનો પ્રભાવ પાડે છે, અને તેના સત્ત્વગુણને ઉત્તેજન આપીને જાગ્રત કરે છે. સર્વ દેવમંદિરો અને અન્યાન્ય પવિત્ર સ્થાનોનો મૂળ અભિપ્રાય એ જ છે. પરંતુ અહીં તમારે સારી રીતે ધ્યાનમાં રાખવું જોઇએ કે, એવાં પવિત્ર સ્થાનો અને મંદિરોની સઘળી પવિત્રતાનો આધાર ત્યાં એકત્ર થતા લોકોની પવિત્રતા ઊપર જ રહેલો છે. ખેદનો વિષય એ જ છે કે, એવા વિષયોના મૂળ તાત્પર્યને લોકો સર્વથા ભૂલી જ જાય છે, અને ગાડીને ઘોડાની પાછળ મૂકવી જોઇએ, તેને બદલે ઘોડાને પાછળ અને ગાડીને તેની આગળ જોડવા જાય છે. પ્રથમ એ સ્થાનોને પવિત્ર બનાવનાર મનુષ્યો જ હતાં, પાછળથી પરિણામે-કાર્યોએ-કારણનું સ્વરૂપ ધારણ કર્યું, અને તેણે પુનઃ મનુષ્યોને પવિત્ર બનાવ્યા. જો એવાં મંદિરોમાં સદા દુષ્ટ ભાવનાવાળા લોકોનું જ જવું આવવું થયા કરતું હોય, તો એ સ્થાનો પણ બીજાં સર્વ સાધારણ સ્થાનો જેવાં જ અપવિત્ર અને અશુદ્ધ રહી જાય, એમાં શંકા જેવું કાંઈ છે જ નહિ. સારાંશ કે, મંદિર પોતે પવિત્ર નથી, કિન્તુ પવિત્ર ભાવનાવાન્ માનવીઓ જ તેને પવિત્ર બનાવે છે, અને એ જ મૂળ મુદ્દાના વિષયને તો આપણે હરહંમેશ ભૂલી જ જઇએ છીએ. સત્ત્વગુણના ભંડારરૂપ મહાત્માઓ અને પવિત્ર આત્માઓ જે આટલો બધો પવિત્રતાનો પ્રવાહ આસપાસ વહેવડાવે છે, અને સર્વત્ર પોતાના પ્રચંડ પ્રભાવનો છાપ બેસાડી દે છે, એનું મૂળ કારણ એ જ છે. એક મનુષ્ય એટલો બધો પવિત્ર થઈ પામે, તો તે પણ સત્ત્વગુણી થાય છે. મનુષ્ય એટલી બધી સીમા પર્યન્ત પવિત્ર થઈ શકે છે કે, તેની પવિત્રતા સ્પર્શી કરવા યોગ્ય થઇ જાય છે (એટલે કે, મનુષ્યનું આ શરીર એટલું બધું પવિત્ર થઇ જાય છે કે, શરીર જ્યાં જાય ત્યાં પવિત્રતા અને પવિત્રતાનો જ વર્ષાવ કર્યા કરે છે. એ કાંઈ અતિશયોક્તિ કે કવિની કલ્પના નથી, કિન્તુ સર્વથા સત્ય અને અનુભવસિદ્ધ વાર્તા છે.) જે જે મનુષ્ય એવા પવિત્ર માનવીના પરિચય-સંબંધમાં આવે છે, તે અવશ્ય પવિત્ર થાય છે.

એની પછી *લિંગતન્માત્ર એટલે બુદ્ધિ આવે છે. બુદ્ધિ, તે પ્રધાન (પ્રકૃતિ)નું પ્રથમ પ્રકટીકરણ છે, અને એમાંથી જ અન્ય સર્વ પ્રકટીકરણો ઉત્પન્ન થઇને આગળ વધે છે. સર્વથી અંતિમ †'અલિંગ' છે. આ સ્થળે જ વર્તમાન પદાર્થ વિજ્ઞાનશાસ્ત્ર (Mo-

---

* જે લયને પામે છે, તે લિંગતન્માત્ર. એને જ મહત્તત્ત્વ (બુદ્ધિ) જાણવું. માત્ર ચ પ્રત્યયવડે વિશેષ અને અવિશેષ, એ બન્નેથી પ્રસ્તુત મહત્તત્ત્વની ભિન્નતાનો ભાવ વ્યક્ત કરેલો છે. કારણ કે, એ વિકલ્પ રહિત નિશ્ચય સ્વરૂપ પ્રધાન (પ્રકૃતિ)નું પ્રથમ કાર્ય (પ્રકટીકરણ) છે.

† 'અલિંગ' એટલે ગુણોનું સામ્યાવસ્થાત્મક પ્રસ્થાન. એનો લય નથી થતો. સ્વામી વિવેકાનંદે 'Signless' શબ્દમાં એનું ભાષાન્તર કરેલું છે, અને તે યથાર્થ છે.

dern Science ) અને સર્વ ધર્મો વચ્ચે એક મહા તુમુલ યુદ્ધ થતુ દૃષ્ટિગોચર થાય છે. પ્રત્યેક ધર્મ એમ જ પ્રતિપાદન કરે છે કે, બુદ્ધિમાંથી જ આ સૃષ્ટિની ઉત્પત્તિ થાય છે. થોડા જ એવા ધર્મો છે કે, જેમાં તત્ત્વજ્ઞાન વધારે સમાયલુ છે, અને જેમણે એ વિષયમાં શાસ્ત્રીય ભાષાના ઉપયોગ કરેલા છે. વ્યક્તિવિષયક (personal) પરમેશ્વરની ભાવનાને એક બાજૂએ મૂકી ઇશ્વરવિષયક સિદ્ધાંતને કંઇક વિશેષ આત્મિક ભાવમાં ઘટાવીએ તો એમ પ્રતિપાદન થાય છે કે, પ્રકૃતિનું જે પ્રથમ કાર્ય (પ્રકટીકરણ) છે, તે બુદ્ધિ છે, અને એ બુદ્ધિમાંથી જ આ સ્થૂલ સૃષ્ટિની ઉત્પત્તિ થયેલી છે. હવે આધુનિક તત્ત્વજ્ઞાનીઓ (evolutionists) નુ કહેવું એમ છે કે, બુદ્ધિનું આગમન સર્વના અંતમાં જ થાય છે. તેઓ કહે છે કે, બુદ્ધિહીન ( Unintelligent ) વસ્તુઓને, એટલે કે જડ વસ્તુઓનો પ્રથમ પશુ કોટિમાં પ્રાકટ્યભાવ થાય છે, અને પશુઓમાં થઇને ધીમે ધીમે તે મનુષ્યમાં પ્રકટ થાય છે. તેમનો એવો વાદ છે કે, પ્રત્યેક વસ્તુ બુદ્ધિમાંથી ઉત્પન્ન થવાને બદલે બુદ્ધિ પોતે જ સર્વના અંતમાં ઉત્પન્ન થાય છે. બુદ્ધિની ઉત્પત્તિ વિશેનાં એ ઉભય ધાર્મિક અને શાસ્ત્રીય વિવેચનો ( પ્રતિપાદનો ) જો કે, બાહ્ય સ્વરૂપે તો પરસ્પર વિરુદ્ધ જ જોવામાં આવે છે, છતાં પણ એ ઉભયમાં એક સરખી રીતે જ સત્યતાનો અંશ સમાયલો છે. ઉદાહરણ તરીકે, અ–બ–અ–બ–અ–બ, ઇત્યાદિ અક્ષરોની એક અનંત માળા લ્યો. હવે એમાં એક એવો પ્રશ્ન ઉત્પન્ન થાય છે કે, એમાંનો પ્રથમ અક્ષર કયો છે? અ કે બ? જો તમે એ માલિકાનો અ–બ–થી આરંભ કરશો, તો તમારે એમ જ કહેવું પડશે કે, એ માલિકાનો પ્રથમ અક્ષર 'અ' જ છે. પરતુ જો તમે બ–અ–થી એનો આરંભ કરશો, તો પ્રથમ અક્ષર 'બ' જ આવવાનો. એના પ્રથમ કે અન્તિમ હોવાનો આધાર આપણે જે રીતિથી એનું અવલોકન કરીએ, તે રીતિ ઉપર જ રહેલો છે. બુદ્ધિનો વિકાસ (evolve) થાય છે, અને તે સ્થૂલ સૃષ્ટિનું સ્વરૂપ ધારણ કરે છે, અને એ સ્થૂલ સૃષ્ટિનું પુન બુદ્ધિમાં સમાવેશ (involve) થાય છે, અને પુન તેનું સ્થૂળ સૃષ્ટિના સ્વરૂપમાં પ્રકટીકરણ થઈ જાય છે. એવો વ્યાપાર અવ્યાહત ચાલ્યા જ કરે છે. સાખ્ય અને બીજા સર્વ ધર્મવાળાએ ગણનામાં બુદ્ધિનો પ્રથમ સ્વીકાર કરીને પછી જ તેની પરિવર્તન પરપરા ચલાવે છે. એટલે કે, બુદ્ધિ અને ત્યાર પછી સ્થૂલ સૃષ્ટિ, સ્થૂલ સૃષ્ટિ અને પછી બુદ્ધિ. વિજ્ઞાન શાસ્ત્રીઓ પ્રથમ પોતાની આગળ સ્થૂલ સૃષ્ટિપર મૂકે છે, પ્રથમ સ્થૂલ સૃષ્ટિ અને ત્યારપછી બુદ્ધિની ઉત્પત્તિ થયેલી છે અથવા થાય છે, એમ બતાવે છે પરતુ ખરી રીતે જોતાં ઉભય મતવાદીઓ બે જૂદા જૂદા છેડાઓથી એક જ શૃખલાને વળગી રહેલા છે. ભારતવર્ષીય તત્ત્વજ્ઞાન તો એ બુદ્ધિ અને સ્થૂલ સૃષ્ટિ (માયા)થી પણ વળી આગળ વધે છે, અને ત્યાં એક પુરુષ અથવા આત્માને

ઊભેલા જુએ છે, કે જે બુદ્ધિથી પર છે, અને જેના પાસેથી માત્ર ગ્રહણ કરેલી એક પ્રકાશરૂપ બુદ્ધિ છે.

**द्रष्टा *दृशिमात्रः शुद्धोऽपि प्रत्ययाऽनुपश्यः ॥ २० ॥**

**૨૦ દ્રષ્ટા તો માત્ર જ્ઞાન જ છે, અને તે સર્વથા શુદ્ધ હોવા છતાં પણ તે પ્રત્યયાનુપશ્ય થાય છે એટલે કે બુદ્ધિદ્વારા જુએ છે.**

અહીં પુન સાંખ્ય શાસ્ત્રનો સિદ્ધાંત આવીને પ્રાપ્ત થાય છે. સાખ્ય શાસ્ત્રદ્વારા આપણે એ તો જાણી જ ચૂક્યા છીએ કે, સૂક્ષ્મ અને નીચામાં નીચી વસ્તુથી તે બુદ્ધિ પર્યન્ત સર્વ પ્રકૃતિ જ છે, અને એ પ્રકૃતિથી સર્વથા પર પુરુષો (આત્માઓ) છે, કે જેમનામાં ગુણોની સંભાવના નથી. ત્યારે આત્મા વારંવાર સુખી અને અસુખી કેમ દેખાય છે વારુ? માત્ર પરાવર્તન–પ્રતિબિંબ–ને લીધે જ. જેવી રીતે એક ટેબલપર એક શુદ્ધ અને પારદર્શક કાચનો કટકો મૂકવામાં આવે, અને તેની પાસે જ એક લાલ રંગનુ ફૂલ રાખવામા આવે, તો તે કાચનો કટકો લાલ રંગનો દેખાવા માંડે છે, તેવી રીતે સુખ અને દુ ખના સર્વ બાહ્ય આદર્શો પુષ્પરગના એ પ્રતિબિંબરૂપ જ છે. આત્મામાં પોતામા સુખદુ ખનો વિકાર છે જ નહિ પ્રકૃતિથી આત્મા સર્વથા ભિન્ન અને સ્વતત્ર જ છે. પ્રકૃતિ એક વસ્તુ છે, અને આત્મા સર્વથા બીજી જ વસ્તુ છે.

સાંખ્યમતવાદીઓનો એવો અભિપ્રાય છે કે, બુદ્ધિ, તે દ્રવ્યોનું એક પ્રકારનું મિશ્રણ છે, તે શરીર પ્રમાણે વધે છે અને ક્ષીણ થાય છે–અર્થાત્ એ બુદ્ધિમા સદાસર્વદા પરિવર્તન થયા જ કરે છે. બુદ્ધિનો એ ધર્મ શરીરની વૃદ્ધિ અને ક્ષીણતાના સ્વભાવ

* અહીં મૂળ સૂત્રમા, 'દૃશિમાત્ર' શબ્દનો પ્રયોગ કરેલો છે દૃશિ એટલે જ્ઞાન. એને પ્રસ્તુત શાસ્ત્રમાં ગુણ માનવામા નથી આવ્યુ, કિન્તુ એ એક પ્રકાશરૂપ દ્રવ્ય છે કારણ કે, "જ્ઞાન, આત્માનો ધર્મ પણ નથી અને ગુણ પણ નથી. કિન્તુ નિત્ય, સર્વવ્યાપી, અને વિશુદ્ધ સ્વસ્વરૂપ જે આત્મા, તે જ જ્ઞાનસ્વરૂપ છે" એમ સ્મૃતિમા કહેલુ છે "સવેદિની જે બુદ્ધિ," તેનો પ્રતિસંવેદી પુરુષ છે" એવો ભાષ્યમાં નિર્દેશ કરેલો છે એમા સંવેદન, એટલે જે અર્થાકાર બુદ્ધિવૃત્તિ, તેનું પ્રતિસવેદન એટલે પ્રતિધ્વનિ સમાન પ્રતિબિંબ જેનામા પડે છે, તે પુરુષ બુદ્ધિનો સાક્ષી છે, એમ જાણવુ એથી પુરુષમા દર્શન કર્તૃત્વરૂપ દ્રષ્ટત્વ રહેલુ છે, તે એ પ્રતિબિંબરૂપ આરોપિત ક્રિયાવડે માત્ર કલ્પેલુ જ છે, મુખ્ય નથી, એમ જાણવાનુ છે "જેવી રીતે સ્વરૂપ કિંવા મહાન્ દીપ પ્રકાશ રૂપ હોય છે, તેવી રીતે આત્મા સર્વ પ્રાણીઓમા જ્ઞાનસ્વરૂપ છે, એમ જાણવુ," ઇત્યાદિ વાક્યોથી અને "आत्मा ज्ञानस्वरूप आत्मत्वात् यो ज्ञानस्वरूपो न, न स आत्मा यथा घटादि" એ પ્રમાણે વ્યતિરેક લિંગવડે આત્મા જ્ઞાનસ્વરૂપ જ અનુમિત થાય છે જ્ઞાનનો આશ્રય આત્મા છે, એવી કલ્પનામા ધર્મ અને ધર્મીપણાની કલ્પનાનુ ગૌરવ આવે છે અસ્તુ

જેવો જ છે. જેવો એક આંગળીના નખનો શરીર સાથેનો સંબધ છે, તેવો જ સંબંધ શરીરનો બુદ્ધિ સાથે છે. નખ જો કે શરીરનો જ એક ભાગ છે, છતાં પણ નખોને સેંકડોવાર કાઢી નાખવામાં આવવા છતાં શરીર તો જેવું ને તેવું જ રહી શકે છે; એ જ પ્રમાણે આ શરીરનો ત્યાગ કરવા છતાં પણ બુદ્ધિ તો જેમની તેમ જ લાંબા વખત સુધી કાયમ જ રહે છે. એટલું છતાં પણ બુદ્ધિ અમર અને વિનાશ રહિત તો નથી જ; કારણ કે, એનો સ્વભાવ પરિવર્તનશીલ છે–અર્થાત્ એની વૃદ્ધિ અને ક્ષીણતા થયા જ કરે છે. અને જે વસ્તુ પરિવર્તનશીલ હોય, તે અવિનાશી હોઈ શકે જ નહિ બુદ્ધિ અમુક દ્રવ્યોના–જડ-તત્ત્વોના–સંયોગનું પરિણામ છે, અને એ જ આપણને દેખાડી આપે છે કે, એનાથી પર બીજી કોઈ પણ વસ્તુ હોવી જ જોઇએ, કારણ કે, બુદ્ધિ સ્વતંત્ર નથી. જે કોઈ પણ વસ્તુનો જડ પદાર્થ સાથે નિકટનો સંબંધ હોય, તેની પ્રકૃતિ–માયા–માં જ ગણના થાય છે, અને માયોદ્ભૂત વસ્તુ સદાનેમાટે બદ્ધ–પરતંત્ર–જ હોય છે.

ત્યારે સર્વથા મુક્ત અને સ્વતંત્ર કોણ છે? કાર્ય અને કારણના પરિણામથી જે વસ્તુ સર્વથા મુક્ત અને સ્વતંત્ર હોય તે. જો તમે એમ કહેશો કે, તમારા મુક્તિ વિશેના વિચારો, તે એક પ્રકારની ભ્રમણા અથવા ભ્રાંતિ જ છે; તો હું પણ એમ જ કહીશ કે, તમારી બંધન વિશેની ભાવના પણ એક ખરેખરી ભ્રાંતિ જ છે. આપણા જોવામાં અને જાણવામાં એક સામટા બે ભાવો આવે છે, અને તેઓ સાથે જ ઊભા રહી શકે છે અથવા તો એક જ તેમનો પાત થઈ જાય છે. "આપણે બંધાયલા અથવા પરતંત્ર છીએ," એ એક ભાવ છે. જો આપણે એક દીવાલને ભેદીને પેલી તરફ નીકળી જવાનો પ્રયત્ન કરીએ, તો આપણું માથું ભીંત સાથે અથડાય છે, અને તે ભીંતના પ્રતિબંધથી આપણી ગતિનો અવરોધ થઈ જાય છે. એ જ વેળાએ આપણા મનમાં જે એક બીજો ભાવ ઉત્પન્ન થાય છે, તે ઇચ્છા છે. આપણામાં જે ઇચ્છાશક્તિ રહેલી છે, તે ઇચ્છા શક્તિને જ્યાં આપણે ઇચ્છીએ ત્યાં મોકલી શકીએ એમ છે. એ ભીંત ઇચ્છાશક્તિને અટકાવવાને સમર્થ નથી જ. અતિક્ષણે એ પરસ્પર વિરુદ્ધ બે ભાવનાઓ આપણા મનમાં ઉત્પન્ન થયા જ કરે છે. આપણે મુક્ત અને સ્વતંત્ર છીએ,' એમ તો આપણે માનવાનું જ છે, છતાં પણ અતિપળે આપણને એમ જણાઇ આવે છે કે, 'આપણે મુક્ત અને સ્વતત્ર નથી,' એટલા માટે જો એમાંનો એક વિચાર ભ્રાંતિમય હોય, તો બીજો વિચાર પણ અવશ્ય ભ્રાંતિમય હોવો જ જોઇએ. તેમ જ જો એક વિચાર સત્ય હોય, તો બીજો પણ નિર્વિવાદ સત્ય હોવો જ જોઈએ. અર્થાત્ એનું કારણ એ કે, એ ઉભય ભાવનાઓનું મૂળ ઉત્પત્તિસ્થાન એક જ છે–એ ઉભય વિચારો દેહબુદ્ધિમાંથી જ ઉદ્ભૂત થાય છે.

એ વિશે યોગીનો એવો અભિપ્રાય છે કે, બન્ને ભાવનાઓ સત્ય છે. તે એવી રીતે કે, જ્યાં જ્યાં બુદ્ધિનો સંબંધ આવેલો હોય છે, ત્યાં આપણે બંધનયુક્ત-પરતંત્ર અને અમુક્ત-છીએ, અને જ્યાં આત્માનો સંબંધ છે, ત્યાં આપણે સર્વથા બંધનમુક્ત અને સ્વતંત્ર જ છીએ. મનુષ્યનું ખરું સત્ય સ્વરૂપ પુરુષ અથવા આત્મા છે, અને તે કાર્યકારણના સર્વ નિયમોથી પર અલિપ્ત-છે. પુરુષની સ્વતંત્રતા અને મુક્તતા, મન, બુદ્ધિ અને અન્ય વસ્તુઓની વિવિધ સ્વરૂપિણી માયાના પડદાને ભેદીને બહાર નીકળી આવે છે. એ જ આત્માની પ્રતિભા છે કે, જેનો પ્રકાશ સર્વત્ર વ્યાપી રહ્યો છે. પ્રત્યેક ઇંદ્રિય મગજમાં પોતાનું એક ભિન્ન કેન્દ્રસ્થાન ધરાવે છે; સર્વ ઇંદ્રિયોનું એક જ કેન્દ્રસ્થાન નથી હોતું, કિન્તુ પ્રત્યેક ઇંદ્રિયનું સ્થાન ભિન્ન અને સ્વતંત્ર જ હોય છે. ત્યારે એ ભિન્નભિન્ન ઇંદ્રિયો એકત્ર કેમ થઈ જાય છે, અને એમનું સંમેલન કયે સ્થાને થાય છે ? જો મજ્જા સ્થાન (Brain) માં જ એમનું સંમેલન થતું હોય, તો તો કર્ણ, નાસિકા અને નેત્રોનું મધ્યસ્થાન એક જ હોવું જોઇએ. પરંતુ એમ નથી, અને આપણે સારીરીતે જાણીએ છીએ કે, એ પ્રત્યેક ઇંદ્રિયનું સ્થાન ભિન્ન છે. છતાં પણ મનુષ્ય એક જ સમયાવચ્છેદે જોવા અને સાંભળવાની ક્રિયા કરી શકે છે, એ તો સર્વના અનુભવની જ વાત છે. એથી એમ જ જાણી શકાય છે કે, બુદ્ધિમાં જ એ સર્વ ઇંદ્રિયોનું સંમેલન થાય છે. બુદ્ધિનો મજ્જાસ્થાનસાથે શાશ્વત સંબંધ રહેલો છે, પરંતુ એ બુદ્ધિની પાછળ પણ પ્રભાવશાળી પુરુષ-આત્મા-ઊભેલો છે, અને તે જ એકતાનું કેન્દ્ર છે. ભિન્ન ભિન્ન ઇંદ્રિયસંવેદનાઓ અને ઇંદ્રિયનિગ્રહવિષયો એ જ સ્થળે આવીને એકત્ર થાય છે અને પરસ્પર મળીને એકરૂપ થઈ જાય છે. અર્થાત્ આત્મા પોતે જ કેન્દ્રસ્થાન છે, અને તેમાં સર્વ ઇંદ્રિયો આવી મળે છે અને એકરૂપ બની જાય છે-એક બીજા સાથે મળી જાય છે. છતાં પણ એ આત્મા તો મુક્ત અને સ્વતંત્ર જ છે, અને એની મુક્તતા-સ્વતંત્રતા જ તમને પ્રતિક્ષણે એમ જણાવ્યા કરે છે કે, "તમે મુક્ત છો ! તમે મુક્ત છો !!" પરંતુ તમે પ્રમાદને વશ થઈ, આત્માની એ સ્વતંત્રતાને વારંવાર મન અને બુદ્ધિ સાથે મિશ્ર કરી નાખો છો. તમે એ સ્વતંત્રતાનો બુદ્ધિમાં આરોપ કરો છો, અને તરત જ તમને એમ જણાઇ આવે છે કે, બુદ્ધિ સ્વતંત્ર કે મુક્ત નથી. એટલે તમે પુનઃ એ ગુણનો શરીરમાં આરોપ કરવાનો પ્રયત્ન કરો છો, અને પુનરપિ પ્રકૃતિ તમને એમ ખુલ્લે ખુલ્લુ જણાવી દે છે કે, એમાં પણ તમારી ભૂલ જ છે. એમ કરવા જતાં એક જ વેળાએ બદ્ધતા અને સ્વતંત્રતાનો ભાવ એક સાથે મળી જાય છે, અને તેથી જ એવો ગોટાળો થવા પામે છે. પરંતુ યોગી 'સ્વતંત્ર' અને 'બદ્ધ વસ્તુ'ને જૂદી પાડી નાખે છે અને એથી તેના

અજ્ઞાન–નો લય થઇ જાય છે. યોગી સારી રીતે સમજી જાય છે કે, પુરુષ સર્વથા સ્વતંત્ર છે, અને જ્ઞાનનું મૂળ તત્ત્વ એ જ છે, કે જે જ્ઞાન બુદ્ધિદ્વારા આવીને બુદ્ધિનું સ્વરૂપ ધારણ કરે છે, અને એ અવસ્થામાં જ તે બદ્ધ થયલો આપણા જોવામાં આવે છે

**तदर्थ एव दृश्यस्याऽऽत्मा ॥ २१ ॥**

**૨૧ દૃશ્ય (પ્રકૃતિ જે અનુભવમાં આવ્યું છે તે)નો આત્મા તે (પુરુષ)ના માટે જ છે.**

પ્રકૃતિ અથવા માયા પોતાનો કોઇ પ્રકાશ ધરાવતી જ નથી જ્યાં સૂધી તેનામા પુરુષ ઉપસ્થિત હોય છે, ત્યાં સુધી જ તેનામાં પ્રકાશ દૃષ્ટિગોચર થાય છે, કારણ કે, ચદ્રમાં જે પ્રકાશ જોવામાં આવે છે, તે વાસ્તવિક સૂર્યનો પરાવર્ત્તિત પ્રકાશ જ છે. તેવી જ રીતે માયા અથવા પ્રકૃતિનો એ પ્રકાશ પણ પુરુષ–આત્મા–પાસેથી જ મેળવેલો હોય છે યોગીના મત પ્રમાણે પ્રકૃતિના આ બધાં કાર્યો, એ પ્રકૃતિની પોતાની પ્રેરણાથી જ ઉત્પન્ન થયલાં છે, છતાં પણ એ પ્રકટીકરણમાં પ્રકૃતિનો પુરુષને મુક્ત અને સ્વતંત્ર બનાવવા વિના બીજો કશો પણ હેતુ સમાયલો નથી *

**कृतार्थं प्रति नष्टमप्यनष्टं तदन्यसाधारणत्वात् ॥ २२ ॥**

**૨૨ જો કે કૃતાર્થનો માટે એ નષ્ટ થાય છે, તોપણ અન્ય પુરુષોના સંબંધમાં તો સાધારણ (અનષ્ટ) હોવાથી એ દૃશ્ય જ છે.**

આત્માને, 'તે પ્રકૃતિથી સર્વથા ભિન્ન છે, એવું જ્ઞાન કરાવવું,' એ જ પ્રકૃતિ–માયા–નો મૂળ હેતુ છે. અને જ્યારે આત્મા એ ભેદને સારી રીતે જાણી જાય છે, ત્યારે તેને પ્રકૃતિનું લેશ માત્ર પણ આકર્ષણ રહેતું નથી પરંતુ જે મનુષ્ય–આત્મા–મુક્ત થયલો હોય છે, તેના માટે જ માત્ર પ્રકૃતિ નષ્ટ થઈ જાય છે પરંતુ જે અન્ય અસખ્ય અવશિષ્ટ આત્માઓ છે, તેમના સંબધમાં તો એ પ્રકૃતિ–માયા–પોતાનું કાર્ય કર્યાં જ કરે છે

---

* ઉપરના સૂત્રમાં દૃશ્ય અને દ્રષ્ટાના સ્વરૂપનું વિવેચન કરીને પ્રસ્તુત સૂત્રમા તેમના અગાઉ ભાવનો નિર્દેશ કરેલો છે એનું સક્ષિપ્ત તાત્પર્ય એટલું જ છે કે, દૃશ્ય, એટલે ભોગ્યનું સ્વરૂપ, દ્રષ્ટા (પુરુષ)ના ભોગ માટે છે, સ્વાર્થ માટે નથી, કારણ કે, દૃશ્ય (પ્રકૃતિ) પોતે અચેતન છે

† " अजामेकाम् " ઇત્યાદિ શ્રુતિવડે પ્રકૃતિ એક છે, અને પુરુષ અનેક છે, એમ પ્રતિપાદન કરેલુ છે એમા પ્રધાને ( પ્રકૃતિએ ) જે પુરુષના ભોગ અને અપવર્ગ કરેલા છે, તે સ્વામી–ભોક્તા હોય છે, અને એટલા માટે જ તે કૃતાર્થ થાય છે જેનો અર્થ પૂર્ણ થયલો છે તે કૃતાર્થ, જેવી રીતે મૃત્યુએ જય કરેલો છતાં સ્વામીનો જય થયલો જ કહેવામા આવે છે, તે પ્રમાણે જ કૃતાર્થના સબધમા નષ્ટ થવા છતા પણ અન્ય પુરુષોના સબધમા અનષ્ટ હોવાથી પ્રકૃતિ દૃશ્ય જ છે

स्वस्वामिशक्त्योः स्वरूपोपलब्धिहेतुः संयोगः ॥ २३ ॥

**૨૩ દૃશ્ય (પ્રકૃતિ) અને સ્વામી (પુરુષ) એ ઉભયની શક્તિઓનો ઉપલબ્ધિનો હેતુ સંયોગ છે.**

પ્રસ્તુત સૂત્ર પ્રમાણે જે વેળાએ આત્માનો પ્રકૃતિ સાથે સંબંધ થાય છે–અર્થાત્ જે સમયે એ ઉભય એક રાશિમાં આવે છે, તે વેળાએ એ સંયોગથી આત્મા અને પ્રકૃતિ બન્નેની શક્તિઓનું પ્રકટીકરણ થાય છે, અને એવાં સર્વ પ્રકટીકરણો (કાર્યો) નો અંતે ત્યાગ કરવામાં આવે છે. એ સંયોગનું મૂળ કારણ અજ્ઞાન છે. એ તો આપણા પ્રતિદિવસના અનુભવનીજ વાત છે કે, આપણે પોતાના આત્માને શરીર સાથે મેળવી દઈએ છીએ, અને એ જ આપણા આનંદ અને દુઃખનું કારણ થઈ પડે છે. જો એવો મારો અચલ નિશ્ચય હોય કે, હું કાંઈ આ શરીર નથી; તો ટાઢ, તડકો કે એવા બીજા કોઈપણ પ્રકારની પીડાનો વિચાર કરીશ જ નહિ. આ દેહ જ એક સંયોગ છે. હું એક શરીર ધારણ કરું છું, તમારું શરીર બીજું છે, અને સૂર્ય વળી એક ત્રીજું જ શરીર ધરાવે છે, એમ કહેવું એ એક પ્રકારનો પ્રમાદ અથવા કલ્પના જ છે. આ સમસ્ત સૃષ્ટિ તે માયા (પ્રકૃતિ) નો એક મહાસાગર છે, અને 'તમે,' 'હું' અને 'સૂર્ય,' ઇત્યાદિ તેના ભિન્ન ભિન્ન અલ્પ બિન્દુ (અંશ) નાં નામ માત્ર જ છીએ. આપણે એ તો સારી રીતે જાણીએ છીએ કે, પ્રકૃતિનું સદા પરિવર્તન થયા જ કરે છે. જે એક દિવસ સૂર્યના સ્વરૂપને ઘડે છે, તે જ બીજે દિવસે આપણા શરીરોનો આકાર બનાવે છે.

तस्य हेतुरविद्या ॥ २४ ॥

**૨૪ એનો હેતુ અવિદ્યા છે.**

એ અવિદ્યાના કારણથી જ આપણે પોતાના આત્માને આ પ્રાકૃતિક શરીર સાથે જોડી દીધો છે, અને એમ કરીને આપણાં દુઃખનાં દ્વાર આપણે જ ઉઘાડેલાં છે. આપણી શરીરભાવના તે એક પ્રકારની ભ્રાંતિ જ છે, અને એ ભ્રાંતિ જ આપણને સુખી કે અસુખી (દુઃખી) બનાવે છે. અવિદ્યાથી ઉત્પન્ન થયલી એ ભ્રાંતિને લીધે જ આપણને શીતલતા, અને ઉષ્ણતા, દુઃખ અને સુખની નાના પ્રકારની લાગણીઓ થઈ આવે છે. એ ભ્રાંતિના અંધકારમય પ્રદેશને ભેદીને પ્રકાશયુક્ત સ્થાને જવું, એ જ આપણું કર્તવ્ય છે, અને તે સ્થાનમાં કેવી રીતે સંચાર કરવો, એ આપણને યોગીઓ શીખવી શકે છે. એ તો પ્રમાણપૂર્વક હવે સિદ્ધ થઈ ચૂક્યું છે કે, અમુક પ્રકારની માનસિક સ્થિતિમાં મનુષ્યને પોતાના બળી જવાનો ભાસ થઈ જાય છે, પરંતુ જેટલો સમય એ સ્થિતિ ચાલુ રહે છે, તેટલી વેળા દુઃખની લેશમાત્ર

પણ તેને સંવેદના થતી નથી. પરંતુ અત્ર કઠિનતા એટલી જ છે કે, મનનો એ અચિન્ત્ય ઉભળકો વંટોળિયા પ્રમાણે એક ક્ષણે ચઢી આવે છે, અને દ્વિતીય પળે જ પુનઃ તેનું શમન થઇ જાય છે. પરંતુ જો એ જ ઉભળકા (ભાવના)ને શાસ્ત્રીય રીતિ પ્રમાણે યોગના અભ્યાસથી અચલ ટકાવી રાખીએ, તો શરીરથી આત્માની જે ભિન્નતા (સ્વતન્ત્રતા અથવા મુક્તતા) છે, તેને આપણે કાયમને માટે પામી શકીએ એમ છે.

तदभावात्संयोगाऽभावो हानं तद्दृशेः कैवल्यम् ॥ २५ ॥

૨૫ તે (અવિદ્યા) ના અભાવથી સંયોગનો પણ અભાવ થાય છે, કે જેનો ત્યાગ કરવાની આવશ્યકતા છે; અને સંયોગનો જે અભાવ, તે જ આત્માનું કૈવલ્ય ( સ્વાતંત્ર્ય અથવા મોક્ષ) છે, એમ જાણવું.

યોગદર્શનના સિદ્ધાંત પ્રમાણે માત્ર અવિદ્યાના હેતુથી જ આત્મા પ્રકૃતિમાં એકાત્મ (લીન) થયેલો છે, અને એટલા માટે આપણાપર પ્રકૃતિની જે સત્તા છે, તેમાંથી મુક્ત થવું, એ જ આપણું મુખ્ય તાત્પર્ય છે. સર્વ–વિશ્વના સમસ્ત ધર્મોની મર્યાદાનો એ જ ભાવનામાં અંત થાય છે–અર્થાત્ સર્વ ધર્મોનો મૂળ ઉદ્દેશ એ જ છે. પ્રત્યેક આત્મા મૂળથી જ પવિત્ર છે. એટલે આંતરિક અને બાહ્ય પ્રકૃતિપર સત્તા મેળવીને એ અંત પવિત્રતાનું પ્રકટીકરણ કરવું, એ જ આપણું મુખ્ય કર્ત્તવ્ય અને મૂળ ઉદ્દેશ છે. કર્મ, ઉપાસના, આત્મિક સયમ અને તત્ત્વજ્ઞાન, એમાંના એક કે એકથી વધારે કે એ સર્વ સાધનોવડે એ પવિત્રતાને પ્રકટ કરીને તમે સર્વથા સ્વતંત્ર અને મુક્ત થઇ શકો એમ છે. ધર્મનો મૂળ અને આંતરિક ઉદ્દેશ એટલો જ છે. સિદ્ધાંતો, ધર્મમતો, કર્મવિધિ, ધર્મગ્રંથો, મંદિરો, અને મૂર્તિઓ—સાકારતા—એ બધાં એનાં ગૌણ સાધનો જ છે. યોગી તો સદા આત્મિક સયમદ્વારા જ પ્રકાશની મર્યાદાને પહોંચવાનો પ્રયત્ન કરતો હોય છે. (તે અન્ય સાધનોનો ઉપયોગ કરવાની અપેક્ષા નથી જ રાખતો.) જ્યાં સુધી માયાના બંધનમાંથી આપણે પોતાને મુક્ત કરી ન શકીએ, ત્યાં સુધી આપણે એ માયાના આજ્ઞાનુવર્ત્તી દાસ જ છીએ, એમ જ આપણે સમજવાનું છે. અર્થાત્ ત્યાં સુધી તે જે દિશામાં વિચરવાની આપણને આજ્ઞા આપે, તે દિશામાં અવશ્ય આપણે જવું જ જોઇએ. યોગી નિશ્ચયપૂર્વક એમ પ્રતિપાદન કરે છે કે, જે મનુષ્ય મનનો સયમ કરી શકે છે, તે અવશ્ય માયાપર પણ પોતાનો વિજય મેળવી શકે છે. બાહ્ય પ્રકૃતિ કરતાં આતરિક પ્રકૃતિ અત્યંત બળવતી છે, અને તેથી તેનો સંયમ કરવામાં પરિશ્રમ પણ તેટલો જ વિશેષ વેઠવો પડે છે; એટલા માટે જેણે એ અંત પ્રકૃતિને જિતેલી હોય છે, તે સમસ્ત વિશ્વને પોતાની સત્તામાં પ્રવર્ત્તાવી શકે છે. અર્થાત્ સકળ સૃષ્ટિ તેની ઇચ્છાને આધીન થઈ જાય છે. રાજ-

યોગ, એ અંતઃ પ્રકૃતિને પોતાની સત્તામાં કેવી રીતે લેવી, એની રીતિ–માર્ગ–નું આપણને શિક્ષણ–સૂચન–આપે છે. જડ પ્રકૃતિમાં આપણી જાણમાં છે, તેના કરતાં પણ બીજી કેટલીક અધિક પ્રબળ શક્તિઓ (Forces) રહેલી છે. તેમને પણ આપણા અંકુશમાં લાવવાની છે. આ શરીર તે મનના એક બાહ્ય કવચરૂપ જ છે. મન અને શરીર, એ બે ભિન્ન વસ્તુઓ નથી, કિન્તુ તે ઑઇસ્ટર (Oyster–એક જાતનું મત્સ્ય) અને તેના કવચ સમાનજ છે. એ એક જ વસ્તુનાં બે ભિન્ન ભિન્ન સ્વરૂપો છે. ઑઇસ્ટરનો અંતર્દેહ ભાગ બાહ્ય તત્ત્વોનું ગ્રહણ કરે છે, અને તેવડે પોતાનું કવચ બનાવતો જાય છે; એવી જ રીતે મનુષ્યની આંતરિક સૂક્ષ્મ શક્તિઓ, કે જે મનના નામથી ઓળખાય છે, તે બહારથી સ્થૂલ દ્રવ્યનું ગ્રહણ કરે છે, અને તેમાંથી આ બાહ્ય કવચ–શરીર–ની બનાવટ કરે છે. એટલા માટે જ જો આપણે એ આંતરિક શક્તિઓ–મન–ને વશ કરી લઇએ, તો પછી બાહ્ય શક્તિને વશ કરવી, એ કાર્ય બહુ જ સહજ અને સરળ થઈ પડે છે. વળી એ સર્વ શક્તિઓ ભિન્ન ભિન્ન હોય, એમ પણ નથી. અર્થાત્ કેટલીક શક્તિઓ જડ–શારીરિક, અને કેટલીક શક્તિઓ સચેતન–માનસિક હોય, એવી સ્થિતિ પણ નથી. જેવી રીતે સૂક્ષ્મ જગતનું જ આ સ્થૂલ જગત્ એક કાર્ય છે, તેવી જ રીતે સર્વ જડ શક્તિઓ, તે મૂળ સૂક્ષ્મ શક્તિઓનું જ માત્ર સ્થૂલ રૂપાન્તર (કાર્ય–પ્રકટીભવન) છે.

**विवेकख्यातिरविप्लवा हानोपायः ॥ २६ ॥**

**૨૬ વિવેકનો સતત અભ્યાસ, એ જ અવિદ્યાના નાશનો મુખ્ય ઉપાય છે.**

અસત અને સતનો વિવેક, એ જ અભ્યાસનો મુખ્ય ઉદ્દેશ છે. એટલે કે, પુરુષ, પ્રકૃતિ નથી, અર્થાત્ એ જડ દ્રવ્ય નથી, તેમ જ એ મન પણ નથી; અને એ પ્રકૃતિ ન હોવાથી જ એમાં પરિવર્તનનો સ્વભાવ જોવામાં નથી આવતો, એ જાણવું એ અભ્યાસનો મુખ્ય ઉદ્દેશ છે. જેનો સંયુક્ત અને વિયુક્ત થવાનો વ્યાપાર સદા એકસરખો ચાલ્યા જ કરે છે, તે માત્ર પ્રકૃતિ જ છે. સતત અભ્યાસ–મનન–વડે જ્યારે આપણે પુરુષ અને પ્રકૃતિ વચ્ચેના એ ભેદનો વિવેક કરતાં શીખીએ છીએ–એ ભેદને જાણવા માંડીએ છીએ, ત્યારે તે જ ક્ષણે અવિદ્યાનો નાશ થઇ જાય છે, અને પુરુષ પોતાના સર્વસાક્ષી, સર્વ શક્તિમાન અને સર્વવ્યાપકના સત્ય સ્વરૂપમાં પ્રકાશવા માંડે છે.*

---

* દૃક્ અને દૃશ્ય, એનો જે ભેદ, તે વિવેક, અને એનું જ્ઞાન તે ખ્યાતિ. એ ખ્યાતિ, વિપ્લવ એટલે મિથ્યા જ્ઞાનથી રહિત હોવી જોઇએ. પ્રથમ આગમમાંથી સાક્ષાત્ (સવિકલ્પ) વિવેકખ્યાતિ ઉત્પન્ન થાય છે, અને તે પરોક્ષ હોવાથી અનાદિ અવિદ્યાના નાશનો ઉપક્રમ કરે છે. જ્યારે તે

**तस्य सप्तधा प्रान्तभूमिः प्रज्ञा ॥ २७ ॥**

**૨૭ તેની પ્રજ્ઞા (જ્ઞાન) સપ્તધા પ્રાંત (ઉચ્ચતમ) ભૂમ્યાત્મક છે.**
**(અર્થાત્ પુરુષના જ્ઞાનની અવસ્થા સાત પ્રકારની થાય છે.)**

જે વેળાએ એ જ્ઞાન (પ્રજ્ઞા) આવવા માંડે છે, તે વેળાએ એ સાત પ્રકારની ભૂમિકા (અવસ્થા) માંજ આવે છે, અને એની એક પછી બીજી અને બીજી પછી ત્રીજી એમ અનુક્રમે સાત અવસ્થાઓ પ્રાપ્ત થાય છે જે વેળાએ એ પ્રજ્ઞા (જ્ઞાન) ના આગમનનો આરંભ થાય છે, તે વેળાએ 'આપણે હવે જ્ઞાન પ્રાપ્ત કરીએ છીએ,' એવી આપણને જાણ થતી જાય છે પ્રથમ આપણા મનમાં જે ભાસ થાય છે, તે એ જ છે કે, જે જ્ઞેય (જાણવા યોગ્ય) છે, તેને આપણે જાણી ચૂકયા છીએ અને એથી આપણા મનોવિક્ષોભનો પણ અંત આવી જાય છે જે સમયે આપણે જ્ઞાનના પાન માટે તૃષાતુર થઈ જઇએ છીએ, તે સમયે જો અહીં કે ત્યાં કયાય પણ સત્ય મળવાનો સંભવ હોય, તો જ્યાંત્યાં આપણે તેને શોધવા માંડીએ છીએ, અને જો ભાગ્યયોગે આપણો એ પ્રયત્ન નિષ્ફળ થાય છે, તો બીજી નવીન દિશામાં આપણે તેને શોધી કાઢવાના ઉદ્યોગનો આરંભ કરીએ છીએ પરંતુ જ્યાંસુધી, એ જ્ઞાન (પ્રજ્ઞા) આપણા પોતામાં જ રહેલું છે, અને શોધવાના કાર્યમાં આપણને બીજુ કોઈપણ સહાયતા કરી શકે એમ નથી, કિન્તુ આપણે સ્વાશ્રયી જ થવું જોઇએ, એ વાતને આપણે જાણી નથી શકતા, ત્યાંસુધી આપણા એ સકળ પ્રયત્નો અને સર્વ શોધો સર્વથા વ્યર્થ અને નિષ્ફળ જ છે, એમ નિશ્ચયપૂર્વક જાણી લેવું જે વેળાએ આપણે સારાસારના વિવેકની શક્તિના અભ્યાસનો આરંભ કરીએ છીએ, ત્યારે જ આપણે સત્યના પ્રદેશ પાસે આવી પહોચીએ છીએ, અને એનું પ્રથમ ચિહ્ન એ છે કે, એ વેળાએ આપણા માનસિક ક્લેશ અને વિક્ષોભ—અસંતોષ—નો એકાએક લોપ થઈ જાય છે આપણો એવો દૃઢતમ નિશ્ચય જ થઈ જાય છે કે, 'આપણે અંતે સત્યને શોધી કાઢયું છે' અને એ સત્ય વિના

---

મનન—અભ્યાસ—વડે સ્થિર થાય છે તેમ જ સર્વ વિષયોથી વિરક્ત થઇ જાય છે, અને જ્યારે પુરુષાભિમુખ થયેલા ચિત્તવડે તેને અભ્યસ્ત કરવામાં આવે છે, ત્યારે તે ધ્યાનાતિશયના પરમાવધિથી શુદ્ધ થાય છે અને ચિચ્છક્તિના પ્રતિબિંબયુક્ત અપરોક્ષ અને સાક્ષાત્કારરૂપા બની જાય છે ત્યાર પછી તે વાસનાસહિત મિથ્યાજ્ઞાનનો નાશ કરે છે, અને તે વિપ્લવરહિતા થવાથી પર વૈરાગ્યપૂર્વક વૃત્તિનો નિરોધ કરવાથી કૃતકૃત્ય થયેલા સંસ્કારશેષ ચિત્તની, પ્રારબ્ધ કર્મભોગના નાશ સમયે અત્યન્ત નિવૃત્તિ કરીને ભાવિ દુઃખ નાશરૂપી મોક્ષનો હેતુ પણ થઈ પડે છે એ પ્રમાણે વિવેકનો બહુ જ પ્રબળ અને મહાન્ મહિમા છે અસ્તુ જે પુરુષની વિવેકખ્યાતિ એકવાર સ્થિર થઇ જાય છે, તે 'જીવન્મુક્ત'ના નામથી ઓળખાય છે, અને તેને અનંત જ્ઞાનસંપત્તિ પ્રાપ્ત થાય છે

અન્ય કોઈ વસ્તુ હોઈ શકે જ નહિ, એવો નિશ્ચય થવો સહજ અને સ્વાભાવિક જ છે. એમ થયા પછી આપણે ખાસ કરીને જાણી શકીએ છીએ કે, સૂર્યનો ઉદય અને પ્રભાતનું આગમન ખાસ આપણા માટે જ થાય છે, અર્થાત્ એ પદાર્થોની ઉન્નતિના ઉદાહરણથી ઉત્તેજિત થઈને જ્યાંસુધી આપણે આપણા નિર્ધારિત સ્થાનમાં ન જઈ પહોંચીએ, ત્યાંસુધી આપણે આપણા પ્રયત્નમાં એક ખંતથી મંડ્યા જ રહેવું જોઇએ. એ પ્રજ્ઞા (જ્ઞાન) ની પ્રથમાવસ્થા થઈ.

હવે જે વેળાએ દ્વિતીય અવસ્થાનો ઉદય થાય છે, તે વેળાએ આપણાં સર્વ પ્રકારનાં દુઃખોનો સંહાર થઈ જાય છે અર્થાત્ આ વિશ્વમાંની કોઈ પણ જડ (શારીરિક), માનસિક અથવા આત્મિક શક્તિ આપણને દુઃખ દેવાના કાર્યમાં સર્વથા અશક્ત અને અસમર્થ જ થઇ પડે છે. તૃતીય અવસ્થામાં આપણે સમસ્ત જ્ઞાનના અધિકારી થઇએ છીએ, અને સર્વજ્ઞતા આપણી પોતાની જ થઈ જાય છે. ચતુર્થ અવસ્થા 'ચિન્મુક્તિ'ના નામથી ઓળખાય છે, અને એ અવસ્થા (ભૂમિકા) માં આપણે સ્પષ્ટતાથી જાણી શકીએ છીએ કે, સર્વ પ્રાકૃતિક કઠિનતાઓ અને પ્રયાસોનો આપણામાંથી લોપ થઇ ગયો છે. જે વેળાએ મનનો સંયમ કરવામાં આવ્યો નહોતો, તે વેળાએ મનમાં ઉત્પન્ન થતી સર્વ ચળવિચળતાનો, જેવી રીતે એક ઉચ્ચતમ ગિરિ શિખરપરથી એક પાષાણનું ઉંડી ખીણમાં પતન થાય છે, અને તેનાથી પુનઃ ઉપર આવી નથી શકાતું, તેવી રીતે સર્વથા નિપાત–વિનાશ–થઇ ગયલો, આપણે પ્રત્યક્ષ અનુભવી શકીએ છીએ.

એ પછીની અવસ્થામાં ચિત્તને પોતાનો એવો સાક્ષાત્કાર થાય છે કે, જ્યારે આપણે ઇચ્છીએ, તે વેળાએ પોતાનાં મૂળ કારણોમાં તે લીન થઇ જઇ શકે છે. *અંતે સપ્તમ ભૂમિકા (અવસ્થા) માં આપણને એમ જણાઇ આવે છે કે, આપણે આપણા આત્મામાં સ્થિર થઇ ચૂક્યા છીએ. આ સકળ જગતમાં આપણે સર્વથા એકલા એકાટ જ છીએ, અને શરીર અને મનનો કોઇવાર આપણી સાથે સંબંધ હતો જ નહિ. તેઓ પોતાના સ્વભાવ અને પોતાની પદ્ધતિ પ્રમાણે પોતાનાં કાર્યો કરતાં જતાં હતાં, અને અવિદ્યાના કારણથી આપણે તેમની સાથે જોડાયા હતા. એટલે ખરી રીતે જોતાં તો આપણે સ્વતંત્ર અને એકલા જ છીએ. આપણે જ સર્વશક્તિમાન, સર્વવ્યાપી અને આનંદમય છીએ; આપણો આત્મા જ એટલો બધો પવિત્ર (વિશુદ્ધ) અને પરિપૂર્ણ બને છે કે, તેને બીજા કોઇની સહાયતાની આવશ્યકતા જ નથી. આપણને સુખી બનાવવા માટે આપણે બીજાની ઇચ્છા

* વચમાંની એક ભૂમિકા મૂળમાં નથી

ફરી જ નથી, કારણ કે, સુખ તો આપણે પોતે જ છીએ. એ અવસ્થામાં આપણે એ પણ જાણી શકીએ છીએ, કે એ જ્ઞાનને બીજી કોઇ પણ વસ્તુપર આધાર રહેવો નથી, કિન્તુ એ સર્વથા સ્વતંત્ર જ છે. સમસ્ત જગતમાં એવી કોઇ પણ વસ્તુ નથી કે, જે એ જ્ઞાન સમક્ષ આવીને પોતાનો પ્રકાશ ન ચમકાવે. અર્થાત્ આપણા એ જ્ઞાનનો જ સર્વમાં પ્રકાશ પડે છે. એવી એ સપ્તમ એટલે કે, અંતિમ ભૂમિકા છે. એ અવસ્થામાં યોગી સર્વથા શાંત અને આનંદમય જ બની જાય છે, અને પછી કોઇ કાળે પણ તેને દુઃખની સંવેદના થતી નથી. તે પુનઃ પ્રકૃતિના પાશમાં સપડાતો નથી, અને દુ ખોનો અધિકારી પણ નથી થતો 'હું આનંદમય, પરિપૂર્ણ અને સર્વશક્તિમાન્ છું' એ તે સારી રીતે જાણી જાય છે.

योगाङ्गानुष्ठानादशुद्धिक्षये ज्ञानदीप्तिराविवेकख्यातेः ॥ २८ ॥

**૨૮. યોગનાં ભિન્ન ભિન્ન અંગોના અનુષ્ઠાનથી અશુદ્ધિનો ક્ષય થાય છે; અને તેથી (અશુદ્ધિનો ક્ષય થવાથી) વિવેકખ્યાતિ પર્યન્ત જ્ઞાનની દીપ્તિ થાય છે.***

હવે વ્યાવહારિક (ક્રિયા, અથવા આભ્યાસિક) જ્ઞાનનો આરંભ થાય છે. અત્યારે જેના વિશે આપણે બોલીએ છીએ, તે અત્યંત ઉચ્ચ પ્રકારનું જ્ઞાન છે. જો કે, એ અત્યંત ઉચ્ચ છે, તોપણ મનોમય (ધ્યેય) છે. પ્રથમ શારીરિક અને માનસિક સંયમ કરવો અત્યંત આવશ્યકીય છે એ પછી તે ધ્યેયમાં સાક્ષાત્કારની સ્થિરતા થાય છે. ધ્યેયનું જ્ઞાન થઈ ગયા પછી જે અવશિષ્ટ રહે છે, તે તેને પહોંચવાના માર્ગ—પદ્ધતિ—નો અભ્યાસ કરવો, એ જ છે.

यमनियमाऽऽसनप्राणाऽऽयामप्रत्याहारधारणाध्यानसमाधयोऽष्टावङ्गानि २९

**૨૯. નિયમ, યમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ; એ યોગનાં આઠ અંગો છે.**

अहिंसासत्याऽस्तेयब्रह्मचर्याऽपरिग्रहा यमाः ॥ ३० ॥

**૩૦. અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ, † એ પાંચ યમ કહેવાય છે.**

---

* યોગના અંગો અને યોગના અનુષ્ઠાનથી ક્લેશ કર્મરૂપ અશુદ્ધિનો અનુક્રમે ક્ષય થવા માંડે છે, અને તેથી જ્ઞાનની દીપ્તિ જે વિશુદ્ધિ, તે વિકલ્પ રહિત વિવેકખ્યાતિ પર્યન્ત પહોંચી જાય છે અંગસહિત યોગના અભ્યાસથી ચિત્તશુદ્ધિ કરવામાં આવે, તો એથી પ્રજ્ઞાની સિદ્ધિ ઉત્તમ પ્રકારની થાય છે, એટલુંજ એનું તાત્પર્ય છે

† 'અપરિગ્રહ' શબ્દનો, મૂળ અર્થ 'શરીર-રક્ષણ કરતા અધિક ભોગસાધનોનો સ્વીકાર ન કરવો' એટલો જ છે.

જે મનુષ્યને પરિપૂર્ણ યોગી થવાની ઇચ્છા હોય, તેણે જાતિભાવનાનો અવશ્ય ત્યાગ કરવો જ જોઇએ. કારણ કે, આત્માની કોઈ પણ જાતિ નથી; ત્યારે વ્યર્થ જાતિભાવનાથી તેણે પોતાની અવનતિ શામાટે કરવી જોઇએ? એ ભાવનાનો ત્યાગ શામાટે કરવો જોઇએ, તે આપણે આગળ જતાં વધારે સારી રીતે જાણી શકીશું કોઈ પાસેથી દાનનો સ્વીકાર-કરવો, એ પણ ચોરી કર્યા જેટલું જ નઠારું છે. કારણ કે, જે એવા દાન અથવા ઉપહારનો પરિગ્રહ કરે છે, તે મનુષ્યનું મન દાતાના મન પ્રમાણે કર્મ કરવામાં પ્રવૃત્ત થઈ જાય છે, અને એમ થવાથી પરિગ્રહી પુરુષ પુનઃ કાલભ્રષ્ટ થઈ જાય છે. અર્થાત્ પુનઃ તે કનિષ્ટ સ્થિતિને પ્રાપ્ત થાય છે. દાનનો પરિગ્રહ મનની સ્વતંત્રતાનો નાશ કરી નાખે છે અને આપણને ગુલામ જેવા બનાવી મૂકે છે. એટલા માટે પરિગ્રહ ત્યાજ્ય અને અપરિગ્રહ જ સ્વીકરણીય છે.

**एते जातिदेशकालसमयाऽनवच्छिन्नाः सार्वभौमा महाव्रतम् ॥ ३१॥**

**૩૧ જાતિ, દેશ, કાળ અને સમયથી અનવચ્છિન્ન યમો, સાર્વભૌમ અને મહાવ્રત કહેવાય છે.***

અહિંસા, અસ્તેય, બ્રહ્મચર્ય અને અપરિગ્રહ (તેમ જ **સત્ય**) એ પાંચ યમોનો, કોઈ પણ પુરુષ, સ્ત્રી, અને બાળકે-સારાંશ કે, પ્રત્યેક આત્માએ, જાતિ, દેશ અને કાળના ભેદ વિના અવશ્ય અભ્યાસ કરવો જ જોઇએ અર્થાત્ એમાં દેશ આદિની અપેક્ષા કરવાની નથી.

**शौचसन्तोषतपस्स्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥ ३२ ॥**

* ગોત્વ અને બ્રાહ્મણત્વ ઇત્યાદિ ધર્મ, તે જાતિ, તીર્થ દેવાલય ઇત્યાદિ સ્થાન, તે દેશ; અને વિધિવાક્યવડે નિયમિત કરેલી ચતુર્દશી, આદિ વેળા, તે કાળ જાણવો તેમ જ અનિયમિત બ્રાહ્મણ ભોજન આદિનો અવસર, તે સમય જાણવો. જેમા માત્ર ગોબ્રાહ્મણના હનનનો જ નિષેધ હોય, એવી અહિંસા જાતિવડે પરિચ્છિન્ન થાય છે, કોઈપણ પ્રાણીને તીર્થમા કિંવા અમુક તિથિએ પીડા નહિ આપુ, એવી ભાવનાયુક્ત જે અહિંસા, તે દેશ અને કાળવડે અવચ્છિન્ન (નિયત) થાય છે દેવદ્વિજ આદિ માટે અને ભોજન આદિના સમયથી અન્ય (ભિન્ન) સમયમા હિંસા ન કરવાનો નિયમ કેવળ સમયવડે અવચ્છિન્ન થાય છે; અને કોઇ પણ પ્રાણીને, કોઇ પણ સ્થાનમાં, કોઇપણ સમયે, કોઇપણ કારણથી ન જ મારવાના નિશ્ચયરૂપ જે અહિંસા છે, તે જાતિ આદિકથી અવચ્છિન્ન થતી નથી, અને એથી એ જ અહિંસા સર્વથી શ્રેષ્ઠ છે એ જ પ્રમાણે સત્ય આદિની અવચ્છિન્નતા પણ ધારી લેવી. અર્થાત્ જેમા અમુક જાતિ ઇત્યાદિની વ્યવસ્થાની કલ્પના થયેલી જ ન હોય, એવી સાર્વજાતિ આદિક ભૂમિમાં જે **યમો** વિહિત હોય, તે **સાર્વભૌમ** અને **મહાવ્રત** કહેવાય છે.

**૩૨ આંતર્બાહ્ય શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય અને ઈશ્વરપ્રણિધાન એ પાંચ નિયમો છે.**

બાહ્ય શુદ્ધિ શરીરને સ્વચ્છ (પવિત્ર) રાખે છે મલિન મનુષ્ય કોઈ કાળે પણ યોગીની પદવીને પ્રાપ્ત થઇ શકતો નથી પરન્તુ એ બાહ્ય શુદ્ધિની સાથે અંત શુદ્ધિ પણ અવસ્ય હોવી જ જોઇએ પ્રથમ (૧,૩૩ મા) નિર્દિષ્ટ કરેલા ગુણો (યમો) વડે એ અંત શુદ્ધિ પ્રાપ્ત કરી શકાય છે જો કે બાહ્ય શુદ્ધિ કરતાં એ ઘણી જ વધારે મૂલ્યવાન્ છે, તો પણ યોગમાં તો એ ઉભય શુદ્ધિઓની એકસરખી જ આવશ્યકતા છે તેમ જ બાહ્ય શુદ્ધિ, અંત શુદ્ધિ વિના કશા પણ ઉપયોગની થઈ શકતી નથી

वितर्कबाधने प्रतिपक्षभावनम् ॥ ३३ ॥

**૩૩ યોગને બાધ કરનાર વિતર્ક મનમાં આવે, તો તેનો પ્રતિપક્ષીય (વિરુદ્ધ) ભાવનાથી પ્રતિકાર કરવો.**

મનમાં વિરુદ્ધ સ્વભાવી વિચારોની ઉત્પત્તિ કરીને યોગને બાધ કરનાર વિતર્કોનો પરાજય કરવો, એ જ ઉપર્યુક્ત યમોના અભ્યાસનો ખરો અને સરળ માર્ગ છે. જો મનમાં સ્તેય (ચોરી કરવા)નો વિચાર ઉત્પન્ન થાય, તો અસ્તેયની ભાવનાથી તેનો સંહાર કરી નાખવો. જો પરિગ્રહની ભાવનાનો મનમાં જન્મ થાય, તો અપરિગ્રહના નિશ્ચયથી તેનો નાશ કરી નાખવો, ઇત્યાદિ

वितर्का हिंसादयः कृतकारितानुमोदिता लोभक्रोधमोहपूर्वका
मृदुमध्याऽधिमात्रा दुःखाऽज्ञानाऽनन्तफला इति प्रतिपक्षभावनम् ३४

**૩૪ હિંસા આદિ વિતર્કો, લોભ, ક્રોધ કે મોહથી બુદ્ધિપૂર્વક કરેલા હોય, અન્યની પ્રેરણાથી કરાયેલા હોય અથવા અનુમોદિત હોય; અને તે મૃદુ, મધ્યમ કે મહાન્ હોય, તોપણ તે યોગનો અવરોધ કરનારા છે, અને તે દુઃખ અને અજ્ઞાનનાં અનન્ત ફળોને જ પરિણામે ખેંચી લાવે છે; (એમ વિચારવું) એ જ વિરુદ્ધ ભાવનાને ઉપજાવવાનો સરળ માર્ગ છે.**

જો હું પોતે અસત્ય બોલું, બીજાને અસત્ય બોલવાની પ્રેરણા કરું કે પછી કોઇના અસત્ય ભાષણમાં અનુમોદન આપું તો એ સર્વ એક સરખું જ પાપપૂર્ણ કૃત્ય થાય છે કદાચિત્ એ મૃદુ (સાધારણ) અસત્ય હોય તોપણ એ અસત્ય તો છે જ કોઇ પણ અનિષ્ટ

વિચાર પાછો આપણાપરજ આવી ઉલટે છે. કોઇ પણ ધિક્કારયુક્ત વિચાર, તમે જોઇએ તો પર્વતની ગુહામાં બેસીને મનમાં ઉપજાવ્યો હોય, તો તેનો પણ વાતાવરણમાં એક આકાર બંધાઇ રહે છે, અને એક દિવસે કોઇ પણ દુઃખના રૂપમાં ભયંકર શક્તિ ધારણ કરીને તે પાછો તમારી સામો જ આવીને ઉભો રહે છે. સારાંશ કે, જો તમે મનમાં વેર કે દ્વેષના કોઇ પણ પ્રકારના વિચાર ઉપજાવશો, તો તે વિચારોનાં કડવાં ફળો ચક્રવૃદ્ધિ વ્યાજ સહિત પાછાં તમને જ ચખાડશે. અર્થાત્ દશગુણિત બળસહિત પાછા તે તમારાપર જ ધસી આવશે. કોઇ પણ શક્તિ, તેમના એ ધસારાનો અટકાવ કરી શકે એમ નથી. તાત્પર્ય કે, એકવાર એવા અનિષ્ટ વિચારોને તમે ગતિમાં મૂક્યા કે, પછી એમના આઘાતને સહન કરવા માટે તમારે તૈયાર થઇ રહેવું જ જોઇએ. વિચારની એ પ્રબળતાનું સતત સ્મરણ મનમાં કર્યાં કરશો, તો તે તમને એવા વિચારો ઉપજાવવાના કાર્યથી અટકાવશે. સારાંશ કે, દુષ્ટ વિચારોના દુષ્પરિણામની જે ભીતિ, તેજ વિરુદ્ધ ભાવનાને ઉપજાવવાની એક સરળ રીતિ છે.

अहिंसाप्रतिष्ठायां तत्सन्निधौ वैरत्यागः ॥ ३५ ॥

**૩૫ અહિંસાની પ્રતિષ્ઠા ( સ્થાપના ) થતાં જ તેના સંનિધ ( પ્રતિપક્ષીના) વૈરનો ( વૈરભાવનો ) પણ અવરોધ થઈ જાય છે.**

જ્યારે મનુષ્યનો બીજાને ન પીડવાનો નિશ્ચય દૃઢ થઈ જાય છે, ત્યારે સ્વાભાવિક હિંસક સ્વભાવવાળા ક્રૂર વનપશુઓ પણ તેના સમક્ષ શાંત અને સત્ત્વશીલ બની જાય છે. અર્થાત્ તેઓ પોતાના મૂળ સ્વભાવ ( વૈરભાવ ) નો ત્યાગ કરી દે છે. એક યોગી સમક્ષ વ્યાઘ્ર અને બકરી પ્રેમભાવથી રમ્યા કરે છે, અને એકબીજાને કશી પણ હાનિ કરતાં નથી. જ્યારે તમે પોતે એવી અવસ્થામાં આવી પહોંચશો, ત્યારે જ તમારા પોતામાં અહિંસાની દૃઢતાપૂર્વક સ્થાપના ( પ્રતિષ્ઠા ) થઈ ચૂકેલી છે, એ વાતને તમે સારી રીતે સમજી અને જાણી શકશો.

सत्यप्रतिष्ठायां क्रियाफलाऽऽश्रयत्वम् ॥ ३६ ॥

**૩૬ * સત્યની પ્રતિષ્ઠા થતાં જ ( યોગીને ) પોતા માટે અને બીજાઓ માટે ક્રિયા વિના જ ફળ સાધવાની શક્તિ પ્રાપ્ત થાય છે.**

---

* એટલે કે, સત્યની સ્થિતિ થતા જ ધર્માધર્મરૂપ ક્રિયા અને તેના સ્વર્ગ આદિ ફળોનુ આશ્રયત્વ એટલે કે, વચન માત્રથી જ દાતૃત્વ શક્તિ પણ યોગીને પ્રાપ્ત થઈ જાય છે. જેમકે, કોઈ મનુષ્યને "તુ ધાર્મિક થા!" એ કહેતાં જ તે ધાર્મિક થાય છે. અને "સ્વર્ગમા સંચર!" એવો શબ્દોચ્ચાર કરવા સાથે જ તે મનુષ્ય અધાર્મિક અને પાપી હોવા છતાં પણ સ્વર્ગનો અધિકારી થઈ જાય છે. ઇત્યાદિ.

જ્યારે એ સત્યની (શક્તિની) તમારામાં પ્રતિષ્ઠા (સ્થાપના) થઇ જશે, અને તમે સ્વપ્નમાં પણ અસત્યનો ઉચ્ચાર કરશો નહિ–અર્થાત્ મનસા, વાચા, કર્મણા તમે અસત્યનું અવલમ્બન નહિ જ કરો, તે વેળાએ તમે જે કાંઈ પણ બોલશો, તે સત્ય જ સિદ્ધ થશે એટલે કે, જો તમે કોઇને એમ કહેશો કે, "તું પવિત્ર થા!" કે તત્કાળ તે મનુષ્ય પવિત્ર થઈ જશે જો તમે કોઈ પુરુષને, તેની રોગિષ્ટ અવસ્થામાં એવો આશીર્વાદ આપશો કે, "તું રોગ મુક્ત થા!" તો તે જ ક્ષણે અવશ્ય તે રોગમુક્ત થઈ જશે.*

* યોગીની એ વચનસિદ્ધિ વિશે એક મુસલમાન યોગીની એક અદ્ભુત આખ્યાયિકા અવશ્ય અહીં ઉતારી લેવા યોગ્ય છે સિંધ અને પંજાબના મધ્યમાં આવેલા મુલ્તાન નામક દેશમાં એક **શમ્સતબ્રીજી** નામક મહાન્ યોગી (સૂફી મતનો સાધુ) વસતો હતો તેના સમયમાં મુલ્તાન નગરમાં એક દિવસે એક વૃદ્ધ સ્ત્રીના એકના એક પુત્રનું એકાએક મરણ થયું આ નશ્વર વિશ્વમાં એ પુત્ર વિના તે વૃદ્ધા વનિતાનો બીજો કોઈ પણ આધાર નહોતો. એટલે તે હૃદયભેદક આક્રન્દ કરવા લાગી, અને તે સમયના મુસલમાન ધર્મગુરુઓ, મુલ્લાંઓ અને મૌલવીઓ પાસે જઈ તે વારવાર પગે પડી પડીને તેમને વિનવી વિનવીને કહેવા લાગી કે, "તમારી પવિત્રતાના બળથી ખુદાના મનમાં રહમ (દયા) ઉપજાવો અને આ મારી આંધળીની લાકડીને મરણશય્યામાંથી જીવતો કરીને ઉઠાવો!" મુલ્લાંઓએ આવીને પોતાથી બનતા તેને જીવાડવાના અનેક પ્રયત્નો કર્યા, પરંતુ પરિણામે કશું પણ નિષ્પન્ન થયું નહિ. અર્થાત્ તેનો પુત્ર જીવતો ન થયો. એથી અતિ નિરાશ થઇને તે **શમ્સતબ્રીજી** નામક યોગી પાસે આવી. અરણ્યમાંના પોતાના નિર્જન નિવાસ સ્થાનમાં એ મહાયોગી 'અનલ્હક, (અહં બ્રહ્માસ્મિ)'ની ધુનમાં લીન થયેલો હતો વૃદ્ધા નારીની વિનતિ સાંભળતાં જ તે તેને ઘેર આવ્યો, અને તેના મૃત પુત્રને એક લાત મારીને આજ્ઞા કરી કે, '**જિન્દાબાશ-બનામે શમ્સતબ્રીજી!**" (શમ્સતબ્રીજીના નામથી જીવતો થા!) એ વચનો તેના મુખમાંથી નીકળતાં જ તે મૃત બાળક ઉઠીને બેઠો થયો અર્થાત્ યોગીની વચન સિદ્ધિનો સર્વને પ્રત્યક્ષ અનુભવ થયો

પરંતુ ધર્માન્ધ અથવા ધર્મોન્મત્ત મુલ્લા અને કાજીઓને તેનો એ ચમત્કાર રુચ્યો નહિ. 'અનલ્હક'નો અર્થ એવો થાય છે કે, 'હું જ ખુદા છું!' અને એમ કહેવું મુસલમાની શરાથી સર્વથા વિરુદ્ધ છે એમ કહેનારને મુસલમાનો કાફિર માને છે એટલે તે વખતના ત્યાંના રાજ કર્તાને તેમણે ભભેર્યો અને અંતે શમ્સતબ્રીજીને, જીવતાં જ તેનું ચામડું ઉતારીને તેને મારી નાખવો, એવી સખ્ત સજા ફરમાવવામાં આવી એ સઘળી વાત જાણવા છતાં પણ તે મહા યોગીશ્વર કાંઈ ત્યાંથી પલાયન કરી ગયો નહિ. સામો, અરણ્યમાં જવાને બદલે તે તો તે દિવસે યથેચ્છ નગરમાં જ અહીં તહીં ફરવા લાગ્યો. એટલે આજ્ઞા પ્રમાણે સિપાહીઓએ આવીને તેને પકડી લીધો, અને તેના માટે નિયત કરેલા વધસ્થાનમાં લાવીને તેને ઉભો કર્યો.

નગરના સર્વ સ્ત્રીપુરુષો એ શોકકારક ઘટનાનું અવલોકન કરવાને ત્યાં આવીને એકત્ર થયેલા હતા, એટલામાં વળી ત્યાં એક નવીન ચમત્કાર દૃષ્ટિગોચર થયો. જે ચાંડાલ તે યોગીની ચામડી ઉતારવાને શસ્ત્ર લઇને આગળ વધ્યો, તે શસ્ત્ર ઉગામતાં જ મૂર્છિત થઇને ધરણીપર ઢળી

**अस्तेयप्रतिष्ठायां सर्वरत्नोपस्थानम् ॥ ३७ ॥**

**૩૭. અસ્તેયની પ્રતિષ્ઠા (સ્થિરતા) થતાં સર્વ રત્નો ઇચ્છામાત્રથી જ યોગીને આવી મળે છે.**

પ્રકૃતિથી તમે જેમ જેમ વધારે અને વધારે દૂર ભાગવાનો પ્રયત્ન કરો, તેમ તેમ તે વધારે અને વધારે તમારી પાછળ પડ્યા કરે છે. અને જો તમે તેની પરવા (અપેક્ષા) જ ન કરો, તો તે તમારી આજ્ઞાનુવર્તિની દાસી જ બની જાય છે

**ब्रह्मचर्यप्रतिष्ठायां वीर्यलाभः ॥ ३८ ॥**

**૩૮ બ્રહ્મચર્યની પ્રતિષ્ઠા થતાં જ વીર્યનો લાભ થાય છે.**

---

પડ્યો. એટલે બીજાએ આગળ પગલુ ભર્યું પરંતુ તેની પણ એવી જ અવદશા થઇ લગભગ આઠ દશ ચાકરોના પ્રયત્નો એવી રીતે વ્યર્થ ગયા. એટલે શમ્સતબ્રીજીએ પોતે જ પોતાના હાથે જાણે કોઇ વસ્ત્ર ઉતારતો હોયની, તે પ્રમાણે પોતાનુ ચામડું ઉતાર્યું અને તે કાજીઓના હાથમા આપીને પોતે ત્યાથી ચાલતો થયો તેને જતા કોઇપણ અટકાવી શક્યુ નહિ.

આટલો બધો ચમત્કાર નજરે જોવા છતા પણ મુલ્લાઓના મનની મલિનતા (દ્વેષબુદ્ધિ)નો નાશ થયો નહિ. યોગીના ચાલ્યા જવા પછી તેમણે નગરમા એવો હુકમ કરી દીધો કે, "શમ્સ તબ્રીજીને કોઇએ ખાવાપીવાનુ આપવુ નહિ, અને બીજી કોઇપણ પ્રકારની સહાયતા કરવી નહિ આ ફરમાનને તોડનાર મુસલમાની મઝહબ અને મુસલમાની સલ્તનતનો ગુનાહગાર ગણાશે અને તે કઠિન શિક્ષાને પાત્ર ગણાશે!' લોકોને એ આજ્ઞા અનુસાર વર્તવાની ખાસ ફરજ થઇ પડી

એટલામા અચાનક એ દિવસ ચર્મહીન અને માંસમૂર્ત્તિ શમ્સતબ્રીજી હાથમા એક હરિણના માંસનો કટકો લઇને નગરમા આવ્યો, અને ઘેર ઘેર ફરીને તે માંસના કટકાને ભુંજી (શેકી) આપવાની તેણે લોકો પાસે માગણી કરી પણ કોઇએ તેનુ એ કાર્ય કરી આપ્યુ નહિ, એટલે તે નિરાશ થઇને બહાર આવ્યો

એ વેળાએ મધ્યાન્હનો સમય થયેલો હતો અને સૂર્ય આકાશના મધ્ય ભાગમા આવેલો હતો. તેને સંબોધીને તે ક્હેવા લાગ્યો કે "એ શમ્સ! તુ પણ શમ્સ (સૂર્ય) છે અને હુ પણ શમ્સ છું માટે મારી આજ્ઞાથી નીચે ઉતરી આવ અને આ માંસના કટકાને શેકવાનુ કામ બજાવ" આજ્ઞા થતા જ સૂર્ય નીચે ઉતરવા માંડ્યો અને તેની પ્રચંડ ઉષ્ણતાથી મુલ્તાનવાસી લોકોના પ્રાણ આકુળ વ્યાકુળ થવા લાગ્યા. લોકોએ યોગીની વચનસિદ્ધિનો એ બીજો ચમત્કાર જોયો હવે સર્વ તેના પ્રતાપને જાણી ગયા, અને તેના ચરણોમા પડીને દયા અને ક્ષમાની યાચના કરવા લાગ્યા. દયાળુ મહાત્માએ સૂર્યને ત્યા જ અટકાવી દીધો તોપણ તે કેટલોક નીચે ઉતરી આવેલો હોવાથી બીજા દેશો કરતા મુલ્તાનમા ગ્રીષ્મ કાળમા ઉષ્ણતા બહુ જ વધારે હોય છે, એમ ત્યાના લોકો જ કહે છે એ યોગીનું સમાધિસ્થાન (દરગાહ) મુલ્તાન પાસે અદ્યાપિ અસ્તિત્વ ધરાવે છે, અને યાત્રાનિમિત્ત અનેક ભાવી નરનારીઓ ત્યા આવતા જ રહે છે

એક બ્રહ્મચારી (અવ્યભિચારી) મનુષ્યને પ્રચંડ વીર્ય અને અદ્વિતીય ઇચ્છા શક્તિની પ્રાપ્તિ થાય છે કે, જેના વિના આત્મિક સામર્થ્ય આવી શકતું જ નથી. સર્વ પ્રતિભાશાળી–પ્રભાવશાળી–પુરુષો અવશ્ય બ્રહ્મચારી જ હોય છે મનુષ્યને મનુષ્ય જાતિપર સત્તા ચલાવવા માટેની બ્રહ્મચર્ય એક અદ્ભુત શક્તિ આપે છે આજ સુધીમાં જેટલા પણ મનુષ્ય જાતિના નેતા–અગ્રણી પુરુષો–થઇ ગયા છે, તે સર્વ બ્રહ્મચર્યવ્રતધારી જ હતા, અને એ બ્રહ્મચર્યને લીધે જ તેઓ (નેતૃત્વની) એટલી બધી પ્રચંડ શક્તિ ધારણ કરી શક્યા હતા. એટલા માટે યોગી થવા ઇચ્છનાર પુરુષે અવશ્ય કઠિન બ્રહ્મચર્યવ્રતનું પાલન કરવું જ જોઇએ.

## अपरिग्रह स्थैर्ये जन्मकथन्तासम्बोधः ॥ ३९ ॥

### ૩૯ અપરિગ્રહની સ્થિરતા થતાં જ તે ( યોગી ) ને જન્મકથંતા ( પૂર્વ જન્મના સ્મરણ ) નો બોધ થાય છે.

જ્યારે યોગી બીજાઓ પાસેથી દાન અને ઉપહાર લેવાનું બંધ કરે છે, એટલે કે, અપરિગ્રહી થાય છે, ત્યારે તે બીજાઓનો બંધાયલો રહેતો નથી, કિન્તુ સર્વથા સ્વતંત્ર અને મુક્ત થઇ જાય છે કારણ કે, દાન અથવા ઉપહારના સ્વીકાર સાથે દાતાના અનિષ્ટ ગુણોનો પણ સ્વીકાર થઇ જાય છે, એ અનિષ્ટ વાસનાઓ આવી આવીને યોગીના મનપર એક પછી એક દુષ્ટ સસ્કારોના સ્તર (પડ) ચઢાવી દે છે, અને અંતે મન એ સ્તરોમા જ દટાઇને અદૃશ્ય થઇ જાય છે. એટલા માટે જો એવા દાન અથવા ઉપહારનો તે સ્વીકાર ન કરે, તો તેનું મન શુદ્ધ (પવિત્ર) થાય છે, અને એ અપરિગ્રહની સ્થિરતા થતા જ જે પ્રથમ વસ્તુ તે મેળવે છે, તે પોતાના પૂર્વ (ગત) જન્મની સ્મૃતિ છે એ સ્મૃતિ આવે, ત્યારે જ યોગી પોતાના કાર્ય (ચિંતન) મા પરિપૂર્ણતાથી લીન થઇ શકે છે, કારણ કે, "આમ તો હું અનેકવાર આવ્યો છુ અને ગયો છુ–મારા આવા અનેક જન્મો થઇ ગયા છે," એ વાતને એથી તે સારી રીતે જાણી શકે છે અને સાથે તેનો એવો પણ નિશ્ચય થઇ જાય છે કે, 'આ વેળાએ હવે હું સર્વથા મુક્ત થઇશ, અને હવે પછી માયાનો દાસ થવાનો અને જન્મમરણના દુખોને વેઠવાનો પ્રસંગ મારા શિરે આવશે નહિ।

## शौचात् स्वाङ्गजुगुप्सा परैरसंसर्गः ॥ ४० ॥

### ૪૦ અંતર્બાહ્ય શૌચવડે પોતાના અંગ ( શરીર ) ની જુગુપ્સા ( અણગમો–કંટાળો ) અને અન્ય શરીરો સાથેનો અસંસર્ગ થઇ જાય છે.

જે વેળાએ શરીરની આંતર્બાહ્ય શુદ્ધિની સ્થિરતા થઇ જાય છે, તે વેળાએ મનમા

શરીરવિયોગનો અભાવ (અણગમો) ઉત્પન્ન થવા માટે છે, અને શરીરને સુન્દરતામાં રાખવાના સર્વ વિચારોનો લોપ થઈ જાય છે જેને બીજાઓ 'અત્યન્ત સ્વરૂપવાન્ મુખ' સમજે છે, તે મુખવાળામાં શુદ્ધિ ન હોય, તો તે જ મુખ યોગીને એક પશુના મુખ સમાન દેખાય છે, તેમ જ જે આકૃતિને સમસ્ત વિશ્વ એક સાધારણ વસ્તુ સમાન ધારતું હોય, તેનામાં જ જો આત્માનો પ્રકાશ ઝળહળતો હોય, તો યોગીને તે આકૃતિ અત્યન્ત મનોહર અને સ્વર્ગીય જ દેખાય છે. શરીરની તૃષ્ણા (આસક્તિ) તે મનુષ્ય જીવનના એક મહાન્ વિષ સમાન છે. અર્થાત્ જે સમયે એ ઉપર્યુક્ત અંતર્ગત શુદ્ધિની સ્થિરતા થઈ જશે, તે સમયે એનું પ્રથમ ચિહ્ન એ જ દૃષ્ટિગોચર થશે કે, તમે 'હું પોતે શરીર છું,' એવો વિચાર કરશો જ નહિ સારાંશ કે, જ્યારે શુદ્ધિ (પવિત્રતા) ની પૂરેપૂરી સ્થિરતા થઈ જાય છે, ત્યારે જ આપણે શરીર ભાવનાના બંધનમાંથી મુક્ત થઈ શકીએ છીએ

सत्त्वशुद्धिसौमनस्यैकाग्र्येन्द्रियजयाऽऽत्मदर्शनयोग्यत्वानि च ॥ ४१ ॥

**૪૧ શૌચવડે વળી સત્ત્વશુદ્ધિ, સૌમનસ્ય, એકાગ્રતા, ઇન્દ્રિયજય, અને આત્મદર્શનની યોગ્યતા પ્રાપ્ત થાય છે.**

એ શુદ્ધિની સ્થિરતાથી સત્ત્વગુણની વૃદ્ધિ થાય છે, અને મન પણ એકાગ્ર અને આનન્દમય બની જાય છે તમે પ્રસન્ન મનવાળા બની જાઓ, એ જ તમારા ધાર્મિક થવાનું પ્રથમ ચિહ્ન છે, એમ નિશ્ચયપૂર્વક સમજવું જો એક મનુષ્ય ઉદાસીન દેખાતો હોય, તો તેને કદાચિત્ અજીર્ણાંશ કહી શકાય, પરન્તુ એ ધર્મ તો નથી જ પ્રસન્નતાની લાગણી જ સત્ત્વગુણનો ખરો સ્વભાવ (ધર્મ) છે સાત્ત્વિક મનુષ્યને સર્વ વસ્તુ આનન્દમય જ ભાસે છે જ્યારે તમારી એવી જ ભાવના થઈ જાય, ત્યારે તમારે જાણી લેવું કે, 'હવે આપણે યોગ માર્ગમાં આગળ વધવા માંડ્યા છીએ' સર્વ દુઃખોની ઉત્પત્તિ તમોગુણથી જ થાય છે, માટે એ તમોગુણનો અવશ્ય તમારે ત્યાગ કરવો જ જોઈએ ઉદાસીનતા, તમોગુણના પરિણામોમાંનું જ એક ભયાનક પરિણામ છે બળવાન્, અભંગાંગી તરુણ, આરોગ્યવાન અને સાહસિક મનુષ્ય જ યોગી થવાને યોગ્ય છે. યોગીને પ્રત્યેક વસ્તુ આનન્દરૂપ જ દેખાય છે, અને જે મનુષ્યના મુખનું તે દર્શન કરે છે, તે તેના માટે આનન્દદાયક જ થઈ પડે છે સત્ત્વગુણી મનુષ્યનું એ જ પ્રધાન લક્ષણ છે ઉદાસીનતા પાપ વિના બીજા કોઈ પણ કારણથી ઉત્પન્ન થતી નથી (માટે ઉદાસીનતા પાપનું જ લક્ષણ છે) ઉદાસીનતાના અધિકારથી ઘેરાયલા મનુષ્યો સાથે તમારે શું કરવાનું છે? એમનો સંસર્ગ ન કરવો એ જ વધારે સારું છે, કારણ કે, એવાઓનો સંસર્ગ અત્યન્ત ભયંકર થઈ પડે છે જે દિવસે

તમારા પોતાના મુખમા ઉદાસીનતાની છાયા છવાયની હોય, તે દિવસે તમે બહાર જ નીકળશો નહિ, કિન્તુ ઓરડામા પોતાને બંધ કરીને બેસી જ રહેજો કારણ કે, વિશ્વમા ઉદાસીનતાનો—એ એક પ્રકારના રોગનો—વિસ્તાર કરવાનો તમને કશો પણ અધિકાર નથી જ્યારે મનને તમે પોતાને વશ કરી લેશો, એટલે શરીર પોતાની મેળે જ તમારી સત્તાને આધીન થઈ જશે અર્થાત્ એમ થતા એ (શરીરરૂપ) યંત્રના તમે દાસ થાઓ એને બદને એ યંત્ર જ તમારુ દાસત્વ સ્વીકારશે, અને એ યંત્ર આત્માને અવનતિના ખાડામા ખેંચી જવાને બદલે સ્હામુ તેને ઉન્નત માર્ગે વિચરાવવાના કાર્યમા એક અત્યત સહાયકારક મિત્રરૂપ થઈ પડશે

सन्तोषादनुत्तमः सुखलाभः ॥ ४२ ॥

૪૨. સંતોષથી અનુત્તમ (સર્વોત્કૃષ્ટ) સુખનો લાભ (અનુભવ) થાય છે

कायेन्द्रियसिद्धिरशुद्धिक्षयात्तपसः ॥ ४३ ॥

૪૩. તપવડે અશુદ્ધિનો ક્ષય થતાં, કાયા (દેહ) અને ઇંદ્રિયોને સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.†

તપના ફળો (પરિણામો) સત્વરજ પ્રાપ્ત થયેલા જોવામા આવે છે દૂર પદાર્થનુ દર્શન કરવાની શક્તિ અને દૂર પ્રદેશસ્થના શ્રવણની શક્તિ, ઇત્યાદિ એથી પ્રાપ્ત થાય છે

स्वाध्यायादिष्टदेवतासम्प्रयोगः ॥ ४४ ॥

૪૪ સ્વાધ્યાયવડે ઇષ્ટ દેવતાનો સંપ્રયોગ (સાક્ષાત્કાર) પ્રાપ્ત થાય છે.‡

જેમ જેમ તમે વિશેષ ઉચ્ચતર આત્માના સાક્ષાત્કારની ઇચ્છા રાખો તેમ તેમ તેના પ્રમાણમા તમારો સ્વાધ્યાય (અભ્યાસ) પણ વિશેષ કઠિનતર થએલો હોવો જોઇએ '

---

* તૃષ્ણા ક્ષીણ થતા નિષ્કામ પુરુષને સત્ત્વનો ઉદ્રેક થવાથી અવશ્ય સર્વોત્કૃષ્ટ સુખનો અનુભવ થાય છે, એવુ મહાભારતમા યયાતિ ગીતાવાક્ય છે તેનો અર્થ એવો થાય છે કે, 'જે કાંઈ પણ કામ-સુખો આ લોકમા છે અને જે સ્વર્ગમાના મહાન્ સુખો છે, એ ઉભયમા તૃષ્ણાક્ષયસુખની સોળમી કળા જેટલી પણ યોગ્યતા નથી !

† સ્વધર્મસ્વરૂપ કૃચ્છ્રચાન્દ્રાયણ આદિ તપવડે કલેશ પાપરૂપ અશુદ્ધિનો ક્ષય થતા શરીરને અણિમા આદિ સિદ્ધિની અને ઇંદ્રિયોને દૂર સૂક્ષ્મ પદાર્થ ગ્રહણ કરી શકાય એવી સિદ્ધિની પ્રાપ્તિ થાય છે એમા લેશમાત્ર પણ સંશય નથી

‡ ઇષ્ટ મંત્ર આદિના જપવડે પોતાના ઇષ્ટ દેવતા સાથે સભાષણ આદિની સિદ્ધિ થાય છે

**समाधिसिद्धिरीश्वरप्रणिधानात् ॥ ४५ ॥**

**૪૫ ઈશ્વરપ્રણિધાનથી સમાધિરૂપ સિદ્ધિની પ્રાપ્તિ થાય છે.***

સર્વ કર્મ અને કર્મફળોને ઈશ્વરાર્પણ કરવાથી સમાધિની સંપૂર્ણતા થાય છે

**स्थिरसुखमासनम् ॥ ४६ ॥**

**૪૬ જે સ્થિર અને સુખકર હોય, તે આસન છે, એમ જાણવું.**

હવે આસનનો વિષય આવે છે. જ્યાં સુધી તમે પોતાનું એક આસન સ્થિર ન કરી લ્યો, ત્યાં સુધી શ્વાસોચ્છ્વાસ અને યોગની બીજી ક્રિયાઓનો અભ્યાસ તમારાથી ભાગ્યે જ થઈ શકે છે. શરીરભાવનાનો કિંચિન્માત્ર પણ ઉદ્ભવ ન થવો, એ જ આસનની સ્થિરતાનો મુખ્ય ભાવાર્થ છે શારીરિક લાગણીનો લોપ, તે જ આસનની નિશ્ચલતા સાધારણ રીતે એવો જ પ્રકાર થાય છે કે, જ્યાં તમે પાંચ મિનિટ એક સ્થાને આસન માંડીને બેઠા કે, શરીરમાં અનેક જાતિની ચળવિચળતા અને વિઘ્નો એકાએક ઉત્પન્ન થવા માંડે છે. પરંતુ જો યોગાએ તમે જડ શરીરની ભાવના કરતાં કાંઈક ઉચ્ચભાવનાયુક્ત પ્રદેશમાં સંચાર કરવા

---

* જો ઈશ્વરમાં જ સર્વ ક્રિયાઓ અર્પિત કરી દીધી હોય છે, તેની ભક્તિ માત્રથી જ યોગસિદ્ધિ થઈ જાય છે 'જો ભક્તિમાત્રથી જ એ યોગસિદ્ધિ થતી હોય, તો તો પછી યમ આદિક આઠ અંગોને સર્વથા વ્યર્થ જ સમજવા જોઈએ,' એવી કોઈએ પણ શંકા કાઢવી નહિ કારણ કે યમ આદિ- અંગોવડે અથવા ભક્તિમાત્રથી યોગસિદ્ધિ થાય છે, એ પ્રમાણે અહીં સાધનોનો અંગીકાર વિકલ્પયુક્ત કરેલો છે "ईश्वरप्रणिधानाद्वा" એ સૂત્રવડે એનું સ્પષ્ટીકરણ કરાઈ ચૂક્યું છે ભક્તિ પક્ષમાં યમ આદિ અંગો સર્વથા નિષ્ફળ થાય છે, એમ કહેવું પણ સર્વ પ્રકારે અયોગ્ય જ છે; કારણ કે, એ જ ભક્તિના પણ અંગો થઈ પડે છે—અર્થાત્ ભક્તિ અને યોગ ઉભયની અંગતા એમને પ્રાપ્ત થાય છે જેમકે, "दध्नेन्द्रियकामो जुहुयात्" એ વાક્ય મધ્યે દધિમાં ઇન્દ્રિયો અને ક્રતુ, એ ઉભયનું ઉપકારત્વ બોધિત કરવામાં આવે છે, તેવી જ રીતે એ ઉભયનું અંગત્વ પણ અવિરુદ્ધ જ છે વળી 'જ્યારે અંગોની જ આવશ્યકતા છે, તો માત્ર તેથી જ યોગસિદ્ધિ થઈ જશે, માટે ભક્તિનો વળી જૂદો આરોપ શામાટે કરવો જોઈએ?' એ પ્રશ્ન પણ સર્વથા અયોગ્ય અને અસમર્પક જ છે કારણ કે, ભક્તિરહિત અંગરૂપ ઉપાયોવડે જો કે, યોગ સિદ્ધિ થાય છે તો ખરી, પરંતુ તેમાં વિલંબ થઈ પડે છે ભક્તિરૂપ અમૃતવર્ષણકારક ઉપાયો-વડે યોગસિદ્ધિ વિલંબ વિના શીઘ્ર જ થઈ જાય છે એવી રીતે દીર્ઘકાળ અને અલ્પકાળે યોગરૂપ ફળની પ્રાપ્તિની સાધનતા તો બન્નેમાં એક સરખી જ રહેલી છે એટલા માટે જ એમાં વિકલ્પની ઉપપત્તિ થએલી છે હવે યમ આદિક કરતાં ઈશ્વરભક્તિને બહિરંગ સાધન ગણવામાં આવે છે તેનું બીજ, સમાધિના મુખ્ય વિષય પ્રત્યગાત્મા જીવથી ભક્તિનો વિષય ઈશ્વર ભિન્ન છે એ જાણવું ઇતિ

માંડશો, તે વેળાએ તમારી એ શરીરભાવના (ઇંદ્રિય સવેદના) પોતાની મેળે જ લુપ્ત થઇ જશે. ત્યાર પછી તમારા મનમા સુખ કે દુઃખની કોઇ પણ પ્રકારની લાગણી નહિ જ થાય. આસનની સ્થિરતા થયા પછીથી દેહમાં જે એક પ્રકારના અલૌકિક અને અકલ્પનીય સુખ (વિશ્રાંતિ) ની લાગણી થશે, તે જ પરિપૂર્ણ સુખ છે, એમ તમારે જાણવું. જો તમે પોતાના શરીરનો સંયમ કરીને તેને સ્થિર રાખી શકો, તો એથી તમારા અભ્યાસની પણ સ્થિરતા થાય છે. પરતુ શરીરવડે જો તમે ચળવિચળ થઇ જાઓ, તો એથી તમારા જ્ઞાનતતુમાં પણ વિક્ષુબ્ધતા ઉત્પન્ન થાય છે અને કોઇ કાળે પણ તમે મનની એકાગ્રતા કરી શકશો નહિ આપણે અનંતના ધ્યાનવડે આસનની સ્થિરતા કરી શકીએ એમ છે. એમા ભેદ એટલો જ છે કે, આપણાથી કેવળ અનંત (પૂર્ણ પરબ્રહ્મ) નુ ધ્યાન તો ધરી શકાય એમ નથી જ; પરતુ અનત આકાશને આપણે પોતાના ધ્યાનનો વિષય બનાવી શકીએ છીએ.

प्रयत्नशैथिल्याऽनन्तसमापत्तिभ्याम् ॥ ४७ ॥

૪૭ *પ્રયત્નની શિથિલતા અને અનંતની સમાપત્તિ (ધ્યાન) વડે (આસન સ્થિર અને સુખકર થાય છે).

એ ઉપાયોવડે આસનની સ્થિરતા થતાં અધકાર અને પ્રકાશ તેમજ હર્ષ અને શોક તમને કોઇ પણ પ્રકારનો બાધ કરી શકતા નથી

ततो द्वन्द्वाऽनभिघातः ॥ ४८ ॥

૪૮ આસનની સ્થિરતા થતાં દ્વન્દ્વો બાધક થઇ શકતા નથી.

ઇષ્ટ અને અનિષ્ટ તથા શીત અને ઉષ્ણ ઇત્યાદિ સર્વ દ્વન્દ્વોના નામથી ઓળખાય છે. દ્વન્દ્વમા એક વસ્તુથી બીજી વસ્તુ સર્વથા ભિન્ન અને વિરુદ્ધ સ્વભાવની જ હોય છે

तस्मिन्सति श्वासप्रश्वासयोर्गतिविच्छेदः प्राणाऽऽयामः ॥ ४९ ॥

૪૯ એ પછી (આસનની સ્થિરતા થયા પછી) વાયુના અંતર્ગમન અને બહિર્ગમનનો જે વિચ્છેદ (વિરામ) તે પ્રાણાયામ છે, એમ જાણવું.

આસનનો જય કરવા પછી શ્વાસ પ્રશ્વાસ (પ્રાણ) ની ગતિનો વિચ્છેદ અને સંયમ કરવો જોઇએ અહીં આપણે પ્રાણાયામના વિષયમાં આવી લાગીએ છીએ શરીરમાંની પ્રાણરક્ષક

* કોઈ પણ બાહ્ય કિંવા આતરિક કાર્યનો પ્રયત્ન સ્વભાવતઃ જ ચચલ હોય છે, અને તેથી તે આસનનો પ્રતિબંધ કરે છે એટલા માટે એ પ્રયત્નની શિથિલતા એટલે વિરામ કરવાથી આસન સિદ્ધ થાય છે અને અગમા કપ થતો નથી.

(વાયુ) શક્તિઓનો જે સયમ (વિજય) તે જ પ્રાણાયામ કહેવાય છે જો કે, 'પ્રાણ'ના પર્યાય તરીકે, 'શ્વાસ' શબ્દની સાધારણત વારવાર યોજના કરવામા આવે છે, પરતુ ખરી રીતે જોતા પ્રાણ કાઇ શ્વાસ નથી, કિન્તુ વિશ્વશક્તિ (Cosmic energy) નુ એકત્રિત સ્વરૂપ છે એ શક્તિનો નિવાસ પ્રત્યેક શરીરમા જોવામા આવે છે, અને ફેફસાની ગતિ, તે એનું અસન્ત દસ્ય સ્વરૂપ (પ્રકટીકરણ) છે. શ્વાસના અતર્ગમન સમયે પ્રાણની પ્રેરણાથી એ ગતિની ઉત્પત્તિ થાય છે, અને જેનો આપણે પ્રાણાયામમાં સયમ (વિજય) કરવાનો છે, તે એ જ ગતિ છે પ્રથમ શ્વાસના નિયમનથી આપણે પ્રારભ કરવો જોઇએ, કારણ કે, પ્રાણાયામની સિદ્ધિનો એ જ અત્યત સરળ માર્ગ છે

(સ તુ) बाह्याऽऽभ्यन्तरस्तम्भवृत्तिर्देश कालसंख्याभिः परिदृष्टो दीर्घसूक्ष्मः॥५०॥

**૫૦ એ (પ્રાણાયામ) ની બાહ્ય, આભ્યંતર અને સ્તંભ, એ પ્રમાણેની ત્રણ વૃત્તિઓ છે, અને તે (પ્રાણાયામ) દેશ, કાળ અને સખ્યાવડે દીર્ઘ અથવા સૂક્ષ્મ દેખાય (અનુભવાય) છે.**

આપણે શ્વાસનું અતર્ગમન કરીએ છીએ, શ્વાસનુ બહિર્ગમન કરીએ છીએ, અને શ્વાસને ફેફસામા અટકાવી રાખીએ છીએ અથવા તો તેનો બહાર જ અવરોધ કરી રાખીએ છીએ, એ પ્રાણાયામની ગતિના (વૃત્તિના) ત્રણ પ્રકારો છે એમા દેશ અને કાળના યોગે પુન પરિવર્તન (રૂપાંતર) થઈ જાય છે શરીરના જે એક વિશિષ્ટ વિભાગમા પ્રાણનો અવરોધ કરવામા આવે છે, તે શરીર વિભાગને યોગમા 'દેશ' સજ્ઞાથી ઓળખવામા આવે છે..જેટલા સમય સુધી શરીરના એક વિશિષ્ટ ભાગમાં પ્રાણનુ રુન્ધન કરવામા આવે છે, તેટલા તે સમયને 'કાળ' ની સજ્ઞા આપવામા આવેલી છે એટલા માટે જ આપણને વારવાર કહેવામા આવે છે કે, શ્વાસની અતર્ગમન અને બહિર્ગમનની ક્રિયાનો આટલા વિપળ (Seconds) પર્યન્ત અવરોધ કરવો. ઉદ્ઘાત (કુડલિનીને જાગ્રત કરવી), એ પ્રાણાયામનુ પરિણામ (ફળ) છે

बाह्याभ्यन्तरविषयाक्षेपी चतुर्थः ॥ ५१ ॥

**૫૧ ચતુર્થ, બાહ્યાભ્યતર વિષયાક્ષેપી (પ્રાણાયામ) છે.***

* બાહ્યદેશરૂપ વિષય તો કહેલો જ છે અને હૃદય નાભિચક્ર ઇત્યાદિ આભ્યતર વિષય છે એ આભ્યતર વિષયનો જે આક્ષેપ કરવો, એટલે કે, એનુ સૂક્ષ્મ દૃષ્ટિથી નિરીક્ષણ કરવુ તે જેના આરભકાળમા હોય, તેને ચતુર્થ પ્રાણાયામ જાણવો. એ પણ એક પ્રકારની સ્તભવૃત્તિ જ છે અર્થાત એની દીર્ઘતા અને સૂક્ષ્મતાની કલ્પના પણ પૂર્વવત્ જ કરી લેવાની છે

પ્રાણાયામનો એ ચતુર્થ પ્રકાર છે એટલે કે, એથી પ્રાણની અંતર્ગમન અને બહિર્ગમનની ક્રિયા યથેચ્છ કરી શકાય છે.

तत: क्षीयते प्रकाशावरणम् ॥ ५२ ॥

**૫૨ એથી (ચિત્ત) પ્રકાશના આવરણનો ક્ષય થાય છે.**

ચિત્ત, સ્વભાવસિદ્ધ જે સર્વ પ્રકારની વિદ્યા (જ્ઞાન) ધરાવે છે મૂળ ચિત્તની ઉત્પત્તિ સત્ત્વાંશમાંથી જ થએલી છે છતાં પણ રજોગુણ અને તમોગુણનું એનાપર એક પ્રકારનું આવરણ આવી ગયેલું હોય છે, પ્રાણાયામથી એ અવિદ્યારૂપ આવરણનો ક્ષય થઈ જાય છે

धारणासु योग्यता मनसः ॥ ५३ ॥

**૫૩ મન ધારણા માટે યોગ્યતા પામે છે. (યોગ્ય થાય છે.)**

જે વેળાએ એ અવિદ્યાના આવરણનો ક્ષય થઈ જાય છે, તે વેળાએ આપણે મનની એકાગ્રતા (ધારણા) કરવાને યોગ્ય થઈએ છીએ

स्वविषयाऽसम्प्रयोगे चित्तस्य स्वरूपाऽनुकार इवेन्द्रियाणां प्रत्याहारः॥५४॥

**૫૪ પોતાના વિષયોનો અસંપ્રયોગ (અસંસર્ગ) અને ચિત્તના સ્વરૂપનું અનુકરણ, એ જ ઇંદ્રિયોનો પ્રત્યાહાર છે.**

ઇંદ્રિયો, ચિત્તની ભિન્ન સ્થિતિ–અવસ્થા–રૂપ છે હું એક પુસ્તક જોઉં છું, હવે એ પુસ્તકમાં આકાર નથી, કિન્તુ એ આકાર તો મનમાં જ રહેલો છે, છતાં પણ બહારના ભાગમાં કોઈ એવી વસ્તુ છે ખરી, કે જે તે આકારને બહાર બોલાવે છે અથવા તો ખેંચી લાવે છે. સત્સ (ખરેખરા) સ્વરૂપનો નિવાસ તો ચિત્તમાં જ હોય છે પોતા પાસે જે જે વસ્તુએ આવે, તેમના સ્વરૂપો–આકારો–ધારણ કરવાં અને તેમનામાં એકાત્મ થઈ જવું, એ ઇંદ્રિયોનો મૂળ સ્વભાવ જ છે જો તમે ચિત્તને એ અન્ય સ્વરૂપનું ગ્રહણ કરતાં અટકાવી દો તો મન શાંત અને શુદ્ધ દશામાં રહી શકે છે એનું જ નામ પ્રત્યાહાર છે.

ततः परमा वश्यतेन्द्रियाणाम् ॥ ५५ ॥

**૫૫ એ (પ્રાણાયામ)થી ઇંદ્રિયોની પરમ વશ્યતા (થાય છે.)**

જ્યારે યોગી ઇંદ્રિયોને બાહ્ય સ્વરૂપોને ધારણ કરતી અટકાવીને ચિત્તના એક જ સ્વરૂપમાં રાખવાના કાર્યમાં પૂરેપૂરો વિજય મેળવે છે, ત્યારે સર્વ ઇન્દ્રિયો સંપૂર્ણ રીતે તેના સંયમમાં આવી જાય છે, તેમજ પ્રત્યેક સ્નાયુ અને પ્રત્યેક શિરા તેની આજ્ઞાને વશ થઈ

જાય છે. કારણ કે, સર્વ પ્રકારનાં આકર્ષણ (આવેશ-સવેદના) અને ક્રિયા (કર્મો)ના કેંદ્ર સ્થાનો, તે એ ઇંદ્રિયો જ છે એ ઇંદ્રિયો કર્મેન્દ્રિય અને જ્ઞાનેન્દ્રિય નામક બે ભાગમાં વ્હેંચાઇ ગએલી છે એટલે જો ઇન્દ્રિયો એકવાર નિજિત થઈ ગઈ, એટલે પછી યોગી બીજા સર્વ કર્મો અને વિકારોનો સહજમાં જ સયમ કરી શકે છે અર્થાત્ સમસ્ત શરીર (દેહ) તેની સત્તાને આધીન થઈ જાય છે એમ થયા પછી જ તે મનુષ્ય પોતાના જન્મમા (જીવનમા) ખરેખરા આનંદનો અનુભવ કરી શકે છે અને સત્યતાપૂર્વક કહી શકે છે કે, "અત્યારે મારા જન્મના ખરેખરા આનદ સ્વરૂપનો પ્રકાશ થયો છે!" આપણુ આ શરીર ખરી રીતે જોતા કેટલુ બધુ આશ્ચર્યપૂર્ણ છે, એનો પ્રત્યય જ્યારે આપણી ઇંદ્રિયોનું દમન થઇ જાય છે, ત્યારે જ આપણને થઈ શકે છે

ઇતિ દ્વિતીય ભાગ સમાપ્ત.



## તૃતીય અધ્યાય-વિભૂતિ પાદ

આપણે હવે યોગના તે ભાગ (પ્રકરણ)મા આવી પહોંચ્યા છીએ, કે જે ભાગ વિભૂતિપાદના નામથી ઓળખાય છે

**देशबन्धश्चित्तस्य धारणा ॥ १ ॥**

**૧ ચિત્તનું કોઈ પણ દેશમાં* સ્થિરીકરણ કરવું, તે ધારણા કહેવાય છે.**

---

* નાભિચક્ર, હૃદય અને નાસિકાગ્ર ઇત્યાદિ દેશોમા સમ્પ્રજ્ઞાત યોગની સિદ્ધિ માટે ચિત્તને જે બંધ-સ્થિરીકરણ-કરવો, તેને યોગશાસ્ત્રમા ધારણા નામ આપવામા આવેલુ છે ગરુડપુરાણ આદિમા કહેલુ છે કે, "નાભિસ્થાનમા પ્રથમ સયમ કરવો, ત્યાર પછી હૃદય, ઉરસ્થલ, કંઠ, મુખ નાસિકાગ્ર, નેત્ર ભ્રૂમધ્ય, મૂર્ધા અને કેટલાક એમના કરતા પણ ઉચ્ચ પ્રદેશમા અનુક્રમે આરોહણ કરીને ધારણા કરવી, એ ધારણા દશ પ્રકારની થાય છે 'મુખે' નો અર્થ 'જિહ્વાગ્રમા' લેવાનો છે, મૂર્ધસ્થાનના ઉપરનો દેશ દ્વાદશાંગુલ પરિમિત જાણવો-તાવત્પર્યંત પ્રાણસહિત લિંગ દેહની પ્રદીપ શિખા સ્થિત રહે છે, એટલા માટે તાવત્પર્યન્ત જ લિંગ દેહસ્થિત ઉષ્માનો યોગીને અનુભવ થાય છે" "શિખાના અગ્રભાગે દ્વાદશાંગુલ પરિમિત પ્રદેશમા કમળની કલ્પના કરીને તેમા સયમ કરવો." એવુ વાક્ય કૂર્મપુરાણમા પણ મળી આવે છે જે પ્રમાણે રાજાનુ મુખ્ય સ્થાન સિંહાસન હોય છે, તે જ પ્રમાણે નાભિ આદિ સ્થાનો, તે ઈશ્વર અને જીવના મુખ્યસ્થાનો છે હૃત્પુંડરીક, નાભિ, મૂર્ધા, અને પર્વતશિખર ઇત્યાદિ પ્રદેશમા જે ચિત્તનુ બંધન, તે ધારણા જાણવી." ઈશ્વર ગીતામા એવા કેટલાક બાહ્ય દેશો પણ કહેલા છે દ્વાદશ પ્રાણાયામથી જેટલો કાળ થાય, તેટલા કાળ પર્યન્ત બ્રહ્મમા ચિત્ત-મન-ની ધારણા કરવી, એમ ગરુડપુરાણમા કહેલુ છે. ધારણાનુ

શરીરમાના કે બહારના કોઈ પણ દેશ (વિષય)મા ચિત્તની એકાગ્રતા થઈ જાય છે અને ચિત્ત જ્યારે પોતાને તે જ સ્થિતિમા સ્થિર-દૃઢ રાખી શકે છે, ત્યારે તે ધારણા થએલી કહેવાય છે

**तत्र प्रत्ययैकतानता ध्यानम् ॥ २ ॥**

**૨ તે દેશ (વિષય)માં જે પ્રત્યયની એકતાનતા, તે ધ્યાન કહેવાય છે.**

મન જે વેળાએ માત્ર અમુક એક વિષય (સ્થાન)મા જ લીન થવાનો પ્રયત્ન કરે છે, એટલે કે, મસ્તક શિખર અથવા હૃદય આદિ નિયત સ્થાનમા જ તે પોતાને સ્થિર રાખે છે અને જો મન, શરીરના માત્ર તે ભાગદ્વારા જ જ્ઞાન મેળવવામા વિજયી થાય છે—એટલે કે, શરીરના બીજા ભાગોદ્વારા તે જ્ઞાન નથી મેળવતુ—તો તે ધારણા થએલી કહેવાય છે અને જે વેળાએ મન (ચિત્ત) પોતાને તે જ સ્થિતિમા કેટલાક સમયપર્યન્ત દૃઢ અને સ્થિર રાખી શકે છે, ત્યારે તે ધ્યાન*ના નામથી ઓળખાય છે

**तदेवार्थमात्रनिर्भासं स्वरूपशून्यमिव समाधिः ॥ ३ ॥**

**૩ જ્યારે તે (ધ્યાન) બીજા સર્વરૂપોનો ત્યાગ કરીને માત્ર અર્થના સ્વરૂપે જ ભાસમાન થવા માંડે છે, ત્યારે તે 'સમાધિ' થએલો મનાય છે.**

જે વેળાએ ધ્યાન કરતા કરતા સ્વરૂપની શૂન્યતા થઈ જાય છે, તે વેળાએ સમાધિ નામની સાર્થકતા થાય છે ધારો કે, પ્રથમ મેં એક પુસ્તકને વિષય કરીને તેનાથી ધ્યાનનો આરંભ કર્યો હતો, અને ધીમે ધીમે હું અત્યારે તે પ્રથમા મનની એકાગ્રતા કરવાને શક્તિ

---

લક્ષણ એ પ્રમાણે જ સમજવુ જોઈએ નહિ તો ધારણા માત્ર-અર્થાત્ ચિત્તની સર્વ એકાગ્રતા પણ ધારણામા ગણાવા માંડશે. એટલા માટે જ સૂત્રમા પણ દ્વાદશ પ્રાણાયામ મર્યાદાવચ્છિન્ન દેશબંધ વિવક્ષિત છે, એમ જાણવુ

* જે વસ્તુમા ચિત્તની વિરુદ્ધ વૃત્તિની નિવૃત્તિ કરવા માટેનો પ્રયત્ન કરવો પડે છે, તે ધારણા તે જ વસ્તુ મા રે પ્રત્યય એટલે વૃત્તિની જે એકતાનતા-યત્ન કર્યા વિના જ એક વસ્તુ વિષયતા-તે ધ્યાન જાણવુ નાભિ આદિ દેશમા જે ઈશ્વર સ્વરૂપ સ્થિત છે, તેને વિષય કરીને જે કદાપિ અન્ય વૃત્તિવડે સ્પષ્ટ ન થનારી અને સતત ચાલનારી બુદ્ધિવૃત્તિ છે, તેને યોગિજનો ધ્યાનના નામથી ઓળખે છે એમ ઈશ્વર ગીતામા કહેલુ છે પૂર્વોક્ત ધારણાકાળ કરતા દ્વાદશ ગુણિત અધિક કાળથી ધ્યાનની સિદ્ધિ થાય છે એ પ્રમાણે લક્ષણાન્તરનો ગરુડપુરાણમા ઉલ્લેખ કરેલો છે

માન્ થયો છુ, તે એટલે સૂધી કે, મને માત્ર એનું આંતરિક રહસ્ય–અર્થ–જ દ્દષ્ટિગોચર થાય છે–એટલે કે, તેના બીજા કોઇપણ વિશેષરૂપની પ્રતીતિ થતી નથી. ધ્યાનની એ અવસ્થા, તે જ **સમાધિ*** કહેવાય છે.

**त्रयमेकत्र संयमः ॥ ४ ॥**

**૪ જ્યારે એ ત્રણે એકત્ર થઇ જાય છે, ત્યારે સંયમ થએલો કહેવાય છે.**

જે સમયે મનુષ્ય પોતાના ચિત્તને કોઇ પણ એક વિશિષ્ટ વિષયમાં લઈ જઈ શકે છે અને તે જ વિષયમા ચિત્તની દૃઢતા કરીને દીર્ઘકાનપર્યન્ત તેમા જ ટકી રહે છે, અને અતર્ભાગમાથી વિષયને ભિન્ન કરી નાખે છે, ત્યારે તે **સંયમ** થએલો કહેવાય છે, અથવા તો એક પછી એક અનુક્રમે ધારણા, ધ્યાન અને સમાધિની સિદ્ધિ થવા પછી તેમની એકતા થાય છે, એમ પણ કહી શકાય. સયમ થતાં વસ્તુનું સ્વરૂપ જતું રહે છે, અને ચિત્તમાં માત્ર તેનો અર્થ (નિષ્કર્ષ) જ અવશિષ્ટ રહે છે

**तज्जयात्प्रज्ञालोकः ॥ ५ ॥**

**૫ તેના જયથી પ્રજ્ઞાનો પ્રકાશ (આલોક†) પ્રાપ્ત થાય છે.**

જે વેળાએ કોઇ પણ મનુષ્ય સયમ કરવામા વિજયી થઈ ચૂકે છે, તે વેળાએ સર્વ શક્તિઓ તેની સત્તાતળે આવી જાય છે યોગીનું એ એક મહા શસ્ત્ર છે. જ્ઞાનના (અર્થાત્ જ્ઞેય) વિષયો અનત છે, અને તે સ્થૂલ, સ્થૂલતર, સ્થુલતમ અને સૂક્ષ્મ, સૂક્ષ્મતર, સૂક્ષ્મતમ ઇત્યાદિ અનેક વિભાગોમા વ્હેંચાઇ ગએલા છે પ્રથમ સ્થૂલ વિષયો–વસ્તુઓનો સયમ કરવો

---

* જેમા દેશાવલબન પણ નીકળી જાય છે, અને અર્થ માત્રનો જ એકાકારે પ્રત્યય અવશેષ રહે છે, તેને યોગાગ સમાધિ જાણવો, એમ ઈશ્વર ગીતામા કહેલુ છે પૂર્વોક્ત ધ્યાનકાળ કરતા દ્વાદશ ગુણિત વિશેષ કાળે યોગાગ સમાધિની સિદ્ધતા થાય છે, એવો ગરુડપુરાણનો અભિપ્રાય છે એ સમાધિ યોગના અષ્ટમ અગરૂપ છે એનો અગી સપ્રજ્ઞાત યોગથી એટલો ભેદ છે કે, એમા, ઈશ્વરાદિક અર્થનુ જે સ્વરૂપ, તે ધારણાથી બુદ્ધિ વિષયીકૃત થએલુ હોય છે, તેટલુ જ ભાસે છે, અને અગી સપ્રજ્ઞાતમા તો વિવેકખ્યાતિરૂપ સાક્ષાત્કાર થતો, એટલે પૂર્વ સમાધિવડે જે અવિષયીકૃત વિષયો હોય છે, તે પણ ભાસવા માંડે છે એટલા માટે સાક્ષાત્કાર યુક્ત એકાગ્રતા કાળમા સપ્રજ્ઞાતયોગ અને કેવળ એકાગ્રતા કાળમા સમાધિ માત્ર, એવા એમના વિભાગો છે, એમ જાણવુ

† આ લોક એટલે વૈશારદ્ય–અર્થાત્ અતિ સૂક્ષ્મ, વ્યવહિત, અતિ દૂરના અર્થને પ્રત્યક્ષ કરવાનુ સામર્થ્ય સયમનો જય એટલે સ્થૈર્ય કરવાથી સમાધિવડે થએલી પ્રજ્ઞાનો આલોક–નૈર્મલ્ય–થાય છે–અર્થાત્ ભ્રાંતિ અને સશય આદિ મલથી રહિત ધ્યેયતત્ત્વની સ્ફૂર્તિ થાય છે

જોઇએ, અને જ્યારે તમને સ્થૂલનું જ્ઞાન થવા માંડે, ત્યાર પછી ધીમે ધીમે અનુક્રમે સૂક્ષ્મ વસ્તુઓનો સંયમ કરવો.

**तस्य भूमिषु विनियोगः ॥ ६ ॥**

**૬ સંયમ, ભૂમિના* અનુક્રમથી જ કરવો જોઈએ.**

અત્યંત શીઘ્રતાથી પ્રયત્ન (સંયમ) ન કરવા માટેની આ એક ચેતવણી છે.

**त्रयमन्तरङ्गं पूर्वेभ्यः ॥ ७ ॥**

**૭ પૂર્વનાં સાધનો કરતાં આ ત્રણ વિશેષ અંતરંગ છે.**

પ્રથમ આપણે જે પ્રાણાયામ, આસન, યમ અને નિયમ આદિ વિશે જાણી ચૂક્યા છીએ, તે ધારણા, ધ્યાન અને સમાધિના બાહ્ય વિભાગો (બહિરંગ સાધનો) છે. ખરી રીતે જોતાં તો આ ત્રણ પણ બીજ રહિત સમાધિનાં તો બહિરંગ સાધનો જ છે. જે સમયે એક મનુષ્ય એ સાધન સિદ્ધિની પરિપૂર્ણતા કરી રહે છે, તે વેળાએ તેને સર્વજ્ઞતા અને સર્વ શક્તિમત્તા પણ પ્રાપ્ત થઇ જાય છે. છતાં પણ એ જ મુક્તિ છે, એમ તો નથી જ. ધારણા, ધ્યાન અને સમાધિ મનને નિર્વિકલ્પ તો બનાવી નથી જ શકતાં. કિન્તુ પુનઃ પુનઃ શરીર ધારણ કરવાનાં બીજ તે પાછળ મૂકે છે. એટલા માટે જ યોગિજનોનો એવો અભિપ્રાય છે કે, જ્યારે બીજ દગ્ધ થઇ જાય છે, ત્યારે જ તેમાંથી વૃક્ષના ઉદ્‌ભવના સંભવનો અભાવ થાય છે. સર્વજ્ઞતા અને સર્વ શક્તિમત્તા આદિ શક્તિઓ બીજને દગ્ધ કરી શકતી નથી.

**तदपि वहिरङ्गं निर्बीजस्य ॥ ८ ॥**

**૮ પરંતુ એ પણ નિર્બીજ (સમાધિ)નાં તો બહિરંગ જ છે.**

---

* સ્થૂલ અને સૂક્ષ્મ આદિ વિષયોમાં કહેલી જે સંપ્રજ્ઞાત યોગની સવિતર્ક આદિ અવસ્થાઓ, તે જ ભૂમિઓ છે એ ભૂમિમાં સંયમનો વિનિયોગ કરવો જોઇએ. એટલે કે, ચિત્તના સંયમવડે પૂર્વ ભૂમિનો જય કરીને ત્યાર પછી જ તેની ઉત્તર ભૂમિના જયની ઇચ્છા કરવી કારણ કે, સ્થૂલ-વિષયનો સાક્ષાત્કાર કર્યાવિના સૂક્ષ્મનો સાક્ષાત્કાર થવો, સર્વથા અશક્ય જ છે.

સાક્ષાત્ અને ઉપરની ભૂમિનું ઉલ્લંઘન કર્યાવિના વ્યવહિત–વિશેષ ઉચ્ચ ભૂમિમાં સંયમની પ્રાપ્તિ થઈ નથી શકતી. કારણ કે, બાણ મારનારાઓ પ્રથમ સ્થૂલ લક્ષ્યમાં વેધ કરવાનો અભ્યાસ કરીને ત્યાર પછી જ સૂક્ષ્મ લક્ષ્યમાં વેધ કરે છે; અને સોપાનપર ચઢનારા પણ અનુક્રમે જ ઉપર ચઢે છે. જો એમ ન કરે, તો તેઓ ઉપર ચઢવાને બદલે પાછા નીચે જ ગબડી પડે છે એટલા માટે જ ગરુડપુરાણમાં પણ કહેલું છે કે, "મનનું સ્થૈર્ય કરવા માટે પ્રથમ સ્થૂલ રૂપનું ચિન્તન કરવું, અને તેમાં જો ચિત્તની સ્થિરતા થઇ ગઇ, તો અવશ્ય સૂક્ષ્મમાં પણ તેની સ્થિરતા થવાની જ, એમ જાણવું"

જો એમની નિર્બીજ સમાધિ સાથે સરખામણી કરવામાં આવે, તો એ–ધારણા, ધ્યાન અને સમાધિ–સાધનો પણ બહિરંગ*–બાહ્ય–જ કહી શકાય. આપણે હજી ઉચ્ચતમ ખરેખરા સમાધિને પહોંચી શકયા નથી જ, કિન્તુ આપણે અદ્યાપિ, વિશ્વને જેવા રૂપમાં જોઈએ છીએ, તે વિશ્વનું જેમાં અસ્તિત્વ છે અને જેનામાં આ સર્વ શક્તિઓ રહેલી છે, તેની નીચતમ ભૂમિકામાંજ વિચરીએ છીએ

व्युत्थाननिरोधसंस्कारयोरभिभवप्रादुर्भावौ निरोधक्षणचित्तान्वयो निरोधपरिणामः ॥ ९ ॥

૯ પરવૈરાગ્ય (નિરોધ)રૂપ સંપ્રજ્ઞાત વૃત્તિનો અને પરવૈરાગ્ય (નિરોધ) સંસ્કારવડે સંપ્રજ્ઞાત સંસ્કારનો પરાભવ કરવાથી કેવળ પરવૈરાગ્ય સંસ્કારજ અભિવ્યક્ત થતાં નિર્બીજ નિરોધરૂપ પરિણામ થાય છે.

સમાધિની પ્રથમ અવસ્થામાં મનના વિકારો (સંસ્કારો) નો સંયમ કરવામાં આવે છે, છતાં પણ તે સંયમ પરિપૂર્ણ તો હોતો નથીજ કારણ કે, જો એ વિકારોનો પૂરેપૂરો સંયમ થઇ જાય, તો પછી 'વિકાર' એવો શબ્દ પણ ઉચ્ચારવાનો રહેતો નથી. કોઇ એવો વિકાર (સંસ્કાર) રહી ગયો હોય કે, જે મનને ઇંદ્રિયોદ્વારા બહાર દોડવાની ઉશ્કેરણી કર્યાં કરતો હોય, તો યોગી તેનો સંયમ કરવાની ચેષ્ટા કરે છે, અને તે સંયમ પોતેજ એક સંસ્કાર બની જાય છે એક તરંગ બીજા તરંગને હટાવે, એ કાંઈ ખરેખરો સમાધિ કહેવાય નહિ સર્વ લહરીઓનો લય થાય છે, તે વેળાએ સંયમ જ એક લહરી બની રહે છે એટલું હોવા છતા પણ મનની પરપોટા સમાન ચચળતા કરતા તો એ કનિષ્ઠ (સંપ્રજ્ઞાત) સમાધિનો ઉચ્ચ (અસંપ્રજ્ઞાત) સમાધિ સાથે ઘણોજ નિકટનો સંબંધ રહેલો છે

तस्य प्रशान्तवाहिता संस्कारात् ॥ १० ॥

૧૦ સંસ્કારવડે તેનો પ્રવાહ પ્રશાંત (દૃઢ) થાય છે.†

---

* વિદેહ પ્રકૃતિ લય દેવ વિશેષ, કે જેમને ઉત્પત્તિથીજ જ્ઞાન અને વૈરાગ્ય થએલા હોય છે, તેમને અવાંતર પ્રલયમાં સંયમ વિનાજ અસંપ્રજ્ઞાત યોગની પ્રાપ્તિ થાય છે. એટલા માટેજ ધારણા, ધ્યાન અને સમાધિ, એ ત્રણ તેમના બહિરંગ સાધન છે સંસારની આદિ ગ્રંથોમાં એના પ્રમાણો મળી આવે છે ભગવાન્ વિષ્ણુ, પ્રલયકાળે સર્વ જગત્ એક સમુદ્રમય થઈ ગયું તે વેળાએ શેષનું આસ્તરણ કરીને યોગનિદ્રાનું સેવન કરવા લાગ્યા હતા. એવા વાકયો અનેકસ્થાને આપણા જોવામાં આવે છે

† નિરોધ સંસ્કારના બાહુલ્યવડે નષ્ટ થઇ ગએલા છે વ્યુત્થાનસંસ્કારોના સર્વ મલ જેમાંથી,

જ્યારે દિવસાનુદિવસ સતત અભ્યાસ કરવામાં આવે છે, અને મન અખંડ એકાગ્રતાના ગુણ (સ્વભાવ)ને પ્રાપ્ત કરી લે છે, તે વેળાએ મનના સતત સંયમનો પ્રવાહ પ્રશાંત (અચલ) થઇ જાય છે.

सर्वार्थतैकाग्रतयोः क्षयोदयौ चित्तस्य समाधिपरिणामः ॥ ११ ॥

**૧૧ સર્વાર્થતા અને એકાગ્રતાનો ક્ષય અને ઉદય, એવડે ચિત્ત સમાધિ નામક પરિણામને પ્રાપ્ત થાય છે.**

મન, વિશ્વમાંની નાના પ્રકારની વસ્તુઓમાંના વિવિધ અર્થોને સાધારણતઃ ગ્રહણ કરતું હોય છે; અને મનની એ નીચતર અવસ્થા છે. પરંતુ એ પછી મનની વિશેષ ઉચ્ચ અવસ્થા થાય છે, અને તે વેળાએ માત્ર એક અર્થ (વિષય)નો જ સ્વીકાર કરીને તે અન્ય સર્વ વિષયોનો પરિત્યાગ કરી દે છે, કે જેનું અંતિમ પરિણામ સમાધિ છે.

ततः पुनः शान्तोदितौ तुल्यप्रत्ययौ चित्तस्यैकाग्रतापरिणामः ॥१२॥

**૧૨ ભૂત અને વર્ત્તમાનમાં તુલ્ય (એક) પ્રત્યય થવો, એ જ ચિત્તનું એકાગ્રતા રૂપ પરિણામ કહેવાય છે.**

ત્યારે મનની એકાગ્રતા થઇ ચૂકી છે, એ આપણે જાણી કેવી રીતે શકીએ? કાળના અવધિથી જેમ એકાગ્રતામાં વિશેષ કાળ વ્યતીત થતો જાય, તેમ તેમ મનની એકાગ્રતા વિશેષ થયેલી જાણવી. આપણા સાધારણ જીવનમાં આપણે જોઇ શકીએ છીએ, કે, જો આપણે કોઈ પુસ્તક વાંચતાં અમુક રસમાં લીન થઈ જઇએ છીએ, તો તે વેળાએ કાળનું આપણને લેશ માત્ર પણ ભાન રહેતું નથી; અને તેથી જ્યારે આપણે પુસ્તકને

---

એવું જે ચિત્ત, તે કેવળ નિરોધ સંસ્કારોની પરંપરાને જ ધારણ કરે છે. તે કાળમાં પણ ચિત્ત તો ચળ જ હોય છે, એ તો નિશ્ચિત જ છે, પરંતુ તે કાળે એ સાત્વિક સ્વરૂપ પરિણામની માળા (પરંપરા)જ સ્થિરતાના નામથી ઓળખાય છે, એવું તાત્પર્ય લેવાનું છે.

* ચિત્તની સર્વાર્થતા એટલે નાનાર્થકારતા અર્થાત્ વિક્ષેપરૂપ ધર્મ અને એકાગ્રતારૂપ ધર્મ (એનું હવે પછી વિવેચન થવાનું છે) નો જે અનુક્રમે ક્ષય અને ઉદય-એટલે કે તિરોભાવ અને આવિર્ભાવ થાય છે,) ક્ષય અને ઉદય શબ્દનો અનુક્રમે એ જ અર્થ છે. કારણ કે, જે સદ્વસ્તુ છે, તેનો કોઇ કાળે પણ નાશ થતો નથી, અને જે શશશૃંગ સમાન સર્વથા અસદ્વસ્તુ છે, તેની ઉત્પત્તિ નથી.) તે ક્ષય અને ઉદય જ ચિત્તનું સમાધિરૂપ પરિણામ થાય છે એટલે અભ્યાસવડે વિક્ષેપનો નાશ થતાં ચિત્તનું જે એકાગ્રતારૂપ સ્થૈર્ય થાય છે, તે જ એ સમાધિ પરિણામ છે, એવો જ પ્રસ્તુત સૂત્રનો મુખ્ય અભિપ્રાય છે.

હાથમાંથી હેઠું મૂકીએ છીએ, ત્યારે કેટલાક કલાકો વાંચનમાં વીતી ગએલા જાણીને આપણા મનમાં અત્યંત આશ્ચર્ય ઉત્પન્ન થાય છે. સર્વ કાળો વર્તમાન કાળરૂપજ થઇ જાય છે. એવા હેતુથી જ એમ કહેવામાં આવેલું છે કે, જે વેળાએ ભૂત અને વર્તમાનકાળ આવીને એકરૂપે જ ઉપસ્થિત થાય છે, તે વેળાએ જ મન વિશેષ એકાગ્રતામય થયેલું કહેવાય છે.

**एतेन भूतेन्द्रियेषु धर्मलक्षणावस्थापरिणामा व्याख्याताः ॥ १३ ॥**

**૧૩ એ વડે ભૂત અને ઇન્દ્રિયોમાં ધર્મ, લક્ષણ અને અવસ્થા નામક ત્રણ પ્રકારનાં પરિણામો * થાય છે.**

એ વડે ચિત્તમાં સ્વરૂપ (ધર્મ), લક્ષણ (કાળ) અને અવસ્થારૂપ ત્રણ પ્રકારનાં પરિવર્તન થવાનું સૂચવવામાં આવે છે. ચિત્ત વૃત્તિઓનું પરિવર્તન કરે છે અને તે પરિવર્તન સ્વરૂપ વિષયક છે. એ ચળતાને માત્ર વર્તમાનકાળમાંજ સ્થિર કરી રાખવાની યોગ્યતા પ્રાપ્ત કરવી, તે લક્ષણ (કાળ) પરિણામ છે. વર્તમાનને પણ વિસારીને મનને ભૂત સ્વરૂપમાં પ્રેરવાની યોગ્યતા પ્રાપ્ત કરવી, તે અવસ્થા પરિણામ છે. પૂર્વ સૂત્રોમા એકાગ્રતાઓનો જે ઉપદેશ કરવામા આવેલો છે, તે યોગી ચિત્તના પરિણામોનો યથેચ્છ સંયમ કરી શકે, એટલા માટે જ છે, અને માત્ર એજ યોગીને પૂર્વકથિત સયમ કરવાની શક્તિ આપી શકે છે

* પૃથ્વી આદિ ભૂતો અને ચક્ષુ આદિ ઇંદ્રિયો કે જે ધર્મી કહેવાય છે, તેમા ત્રણ પ્રકારનું પરિણામ થાય છે અને તે ધર્મપરિણામ, લક્ષણપરિણામ અને અવસ્થાપરિણામના નામથી ઓળખાય છે. એ ત્રણ પરિણામો પૂર્વોક્ત ચિત્તના પરિણામોના વ્યાખ્યાનવડે જ વ્યાખ્યાત થાય છે તે આ પ્રમાણે-મૃત્તિકાના પિંડરૂપ ધર્મનો અભિભવ થતા ઘટરૂપ ધર્મ પ્રાદુર્ભૂત થાય છે જેવી રીતે ચિત્તના વ્યુત્થાનનો નાશ થતા નિરોધનો ઉદ્ભવ થાય છે; તેવી રીતે જ એ ધર્મ પરિણામ પણ જાણવું લક્ષણ, અર્થાત્ કાર્યરૂપ ધર્મનું વ્યાવર્તન કરે તે લક્ષણ, એટલે કે જે કાલત્રય—અનાગત (ભાવિ) અધ્વા, વર્તમાન અધ્વા અને અતીત (ભૂત) અધ્વા એ પ્રમાણે અધ્વત્રય—ના નામથી ઓળખાય છે તેમા મૃત્તિકાનો ધર્મ જે ઘટ, તેનું અનાગતત્વ, એ પ્રથમ અધ્વા છે, વર્તમાનત્વ દ્વિતીય અધ્વા અને અતીતત્વ તૃતીય અધ્વા છે એ લક્ષણ પરિણામ છે, એમ જાણવું કારણ કે, અનાગતત્વ ધર્મ, અતીતત્વ અને વર્તમાન ધર્મમાથી ધર્માનું વ્યાવર્તન કરે છે—એ જ પ્રમાણે વર્તમાનત્વ અને અતીતત્વ ધર્મ પણ પોતાથી ભિન્ન ધર્મમાથી ધર્મીનું વ્યાવર્તન કરતાં હોવાથી, તે પણ લક્ષણ છે, એમ જાણવું એવી જ રીતે લક્ષણ પરિણામ કિંવા તદ્વિશિષ્ટ ઘટાદિ ધર્મના અવસ્થાપરિણામની પણ કલ્પના કરી લેવી તે આ પ્રમાણે—હવે પછીના કલ્પમા થનારો જે ધર્મ તે અનાગતતમ, આ કલ્પમા થનારો તે અનાગતતર અને આવતી ક્ષણે થનારો તે અનાગત, એમા જ તત્કાળ થતા વર્તમાનતમને જોડી દેવો, ઇત્યાદિ. એવી જ રીતે વર્તમાનના નવત્વ અને પુરાણત્વ આદિ ધર્મ પણ અવસ્થા પરિણામ છે, એમ જાણવું. એ પ્રમાણે ચિતિશક્તિ વિના બીજા સર્વ ભાવ (પદાર્થ) પ્રતિક્ષણે પરિણત થનારા છે, એમ નિશ્ચયપૂર્વક માનવું

शान्तोदिताऽव्यपदेश्यधर्मानुपाती धर्मी ॥ १४ ॥

૧૪ શાંત (ભૂત), ઉદિત (વર્તમાન) અને અવ્યપદેશ્ય (ભવિષ્ય) કાળમાં જેનો અનુપાત થયા જ કરે છે, તે ધર્મી કહેવાય છે.*

સર્વ વસ્તુ (પદાર્થ) ધર્મી જ હોય છે, અને કાળ તથા સંસ્કારોના યોગે તેમના સ્વરૂપનું પરિવર્તન થયા જ કરે છે—એ, સર્વ કાળમાં પરિવર્તિત અને વ્યક્ત (સ્વરૂપવાન) થતા જ રહે છે.

क्रमान्यत्वं परिणामाऽन्यत्वे हेतुः ॥ १५ ॥

परिणामत्रयसंयमादतीताऽनागतज्ञानम् ॥ १६ ॥

૧૫ પરિવર્તનનો અનુક્રમ જ અનેકધા પરિણામનો હેતુ છે.

૧૬ ત્રણ પ્રકારના પરિણામોનો સંયમ કરવાથી ભૂત અને ભવિષ્યના જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. †

---

* શાંત ધર્મ એટલે જેના વ્યાપાર પૂર્ણ થઇ ગયેલા હોય, તે અતીત ઉદિત એટલે જલાહરણાદિ વ્યાપાર યુક્ત વર્તમાન અને અવ્યપદેશ્ય એટલે વ્યાપાર કરવાને અશક્ય હોય એવા શક્તિરૂપે—અર્થાત્ બીજ ભાવરૂપે મૃત્તિકા આદિક ધર્મીમાં રહેલો હોય છે તે અનાગત જાણવો કારણ કે એ સૂક્ષ્મ હોવાથી ધર્મીમાંથી ભેદવડે વ્યવહાર કરવામાં શક્ય થતો નથી એટલા માટે સર્વ કાર્ય શક્તિરૂપે તો અવ્યવહાર્ય જ છે કારણ કે કારણ રૂપવડે જ સંભવિત થઈ શકે છે એટલે સર્વ કારણ સર્વ કાર્યથી અભિન્ન થાય છે વનમાંના અગ્નિથી બળેલા વેતના બીજમાંથી કેળખડની ઉત્પત્તિ થએલી દેખાય છે, એ સર્વત્ર પ્રસિદ્ધ જ છે—ત્યાં અવિદ્યમાનની ઉત્પત્તિ સંભવતી નથી હવે કાર્યની અભિવ્યક્તિના દેશ કાળ કર્મ આદિ કારણો વિચિત્ર છે એટલા માટે ક્યાંક કાંઈ ઉત્પન્ન થાય છે (સર્વત્ર ઉત્પન્ન થતું નથી) એવી લોકમાં એ કાર્ય ને કારણની વ્યવસ્થા છે યોગસિદ્ધિયુક્ત પુરુષોને દેશાદિકનો પ્રતિબંધ હોતો નથી, એટલા માટે (તેમની ઈચ્છા માત્રથી) સર્વ સ્થળોમાં સર્વ વસ્તુઓની ઉત્પત્તિ થઈ શકે છે શાંત, ઉદિત અને અવ્યપદેશ આદિ ધર્મ ઘટીયંત્ર એટલે કૂપમાંથી જળ કાઢવાની મૃણ્મય પાત્રમાળા પ્રમાણે સદા સર્વદા પરિવર્તન કરનારા જ હોય છે એ ધર્મોનું જે અનુવર્તન કરે છે એટલે કે આશ્રયરૂપે અન્વિત થાય છે તે અનુપાતી ધર્મી, એ પ્રમાણેનો અર્થ લેવાનો છે જેવી રીતે મૃત્તિકા અને સુવર્ણ આદિ ચૂર્ણ પિંડ છે અને ઘટ કુંડળ આદિ તેના અન્વયી થાય છે અને તેથી ધર્મી (વિકારયુક્ત) પણ કહેવાય છે એ પ્રમાણે એના અર્થની પણ કલ્પના કરી લેવી જોઇએ

† બુદ્ધિ સત્ત્વ પોતે જ સર્વ પ્રકાશ સ્વભાવ છે, તેને રજસ્તમોમલરૂપી જે પ્રતિબંધ થાય છે, તેની સંયમવડે નિવૃત્તિ થતાં પ્રમાણ વિના જ યોગી સર્વ જાણી શકે છે એવી વસ્તુસ્થિતિ છે એમાં મૃત્તિકાસ્વરૂપ ધર્મીમાં ઘટ આદિ ધર્મ છે અનાગત આદિ લક્ષણ છે અને નવત્વ આદિ અવસ્થા છે એ પ્રમાણે ધર્મ લક્ષણ અને અવસ્થા એ પરિણામત્રયના સંયમવડે યોગીને અતીત અને અનાગત વસ્તુનો સાક્ષાત્કાર થઇ શકે છે

સંયમની પ્રથમ વ્યાખ્યાની આપણે અહીં પૂર્ણ સ્મૃતિ રાખવાની છે. જ્યારે મન (ચિત્ત) સર્વ બાહ્ય વિષયોનો પરિત્યાગ કરીને માત્ર વિષયના આંતરિક સંસ્કારમાં જ એકરૂપ થઈ જવાની સ્થિતિમાં આવી પહોંચે છે, તેમ જ દીર્ઘ અભ્યાસવડે અચલ રહીને ક્ષણ માત્રમાં જ તે સ્થિતિમાં સ્થિત થઈ શકે છે, ત્યારે જ પૂર્ણ સંયમ થએલો કહેવાય છે. જો મનુષ્યને ભૂત અને ભવિષ્યને જાણવાની ઇચ્છા હોય, તો તેણે સંસ્કારોમાં થતાં પરિવર્તનોનો સંયમ કરવો જોઈએ. કેટલાક સંસ્કારો વર્તમાન કાળમાં પોતાનો કાર્યક્રમ કરતા હોય છે, કેટલાક પોતાનો વ્યાપાર કરી ચૂકેલા હોય છે અને કેટલાકો હજી કાર્ય કરવા માટે ખોટી થએલા હોય છે; એટલે એ સંસ્કારોનો સંયમ કરવાથી તે સહજમાં ભૂત અને ભવિષ્ય કાળને જાણી શકે છે.

शब्दार्थप्रत्ययानामितरेतराऽध्यासात्सङ्करस्तत्प्रविभागसंयमात्सर्वभूतरुतज्ञानम् ॥ १७ ॥

**૧૭ શબ્દ, અર્થ અને જ્ઞાન (પ્રત્યય)નો ઇતરેતર અધ્યાસથી સંકર મેળો થઇ ગએલો હોય છે-તેના (પ્રવિભાગ) સંયમથી સર્વ ભૂતરુત (પ્રાણિનાદ)ના જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.**

શબ્દ પ્રથમ બાહ્ય કારણને ઉપસ્થિત કરે છે, અર્થ આંતરિક આન્દોલનને ઉત્પન્ન કરી દે છે, અને તે ઇંદ્રિયમાર્ગે મસ્તિષ્ક ( Brain ) માં પ્રવેશ કરીને બાહ્ય સંસ્કારને મનસમીપ પહોંચાડી દે છે, એટલે જ્ઞાન મનની પ્રતિક્રિયા કરે છે અને તેથી નિરીક્ષણશક્તિનો આવિર્ભાવ થાય છે. એ ત્રણે જ્યારે સાથે મળી જાય છે, ત્યારે જ કોઈ પણ વિષય ઇંદ્રિયજ્ઞેય થઈ શકે છે. ધારો કે હું એક શબ્દ સાંભળું છું; એ વ્યાપારવેળાએ પ્રથમ બાહ્ય આન્દોલન ઉત્પન્ન થાય છે, ત્યારપછી શ્રવણેન્દ્રિય આંતરિક આન્દોલનને મન સમક્ષ લઈ જાય છે અને અંતે મન પ્રતિક્રિયા કરે છે, ત્યારે જ એ શબ્દ મારા સાંભળવામાં આવી શકે છે. જે શબ્દને હું જાણી શકું છું તે આન્દોલન, ઇંદ્રિયસંવેદના અને પ્રતિક્રિયા, એ ત્રણેનું મિશ્રણ છે. સાધારણ રીતે એ ત્રણે જો કે અભિન્ન જ છે, છતાં અભ્યાસવડે યોગી એમને વિભિન્ન કરી શકે છે. જ્યારે મનુષ્ય એ સ્થિતિને પ્રાપ્ત કરી શકે છે ને જો તે કોઈ પણ નાદનો સંયમ કરે, તો તે નાદની જે અર્થને વ્યક્ત કરવાની ભાવના હોય, ( પછી તે નાદ મનુષ્યનો હોય કે પશુનો હોય તો પણ ) તે અર્થને તે સહજમાં જ સમજી શકે છે.

संस्कारसाक्षात्करणात्पूर्वजातिज्ञानम् ॥ १८ ॥

**૧૮ સંસ્કારોના સાક્ષાત્કારથી પૂર્વ જાતિ (જન્મ)નું જ્ઞાન પ્રાપ્ત થાય છે.**

આપણે જે પણ અનુભવ ધરાવીએ છીએ, તે પ્રત્યેક અનુભવનું ચિત્તમાં એક તરંગ અથવા લહરીરૂપે આગમન થાય છે. એ ચિત્તમાં જ શમી જાય છે અને વધારે સૂક્ષ્મતા ધારણ કરતો જાય છે. અર્થાત્ એનો સર્વથા લય તો નથી જ થતો. તે ચિત્તમાં જ અત્યંત સૂક્ષ્મ સ્વરૂપે નિવાસ કરી રહે છે અને જો આપણે એ તરંગને પુનઃ ઉપર (બહાર) લાવી શકીએ, તો તે સ્મૃતિરૂપ બની જાય છે. એટલા માટે અર્થાત્ જો યોગી એ ભૂતકાલીન સંસ્કારોનો સંયમ કરી શકે, તો તે પોતાના સર્વ પૂર્વ જન્મોને જાણવાને શક્તિમાન્ થાય છે.

प्रत्ययस्य परचित्तज्ञानम् ॥ १९ ॥

**૧૯ બીજાના શરીરમાંનાં ચિન્હોનો સંયમ કરવાથી તેના ચિત્તનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.**

ધારો કે, પ્રત્યેક મનુષ્યના શરીરમાં કેટલાંક વિશેષ પ્રકારનાં ચિન્હો હોય છે અને તે ચિન્હો બીજા મનુષ્યોથી તેને ભિન્ન પાડી નાંખે છે. જ્યારે યોગી એ પ્રમાણેનાં મનુષ્યનાં વિશેષ ચિન્હોનો સયમ કરે છે, ત્યારે તે, તે મનુષ્યના મનસ્વભાવને તત્કાળ જાણી શકે છે.

न च तत्साऽऽलम्बनं तस्याऽविषयीभूतत्वात् ॥ २० ॥

**૨૦ પરંતુ તેનો વિષય સંયમનો વિષયીભૂત ન હોવાથી, તેને તે (યોગી) જાણી શકતો નથી.**

માત્ર શરીરનો જ સંયમ કરવાથી તે કાંઈ પરચિત્તના વિષય સાલંબનને જાણી શકતો નથી. વિષયને પણ જાણવાની ઇચ્છા હોય, તો દ્વિગુણિત સંયમ કરવો પડે છે. પ્રથમ શરીરનાં ચિન્હોનો અને ત્યારપછી તેના મનનો. એમ કરવાથી બીજાના મનમાં ભૂત, ભવિષ્ય અને વર્તમાન જે પણ વિષય હોય છે, તે યોગીના જાણવામાં આવી શકે છે.

कायरूपसंयमात्तद्ग्राह्यशक्तिस्तम्भे चक्षुःप्रकाशाऽसम्प्रयोगेऽन्तर्द्धानम्॥२१॥

**૨૧ શરીરાકાર (કાયરૂપ) નો સંયમ કરવાથી, તેની ગ્રાહ્ય (આકારને નિહાળવાની) શક્તિઓનું સ્તંભન તેમ જ ચક્ષુઃ પ્રકાશનો અસંપ્રયોગ (ભિન્નતા) થઈ જાય છે, અને તેથી યોગીનું શરીર અંતર્ધાન (અદૃશ્ય) થાય છે.**

આ ઓરડાના મધ્યમાં ઊભેલો છતાં યોગી સર્વના જોતાં જ અદૃશ્ય (અન્તર્ધાન) થઈ શકે છે હવે જો કે તે ખરી રીતે જોનાં ક્યાંય ચાલ્યો તો નથી જ જતો, કિંતુ તેને બીજાઓ જોઈ નથી શકતા. એ સમયે તેણે માત્ર આકાર અને શરીરને ભિન્ન કરી નાખેલાં

હોય છે પરંતુ એ તમારે અત્ર વિશેષતાથી ધ્યાનમાં રાખવું જોઇએ કે, જ્યારે આકૃતિ અને આકૃતિયુક્ત વસ્તુ સર્વથા ભિન્ન થઈ જઈ શકે, એટલી બધી એકાગ્રતાની શક્તિને પહોંચી ગયો હોય, ત્યારે જ યોગીથી એ ચમત્કાર કરી શકાય છે એટલે તે શરીરાકારને સંયમ કરે છે અને તેથી નિરીક્ષણ શક્તિને અવરોધ થઈ જાય છે. કારણકે, નિરીક્ષણ શક્તિ આકૃતિ અને આકૃતિયુક્ત વસ્તુના સયોગથી જ ઉત્પન્ન થયેલી હોય છે. એથી અંતર્ધાન (અદૃશ્યતા) અને શબ્દ આદિમા ચિત્ત સંયમ કરવાથી તેના શબ્દોનુ તે બોલતા હોય છતાં પણ બીજો કોઈ શ્રવણ ન કરી શકે એટલે કે, શબ્દાશ્રવણીયતા પણ સિદ્ધ થઈ શકે છે.

એ સર્વ યોગની વિભૂતિઓ છે. એ ઉપરાંત બીજી પણ વિભૂતિઓ છે કે, જેનુ હવે પછી ક્રમાનુસાર વિવેચન થવાનું છે.

**सोपक्रमं निरुपक्रमं च कर्म तत्संयमादपरान्तज्ञानमरिष्टेभ्यो वा ॥२२॥**

**૨૨ કર્મ બે પ્રકારનાં છે, સોપક્રમ* અને નિરુપક્રમ;† એનો સંયમ કરવાથી અથવા તો અરિષ્ટોવડે યોગી અપરાંત‡ જ્ઞાનની પ્રાપ્તિ કરી શકે છે.**

જ્યારે એક યોગી પોતાના કર્મ—એટલે કે, મનમાના વર્તમાન વેગામા કાર્ય કરતા, અને હવે પછીના વ્યાપાર માટે ખોગી થઇ રહેલા સંસ્કારોનો સંયમ કરે છે, ત્યારે જ તે અનાગત સંસ્કારાવડે તેના પોતાના શરીરનો પાત—અંતકાળ—ક્યારે થશે, એ નિશ્ચયપૂર્વક જાણી શકે છે એટલે કે, ક્યા ક્ષણ અને કઇ ઘટિકાએ પોતાનું મરણ થશે, એનું તેને યથાર્થ જ્ઞાન થાય છે. સ્વાભાવિક રીતે હિન્દુઓ મરણની અગમચેતીનો ઘણોં જ વિચાર કર્યાં કરે છે, કારણ કે, ગીતામા એવો ઉપદેશ કરેલો છે કે, મરણ ક્ષણે મનમા જેવા પ્રકારના વિચારો ઉત્પન્ન થાય છે, તેવા જ પ્રકારની બીજા જન્મમા જીવની ગતિ થાય છે "अंते या मति सा गति"

**मैत्र्यादिषु बलानि ॥ २३ ॥**

**૨૩ મૈત્રી આદિમાં સંયમ કરવાથી નાના પ્રકારનાં બળો પ્રાપ્ત થાય છે.§**

**बलेषु हस्तिबलादीनि ॥ २४ ॥**

---

* તત્કાળ ફળ આપનાર. † કાળાવધિથી ફળ આપનાર ‡ મૃત્યુ § મૈત્રી, કરુણા ને મુદિતામા સંયમ કરવાથી યોગી સર્વ પ્રાણીઓનો સુખકર મિત્ર થઈ પડે છે તેના બળો—અર્થાત્ વીર્યોની વૃદ્ધિ થાય છે તે દુખમાથી બીજાનો ઉદ્ધાર કરનાર થઈ પડે છે અને દુષ્ટ પક્ષાભિમાની થતો નથી. ઉપેક્ષા તો કેવળ ઉદાસીનતા જ છે, એટલે તેનુ બળ કશુ પણ નથી, કારણ કે, તેના સંયમનો અભાવ છે

**૨૪ હસ્તી આદિના બળમાં સંયમ કરવાથી તેના બળની યોગીને ઉપલબ્ધિ થાય છે.**

જ્યારે યોગી એ સંયમને સિદ્ધ કરી લે છે, અને જો તેને બળની ઇચ્છા થાય, તો તે હાથીના બળનો સંયમ કરે છે અને તે બળને તે પ્રાપ્ત કરી શકે છે. અનંત શક્તિનો, જો તેને પ્રાપ્ત કરવાનો માર્ગ મળી જાય, તો પ્રત્યેક મનુષ્ય ઉપયોગ કરી શકે છે. યોગીમાં જે અધિક મહત્તા છે, તે માત્ર એટલી જ કે, એ વિભૂતિના શાસ્ત્રનું તેણે પૂરેપૂરું જ્ઞાન મેળવી લીધેલું હોય છે.

प्रवृत्त्यालोकन्यासात्सूक्ष्मव्यवहितविप्रकृष्टज्ञानम् ॥ २५ ॥

**૨૫ પ્રવૃત્તિ પ્રકાશ (આલોક) નો ન્યાસ (સંયમ) કરવાથી સૂક્ષ્મ વ્યવહિત અને વિપ્રકૃષ્ટ આદિનું પ્રત્યક્ષ જ્ઞાન થાય છે.**

જ્યોતિ-સાક્ષાત્કારરૂપ પ્રવૃત્તિથી ઉત્પન્ન થતા હૃદયપ્રકાશનો જે વેળાએ યોગી સંયમ કરે છે, તે વેળાએ તે ઘણી દૂરની વસ્તુઓને પણ નિહાળી શકે છે. ઉદાહરણ તરીકે, જે વસ્તુ અત્યંત દૂરના પ્રદેશમાં હોય અને વચ્ચે પર્વત આદિનો પ્રત્યવાય આવતો હોય, તોપણ તે વસ્તુ તેના જોવામાં આવી શકે છે. તેમ જ અત્યંત સૂક્ષ્મ વસ્તુઓનું પણ તે અવલોકન કરી શકે છે.

भुवनज्ञानं सूर्ये संयमात् ॥ २६ ॥

**૨૬ સૂર્યમાં સંયમ કરવાથી ભુવન (વિશ્વ) જ્ઞાન પ્રાપ્ત થાય છે.**

चन्द्रे ताराव्यूहज्ञानम् ॥ २७ ॥

**૨૭ ચન્દ્રમાં ન્યાસ (સંયમ) કરવાથી તારાવ્યૂહના જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.**

ध्रुवे तद्गतिज्ञानम् ॥ २८ ॥

**૨૮ ધ્રુવમાં સંયમ કરવાથી નક્ષત્રોની ગતિનું જ્ઞાન મળે છે.**

नाभिचक्रे कायव्यूहज्ञानम् ॥ २९॥

**૨૯ નાભિચક્રમાં સંયમ કરવાથી કાય (શરીર) વ્યૂહનું જ્ઞાન પ્રાપ્ત થાય છે.**

कण्ठकूपे क्षुत्पिपासानिवृत्तिः ॥ ३० ॥

**૩૦ કંઠ કૂપમાં સંયમ કરવાથી ક્ષુધા અને પિપાસાની નિવૃત્તિ થાય છે.**

જે સમયે મનુષ્ય અત્યંત ક્ષુધાતુર થએલો હોય, તે સમયે જો તે કંઠકૂપમાં* સંયમ કરે, તો તત્કાળ તેની ક્ષુધાનું નિવારણ થઈ જાય છે.

**कूर्मनाड्यां स्थैर्यम् ॥ ३१ ॥**

**૩૧ †કૂર્મ નામક નાડીમાં સંયમ કરવાથી શરીર (કાયા) નું સ્થૈર્ય થાય છે.**

જ્યારે એ સંયમનો અભ્યાસ કરવામાં આવે છે, તે વેળાએ કાયામાં વિક્ષોભ થવા પામતો નથી.

**मूर्द्धज्योतिषि सिद्धदर्शनम् ॥ ३२ ॥**

**૩૨ મૂર્ધ‡જ્યોતિમાં સંયમ કરવાથી સિદ્ધ દર્શનની સિદ્ધિ થાય છે.**

સિદ્ધો પવિત્રાત્માઓ (Ghosts) કરતાં કિંચિત્ ઉચ્ચ પ્રકારનાં વ્યક્તિ છે. જ્યારે યોગી શિર શિખરે પોતાના મનને એકાગ્ર કરે છે, ત્યારે તે એ સિદ્ધોને પ્રત્યક્ષ જોઈ શકે છે. જેમ એ સિદ્ધ શબ્દનો વારંવાર મુક્ત પુરુષના અર્થમાં ઉપયોગ કરવામાં આવે છે, તેમ ખરી રીતે જોતાં સિદ્ધ પુરુષ તે મુક્ત પુરુષ તો નથી જ. કિન્તુ તેઓ માત્ર એક પ્રકારની સિદ્ધિને જ પ્રાપ્ત થએલા હોય છે.

**प्रातिभाद्वा सर्वम् ॥ ३३ ॥**

**૩૩ અથવા પ્રતિભાના બળથી સર્વ જ્ઞાન પ્રાપ્ત થાય છે.§**

---

* જિહ્વાના મધ્ય તંતુની નીચે કંઠનો કૂપાકાર પ્રદેશ છે, કે જે સ્થાને પ્રાણ આદિ વાયુનો સંઘર્ષ થવાથી ક્ષુધા અને પિપાસા (તૃષા)ની ઉત્પત્તિ થાય છે. એ સ્થાનમાં સંયમ કરવાથી ક્ષુધા અને તૃષાની નિવૃત્તિ થાય છે, એવો મથિતાર્થ છે.

† ઉપર કહેલા કૂપની આકૃતિવાળા પ્રદેશના અધોભાગમાં (નીચે) કૂર્માકૃતિ એક નાડી છે, તેમાં સંયમ કરવાથી તેનામાં પ્રવિષ્ટ થએલા ચિત્તનું સ્થૈર્ય (સ્થિરતા) સિદ્ધ થઈ શકે છે, એવું પ્રસ્તુત સૂત્રનું તાત્પર્ય છે.

‡ મસ્તકમાં બ્રહ્મરંધ્ર નામક એક છિદ્ર છે, તે સુષુમ્ણા નાડીના યોગે અને હૃદયસ્થ ચિત્ત-મણિની પ્રભાના યોગે અતિ તેજસ્વી હોય છે, એમાં સંયમ કરવાથી યોગીજન આ જગતમાંના સિદ્ધ પુરુષોનું, તેઓ અદૃશ્ય હોવા છતાં પણ, દર્શન કરી શકે છે.

§ વિવેક ખ્યાતિ રૂપ જે જ્ઞાન, કે જેને પ્રસંખ્યાનના નામથી પણ ઓળખવામાં આવે છે, તે સંસાર સાગરમાંથી તારનારું જ્ઞાન છે. એની પ્રાપ્તિ માટે સંયમ કરતાં એના આગમનને સૂચવનારી પ્રતિભાવડે એટલે કે, તર્ક માત્રથી ઉદ્ભવેલું જે પ્રતિભાજ્ઞાન થાય છે, તેના યોગે યોગી સર્વ જાણી શકે છે. પરંતુ એ પણ એક પક્ષાન્તર છે. જેવી રીતે અરુણપ્રભા સૂર્યે

જે મનુષ્યમાં પ્રતિભાની શક્તિ (પવિત્રતાનો પ્રકાશ) હોય છે, તેને સર્વ જ્ઞાન કોઇ પણ પ્રકારના સયમ વિના જ પ્રાપ્ત થઈ શકે છે. જે વેળાએ મનુષ્ય, પ્રતિભાની ઉચ્ચ અવસ્થામાં વિરમવા (વિહરવા) માંડે છે, તે વેળાએ જ તેને એ મહા પ્રકાશની આપ્તિ થાય છે,–અન્યથા એમ થવુ અશક્ય છે એ પ્રકાશની પ્રાપ્તિ થતાની સાથે જ તેને સર્વ વસ્તુઓ પ્રત્યક્ષ થઈ જાય છે–પ્રત્યેક વસ્તુનું જ્ઞાન તેનામા સ્વાભાવિક રીતે જ આવી જાય છે અને એ માટે તેને સયમ કે એવો બીજો કોઈ પણ પ્રકાર કરવો પડતો નથી. અર્થાત્ પ્રતિભા જ્ઞાનથી યોગી સર્વ વસ્તુઓપર વિજય મેળવી શકે છે

हृदये चित्तसंवित् ॥ ३४ ॥

૩૪ હૃદયમાં સયમ કરવાથી મનોનુ જ્ઞાન થાય છે *

सत्त्वपुरुपयोरत्यन्तासङ्कीर्णयोः प्रत्ययाऽविशेपा-
द्भोगः परार्थत्वात्स्वाऽर्थसंयमात्पुरुपज्ञानम् ॥ ३५ ॥

૩૫ અત્યત અસકીર્ણ (દૂરસ્થ) આત્મા અને સત્ત્વના અવિવેકથી જ ભોગોની ઉપલબ્ધિ થાય છે એનાં કર્મ (વ્યાપાર) બીજા માટે છે; એમાં (સ્વાર્થમાં) સયમ કરવાથી પુરુષવિષયક જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.†

પ્રતિભાદ્વારા મેળવેલી અનાસક્તિના બળથી યોગી પુરુષવિષયક જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે

---

સૂચવનારી છે, અને તેવડે લોકો જોવા માંડે છે, એવો જ એનો પણ પ્રકાર જાણવો. ભોજરાજ કૃત વાર્તિકમા તો કોઈ પણ નિમિત્તની અપેક્ષા ન કરનારુ અને કેવળ મનમાથી ઉત્પન્ન થતુ સત્ય અને શીઘ્ર જ્ઞાન તેને જ પ્રતિભા કહેલી છે એના સંયમથી જે જ્ઞાન થાય છે, તે પ્રાતિભ, એ વિવેક ખ્યાતિથી પૂર્વે જ તારક થાય છે અને તેવડે યોગી સર્વ જાણી શકે છે, એવુ વ્યાખ્યાન કરેલુ છે

* હૃદયકમળ અધોમુખ હોય છે અને તે ચિત્તનુ સ્થાન છે એમા સયમ કરવાથી વાસના સહિત ચિત્તનુ જ્ઞાન થાય છે

† બુદ્ધિ ભોગ્ય અને આત્મા ભોક્તા છે એ બન્ને વસ્તુત. અત્યત ભિન્ન છે અને એમા પુરુષના પ્રતિબિંબનો ભાસ કરાવનારા સુખ દુ ખ, મોહ જ્ઞાનરૂપ બુદ્ધિના પરિણામો થયા કરે છે એમનાથી જે અવિશેષ એટલે ઐક્યસ્વરૂપ–પ્રતિબિંબદ્વારા સુખ આદિકનો જે આરોપ તે ભોગ છે એ બુદ્ધિસ્થ હોવાથી દૃશ્ય (ભોગ્ય) છે, અને એટલા માટે જ પરાર્થ (બીજા માટે) છે એટલે કે એ ભોક્તા પુરુષનો ઉપકારક જ છે ચિત્પ્રતિબિબ વિશિષ્ટ સુખાદિના પ્રત્યયસ્વરૂપ જે ભોગ, તે જડ છે અને ચિચ્છક્તિ પ્રભાવાત્મક પ્રતિબિંબરૂપ ભોગ તેનાથી ભિન્ન છે એ ચિત્ સ્વરૂપા

ततः प्रातिभश्रावणवेदनाऽऽदर्शाऽऽस्वादवार्ता जायन्ते ॥ ३६ ॥

૩૬ તેથી (સ્વાર્થ સંયમથી) પ્રાતિભ (પ્રતિભા વિષયક) શ્રાવણ, વેદન, આદર્શ, આસ્વાદ અને વાર્ત્તા ઉદ્‌ભવે છે.*

ते समाधावुपसर्गा व्युत्थाने सिद्धयः ॥ ३७ ॥

૩૭ એ સર્વે જો કે સમાધિમાં તો ઉપસર્ગ (વિઘ્ન)રૂપ જ છે; પરંતુ એ જગતમાંની સિદ્ધિઓ છે.

વિશ્વના એ સર્વ ભોગો પુરુષ અને બુદ્ધિના સંયોગથી જ ઉત્પન્ન થાય છે, એ જો યોગી જાણી જાય; અને પુરુષ તથા પ્રકૃતિ, એ બે સર્વથા વિભિન્ન વસ્તુઓ જ છે, એમ ધારીને જો એમાં તે સંયમ કરવાની ઇચ્છા રાખે, તો જ તે પુરુષવિષયક જ્ઞાનને પ્રાપ્ત કરી શકે છે. એથી વિવેકની પ્રાપ્તિ થાય છે, અને વિવેકની પ્રાપ્તિ થતાં પ્રતિભાની પોતાની મેળે જ ઉપલબ્ધિ થાય છે. વિશુદ્ધ આત્મા અને મુક્તિની ઉચ્ચત્તમ પદવીના માર્ગમાં તો એ સર્વ સિદ્ધિઓ વિઘ્નરૂપ (પ્રતિબંધક)જ થઈ પડે છે. એ સર્વ સિદ્ધિઓ યોગના માર્ગમાં જ યોગીને આવી મળે છે, પરન્તુ યોગી જો તેમનો ધિક્કારપૂર્વક અસ્વીકાર કરે, તો તે સુખરૂપ પોતાની ઉચ્ચતમ પદવીને પ્રાપ્ત કરી શકે છે. પરંતુ જો એ સિદ્ધિઓને પ્રાપ્ત કરવામાંજ તે લુબ્ધ થઇ જાય છે, તો તેની આગળ વધવાની ગતિનો સર્વથા અવરોધ થઈ જાય છે.

बन्धकारणशैथिल्यात्प्रचारसंवेदनाच्च चित्तस्य परशरीराऽऽवेशः ॥ ३८ ॥

---

ત્મક જ હોવાથી સ્વાર્થ (પોતા માટે) થાય છે, ઇતરનો ઉપકારક થતો નથી. એમા સંયમ કરવાથી પુરુષનો સાક્ષાત્કાર થાય છે.

અહીં કોઇ શંકા કરશે કે, પ્રસ્તુત સૂત્રમાં ભોગનું લક્ષણ કહેવાની શી અગત્ય અને શું પ્રયોજન હતું? એનું ઉત્તર એ છે કે, બુદ્ધિ અને પુરુષના ધર્મનો ભોગરૂપે જ અવિવેક થએલો છે, અને એથી ધર્મોની સંકરતા પ્રાપ્ત થએલી છે. એટલા માટે ભોગ્ય વસ્તુમાં જ તેમના ધર્મોનો વિવેક થવા માટે સંયમ કરવાનો છે. એ ખાસ કરીને જણાવવા માટે જ પ્રસ્તુત સૂત્રમાં ભોગના લક્ષણનો વિશેષતાથી ઉલ્લેખ કરવામાં આવેલો છે.

* તેથી એટલે સ્વાર્થ સયમથી પ્રાતિભ—એટલે પૂર્વોક્ત સર્વ વિષયક જ્ઞાન થાય છે. તે કેવળ, તપઃ સ્વાધ્યાય આદિ શુક્લ ધર્મોવડે શુદ્ધ કરેલા મનમાંથી જ ઉત્પન્ન થાય છે. શ્રોત્ર આદિ ઇન્દ્રિયો દિવ્ય શબ્દ આદિની ગ્રાહક થાય છે. એમને અનુક્રમે શ્રાવણ, વેદન, આદર્શ, આસ્વાદ અને વાર્ત્તા, એવી સંજ્ઞાઓ પ્રાપ્ત થાય છે. જે સમયે યોગીની શ્રોત્રેન્દ્રિય દિવ્ય શબ્દની ગ્રાહક થાય છે, તે સમયે તેને 'શ્રાવણ'ની શાસ્ત્રીય પારિભાષિક સંજ્ઞા પ્રાપ્ત થાય છે ઘ્રાણેન્દ્રિયની "વાર્તા" સંજ્ઞા છે. ઇત્યાદિ યોજના કરી લેવી.

**૩૮ બંધના કારણની શિથિલતા થતાં યોગી પોતાના પ્રચાર સંવેદનવડે પરશરીરમાં પ્રવેશ કરી શકે છે.**

યોગી પોતે અન્ય શરીરમાં રમમાણ છતાં એક મૃત શરીરમાં પ્રવેશ કરી શકે છે, અને તેને ઉઠાડીને ગતિ પણ આપે છે. અથવા તો તે કોઈ પણ જીવિત મનુષ્યશરીરમાં સંચાર કરીને તેનાં મન અને ઇંદ્રિયોનો અવરોધ કરી નાખે છે અને કેટલીકવાર સુધી તેના શરીરમાં પોતે જ ક્રિયા કર્યા કરે છે. એ શક્તિ પુરુષ અને પ્રકૃતિના વિવેક થયા પછી જ યોગીને પ્રાપ્ત થાય છે. જો તેની બીજાના શરીરમાં પ્રવેશ કરવાની ઇચ્છા થાય છે, તો તે, તે શરીરમાં સંયમ કરે છે અને તેમાં પ્રવિષ્ટ થાય છે. કારણ કે, યોગીના મત પ્રમાણે માત્ર તેનો આત્મા જ સર્વ વ્યાપક છે એમ નથી, કિન્તુ તેનું મન પણ સર્વ સાક્ષીરૂપ છે. એ વિશ્વવ્યાપક ચિત્તનો એક અંશ છે. હવે જો કે, મન (ચિત્ત) નાડીના પ્રવાહદ્વારા જ પોતાનો વ્યાપાર ચલાવી શકે છે, એ સત્ય છે; પરંતુ જે વેળાએ યોગી પોતાને એ નાડીપ્રવાહના બંધથી મુક્ત કરી નાંખે છે, તે વેળાએ બીજી વસ્તુઓદ્વારા પણ તે યથેચ્છ પોતાનો વ્યાપાર ચલાવી શકે છે.

उदानजयाज्जलपङ्कण्टकादिष्वसङ्गउत्क्रान्तिश्च ॥ ३९ ॥

**૩૯ ઉદાનનો જય કરવાથી યોગી જળ અને પંકમાં ડૂબતો નથી અને કંટકપર ચાલી શકે છે.***

ઉદાન એક નાડી પ્રવાહ (વાયુ)નું નામ છે. તે ફેફસાંથી મસ્તક પર્યન્તના સમસ્ત (શરીરના) ઉપરિ ભાગમાં વ્યાપેલો હોય છે. જ્યારે યોગી એ ઉદાનનો સ્વામી થઈ જાય છે, ત્યારે તે ભારમાં લઘુ (હલકો) થાય છે અને ભારમાં લઘુતા થવાથી તે પાણીમાં

* ઇન્દ્રિયોની પ્રવૃત્તિ બે પ્રકારની હોય છે. બાહ્ય અને આભ્યંતર. રૂપ આદિનું આલોચન જ જેનું સ્વરૂપ છે, તે બાહ્ય, અને જીવન (શરીર ધારણ)માં કારણીભૂત પ્રયત્નરૂપા આભ્યંતર પ્રવૃત્તિ છે. એ સર્વ ઇન્દ્રિયોમાં રહેનારી છે. પ્રાણ આદિ પંચ વાયુના સંચારનું નિમિત્ત એ જ થાય છે. નાસિકાના અગ્રભાગથી હૃદય પર્યન્ત જે વાયુ સ્થિત છે, તે પ્રાણ જાણવો. જેની સ્થિતિ હૃદયથી નાભિ પર્યંત છે, તે સમાન કહેવાય છે; નાભિથી પાદતલ પર્યન્ત જે વાયુનો અધિકાર છે, તે અપાન નામથી ઓળખાય છે. કારણ કે, તે અન્ન મલનું અપનયન (વિસર્જન) કરે છે. નાસિકાગ્રથી મસ્તક પર્યન્ત જેનો સંચાર છે, તે વાયુની ઉદાન સંજ્ઞા છે; પ્રાણોદ્ગમનનું કારણ એ જ થાય છે. અને સમસ્ત દેહ સંચારી વાયુને વ્યાન-અભિધાન આપવામાં આવેલું છે. પ્રાણવાયુ સર્વ શ્રેષ્ઠ છે. એમાં સંયમવડે ઉદાન વાયુનો જય થતાં યોગી લઘુ થાય છે, અને તેથી તે સમુદ્ર, કર્દમ, અને કંટક આદિનો સ્પર્શ ન કરતાં અદ્ધર જ ચાલે છે, અને તેને મરણનો લાભ પણ પોતાની ઇચ્છાથી જ થાય છે.

ડૂબતો જ નથી, તલવારની અણી અને કાંટાપર એક સરખી રીતે ચાલી શકે છે અને અગ્નિની ભડભડતી જ્વાળામાં ઊભો રહે છે. ઇત્યાદિ.

समानजयाज्ज्वलनम् ॥ ४० ॥

**૪૦ સમાનનો જય કરવાથી તે (યોગી) જ્વલન યુક્ત થાય છે.***

જ્યારે પણ તેની ઇચ્છા થાય, ત્યારે તેના શરીરમાંથી પ્રકાશની જ્વાળા નીકળવા માંડે છે.

श्रोत्राकाशयोः सम्बन्धसंयमाद्दिव्यं श्रोत्रम् ॥ ४१ ॥

**૪૧ શ્રોત્ર અને આકાશના સંબંધનો સંયમ કરવાથી દિવ્ય શ્રોત્ર (શ્રવણ)ની પ્રાપ્તિ થાય છે.**

આકાશ (Ether) અને શ્રોત્રમાં સંયમ કરવાથી યોગી દિવ્ય શ્રવણ (સાંભળવાની શક્તિ)ને પ્રાપ્ત કરી શકે છે. એટલે કે, તે પ્રત્યેક વાર્તા સાંભળી શકે છે. કોઈ વાત માઇલોના માઇલ દૂરના પ્રદેશમાં બોલાયલી હોય અથવા તો તેનો નાદ થયો હોય, તો તે પણ યોગીના સાંભળવામાં આવી શકે છે.

कायाकाशयोः सम्बन्धसंयमाल्लघुतूलसमापत्तेश्चाऽऽकाशगमनम्॥४२॥

**૪૨ કાયા અને આકાશના સંબંધનો સંયમ કરવાથી યોગી તૂલ (રૂ) સમાન લઘુ થાય છે અને તેથી તે યથેચ્છ આકાશગમન કરી શકે છે.**

આ શરીરનું મુખ્ય સાધન આકાશ છે. એટલે કે, વાસ્તવિક રીતે આકાશે જ શરીરનું એક વિશેષરૂપ ધારણ કરેલું છે, એમ જ કહી શકાય. એટલા માટે જો શરીરનો આકાશ સાથે જે સંબંધ રહેલો છે, તેનો યોગી સયમવડે જય કરે, તો તે આકાશની લઘુતાને પ્રાપ્ત કરી શકે છે અને તેથી વાતાવરણમાં તે જ્યાં ઇચ્છે, ત્યાં વિચરી શકે છે.

बहिरकल्पिता वृत्तिर्महाविदेहास्ततः प्रकाशाऽऽवरणक्षयः ॥ ४३ ॥

**૪૩ મહાવિદેહા નામક બહિર્ કલ્પિતા વૃત્તિથી પ્રકાશના આવરણનો ક્ષય થાય છે.**

---

* નાભિ સમીપ વસતા જઠરાગ્નિને વ્યાપી રહેનારા સમાન વાયુના વશીકારથી તે અગ્નિનું જ્વલન (પ્રકાશન) થાય છે, અને તેથી તે યોગી પ્રદીપ્ત અગ્નિ સમાન દેખાવા માંડે છે. એવી રીતે પ્રાણ આદિનો જય કરવાથી યોગીને સ્વેચ્છા માત્રથી જ તેની ક્રિયાની સિદ્ધિ પ્રાપ્ત થાય છે, એમ જાણવાનું છે.

મન પોતાની મૂર્ખતાને લીધે એવો જ વિચાર કર્યા કરે છે, કે તે શરીરમાં જ પોતાનો વ્યાપાર ચલાવે છે. જ્યારે મારું મન સર્વ સાક્ષી રૂપ અને સર્વ વ્યાપી છે, ત્યારે મારે નાડી પ્રવાહના માત્ર એક પ્રકારમાં શા માટે બદ્ધ થઈ રહેવું જોઈએ અને મારા સર્વ વ્યાપી આત્મા (Ego)ને એક જ અમુક શરીરમાં શા માટે રૂંધી રાખવો જોઈએ? એમ મારે શા માટે કરવું જોઈએ, તેનું કોઈ પ્રયોજન જ નથી. યોગી જ્યાં પણ ઇચ્છે, ત્યાં અહંભાવના (સ્વાત્મતા)નો આસ્વાદ લઈ શકે છે જ્યારે તે એ (મહાવિદેહા) ધારણામાં પરિપૂર્ણતા પ્રાપ્ત કરી લે છે, ત્યારે તેના પ્રકાશપર આવી ગએલું આવરણ પોતાની મેળે જ દૂર થઈ જાય છે, અને તેથી સમસ્ત અજ્ઞાન અને અંધકારનો ક્ષય થાય છે. પ્રત્યેક વસ્તુ તેને જ્ઞાનપૂર્ણ અને પ્રકાશમય જ દૃષ્ટિગોચર થાય છે.

### स्थूलस्वरूपसूक्ष्मान्वयार्थवत्त्वसंयमाद्भूतजयः ॥ ४४ ॥

**૪૪ સ્થૂલથી આરંભીને અત્યંત સૂક્ષ્મ પર્યન્તનાં સર્વ ભૂતો–તત્ત્વો–નો સંયમ કરવાથી ભૂત (તત્ત્વ) સ્વામિતાની ઉપલબ્ધિ (પ્રાપ્તિ) થાય છે.**

યોગી પ્રથમ સ્થૂલ તત્ત્વોમા અને ત્યાર પછી તેમની સૂક્ષ્મ અવસ્થામાં સંયમ કરે છે. બુદ્ધ ધર્માનુયાયીઓનો એક વિભાગ એક પ્રકારની વિશેષતાથી એ સંયમ કરે છે. તેઓ માટીનો એક ગોળો–લોંદો–લે છે, અને તેમાં સંયમ કરવા માંડે છે. ધીમે ધીમે તેઓ, જે સૂક્ષ્મ તત્ત્વો (ભૂતો)નો એ ગોળો બનેલો હોય છે, તે સૂક્ષ્મ તત્ત્વોને પ્રત્યક્ષ જોવા માંડે છે અને જ્યારે તેઓ એમાનાં સર્વ સૂક્ષ્મ તત્ત્વોનુ જ્ઞાન મેળવી લે છે, ત્યારે તે જ ક્ષણે તે તત્ત્વોપર તેઓ પોતાની સત્તા ચલાવી શકે છે. સારાંશ કે, યોગી સર્વ ભૂતોનો એ સંયમવડે જય કરી શકે છે

### ततोऽणिमादिप्रादुर्भावः कायसम्पत्तद्धर्मानभिघातश्च ॥ ४५ ॥

**૪૫ એથી (ભૂતજયથી) અણિમા આદિનો પ્રાદુર્ભાવ થાય છે, અને શરીરસંપત્તિ અને શારીરિક ગુણોની અભેદ્યતા પણ સિદ્ધ થાય છે**

આ સૂત્રથી યોગીની અષ્ટ સિદ્ધિઓનુ દર્શન કરાવવામા આવેલું છે યોગી પોતાને અણુ સમાન લઘુ (હલકો) બનાવી શકે છે, અને ઇચ્છે તો પૃથ્વી સમાન ગુરુ (ભારી) પણ કરી શકે છે તે વાયુરૂપ પણ થઈ શકે છે ઇચ્છે, તે વસ્તુપર તે પોતાની સત્તા ચલાવી શકે છે અને પ્રત્યેક વસ્તુનો જય કરી શકે છે. સિંહ, એક અજ (બકરા) સમાન

તેનાં ચરણોમાં આવીને વિરામે છે, અને ભાવના માત્રથી જ તેની સર્વ ઇચ્છાઓ પરિપૂર્ણ થાય છે.

रूपलावण्यबलवज्रसंहननत्वानि कायसम्पत् ॥ ४६ ॥

**૪૬ રૂપ, લાવણ્ય, બળ અને વજ્રસંહનન (વજ્ર સમાન અવયવ રચના) એ કાયસંપત્તિઓ છે.**

શરીર અવિનસ્ય-અભેદ્ય-થઈ જાય છે, અને અગ્નિ પણ તેને અપાય કરી શકતો નથી. તેમ જ અન્ય કોઈ શક્તિથી પણ એની હાનિ કરી નથી શકાતી. જ્યાં સુધી યોગીની પોતાની ઇચ્છા ન થઈ હોય, ત્યાં સુધી કોઈ પણ તેનો નાશ કરી શકતો નથી. 'કાળના પ્રતિબંધને ઉદ્દીને તે આ શરીર યુક્ત જ વિશ્વમાં નિવાસ કરી રહે છે.' વેદોમાં એવો ઉલ્લેખ કરેલો છે કે, યોગીને માટે રોગ, મરણ કે યાતનાની સંભાવના છે જ નહિ.

ग्रहणस्वरूपाऽस्मितान्वयार्थवत्त्वसंयमादिन्द्रियजयः ॥ ४७ ॥

**૪૭ ઇંદ્રિયોના ગ્રહણ, સ્વરૂપ, અસ્મિતા, અન્વય અને અર્થવત્વમાં સંયમ કરવાથી ઇંદ્રિયજયની પ્રાપ્તિ થાય છે.***

બાહ્ય સ્વરૂપનું અવલોકન કરતાં ઇંદ્રિયો મનમાં (ચિત્તમાં)ના પોતાના સ્થાનનો ત્યાગ કરે છે અને સર્વથા તે જ સ્વરૂપમાં લીન થઈ જાય છે; અને ત્યાર પછી સ્વરૂપ (જ્ઞાન) અને અસ્મિતા પણ તેને અનુસરે છે. એ સર્વનો યોગી જ્યારે યથાનુક્રમ સંયમ કરે છે, ત્યારે તેને ઇંદ્રિયજયની પ્રાપ્તિ થાય છે. કોઈ પણ એક વસ્તુ કે, જે તમને ભાસતી હોય અથવા જેને તમે જોઈ શકતા હો, તે લ્યો-ઉદાહરણ તરીકે એક પુસ્તક જ લ્યો અને પ્રથમ તે વસ્તુમાં મનની એકાગ્રતા કરો. ત્યાર પછી પુસ્તકના સ્વરૂપમાં જે જ્ઞાન રહેલું છે, તેનો સંયમ કરો, અને અંતે જે આત્મા તેને જોઈ શકે છે, તેનો સંયમ કરો. એ પ્રમાણેના સાનુક્રમ અભ્યાસવડે સર્વ ઇંદ્રિયોનો ન્યાસ (જય) કરી શકાય છે.

ततो मनोजवित्वं विकरणभावः प्रधानजयश्च ॥ ४८ ॥

---

* ષડ્જ, અને ઋષભ ઇત્યાદિ સ્વરાત્મક શબ્દ, શીત આદિ સ્પર્શ, પીત અને નીલ આદિ રૂપ, મધુર અને કટુ આદિ રસ, તથા સુરભિ ઈત્યાદિ ગંધ, એ પ્રકારના સામાન્ય વિશેષરૂપ યુક્ત શબ્દ ઇત્યાદિને વિષય કરનારી જે કાર્યાત્મક પાંચ વૃત્તિઓ-શ્રોત્ર, ચક્ષુ ઇત્યાદિ ઇંદ્રિયો, એમનાં જે ગ્રહણ તે એમનું પ્રથમરૂપ, પ્રકાશકત્વ દ્વિતીય સ્વરૂપ, અસ્મિતારૂપી સાત્વિક અહંકાર, એ એમનું કારણાત્મક તૃતીય સ્વરૂપ, અન્વય ચતુર્થ સ્વરૂપ અને અર્થવત્વ પંચમ સ્વરૂપ છે, એમ જાણવું. અર્થાત્ અનુક્રમથી ઇંદ્રિયોનાં એ પાંચ સ્વરૂપોમાં સંયમ કરવાથી ઇંદ્રિયોનો જય કરી શકાય છે.

**૪૮ એથી મનોજવિત્વ,* વિકરણભાવ અને પ્રકૃતિજયની પ્રાપ્તિ થાય છે.**

જેવી રીતે ભૂતો (તત્ત્વો)નો જય કરવાથી અકલ્પનીય શરીર સંપત્તિ પ્રાપ્ત થાય છે, તેવી જ રીતે મનનો જય કરવાથી મનોજવિત્વનો લાભ થાય છે.

सत्त्वपुरुषान्यताख्यातिमात्रस्य सर्वभावाधिष्ठातृत्वं सर्वज्ञातृत्वं च॥४९॥

**૪૯ સત્ત્વમાં સંયમ કરવાથી જેણે બુદ્ધિ અને પુરુષના ભેદનો વિવેક કરેલો હોય છે, તેને સર્વભાવ, અધિષ્ઠાતૃત્વ અને સર્વજ્ઞાતૃત્વની પ્રાપ્તિ થાય છે.**

જે વેળાએ આપણે પ્રકૃતિપર વિજય મેળવી લઇયે છીએ અને પ્રકૃતિ તથા પુરુષ વચ્ચેના ભેદને જાણી લઇયે છીએ—એટલે કે, પુરુષ અવિનસ્ય, શુદ્ધ અને સંપૂર્ણ છે, એવો યોગીનો નિશ્ચય થઇ જાય છે, તે વેળાએ તત્કાળ તેને સર્વાધિષ્ઠાતૃત્વ અને સર્વજ્ઞાતૃત્વ શક્તિ પ્રાપ્ત થાય છે. અર્થાત્ તે સર્વવ્યાપી અને સર્વજ્ઞાતા થઈ જાય છે.

तद्वैराग्यादपि दोषबीजक्षये कैवल्यम् ॥ ५० ॥

**૫૦ જો એનો પણ ત્યાગ કરવામાં આવે, તો દોષબીજનો ક્ષય થઈ જાય છે અને (યોગીને) કૈવલ્યની ઉપલબ્ધિ થાય છે.**

જે સમયે તે (યોગી) એકાંતવાસ અને એકાગ્રતામાંજ લીન થઈ જાય છે, ત્યારેજ તે મુક્ત થએલો ગણાય છે. જ્યારે તે સર્વવ્યાપકતા અને સર્વજ્ઞતાની ભાવનાને પણ ત્યાગી દે છે, ત્યારે જ સર્વ ભ્રાંતિ સંસ્કારો અને વ્યર્થ આકર્ષણોનો સમૂળ ક્ષય થાય છે. એ સર્વ ચમત્કારિક અને આશ્ચર્યકારક શક્તિઓ મેળવીને પુનઃ યોગી તે શક્તિઓનો ત્યાગ કરી દે છે, ત્યારે જ તે પોતાના ધારેલા સ્થાનમાં પહોંચીને વિરાજમાન થઈ શકે છે. એ સર્વ શક્તિઓ વાસ્તવિક રીતે જોતાં શું છે? માત્ર એક પ્રકારના વિકાર અથવા સંસ્કારો જ. એટલા માટે સ્વપ્ન કરતાં લેશ માત્ર પણ એમની યોગ્યતા વિશેષ નથી. સર્વશક્તિમત્તા પણ

* મન સમાન શરીરને અતિ શીઘ્ર ગતિનો જે લાભ, તે જ મનોજવિત્વ છે, એમ જાણવું. દૂર બહિર્ભૂત અર્થના જ્ઞાનમાં દેહની અપેક્ષા ન કરનારી જે ઇંદ્રિયોમાં કારણતા રહેલી હોય છે, તે જ વિકરણભાવ છે. પ્રધાનાન્વયરૂપી જે ચતુર્થરૂપ, તેનો જે જય કરવો એટલે કે સર્વ જગતનું વશીકરણ કરવું, એવી સિદ્ધિઓ ઇંદ્રિયજયથી પ્રાપ્ત થાય છે. એ અણિમા આદિ પ્રધાન (પ્રકૃતિ) જયપર્યન્તની સિદ્ધિઓ યોગશાસ્ત્રમાં મધુપ્રતિકાના નામથી ઓળખાય છે. તે મધુના એક દેશ પ્રમાણે આસ્વાદ ઉત્પન્ન કરે છે, એટલા માટે જ.

માત્ર એક પ્રકારનું સ્વપ્ન જ છે. કારણ કે, એનો સર્વ આધાર મનપર જ રહેલો છે. એટલે જ્યાં સુધી મનનો પ્રદેશ હોય છે, ત્યાં સુધી જ એની લાગણી થઈ શકે છે; પરંતુ આપણે જ્યાં પહોંચવાનું છે, તે સ્થાન (પ્રદેશ) તો મનથી પણ પર છે.

**स्थान्युपनिमन्त्रणे सङ्गस्मयाऽकरणं पुनरनिष्टप्रसङ्गात् ॥ ५१॥**

**૫૧ પુનઃ અનિષ્ટ પ્રસંગના ભયથી સ્વર્ગીય વ્યક્તિ (દેવતાઓ)ના આકર્ષણનો પૂરેપૂરો ત્યાગ (અસ્વીકાર) કરવો જોઇએ.**

યોગસિદ્ધિના માર્ગમાં બીજાં પણ અનેક પ્રકારનાં ભયો રહેલાં છે. દેવતાઓ અને અન્ય વ્યક્તિઓ યોગીના મનને મોહિત (વિકૃત) કરવા માટે આવે છે. કારણ કે, 'કોઈ પણ સર્વથા મુક્ત થઈ જાય' એ તેમને ગમતું જ નથી. તે–દેવતાઓ–આપણા કરતાં પણ અધિક દ્વેષી હોય છે, અને કેટલીક વાર તો આપણા કરતાં પણ વધારે નઠારાં કૃત્યો કરી બેસે છે. પોતાની પદવી બીજાની મહત્તાને લીધે રખે ને ચાલી જાય, એની તેમના મનમાં અત્યંત ભીતિ રહ્યા કરે છે. જે યોગીઓ પરિપૂર્ણતાને પહોંચી નથી શકતા, તેઓ મરણ પામે છે અને દેવતાઓ થાય છે. અર્થાત્ તેઓ પોતાના સરળ માર્ગને છોડીને આડી અવળી ગલીઓમાંની કોઈ પણ એક ગલીમાં પેસી જાય છે, અને ઉપર જણાવેલા ચમત્કારોને પ્રાપ્ત કરે છે. એથી તેમને પુનઃ જન્મ ધારણ કરવો પડે છે. પરંતુ જે યોગી દેવતાઓના એવા મોહથી સર્વથા અલિપ્ત રહેવાને સમર્થ થાય છે; અને સીધો પોતાના અંતિમ સ્થાન પ્રતિ ચાલ્યો જાય છે, તે અવસ્ય મુક્ત સંજ્ઞાને યોગ્ય થઈ શકે છે.

**क्षणक्रमयोः संयमाद्विवेकजं ज्ञानम् ॥ ५२ ॥**

**૫૨ (સમયના) એક ક્ષણ અને તેના પણ લઘુતમ ભાગોમાં સંયમ કરવાથી વિવેક જ્ઞાનની પ્રાપ્તિ થાય છે.**

એ દેવ, અનેકવિધ સ્વર્ગો અને શક્તિઓ (ચમત્કારો)નાં આકર્ષણોને આપણે હટાવી કેવી રીતે શકીએ? એવો એક પ્રશ્ન ઊભો થાય છે. એનું ઉત્તર એ કે, વિવેક-વડે–સારા અને નઠારાના તારતમ્યથી. એ માટે એક પ્રકારના સંયમની યોજના કરવામાં આવેલી છે, કે જેથી વિવેકની શક્તિ દૃઢ અને બળવતી થઈ શકે છે. એ પ્રકાર એ પ્રમાણેનો છે કે, સમયના એક વિભાગ (ક્ષણ)માં અવિભંગ સંયમ કરવો.

**जातिलक्षणदेशैरन्यताऽनवच्छेदात्तुल्ययोस्ततः प्रतिपत्तिः ॥ ५३ ॥**

**૫૩. જે વસ્તુઓ જાતિ, લક્ષણ અને દેશવડે ભિન્ન વ્યક્ત થઈ શકતી**

**નથી, તે પણ ઉપર્યુક્ત સંયમવડે જાણવામાં આવી જાય (અર્થાત્ તેમનો પણ વિવેક એ સંયમથી કરી શકાય છે.)**

આપણે જે જે દુઃખો અને વિપત્તિઓ સહન કરીએ છીએ, તેમની ઉત્પત્તિ અ ઘાથી જ એટલે કે, સત્યાસત્યના અવિવેકથી જ થાય છે. આપણે જે પણ અશ્રેષ્ઠ વસ્તુ છે, તેને શ્રેષ્ઠ માનીએ છીએ અને સ્વપ્નમાં સત્યતાનું આરોપણ કરીએ છીએ. જો કોઈ સત્ય પદાર્થ હોય, તો તે માત્ર આત્મા જ છે, અને આપણે એ વાતને સર્વથા ભૂલી ગએલા છીએ. કાયા (શરીર) એક અસત્યસ્વપ્ન હોવા છતાં આપણે પોતાને સર્વ શરીરિ ધારીને બેસી રહ્યા છીએ. એટલે કે, એ અવિવેક જ સર્વ આપત્તિઓનું કારણ છે એ અવિવેકનું મૂળ કારણ અવિદ્યા છે. જે વેળાએ વિવેક જ્ઞાન આપણામાં આવે ત્યારે જ આપણને એક પ્રકારની અદ્ભુત શક્તિ પ્રાપ્ત થાય છે અને ત્યારે જ શરીર, સ્વ અને દેવતાઓની અનેકવિધ ભ્રમમૂલક ભાવનાઓને ભેદીને સરળ માર્ગમાં આગ વધી શકીએ છીએ. જાતિ, લક્ષણ અને દેશ (સ્થાન)ના ભેદદ્વારા જ એ અવિદ્યાનો ઉદ્ભ થાય છે. ઉદાહરણ તરીકે, એક ગાય જ લ્યો. શ્વાનથી ગાયની જે ભિન્નતા દેખાડવામ આવે છે, તે જાતિ પરત્વે જ છે. પરંતુ જ્યાં બન્ને ગાયો જ હોય, ત્યાં તેમનો ભેદ આપણે શાથી જાણી શકીએ ? લક્ષણથી. તેમ જ જ્યાં બે વ્યક્તિઓ અથવા બે સ્વરૂપો એક જ પ્રકારનાં અને એક જ સ્વરૂપનાં હોય, અને જો તેઓ ભિન્ન ભિન્ન દેશ (સ્થાન) મા સ્થિત હોય, તો અવશ્ય આપણે તેમની વચ્ચેના ભેદને જાણી શકીએ. પરંતુ જ્યાં આપણને એ જાતિ, લક્ષણ અને દેશઆદિ ભેદોની સહાયતા જ મળી નથી શકતી, અને સ્વરૂપો એક બીજા સાથે એટલાં મળી ગએલાં હોય છે કે, કોઈ રીતે તેમની ભિન્નતા જાણી જ ન શકાય, ત્યાં ઉપર્યુક્ત સંયમનો અભ્યાસ આપણને એ મિશ્રિત વસ્તુઓની ભિન્નતાને જાણવા માટે શક્તિવાન્ બનાવે છે. યોગીના તત્ત્વજ્ઞાનનો આધાર માત્ર એટલા જ સિદ્ધાંતપર રહેલો છે કે, પુરુષ પવિત્ર (વિશુદ્ધ) અને પરિપૂર્ણ છે, અને આ વિશ્વમાં અસંયુક્ત અસ્તિત્વ ધરાવનાર છે. શરીર અને મન સંયુક્ત (મિશ્રિત) છે, અને તેમ છતાં આપણે પોતાને તેમની સાથે (તેમનામાં) એકાકાર કરી દઇએ છીએ; એ જે વિવેકની વિસ્મૃતિ તે જ આપણો મોટામાં મોટો પ્રમાદ (ભૂલ) છે. જે વેળાએ એ વિવેક શક્તિ પૂરેપૂરી પ્રાપ્ત થઈ જાય છે, તે વેળાએ મનુષ્ય તત્કાળ જાણી શકે છે કે, આ જગત્ (સૃષ્ટિ)માં શારીરિક અને માનસિક આદિ પ્રત્યેક વસ્તુ સંમિશ્રિત જ છે અને પુરુષ કોઈ કાળે પણ તેવો હોઈ શકતો જ નથી અર્થાત તે સર્વથા સ્વતંત્ર અને એક જ—અન્ય વસ્તુના મિશ્રણથી રહિત જ—છે.

तारकं सर्वविषयं सर्वथा विषयमक्रमं चेति विवेकजं ज्ञानम् ॥ ५४ ॥

૫૪. વિવેકજ (વિવેકવડે ઉત્પન્ન થએલું) જ્ઞાન, તે તારક જ્ઞાન છે, અને તે સર્વ વિષયો અને સર્વ શક્તિઓનો પોતામાં સમાવેશ કરી દે છે.*

અલિપ્તતા અથવા ભિન્નતા જ, આપણું અંતિમ સ્થાનની મર્યાદા છે; એટલે જે વેળાએ એની પ્રાપ્તિ થઈ જાય છે, તે વેળાએ આત્મા સમજવા માંડે છે કે, તે સર્વ સમયમાં એકલો જ હતો અને તેને પોતાને સુખી બનાવવા માટે બીજા કોઇની આવશ્યકતા હતી જ નહિ. જ્યાં સુધી આપણને સુખી બનાવવા માટે બીજા કોઇની આવશ્યકતાને આપણે આવશ્યકીય માનીએ છીએ, ત્યાં સુધી આપણે તેના ગુલામ જ છીએ, એમ જાણવાનું છે. જે સમયે પુરુષ પોતાને સર્વથા મુક્ત થએલો જાણે છે, અને બીજા કોઇની સહાયતાને પોતાની ઉન્નતિ માટે આવશ્યકીય ધારતો નથી, તેમજ પ્રકૃતિની કશી પણ આવશ્યકતા જ નથી, એ વિશે તેનો નિશ્ચય થઇ જાય છે, ત્યારે જ તે સ્વતંત્રતા અથવા મુક્તતાને પ્રાપ્ત થએલો કહી શકાય છે. એ વેળાએ જ કૈવલ્યની ઉપલબ્ધિ થાય છે.

सत्त्वपुरुषयोः शुद्धिसाम्ये कैवल्यमिति ॥ ५५ ॥

૫૫ સત્ત્વ અને પુરુષની શુદ્ધિના સામ્યવડે કૈવલ્યની પ્રાપ્તિ (સિદ્ધિ) થાય છે.

જ્યારે આત્મા, એ જાણી જાય છે કે, તેનો આ વિશ્વમાં દેવોથી તે સૂક્ષ્મતમ જંતુપર્યન્ત–કોઇનાપર પણ આધાર રહેલો નથી, ત્યારે તેની તેજ સ્થિતિ કૈવલ્ય (અલિપ્તતા) અને પરિપૂર્ણતાના નામથી ઓળખાય છે. જે વેળાએ મનના નામથી ઓળખાતા શુદ્ધિ અને અશુદ્ધિના સંયોગ ( મિશ્રણ )ને પુરુષના પોતાના સમાન જ શુદ્ધ બનાવી દેવામાં

---

* જેવી રીતે 'પાકગૃહમાં રંધાયલા સર્વ વ્યંજનો સહિત ભોજન કર્યું' એ વાક્યના ઉચ્ચારથી વ્યંજનના સર્વ પ્રકારો સહિત ભોજન કર્યું, એમ જાણવામાં આવે છે, અને પુનઃ 'ભોજનપાત્રમાં સ્થિત સર્વ વ્યંજન યુક્ત સર્વ અન્નનું ભક્ષણ કર્યું' એમ કહેવાથી ભક્ષ્યનાં સ્વરૂપો તથા પ્રકારોવડે નિઃશેષ ભક્ષણ કરવાનો અર્થ સમજવામાં આવે છે, તેવી જ રીતે ક્ષણસંયમથી પ્રાપ્ત થએલા વિવેકજ્ઞાનમાં ( અજ્ઞાન ગાઢ અંધકાર સમાન છે, ઇંદ્રિયજન્ય પ્રત્યક્ષાદિ જ્ઞાનદીપક સમાન છે, અને વિવેકજન્ય જ્ઞાન સૂર્ય સમાન છે, એમ જાણવું ) સર્વ વસ્તુનાં સ્વરૂપોનો અને સર્વ પ્રકારના વિષયોનો સમાવેશ થઈ જાય છે કારણ કે, એ, પ્રકૃતિથી વિવિક્ત એવો જે પુરુષ, તેને વિષય કરનાર છે–સંસાર સમુદ્રમાંથી એ પુરુષને તારે છે, માટે એને 'તારક'નું અન્વર્થક નામ આપવામાં આવેલું છે.

આવે છે, ત્યારે જ એ પદની પ્રાપ્તિ થઇ શકે છે ત્યારે જ સત્ત્વ (મન) શુદ્ધતાના નિર્ગુણ તત્ત્વનો પ્રતિબિંબ પાડવા માંડે છે, કે જે પુરુષ પોતે જ છે.* ,

ઇતિ તૃતીય ભાગ સમાપ્ત.



## ચતુર્થ અધ્યાય–અથ કૈવલ્ય પાદ.

जन्मौषधिमन्त्रतपःसमाधिजाः सिद्धयः ॥ १ ॥

૧ જન્મ, ઔષધિ, મંત્ર, તપ, અને સમાધિવડે કરીને સિદ્ધિઓ પ્રાપ્ત કરી શકાય છે.

કેટલીકવાર કોઈ મનુષ્ય સિદ્ધિઓ સહિત જન્મ પામે છે, તેનું કારણ એ છે કે, તેણે પૂર્વ જન્મમા યોગનો અભ્યાસ કરેલો હોય છે. તેનો જે બીજીવાર જન્મ થાય છે, તે માત્ર તે સિદ્ધિઓના ફળોનો ઉપભોગ લેવા માટેજ. સાખ્ય દર્શનના ઉત્પાદક મહા મુનિ કપિલ વિશે એમ કહેવામા આવે છે કે, તે સિદ્ધ જ જન્મ્યો હતો–એટલે કે, જે વેળાએ તે મનુષ્યાવતારમા દેખાયો, તે વેળાએ સિદ્ધ જ હતો યોગીજનોનુ વળી એમ પણ કહેવુ છે કે, ઔષધિના સેવનથી પણ સિદ્ધિઓની પ્રાપ્તિ કરી શકાય છે એ તો આપ ણામાંના લગભગ સર્વજનો જાણે જ છે કે, પદાર્થવિજ્ઞાનશાસ્ત્ર (Chemistry )નો મૂળ પ્રારભ રસાયન (Alchemy)ના રૂપમા જ થયો હતો–અર્થાત્ મનુષ્યે પાર્શ્વમણિ અને જીવનરસાયન આદિનો શોધ કરવા માડ્યો હતો. આર્યાવર્ત્તમા એક પથ હતો, કે જેના અનુયાયીઓ રાસાયનના નામથી ઓળખાતા હતા. તેમની એવી માન્યતા હતી કે, આદર્શતા, (Ideality) જ્ઞાન, (વિદ્યા) આત્મિકતા અને ધર્મ ઇત્યાદિ સર્વ સત્ય અને આવશ્યકીય છે, એમાં લેશ માત્ર પણ સશય નથી જ, પરતુ એ સર્વ વસ્તુઓને પ્રાપ્ત કરવા માટેનું મુખ્યમા મુખ્ય સાધન માત્ર એક શરીર જ છે. અર્થાત્ જો શરીરની વારવાર અસ્વ સ્થતા થયા કરે, તો મુખ્ય વસ્તુની પ્રાપ્તિમા ઘણોક લાબો સમય વીતી જવાનો સંભવ છે.

* પુરુષ તો વસ્તુત નિત્ય શુદ્ધ જ છે, તોપણ તે કાળમા તેના કલ્પિત સંયોગની નિવૃત્તિ થાય છે, એ જ તેની શુદ્ધિ છે, એમ જાણવાનુ છે એવી રીતે તે દોષોની શુદ્ધિની સમતા થવાથી મોક્ષ થાય છે એ સિદ્ધિઓ કેવળ વિશ્વાસ ઉત્પન્ન થાય, એટલા માટે જ કહેવામા આવેલી છે મોક્ષ તો, બુદ્ધિથી વિવિક્ત પુરુષના સાક્ષાત્કાર માત્રથીજ અવિદ્યાની નિવૃત્તિ થતા ભાવી દુઃખોના અનુત્પત્તિરૂપે પોતાની મેળે જ સિદ્ધ થાય છે ઇતિ

ઉદાહરણ તરીકે, ધારો કે, એક મનુષ્યની યોગનો અભ્યાસ કરવાની ઇચ્છા છે, અથવા બીજા શબ્દોમાં કહીએ, તો તે આત્મિક થવા ઇચ્છે છે; પરંતુ એ માર્ગમાં વિશેષ આગળ વધવા પૂર્વે તો તે મરણને શરણ થઈ જાય છે. ત્યારપછી તે અન્ય શરીર ધારણ કરે છે અને પુનઃ પોતાના અભ્યાસનો નવેસરથી આરંભ કરે છે. પુનઃ તે મરી જાય છે-અર્થાત્ સતત એવો અનુક્રમ ચાલ્યા જ કરે છે, એટલે કે, જન્મવા અને મરવામાં જ તેના ઘણાખરા કાળનો વ્યય થઈ જાય છે. એટલા માટે જો શરીર (કાયા)ને વિશેષ બળવાન્ અને પરિપૂર્ણ બનાવવામાં આવે, તો અવશ્ય તે વારંવારના જન્મ અને મરણના શ્રમથી વિમુક્ત થઈ શકે છે, અને એમ થવાથી આપણને આત્મિક થવા માટે ઘણો જ વિશેષ કાળ મળી શકે છે. એટલા માટે રસાયનો પ્રથમ તો એવો જ ઉપદેશ આપે છે કે, પ્રથમ તો શરીરને જ અત્યન્ત બળવાન્ અને દૃઢ બનાવો; અને તેઓ વળી આગળ વધીને એટલે સુધી પણ જણાવે છે કે, જો ઇચ્છા હોય, તો આ શરીર અમર-અવિનસ્ય-થઈ શકે છે. તેમનો એમ કહેવામાં એવો ભાવ સમાયલો છે કે, મન જ શરીરને બનાવે છે; અને પ્રત્યેક મન (ચિત્ત) તે અનંત શક્તિનો એક વિશેષ અંશ માત્ર જ છે અને તે વિશેષ અંશ બહારથી જોઈએ તેટલા વિપુલ પ્રમાણમાં શક્તિનું ગ્રહણ કરી શકે છે. એ વાર્તા જો સત્ય અને સંભવિત હોય, તો આપણે આપણાં શરીરોને સદા સર્વદા કાયમ રાખી શકીએ, એ વાત અસંભવિત અથવા અસંભવનીય શા માટે હોવી જોઈએ? જે જે શરીરો આપણે ધારણ કરવાના છીએ, તે તે આપણે પોતે જ ઉત્પન્ન કરવાનાં છે-અર્થાત્ જેવો આ કાયાનો પાત (નાશ) થયો, કે ત્વરિત જ આપણને એક બીજું શરીર તૈયાર કરવું પડવાનું જ. જ્યારે આપણે એ કાર્ય ઘણી જ સરળતાથી કરી શકીએ છીએ, ત્યારે આ શરીરનો ત્યાગ કર્યા વિના અહીં અને અત્યારે જ એ ક્રિયા આપણે શા માટે ન કરી શકીએ? તેમનો એ સિદ્ધાંત સર્વથા સત્ય છે. આપણે મરણ પછી પણ જીવતા રહીએ છીએ અને અન્ય શરીરો ઉપજાવી શકીએ છીએ, એ જ્યારે સંભવિત છે, ત્યારે આ શરીરોનો સદંતર નાશ કરી નાખવા વિના જ અહીં જ આપણે નવીન શરીર બનાવી શકીએ, એ અશક્ય અને અસંભવિત શા માટે હોવું જોઈએ? વારંવાર એના વ્યર્થ પરિવર્તનનો શ્રમ આપણે શાને વેઠવો જોઈએ? તેમણે એ પણ શોધી કાઢ્યું હતું કે, પારદ (પારો) અને ગંધકમાં એક એવી તો અત્યંત આશ્ચર્યકારક શક્તિ રહેલી છે કે, એ વસ્તુઓના એક વિશેષ યોગવડે મનુષ્ય જ્યાં સુધી ઇચ્છે ત્યાં સુધી પોતાના શરીરને સજીવન રાખી શકે છે. કેટલાકોનો વળી એવો પણ વિશ્વાસ હતો કે, કેટલાંક વિશેષ ઔષધોના યોગે હવામાં ઉડવા ઇત્યાદિની શક્તિ પણ પ્રાપ્ત થઈ શકે છે. અત્યારે વર્તમાન કાળનાં પણ જે કેટલાંક અત્યંત આશ્ચર્યકારક ઔષધો છે, તે

આપણને એ રસાયનોના પ્રતાપે જ પ્રાપ્ત થએલાં છે, એ ઔષધો તે ઔષધિમાં થતો ભિન્ન ભિન્ન ધાતુઓનો ઉપયોગ છે યોગીઓના કેટલાક વિભાગો દૃઢતાપૂર્વક એમ જણાવે છે કે, તેમના મુખ્ય ગુરુઓમાંના કેટલાક અદ્યાપિ આ અવનીમાં પોતાના જીર્ણ શરીરવડે જ અસ્તિત્વ ધરાવે છે યોગશાસ્ત્રના એક મહાન્ પ્રમાણરૂપ ગણાતો પતંજલિ, પણ એ વાતનો અસ્વીકાર નથી કરતો.

હવે આપણે શાબ્દિક શક્તિ—એટલે કે, મંત્રોનો વિચાર કરીએ મત્રના નામથી ઓળખાતા કેટલાક એવા પવિત્ર શબ્દો છે, કે, જો તેમનો અમુક નિયમિત રીતે જ જપ—વારવાર ઉચ્ચાર—કરવામાં આવે, તો તેથી આપણને ઉપર્યુક્ત અલૌકિક શક્તિઓ પ્રાપ્ત થઈ શકે છે આપણે દિવસ અને રાત એવા ચમત્કારોના સમૂહના મધ્યમાં જ વસીએ છીએ, છતાં પણ આપણે એથી અજ્ઞાત છીએ, એનું મૂળ કારણ એ જ છે કે, આપણે તે વિશે કશો વિચાર જ કરતા નથી અર્થાત્ માનવી શક્તિની, શબ્દોની, સત્તાની અને મનની પ્રબળતાની સીમા જ નથી, એમ કહેવામાં કોઈ પણ પ્રકારનો પ્રત્યવાય આવે એમ નથી જ.

ચોથો વિષય તપનો છે એ તો તમે જુઓ જ છો કે, પ્રત્યેક ધર્મમાં તપો અને તપશ્ચર્યાઓનો અનુક્રમ ચાલુ જ છે પરતુ ખાસ કરીને હિન્દુઓ સદા સર્વદા ઘણા જ—અત્યત—એ ધાર્મિક ક્રિયામાં આગળ વધી જાય છે આર્યાવર્ત્તમા એવા મનુષ્યો પણ તમારા જોવામાં આવી શકશે કે, જેઓ સમસ્ત જીવન પર્યન્ત હાથોને—તે સૂકાઇ અને મરી જાય ત્યાં સુધી—ઉંચાને ઉંચા જ ધરી રાખે છે કેટલાક મનુષ્યો દિવસ અને રાત ઊભા ઊભા જ નિદ્રા લેતા હોય છે, અને એમ કરતાં અંતે તેમના પગો સૂજી આવે છે. જો તેઓ જીવતા રહેવા પામે છે, તો તેમના પગ એવા તો જકડાઈ જાય છે કે, પછી તે વાળી શકાતા જ નથી અને તે કઠિન તપશ્ચર્યા કરનારાઓને આખો જન્મારો ઊભે ઊભે જ ગાળવો પડે છે એક વેળાએ એક એવો મનુષ્ય મારા જોવામા આવ્યો કે, જેણે એ પ્રમાણે પોતાના હાથો ઉંચા ધરી રાખ્યા હતા મેં તેને એવો પ્રશ્ન કર્યો કે, "જ્યારે તેં આમ કરવાનો પ્રથમ અભ્યાસ કરવા માંડ્યો, ત્યારે તારા શરીરમા કેવીક લાગણી થવા માંડી હતી?" એના ઉત્તરમાં તેણે જણાવ્યુ કે, "એ એક પ્રકારની ભયંકર વેદના છે પ્રથમ એથી મને એવી વેદના થતી હતી કે, હુ વારવાર નદીમા જઇને પડતો હતો અને એથી મારી વેદનામાં કેટલીક—થોડી ઘણી—ન્યૂનતા થતી હતી લગભગ એક માસ પછી મને વધારે દુ ખ થયું નહિ" એવાં એવાં કઠિન તપો કરવાથી જ અદ્ભુત સિદ્ધિઓ પ્રાપ્ત થઈ શકે છે

હવે આપણે સમાધિનો વિષય લઇએ, ખાસ જેને યોગના નામથી ઓળખવામા આવે છે, તે એ સમાધિ જ છે પ્રસ્તુત શાસ્ત્રીય પદ્ધતિનું મૂળ તત્ત્વ એ જ છે—એનું

ઉચ્ચતમ સાધન એ જ છે. ઉપર કહેવામાં આવેલાં ચાર એનાં સહાયક સાધનો જ છે, અને માત્ર તેમને જ પ્રાપ્ત કરવાથી આપણે ઉચ્ચતમ પદવીને કોઈ કાળે પણ પામી શકીએ તેમ નથી જ. માત્ર સમાધિ જ એનું એક સર્વોત્કૃષ્ટ સાધન છે, કે જે દ્વારા આપણે માનસિક, નૈતિક અને આત્મિક અથવા તાત્ત્વિક ઇત્યાદિ સર્વ વસ્તુઓને પ્રાપ્ત કરી શકીએ છીએ.

जात्यन्तरपरिणामः प्रकृत्या(ऽऽ)पूरात् ॥ २ ॥

૨ પ્રકૃતિના આપૂરથી જાત્યંતરરૂપ પરિણામ થાય છે.

પતંજલિ પોતાના સિદ્ધાન્તમાં આગળ વધીને એમ જણાવે છે કે, એ સિદ્ધિઓ જન્મથી જ, કેટલીકવાર રસાયનિક સાધનથી અથવા તો તપ આદિકથી મનુષ્યને મળી શકે છે, અને તેણે એ પણ માન્ય કરેલું છે કે, આપણા આ શરીરને આપણી ઇચ્છા હોય તેટલા દીર્ઘ કાળપર્યન્ત આપણે કાયમ રાખી શકીએ છીએ. હવે એ, શરીરનું કોઈ અન્ય જાતિમાં પરિવર્તન થઈ જાય છે, એનું કારણ શું હોવું જોઇએ, એ વિશેના વિચારમાં તે પ્રવૃત્ત થાય છે. એ વિશે તે કહે છે કે, પ્રકૃતિનું આવી મળવું–ભરાવું તે જ જાતિ–અંતરનું મુખ્ય કારણ છે. હવે પછીના સૂત્રમાં જ એ એનું સવિસ્તર વિવેચન કરે છે;—

निमित्तमप्रयोजकं प्रकृतीनां वरणभेदस्तु ततः क्षेत्रिकवत् ॥ ३ ॥

૩ સત્કાર્ય આદિ પ્રકૃતિના સ્વરૂપાન્તરમાં કારણભૂત થતાં નથી, કિન્તુ જેવી રીતે એક ક્ષેત્રિક (ખેડુત) પાણીના પ્રવાહને અટકાવનાર બંધને તોડી નાંખે છે, અને ત્યાર પછી પ્રવાહ પોતાના સ્વભાવથી જ આગળ વહેવા માંડે છે; તે જ પ્રમાણે પ્રકૃતિની ઉત્ક્રાંતિના પ્રતિબન્ધભંજક તરીકે જ તેઓ પોતાનું કાર્ય કરે જાય છે.

જે વેળાએ એક ખેડુત પોતાના ક્ષેત્રને પાણી આપે છે, તે વેળા વહેળાઓમાં પાણી તો રહેલું હોય છે જ, પરંતુ અમુક પ્રકારના માટીનાં દ્વાર બાંધી દીધેલાં હોવાથી તે પાણી બહાર નીકળી શકતું નથી. ક્ષેત્રી એ દ્વારને ઉઘાડી નાખે છે, અને તત્કાળ પાણી પોતાની મેળે જ ગુરુત્વાકર્ષણના નિયમથી ક્ષેત્રમાં વહેવા માંડે છે. એવી જ રીતે પ્રત્યેક વસ્તુમાં સમસ્ત માનવી પ્રગતિ અને શક્તિનો પ્રથમથી જ વાસ રહેલો છે અને સંપૂર્ણતા એ જ પ્રત્યેક મનુષ્યની પ્રકૃતિ છે; પરંતુ તેને એક પ્રકારનો પ્રતિબંધ કરવામાં આવેલો હોવાથી તે પોતાનો યથેચ્છ માર્ગ સ્વીકારી નથી શકતી. જો કોઈ પણ એ પ્રતિબંધને દૂર કરી નાંખે, કે તત્કાળ તે પ્રકૃતિ અંતઃપ્રવેશ કરવા માંડે છે. જ્યારે એમ થાય છે, ત્યારે જ મનુષ્ય પોતામાં મૂળથી જ વાસ કરી રહેલી શક્તિ (સિદ્ધિ)ઓને પ્રાપ્ત કરી શકે છે. જેમને અત્યારે આપણે

દુરાચારી અને પાપાત્માઓ તરીકે ઓળખીએ છીએ, તેઓ પણ એ પ્રતિબંધનો નાશ થતાં અને પ્રકૃતિનું અંતરાગમન થતાં પવિત્રાત્મા અથવા સાધુ બની જાય છે. એ પ્રકૃતિ જ છે કે, જે આપણને નિત્યપ્રતિ પરિપૂર્ણતાના પ્રદેશમાં ખેંચ્યા કરે છે, અને એક સમય એવો પણ આવશે કે, જ્યારે તે પ્રત્યેકને ઘસડીને ત્યાં લઈ આવશે. ધાર્મિક થવા માટેના એ સર્વ પરિશ્રમો અને અભ્યાસો, તે માત્ર એ પ્રતિબંધને તોડી નાંખવા માટેનાં અને સંપૂર્ણતા કિંવા પરિપૂર્ણતાનાં દ્વારોને ઉઘાડી નાંખવા માટેનાં અભાવદર્શક કાર્યરૂપ જ છે–પરિપૂર્ણતા, આપણો જન્મનો અધિકાર છે અને એ જ આપણી પ્રકૃતિ છે. આજકાલ પ્રાચીન યોગીઓનો એ ઉત્ક્રાંતિવાદ (Evolution theory) વર્તમાન સત્શોધન (Research)ની સહાયતાથી વધારે સારી રીતે સમજવામાં આવી શકે એમ છે. છતાં પણ એ તો ધ્યાનમાં રાખવું જ જોઇએ કે, યોગીઓનો સિદ્ધાંત એથી પણ વિશેષ સયુક્તિક અને પ્રમાણસિદ્ધ છે. વર્તમાન તત્ત્વવેત્તાઓ જે સ્ત્રી પુરુષ સંયોગની પસંદગી (Sexual selection) અને યોગ્યતમનું જીવન (Survival of the fittest) એ બે ઉત્ક્રાંતિનાં કારણોને આગળ ધરે છે, તે સર્વથા અયોગ્ય અને અપૂર્ણ જ છે. ધારો કે, માનુષીય જ્ઞાન એટલું જ આગળ વધી ચૂક્યું છે કે, તેણે જડજીવનના ટકી રહેવાનો અને યોગ્ય દંપતીનો પ્રશ્ન જ અવશેષ રહેવા નથી દીધો. તો પણ એ વર્તમાન કાલીન તત્ત્વવેત્તાઓના મત પ્રમાણે માનુષ પ્રગતિ સત્વર જ અટકી જવી જોઇએ, અને મનુષ્ય જાતિનું મરણ જ થવું જોઇએ. પ્રત્યેક અસાચારી મનુષ્યને સારાસાર વિવેક બુદ્ધિને નષ્ટ કરી નાખવાનો ઉપદેશ આપવો, એટલું જ એ સિદ્ધાંતનું તાત્પર્ય અથવા પરિણામ છે અને વિશ્વમાં એવા અસાચારી મનુષ્યોની કાંઈ ખોટ નથી કે, જેઓ તત્ત્વજ્ઞાનીનું બાહ્ય સ્વરૂપ ધારણ કરીને રાત દિવસ દુર્બળ અને અયોગ્ય અથવા બુદ્ધિહીન માનવીઓનો વધ કરવા માટે તૈયાર જ થઈ રહેલા હોય છે–(કારણ કે, યોગ્યતાનો નિર્ણય કરનારા માત્ર તેઓ પોતાને જ માને છે!) અને એ પ્રમાણે તેઓ માનવ જાતિનું સંરક્ષણ કરે છે! પરતુ આર્યાવર્ત્તનો મહાન્ અને પ્રાચીન ઉત્ક્રાંતિકર્તા પતંજલિ એમ વ્યક્ત કરે છે કે, ઉત્ક્રાંતિનું મૂળ રહસ્ય તો એ જ છે કે, પરિપૂર્ણતાનું પ્રકટીકરણ કરવું; કે જે પરિપૂર્ણતા સર્વ વ્યક્તિઓમાં પ્રથમથી જ રહેલી છે. માત્ર એ પરિપૂર્ણતા પ્રતિબંધમાં જ પડી ગએલી છે, અને તેની પાછળ રહેલો અનંત પ્રવાહ પોતે જ પોતાની મેળે વ્યક્ત થવાની મથામણ કર્યા કરે છે. એ આથા ફેડના પરિશ્રમો અને હોંસાતોંશી અથવા ચડસા ચડસી તે માત્ર આપણી અવિદ્યાના જ પરિણામો છે, કારણ કે, એ દ્વારને ઉઘાડી નાખવાનો અને પાણીના (પ્રકૃતિના) પ્રવાહને અંદર આવવા દેવ નો ખાસ માર્ગ કયો છે, તે આપણે જાણતા નથી છતા પણ

પાછળ રહેલો અનંત પ્રવાહ પોતાના સ્વરૂપને વ્યક્ત કરશે જ, અને તેથી જો પ્રકટીભવનનું કોઈ મૂળ કારણ હોય, તો એ જ છે. અહીં કોઇએ પણ સમજવું જોઇએ નહિ કે, એ જીવન મારેની ચડસા ચડસી અથવા તો જાતિ સંતર્પણ (Sex gratification) માટેનો જ પ્રયત્ન છે; કારણ કે, એ તો અવિદ્યાથી ઉત્પન્ન થએલાં ક્ષણિક, અનાવશ્યકીય અને બાહ્ય (પરાધીન) પરિણામો છે. સર્વ સ્પર્ધાઓ અથવા પ્રતિસ્પર્ધીઓનો અવરોધ થઈ જવા છતાં પણ એ પરિપૂર્ણ શુભ પ્રકૃતિ, જ્યાં સુધી પ્રત્યેક વ્યક્તિ પરિપૂર્ણ થશે, ત્યાં સુધી આપણને આગળ અને આગળ વધારતી જ રહેશે. એટલા માટે મનુષ્યની પ્રગતિમાં પ્રતિસ્પર્ધીની અત્યંત આવશ્યકતા જ છે, એમ માનવાનું કશું પણ કારણ નથી. મનુષ્ય મૂળ પશુમાં પૂરાઇ ગએલો હતો, પણ જેવાં દ્વાર ઉઘડ્યાં કે, તેવો તત્કાળ તે બહાર ધસી આવ્યો. એ જ પ્રમાણે મનુષ્યમાં સંભાવ્ય અને સર્વ શક્તિમાન્ ઈશ્વર વસેલો છે, કે જેને અવિદ્યાનાં દ્વાર અને તાળાથી બંધ કરી લેવામાં આવેલો છે. જે વેળાએ વિદ્યા (જ્ઞાન) એ અવિદ્યાનાં દ્વારને તોડી નાંખે છે, તે વેળાએ—તે જ ક્ષણે ઈશ્વર પોતાના શુદ્ધ સ્વરૂપમાં વ્યક્ત થાય છે.

### निर्माणचित्तान्यस्मितामात्रात् ॥ ४ ॥

### ૪ માત્ર અસ્મિતાથી જ નિર્માણ ચિત્તની ઉત્પત્તિ થાય છે.

કર્મવાદનું, આપણે આપણાં દુષ્કર્મોનું અનિષ્ટ ફળ ભોગવીએ છીએ અને સત્કર્મોનું આપણને ઇષ્ટ ફળ પ્રાપ્ત થાય છે, એટલું જ તાત્પર્ય છે; અને તેટલા માટે નિર્વાણની પ્રાપ્તિ કરવી, એ બહુધા સમસ્ત તત્ત્વજ્ઞાન પદ્ધતિઓનો ઉદ્દેશ અથવા અભિપ્રાય છે. સર્વ ધર્મશાસ્ત્રો પ્રથમ તો મનુષ્ય નિર્વાણનાં જ અને આત્મમોક્ષનાં જ રમણીય ગીતો લલકારે છે; અને ત્યારપછી તે જ શ્વાસવડે તેઓ કર્મનું શિક્ષણ આપે છે. એક સારા કૃત્યનું આવું પરિણામ થાય છે, અને નઠારા કર્મનું ફળ આવું આવી મળે છે, એટલો જ એનો મથિતાર્થ હોય છે; પરંતુ જો આત્મા એક સારા કૃત્ય અથવા નઠારા કૃત્યમાં પ્રવૃત્ત થઈ શકતો હોય, તો તો તેનું પરિણામ શૂન્યમાં જ આવેલું કહી શકાય. કારણ કે, એક અનિષ્ટ કર્મ પ્રકૃતિ–પુરુષ—ના પ્રકટીભવનનો અવરોધ કરે છે, અને ઉત્તમ કૃત્ય તેના આવરણને દૂર કરી નાખે છે કે, જેથી આત્મતેજ વ્યક્ત થાય છે. પરંતુ પુરુષ પોતે તો કોઈ કાળે પણ પરિવર્તિત થતો જ નથી. તમે ગમે તે અને ગમે તેવું કર્મ કરો, પણ તે કર્મ કદાપિ તમારી પ્રતિષ્ઠાનો નાશ કરી શકતું જ નથી—અર્થાત્ તે તમારી પ્રકૃતિના સ્વભાવને વિનાશી શકતું જ નથી. કારણ કે, આત્મામાં કોઈ પણ કાર્યનું પરિણામ થવાનો સંભવ જ નથી. તેનાપર તેની પરિપૂર્ણતાને છૂપાવી દેનારું માત્ર એક પ્રકારનું આવરણ જ આવી ગએલું છે.

प्रवृत्तिभेदे प्रयोजकं चित्तमेकमनेकेषाम् ॥ ५ ॥

૫ જો કે ભિન્ન ભિન્ન નિર્મિત્ત ચિત્તોની પ્રવૃત્તિઓ નાનાવિધ છે, છતાં પણ તે અનેક ચિત્તોનું મૂળ પ્રયોજક (તેમને પોતાના અધિકારમાં રાખનારું) ચિત્ત તો એક જ છે.

એ ભિન્ન ચિત્તો, કે જે આ ભિન્ન ભિન્ન શરીરોમાં પોતાનાં કર્મો કરી રહ્યાં છે, તે નિર્મિત ચિત્તોના નામથી ઓળખાય છે, અને તેમ જ આ શરીરો પણ નિર્મિત શરીરો જ કહેવાય છે; એટલે કે, બીજા શબ્દોમાં કહીએ, તો ઉત્પન્ન કરેલાં શરીરો અને ઉત્પન્ન કરેલાં ચિત્તો, એમ કહી શકાય છે. જ્યારે તમે યોગી થાઓ, ત્યારે એમનો સંયમ કેવી રીતે કરવો, એના રહસ્યને તમે સારી રીતે સમજી શકો છો. જો કે સર્વ કાળમાં એ રહસ્ય તમારું પોતાનું જ છે, છતાં અત્યારે તેને તમે ભૂલી ગએલા છો. જે વેળાએ તમે યોગી થયા કે, તત્કાળ તમને એની સ્મૃતિ થઈ આવે છે. એકવાર એની સ્મૃતિ થતાં તમે એનો ગમે તેવી રીતે ઉપયોગ કરી શકો છો–તમે પોતાની ઇચ્છાનુસાર ગમે તે પ્રકારે એને પોતાના હાથમાં રમાડી શકો છો. જે વસ્તુમાંથી એ નિર્મિત્ત ચિત્ત નિર્માણ કરવામાં આવેલું હોય છે, તે, અને જેનો સ્થૂલ સૃષ્ટિ Macrocosm તરીકે, વાદ (ઉપયોગ) કરવામાં આવે છે, તે વસ્તુ એક જ છે. ચિત્ત એક વસ્તુ છે અને જડતા અન્ય વસ્તુ છે, એમ છે જ નહિ; કિન્તુ તે તેની તે એક જ વસ્તુનાં બે વિભિન્ન અસ્તિત્વો જ છે. અસ્મિતા અથવા અસ્તિત્વની સૂક્ષ્મ અવસ્થા જ તે વસ્તુ છે કે, જેમાંથી યોગીનાં નિર્મિત ચિત્તો અને નિર્મિત શરીરોની ઉત્પત્તિ કરી શકાય છે. કહેવાનું તાત્પર્ય એટલું જ કે, પ્રકૃતિની એ શક્તિઓને યોગી સારી રીતે જાણી ગએલો હોય છે, અને તેથી તે જોઇએ તેટલી વિપુલ સખ્યામાં શરીર અને ચિત્તોની ઉત્પત્તિ કરી શકે છે. પરંતુ એટલું તો અહીં ખાસ કરીને ધ્યાનમાં રાખવાનું છે કે, જે મૂળ તત્ત્વ અસ્મિતાના નામથી પ્રસિદ્ધ છે, તેમાંથી જ એ સર્વ શરીર અને ચિત્તોની ઉત્પત્તિ કરી શકાય છે. અન્ય કોઈ વસ્તુમાંથી નહિ.

तत्र ध्यानजमनाशयम् ॥ ६ ॥

૬ અનેક પ્રકારનાં ચિત્તોમાં જે ચિત્ત ધ્યાનજ (સમાધિવડે પ્રાપ્ત કરેલું) હોય છે, તે અનાશય (ઇચ્છાહીન) હોય છે.

ભિન્ન ભિન્ન અનેક મનુષ્યોમાં જે અનેક પ્રકારનાં ચિત્તો આપણા જોવામાં આવે છે, તેમાંનું જે ચિત્ત સમાધિ (એટલે કે, પૂર્ણ એકાગ્રતા) માં લીન થએલું હોય છે, તે જ ઉચ્ચતમ છે, એમ જાણવાનું છે. જે મનુષ્યે અમુક ઔષધિઓ, મંત્ર અથવા તપ (તપશ્ચર્યા)વડે અમુક સિદ્ધિઓ પ્રાપ્ત કરેલી હોય છે, તેનામાં કાંઈક પણ વાસનાનો નિવાસ હજી

રહેલો હોય છે; પરંતુ જે મનુષ્ય એકાગ્રમનાનું અવલંબન કરીને સમાધિમાં લીન થએલો હોય છે, તે જ માત્ર સર્વ આશયો (ઇચ્છાઓ)થી મુક્ત થએલો હોય છે

कर्माऽशुक्लाऽकृष्णं योगिनस्त्रिविधमितरेषाम् ॥ ७ ॥

**૭ એક યોગી માટે કર્મો કૃષ્ણ પણ નથી તેમ જ શુક્લ પણ નથી; બીજાઓ માટે તે કૃષ્ણ, શુક્લ અને મિશ્રિત, એવી રીતે ત્રિવિધ (ત્રણ પ્રકારનાં) છે.**

જ્યારે યોગી પરિપૂર્ણતાની ઉપર્યુક્ત અવસ્થાને પ્રાપ્ત થઈ જાય છે, ત્યારે તેનાવડે કરાયલાં કૃત્યો અને તે કૃત્યોથી ઉત્પન્ન થતાં કર્મો તેના માટે બંધનકારક થતાં જ નથી; કારણ કે, તેનાં એ કૃત્યો ઇચ્છા અથવા આગ્રહવડે કરાયલાં નથી હોતાં તે સારાં કર્મો કરવાનો યત્ન કરે છે અને તે સારું કરે છે પણ ખરો, છતાં પણ તેના ફળની આશા રાખતો નથી, અને તેથી જ તે કર્મો પાછાં તેનામાં આવી નથી શકતાં. પરંતુ સાધારણ મનુષ્યો, કે જેમણે હજી એ ઉચ્ચતમ અવસ્થાની પ્રાપ્તિ કરેલી નથી હોતી, તેમના માટે તો કૃષ્ણ (અનિષ્ટ કર્મ), શુક્લ (ઇષ્ટ કર્મ) અને મિશ્રિત કર્મો અવશિષ્ટ રહે છે જ.

ततस्तद्विपाकाऽनुगुणानामेवाऽभिव्यक्तिर्वासनानाम् ॥ ८ ॥

**૮ એ ત્રિવિધ કર્મમાંથી તે પ્રત્યેકના વિપાકકાળમાં તે વિપાકને અનુગુણ (યોગ્ય) હોય, તેવી જ વાસનાઓ ઉત્પન્ન થાય છે. (બીજાં કર્મો પોતાના કાળની વાટ જોતાં મૌન્ય જ રહે છે).**

ધારો કે, હું સારાં, નઠારાં અને મિશ્રિત ત્રણે પ્રકારના કર્મો કરી ચૂકયો છુ, અને ધારો કે, હું મરીને સ્વર્ગમાનો એક દેવતા થયો છુ—એટલે ત્યાં દેવશરીરમાંની વાસનાઓ કાંઈ મનુષ્યશરીરમાંની વાસનાઓ જેવી હોતી નથી. દેવશરીર કાંઈ પણ ખાતું નથી તેમ જ કશુ પણ પીતું નથી, ત્યારે મારા પૂર્વ-ગતકાલીન ખાવા પીવાની ઇચ્છારૂપ પરિણામને ઉત્પન્ન કરનારાં કર્મોનું શું થયુ ? મેં દેવશરીર ધારણ કર્યું, એટલે મારાં પૂર્વ કર્મો કયાં ચાલ્યાં ગયાં ? એવો એક સ્વાભાવિક પ્રશ્ન ઉભો થાય છે એનું ઉત્તર એ છે કે, અમુક વિશેષ સયોગ અનુસાર જ વાસનાઓ પોતાને પ્રકટ કરી શકે છે—અર્થાત્ જે વાસનાઓને આસપાસના બધા સયોગો અનુકૂલ અને યોગ્ય હોય છે, તે જ વાસનાઓ માત્ર પ્રકટ થઇ શકે છે, અને બીજી વાસનાઓ પોતપોતાનાં સ્થાનોમાં જેમની તેમ જ પડી રહે છે. આપણા આ જીવનમાં આપણા મનમાં અનેક દૈવિક વાસનાઓ, અનેક માનુષી વાસનાઓ તેમ જ અનેક પશુવાસનાઓ પણ ભરેલી હોય છે. માટે જો હું દેવશરીર ધારણ કરું, તો તે ક્ષણે

માત્ર દૈવિક વાસનાઓ જ પ્રકટ થઈ શકે છે, કારણ કે, આસપાસના સયોગો તેમના પ્રકટી ભવન માટે સર્વથા અનુકૂલ હોય છે. અને તેવી જ રીતે જો હુ એક પશુશરીર ધારણ કરુ, તો તે વેળાએ માત્ર પશુવાસનાઓનો જ ઉદ્દભવ થાય છે, અને દૈવિક વાસનાઓ મૌન ધારીને પોતાના સ્થળે જ ઊભી રહે છે. એ આપણને શું બતાવે છે? એ જ કે, સંયોગદ્વારા આપણે એ વાસનાઓનો અવરોધ (પ્રતિકાર) કરી શકીએ એમ છે માત્ર તે જ કર્મ, કે જેને સયોગો સર્વ પ્રકારે અનુકૂલ અને યોગ્ય હોય છે, તે જ માત્ર વ્યક્ત થઈ શકે છે, એટલો જ પ્રસ્તુત સૂત્રનો ભાવાર્થ છે, અને એ જ સિદ્ધ કરી આપે છે કે, સંયોગની પ્રબળતા, તે કર્મોનો પણ સયમ કરી નાંખવા માટેનુ એક મહાન્ અને અદ્વિતીય સાધન છે.

जातिदेशकालव्यवहितानामप्यानन्तर्यं स्मृतिसंस्कारयोरेकरूपत्वात् ॥९॥

૯ જાતિ, દેશ અને કાળવડે વ્યવહિત છતાં પણ સ્મૃતિ અને સંસ્કારોના એકરૂપત્વને લીધે વાસનાઓમાં આનન્તર્ય રહેલુ છે.

જે અનુભવો સૂક્ષ્મ થાય છે, તે સંસ્કારોનું સ્વરૂપ ધારણ કરે છે, અને સસ્કારોનું પુન ચેતન તે સ્મૃતિ થાય છે અહીં સ્મૃતિ શબ્દમા પૂર્વ અનુભવોની અજ્ઞાત અથવા અચેત એક પદતા—કે, જે સંસ્કારના ઉતરતા સ્વરૂપમાં આવી ગએલી છે, અને જેનો વર્તમાન સચેત કર્મ સાથે સબધ રહેલો છે, તેનો પણ સમાવેશ થઈ જાય છે પ્રત્યેક શરીરમાં, સંસ્કારોનો તેવા જ શરીરમાં પ્રાપ્ત કરેલો સમૂહ હોય છે, તે માત્ર તે જ શરીરમાં કર્મનું કારણ થઈ પડે છે. પરસ્પર અસમાન શરીરોના અનુભવો તો જેમના તેમ જ પોતાના સ્થાને પડ્યા રહે છે. પ્રત્યેક શરીર, જાણે તે માત્ર તે જ જાતિનાં શરીરોની એક માલિકામાથી ઉતરી આવેલુ શરીર હોયની, તે પ્રમાણે જ કર્મ કરશે. એવી રીતે દેશ, કાળ, અને જાતિનો પ્રતિબધ છતાં વાસનાઓના આનન્તર્યનું ભજન તો નથી જ થઈ શકતું

तासामनादित्वं चाऽऽशिषो नित्यत्वात् ॥ १० ॥

૧૦ સુખની તૃષ્ણા નિત્ય હોવાથી વાસનાઓ અનાદિ હોય છે.

સુખી થવા માટેની ઇચ્છા સર્વ અનુભવોથી પૂર્વની છે અનુભવનો પણ કોઈ આદિ કાળ છે નહિ, કારણ કે, પ્રત્યેક નવીન અનુભવનું બધારણ ગત અથવા વ્યતીત અનુભવના આધારે જ થએલું હોય છે, અને એટલા માટે જ વાસના અનાદિ—પ્રારભ રહિત છે.

हेतुफलाऽऽश्रयाऽऽलम्बनैः सङ्गृहीतत्वादेषामभावे तदभावः ॥११॥

૧૧ હેતુ, ફળ, આશ્રય અને આલબનવડે સગૃહીત હોવાથી એમના અભાવમાં તેનો પણ અભાવ રહેલો હોય છે.

હેતુ અને ફળવડે કરીને એ વાસનાઓ એક સાથે જોડાયલી હોય છે; અને જો વાસના એકવાર ઉત્પન્ન કરવામાં આવે, તો તે પોતાનું પરિણામ-ફળ નિપજાવ્યા વિના કદાપિ મરતી જ નથી. વળી ચિત્ત એક મહાન અને અખૂટ ભંડાર છે; અને સર્વ ગત વાસનાઓ કે, જેમણે સંસ્કારોનું રૂપ ધારણ કરેલું હોય છે, તેમને આશ્રય આપનાર પણ એ જ છે. જ્યાં સુધી એ વાસનાઓ પોતે પોતાનાં કર્મો નથી કરતી, ત્યાં સુધી તેમનો લોપ થવા નથી જ પામતો. તે ઉપરાંત વળી જ્યાં સુધી ઇન્દ્રિયોને બાહ્ય આલંબન મળે છે, ત્યાં સુધી જ નવીન નવીન વાસનાઓનો ઉદ્ભવ થાય છે; માટે જો એ બાહ્ય આલંબનથી અલિપ્ત અને સર્વથા મુક્ત રહેવા માટેની શક્યતા થઈ જાય, તો જ માત્ર એ વાસનાઓનો વિલય થઈ શકે છે.

अतीतानागतं स्वरूपतोऽस्त्यध्वभेदाद्धर्माणाम् ॥ १२ ॥

**૧૨ ગુણોના પ્રકાર ભિન્ન ભિન્ન હોવાથી ભૂત અને ભવિષ્ય તેમના પોતાના સ્વરૂપમાં જ અસ્તિત્વ ધરાવે છે.**

ते व्यक्तसूक्ष्मा गुणात्मानः ॥ १३ ॥

**૧૩ તે ગુણાત્મક હોવાથી વ્યક્ત અને સૂક્ષ્મ ઉભય પ્રકારનાં હોય છે.**

ગુણો, તે સત્વ, રજ અને તમ, એ ત્રણ પદાર્થો છે, અને આ સચેત સૃષ્ટિ, તે તેનું સ્થૂલ સ્વરૂપ છે અર્થાત્ સ્થૂલ અવસ્થા છે. ગુણોનું ભિન્ન ભિન્ન પ્રકારનું જે પ્રકટીભવન થાય છે, તેમાંથી જ એ ભૂત અને ભવિષ્યની ઉત્પત્તિ થાય છે.

परिणामैकत्वाद्वस्तुतत्त्वम् ॥ १४ ॥

**૧૪ પરિણામોના એકત્વમાંથી જ વસ્તુતત્ત્વ (વસ્તુ એકત્વ) ની ઉત્પત્તિ થાય છે. જો કે ગુણો તો પોતે ત્રણ છે, પરંતુ તેમનાં પરિણામો એક સમાન (એક જ) હોવાથી સર્વ વસ્તુઓની અંતે એકતા જ થઈ જાય છે.**

वस्तुसाम्ये चित्तभेदात्तयोर्विविक्तः पन्थाः ॥ १५ ॥

**૧૫ એ પ્રમાણે વસ્તુનું સામ્ય હોવા છતાં પણ ચિત્તભેદને લીધે તેમનો (ચિત્ત અને વસ્તુનો) માર્ગ સર્વથા વિભક્ત થએલો (ભિન્ન ભિન્ન) જ છે.**

*तदुपरागापेक्षित्वाच्चित्तस्य वस्तु ज्ञाताऽज्ञातम् ॥ १६ ॥

१६ વસ્તુઓ ચિત્તને જેવા પ્રકારનું દર્શન આપે, તેનાપર તે અવલંબી રહેલું હોવાથી ચિત્તને વસ્તુઓ વ્યક્ત (જ્ઞાત) હોય છે, તેમજ અજ્ઞાત (અવ્યક્ત) પણ હોય છે.

सदा ज्ञाताश्चित्तवृत्तयस्तत्प्रभोः पुरुषस्याऽपरिणामित्वात् ॥ १७ ॥

१७ ચિત્તની અવસ્થાઓ સદા સર્વદા વ્યક્ત (જ્ઞાત) જ હોય છે, કારણ કે, ચિત્તનો સ્વામી અપરિવર્તનશીલ છે.

એ સિદ્ધાન્તનો સમસ્ત સાર એટલો જ છે કે, વિશ્વ (સૃષ્ટિ) માનસિક પણ છે તેમ જ પ્રાકૃતિક પણ છે—અર્થાત્ ઉભય પ્રકારનું છે અને એ માનસિક તથા પ્રાકૃતિક સૃષ્ટિઓ સદા અપ્રતિબદ્ધ દોડતા પ્રવાહની સ્થિતિમાં જ છે આ પુસ્તક શું છે? એ, એ અવ્યવહિત પરિવર્તનને પ્રાપ્ત થતા પરમાણુઓનો એક સંયોગ જ છે. અર્થાત્ પરમાણુઓનો એક સમૂહ બહાર ચાલ્યો જાય છે, અને અન્ય સમૂહ અંત પ્રવેશ કરે છે, અર્થાત્ એ એક ચક્ર છે પણ ત્યારે એકતાનું ઉત્પાદન કોણ કરે છે? અને પુસ્તક કોણ બનાવે છે? પરિવર્તનો—પરિણામો—તાલબદ્ધ હોય છે, સગતિયુક્ત વ્યવસ્થાથી તેઓ સંસ્કારોને મારા ચિત્ત (મન) પ્રતિ મોકલે છે, અને તે સંસ્કારો સાથે મળીને એકરૂપ થઈ જતાં અનુક્રમશીલ ચિત્રનું ઉત્પાદન કરે છે—એટલું છતા પણ વિભાગો તો એક સરખી રીતે નિત્ય પરિવર્તિત થતા જ રહે છે. ચિત્ત પોતે પણ નિત્ય પરિણામ—પરિવર્તનને પ્રાપ્ત થતુ રહે છે મન અને શરીર એક જ પદાર્થમાંથી ફૂટતા બે ફણગા સમાન છે, કે જે ઉભય ભિન્ન ગતિથી જ સચાર કરે છે અનુક્રમે એક અત્યત મંદગતિ છે, અને દ્વિતીય શીઘ્રગતિ છે આપણે એ બે ગતિઓમા રહેલા અંતરાયને ચૂંટી કાઢવાનો છે ઉદાહરણ તરીકે, આપણે એક રેલ્વે ટ્રેન જ લઈએ એક ટ્રેન ચાલવા માંડે છે, અને તેની જોડે જ એક ગાડી પણ મદ ગતિથી ચાલવા લાગે છે અમુક સીમા પર્યન્ત એ ઉભયની ગતિનુ જ્ઞાન થવુ શક્ય છે છતાં પણ અન્ય કોઈ વસ્તુની એમા આવશ્યકતા તો છે ખરી જ. જો કોઈ એવી વસ્તુ હોય કે, જે ગતિમતી ન જ થતી હોય અર્થાત્ અચલ હોય, તો જ બીજાની ગતિનું અવલોકન કરી શકાય છે પણ એક બે કે ત્રણ વસ્તુઓ એક સાથે જ ગતિમાં હોય, તો પ્રથમ આપણે જેની ગતિ અતિ વેગવાળી હોય તેને જ જોઈ શકીએ છીએ, અને

---

* न चैकचित्ततन्त्रं वस्तु तदप्रमाणकं तदा किं स्यात् ॥ १६ ॥
આ સૂત્ર વિવેકાનન્દમા નથી

સાર પછી જ મંદ ગતિવાળી વસ્તુઓનું નિરીક્ષણ કરી શકાય છે. ત્યારે મન બીજી વસ્તુને કેવી રીતે જોઈ શકશે વારુ? કારણ કે, તે પણ પ્રવાહ પ્રમાણે અત્યન્ત શીઘ્ર ગતિવાળું છે. એટલા માટે એમાં એક અન્ય વસ્તુની આવશ્યકતા છે કે, જે અત્યંત (તેથી વધારે) મંદ ગતિથી ચાલતી હોય–ત્યાર પછી તમારે જેનામાં એથી પણ અધિક મંદ ગતિ રહેલી હોય, તેમાં પ્રવેશ કરવો પડવાનો અને એ અનુક્રમ આગળ અને આગળ ચાલ્યો જ જવાનો. તમે એનો અંત પામી શકશો જ નહિ. તમે જે વેળાએ એવી કોઈ વસ્તુનું જ્ઞાન મેળવી લ્યો કે, જેનામાં કોઈ કાળે પણ પરિણામનો વિકાર થતો જ નહોય, તે વેળાએ તમારે ત્યાં જ એ ઘટમાલિકાની પૂર્ણાહુતિ કરી નાંખવી. એ કોઈ કાળે પણ અંતને પ્રાપ્ત ન થનારી ગતિશૃંખલાની પાછળ પુરુષ રહેલો છે. એ પુરુષ પરિણામરહિત, વર્ણહીન અને વિશુદ્ધ છે. આ સર્વ સંસ્કારો એનામાં માત્ર પરાવર્તિત જ થએલા છે–જેવી રીતે કેમેરામાંના પ્રકાશનાં કિરણોનું એક શ્વેત કાગળપર પરાવર્તન થાય છે અને તેનાપર તે શતાવધિ ચિત્રો ચિત્રી નાંખે છે, છતાં કોઈ પ્રકારે પણ તે કાગળપર કલંક (દાઘ) થતો નથી; તેવો જ પ્રકાર એનો પણ છે.

न तत्स्वाऽऽभासं दृश्यत्वात् ॥ १८ ॥

**૧૮ મન પોતે સ્વયંપ્રકાશી નથી, કારણ કે, તે પરતંત્ર છે.**

પ્રકૃતિમાં સદા સર્વદા જો કે પ્રચંડ શક્તિઓ પ્રકટ થતી જોવામાં આવે છે, છતાં પણ કોઈક આપણને એવો ઇશારો કરે છે કે, તે સ્વયંપ્રકાશી તો નથી જ.–એટલે કે, તે તાત્ત્વિક પ્રકાશમાન નથી. જો કોઈ પણ સ્વયંપ્રકાશી હોય, તો તે માત્ર પુરુષ જ છે, અને તે જ પ્રત્યેક વસ્તુને પોતાનો પ્રકાશ આપે છે. પ્રકૃતિ અને શક્તિમાં જે પ્રકાશ આપણા જોવામાં આવે છે, તે ખરી રીતે જોતાં પુરુષનો–આત્માનો જ પ્રકાશ છે.

एकसमये चोभयाऽनवधारणम् ॥ १९ ॥

**૧૯ એક જ સમયાવચ્છેદે બે વસ્તુઓનું જ્ઞાન કરી લેવામાં તે અસમર્થ હોવાથી–(તે સ્વયંપ્રકાશી નથી)**

જો ચિત્ત (મન) સ્વયંપ્રકાશી હોત, તો તો એક સમયાવચ્છેદે તે અનેક વસ્તુઓને જાણી શકત; પરંતુ એમ તેનાથી થઈ નથી શકતું. જો તમે એક જ વસ્તુમાં તમારા ધ્યાનની લીનતા કરી નાંખશો, તો તે ક્ષણે અન્ય વસ્તુને તમે અવશ્ય ખોઈ જ નાંખવાના–અર્થાત્ ભૂલી જવાના. જો ચિત્ત સ્વયંપ્રકાશી જ હોત, તો તે એટલા બધા નાનાવિધ સંસ્કારોનું ગ્રહણ કરી શકત, કે જેની સીમા નિયત કરવી સર્વથા અશક્ય છે. પુરુષ, માત્ર એક ક્ષણ

જેટલા જ કાળાવધિમાં સમસ્ત વસ્તુઓનું જ્ઞાન મેળવી શકે છે, અને તેટલા માટે ચિત્ત નહિ, કિન્તુ કેવળ પુરુષ જ સ્વયંપ્રકાશી અને સ્વતંત્ર છે.

चित्तान्तरदृश्ये बुद्धिबुद्धेरतिप्रसङ्गः स्मृतिसङ्करश्च ॥ २० ॥

**૨૦ એક બીજા એવા ચિત્તનો સ્વયંપ્રકાશી તરીકે સ્વીકાર કરવાથી એવી સ્વીકારપરંપરાનો અંત જ નહિ આવે, અને, સ્મૃતિનું મિશ્રણ પણ અનંત અને અનિવાર્ય થઈ જશે.**

આપણે એમ ધારીએ કે, એક બીજું પણ એવુ ચિત્ત છે કે, જે પ્રથમ સર્વ વસ્તુઓને જાણી શકે છે, ત્યારે તેને જાણે છે, એવી જાતિનું બીજું પણ કોઈ ચિત્ત હોવુ જોઈએ, એમ પણ માનવુ પડશે એટલે એ સ્વીકાર પરંપરાનો અંત આવી શકશે નહિ એવું સ્મૃતિના ગોટાળામાં જ પરિણામ આવવાનુ—અર્થાત્ સ્મૃતિના ભંડારનો તો એથી ઉચ્છેદ જ થઈ જવાનો.

चित्तेरप्रतिसङ्क्रमायास्तदाकारापत्तौ स्वबुद्धिसंवेदनम् ॥ २१ ॥

**૨૧ જ્ઞાનમૂલક પુરુષ પોતે પરિણામ–પરિવર્તન–રહિત હોવાથી જ્યારે ચિત્ત તેના સ્વરૂપને ધારણ કરે છે, ત્યારે જ તે જ્ઞાની થાય છે.**

એ વિષયનું વિશેષ સ્પષ્ટીકરણ કરવાના હેતુથી પતંજલિ કહે છે કે, જ્ઞાન કાંઈ પુરુષનો ગુણ નથી જે વેળાએ ચિત્ત અથવા મન પુરુષના નિકટમા આવે છે, તે વેળાએ ચિત્તમાં તેનું પરાવર્તન થાય છે—અર્થાત્ ચિત્તમા તેનો પ્રતિબિંબ પડે છે—અને તેથી અમુક સમય પર્યન્ત ચિત્ત જ્ઞાની (સર્વ વસ્તુને જાણનાર) બની જાય છે, અને જાણે તે પોતે જ પુરુષ હોયની, એવુ જ દેખાવા માંડે છે.

द्रष्टृदृश्योपरक्तचित्तंसर्वार्थम् ॥ २२ ॥

**૨૨ દ્રષ્ટા અને દૃશ્યવડે ઉપરક્ત થએલું ચિત્ત સર્વાર્થ સર્વ વસ્તુને જાણનાર થાય છે.**

એક બાજૂએ દૃશ્ય જે બાહ્ય જગત્ તે પરાવર્તિત (પ્રતિબિંબિત) થાય છે, અને બીજી બાજૂએ દ્રષ્ટા પ્રતિબિંબિત થાય છે—એવી રીતે ચિત્તમા સર્વજ્ઞાનની શક્તિનું આગમન થાય છે

तदसङ्ख्येयवासनाभिश्चित्रमपि परार्थं संहत्यकारित्वात् ॥ २३ ॥

**૨૩ ચિત્ત, પોતે સયુક્ત હોવાથી તેની અસંખ્ય વાસનાઓદ્વારા બીજા (પુરુષ) માટે કર્મ કર્યા કરે છે.**

ચિત્ત પોતે નાનાવિધ વસ્તુઓનું એક મિશ્રણ જ છે, ને તેથી પોતાના માટે તે કંઈ પણ કર્મ કરી શકતું નથી. આ વિશ્વમાં જે કોઈ પણ સંયુક્ત (મિશ્રિત) વસ્તુ હોય છે, તે વસ્તુ સંયુક્તતા માટે કોઈ પણ આશય ધરાવની હોવી જ જોઈએ, એવો નિયમ જ છે— અર્થાત્ સંયુક્ત પદાર્થ જેના માટે કર્મ કર્યાં કરે છે, તે વળી કોઈ ત્રીજી જ વસ્તુ હોય છે. એથી અર્થાત્ ચિત્તનું મિશ્રણ જે કર્મ કરે છે, તે પુરુષ માટે જ.

**विशेषदर्शिन आत्मभावभावनाविनिवृत्तिः ॥ २४ ॥**

**૨૪ વિવેકવડે ચિત્તને આત્મા તરીકે જોવાનો અવરોધ થઈ જાય છે.**

ચિત્ત, તે પુરુષ નથી, એ સત્ય રહસ્યને યોગી પોતાના વિવેકવડે કરીને જાણી લે છે. એટલે પછી તે ચિત્તમાં પુરુષનો આરોપ કરતો અટકી જાય છે.

**तदा विवेकनिम्नं कैवल्यप्राग्भारं चित्तम् ॥ २५ ॥**

**૨૫ વિવેકાશ્રયી થએલું ચિત્ત પુનઃ કૈવલ્યની પૂર્વ અવસ્થાને પ્રાપ્ત કરે છે.**

એવી રીતે યોગનો અભ્યાસ મનુષ્યને વિવેક શક્તિ—એટલે કે, દર્શનની સ્પષ્ટતા પર્યન્ત લઈ જાય છે. આપણી આંખોપરથી ભ્રમનું આવરણ દૂર ખસી જાય છે, અને આપણે વસ્તુઓને તેમનાં યથાર્થ રૂપમાં સ્પષ્ટતાથી જોઈ શકીએ છીએ. આપણે જાણી જઇએ છીએ કે, પ્રકૃતિ સંયુક્ત (મિશ્રિત) છે અને તે પુરુષને બદલે તેનું ચિત્ર જ બતાવે છે, કે જે પુરુષ સાક્ષીસ્વરૂપ છે—તાત્પર્ય કે, વિવેકથી જ આપણે એ જાણી શકીએ છીએ કે, પ્રકૃતિ જ પુરુષ નથી, કિન્તુ પ્રકૃતિનાં એ સર્વ સંમિશ્રણોનો સમૂહ માત્ર પુરુષને—અંતસ્થ સિંહાસનારૂઢ પૃથ્વીપતિ—ને પોતાનો ચમત્કાર બતાવવા માટે જ છે. જ્યારે દીર્ઘ અભ્યાસ પછી વિવેકની પ્રાપ્તિ થઈ જાય છે, ત્યારે ભયનો લોપ થાય છે અને ચિત્ત કૈવલ્યને પ્રાપ્ત કરી શકે છે.

**तच्छिद्रेषु प्रत्ययान्तराणि संस्कारेभ्यः ॥ २६ ॥**

**૨૬ એમાં અવરોધ કરે, એવા જે વિચારો ઉત્પન્ન થાય છે, તે સંસ્કારોથી જ.**

સર્વ પ્રકારની નાનાવિધ ભાવનાઓ આપણામાં ઉત્પન્ન થાય છે, અને આપણો એવો વિશ્વાસ બંધાવે છે કે, આપણને પોતાને સુખી બનાવવા માટે અવશ્ય કોઈ બાહ્ય પદાર્થની આવશ્યકતા છે જ; તે ભાવનાઓ અથવા વિચારો આપણા કૈવલ્યપ્રાપ્તિના માર્ગમાં પ્રતિબંધ કર્તા જ થઈ પડે છે. પોતાના સ્વભાવવડે જ પુરુષ સુખ અને આનંદ સ્વરૂપ છે, પરંતુ

એ જ્ઞાન પૂર્વના સંસ્કારોવડે ઢંકાઈ ગએલું હોય છે, એ સંસ્કારો બહાર આવીને પોતાનું કાર્ય કરવાના જ.

ज्ञानमेषां क्लेशवदुक्तम् ॥ २७ ॥

૨૭ જેવી રીતે આગળ કહેવામાં આવ્યું છે, તેવી રીતે એમનો નાશ પણ કલેશ પ્રમાણે જ કરવો.

प्रसंख्यानेऽप्यकुसीदस्य सर्वथा विवेकख्यातेर्धर्ममेघः समाधिः ॥२८॥

૨૮ તત્ત્વોના ખરેખરા વિવેક જ્ઞાનના પ્રદેશમાં આવી પહોંચવા છતાં પણ જે, ફળોનો ત્યાગ કરે છે, તે જ માત્ર પરિપૂર્ણ વિવેક ખ્યાતિને મેળવી શકે છે. સમાધિ ધર્મમેઘ કહેવાય છે.

જ્યારે યોગી એ વિવેક શક્તિને સારી રીતે પ્રાપ્ત કરી લે છે, ત્યારે ગત વિભાગમાં વર્ણવેલી સર્વ સિદ્ધિઓ તેનામાં આવી જાય છે છતાં પણ ખરો યોગી તે સર્વનો અસ્વીકાર કરે છે તેનામા એક વિશિષ્ટ જ્ઞાન–એક વિશેષ પ્રકાશ આવે છે કે, જે ધર્મમેઘના નામથી ઓળખાય છે. વિશ્વના સર્વ ધર્મસંસ્થાપકો, કે, ઇતિહાસમા જેમનો ઉલ્લેખ થઈ ચૂકેલો છે, તે સર્વ એ ધરાવતા હતા તેમણે જ્ઞાનના મૂળ આધારને પોતામાંથી જ શોધી કાઢ્યો હતો, અને સત્ય તેમને પ્રત્યક્ષ થઈ ગયું હતું સંતોષ, શાંતિ અને પરિપૂર્ણ પવિત્રતા (શુદ્ધતા) તો તેમનો પોતાનો સ્વભાવ જ થઈ ગયો હતો પરંતુ એ સર્વ તેમને એ સિદ્ધિઓની વ્યર્થતાનો ત્યાગ કરવા પછી જ પ્રાપ્ત થયું હતું.

ततः क्लेशकर्मनिवृत्तिः ॥ २९ ॥

૨૯ એ (એમ કરવા)થી કલેશ અને કર્મોની નિવૃત્તિ થાય છે

જે વેળાએ એ ધર્મમેઘ (સમાધિ)નું આગમન થાય છે, તે વેળાએ નિપાત થવાની ભીતિ રહેવા જ નથી પામતી અને કોઈ પણ યોગીને અધોગતિમા ખેંચીને લઈ જઈ નથી શકતું કલેશ અને કર્મ તેના માટે અવશિષ્ટ રહેતા જ નથી.

तदा सर्वावरणमलापेतस्य ज्ञानस्याऽऽनन्त्याज्ज्ञेयमल्पम् ॥ ३० ॥

૩૦ ત્યાર પછી જ્ઞાન સર્વ આવરણ અને મલોથી રહિત થતાં અનંત થાય છે, અને તેના આનંત્યથી જ્ઞેય અલ્પ થાય છે.

આ જ્ઞાન પોતે જ અવશિષ્ટ રહે છે, તેનું આવરણ જતું રહેલું હોય છે. બૌદ્ધધર્મ શાસ્ત્રોમાંનો એક ગ્રંથ એવો પોતાનો નિશ્ચિત અભિપ્રાય દર્શાવે છે કે, 'આવરણ દૂર થવા

પછી જ્ઞાનનું અવશિષ્ટ રહેવું, એ પણ ચિત્તની એક સ્થિતિનું જ નામ છે.' એ બૌદ્ધ (બુદ્ધનું) મત છે. એ અવસ્થાને તે અનંત જ્ઞાન, અથવા આકાશ સમાન અનંતના નામથી ઓળખાવે છે. જેસસે જ્યારે એ અવસ્થાને પ્રાપ્ત કરી, ત્યારે જ તે ક્રાઇસ્ટ થયો. જો તમે સર્વ એ અવસ્થાને પ્રાપ્ત કરો, તો તમારું જ્ઞાન અનંત થઈ જવાથી જ્ઞેય તત્કાળ અલ્પ થઈ જશે. પોતાના સર્વ જ્ઞેય ( જાણવા યોગ્ય પદાર્થો સહિત ) આ અખિલ જગત પુરુષ સમક્ષ નકાર રૂપ જ દેખાય છે. એક સાધારણ મનુષ્ય પોતાને અત્યંત અલ્પ–ક્ષુદ્રતમ ધારે છે અથવા માને છે, તેનો મૂળ હેતુ એ જ છે કે, તેને જ્ઞેય અનંત દેખાય છે.

ततः कृतार्थानां परिणामक्रमसमाप्तिर्गुणानाम् ॥ ३१ ॥

**૩૧ ત્યાર પછી ગુણોના ( કૃતાર્થ ગુણોના ) પરિણામ ક્રમની, તેઓ અંતને પ્રાપ્ત કરી ચૂકેલા હોવાથી, સમાપ્તિ થાય છે.**

એ પછી ગુણોના અનેક પ્રકારનાં પરિણામોની ( કે જેઓ એક જાતિમાંથી બીજી જાતિમાં અવ્યવહિત બદલાયાં જ કરે છે, તેમની) સદાને માટે સમાપ્તિ થઈ જાય છે.

क्षणप्रतियोगी परिणामापरान्तनिर्ग्राह्यः क्रमः ॥ ३२ ॥

**૩૨ ક્ષણ પ્રતિયોગી પરિણામો, કે જે અપર અન્તમાં દૃષ્ટિગોચર થાય છે, તે અનુક્રમ છે.**

અહીં પતંજલિએ ક્રમ શબ્દની યોજના કરેલી છે, એટલે કે, જે પરિણામો ક્ષણોના સંબંધથી જ—અર્થાત્ ક્ષણમાત્ર જ અસ્તિત્વ ધરાવે છે—એટલે કે, જે ક્ષણપ્રતિયોગી પરિણામો છે, તેમના અર્થનું જ અત્ર ગ્રહણ કરવાનું છે. જે વેળાએ હું વિચારમાં લીન થઈ જાઉં છું, તે વેળાએ અનેક ક્ષણો વીતી જાય છે, અને તે પ્રત્યેક ક્ષણમાં ભાવોનું પરિવર્તન થતું રહે છે, પરંતુ એવાં પરિવર્તન અથવા પરિણામોની માલિકાની જ્યારે સમાપ્તિ થાય છે, ત્યારે અંતમાં જ આપણે એ પરિણામોને જોઈ શકીએ છીએ. એટલે એનું તાત્પર્ય એ જ કે, સમય સમીક્ષા સદા સર્વદા સ્મૃતિમાં જ રહેલી છે. એ જે એક પછી એક ભાવ અને વિચારનું પરિવર્તન થતું, તેને જ ક્રમનું પારિભાષિક નામ આપવામાં આવેલું છે. પરંતુ જે ચિત્તે સર્વ વ્યાપકતાનો સાક્ષાત્કાર કરી લીધેલો હોય છે, તેના માટે એમાંનું સર્વ જ લુપ્ત થઈ જાય છે. તેના સમીપ સર્વ વસ્તુઓ વર્તમાન (હાજર) થાય છે; માત્ર વર્તમાન જ અસ્તિત્વ ધરાવે છે, અને ભૂત તથા ભવિષ્યનો લોપ થઈ જાય છે. એ ક્રમનો સંયમ થઈ ગયો કે, એક ક્ષણમાત્રમાં જ સમસ્ત જ્ઞાન સાં આવીને ઉપસ્થિત થાય છે. વીજળીના ઝબકારા પ્રમાણે પ્રત્યેક વસ્તુ તેને જ્ઞાત થઈ જાય છે—તેના જાણવામાં આવે છે.

पुरुपार्थशून्यानां गुणानां प्रतिप्रसवः कैवल्यं
स्वरूपप्रतिष्ठा वा चितिशक्तिरिति ॥ ३३ ॥

૩૩ પુરુષાર્થ (કર્મ) શૂન્ય ગુણોનો પ્રતિપ્રસવ, તે જ કૈવલ્ય છે; અથવા તો તે સ્વરૂપની પ્રતિષ્ઠા (સ્થાપના) કિંવા ચિચ્છક્તિ છે, એમ પણ કહેવાય છે. ઇતિ.

પ્રકૃતિના પરિશ્રમની અહીં પરિસમાપ્તિ થાય છે, આપણી મધુર પાલક માતા પ્રકૃતિ દેવીએ જે નિસ્વાર્થ કઠિન કાર્ય કરવાનો ભાર પોતાના શિરે ઉપાડી લીધો હતો, તે ભાર અસારે તેના શિરપરથી ઉતરી જાય છે. પ્રકૃતિએ પોતાને ભૂલી જનારા આત્માને મૃદુતાથી પોતાના કોમલ કરમાં ઉપાડી લીધો હતો, તેને, જ્યાં સુધી તેની લુપ્ત પ્રતિષ્ઠા પાછી પ્રાપ્ત થઈ અને પોતાના સત્ય સ્વભાવનું સ્મરણ થયુ, ત્યાં સુધી વિવિધ શરીરદ્વારા ઉચ્ચતર અને ઉચ્ચતર પદવીમાં લાવીને સર્વ વ્યક્તીકરણો (Manifastations) અને અનુભવો આ જગતના અનુભવો–તેણે દેખાડ્યાં. એ કાર્ય કરી રહ્યા પછી તે માયાળુ માતા જે માર્ગેથી આવી હતી, તે માર્ગે જ પાછી ચાલી ગઈ કારણ કે, જીવનના અગમ્ય અરણ્યમા જે બીજા કેટલાક પોતાના માર્ગને ભૂલીને ભટક્યા કરતા હતા, તેમને માર્ગ બતાવવાનુ તેનું કાર્ય અદ્યાપિ અવશિષ્ટ જ હતુ એ કાર્ય બજાવવા માટેજ તેણે પ્રયાણ કર્યું એ જ પ્રમાણે આદિ અને અંત વિના જ પ્રકૃતિ પોતાનુ કાર્ય કર્યા કરે છે–અર્થાત્ તે અનાદ્યનન્ત છે. એવી રીતે જ આનંદ અને અવસાદ, તથા ઇષ્ટ અને અનિષ્ટના પ્રદેશમાથી જ આત્માઓની અનંતસરિતા પરિપૂર્ણતાના પયોનિધિ (સમુદ્ર) પ્રતિ વહેતી રહે છે–સારાંશ કે, અંતે પુરુષને નિજનો સાક્ષાત્કાર થાય છે

જેમણે પોતાના સ્વરૂપને ઓળખી લીધો છે–એટલે કે, જેમણે આત્માનો સાક્ષાત્કાર કરેલો છે, તેમનો જયજયકાર હો અને આપણુ સર્વના શિરે તેમના આશીર્વાદની છાયા છવાયલી રહો !!!

ઇતિ રાજયોગ સમાપ્ત.

# પરિશિષ્ટ.

## યોગ વિષયક અન્ય ગ્રંથોમાંના ઉલ્લેખો.



### શ્વેતાશ્વતર ઉપનિષત્—દ્વિતીય અધ્યાય.

૨–૬–૧૪. જ્યાં અગ્નિ કંપાયમાન થતો હોય છે, જ્યાં વાયુ સત્તામાં ( સંયમમાં ) આવી ગયેલો હોય છે અને જ્યાં સોમનો પ્રવાહ વિપુલતાથી વહન કર્યા કરે છે, ત્યાં જ પરિપૂર્ણ ચિત્ત પ્રકટ થઈ શકે છે..............પોતાની કાયાને, જેમાં છાતી, ગળું અને મસ્તક સરળ રેખામાં રહેતાં હોય એવા સરળ આસનમાં સ્થિતિ કરીને અને ઇન્દ્રિયોનો ચિત્તમાં પ્રવેશ કરાવીને યોગીઓ બ્રહ્મની નૌકા ( તરાપા ) દ્વારા સમસ્ત ભયંકર પ્રવાહોને ઓળંગીને પાર નીકળી જાય છે.

નિયમિત પ્રયત્નશીલ મનુષ્ય પ્રથમ પ્રાણનો સંયમ કરે છે, અને જ્યારે તે સર્વથા શાંત થઈ જાય છે, ત્યારે નાસિકાનાં બે દ્વારદ્વારા તે બહિઃશ્વાસનો વ્યાપાર ચલાવવા માંડે છે. જેવી રીતે એક સારથિ પોતાના અડિયલ અશ્વોને પોતાના કાબૂમાં રાખે છે, તેવી જ રીતે ખંતીલો યોગી ( પવિત્રાત્મા ) પોતાના ચિત્તને સંયમમાં જ સ્થિત કરી રાખે છે.

ગિરિકંદરા આદિ એકાંત સ્થાનોમાં, કે જ્યાં ભૂમિ, પાષાણ અને વાલુકાથી વિહીન હોય છે અને જ્યાં મનુષ્ય અથવા જળપાત ( ધોધ ) આદિનો વિઘ્નકારક ધ્વનિ હોતો જ નથી, એવાં ચિત્તનાં સહાયક અને નેત્રોને આનન્દદાયક સ્થાનોમાં જ યોગનો અભ્યાસ કરી શકાય છે એટલે કે, ચિત્તનો સંયોગ ત્યાં જ બની શકે છે.

જેમ જેમ હિમપાત, ધુમસ, સૂર્ય, વાયુ, અગ્નિ, ખદ્યોત, વિદ્યુત, સ્ફટિક અને ચન્દ્ર ઇત્યાદિ સ્વરૂપો નેત્રસમીપ આવવા માંડે છે, તેમ તેમ ધીમે ધીમે યોગીમાં બ્રહ્મનું પ્રાકટ્ય થતું જાય છે.

જે વેળાએ ભૂમિ, જળ, પ્રકાશ, અગ્નિ અને સૂક્ષ્મ પ્રાણવાયુ ઇત્યાદિમાંથી યોગનાં દર્શનો ( બોધ ) થવા માંડે છે, તે વેળાએ જ યોગનો આરંભ થએલો કહેવાય છે. જેનું શરીર યોગના અગ્નિમય થઈ જાય છે, તેમાં પછી રોગ, જરા કે મૃત્યુનો વિકાર થઈ જ નથી શકતો.

લઘુતા, આરોગ્ય, ચામડીની મૃદુતા, સ્પષ્ટ આકૃતિ, કંઠમાધુર્ય અને શરીરમાં એક પ્રકારનું આનન્દદાયક સૌગંધ્ય, એ સર્વ યોગમાં પ્રવિષ્ટ થવાનાં પ્રાથમિક ચિહ્નો છે.

૧૪. જે વેળાએ સુવર્ણ અથવા રૌપ્યકને પ્રથમ ખાણમાંથી ખોદી કાઢવામાં આવે છે, તે વેળાએ તે માટીવડે વેષ્ટિત થયલાં મેલાં હોય છે; અને ત્યારપછી જ્યારે તેમને તપાવીને અને ધોઇને સ્વચ્છ કરતાં તે પ્રકાશની પૂર્ણતાથી ચળકવા માંડે છે; એ જ પ્રમાણે જ્યારે શરીર-કારાવાસમાં બદ્ધ થએલો મનુષ્ય આત્માની એક તરીકેની સત્યતાને જોઈ જાય છે, ત્યારે જ તે અંતિમ મર્યાદાને પ્રાપ્ત કરે છે અને ખેદ–શોક રહિત થાય છે. અર્થાત્ તે આનંદ સ્વરૂપ જ બની જાય છે, કે, જે તે પોતે મૂળથી જ છે અથવા હતો.

યાજ્ઞવલ્કય, (શંકરના ઉદ્ધૃત કરવા પ્રમાણે).

"નિયમોને અનુસરીને પોતાની ઇચ્છા પ્રમાણે આસનોના અભ્યાસની સિદ્ધતા કર્યા પછી હે ગાર્ગિ ! જે મનુષ્યે આસનની સિદ્ધિ કરી લીધેલી છે, તે પ્રાણાયામનો અભ્યાસ કરવા માંડે છે,

"પૃથ્વીના પૃષ્ઠ ભાગે પ્રથમ શાસનનો વિસ્તાર કરી, તેનાપર ચર્મ (વ્યાઘ્ર ચર્મ અથવા મૃગચર્મ) પાથરવું અને તેનાપર બેસીને ફળ અને મિષ્ટ પદાર્થોથી ગણપતિનું પૂજન કરતાં બેસવું. એ વેળાએ સામા હાથો ગોઠણપર રાખવા અને કંઠ તથા મસ્તકને પણ તે જ રેષામાં ધારી રાખવાં. એ વેળાએ ઓષ્ઠો બંધ અને દૃઢ રાખવાં અને નાસિકાના અગ્ર ભાગમાં નેત્રોને ધ્યાનસ્થ કરીને પૂર્વાભિમુખ કે ઉત્તરાભિમુખ બેસવું. જેમ વિશેષ આહાર ન કરવો, તેમ અધિક અપવાસનો શ્રમ પણ વેઠવો નહિ. એ નિયમના પાલનથી નાડીઓ વિશુદ્ધ થાય છે.' નાડીની શુદ્ધિ જો ન થઈ હોય, તો સર્વ અભ્યાસ નિષ્ફળ થઈ જાય છે. ઇડા અને પિંગળાના સયોગ સ્થાનમાં હુમ્ (બીજ કર્મ) ની ધારણા કરીને ઇડાને બાહ્ય વાયુવડે બાર માત્રા (સેકન્ડ) જેટલા સમયમાં ભરી દેવી, એમ કરવાપછી એ જ સ્થાનમાં યોગી અગ્નિ અને રંગ શબ્દની ધારણા કરે છે, અને એવી રીતે ધારણા કરતાં જ પિંગળામાંથી વાયુને ધીમે ધીમે બહાર કાઢતો જાય છે એ જ રીતે પુનઃ પિંગળાદ્વારા શ્વાસનું અંદરના ભાગમાં ગ્રહણ કરીને ઇડા દ્વારા તેનો ત્યાગ કરી દેવાય છે. એ અભ્યાસ પોતાના ગુરુ જે પ્રમાણે ઉપદેશ આપે, તે પ્રમાણે ત્રણથી ચાર વર્ષ કિંવા ત્રણ અથવા ચાર માસ પર્યન્ત ચાલુ રાખવો. એ અભ્યાસ એકાંત વાસમાં–પોતાના ઓરડામાં એકલા રહીને જ પ્રભાત (ઉષ:કાળ), મધ્યાહ્ન, સાયંકાળ અને મધ્ય રાત્રિના સમયે, જ્યાં સુધી નાડીઓની પૂરેપૂરી શુદ્ધિ થાય, ત્યાં સુધી કર્યાં કરવો. શરીરની લઘુતા, ચળકતો વર્ણ, સારી ક્ષુધા અને

નાદનું શ્રવણ, એ નાડીઓની શુદ્ધિનાં લક્ષણો અથવા ચિન્હો છે. ત્યાર પછી–કુમ્ભક, રેચક અને પૂરક–ત્રિવિધ પ્રાણાયામનો અભ્યાસ આરંભવો. પ્રાણનો અપાન સાથે સંયોગ કરવો, તેનું જ નામ પ્રાણાયામ છે.

સોળ માત્રા જેટલા સમયમાં મસ્તકથી પાદ પર્યન્ત શરીરને વાયુવડે ભરીને બત્રીસ માત્રા જેટલા કાળમાં તે વાયુને બહાર કાઢી નાંખવો અને ચોસઠ માત્રા જેટલી વેળા સુધી કુંભક કરવો–અર્થાત તે વાયુને શરીરમાં જ રોકી રાખવો.

"પ્રાણાયામનો એક બીજો પણ પ્રકાર છે કે, જેમાં સોળ માત્રાના સમયમાં શરીરમાં વાયુ ભરવા (પૂરક કરવા) નો નિયમ પાળવામાં આવે છે; ચોસઠ માત્રા જેટલા સમય પર્યન્ત કુમ્ભક કરાય છે અને બત્રીસ માત્રામાં રેચકની ક્રિયા કરવામાં આવે છે.

"પ્રાણાયમવડે શરીરની સર્વ અશુદ્ધતાઓનો નાશ થાય છે; ધારણાથી ચિત્તની અશુદ્ધિઓનો લય થઈ જાય છે; પ્રત્યાહાર કરવાથી આસક્તિની અશુદ્ધિઓ દૂર થાય છે–ચિત્તની શુદ્ધિ થાય છે–અને અંતે સમાધિવડે, આત્માના સ્વામિત્વને આરત કરી રાખનારી સમસ્ત વસ્તુઓનો વિધ્વંસ થઈ જાય છે."

## સાંખ્ય.—તૃતીય પ્રકરણ.

૨૯. ધ્યાનના સંપાદનથી વિશુદ્ધ (આત્મા અથવા પુરુષ) ને સર્વ સિદ્ધિઓ (શક્તિઓ) સ્વભાવવત્–સ્વાભાવિક–જ થઈ જાય છે.

૩૦ આસક્તિનો જે ત્યાગ, તે જ ધ્યાન છે.

૩૧ વિકારોનો વિધ્વંસ કરવાથી જ એ (ધ્યાન) ની સંપૂર્ણતા થઈ શકે છે.

૩૨. ધ્યાન, આસન અને નિજ કર્તવ્યના પાલનથી પણ એની પરિપૂર્ણતા થાય છે.

૩૩. રેચક અને કુંભકદ્વારા પ્રાણનો સંયમ કરી શકાય છે.

૩૪. જે સુખમય અને સ્થિર હોય, તે જ આસન કહેવાય છે.

૩૬. અનાસક્તિ અને અભ્યાસવડે પણ.

૭૫. પુરુષથી પ્રકૃતિના સિદ્ધાંતોની ભિન્નતાના વિવેકનો અભ્યાસ કરવાથી અને 'એ નથી–એ નથી' એમ કહીને પ્રકૃતિનાં તત્ત્વોનો ત્યાગ કરવાથી વિવેકની પરિપૂર્ણતા થઈ શકે છે.

## ચતુર્થ પ્રકરણ.

૩. જપ, તેને કહે છે કે, જે ઉપદેશનો વારંવાર ઉચ્ચાર કરવાનો હોય છે.

૫. જેવી રીતે એક પક્ષી પાસેથી દાણો બળાત્કારે લઈ લેવામાં આવે, તો તે શોકાતુર થઈ જાય છે, અને જો તે પોતાની મેળે જ તેનો ત્યાગ કરી દે, તો તેને સંતોષ

થાય છે, (તેવી જ રીતે જે મનુજ પોતાની ઇચ્છાથી જ સર્વ વસ્તુઓનો પરિત્યાગ કરી દે, તે સુખી થાય છે.)

૬. જેવી રીતે સર્પ પોતાની જૂની કાંચળીનો ત્યાગ કરવાથી ઘણો જ સુખી-આનંદિત થાય છે.

૮. જે મુક્તિનું સાધન ન હોય, તેનો વિચાર માત્ર પણ કરવો નહિ; કારણ કે, જેવી રીતે ભરતના વિષયમાં થયું હતું, તેવી રીતે તે, બંધનનું એક કારણ થઈ પડે છે.

૯. વિકાર આદિથી ઉત્પન્ન થએલી અનેક વસ્તુઓનું આવી મળવું, તે, જેવી રીતે કુમારિકાના કરોમાં મોતીની બંગડીઓ બન્ધનકારક થઈ પડે છે, તેવી રીતે ધ્યાનમાં ભંગ કરનાર થઈ પડે છે.

૧૦. બેના સંબંધમાં પણ એ જ નિયમ લાગૂ પડે છે.

૧૧. બાળા પિંગળા પ્રમાણે માત્ર આશાહીનો જ સુખી છે.

૧૩. આપણે ભલે અનેક ધર્મ પંથો અને ગુરુઓમાં પોતાનો ભક્તિભાવ રાખીએ, છતાં પણ તે સર્વ પાસેથી ગ્રહણ તો માત્ર, જેવી રીતે મધુમક્ષિકાઓ અનેક પ્રકારના પુષ્પોમાંથી તત્ત્વનો જ સ્વીકાર કરે છે, તેવી રીતે, સારનું જ કરવાનું છે.

૧૪. જેનું મન શરસધાની પ્રમાણે એકાગ્ર થઈ ગએલું હોય છે, તેના ધ્યાનમાં કોઈ કાળે પણ ભંગ પડી શકતો નથી.

૧૫. મૂળ નિયમોનું ઉલ્લંઘન કરવાથી અન્ય સાંસારિક પદાર્થો પ્રમાણે અંતિમ સ્થાન મર્યાદાની પણ અનાસક્તિ થઈ જાય છે.

૧૯. બ્રહ્મચર્ય, શ્રદ્ધા અને ગુરુમાં ભક્તિ રાખવાથી, જેવી રીતે ઇન્દ્રના સબંધમાં થયું હતું, તેવી રીતે લાંબા સમય પછી વિજયની પ્રાપ્તિ થઈ શકે છે.

૨૦. વામદેવની ઘટના પ્રમાણે એમાં કાળના સંબંધમાં કોઈ પણ પ્રકારનો નિયમ જ નથી.

૨૪. અથવા તો, જેણે એ સંપૂર્ણતાને પ્રાપ્ત કરેલી હોય, તેવા પુરુષના સસંગેથી પણ (યોગની રણભૂમિમાં વિજય પ્રાપ્ત કરી શકાય છે).

૨૭. ઇચ્છા પ્રમાણેના ઉપભોગો ભોગવવાથી નહિ

## પંચમ પ્રકરણ.

૧૨૮. યોગવડે જે સિદ્ધિઓની પ્રાપ્તિ થએલી હોય, તેમનો નિષેધ કરવો નથી જોઈતો.

## પંચ પ્રકરણ.

૨૪. આસનમાં બેસવાનો જે પણ પ્રકાર સ્થિર અને સુગમ હોય (તેનો સ્વીકાર કરવો.) એના માટે બીજો કોઈ નિયમ જ નથી.

**વ્યાસસૂત્ર.**

### ચતુર્થ ખંડ–પ્રથમ અધ્યાય.

૭. બેઠા આસનમાં આરાધનાનો વિશેષ સંભવ છે.

૮. કારણ કે, એથી ધ્યાન દૃઢ થાય છે.

૯. કારણ કે, ધ્યાનસ્થ મનુષ્ય એ વેળાએ અચલ પૃથ્વી (ધરણી) સમાન થઈ જાય છે.

૧૦. એનું વળી બીજું કારણ એ પણ છે કે, સ્મૃતિઓ પણ એવો જ અભિપ્રાય દર્શાવે છે.

૧૧. એમાં અમુક સ્થાનનો નિયમ છે જ નહિ; જ્યાં પણ ચિત્તની એકાગ્રતા થઈ જાય, ત્યાં જ આરાધના કરવી.

આર્યાવર્તસ્થ તત્ત્વજ્ઞાનની બીજી પદ્ધતિઓ યોગ વિશે શો અભિપ્રાય દર્શાવે છે, તે આપણે એ ઉપર્યુક્ત કેટલાંક અવતરણોના આધારે જાણી શક્યાએ છીએ.

## યોગમાં આવતા કેટલાક પારિભાષિક શબ્દોની સૂચિ અને તેમના અર્થો.

| | |
|---|---|
| અભાવ | ગુણહીનતા. |
| અહંકાર | હુંપણું. |
| અહિંસા | મનસા, વાચા, કર્મણા કોઇને દુઃખ ન દેવું તે. |
| આકાશ | વિશ્વની સર્વવ્યાપક જડતા. |
| અનાહત | કંઠસમીપસ્થ યોગીનું ચતુર્થ કમળ. |
| અંતઃકરણ | અંતસ્થ સાધન. |
| અનુમાન | તર્ક, અટકળ. |
| અપરિગ્રહ | દાન અથવા ઉપહારનો અસ્વીકાર. |
| આપ્ત | જે પરિપૂર્ણતાને પામેલો અથવા સ્વયંપ્રકાશી હોય તે. |
| આપ્તવાક્ય | આપ્તનું વચન. |
| અપાન | નાડીનો એક પ્રવાહ કે, જે શરીરના ઉપરિ ભાગનેજ વ્યાપી રહેલો હોય છે. |
| અર્થ | માયનો. |
| આસન | બેસવાની કે ધ્યાન ધરવાની પદ્ધતિ. |
| અસંપ્રજ્ઞાત | ઉચ્ચતમ શ્રેષ્ઠ ચેતનાવસ્થા. |
| અસ્મિતા-સમાધિ | શરીરની ભાવનાથી રહિત સમાધિ. |
| અસ્તેય | નિર્લોભતા. (બીજાની વસ્તુનો અપહાર ન કરવો તે.) |
| અવ્યક્ત | અજ્ઞેય-જે જાણવામાં ન આવ્યું હોય, તે. |
| ઇડા | નાસિકાનું ડાબી બાજુનું છિદ્ર. |
| ઈશ્વર | શક્તિમાનોની શક્તિ; મહાન્ સત્તાચાલક. |
| ઇન્દ્રિય | આંતરિક કર્મદ્વાર અથવા જ્ઞાનદ્વાર. |
| ઈશ્વરપ્રણિધાન | ઈશ્વરની આરાધના (પૂજા). |
| ઉદાન | શરીરમાંની એક વિશેષ પ્રાણરક્ષક શક્તિ. |
| ઉદ્‌ઘાત | કુંડલિનીને જાગૃત કરવી તે. |
| એકાગ્ર | ચિત્તની એકાગ્રતામય અવસ્થા. |

| | |
|---|---|
| ઓજસ્ | શરીર અને ચિત્તની સર્વ શક્તિઓ આત્મબળનું રૂપ ધારીને મસ્તિષ્કમાં ભરાઈ રહે છે તે. |
| કર્મ | કોઈ પણ કૃતિ. કર્મનું પરિણામ, એવો પણ પ્રસંગ વિશેષે એનો અર્થ કરી શકાય છે. નશ્વર વિશ્વમાંનો કાર્ય અને કારણનો નિયમ. |
| કૈવલ્ય | પ્રાપ્ત કરવાની અંતિમ ઉચ્ચતમ પદવી–એકતા. |
| ક્રિયાયોગ | પ્રાથમિક યોગ; અથવા પ્રાથમિક ક્રિયાઓનો અભ્યાસ. |
| કુંડલિની | સર્વ વ્યક્તિઓમાં રહેલી દૈવિક નિદ્રિત શક્તિ. |
| ગાયત્રી | વેદોમાંના કેટલાક પવિત્ર છંદો. |
| ગુરુ | શિક્ષક અથવા ઉપદેશક. |
| ચિદાકાશ | જ્યારે આત્મા પોતાના–સ્વયં-પ્રકાશમાં જ–સ્વભાવમાં જ પ્રકાશવા માંડે છે, તે વેળાના જ્ઞાનનો અવકાશ. |
| ચિત્ત | મનભંડાર. |
| ચિત્તાકાશ | માનસિક અવકાશ. |
| જ્ઞાન | જાણવું તે. |
| તમસ્ | અંધકાર–(અજ્ઞાન અથવા અવિદ્યા.) |
| તન્માત્રા | સૂક્ષ્મ તત્ત્વો. |
| તપસ્ | ઉપવાસ ઇત્યાદિ શરીરસંયમની રીતિઓ. |
| દેવ | ચળકતી વ્યક્તિ; શુભ ઇચ્છાથી વર્તનારાઓને પ્રાપ્ત થતી અર્ધદૈવિક અવસ્થા. |
| ધારણા | એકાગ્રતા. |
| ધ્યાન | એકલીનતા. |
| નિર્વાણ | સર્વ પ્રપંચોનો ત્યાગ; મુક્તિ. |
| નિર્વિતર્ક | પ્રશ્ન અથવા શંકારહિત. |
| નિયમ | શુદ્ધતા, સંતોષ, તપ, સ્વાધ્યાય અને સ્વાર્પણ. |
| નિર્વિચાર | વિવેકરહિત. |
| પિંગલા | નાસિકાનું જમણું છિદ્ર. |
| પ્રધાન | પ્રકૃતિ. (મુખ્ય.) |
| પ્રકૃતિ | કુદરત–પ્રધાન. (Nature.) |
| પ્રાણ | શરીરમાંનાં પ્રાણરક્ષક બળો. સમસ્ત વૈશ્વિક શક્તિઓનો જથ્થો. |
| પ્રાણાયામ | પ્રાણનો સંયમ કરવો તે. |

| | |
|---|---|
| પ્રતિભા | પવિત્ર અને વિશુદ્ધ પ્રકાશ |
| પ્રકૃતિલય | જે આત્મા, મુક્તિને પ્રાપ્ત કરવામાં નિષ્ફળ નીવડીને પ્રકૃતિ સાથે મળી ગએલો હોય છે તે |
| પ્રત્યાહાર | ચિત્તને અંતર્દર્શી બનાવવાની ક્રિયા |
| પ્રત્યાકાશ | સાક્ષાત્ દૃષ્ટિ |
| પુરુષ | આત્મા |
| બ્રહ્મ | એક જ અસ્તિત્વ અપ્રતિબંધ-સ્વતંત્ર. |
| બુદ્ધિ | નિશ્ચય કરનારી શક્તિ |
| બ્રહ્મચર્ય | મન, વાચા અને કર્મની પવિત્રતા. |
| મહત્ | જગદ્વિષયક જ્ઞાન (બુદ્ધિ) |
| મહાકાશ | સાધારણ અથવા મહાન્ અવકાશ |
| મનસ્ | મન. |
| મહાયોગ | આત્માને ઈશ્વર સાથે એક થઈ ગએલો જોવો અથવા અનુભવવો તે |
| મંત્ર | પવિત્ર શબ્દ. |
| મણિપૂર | હૃદયસમીપસ્થ યોગીનું તૃતીય કમળ. |
| મૂલાધાર | યોગીનું મૂળ આધારરૂપ કમળ. |
| યમ | યોગના પ્રાથમિક લક્ષણ તરીકે ગણાતા નૈતિક શિક્ષણદ્વારા જે આંતરિક શુદ્ધતા કરવી તે. |
| યોગ | સંયોગ—એટલે કે, અનંત આત્માનો ઉન્નત (ઉચ્ચતમ-શ્રેષ્ઠ) આત્મા સાથે સંયોગ કરવો તે |
| રજસ્ | ઉદ્યોગમાં પ્રવૃત્ત કરનારો ગુણ |
| રાજહંસ | એનો અર્થ સ્પષ્ટ જ છે (Swan) |
| રાજયોગ | એનો શાબ્દિક અર્થ રાજાનો યોગ, એ થાય છે એ પુરુષને મુક્ત કરવાના હેતુથી અથવા બીજા શબ્દોમાં કહીયે, તો પ્રત્યેક વ્યક્તિમા ચૈતન્યનો સાક્ષાત્કાર કરવા માટે આંતરિક પ્રકૃતિને વિજિત કરવાની વિદ્યા છે |
| રાસાયન | આર્યાવર્તનો એક રાસાયનિક પંથ. |
| વાદ | સંવાદ—વાદવિવાદ—થી મળતું જ્ઞાન |
| વૈરાગ્ય | સર્વસંગપરિત્યાગ |

**વિશુદ્ધ** મસ્તિષ્કમાંની એક નાડીના મધ્યબિન્દુ સાથે સંબંધ ધરાવતું યોગીનું પંચમ કમળ.

**વિકલ્પ** શાબ્દિક વિભ્રમ.

**વિક્ષિપ્ત** જ્યારે ચિત્ત પોતાને એકત્ર કરવા માટે મથતું હોય છે, ત્યારની તે-ચિત્ત-ની જે સ્થિતિ, તે વિક્ષિપ્ત કહેવાય છે.

**વૃત્તિ** ચિત્તના નાનાપ્રકારના તરંગો.

**શબ્દ** નાદ અથવા ધ્વનિ.

**શૌચ** શુદ્ધતા અથવા પવિત્રતા.

**સમાધિ** ઉચ્ચતમ-વિશેષ જ્ઞાન.

**સહસ્રાર** મસ્તિષ્ક (Brain) માંનું સહસ્રદલ કમળ.

**સમાન** જે વાયુ, આંતરિક અગ્નિને પ્રદીપ્ત રાખીને પચનક્રિયામાં પ્રવૃત્ત રહે છે, તે સમાન છે.

**સંસ્કાર** ચિત્તમાં બેસી ગએલા છાપ-કે જે ટેવોને ઉત્પન્ન કરે છે.

**સંયમ** ધારણા, ધ્યાન અને સમાધિનો સંયોગ.

**સાનંદ** આનંદપૂર્ણ સમાધિ.

**સંતોષ** એનો અર્થ સ્પષ્ટ જ છે.

**સત્વ** પ્રકાશતત્ત્વ.

**સાત્વિક** જેનામાં સત્ત્વગુણની જાગૃતિ થએલી હોય તે.

**સવિતર્ક** સાશંક-સંશયયુક્ત.

**સવિચાર** વિવેકયુક્ત.

**સિદ્ધાંત** અંતિમ-નિશ્ચયાત્મક જ્ઞાન.

**સિદ્ધ** જેમણે ચમત્કારિક શક્તિઓ મેળવેલી હોય, તેવા યોગી અથવા અર્ધ-પવિત્ર વ્યક્તિઓ.

**સિદ્ધિ** યોગના અભ્યાસવડે પ્રાપ્ત કરેલી ચમત્કારિક શક્તિઓ.

**સ્મૃતિ** (૧) સ્મરણ-પહેલાંની યાદદાસ્ત. (૨) વેદ ઉપરાંત પ્રમાણભૂત મનાતા ગ્રંથ "મનુસ્મૃતિ," "યાજ્ઞવલ્ક્ય સ્મૃતિ." ઇત્યાદિ.

**સ્વાધિષ્ઠાન** યોગીનું નાભિકમળ.

**સ્વાધ્યાય** અભ્યાસ.

હઠયોગ — મન અને શરીરનો સંયમ કરવા માટેની–તેમને પોતાના સંયમમાં લાવવા માટેની વિદ્યા. પરંતુ એમાં એટલો ભેદ છે કે, એ હઠયોગનો અભ્યાસ કરવામાં આત્મિક ઉન્નતિનો હેતુ સમાયલો હોતો નથી, કિન્તુ માત્ર શારીરિક–શરીરની–સંપૂર્ણતાને પ્રાપ્ત કરવાનો જ આશય હઠયોગીના મનમાં રમી રહેલો હોય છે

# પ્રેરણાત્મક સંવાદ.*

તા૦ ૧૯ મી જૂન ૧૮૯૫ બુધવાર.

(થાઉજન્ડ્ આઇલૅંડ પાર્કમાં પોતાના શિષ્યો (છાત્રો)ને નિત્ય નિયત ઉપદેશ આપવા માટે ઉઘાડેલા વર્ગનો આજે આરંભનો દિવસ હતો. અમે† બધાં હજી ત્યાં એકત્ર થયાં નહોતાં; પરંતુ ગુરુનું હૃદય સદૈવ પોતાના કર્મમાં પ્રવૃત્ત હોવાથી જે ત્રણ કિંવા ચાર છાત્રો તેમના સમક્ષ હતાં, તેમને ઉદ્દેશીને જ તેમણે તત્કાળ ઉપદેશનો આરંભ કરી દીધો. એ પ્રભાતમાં તેઓ પોતાના હસ્તમાં બાઈબલ લઇને આવ્યા હતા અને 'તમો સર્વ ક્રિશ્ચિયન્સ્ હોવાથી હું ક્રિશ્ચિયન્ ધર્મ ગ્રંથથી જ મારા ઉપદેશનો આરંભ કરું તો તે વધારે યોગ્ય થઈ પડશે' એમ કહીને તેમણે જૉન્ નામક પુસ્તક (પ્રકરણ) ઉઘાડ્યું.)

"આરંભમાં શબ્દ હતો, તે શબ્દ ઈશ્વર સાથે હતો અને તે શબ્દ જ ઈશ્વર હતો." આને હિંદુ માયા એટલે કે, ઈશ્વરનું વ્યક્ત સ્વરૂપ કહે છે; કારણ કે, એ ઈશ્વરની શક્તિ છે. જેને આપણે પ્રકૃતિના નામથી ઓળખીએ છીએ, તે સમસ્ત વિશ્વમાં પ્રતિબિંબિત કેવલ પરબ્રહ્મ છે. શબ્દનાં પ્રકટ સ્વરૂપો બે છે,—એક તો પ્રકૃતિનું સાધારણ સ્વરૂપ અને દ્વિતીય શ્રીકૃષ્ણ, બુદ્ધ, જેસસ્ અને રામકૃષ્ણ જેવા ઈશ્વરના મહાન્ અવતારોનું વિશિષ્ટ સ્વરૂપ. અનંતનું વિશિષ્ટ પ્રકટીભવન જે ક્રાઇસ્ટ્ તે જ્ઞાત અને જ્ઞેય છે. અનંત જ્ઞાત થઈ શકતો નથી; આપણે પિતાને જાણી શકતા નથી; કેવળ પુત્રને જાણી શકીએ છીએ. આપણે માત્ર 'માનુષતાની છાયા'—ક્રાઇસ્ટદ્વારા જ તે અનંત પરમાત્માને નિહાળી શકીએ છીએ.

જૉનનાં પ્રથમના પાંચ પદ્યોમાં ક્રિશ્ચિયાનિટીનો સમસ્ત નિષ્કર્ષ સમાયલો છે; (તેમાંનું) પ્રત્યેક પદ્ય ગહનતમ તત્ત્વજ્ઞાનથી પરિપૂર્ણ છે.

---

* અમેરિકામાંના થાઉજન્ડ્ આઇલૅંડ પાર્ક નામક એક રમણીય સ્થળમાં સ્વામી વિવેકાનંદે અમેરિકન્ કિંવા પાશ્ચાત્ય જિજ્ઞાસુઓને વેદાંત આદિ આર્યતત્ત્વજ્ઞાનના ઉપદેશામૃતનું પાન કરાવવા માટે એક વર્ગ ચાલૂ કર્યો હતો. એ વર્ગમાં વારંવાર જે બોધ વચનો સ્વામીશ્રીએ ઉચ્ચાર્યાં હતાં, તેમનો તેમની એક શિષ્યાએ (મિસ એ ઇ. વાલ્ડોએ) લખીને સંગ્રહ કર્યો હતો અને તે સંગ્રહને સ્વામીશ્રીના સ્વર્ગવાસ પછી દીર્ઘકાળે ઇ સ. ૧૯૦૮ માં 'Inspired Talks' નામથી છપાવીને પ્રકટ કરવામાં આવ્યો હતો. પ્રસ્તુત 'પ્રેરણાત્મક સંવાદ' તે એ 'Inspired Talks'નો જ અવિકલ ગુર્જર અનુવાદ છે.

† આવા કૌંસમાં જ્યાં પણ 'અમે' આદિ સર્વ નામના કોઈ પણ સ્વરૂપનો પ્રયોગ જોવામાં આવે ત્યાં તે વેળાએ સ્વામીશ્રીના વર્ગમાં તેમની ઉપદેશસુધાનું પાન કરવા આવતાં છાત્રો કિંવા શિષ્યો જ સમજવાનાં છે.

જે સંપૂર્ણ છે તે કદાપિ અસંપૂર્ણ થતો નથી. તે અંધકારમાં હોવા છતાં અંધકારવડે વિકૃત થતો નથી. ઈશ્વરની અનુકંપા ( દયાલુતા ) સર્વમાં ( એક સરખી રીતે ) ગમન કરે છે, પરંતુ તેને તેમની અધમતાનો વિકાર થતો નથી આપણાં નેત્રોના જે કોઈપણ રોગવડે સૂર્યને આપણે વ્યંગવાળો નિહાળીએ છીએ, તે રોગનો ( વાસ્તવિક ) સૂર્યને કશોપણ વિકાર થતો નથી. ( જૉનના ) ઓગણત્રીસમા પત્રમાં જે " ( તે ) વિશ્વના પાપનું હરણ કરે છે" ( Taketh away the sin of the world ) એ પ્રમાણે કહેલું છે, તેનો ભાવાર્થ એટલો જ કે, ક્રાઇસ્ટે આપણને સંપૂર્ણ થવાનો માર્ગ બતાવ્યો છે. મનુષ્યને તેના પોતાના સત્ય સ્વભાવનું દર્શન કરાવવા માટે ઈશ્વર જ ક્રાઈસ્ટ થયો હતો, અને એ પ્રમાણે જોતાં આપણે ( પોતે ) પણ ઈશ્વર જ છીએ. આપણે પવિત્રતમ પરમાત્માપરનાં માનુષીય આવરણ છીએ; પરંતુ પવિત્ર કિંવા દિવ્ય મનુષ્ય તરીકે, ક્રાઇસ્ટ અને આપણે એક જ છીએ.

ત્રિમૂર્તિમય ( Trinitarian ) ક્રાઇસ્ટ આપણાથી ઉત્તમપદ નિયુક્ત છે અને એક મૂર્તિ ( Unitarian ) ક્રાઇસ્ટ કેવળ એક નૈતિક મનુષ્ય છે; અર્થાત્ એ બેમાંથી એક પણ આપણને સાહાય્ય કરી શકે તેમ નથી. કિન્તુ જે ક્રાઇસ્ટ ઈશ્વરનો અવતાર છે, જે ઈશ્વરની પવિત્રતા–દિવ્યતા–ને ભૂલી ગયો નથી, તે જ ક્રાઇસ્ટ આપણને સાહાય્ય આપી શકે એમ છે–તેનામાં ન્યૂનતા છે જ નહિ. એ અવતારો ( અવતારી પુરુષો ) નિરંતર પોતાની દિવ્યતાના જ્ઞાતા હોય છે–એ ( દિવ્યતા ) ને તેઓ પોતાના જન્મકાલથી જ જાણતા હોય છે. એ અવતારી પુરુષો, જેમના નાટકની સમાપ્તિ થઈ ગઈ છે, તોપણ પોતાના કાર્યનો અંત થવા છતાં જેઓ અન્યજનોના મનોરંજન માટે પુન: રંગભૂમિપર આવે છે, તેવા નટો સમાન છે. એ મહા પુરુષો આ પૃથ્વીના કોઈ પણ વિષયથી લિપ્ત નથી; તેઓ અમુક કાળ પર્યન્ત આપણને ઉપદેશ આપવા માટે આપણા સ્વરૂપ અને આપણી મર્યાદાઓને ધારણ કરે છે, પરંતુ વસ્તુત: તેઓ મર્યાદિત નથી, તેઓ તો નિરંતર સ્વતંત્ર–મુક્ત જ છે.

* * * *

શુભ જો કે સત્યના નિકટની વસ્તુ છે; તથાપિ તે સત્ય તો નથી જ. અશુભ ( પરિણામ )વડે વિક્ષિપ્ત કિંવા ક્ષુબ્ધ ન થવાનું શીખી ગયા પછી આપણે શુભ ( પરિણામ )વડે હર્ષિત ન થવા માટેનો અભ્યાસ કરવાનો છે. આપણે એ તો અવશ્ય જાણવું જ જોઈએ કે, આપણે શુભ અને અશુભ ( સુખ અને દુ:ખ ) ઉભયથી પર છીએ; આપણે એમના વ્યવસ્થાક્રમનો અભ્યાસ કરવો જોઇએ અને જાણી લેવું જોઇએ કે, એ ઉભય ( એક સરખી રીતે ) આવશ્યકીય છે.

દ્વૈતની ભાવના પ્રાચીન પર્શિયનો પાસેથી આવેલી છે. વાસ્તવિક શુભ અને અશુભ એક જ છે, અને તે આપણા પોતાના મનમાં જ છે. જ્યારે મન સમતોલ (અવસ્થામાં) હોય છે, તે વેળાએ શુભ કે અશુભનું તેમાં કશું પણ પરિણામ થતું નથી. સંપૂર્ણતાથી મુક્ત થાઓ, એટલે તમને એમાંના એકની પણ બાધા થશે નહિ અને આપણે સ્વતંત્રતા–મુક્તતા તથા (નિર્વિકાર) આનંદનો ઉપભોગ લેતા થઈશું. અશુભ કિંવા દુઃખ તે લોહશૃંખલા છે અને શુભ કિંવા સુખ તે સુવર્ણશૃંખલા છે; અર્થાત્ બંને શૃંખલાઓ જ છે. મુક્ત થાઓ અને નિશ્ચયપૂર્વક એકવાર એ સારી રીતે જાણી લ્યો કે, તમારા માટે કોઈ પણ શૃંખલા (અવશિષ્ટ) છે જ નહિ. પ્રથમ લોહશૃંખલાના બંધનને નિર્બળ (ઢીલું) કરવા માટે સુવર્ણશૃંખલાના બંધનને સ્વીકારો; અને ત્યાર પછી ઉભયનો ત્યાગ કરી દ્યો. આપણા માંસમાં અશુભ (દુઃખ)નો કાંટો પેસી ગયેલો છે, એટલે તેજ કંટકલતામાંથી એક બીજો કાંટો લઈને તેવડે તે પ્રથમના કાંટાને કાઢી નાંખો અને ત્યાર પછી તે બંને કાંટાઓને ફેંકી દઈને (દુઃખ) મુક્ત થઈ જાઓ.

* * * * * *

વિશ્વમાં નિરંતર દાતાની સ્થિતિનો સ્વીકાર કરો. પ્રત્યેક વસ્તુ આપી દ્યો અને તેના ફળ (બદલા)ની આશા ન રાખો. પ્રેમ, સાહાય્ય, સેવા તેમજ બીજું પણ જે અલ્પ સ્વલ્પ તમારાથી આપી શકાય તે આપો, પરંતુ પ્રત્યુપકારની ભાવનાને તમારાથી દૂર રાખો. કોઈ પણ પ્રકારની (આપતી વેળાએ) શર્ત ન કરો, એટલે પછી કોઈ પણ ઠગાવાનો નથી. જેવી રીતે ઈશ્વર આપણને (સર્વ પદાર્થો કોઈ પણ પ્રકારના પ્રતિદાનની આશાવિના) આપે છે, તેવોજ પ્રકાર આપણા દાતૃત્વનો પણ થવા દ્યો.

દાતા કેવળ ઈશ્વરજ છે અને વિશ્વના–સમસ્ત વિશ્વના–જનો માત્ર દુકાનદારોજ છે. ઈશ્વરના ધન પ્રાપ્તિપત્ર (Cheque)ને મેળવો, એટલે તે સર્વત્ર આદરને પાત્ર (સ્વીકરણીય) થવાનુંજ.

"ઈશ્વર પ્રેમનો અવર્ણનીય અને અનિર્વાચ્ય નિષ્કર્ષ છે," તે જાણી શકાય તેવો છે, પરંતુ તેની વ્યાખ્યા કરી શકાય તેવો નથી.

* * * * * *

આપણાં દુઃખો અને જીવનકલહોમાં વિશ્વ આપણને એક અત્યંત ભયાનક સ્થાન સમાન દેખાય છે. પરંતુ જેવી રીતે આપણે કૂતરાનાં બે ગલુડિયાંને રમતાં અને એક બીજાને બટકાં ભરતાં જોઈએ છીએ, તે વેળાએ એઓ વિનોદજ કરે છે અને તેથી તીક્ષ્ણ નખપ્રહાર પણ એમને અત્યારે હાનિકારક થાય તેમ નથી; એ તત્ત્વને જાણીને

આપણે એનો વિરોધ કરી પણ વિચાર કરતા નથી; તેવી જ રીતે આપણાં સર્વ જીવનકલહો ઈશ્વરનાં નેત્રોમાં બાલ્યખેલ સમાન છે. આ સમસ્ત વિશ્વ એવા ખેલો માટે જ છે અને તે ઈશ્વરનું કેવળ મનોરંજન જ કરે છે, વિશ્વમાંની કોઈ પણ વસ્તુ ઈશ્વરના હૃદયમાં ક્રોધ ઉપજાવતી નથી.

* * * * *

"હે જનનિ! જીવન સાગરે મમ તરણિ* ડૂબી જાય છે;
માયા પવનને મોહનું તોફાન પ્રતિક્ષણ થાય છે;
મમ પંચ† નાવિક મૂર્ખ ને વળી કર્ણધારક‡ અબળ છે;
મમ ધૈર્ય લોપાણું અને હૃદયે નિરાશા પ્રબળ છે;
આ તરણિ મારી ડૂબતી તલહીન આ ભવના§ વને,
હે માત! આવી બચાવ સત્વર ડૂબનો જલમાં મને!"‖

"હે માતા, તારો પ્રકાશ પુણ્યાત્મા કિંવા પાપાત્માને એક સરખો પહોંચે છે; તે પ્રેમી તથા ખૂનીને સમાનતાથી પ્રકાશિત (પ્રોત્સાહિત) કરે છે." માતા સર્વમાં સદૈવ પ્રકટ થતી રહે છે. પ્રકાશ જે વસ્તુની ઉપર પડે છે, તે વસ્તુના સ્પર્શથી વિકૃત–ભ્રષ્ટ–થતો નથી તેમ જ પુનિત પણ થતો નથી. પ્રકાશ તો નિરંતર શુદ્ધ અને અપરિવર્તનશીલ છે. પ્રત્યેક પ્રાણીના પૃષ્ઠ ભાગે વિશુદ્ધ, રમણીય અને કદાપિ પરિવર્તનને ન પામતી માતાનો વાસ છે. "સર્વ વ્યક્તિઓમાં પ્રકાશ સમાન વ્યક્ત–પ્રકટ–માતા! અમે તારાં ચરણોમાં નમન કરીએ છીએ." તે વેદના, ક્ષુધા, આનંદ અને ઉત્કર્ષમાં એક સરખી રીતે વસેલી છે. "મધુમક્ષિકા મધુને, જ્યારે (પુષ્પોમાંથી) ચૂસે છે, ત્યારે સ્વામી (ઈશ્વર) તેનું ભક્ષણ કરે છે." ઈશ્વરને સર્વત્ર વ્યાપક જાણીને સાધુજનો નિન્દા તથા સ્તુતિનો ત્યાગ કરી દે છે. એ નિશ્ચયપૂર્વક જાણી રાખજો કે, તમને કોઈપણ વસ્તુ પીડા પહોંચાડી શકે તેમ નથી. એ કેવી રીતે? એવી રીતે કે, શું તમે મુક્ત નથી? તમે આત્મા નથી? આપણા જીવનોનું જીવન, આપણા કર્ણોનું શ્રવણ અને આપણાં નેત્રોની દૃષ્ટિ તે જ છે.

---

* તરણિ–લઘુ નૌકા (શરીરરૂપ નૌકા) † પંચનાવિક–પાંચ ઇન્દ્રિયો.
‡ કર્ણધારક–સુકાની, (આ મનનું રૂપક છે) § ભવના વને–ભવરૂપ સમુદ્રમાં
‖ આ સમસ્ત રૂપકનો સરળ ભાવાર્થ એવો થાય છે કે;–"આ જીવનસાગરમાં શરીરરૂપ નૌકા ડૂબતી જાય છે, કારણ કે, તેને પ્રતિક્ષણે માયારૂપ પવન અને મોહરૂપ તોફાનની બાધા થયા કરે છે. વળી એ શરીરનૌકાના નાવિકરૂપ પંચેન્દ્રિયો મૂર્ખ અને કર્ણધાર રૂપ મન નિર્બળ છે; એટલે મારા ધૈર્યનો લોપ થયો છે. આ દેહરૂપ નૌકા ડૂબે છે; માટે હે ઈશ્વર! મારું રક્ષણ કર!!"

કોઈ એક માણસની પૂઠે પોલીસનો સિપાહી પડ્યો હોય તેની પેઠે આપણે આ જગતમાં ચાલીએ છીએ અને તેના સૌન્દર્યની દીનમાં દીન અચિર પ્રભાને જોઈ શકીએ છીએ. જે આ સર્વ ભયો આપણો પીછો પકડે છે, તે (આપણા) માયામાંના વિશ્વાસમાંથી જ આવે છે (અથવા બીજા શબ્દોમાં કહીએ તો ઉત્પન્ન થાય છે). માયા તેની પાછળના મનની ઉપસ્થિતિમાંથી પોતાનું સમસ્ત અસ્તિત્વ પ્રાપ્ત કરે છે. જે કાંઈ આપણા જોવામાં આવે છે, તે પ્રકૃતિદ્વારા* અલ્પસ્વલ્પ સ્રવતો ઈશ્વર–પરમાત્મા જ છે.

તા૦ ૨૩ મી જૂન ૧૮૯૫ રવિવાર.

વિક્રમશાળી તથા નિષ્કપટ થાઓ; ત્યાર પછી ભક્તિસહિત કોઈ પણ માર્ગને અનુસરો, એટલે અવશ્ય તમે તે નિખિલને પ્રાપ્ત કરશોજ. એકવાર સાંકળની એક કડીને પકડો, એટલે આખી સાંકળ અનુક્રમે ખેંચાઈ આવશે. વૃક્ષના મૂળમાં જળસિંચન કરો, (એટલે કે, પરમાત્મા પ્રતિ પહોંચો) એટલે સમસ્ત વૃક્ષ જળ સિંચિત થઈ જશે; (સારાંશ કે,) પરમેશ્વરને પ્રાપ્ત કર્યા, એટલે આપણે સર્વ કાંઈ પ્રાપ્ત કરી ચૂક્યા, એમ જ સમજવાનું છે.

એકપક્ષીયતા વિશ્વના વિનાશનો હેતુ છે. જેમ જેમ તમે વિશેષ દિશાઓનો વિકાસ કરો (એટલે કે, જ્ઞાનદૃષ્ટિની વિશાળતાને મેળવો), તેમ તેમ તમને વિશેષ આત્માઓની પ્રાપ્તિ થશે અને તે સર્વ આત્માઓમાં–ભક્ત તેમ જ જ્ઞાનીમાં, તમે વિશ્વનું દર્શન કરી શકશો. પ્રથમ તમારા સ્વભાવને નિશ્ચિત કરો અને તેને વળગી રહો. નિષ્ઠા જ પ્રારંભકર્તા માટેની એક માત્ર પદ્ધતિ છે, પરંતુ ભક્તિ અને નિષ્કપટતાના યોગે તે સર્વ વસ્તુઓને પ્રાપ્ત કરાવી શકે છે. દેવમંદિરો, સિદ્ધાન્તો અને આકૃતિઓ (મૂર્તિઓ) આદિ કોમળ રોપાઓને રક્ષવા માટેની વાડ સમાન છે; પરંતુ કેટલાક સમય પછી તેમની છિન્ન ભિન્નતા થવીજ જોઈએ કે જેથી રોપો વૃક્ષનું સ્વરૂપ ધારણ કરવાને સમર્થ થઈ શકે. એ જ પ્રમાણે નાનાવિધ ધર્મો, બાઈબલ્સ, વેદો અને આદેશ ઇત્યાદિ નાના રોપાના સંરક્ષણ માટેના રોપાની આસપાસ લોઢા કે લાકડાના બાંધી લીધેલા પાંજરા સમાન છે; પરંતુ તે રોપાએ એ પાંજરામાંથી બહાર નીકળવું જોઈએ. નિષ્ઠા એક રીતે એ રોપાને પાંજરામાં મૂકે છે–એટલે કે, કલહમગ્ન આત્માનું તેના ચૂંટી કાઢેલા માર્ગમાં રક્ષણ કરે છે.

* * * * * *

'તરંગ'નું નહિ, કિન્તુ 'મહાસાગર'નુંજ અવલોકન કરો. એક કીટિકા અને દેવદૂતમાં ભેદ ન નિહાળો. પ્રત્યેક જન્તુ નાઝરીન (ક્રાઇસ્ટ)નો બંધુ જ છે. એક ગુરુતર

* અહીં માયા અને મન ઉભયના અર્થમાં પ્રકૃતિ શબ્દનો પ્રયોગ કરેલો છે.

અને અન્ય લઘુતર છે, એમ કેમ કહી શકાય વારુ? પ્રત્યેક પોતાના સ્થાનમાં ગુરુતર કિંવા મહાન્ છે. આત્મા અવકાશ અને કાળથી પર છે અને સર્વત્ર છે. ઈશ્વરના ગુણગાન કરતું પ્રત્યેક મુખ તે મારું મુખ છે અને તેને નિહાળતાં પ્રત્યેક નેત્રો તે મારાંજ નેત્રો છે આપણે કોઈ પણ સ્થળે બદ્ધ નથી, આપણે શરીર નથી, કિન્તુ વિશ્વ આપણું શરીર છે. આપણે જાદૂઈ લાકડીઓને હાથમાં હીલવતા અને આપણી સમક્ષ ઇચ્છા પ્રમાણેના આદર્શોને ઉત્પન્ન કરતા જાદુગર છીએ આપણે, પોતાની ઇચ્છા પ્રમાણે પોતાના જાળમાંનાં અનેક સ્થળોમાં ગમન કરી શકનારા કરોળિયા છીએ. એ કરોળિયો અત્યારે કેવળ પોતે જે સ્થળમાં છે, તે સ્થળનુંજ જ્ઞાન ધરાવે છે, પરંતુ સમયના જવા સાથે તે સમસ્ત જાળનો જ્ઞાતા થશે. આપણે અત્યારે જ્યાં આપણું શરીર છે, ત્યાંનુંજ જ્ઞાન ધરાવીએ છીએ અને આપણે કેવળ એક જ મસ્તિષ્કનો ઉપયોગ કરી શકીએ છીએ, પરંતુ જ્યારે આપણે અતિજ્ઞાનના પ્રદેશમાં પહોંચીશું, તે વેળાએ આપણે સર્વ જાણીશું અને સર્વ મસ્તિષ્કોનો ઉપયોગ કરી શકીશું અત્યારે પણ આપણે જ્ઞાનનું પ્રસારણ કરી શકીએ એમ છે તે (પોતાની મર્યાદાથી) પર પ્રદેશમાં જાય છે અને અલૌકિક જ્ઞાન પ્રદેશમાં પોતાનું કાર્ય કરવા માંડે છે.

જેવી રીતે વિશુદ્ધ સ્ફટિક સર્વને પ્રતિબિંબિત કરે છે, પરંતુ તે નિરંતર તેનો તે જ હોય છે, તેવા (સ્ફટિક સમાન) થવા માટે આપણે સર્વ મથી રહ્યા છીએ. જ્યારે એ અવસ્થાની પ્રાપ્તિ થાય છે, ત્યારે પછી કાંઇપણ કર્તવ્ય અવશિષ્ટ રહેતું નથી, શરીર કેવળ એક, જેના માટે કાંઇપણ ચિન્તા ન રહે, એવી વિશુદ્ધ યન્ત્ર રચના સમાન બની જાય છે; અને તે અપવિત્ર થઈ શકતું નથી.

તમે જાણી લ્યો કે, તમો અનંત છો; (અને મનુષ્યને એ જ્ઞાન થયું) એટલે, ભયોનો અવશ્ય નાશ થવો જ જોઇએ. નિરંતર એમ જ કહો કે, "હું અને મારો પિતા એક જ છીએ!" (I and my Fathei are one.)

* * * * *

ભાવિકાળમાં દક્ષલતાપરના દ્રાક્ષાના ગુચ્છો પ્રમાણે ક્રાઇસ્ટો સખ્યાબદ્ધ અવતરશે, તે વેળાએ બધો ખેલ સમાપ્ત થશે અને આ સર્વ (દૃશ્યો)નો લોપ થઈ જશે. જેવી રીતે કિટલીમાંનું પાણી ઉકળવા માંડે છે, તે વેળાએ પ્રથમ તેમાં એક પરપોટો ઉત્પન્ન થાય છે, ત્યાર પછી બીજો ઉદ્ભવે છે અને પછીથી પ્રતિપળ તેમની સંખ્યા વધતી જઇને અંતે ખળભળાટમાં પડી તે વરાળના રૂપે બહાર નીકળી જાય છે. બુદ્ધ અને ક્રાઇસ્ટ એ આ વિશ્વે અત્યાર સુધીમાં ઉત્પન્ન કરેલા મોટામાં મોટા પરપોટા છે. મોઝેસ્ એક અતિ

લઘુ પરપોટો હતો, અને ત્યાર પછી એક કરતાં એક મોટા પરપોટા અનુક્રમે આવ્યા હતા; એક સમય એવો આવશે કે, જે વેળાએ બહુધા સર્વ પરપોટા થશે અને મુક્ત થઈ જશે; પરંતુ આ નિત્ય નવીના સૃષ્ટિ એ વ્યાપારને નિત્ય અવ્યાહત ચાલતો રાખવા માટે (પુનઃ) નવીન જલસમુદાય લઈ આવશે.

વા૦ ૨૪ મી જૂન ૧૮૯૫ સોમવાર. (આજનું વાંચન નારદનાં 'ભક્તિસૂત્રો' માંનું હતું.)

"ઈશ્વરમાં જે અત્યંત પ્રેમ તે જ ભક્તિ છે અને એ પ્રેમ (ભક્તિ) જ સત્ય અમરતા છે. એ પ્રેમને મેળવવાથી મનુષ્ય સંપૂર્ણ સંતુષ્ટ થાય છે, તેને હાનિમાટે વિષાદ થતો નથી અને તે કદાપિ કોઈનો દ્વેષ કરતો નથી. એ પ્રેમના જ્ઞાનથી મનુષ્ય ઉન્મત્ત બની જાય છે."

મારા ગુરુ નિરંતર કહેતા હતા કે;-"આ વિશ્વ એક વિશાળ ઉન્મત્તશાળા છે કે, જેમાંના સર્વ મનુષ્યો ઉન્મત્ત છે. કેટલાકો ધનની પાછળ ગાંડા થએલા છે, કેટલાકોની સ્ત્રીઓ માટે ડાગળી ચસકી ગઈ છે, કેટલાકો નામ અથવા કીર્તિની પાછળ દીવાના બન્યા છે અને થોડાકો ઈશ્વરના ધ્યાનમાં પોતાના ભાનને ખોઈ બેઠા છે. હું ઈશ્વર પાછળ ગાંડા થવાનું પસંદ કરું છું." ઈશ્વર પારસમણિ છે કે જે આપણને એક ક્ષણ માત્રમાં સુવર્ણના સ્વરૂપમાં ફેરવી નાંખે છે; સ્વરૂપ (બાહ્ય સ્વરૂપ) જો કે તેવું જ કાયમ રહે છે, પરંતુ સ્વભાવનું પરિવર્તન થઈ જાય છે. મનુષ્યનો આકાર તો રહે છે, પણ આપણે (કોઈની પણ) હાનિ કિંવા પાપકૃતિ કરતા અટકી જઈએ છીએ.

"ઈશ્વર વિષયક વિચારમાં નિમગ્ન થતાં કેટલાકો રડે છે, કેટલાકો ગાવા માંડે છે, કેટલાકો હસ્યા કરે છે, કેટલાકો નાચતા ફરે છે અને કેટલાકો આશ્ચર્યકારક વાર્તાલાપ કર્યો કરે છે; પરંતુ કોઈ પણ કેવળ ઈશ્વર વિના બીજા કથા વિશે કાંઈ પણ બોલતું નથી."

ધર્મસંસ્થાપકો ધર્મનો ઉપદેશ આપે છે; પરંતુ જેસસ્, બુદ્ધ અને રામકૃષ્ણ જેવા અવતારો (સાક્ષાત) ધર્મ આપી શકે છે; તેમનો એક જ દૃષ્ટિપાત, એક જ સ્પર્શ સંપૂર્ણ છે. 'મસ્તકપર વરદહસ્ત મૂકવો' એ પવિત્ર આત્માની શક્તિ છે. એ શક્તિ-ગુરુ શક્તિની શૃંખલા-ગુરુએ પોતાના શિષ્યોને આપી હતી. એ સત્ય ધર્મદીક્ષાવિધિ, અસંખ્ય યુગોથી અત્યાર લગી અપાતો આવ્યો છે.

"ભક્તિ પોતે સર્વ વાસનાઓના અવરોધરૂપ હોવાથી વાસનાઓની પૂર્તિ માટે ભક્તિનો ઉપયોગ થઈ શકતો નથી." નારદ પ્રેમનાં લક્ષણો આ પ્રમાણે વર્ણવે છે. "જે વેળાએ સર્વ વિચારો, સર્વ શબ્દો અને સર્વ કર્મો ઈશ્વરને સમર્પિત કરી દેવામાં આવે છે,

અને ઈશ્વરની લેશમાત્ર વિસ્મૃતિ પણ મનુષ્યને અત્યંત દુઃખિત કરી નાંખે છે; તે વેળાએ તેનામાં પ્રેમનો આરંભ થએલો છે, એમ સમજી લેવું."

"પ્રેમનું ઉચ્ચતમ સ્વરૂપ એ જ છે; કારણ કે, સર્વ પ્રકારના માનુષી પ્રેમમાં જે પ્રત્યુપકાર (બદલા)ની ઇચ્છા રહેલી હોય છે, તે ઇચ્છા કિંવા વાસનાનો એમાં નિવાસ નથી."

"જે મનુષ્ય સામાજિક અને શાસ્ત્રીય આચાર કિંવા વ્યવહારથી આગળ વધી ગયો હોય, તે સંન્યાસી છે. જ્યારે અખંડ આત્મા ઈશ્વરમાં જ સમાય અને જ્યારે આપણે કેવળ ઈશ્વરમાં જ શરણ લઇએ, ત્યારે જાણવું કે, આપણ હવે તે પ્રેમને મેળવવાની તૈયારીમાં છીએ."

જ્યાંસુધી ધર્મશાસ્ત્રોના સાહાય્ય વિના ચાલવાને તમે સંપૂર્ણ બળવાન્ થાઓ, ત્યાં સુધી ધર્મશાસ્ત્રોને અનુસરો અને ત્યાર પછી તેમનું અતિક્રમણ કરીને આગળ વધો. પુસ્તકો કાંઈ અંતિમ સર્વસ્વ નથી સત્યની ઉપલબ્ધિ જ ધાર્મિક સત્યનો પૂરાવો છે. પ્રત્યેકે પોતાના લાભ માટે સત્યનો પ્રમાણપુર સર નિર્ણય કરી લેવો જોઇએ; જે શિક્ષક કિંવા ગુરુ એમ કહે કે, "મેં જોયું છે, પણ તમે જોઈ શકો તેમ નથી." તો તે શિક્ષક કિંવા ગુરુ કદાપિ વિશ્વાસપાત્ર નથી. કિન્તુ જે એમ કહે કે, "તમે પણ તેને જોઈ શકો એમ છે" તે જ ગુરુ કેવળ વિશ્વાસપાત્ર છે. સર્વ કાળમાં અને સર્વ દેશોમાં સર્વ ધર્મગ્રંથો અને સર્વ સત્યો જ વેદો છે, કારણ કે, એ સત્યો દશ્ય છે અને કોઈ પણ તેમને શોધી કાઢી શકે તેમ છે.

"જ્યારે પ્રેમસૂર્યનો આકાશમાં ઉદય થવા માંડે છે, તે વેળાએ આપણાં સર્વ કર્મોને ઈશ્વરાર્પણ કરવાની આપણી ઇચ્છા થાય છે, અને (એમ થવા પછી) જ્યારે પણ આપણે તેને એક ક્ષણ માત્ર પણ ભૂલી જઇએ છીએ, તો તેટલાથી પણ આપણને અત્યંત વેદના થાય છે."

ઈશ્વર અને તમારા ઈશ્વર વિષયક પ્રેમની વચ્ચે કોઈ પણ પદાર્થ (અંતરાય) ને આવવા ન દો. કેવળ તેને અને તેને જ પ્રેમ કરો, અને જગતને તેની ઇચ્છા પ્રમાણે ગમે તેમ બોલવા દો. પ્રેમ ત્રણ પ્રકારનો હોય છે,—એક પ્રેમ એક કિંવા અનેક વસ્તુની માગણી કરે છે, પરન્તુ આપતો કાંઈ પણ નથી, દ્વિતીય પ્રેમ આપવા લેવામાં સમાન હોય છે, અને તૃતીય પ્રેમ કોઈ પણ પ્રકારના પ્રતિદાન (બદલા)ની આશા વિનાનો પતંગના દીપકપ્રકાશમાંના પ્રેમ સમાન સ્વાર્થ રહિત હોય છે.

✓"પ્રેમ, કર્મ, યોગ અને જ્ઞાન કરતાં વિશેષ ઉચ્ચતર છે."

"કર્મ તે તેના કર્તામાટેનું કેવળ શિક્ષણ છે તે બીજાઓનું કલ્યાણ કરી શકતું નથી. આપણા કર્તવ્યને આપણે પોતે જ કરવું જોઇએ. ધર્મસંસ્થાપકો તો કર્મ કેવી રીતે

કરવું એનો માર્ગ જ કેવળ આપણને બતાવે છે. "જેની તમારી ભાવના હોય, તેવા જ તમે થવાના," એટલે અર્થાત્ જો તમે તમારો સર્વ ભાર જેસસપર નાંખી દેશો, તો પછી તમારે કેવળ તેના વિચારમાં જ નિમગ્ન રહેવું પડશે અને એવી રીતે (વર્તવાથી) તમે તેના જેવા જ થશો; કારણ કે, તમારી ભાવના તેનામાં છે.

"નિ:સીમ સ્નેહ અને ઉચ્ચતમ જ્ઞાન, તે એક જ વસ્તુ છે."

પરંતુ કેવળ ઈશ્વરવિષયક વાર્ત્તાલાપ કરવાથી કાંઈ પણ વળવાનું નથી; આપણે પ્રેમ રાખવો જોઈએ અને પ્રત્યક્ષ કર્મ કરવું જોઈએ. સંસાર અને સર્વ સાંસારિક વસ્તુઓ (વિષયો)નો ત્યાગ કરો–વિશેષતઃ જ્યાં સુધી 'રાપો' કોમળ છે, ત્યાં સુધીમાં જ એ ત્યાગ કરી નાંખવો. દિવસ અને રાત્રિ ઈશ્વરનું જ ચિન્તન કર્યાં કરો અને શક્ય હોય ત્યાં સુધી અન્ય કોઈ પણ વિચારને હૃદયમાં સ્થાન ન આપો. નિત્યના આવશ્યકીય સર્વ વિચારો ઈશ્વરદ્વારા વિચારી શકાય એમ છે. ખાન, પાન અને નિદ્રામાં પણ તેનું જ ચિંતન રાખો, તેને સર્વમાં નિહાળો. બીજાઓ સાથે જે વાર્ત્તાલાપ કરો, તે પણ ઈશ્વર વિશેનો જ કરો; કારણ કે, એ અત્યંત કલ્યાણકારક છે.

ઈશ્વર અને તેના મહત્તમ બાળકોની કૃપાને મેળવો; (ઈશ્વરની કૃપા અને તેના મહત્તમ બાળકોની કૃપા) એ બે ઈશ્વરપ્રાપ્તિના મુખ્ય માર્ગો છે. એ પ્રકાશયુક્ત બાળકોનો સંસર્ગ અત્યંત દુર્લભ છે; એમના સમાગમમાં વીતાડેલો પાંચ વિપળનો સમય સમસ્ત જીવનનું પરિવર્તન કરી નાંખે છે;* અને જો તમારા મનમાં એવા પુરુષના સમાગમની ખરેખરી જ આકાંક્ષા હશે, તો તેની અવશ્ય તમને પ્રાપ્તિ થશે. જેઓ ઈશ્વરમાં પ્રેમ ધરાવનારાઓ છે, તેમની ઉપસ્થિતિ એક (અપવિત્ર) સ્થાનને પવિત્ર બનાવી દે છે, "ઈશ્વરના બાળકોનો એવો (અલૌકિક) પ્રભાવ છે. તેઓ ઈશ્વર જ છે; અને જ્યારે તેઓ બોલે છે, ત્યારે તેમના જે શબ્દો તે ધર્મશાસ્ત્ર જ હોય છે. જે સ્થાનમાં તેમનો નિવાસ થએલો હોય, તે સ્થાન તેમનાં આન્દોલનોથી ભરાઈ જાય છે અને તેથી જે અન્ય જનો તે સ્થાનમાં જાય છે, તેમનામાં તે આન્દોલનોનું પરિણામ થાય છે અને તેઓ પણ પવિત્ર થવા માટેની પ્રવૃત્તિ (ગુણ) ને પ્રાપ્ત કરે છે.

"એવા પ્રેમીજનોમાટે જાતિ, વિદ્યા, સૌન્દર્ય, જન્મ, લક્ષ્મી કિંવા વ્યવસાય આદિનો ભેદ હોતો નથી; કારણ કે, (તેમના અભિપ્રાય પ્રમાણે તો તે) સર્વ ઈશ્વરના જ છે."

---

* "એક ઘડી આધી ઘડી, આધી મેં પુનિ આધ;
તુલસી સંગત સંતકી, કટૈ કોટ અપરાધ." તુલસીદાસ.

સર્વ અધમ સમાગમ (નઠારી સોબત)નો ત્યાગ કરો. ખાસ કરીને પ્રારંભમાં તો એનો અવશ્ય ત્યાગ કરવો જ જોઇએ. જેથી તમારા મનની વિચ્છિન્નતા થવાનો સંભવ હોય, તેવા સાંસારિક સંગથી દૂર રહો. અહંતા તથા મમતાને દેશનિકાલ કરો. જે આ વિશ્વમાં સર્વ વસ્તુવિહીન હોય છે, તેની પાસે જ ઇશ્વર આવે છે. સર્વ સાંસારિક મોહોના બંધનને કાપી નાંખો; 'મારું શુ થશે અને હું શું કરીશ' આદિ ચિન્તા અને મંદતાનું અતિક્રમણ કરીને આગળ વધો. તમે જે કાંઈ પણ કર્યું હોય, તેના પરિણામને જોવા માટે કદાપિ પાછા ફરશો નહિ. સર્વ ઇશ્વરને અર્પિત કરી દો, આગળ વધતા જાઓ અને તેનો લેશ માત્ર પણ વિચાર ન કરો. અખંડ આત્મા અવિલંબ પ્રવાહનારૂપે ઇશ્વરમાં મળી જાય છે, ત્યા સપત્તિ, નામ કિંવા કીર્ત્તિને અર્થાત્ એક ઇશ્વર વિના અન્ય કોઈ પણ વસ્તુને ઇચ્છવાનો અવકાશ જ હોતો નથી. જ્યારે આવી અવસ્થા થશે, તે વેળાએ જ આપણાં હૃદયોમાં પ્રેમના તે અનંત અને અદ્ભુત આનંદનો આવિર્ભાવ થશે. સર્વ વાસનાઓ કાચના મણુકા સમાન છે. પ્રભુપ્રેમ પ્રતિક્ષણે વધતો જાય છે અને નિરંતર નવો ને નવો જ રહે છે—એ પ્રેમ કેવળ (આંતરિક) લાગણીથી જ જાણવામા આવી શકે છે. પ્રેમ એક અત્યત સરળ વસ્તુ છે. એને બુદ્ધિવાદની અગત્ય નથી, એ સ્વાભાવિક છે. આપણને ઉપપત્તિ તથા પ્રમાણની કાંઈ પણ આવશ્યકતા નથી. યુક્તિવાદ કિંવા બુદ્ધિવાદ આપણાં મનવડે અમુક વસ્તુને સમર્યાદ કરે છે. આપણે એક જાળનો વિસ્તાર કરીએ છીએ અને તેમા અમુક વસ્તુને પકડીએ છીએ; અને એમ કર્યા પછી આપણે કહીએ છીએ કે, આપણે આ કાર્ય સિદ્ધ કરી ચૂકયા; પણ નહિ, ઇશ્વરને આપણે જાળમા કદાપિ સપડાવી શકતા નથી.

પ્રેમ કોઇ પણ પ્રકારના નિકટ સંબધ વિનાનો હોવો જોઇએ. જ્યારે આપણે અયોગ્ય રીતે પણ પ્રેમ કરીએ છીએ, ત્યારે તે પણ સત્ય પ્રેમ અને સત્ય આનન્દનો જ અંશ હોય છે; શક્તિ તેની તે જ છે, અને તેનો આપણે આપણી ઇચ્છામાં આવે તેવા પ્રકારે ઉપયોગ કરીએ છીએ. શાંતિ અને આનન્દ જ પ્રેમનો સ્વભાવ છે. એક ખૂની મનુષ્ય પણ જ્યારે એક શિશુને ચુંબન કરે છે, તે વેળાએ ક્ષણ માત્ર તે પ્રેમ વિના અન્ય સર્વ વસ્તુઓને ભૂલી જાય છે. આત્માભિમાન અને અહંભાવનાનો ત્યાગ કરો તેમ જ ક્રોધ અને વિષયવાસનાને કાઢી મૂકો અને સર્વ ઇશ્વરને સમર્પણ કરી દો. "હું નથી, પણ તું છે; સર્વ વૃદ્ધ પુરુષ ચાલ્યા ગયા છે, કેવળ તું જ અવશિષ્ટ છે." "હું તું છું." કોઇના ઉપર દોષનો આરોપ ન કરો, જો કાંઇ પણ દુઃખ આવી પડે તો એમ જ જાણો કે, ઇશ્વર તમારી જોડે ક્રીડા વિનોદ કરે છે, અને એમ જાણીને અત્યત આનન્દિત થાઓ.

પ્રેમ દેશ અને કાળથી પર (અબાધ્ય) છે; અને અનંત છે.

તા૦ ૨૫ મી જૂન ૧૮૯૫ મંગળવાર.

દૂર હોય કિંવા નિકટ હોય; પરન્તુ પ્રત્યેક સુખ પછી દુઃખ આવે છે. આત્મા જેમ વધારે આગળ વધેલો હોય છે, તેટલા પ્રમાણમાં એ સુખ તથા દુઃખ એક બીજાને વિશેષ ત્વરાથી અનુસરે છે. આપણે જે વસ્તુને ઇચ્છીએ છીએ, તે સુખ પણ નથી અને દુઃખ પણ નથી. એ બન્ને (સુખ તેમ જ દુઃખ) આપણને આપણા સત્ય સ્વભાવની વિસ્મૃતિ કરાવી દે છે; એ બન્ને શૃંખલાઓ જ છે; પણ ભેદ માત્ર એટલો જ કે, એક શૃંખલા લોહની છે અને બીજી સુવર્ણની છે; એ ઉભયની પાછળ આત્મા રહેલો છે, કે જે સુખને પણ જાણતો નથી અને દુઃખને પણ ઓળખતો નથી. આ અવસ્થાઓ છે અને અવસ્થાઓ અવશ્ય પરિવર્તિત થવી જ જોઇએ, પરંતુ આત્માનો સ્વભાવ તો આનન્દ અને અપરિવર્તનશીલ શાંતિ જ છે. આપણે એ આનન્દ અને શાંતિ મેળવવાનાં નથી; કિન્તુ એમને તો આપણે પ્રથમથી જ ધરાવીએ છીએ; કેવળ કાટ–મળ–ને ધોઈ નાંખો અને તેમને (તેમના સત્યસ્વરૂપમાં) જુઓ, એટલો જ વિલંબ છે.

આત્માપર ઊભા રહો (આત્મરૂપ નિહાળો), કારણ કે, એમ કરવાથીજ આપણે વિશ્વમાં સત્યપ્રેમ રાખી શકીએ છીએ. અત્યંત ઉચ્ચ સ્થળે ઉભા રહો; આપણે આપણા વિશ્વવ્યાપક સ્વભાવને જાણીને વિશ્વના વિશ્વદશ્યને સંપૂર્ણ શાંતિથી જ નિહાળવું જોઇએ. એ કેવળ બાલ્યખેલ છે, અને આપણે જાણીએ છીએ કે, એથી આપણને કશો પણ પ્રત્યવાય કરી શકાય તેમ નથી. જો મન સ્તુતિથી આનન્દિત થાય, તો પછી નિન્દાથી તે ખેદયુક્ત થવાનું જ. સર્વ ઇન્દ્રિયસુખો તેમજ મનનાં સુખો અશાશ્વત (ક્ષણભંગુર) છે; પરતુ આપણા પોતામાં એક સત્ય અને અકથ્ય આનન્દ રહેલો છે કે જે સર્વથા સ્વતંત્ર છે. તે સંપૂર્ણ મુક્ત છે અને તે પરમાનન્દ છે. જેમ આપણા અંતરમાંનો આનન્દ અધિક હોય, તેમ આપણે અધિક આત્મિક છીએ, એમ જાણવું. જેને જગત ધર્મના નામથી ઓળખે છે, તે આત્માનો આનન્દ જ છે.

બાહ્યવિશ્વ કરતાં અંતર્વિશ્વ, વસ્તુવિશ્વ અત્યંત મહાન છે–બાહ્યવિશ્વ તે અંતર્વિશ્વ–સત્યવિશ્વનું કેવળ એક છાયાચિત્ર છે. આ વિશ્વ સત્ય પણ નથી અને અસત્ય પણ નથી; કિન્તુ આ સૃષ્ટિ તે સત્યની છાયા જ છે. એક કવિ કહે છે કે,–"કલ્પના તે સત્યની પ્રકાશિત (સ્વર્ણ રંજિત) પ્રતિમા છે." (એવો જ પ્રકાર વિશ્વના પણ સમજી લેવો.)

આપણે સૃષ્ટિમાં પ્રવેશ કરીએ છીએ, અને ત્યાર પછી તે આપણા માટે જીવતી થાય છે. સર્વ વસ્તુઓ પોતે તો મૃત જ (હોય) છે; આપણે જ તેમને જીવન આપીએ

છીએ અને ત્યાર પછી મૂર્ખ પ્રમાણે આપણે તેમની આસપાસ ભમ્યા કરીએ છીએ અને તેમનાથી ભયભીત થઈએ છીએ કિંવા તેમનો ઉપભોગ કરીએ છીએ અહીં એક વેળાએ તોફાનમાં સપડાયલી મચ્છીમાર બૈરીઓનું ઉદાહરણ જાણવા જેવું છે એકવાર કેટલીક મચ્છીમાર બૈરીઓ બજારમાંથી માછલાં વેચીને ઘર તરફ પાછી વળતા તોફાનમાં સપડાઈ ગઈ અને તેમણે એક પુષ્પવિદ્યાવિત્ માળીના ઘરમાં આશ્રય લીધો. જેમાંનો વાયુ પુષ્પોના સૌગન્ધવડે પરિપૂર્ણ હતો, તે ઉદ્યાનની પાસેના જ એક ઓરડામાં તે ધીવર-સ્ત્રીઓને રાત્રિ પૂરતો આશ્રય આપવામાં આવ્યો હતો તે સ્ત્રીઓએ ઉંઘવાનો ઘણોએ પ્રયત્ન કર્યો, પણ વ્યર્થ (પુષ્પોના સૌગન્ધને લીધે તેમને ઉંઘ આવી નહિ) અંતે તેમના માંની એક સ્ત્રીએ પોતાની માછના ભરવાની ટોપલીઓને ભીંજવીને માથા પાસે રાખવાની સલાહ આપી અને જ્યારે એ પ્રમાણેની વ્યવસ્થા કરવામાં આવી ત્યારે (તે માછલાના દુર્ગન્ધના યોગે) તે સર્વ સ્ત્રીઓ તત્કાળ ગાઢ નિદ્રામાં પડી ગઈ

આ જગત્ તે આપણી માછલાં ભરવાની ટોપની છે આપણે આપણા સુખ માટેનો એનાપર કદાપિ આધાર રાખવો ન જોઇએ જેઓ પોતાના સુખનો એનાપર આધાર રાખે છે, તેઓ **તામસ** એટલે કે બદ્ધ જનો છે એમની પછી **રાજસ** એટલે કે, અહંકારીઓ આવે છે, કે જેઓ નિરંતર 'અહમ્' વિશે જ બોલ્યા કરે છે (અર્થાત્ જેમને અહંતાનો જ રોગ લાગેલો હોય છે) કેટલીકવાર એ **રાજસ** જનો શુભ કર્મ કરે છે અને તેથી એમના આત્મિક થવાનો સંભવ ધારી શકાય છે પરંતુ સર્વથી ઉચ્ચતમ કિંવા શ્રેષ્ઠતમ તો **સાત્વિકો** જ છે કે, જેઓ કેવળ આત્મામાંજ નિવાસ કરી રહેલા હોય છે તમોગુણ, રજોગુણ અને સત્વગુણ એ ત્રણ ગુણો પ્રત્યેકમા રહેલા છે, અને ભિન્ન ભિન્ન સમયે એક ગુણ બીજા કરતા વધારે પ્રબળ હોય છે

અમુક વસ્તુ બનાવવી (એટલે કે, અમુક વસ્તુની બનાવટ), તે કાંઈ સૃષ્ટિ નથી, કિન્તુ જેવી રીતે ચૂનના ઝીણા કકડા (અણુ)ઓને જળથી ભરેલા પાત્રના તળિયામા નાખી દેવામાં આવે અને તેઓ વ્યષ્ટિ કિંવા સમષ્ટિરૂપે (એકત્વથી કિંવા સમૂહબદ્ધ) સપાટી ઉપર ચઢી આવવાને ધસારો કરે છે, તેજ પ્રમાણે સમાનતા—સમભાવ—ને પુન પ્રાપ્ત કરવામાટેનો જે પ્રયાસ, તે સૃષ્ટિ છે જીવન દુ ખમય છે અને તે દુ ખયુક્ત હોવું જ જોઇએ. અલ્પ દુઃખ તે જીવનનું સાધન છે, જે અલ્પ અનાચાર કિંવા દુરાચાર આ વિશ્વમાં રહેલો છે, તે બહુ ઉત્તમ છે, કારણ કે, જ્યારે સમભાવની પ્રાપ્તિ થાય છે, તે વેળાએ વિશ્વનો અંત આવી રહે છે અને એનું કારણ એ કે, સમભાવ તથા વિનાશ એ બન્ને એક જ છે જ્યારે આ વિશ્વ ચાલતું હોય છે, તે વેળાએ શુભ અને અશુભ (અથવા

સુખ અને દુઃખ) પણ એની સાથે ગતિમાન્ હોય છે; પરંતુ જ્યારે આપણે આ વિશ્વને અતિક્રમ કરી શકીએ છીએ, તે વેળાએ આપણે સુખ અને દુઃખ ઉભય(ના બંધન)થી મુક્ત થઈ જઇએ છીએ અને પરમાનંદને પ્રાપ્ત કરવા સમર્થ થઇએ છીએ.

વિષાદ વિના આનંદ અને અશુભ વિના શુભ (દુ:ખ વિના સુખ) હોઈ શકે, એ શક્ય જ નથી; કારણ કે, જીવન પોતે જ ક્ષીણ સમભાવ છે (એટલે કે ક્ષીણ થએલો જે સમભાવ તે જ જીવન છે). આપણે જે વસ્તુની આકાંક્ષા ધરાવીએ છીએ, તે જીવન, સુખ કે શુભ નથી, કિન્તુ તે વસ્તુ કેવળ સ્વતંત્રતા–મુક્તિ–જ છે. સૃષ્ટિ અનંત છે, આદિ અને અંતરહિત છે, તે અનંત તડાગમાંના એક નિરંતર ગતિમાન્ તરંગ સમાન છે. છતાં એવી કેટલીક ગહન–ગૂઢ–ભૂમિઓ અને અન્ય સ્થળો છે કે, જ્યાં સમતા (સમભાવના) પુનઃ પ્રાપ્ત થએલી છે, તોપણુ તરંગ તો નિરન્તર ગતિમાન્ રહ્યા જ કરે છે. સમભાવનો પુન પ્રાપ્ત કરવાનો પ્રયાસ શાશ્વતનો (સનાતન) છે. જીવન અને મરણ એ એક જ વસ્તુનાં કેવળ બે જૂદાં નામો છે. જીવન અને મરણ એક જ સિક્કાની બે બાજૂઓ સમાન છે. જીવન અને મરણ ઉભય માયા જ છે,—એક સમયમાં જીવવામાટેના પ્રયત્નની જે અવક્તાવ્ય અવસ્થા અને એક ક્ષણ પછી મરવામાટેના પ્રયત્નની અકથનીય સ્થિતિ, એ ઉભય માયા જ છે. એ માયાથી પર પ્રદેશમાં સત્ય પદાર્થ રહેલો છે અને તે સત્ય પદાર્થ અન્ય કોઈ નહિ પણ આત્મા જ છે. જ્યારે આપણે એક ઇશ્વરને ઓળખીએ કિંવા જાણીએ છીએ, ત્યારે વસ્તુત: તે આત્મા જ હોય છે, કે જેનાથી આપણે પોતાને ભિન્ન પાડી દીધા છે અને જેની આપણે આપણા પોતાથી બાહ્ય પદાર્થરૂપે સેવા ઉપાસના કરીએ છીએ પરંતુ સદા સર્વકાળ તે આપણો સત્ય આત્મા, એક અને કેવળ ઇશ્વર જ છે.

સમાનભાવ (સમાનતા)ને પ્રાપ્ત કરવા માટે આપણે રજોગુણવડે તમોગુણનો પ્રતિકાર કરવો જોઇએ અને ત્યાર પછી સત્વગુણવડે રજોગુણપર વિજય મેળવવો જોઇએ. એ સત્ત્વગુણ એવી શાંત અને મનોહર અવસ્થા છે કે, જ્યાં સૂધી અન્ય સર્વ વિકારો અદૃશ્ય થઈ જાય ત્યાં સુધી વધતી અને વધતી જ રહે છે. બંધનને તોડી નાંખો, એક પુત્ર થાઓ અને મુક્ત થાઓ, એટલે તમે જેસસ્ પ્રમાણે પિતાને (પરમેશ્વરને) જોઈ શકશો. જે અનન્ત શક્તિ, તે જ ધર્મ અને ઇશ્વર છે. દાસ્ય (ગુલામગીરી) અને નિર્મળતાનો ત્યાગ કરો. તમો કેવળ એક આત્મા છો; પણ જો તમે મુક્ત હો, તો અમરતા તમારામાટે છે; જો તમો મુક્ત હો, તો પરમાત્મા પ્રત્યક્ષ છે.

* * * * *

વિશ્વ મારામાટે છે; હું વિશ્વમાટે નથી. શુભ અને અશુભ (સુખ અને દુઃખ) આપણા દાસ છે, કાંઈ આપણે તેમના દાસ નથી. જ્યાંના ત્યાં જ પડી રહેવું અને આગળ ન વધવું, એ જ્ઞાનહીન પશુનો સ્વભાવ છે; શુભનો શોધ કરવો અને અશુભથી અલિપ્ત રહેવું, એ મનુષ્યનો સ્વભાવ છે; અને શુભ કે અશુભ ઉભયમાંથી એકની પણ ઇચ્છા ન રાખવી અને શાશ્વત આનંદમાં નિમગ્ન થવું, એ દેવનો સ્વભાવ છે, આપણને દેવ જ થવા દ્યો! હૃદયને મહાસાગર સમાન બનાવો; વિશ્વની સર્વ તુચ્છતાઓ (તુચ્છ વસ્તુઓ)નું અતિક્રમણ કરીને આગળ નીકળી જાઓ; દુઃખમાં પણ આનંદથી ઉન્મત્ત થાઓ અને તમારામાં કોઈ પણ વસ્તુવિકાર ઉપજાવી શકે તેમ નથી, એમ જાણીને વિશ્વને એક ચિત્રવત નિહાળો અને તેના સૌન્દર્યનો ઉપભોગ લેતા રહો. બાળકો કર્દમ (ગારા) યુક્ત જળાશયમાં કાચની લખોટી શોધતા હોય છે, એ વિશ્વનો શુભ વ્યાપાર છે. એ (વ્યાપાર) પ્રતિ શાંત સૌજન્યથી દૃષ્ટિપાત કરો; શુભ અને અશુભને એક સરખાં જાણો—એ બન્ને કેવળ 'ઇશ્વરના ખેલ' છે; સર્વનો ઉપભોગ લ્યો.

* * * * * *

મારા ગુરુ વારંવાર કહેતા હતા કે;—"સર્વ ઇશ્વર જ છે; પરંતુ ઇશ્વરનું વ્યાઘ્ર સ્વરૂપ ત્યાજ્ય છે. સર્વ જળ જળ જ છે; પરંતુ પીવામાં આપણે મેલા કે ગંદા પાણીનો ઉપયોગ કરતા નથી."

સમસ્ત આકાશ ઇશ્વરનું ધૂપપાત્ર છે અને સૂર્ય તથા ચન્દ્ર દીપકો છે. ત્યારે હવે બીજા કયા મંદિરની અગત્ય હોય વારુ? સર્વ નેત્રો તારાં છે, છતાં તને નેત્ર નથી; સર્વ હસ્ત તારા છે; છતાં તું હસ્તહીન છે.

કશાની ઇચ્છા પણ ન રાખો અને અનિચ્છા પણ ન રાખો, કિન્તુ જે આવે તેનો સ્વીકાર કરો. કોઈ પણ વસ્તુવડે વિકૃત ન થવું, તેનું નામ જ મુક્તતા છે; કેવળ તિતિક્ષાને ધારણ કરો, એટલું જ નહિ પણ અનાસક્ત (અલિપ્ત) થાઓ. આખલાની આ કથાને સ્મરણમાં રાખો. એક મચ્છર એક આખલાના શિંગડા ઉપર ઘણીવાર સુધી બેસી રહ્યો; પણ પછી તેનું મન તેને ડંખવા લાગ્યું અને તેથી તેણે આખલાને ઉદ્દેશીને કહ્યું કે;—"શ્રીમ (આખલા) મહાશય," હું ઘણા સમયથી અહીં (તમારા શિંગડાપર) બેસી રહ્યો છું અને હું ધારું છું કે, એથી કદાચિત્ તમને કલેશ થતો હશે. હું ખેદ પ્રદર્શિત કરું છું અને ચાલ્યો જાઉં છું." પરંતુ એના ઉત્તરમાં આખલાએ જણાવ્યું કે;—"અરે નહિરે ભાઈ, તમારા મારા શિંગડાપર બેસવાથી મને જરાપણ કલેશ કે પીડાનો સ્પર્શ થયો નથી તમારા સમસ્ત

પરિવારને લઈ આવો અને મારા થિગડાપર નિવાસ કરી રહો, તોપણ તેથી મને કશી વેદના થવાનો સંભવ નથી."

તા૦ ૨૬ મી જૂન ૧૮૯૫ બુધવાર.

જ્યારે આપણે આપણા પોતા વિશેના (વ્યક્તિ વિષયક) વિચારથી રહિત થઈ જઈએ, તે વેળાએ આપણા મહત્તમ સામર્થ્યનું સાફલ્ય થએલું અને ઉત્કૃષ્ટ કાર્ય સંપૂર્ણ થએલું છે, એમ નિશ્ચિત સમજવું. આપણા હ્રદયનાં દ્વારોને ખોલીને તેમાં તે એક માત્ર પવિત્રતમ નટરાજને પ્રવેશ કરવા અને સર્વ કૃતિ કરવા દ્યો. તમો પોતે કાંઈ પણ ન કરો. શ્રી કૃષ્ણ કહે છે કે;–"હે અર્જુન! મને આ વિશ્વમાં કાંઈ પણ કર્તવ્ય નથી." અર્થાત્ જ્યારે તમે સંપૂર્ણ ઉદાસીન અને સંપૂર્ણ અલિપ્ત થશો, તે વેળાએ જ તમે કોઈ પણ સત્ય કર્મ કરી શકશો. કોઈ પણ નેત્રો મૂળ (સત્ય) શક્તિસંઘને જોઈ શકતાં નથી; આપણે માત્ર (તેમનાં) પરિણામોને જ નિહાળી શકીએ છીએ. પોતાપણાને કાઢી નાંખો, અહંતાના બંધનને શિથિલ કરો અને તેને ભૂલી જાઓ; ઈશ્વરને જ કર્મ કરવા દ્યો; કારણ કે, તે તેનો જ વ્યવસાય છે. આપણે એક બાજૂએ (તટસ્થ) ઉભા રહી ઈશ્વરને કર્મ કરવા દેવાં, એ ઉપરાંત બીજું કાંઈ પણ કરવાનું નથી. એ અહંભાવથી જેમ આપણે વધારે દૂર ખસતા જઈએ, તેમ તેમ ઈશ્વરનો આપણામાં અધિક આવિર્ભાવ થતો જાય છે. સારાંશ કે, એ લઘુ 'અહમ્' થી દૂર થઈને તમારામાં કેવળ મહાન્ 'અહમ્' નો અવિચલ નિવાસ થવા દ્યો.

આપણે અત્યારે જે સ્વરૂપમાં છીએ, તે સ્વરૂપમાં આપણને મૂકનાર આપણા વિચારો છે અને એટલા માટે તમે જે વિચાર કરો તે બહુ જ સંભાળીને કરજો. (વિચાર મુખ્ય–પ્રધાન છે, અને) શબ્દો ગૌણ છે. વિચારો નિરંતર જાગૃત રહે છે, અને તેમની ગતિ દૂર પર્યન્ત વિસ્તરે છે. જે આપણે વિચારીએ છીએ, તે પ્રત્યેક વિચાર આપણા ચારિત્ર્યવડે રંગાયેલો હોય છે; એટલામાટે જે પવિત્ર અને દિવ્ય મનુષ્ય હોય છે, તેના વિનોદ કિંવા અપભાષણમાં પણ તેની પ્રીતિ (પ્રેમ) અને પવિત્રતાનું વ્યાવર્તન હોય છે અને તે કાંઈ પણ કલ્યાણ કરનાર જ થઈ પડે છે.

કોઈ પણ વસ્તુની ઇચ્છા ન રાખો; ઈશ્વરવિષયક વિચારમાં જ નિમગ્ન રહો; અને પ્રતિદાનની આકાંક્ષા ન રાખો; જે ઇચ્છારહિત છે, તે જ કાંઇક (શુભ) પરિણામ નિપજાવી શકે છે. ભિક્ષાવૃત્તિ કરનારા સાધુઓ ધર્મને પ્રત્યેક મનુષ્યના દ્વારમાં લઈ જાય છે; પરંતુ તેઓ એમ જ ધારે છે કે, તેઓ કાંઈ પણ કરતા નથી, તેઓ કોઈ પણ વસ્તુની માગણી કરતા નથી અને જે કાર્ય થવું જોઇએ તે અજ્ઞાત રીતે જ થઈ જાય છે. હવે જો તેઓ જ્ઞાનવૃક્ષના ફળનો આહાર કરે, તો તેઓ અહંકારયુક્ત–અભિમાની બની જાય છે અને

તેઓ અજ્ઞાતભાવથી જે જનકલ્યાણ કરતા હોય છે, તે તેમનું ફૂલ નષ્ટ થઈ જાય છે. જેવો આપણા મુખથી 'અહમ્' (હું) નો ઉચ્ચાર થયો કે, તે ક્ષણે જ આપણે ભ્રમમાં પડી જઈએ છીએ અને તેને ભ્રમથી 'જ્ઞાન' કહીએ છીએ, પરંતુ એ કેવળ ઘાણીના બળદની પરિક્રમા સમાન જ છે (અર્થાત્ ઘાણીનો બળદ નિરંતર ગતિમાન હોવા છતાં પોતાના સ્થાનથી એક ડગલું પણ આગળ વધી શકતો નથી, તે પ્રમાણે અહંકારી મનુષ્ય પણ પોતાના અહંકારમાં જ અટવાયા કરે છે). ઈશ્વરે પોતાને અતિશય ગુપ્ત રાખેલો છે અને તેનું કાર્ય ઉત્કૃષ્ટ છે, એટલા માટે જે મનુષ્ય પોતાને ગૌણ રાખવામાં ઉત્કૃષ્ટ હોય છે, તે જ ઉત્કૃષ્ટ સિદ્ધિનો સ્વામી થઈ શકે છે તમે પ્રથમ આત્મવિજય મેળવો, એટલે પછી આ સમસ્ત વિશ્વ તમારું જ છે

સત્ત્વની અવસ્થામાં આપણે વસ્તુના સત્ય સ્વભાવને જાણી શકીએ છીએ અને તેથી ઇન્દ્રિયો તથા બુદ્ધિની સીમાને ઉલ્લંઘીને આગળ વધીએ છીએ. અહંકાર આપણને પોતાના મધ્યમાં બંદિવાન્ તરીકે રાખનાર એક વજ્રમય દુર્ગ છે અને એમાં બદ્ધ થવાથી 'હું આ કરું છું, અને 'હું તે કરું છું' એ પ્રમાણેના વિચાર કરી કરીને પ્રત્યેક કર્મને આપણે આપણા પોતામાં જ આરોપ કરીએ છીએ એ ક્ષુદ્ર અહંતાનો ત્યાગ કરો, પોતામાં જે પિશાચધર્મ હોય તેનો સંહાર કરો, "હું નહિ, પણ તું" એમ કહો, એની લાગણી ધરાવો અને એ ભાવનાનું જ પોષણ કરો. જ્યાં સુધી આપણે 'અહં'વડે નિર્માયેલી સૃષ્ટિનો ત્યાગ ન કરીએ, ત્યાં સુધી સ્વર્ગના સામ્રાજ્યમાં કદાપિ પ્રવેશ કરી શકવાના નથી. એમ કર્યા વિના સ્વર્ગીય ભૂમિમાં કોઇએ પ્રવેશ કર્યો પણ નથી અને ભવિષ્યમાં કોઈ કરી શકવાનો પણ નથી અહંભાવનું વિસ્મરણ અને સર્વથા અજ્ઞાન તેમ જ શરીરધારી હોવા છતાં શરીરનું વિસ્મરણ, તેજ વિશ્વ (કિંવા સંસાર) નો ત્યાગ છે એ દુરાત્મા અહંભાવનો વિનાશ અવશ્ય કરવો જ જોઇએ. જ્યારે મનુષ્યો તમારી નિન્દા કિંવા નિર્ભર્ત્સના કરે, ત્યારે તમે તેમને શુભ આશીર્વાદ આપો તેઓ તમારી નિન્દા કરીને તમારું કેટલું કલ્યાણ કરે છે, એનો વિચાર કરો, નિંદકો નિંદા કરીને બીજાની નહિ,—પણ કેવળ પોતાની જ હાનિ કરી શકે છે જ્યાં મનુષ્યો તમને ધિક્કારતા હોય, ત્યાં તમે જાઓ, અને તમારામાંથી અહંભાવનાને મારીને બહાર કાઢી મૂકવાનું કાર્ય તેમને કરવા દ્યો એમ કરવાથી તમે ઇશ્વરના નિકટતર સાન્નિધ્યને મેળવશો. બચ્ચાવાળી વાદરી* પ્રમાણે આપણે આપણા વિશ્વરૂપ

* બચ્ચાવાળી વાદરીનો શાંતિના સમયમાં પોતાના બચ્ચાપર એટલો બધો પ્રેમ હોય છે, કે તે ઘડીભર પણ તેને વીલું મૂકતી નથી, પરંતુ જ્યારે અચાનક ભયનો સમય આવીને પ્રાપ્ત થાય છે, તે વેળાએ જો આવશ્યકતા હોય, તો તેજ અત્યંત વાત્સલ્યવતી વાદરી પોતાના જીવ

અર્ભકને જ્યાં સુધી બની શકે ત્યાં સુધી તો બાથમાં ઝાલી રાખીએ છીએ, પરન્તુ જ્યારે અંતે આપણે તેને આપણા ચરણ તળે મૂકવાને અને તેનાપરથી ચાલી જવાને પ્રેરિત થઇએ, તે વેળાએ જ ઈશ્વર પાસે આવવાને આપણે તત્પર છીએ, એમ સમજવાનું છે સત્ય માટે બજાકર કિંવા અત્યાચારના ભોગ થવું, એ અત્યંત આનંદદાયક છે જો આપણે વાંચી શકતા ન હોઇએ, તો આપણાપર ઈશ્વરનો એ આશીર્વાદ છે, એમ જ જાણવું કારણ કે, એથી આપણા જે વિકારો આપણને ઈશ્વરથી દૂર લઈ જનારા છે, તે વિકારોમાંના એકની આપણા ભંડારમાં ન્યૂનતા થએલી જ સમજવી

ભોગવિલાસ તે એક લક્ષમસ્તકધારી સર્પ છે, એટલે તેને અવશ્ય આપણે પગ તળે ચગદી જ નાખવો જોઇએ આપણે જગતનો ત્યાગ કરીએ છીએ, આગળ ચાલીએ છીએ, પરન્તુ ત્યાં આપણને કાંઈ મળતું કે જોવામાં આવતું નથી અને આપણે નિરાશ થઈ જઇએ છીએ, પરન્તુ તમારી એ ગતિને અસ્ખલિત રાખો અને આગળ વધતા રહો. આ સંસાર એક પિશાચ છે આ વિશ્વ તે એક રાજ્ય છે કે જેનો રાજા ક્ષુદ્ર અહંભાવ છે તેને દૂર ખસેડો અને દૃઢતાથી ઉભા રહો વિષય, ધન અને કીર્ત્તિની આકાંક્ષાનો ત્યાગ કરો અને ઈશ્વરમાં દૃઢ સંલગ્ન રહો, એટલે એમ કરવાથી અન્તે આપણે સંપૂર્ણ અભેદતાની અવસ્થાને પ્રાપ્ત થઇશું ઇન્દ્રિયલાલસાની તૃપ્તિ જ હર્ષને ઉપજાવે છે, ( અર્થાત્ ઇન્દ્રિયભોગથી જ આનંદ ઉત્પન્ન થાય છે,) એ શુદ્ધ જડવાદની જ ભાવના છે વાસ્તવિક રીતે તેમાં સત્ય આનંદ કિંવા હર્ષનો એક અણુમાત્ર પણ નથી, તેમાં જે આનંદ સમાયલો છે, તે સત્ય આનંદનું કેવળ પરાવર્તન જ છે

જેઓ પોતાને ઈશ્વરાધીન બનાવી દે છે, તેઓ કહેવાતા કર્મકર્ત્તાઓ કરતાં જગતના હિતના માટે વિશેષ કાર્ય કરી શકે છે જે મનુષ્યે પોતાને સંપૂર્ણ શુદ્ધ ( પવિત્ર ) બનાવેલો હોય છે, એટલે કે જે મનુષ્ય પોતે સંપૂર્ણ પવિત્ર હોય છે, તે ઉપદેશકોની એક વિશાળ સેના કરતાં પણ વિશેષ કાર્યસિદ્ધિ કરી શકે છે પવિત્રતા અને મૌનમાંથી જ સત્તાના શબ્દનો આવિર્ભાવ થાય છે,

"પદ્મ ( કમળ ) સમાન થાઓ, એક સ્થાનમાં સ્થિત રહો અને તમારા દલોનો વિસ્તાર કરો, એટલે મધુમક્ષિકાઓ પોતાની મેળે જ આવી પહોંચશે' કેશવચન્દ્રસેન"

---

નનું સંરક્ષણ કરવા માટે પોતાના તે પ્રિય અર્ભકને ફેંકી દેવામાં અને તેના શરીરપર પગ મૂકીને ચાલી જવામાં જરાપણ અચકાતી નથી. અર્થાત્ પોતાના જીવનવિચારથી જેવી રીતે વાંદરીનું અર્ભકમોહબંધન તૂટી જાય છે, તેવી રીતે ઈશ્વરના વિચારથી મનુષ્યનું સંસારમોહબંધન જ્યારે તૂટી જાય છે ત્યારે જ તે ઈશ્વરસાન્નિધ્યને યોગ્ય થઇને ઈશ્વરની સમીપતાને પામે છે, એમ દર્શાવવાનો જ અત્ર ઉદ્દેશ છે

અને રામકૃષ્ણ પરમહંસ વચ્ચે એક મહાન્ વિરોધ હતો. શ્રી રામકૃષ્ણ પરમહંસ આ જગતમાં કોઈ દુઃખ કિંવા પાપ અસ્તિત્વ ધરાવે છે, તેમ જ જેની સાથે યુદ્ધ ચલાવવાની આવશ્યકતા હોય એવી કોઈ પણ આપત્તિ આ વિશ્વમાં છે, એમ કદાપિ જાણતા જ નહોતા. કેશવચન્દ્રસેન એક મહાન્ નૈતિક સુધારક, નેતા અને બ્રહ્મસમાજના સંસ્થાપક હતા. દક્ષિણેશ્વરના શાન્ત મહાત્માએ બાર વર્ષ પછી કેવળ ભારતવર્ષમાં જ નહિ, કિન્તુ વિશ્વમાં ધર્મક્રાન્તિ કરી નાખી. (અને કેશવ ચન્દ્રસેનથી તેવું કાંઈ પણ પરિણામ નિપજાવી શકાયું નહિ ) અર્થાત્ જેઓ જીવે છે અને પ્રેમભાવ રાખે છે અને ત્યાર પછી પોતાના વ્યક્તિત્વને સંકોચી લે છે, તેવા મૌનાવલંબી (મહાત્મા)ઓમાં જ એવી સત્તા રહેલી હોય છે. તેઓ 'હું' અને 'મારું' આદિ શબ્દોનો કદાપિ ઉચ્ચાર કરતા નથી કેવળ એવા મહાત્માઓ જ કાર્ય સાધક થવાને યોગ્ય છે નિરંતર જીવિત, ઈશ્વર સાથે સંપૂર્ણ ઐક્યને પામેલા, આદર્શ અસ્તિત્વરૂપ, કોઈ પાસેથી કાંઈ પણ ન માગતા અને બુદ્ધિપૂર્વક કાંઈ પણ કર્મ ન કરતા એવા મહાપુરુષો જ ક્રાઈસ્ટ્ તથા બુદ્ધોને નિર્માણ કરનારા છે. તેઓ સત્ય સંચાલક, જીવન મુક્ત, સર્વથા અહંભાવહીન, પૂર્ણ શુદ્રવ્યક્તિત્વવિહીન અને મહત્ત્વાકાંક્ષારહિત છે. તેઓ વ્યક્તિસ્વરૂપ નહિ, કિન્તુ સર્વ તત્ત્વસ્વરૂપ છે

તા૦ ૨૭ મી જુન ૧૮૯૫ ગુરુવાર

( આજે પ્રભાતમાં સ્વામી 'નવો કરાર' (New Testament) લાવ્યા હતા અને પુન 'જૉન' નામક પ્રકરણપર તેમણે વિવેચન ચલાવ્યું )

ક્રાઈસ્ટે જે 'આશ્વાસક' (Comforter) ને મોકલવાનું અભિવચન આપ્યું હતું, તે 'આશ્વાસક' હોવાનો મહમ્મદે દાવો કર્યો હતો તેણે ક્રાઈસ્ટ્ના અલૌકિક જન્મના અધિકાર પ્રતિપાદનની આવશ્યકતા ધારી નહિ. એવા અધિકારોનું પ્રતિપાદન કરવું, એ સર્વ યુગો અને સર્વ દેશોમાંની એક સાધારણ ઘટના થઈ પડી છે. સર્વ મહાપુરુષોએ પોતે દેવાના પુત્ર હોવાના અધિકારનું પ્રતિપાદન કરેલું છે, એ વિશ્વવિદિત વાર્તા હોવાથી વિશેષ વિવેચન વ્યર્થ છે

જ્ઞાન કિંવા જાણવું કેવળ આનુષંગિક છે, આપણે ઈશ્વર થઈ શકીશું, પરંતુ ઈશ્વરને આપણે કદાપિ જાણી શકવાના નથી. જ્ઞાન એક નીચતર અવસ્થા છે; આદમનો પાત થયો તે ક્યારે ? જ્યારે તેને જ્ઞાન થયું ત્યારે. એ પૂર્વે તે ઈશ્વર હતો, સત્ય હતો અને પવિત્રતારૂપ હતો આપણાં પોતાનાં મુખારવિંદો આપણે જ છીએ, પરંતુ આપણે કેવળ એક પ્રતિબિંબને જ જોઈ શકીએ છીએ, સત્ય વસ્તુને કદાપિ નિહાળી શકતા નથી. આપણે પોતેજ પ્રેમ છીએ, છતાં જ્યારે આપણે તે વિશેનો વિચાર કરીએ છીએ, તે વેળાએ

આપણને બાહ્યાભાસ સૃષ્ટિનો ઉપયોગ કરવો પડે છે; અને એથી એ સિદ્ધ થાય છે કે, માયા કેવળ બાહ્યાભાસ સૃષ્ટિ જ છે.* (બહિર્વર્તી વિચાર છે.)

સંસારથી વિરક્ત થવું તે નિવૃત્તિ છે. હિન્દુ પુરાણ કહે છે કે, સર્વથી પ્રથમ સર્જાયલા ચાર† ને એક રાજહંસ (સ્વયં પરમેશ્વર) દ્વારા એવી સૂચના મળી હતી કે, બાહ્યસૃષ્ટિ ગૌણ છે, એટલે તેઓ સૃષ્ટિસર્જન કર્યા વિના જ રતંભી ગયા. આનો આશય એવો છે કે, નિર્દેશ અધઃપાત (નીચાવસ્થા છે), કારણકે, આત્મા કેવળ અક્ષરવડે જ નિર્દિષ્ટ થઈ શકે છે, અને (પછીથી) તે 'અક્ષરનો નાશ થાય છે, (Letter killeth),‡ છતાં તત્ત્વ (મૂળ તત્ત્વ) તો માયામાં અવશ્ય આચ્છાદિત થઈ રહે છે; જો કે આપણે જાણીએ છીએ કે, સમયના જવા સાથે આપણે મૂળ વસ્તુના દર્શનને એ (માયાના) આવરણમાં ખોઈ નાખીશું, પરંતુ તેથી તત્ત્વના અસ્તિત્વમાં કશોય બાધ આવતો નથી. પ્રત્યેક મહાન્ ધર્મશિક્ષક આ રહસ્યને સારી રીતે જાણે છે અને અનુક્રમે એક પછી એક જે ધર્મસંસ્થાપકોને અહીં આવવું પડે છે, તે આપણને તે રહસ્ય કિંવા તત્ત્વ બતાવવામાટે અને કાળને અનુકૂળ થઈ પડે તેવું તે તત્ત્વને નવીન આવરણ ચઢાવવામાટે જ. મારા ગુરુએ મને એવો બોધ આપ્યો હતો કે, ધર્મ એક છે; સર્વ ધર્મસંસ્થાપકો એક જ તત્ત્વનું પ્રતિપાદન કરે છે; પરંતુ તેઓ તે તત્ત્વને કોઈપણ એક સ્વરૂપમાં રજૂ કરી શકતા હોવાથી તેઓ તેને તેના જીર્ણ સ્વરૂપમાંથી બહાર ખેંચી કાઢે છે, અને આપણા સમક્ષ તેને એક નવીન સ્વરૂપમાં રજૂ કરે છે. જ્યારે આપણે આપણને પોતાને નામ અને રૂપે, ખાસ કરીને શરીરભાવથી મુક્ત કરી નાખીએ છીએ, જ્યારે આપણને સારા કે નઠારા શરીરની આવશ્યકતા રહેતી નથી, ત્યારે જ આપણે બંધનમુક્ત થઈ શકીએ છીએ. શાશ્વત પ્રગતિ તે શાશ્વત બંધન છે; અને એટલામાટે સ્વરૂપનો ક્ષય અધિક ઇચ્છનીય છે. કોઈ પણ શરીરના બંધનથી આપણે મુક્ત થવું જ જોઈએ અને તે એટલે સુધી કે, દેવશરીરની પણ આકાક્ષા ન રાખવી. ઈશ્વર જ કેવળ સત્ય અસ્તિત્વ છે અને એ ઈશ્વર બે હોઈ શકે તેમ નથી જ. આત્મા કેવળ એક જ છે અને તે હું છું.

---

* જે હું પોતે નથી કિંવા જે આત્મા નથી, તે માયા છે. એટલા માટે મારો પ્રતિબિંબ (કિંવા પરાવર્તન) અથવા તો મારો બહિર્ગામી વિચાર, હું પોતે ન હોવાથી, અવશ્ય માયા જ હોવી જોઇએ.

† સનક, સનંદન, સનાતન અને સનત્કુમાર એ સર્વથી પ્રથમ સર્જાયલી ચાર વ્યક્તિઓ હતી, એમ શાસ્ત્રોમાં વર્ણવેલું છે. એ બ્રહ્માના મનોજનિત પુત્રો છે. કેટલાક એમની સંખ્યા સાતની પણ કહે છે. એમનો સનત્કુમાર (અથવા સનત્સુજાત) સર્વથી મુખ્ય છે એમણે પ્રજોત્પત્તિના કાર્યને આગળ ચલાવ્યું નહોતું અને સંસારવ્યવહારથી અલિપ્ત તથા નિર્દોષ રહ્યા હતા, એવું પુરાણમાં વર્ણન છે ‡ Bible, 2 Cor III, 6.

સત્કર્મ કેવળ બંધનમુક્તિના સાધન તરીકે જ ઉપયોગી છે, તે સત્કર્મો કેવળ તેમના કર્ત્તાનું જ કલ્યાણ કરે છે, બીજાઓને કદાપિ કશો પણ લાભ પહોંચાડતા નથી

* * * * *

જ્ઞાન કેવળ એક વર્ગક્રમ છે. જ્યારે આપણે એક જ જાતિની અનેક વસ્તુઓને નિહાળીએ છીએ, ત્યારે તેમાંની કેટલીક વસ્તુને એક વિશિષ્ટ નામથી ઓળખીએ છીએ અને તેમ કરીને સંતુટ થઇએ છીએ, આપણે 'તત્ત્વો' ને જાણીએ છીએ કિંવા વ્યક્ત કરીએ છીએ, પરંતુ તેના હેતુને જાણી શકતા નથી એક અંધકારાવૃત વિશાળ ક્ષેત્રમાં આપણે ચક્રાકાર ભ્રમણ કરીએ છીએ અને આપણને એમ લાગે છે કે, આપણે કાંઇક જાણવાને શક્તિમાન્ થયા છીએ! પરંતુ એ કેમ જાણવામાં આવ્યું ? એવો જો પ્રશ્ન પૂછવામાં આવે, તો એ પ્રશ્નનું ઉત્તર આ જગતમાં મળી શકે તેમ નથી જ, એ પ્રશ્નના ઉત્તર માટે આપણે ઇશ્વર સમક્ષ જ જવું જોઇએ જ્ઞાતાના રહસ્યનું કદાપિ પ્રતિપાદન થઈ શકતું નથી જેવી રીતે લવણનો એક કણ સમુદ્રમા પડવાની સાથે જ સમુદ્રરૂપ થઈ અદૃશ્ય થાય છે, તેવી જ જ્ઞાતાની અવસ્થા હોય છે

ભિન્નતા કિંવા અનેક જાતીયતા તે જગત્ કિંવા માયા છે અને સમાનતા કિંવા એક જાતીયતા તે ઇશ્વર છે ભિન્નતા–માયા–નું અતિક્રમણ કરીને આગળ નીકળી જાઓ એટલે તમે જીવન તથા મરણપર વિજય મેળવશો, શાશ્વત સમાનભાવને પ્રાપ્ત કરશો અને ઇશ્વરમાં મળી જશો–તમે પોતે જ ઇશ્વર થશો. જીવનનું બળિદાન આપીને પણ મુક્તિને મેળવો જેવી રીતે એક અથના અનેક વૃક્ષો હોય છે, તેવી રીતે સર્વ જીવનો આપણા પોતાના જ છે, પરંતુ આપણે નિર્વિકાર, સાક્ષિસ્વરૂપ અને આત્મા છીએ, કે જેની ઉપર, જેવી રીતે એક અગ્નિકાષ્ઠને અત્યંત ત્વરાથી ગોળ ચક્રાકાર ફેરવતાં તેના વર્તુલનો નેત્રોપર જેવો સંસ્કાર થાય છે, તે પ્રમાણેનો સંસ્કાર થએલો છે આત્મા સર્વ ભિન્નતાઓની એકતા છે અને શાંત, શાશ્વત તથા નિર્વિકાર હોવાથી તે આત્મા ઇશ્વર છે તે પોતે જીવન નથી, કિંતુ તેને જીવનનો આકાર આપવામાં આવ્યો છે, તે પોતે અભિલાષ નથી, કિન્તુ અભિલાષામાં તે નિર્માયલો છે

* * * * *

આજકાલ જગત્ ઇશ્વરને ત્યાગતું ( ભૂલતું ) જાય છે, કારણકે, તે જગતના લાભ માટે જે કાંઈ કરવું જોઇએ તે પૂર્ણતાથી કરતો દેખાતો નથી અને તેથી જગતના લોકો કહે છે કે,–"ઇશ્વર શા ઉપયોગનો છે વારુ ?" ત્યારે અહીં હું પ્રશ્ન કરીશ કે, મ્યુનિસીપાલીટીના એક અધિકારીને જે દૃષ્ટિથી આપણે જોઇએ છીએ, તે જ દૃષ્ટિથી ઇશ્વરને જોવાનો છે કે શું?

આપણે જે કરવાનું છે તે એ જ કે, સર્વ વાસનાઓનો ક્ષય કરવો, તિરસ્કારવૃત્તિ તથા ભિન્નતાનો ત્યાગ કરવો, ક્ષુદ્ર વ્યક્તિત્વને ભૂલી જવું, માનસિક હત્યા કરવી અને કેવળ આપણને ઈશ્વર પાસે પહોંચવાના કાર્યમાં સહાય થઈ પડનારાં સાધન તરીકે શરીર તથા મનને પવિત્ર તથા આરોગ્યાવસ્થામાં રાખવાં; કારણ કે, તેમનો ખરેખરો ઉપયોગ એ જ છે. સત્યને માત્ર સત્યના હેતુમાટે જ શોધો અને સુખની આશા ન રાખો. સુખ આવશે, પરંતુ એ સુખને જ તમારો મુખ્ય ઉદ્દેશ થવા ન દેશો. કેવળ ઈશ્વર વિના અન્ય કોઈ પણ હેતુને મનમાં સ્થાન ન આપો. નરકદ્વારા પણ જો સત્યના પ્રદેશમાં આવી શકાતું હોય, તો તેમ કરવાને પણ કટિબદ્ધ થઈ જાઓ.

તા૦ ૨૮ મી જૂન ૧૮૯૫ શુક્રવાર.

સર્વ પ્રકારના આહારમાં સંતુષ્ટ રહો; કારણ કે, તે અન્ય કોઈ નહિ, પણ **બ્રહ્મ*** છે એ તેની વિશ્વશક્તિનું આપણી વ્યક્તિશક્તિમાં રૂપાંતર થએલું છે અને તે આપણે જે કાંઈ કરીએ છીએ, તેમાં આપણને સાહાય્ય આપે છે.

તા૦ ૨૯ મી જૂન ૧૮૯૫ શનિવાર.

(આજે પ્રભાત સમયે સ્વામી પોતાના હસ્તમાં 'શ્રીમદ્ ભગવદ્ગીતા'નું પુસ્તક લઈને પધાર્યાં હતા.)

'આત્માઓના સ્વામી' શ્રી કૃષ્ણ અર્જુન અથવા †ગુડાકેશ–નિદ્રાના સ્વામી–(જેણે નિદ્રાપર વિજય મેળવ્યો છે તે) ને કહે છે. 'જગત્ યુદ્ધનું ક્ષેત્ર (રણભૂમિ) છે; પાંચ બાંધવો (સત્તાધિકારનું સમર્થન કરીને) બીજા સો બાંધવો (કે જેમનામાં આપણો પ્રેમ છે અને જેમની વિરુદ્ધ આપણે લડવાના છીએ) સાથે યુદ્ધ કરે છે; વીરતમ બાંધવ અર્જુન (જાગૃત આત્મા) સેનાધ્યક્ષ છે. આપણે સર્વ ઇન્દ્રિયસુખો અને જેમાં આપણે અત્યંત આસક્ત થયા છીએ એવી સર્વ વસ્તુઓ સાથે યુદ્ધ ચલાવીને તેમનો વિનાશ કરવાનો છે. આપણે એકલા જ ઉભા રહેવાનું છે; આપણે બ્રહ્મ છીએ એટલે અન્ય સર્વ ભાવનાઓનો એ એક જ ભાવનામાં લય થવો જોઈએ.'

* સંસ્કૃતમાં **બ્રહ્મ** અને **બ્રહ્મા** એવા બે શબ્દો છે. પ્રથમ શબ્દ નાન્યતરજાતિનો અને દ્વિતીય નરજાતિનો છે. નાન્યતરજાતીય **બ્રહ્મ** તે અપૌરુષેય અને અનાદિ ઈશ્વર, આત્મા છે. અને નરજાતીય **બ્રહ્મા** આર્ય (ત્રિમૂર્તિ બ્રહ્મા, વિષ્ણુ અને શિવ) નો પ્રથમ પુરુષ અને આ સૃષ્ટિનો ઉત્પાદક છે. એ ઉભય શબ્દોનું મૂળ સ્વરૂપ તો **બ્રહ્મન્** છે, પરંતુ પછીથી વિભક્તિ પ્રત્યય લાગતાં તેમના અર્થમાં ઉપર પ્રમાણેનો ભેદ થઈ જાય છે અને તેટલા માટે જ તેમના અર્થભેદનું અહીં દિગ્દર્શન કરાવ્યું છે.

† ગુડાકેશ શબ્દ ગુડાકા અને ઈશ એ બે શબ્દોના સમાસથી થએલો છે. ગુડાકા એટલે નિદ્રા અને ઈશ એટલે સ્વામી–અર્થાત્ નિદ્રાનો સ્વામી એવો એનો અર્થ થાય છે. અર્જુનના એક વિશેષણ તરીકે ગીતામાં એ શબ્દનો વારંવાર પ્રયોગ કરાયલો છે.

શ્રી કૃષ્ણે પ્રત્યેક કર્મ કર્યું હતું, પરતુ તે કોઈ પણ પ્રકારની આસક્તિ વિનાજ, તે જગતમાં હતો, પરતુ જગતનો નહોતો "સર્વ કર્મ કરો, પણ તેમાં લેશમાત્ર પણ આસક્તિ ન રાખો, કર્મ કરો તે કેવળ કર્મમાટે જ કરો, તમારા પોતાના લાભમાટે નહિ."

* * * *

નામ અને રૂપ ધારિણી સ્વતંત્રતા કદાપિ સત્ય સ્વતંત્રતા હોઈ શકે જ નહિ; આપણે જે (ઘટો)માથી રચાયલા છીએ, તે મૂળ વસ્તુ મૃત્તિકા છે, અર્થાત્ ઘટ મર્યાદિત અને પરતત્ર છે, અને તેથી તે સ્વતંત્રતા આનુષગિક કિંવા પરાવલંબિની હોવાથી સત્ય સ્વતત્રતા નથી એક ઘટ ઘટ તરીકે, કદાપિ એમ કહી શકે તેમ નથી કે,– "હુ સ્વતંત્ર છુ." કિન્તુ જ્યારે તે રૂપ કિંવા આકૃતિની સર્વ ભાવનાને ત્યાગી દે છે, ત્યારે જ કેવળ સ્વતત્ર થઈ શકે છે સમસ્ત વિશ્વ નાના ભેદયુક્ત કેવળ આત્મા છે, એક જ રાગ કિંવા સ્વર નાના ભેદવડે મનોગમ્ય કિંવા સહ્ય કરાયલો છે, કેટલીકવાર એમા સ્વરવિરોધ થાય છે, પરતુ તેઓ પરિણામે તો એકતાને જ વિશેષ સપૂર્ણ બનાવે છે. વિશ્વગીતમાધુર્યમા ત્રણ ભાવો આવીને ઉભા રહે છે, અને તેમના નામ **સ્વતંત્રતા, શક્તિ તથા સમાનતા*** છે.

મિલ્ટન કહે છે કે,–"નિર્બળ થવુ તે દરિદ્રી થવુ છે" કર્મ અને દુઃખ એક બીજા સાથે ભિન્ન ન થઈ શકે તેવી રીતે જોડાયલા છે. ( અનેકવાર એમ જોવામાં આવે છે કે, જે મનુષ્ય અત્યત હર્ષે છે, તે તે જ છે કે જે અત્યત વેદના ભોગવે છે ) "તમારો કેવળ કર્મ કરવાનો જ અધિકાર છે, તે કર્મોના ફળોમાં તમારો અધિકાર નથી." ("कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन")

* * * * *

અશુભ વિચારો, જો તેમને જડવાદની દૃષ્ટિથી નિહાળવામા આવે,તો મહા રોગ જ છે

પ્રત્યેક વિચાર તે આપણા શરીરરૂપ લોહરાશિપરનો ક્ષુદ્ર મુદ્ગર–આઘાત છે, કે જે આપણને શરીરના જેવા આકારની આવશ્યકતા છે તેવા આકારને તેમાથી નિર્માણ કરે છે

જો આપણે આપણા અતર્દ્વારોને શુભ વિચારો માટે ખોલી નાંખીએ, તો જગતના સર્વ શુભ વિચારોના આપણે દાયાદ (વારસ) છીએ.

પુસ્તક આપણુ સર્વસ્વ છે "મૂર્ખ, તું સાભળતો નથી કે? જે શાશ્વત સગીત તારા પોતાના હૃદયમાં દિવસ અને રાત્રિ **સચ્ચિદાનન્દ,**† **સોઽહમ,**‡ **સોઽહમ** તુ ગાન કરી રહ્યું છે, તે તારા સાભળવામાં નથી આવતુ કે શુ?

---

* સ્વામીની ત્રિમૂર્ત્તિ એ છે † સત, ચિત્ અને આનં૰, એટલે કે, અસ્તિત્વ, જ્ઞાન અને પૂર્ણ આનદ ‡ 'સોઽહમ' એટલે 'તે હું' અર્થાત્ 'તે ( પરમેશ્વર ) હું છુ'

એક કીડીથી લઇને ઉત્તમ દેવદૂત પર્યન્ત આપણામાંના પ્રત્યેકમાં સર્વ જ્ઞાનનો પ્રવાહ વહન કર્યા કરે છે. સત્ય ધર્મ એક જ છે; પરંતુ આપણે સ્વરૂપો, બાહ્ય ચિહ્નો અને ધર્મની ભિન્નભિન્ન વ્યાખ્યાઓ, સાથે નિત્ય યુદ્ધ ચલાવ્યા કરીએ છીએ. જે સત્યયુગને જોઈ શકે છે, તેના માટે *સત્યયુગ પ્રથમથી જ અસ્તિત્વ ધરાવે છે; આપણે આપણુને પોતાને ખોઈ બેઠા છીએ; અને ધારીએ છીએ એમ કે, વિશ્વ જ ખોવાઈ ગયું છે.

આ જગતમાં સંપૂર્ણ શક્તિને કદીપણ કર્મશીલતા હોતી નથી; તે કેવળ અસ્તિત્વ ધરાવે છે, પરંતુ કર્મ કરતી નથી.

જ્યારે સત્ય પરિપૂર્ણતા કેવળ એક જ છે, તો પછી આનુષંગિક પરિપૂર્ણતા અનેકવિધ હોવી જ જોઇએ.

તા૦ ૩૦ મી જૂન ૧૮૯૫ રવિવાર.

કોઈપણ બાહ્ય સાધન વિના વિચાર કરવાનો પ્રયત્ન, તે અશક્યને શક્ય બનાવવાનો જ પ્રયાસ છે. આપણે કોઇપણ એક સાકાર ઉદાહરણ વિનાસ્તનવાળાં પ્રાણી વિષેનો વિચાર કરી શકતા નથી અને એ જ નિયમ ઇશ્વર ભાવનાને પણ લાગૂ પડે છે.

જેને આપણે ઈશ્વર કહીએ છીએ, તે આ જગતમાંની સર્વ ભાવનાઓનો મહાન્ સાર છે.

પ્રત્યેક વિચારના બે ભાગ હોય છે—એક વિચાર કરવો તે અને બીજો શબ્દ. આપણુને એ ઉભયની આવશ્યકતા છે. ચૈતન્યવાદી અને જડવાદી (માયાવાદી) બંને યથાર્થ (સત્ય) નથી; આપણે ચૈતન્ય અને માયા ઉભયનો સ્વીકાર કરવો જોઇએ (ભાવ તથા કથન ઉભયને સ્વીકારવાં જોઇએ).

જેવી રીતે આપણે કેવળ દર્પણમાંજ પોતાના મુખને જોઈ શકીએ છીએ, તેવી રીતે જે જ્ઞાન થાય છે, તે સર્વ જ્ઞાનપરાવર્તિત (પ્રતિબિંબ)નુંજ છે. કોઈ પણ તેના

---

* અહીં સ્વામીએ 'Millenium' શબ્દનો પ્રયોગ કરેલો છે અને તેનો 'એક હજાર વર્ષનો કાળ' એવો સાધારણ અર્થ થાય છે. પરંતુ ક્રિશ્ચિયનોનું માનવું એમ છે કે, એ જગતના અંતથી પ્રથમના એક હજાર વર્ષનો કાળ છે, કે જે કાળાવધિમાં ક્રાઇસ્ટ પોતે અવતાર ધારીને પૃથ્વીપર રાજ્ય કરશે અને શયતાન બંદિવાન્ બનશે. અર્થાત્ એથી એમ જ સિદ્ધ થાય છે કે, ક્રિશ્ચિયનોના અભિપ્રાય પ્રમાણે તે સમયમાં પાપ પ્રચારક શયતાનની ગતિનો અવરોધ થતાં આપણા સત્યયુગ જેવા કેવળ પુણ્યમય કાળનો જ પ્રચાર થશે. એ શબ્દવિષયક આ વ્યાખ્યાને ધ્યાનમાં લેવાથી એ શબ્દના ભાષાન્તર તરીકે 'સત્યયુગ' શબ્દ સર્વથા યોગ્ય છે, એમ કહેવામાં કશો પણ પ્રત્યવાય નથી. એથી સ્વામીના વચનનો સરળ ભાવાર્થ એવો થાય છે કે;—"આપણે પોતે પતિત થએલા હોવાથી સમસ્ત વિશ્વને પતિત થએલું ધારીએ છીએ; પરંતુ જેઓ પુણ્યશાળી છે, તેમનો સદાસર્વદા વિશ્વમાં સત્યયુગ જ પ્રવર્તે છે."

પોતાના આત્મા અથવા ઈશ્વરને જાણી શકતો નથી; પરંતુ તે આત્મા આપણેજ છીએ, ઈશ્વર આપણેજ છીએ.

જ્યારે તમારા અસ્તિત્વનો લોપ થશે, ત્યારે તે વેળાએ તમે નિર્વાણના પ્રદેશમાં હોવાના. બુદ્ધ ભગવાને કહેલું છે કે;—"જ્યારે તમે નથી, તે વેળાએજ તમે ઉત્કૃષ્ટ છો, અને સત્ય છો!" (અર્થાત્ જ્યારે ક્ષુદ્ર વ્યક્તિત્વ ચાલ્યું જશે, ત્યારે જ તમે વિશ્વવ્યાપક થશો)

ઘણા ખરા જનોના અંતરમાં દિવ્ય જ્યોતિ તમોવ્યાપ્ત (અંધકારાવૃત) થયેલી હોય છે જેવી રીતે એક લોઢાના પીપમાં દીપકને રાખવાથી તેની જ્યોતિનો પ્રકાશ આરપાર પ્રકાશી શકતો નથી, તે પ્રમાણેજ એની અવસ્થા થયેલી હોય છે. ધીમે ધીમે પવિત્રતા અને નિસ્વાર્થતાવડે એ અંધકારના આચ્છાદનને આપણે વધારે અને વધારે પાતળુ બનાવી શકીએ એમ છે, અને તે એટલે સુધી કે, અંતે તે કાચ પ્રમાણે પૂર્ણ પારદર્શક થઈ જાય છે. શ્રી રામકૃષ્ણ પરમહંસ કાચના પારદર્શક પીપના રૂપમાં બદલાઈ ગયેલા લોઢાના પીપ સમાન હતા, કે જેમનામાં આંતરિક જ્યોતિ તેના યથાર્થ સ્વરૂપમાં પ્રત્યક્ષ દૃષ્ટિગોચર થઈ શકતી હતી. આપણે બધા એવી રીતે કાચના પીપ બની જવાના, એટલુંજ નહિ, પણ ઉચ્ચતર પરાવર્તન થઈ જવાના માર્ગમાંજ ચાલ્યા જઈએ છીએ. જ્યાંસુધી પીપનું કિંચિદ્‌માત્ર પણ અસ્તિત્વ છે, ત્યાંસુધી આપણે જડ કિંવા માયિક સાધનોદ્વારા જ વિચાર કરવો જોઈએ. આ કાર્યમાં અધીર મનુષ્ય કદાપિ વિજય મેળવી શકતો નથી.

* * * * * *

અલૌકિક મહાત્માઓ તત્ત્વના મૂળ પાઠ સમાન હોય છે. પરંતુ અનુયાયી જનો મહાત્માઓનેજ તત્ત્વ બનાવી દે છે અને એમ કરીને તેઓ વ્યક્તિના ધ્યાનમાં મગ્ન થતા મૂળ તત્ત્વને ભૂલી જાય છે.

બુદ્ધે પૌરુષેય ઈશ્વર વિષયક ભાવનાના ખંડનનો જે અખંડ ઉદ્યોગ ચલાવ્યો, તેનું પરિણામ એ થયુ કે, ભારતવર્ષમાં પાષાણ પ્રતિમાઓનો પ્રવેશ થયો (પ્રતિમા પૂજનનો પ્રારંભ થયો). વેદોમાં પ્રતિમાઓને કોઈ પણ જાણતું નહોતું, કારણ કે, તેઓ ઈશ્વરને સર્વત્ર નિહાળતા હતા, પરંતુ જ્યારે એક જગદુત્પાદક ઈશ્વર અને મિત્રરૂપ ઈશ્વરનો અભાવ થઈ ગયો, ત્યારે તે અભાવને પૂરી નાંખવા માટે પ્રતિમાઓ બનાવવારૂપ પ્રતિક્રિયાનો જન્મ થયો અને (પૌરુષેય ઈશ્વરના નિન્દક) બુદ્ધ ભગવાન્ એક પાષાણ પ્રતિમા બન્યા. એજ ઉદાહરણ જેસસ્ ક્રાઇસ્ટના સંબંધમાં પણ એજ પ્રમાણે લાગૂ પડે છે. અત્યારે હવે એ પ્રતિમાઓનો એટલો બધો અતિરેક થયો છે કે, સાધારણ કાષ્ઠ અને

પાષાણની આકૃતિહીન પ્રતિમાઓથી તે જેસસ અને બુદ્ધની પ્રતિમાઓ પર્યન્ત સર્વે પ્રતિમાઓ એક સરખી રીતે પૂજ્ય છે. જાણે પ્રતિમાઓની એક સરખી હાર મંડાઇ ગઈ છે. પરંતુ આપણને પ્રતિમાઓની પણ આવશ્યકતા તો છેજ.

*     *     *     *     *     *

સુધારણા માટેના ઉગ્ર પ્રયત્નોનું સદૈવ એજ પરિણામ આવે છે કે, સુધારણાનો વેગ તીવ્ર થવાને બદલે મંદ પડી જાય છે. કોઇને પણ એમ ન કહો કે;–"તમે અધમ છો." કિન્તુ એમજ કહો કે:–"તમે ઉત્તમ છો, પરંતુ ઉત્કૃષ્ટ થાઓ!"

પ્રત્યેક દેશમાં ધર્મોપદેશકો એક પાપ સમાનજ છે. કારણ કે, તેઓ અન્ય ધર્મની નિન્દા અને ટીકા કર્યા કરે છે. તેઓ ધર્મરૂપ તંતુવાદ્યને સુધારવામાટે એકજ તંતુને એટલે સુધી તાણી રાખે છે કે, તેટલામાં બીજા બે ત્રણ તંતુઓ સ્થાનભ્રષ્ટ થઈ જાય છે. પ્રેમ કોઇની નિર્ભર્ત્સના કરતોજ નથી; એ નિંદાનું કાર્ય કેવળ મહત્ત્વાકાંક્ષાનુંજ છે. ધર્મયુક્ત કોપ અને શુદ્ધિક્ષમ હત્યા જેવી કોઈ વસ્તુ અસ્તિત્વ ધરાવતીજ નથી.

જો તમે બળાત્કારે કોઇને સિંહ ન થવા દ્યો, તો તે અવશ્ય શૃગાલજ થવાનો. સ્ત્રી એક શક્તિ છે, પણ અત્યારે તે નિર્બળ બની ગઈ છે, અને તેનું કારણ એ છે કે, પુરુષ તેની નૈસર્ગિક શક્તિને બળાત્કાર કરીને દાબી દે છે; અત્યારે તો તે શૃગાલજ છે; પરંતુ જ્યારે તેની શક્તિના વિકાસનો અવરોધ ટળી જશે, તે વેળાએ તત્કાળ તે સિંહનું સ્વરૂપ ધારણ કરશે.

સાધારણતઃ કહેવાનું એ કે, આત્મિક મહા અભિલાષાને બુદ્ધિદ્વારા સમતોલ અવસ્થામાં રાખવી જોઇએ; નહિ તો એનો કેવળ વ્યર્થ અભિલાષા કિંવા કાલ્પનિકતામાંજ અધઃપાત થઇ જવાનો.

*     *     *     *     *     *

સર્વ આસ્તિકો કિંવા ઇશ્વરવાદીઓ ઇશ્વરવિષયક પોતાના અંતિમ વિચારોમાં એક બીજાથી ભિન્ન હોવા છતાં, આ પરિવર્તનશીલ પ્રકૃતિની પાછળ એક અપરિવર્તનશીલ (ઇશ્વર) છે, એ સિદ્ધાંતની માન્યતામાં તો સર્વનો એકજ અભિપ્રાય છે. પરંતુ બુદ્ધે એ સિદ્ધાન્તનો સર્વથા અસ્વીકાર કર્યો હતો. તે એમજ કહેતો કે;–"બ્રહ્મ કિંવા આત્મા જેવો કોઈ પદાર્થ અસ્તિત્વ ધરાવતોજ નથી."

ચારિત્ર્યની દૃષ્ટિથી જોતાં બુદ્ધ, જગતના લોકોએ જોએલા સર્વ મહાત્માઓ કરતાં મહત્તમ હતો; અને એની પછી ક્રાઇસ્ટ્ આવે છે. પરંતુ અત્યાર સુધીમાં જગતના લોકોએ જે જ્ઞાન મેળવ્યું છે, તે સર્વ કરતાં શ્રીમદ્ભગવદ્ગીતામાં શ્રીકૃષ્ણે જે ઉપદેશ કરેલો

છે, તે સર્વ કરતાં અપ્રતિમ અને અલૌકિક છે. જેણે એ (ભાગવદ્ગીતારૂપ) અદ્ભુત કાવ્ય લખ્યું હતું, તે જેમનાં જીવનો વિશ્વમાં પુનર્જીવનને પ્રેરે છે, તેવા વિરલ આત્માઓમાંનો એક આત્મા હતો. મનુષ્ય જાતિ, જેણે ગીતા લખી હતી, તેની બુદ્ધિ સમાન બુદ્ધિને હવે કદાપિ જોઈ શકવાની નથી.

* * * * * *

સુખ કિંવા દુઃખરૂપે પ્રકટ થતી હોય, છતા (વિશ્વવ્યાપિની) શક્તિ કેવળ એકજ છે. જેમાંનું જળ બે પરસ્પર વિરુદ્ધ દિશાઓમાં વહન કરે છે, એવી જે એક નદી તે ઈશ્વર અને શયતાન છે. (અર્થાત્ ઈશ્વર અને શયતાન એ બે એકજ શક્તિનાં ભિન્ન નામો છે.)

તા૦ ૧ લી જુલાઈ ૧૮૯૫ સોમવાર.

## (શ્રીરામકૃષ્ણ દેવ.)

શ્રીરામકૃષ્ણ એક અત્યંત ધર્મપરાયણ બ્રાહ્મણના પુત્ર હતા. તેમના પિતાનો એવો કુલાચાર હતો કે, બ્રાહ્મણોની એક વિશિષ્ટ જાતિવિના તેઓ બીજા કોઈ પાસેથી પણ દાનનો સ્વીકાર કરતા નહોતા, તેમજ કોઈ પ્રકારનો વ્યવસાય કરવો, કોઈ મંદિરમાં પૂજારી તરીકે રહેવું, પુસ્તકો વેચવાં કિંવા કોઇને ત્યાં નોકરી કરવી આદિ પણ તેમના કુલાચારથી વિરુદ્ધ કર્મ હતાં અને તેથી એમાંનું કાંઈ પણ તેઓ ન કરે, એ સ્વાભાવિક હતું. તેમનો સર્વ આધાર કેવળ 'આકાશવૃત્તિ' (દાન)પરજ હતો અને તેમાં પણ ઉપર્યુક્ત વિશિષ્ટ જાતિનો બ્રાહ્મણ પોતે પતિત હોય, તો તેના દાનનો પણ તેઓ અસ્વીકારજ કરતા હતા. ખરી રીતે જોતાં મંદિરોની હિન્દુ ધર્મપર કશી પણ સત્તા હોતી નથી અર્થાત્ જો સર્વ મંદિરોનો નાશ કરી નાંખવામાં આવે, તો તેથી ધર્મને લેશમાત્ર પણ બાધા થવાનો સંભવ નથી "પ્રભુ અને અતિથિઓ" માટે મનુષ્યે એક ગૃહ અવશ્ય બંધાવવુંજ જોઇએ, એવી આર્યધર્મની આજ્ઞા છે; મનુષ્ય કેવળ પોતા માટેજ ગૃહ બંધાવે તો તે એક સ્વાર્થમય કૃત્યજ કહેવાય અને એટલા માટેજ હિન્દુ ઈશ્વરના નિવાસસ્થાન તરીકે મંદિરો ચણાવે છે.

પોતાના કુટુમ્બની અસન્ત દરિદ્રતાના કારણથી શ્રીરામકૃષ્ણને પોતાના બાલ્યકાળમાંજ દિવ્ય માતા કાલીને અર્પણ કરાયેલા એક મંદિરના પૂજારી થવું પડ્યું હતું. એ મંદિરમાં કાલીને એક સ્ત્રીની પ્રતિમા તરીકે રજૂ કરી છે અને તે એક પુરુષની પ્રતિમાપર પગ મૂકીને ઉભી છે. એથી જાણે તે એમ દર્શાવતી હોયની કે, "જ્યાંસુધી માયા દૂર નહિ થાય, ત્યાંસુધી આપણે કાંઈ પણ જાણી શકવાના નથી!" એવોજ ભાસ થાય છે;

કારણ કે, એ કાલી પ્રકૃતિ (માયા)ના નામથી પણ ઓળખાય છે. બ્રહ્મ પોતે નપુંસક, અજ્ઞાત અને અજ્ઞેય છે, પરંતુ જગતનું નિમિત્ત થવા માટે તે માયાના આવરણથી પોતાને આવૃત કરે છે, વિશ્વની માતા થાય છે અને સૃષ્ટિને અસ્તિત્વમાં લાવે છે. માયાવડે આચ્છાદિત થવાથી (કાલીનાં ચરણ તળેની) ભૂમિગત પ્રતિમા (શિવ અથવા ઈશ્વર) શબ (મૃત અથવા જીવનહીન) થઈ ગઈ છે. જ્ઞાની કહે છે કે;–"હું બળાત્કારે પણ ઈશ્વરને શોધી કાઢીશ અથવા પ્રાપ્ત કરીશ." (અદ્વૈતવાદી); પરંતુ દ્વૈતવાદી કહે છે કે;–"માતા કે જે એકલીજ ઈશ્વરસદનની કુંચી ધરાવે છે, તેને દ્વાર ઉઘાડવા માટેની પ્રાર્થના કરીને તે પ્રાર્થનાદ્વારા જ અમે ઈશ્વરને પ્રાપ્ત કરીશું–ઈશ્વરનો સાક્ષાત્કાર કરીશું."

માતા કાલિકાની નિત્યની પ્રાર્થનાએ એ તરુણ પૂજારીના હૃદયમાં એવો તો દૃઢ ભક્તિભાવ જાગૃત કરી દીધો કે, જેના પરિણામે તેઓ લાંબા સમય પર્યન્ત મંદિરના નિયત ઉપાસનાકાર્યને વ્યવસ્થાપૂર્વક ચલાવી શક્યા નહિ, એટલે તેમણે પોતાનાં મંદિર વિષયક કર્મોનો ત્યાગ કર્યો અને મંદિરના આંગણામાંની એક વૃક્ષાવૃત ભૂમિમાં ચાલ્યા ગયા અને ત્યાં સર્વકાળ ઈશ્વરના ધ્યાનમાં નિમગ્ન રહેવા લાગ્યા. એ વૃક્ષવન ગંગાનદીના તીરે આવેલું હતું અને એક દિવસ અચાનક એવો બનાવ બન્યો કે, ગંગાના મંદ પ્રવાહે એક પર્ણકુટી બનાવવા માટેનાં આવશ્યકીય સાધનોને લાવીને તેમનાં ચરણોમાં મૂકી દીધાં. એ પર્ણકુટીમાં નિવાસ કરીને પ્રેમરોદન તથા પ્રાર્થનાનો વ્યવસાય ચલાવ્યા કરતા હતા, અને એમાં તેઓ એટલી સીમા પર્યન્ત તલ્લીન થઈ ગયા હતા કે, તેમને પોતાના શરીર કિંવા બીજા કશાનું લેશ માત્ર પણ ભાન રહેતું નહોતું. પવિત્ર માતાનું ધ્યાન, એ જ તેમના ચિન્તનનો એક માત્ર વિષય હતો. તેમનો એક સંબંધી તેમને દિવસમાં એકવાર ભોજન લાવી આપતો હતો અને તેમની દેખરેખ રાખ્યા કરતો હતો. કેટલાક દિવસ પછી તેમને "માતા" ની પ્રાપ્તિના કાર્યમાં સાહાય્ય કરવાને એક કુમારિકા સંન્યાસિની ત્યાં આવી લાગી. જે જે વેળાએ તેમને જે જે પ્રકારના શિક્ષકની આવશ્યકતા જણાતી હતી, તે તે વેળાએ તેવા શિક્ષકો બોલાવ્યાવિના અચાનક જ ત્યાં આવી ચડતા હતા; પ્રત્યેક પંથના પવિત્ર મહાત્માઓ તેમની પાસે આવતા, પોતાના ઉપદેશો તેમની સમક્ષ રજૂ કરતા અને શ્રી રામકૃષ્ણ તો પ્રત્યેકના ઉપદેશનું આતુરતાથી શ્રવણ કરતા હતા. પરંતુ તેઓ ઉપાસના તો કેવળ માતાનીજ કરતા હતા. માતા જ તેમનું સર્વસ્વ હતું.

શ્રી રામકૃષ્ણે કદાપિ કોઇની વિરુદ્ધ એક પણ કઠિન શબ્દનો ઉચ્ચાર કર્યો નહોતો. તેઓ એવા તો અદ્વિતીય સહનશીલ હતા કે, પ્રત્યેક પંથના લોકો તેમને પોતાના જ એક નેતા તરીકે માનતા હતા. તેમનો પ્રત્યેક પંથમાં એક સરખો પ્રેમભાવ હતો. તેમના મત

પ્રમાણે સર્વ ધર્મો સત્ય હતા. તેમના હૃદયમાં પ્રત્યેક ધર્મને સ્થાન મળતું હતું. તેઓ મુક્ત સ્વતંત્ર-હતા, પણ કેવળ પ્રેમભાવમાંજ સ્વતંત્ર હતા, "ગર્જના" માં સ્વતંત્ર નહોતા. એ એક નિયમ છે કે, મૃદુ પદ્ધતિ એક વસ્તુને નિર્માણ કરે છે, અને ઉગ્ર પદ્ધતિ તેનો પ્રસાર કરે છે. પૉલ્ જ્યોતિને પ્રસારનાર એવો ઉગ્ર પદ્ધતિનો મહાત્મા હતો.*

સેન્ટ્ પૉલનો યુગ ચાલ્યો ગયો છે; અને આજનો નૂતન પ્રકાશ થવાનો પ્રસંગ આપણને પ્રાપ્ત થયો છે. સ્વયંસંચાલક સમિતિ આપણા સમયની એક મહત્તમ આવશ્યકતા છે. જ્યારે આપણે એવી એક સમિતિ મેળવીશું, ત્યારે તેજ સમિતિ વિશ્વનો અંતિમ ધર્મ થશે. ચક્રે ગતિમાન્ થવું જ જોઇએ અને આપણે તેને અટકાવવાને બદલે તેની ગતિને સાહાય્યજ આપવું જોઇએ. ધાર્મિક ભાવનાની લહરીઓ ચડે છે અને પડે છે અને તે લહરીઓમાંની સર્વથી ઉચ્ચતમ લહરીપર 'વર્ત્તમાન યુગનો મહાત્મા' ઉભેલો છે. શ્રીરામકૃષ્ણ વર્ત્તમાન કાળના વિનાશક નહિ, કિન્તુ નિર્માયક ધર્મનો ઉપદેશ આપવાનેજ પધાર્યા હતા. નવીનતાથી તત્ત્વોની યાચના કરવા માટે તેમને પ્રકૃતિ પાસે જવું પડ્યું હતું. અને અંતે તેમણે વૈજ્ઞાનિક ધર્મ મેળવ્યો, કે જે ધર્મ 'શ્રદ્ધા રાખો' એમ નથી કહેતો, કિન્તુ 'પ્રત્યક્ષ લખો' એવું જ વિધાન કરે છે. "હું જોઉં છું અને તમે પણ જોઈ શકો તેમ છો." તેજ સાધનોનો ઉપયોગ કરો, એટલે તમે તે દિવ્યદૃષ્ટિને પ્રાપ્ત કરી શકશો. પ્રત્યેકને ઈશ્વર-પ્રાપ્તિ થશે, ઐક્ય કિંવા સંયોગ એક એવી વસ્તુ છે કે, જે સર્વને પ્રાપ્ત થઈ શકે છે. શ્રી રામકૃષ્ણનાં બોધવચનો હિન્દુ ધર્મના નિષ્કર્ષરૂપ છે; એ વચનો તેમના પોતાના ધનરૂપ નહોતાં અને પોતાનો તેમની ઉપરનો તેવો અધિકાર તેમણે વ્યક્ત પણ કર્યો નથી; (અર્થાત્ તેમનાં બોધવચનો સાર્વજનિક સંપત્તિ છે;) તેમને નામ તથા કીર્તિની લેશ માત્ર પણ આકાંક્ષા નહોતી.

જ્યારે તેમની અવસ્થા ચાળીસ વર્ષની થઈ, તે વેળાએ તેમણે લોકોને ધર્મનો બોધ આપવાનો આરંભ કર્યો હતો, પરંતુ એ બોધ આપવા માટે તેઓ પોતાની પર્ણકુટીને છોડીને કદાપિ બહાર ગયા નહોતા. જેમને તેમના બોધની આવશ્યકતા હોય (અર્થાત્ જેઓ જિજ્ઞાસુ હોય) તેમના આગમનની તેઓ નિરંતર માર્ગપ્રતીક્ષા કર્યા કરતા હતા. હિન્દુ રૂઢિ પ્રમાણે તેમનાં માતાપિતાએ તેમને બાલ્યાવસ્થામાં જ પાંચ વર્ષના વયની એક સુકુમાર કન્યા સાથે પરણાવી દીધા હતા, કે જે બાળા પોતાના કુટુંબ સાથે પોતાના ઘરમાં દૂરના

* ઘણાઓએ પોતાનો એવો અભિપ્રાય દર્શાવ્યો છે કે, શ્રી રામકૃષ્ણ પરમહંસ ધર્મ નિર્માયક મૃદુ પદ્ધતિરૂપ હતા અને સ્વામી વિવેકાનંદ સેન્ટ પૉલ સમાન ઉગ્ર પદ્ધતિના ઉપાસક તથા ધર્મના પ્રસારક હતા.

એક ગામમાં રહેતી હતી અને પોતાનો તરણ પતિ જે અવસ્થામાંથી પસાર થતો હતો, તેનું તે બિચારીને લેશ માત્ર પણ જ્ઞાન નહોતું. જે વેળાએ તે બાળા વયમાં આવી, તે વેળાએ તેનો પતિ તો ક્યારનોય ધાર્મિક ભક્તિમાં ગહનતાથી લીન થઈ ગયો હતો. તે નવયૌવના પત્ની પગે ચાલીને પોતાના ગામમાંથી જ્યાં પોતાના પતિનો નિવાસ હતો, તે ગંગા તીરસ્થ દક્ષિણેશ્વરના મંદિરમાં આવી પહોંચી અને ત્યાં પોતાના પતિને જોતાંની સાથે જ પતિની સત્ય અવસ્થાને તત્કાળ જાણી ગઈ; કારણ કે, તે પણ એક વિશુદ્ધ, દિવ્ય અને મહાન્ આત્મા ધરાવતી હતી (દિવ્યાત્મા હતી). તેણે પોતાના પતિને પુનઃ ગૃહસ્થની નીચ અવસ્થામાં ખેંચી લાવવાના યત્નને બદલે હૃદયમાં પોતાના પતિના ઉન્નત કર્મમાં પોતે સાહાય્યભૂત થવાની જ ભાવના કરી (અને તે સતીની તે ભાવના સફળ થઈ).

આજે શ્રી રામકૃષ્ણ ભારતવર્ષમાં મહાન્ અવતારોમાંના એક ઈશ્વરીય અવતાર તરીકે પૂજાય છે અને તેમનો જન્મ તિથિ દિવસ એક ધાર્મિક ઉત્સવ તરીકે ઉજવવામાં આવે છે.

* * * * *

એક વિલક્ષણ ગોળ પાષાણ તે સર્વ વ્યાપક વિષ્ણુની બોધક પ્રતિમા છે. પ્રત્યેક પ્રભાતમાં એક પૂજારી મંદિરમાં આવે છે, તે મૂર્તિને નૈવેદ્ય ધરાવે છે, તેની આરતી ઉતારે છે અને ત્યારપછી તેને શય્યામાં પધરાવીને અન્તે આવા પ્રકારે સેવા પૂજા કરવા માટે ઈશ્વરની ક્ષમા માગે છે; કારણ કે, તે કેવળ કોઈ પ્રતિમા કિંવા એવા જ જડ પદાર્થદ્વારા જ ઈશ્વરની કલ્પના કરી શકે છે. તે પ્રતિમાને સ્નાન કરાવે છે, તેને વસ્ત્રો પહેરાવે છે અને પોતાના દિવ્ય આત્માનો, તેને સજીવ કરવા માટે, તે પ્રતિમામાં આરોપ કરે છે.

* * * * *

એક વિશિષ્ટ પંથ છે અને તે એમ કહે છે કે;–"કેવળ સુંદર અને શુભ વસ્તુની જ ઉપાસના કરવી, એ નિર્બળતા જ છે, અર્થાત્ આપણે અશુભ અને ભયંકરની પણ ઉપાસના કરવી જોઇએ અને તેમાં પ્રેમ રાખવો જોઇએ." એ પંથનો સમસ્ત ટિબેટમાં વિસ્તાર થયેલો છે અને એ પંથવાળાઓ લગ્ન નથી કરતા. ભારતવર્ષમાં તેઓ પ્રકટ અસ્તિત્વ ધરાવી (નિવાસ કરી) શકતા નથી; પરંતુ ગુપ્ત મંડળોની સ્થાપના કર્યા કરે છે. ભારતવર્ષનો કોઈ પણ મનુષ્ય જો એ પંથ સાથે સંબંધ ધરાવે છે, તો તે કેવળ ગુપ્ત રીતે જ; પ્રકટ રીતે કોઈ પણ પોતાને એ પંથના એક ઉપાસક તરીકે ઓળખાવતો નથી. - ટિબેટમાં વેદાંત પ્રસારનો ત્રણવાર પ્રયત્ન કરવામાં આવ્યો, પણ ત્રણેવાર તે નિષ્ફળ જ નીવડ્યો. જ્યાંસુધી પોતાની શક્તિ પહોંચી શકે ત્યાંસુધી તેઓ અત્યન્ત વિજય સહિત તપનો ઉપયોગ કરે છે.

'બાળવું' એટલો જ **તપ** શબ્દનો અક્ષરાર્થ થાય છે. એ ઉચ્ચતર પ્રકૃતિને તપ્ત કરવા રૂપ એક પ્રકારનો દેહદંડ છે. કોઇવાર એ **તપ** સૂર્યોદયથી સૂર્યાસ્ત પર્યન્ત સમસ્ત દિવસ ૐ શબ્દનો વારવાર અવિભગ ઉચ્ચાર કરવાની પ્રતિજ્ઞાના રૂપમાં હોય છે આ કર્મો (તપશ્ચર્યા) એક વિશિષ્ટ શક્તિને ઉત્પન્ન કરે છે, કે જેને તમે પોતાની ઇચ્છા પ્રમાણે આત્મિક કિંવા માયિક કોઈ પણ સ્વરૂપમા પરિવર્ત્તિત કરી શકો છો **તપની** આ ભાવનાનો સમસ્ત હિન્દુ ધર્મમાં સચાર થયેલો છે. હિન્દુઓ તો આગળ વધીને એટલે સુધી કહે છે કે, આ સૃષ્ટિને ઉત્પન્ન કરવા માટે ઇશ્વરે પોતે પણ તપ આચર્યું હતું જેના યોગે પ્રત્યેક કાર્ય કરી શકાય, એવુ એ એક માનસિક સાધન છે "તપવડે ત્રિલોકમાંની પ્રત્યેક વસ્તુ પ્રાપ્ત કરી શકાય છે"

* * * * * *

જે લોકો પોતે જે ધર્મપથ સાથે સહાનુભૂતિ ન ધરાવતા હોય એવા પંથો વિશે જે જે વાતો કરે છે, તેઓ તે પથ વિશે જાણી જોઇને અને અજાણે એવી રીતે બે પ્રકારથી અસત્યવાદ કરનારા હોય છે. એક પથનો ઉપાસક ભાગ્યે જ બીજા પથોમાં સત્યનું અવલોકન કરી શકે છે

* * * *

મહાન ભક્ત હનૂમાનને એકવાર જ્યારે એમ પૂછવામાં આવ્યું કે,–' આજે મહિનાની કઈ તિથિ છે?" ત્યારે એના ઉત્તરમા તેણે એટલુ જ જણાવ્યું હતું કે;–"ઇશ્વર જ મારી એક માત્ર શાશ્વત તિથિ છે, અન્ય તિથિ કિંવા દિવસની મને આવશ્યકતા નથી!''

તા૦ ૨ જી જુલાઈ ૧૮૯૫ મગળવાર

## (દિવ્ય માતા.)

શાક્તો વિશ્વ શક્તિને માતાના પ્રિયતમ નામવડે ભજે છે, કારણ કે, ભારતવર્ષમા સ્ત્રીત્વનો ઉચ્ચતમ આદર્શ કેવળ માતા જ છે જ્યારે ઇશ્વરની **માતા** કિંવા સ્નેહરૂપે ઉપાસના કરવામા આવે છે, ત્યારે હિન્દુઓ એ ઉપાસનાને દક્ષિણ માર્ગના નામથી ઓળખે છે અને દક્ષિણ માર્ગ, કદાપિ માયિક વૈભવના નહિ, કિન્તુ નિરતર આત્મિક વૈભવના પ્રદેશમાં જ લઈ જાય છે પરતુ ઇશ્વરને જ્યારે તેના ભયંકર સ્વરૂપમાં ઉપાસાય છે, ત્યારે ઉપાસનાનો તે વિધિ વામમાર્ગના નામથી ઓળખાય છે અને એ વામમાર્ગ સાધાર ણત મહાન્ માયિક વૈભવને પ્રાપ્ત કરાવી આપે છે, તેમ જ ઘણીકવાર એ વામમાર્ગ પોતાની ઉપાસક જાતિને પતિતાવસ્થા તથા વિચ્છિન્નતાના ભયકર પ્રદેશમા પણ ઘસડી જાય છે.

શક્તિનો પ્રથમ પ્રાદુર્ભાવ માતા છે અને પિતા કરતાં માતાની ભાવના ઉચ્ચતર બનાય છે. માતાના નામ સાથે જ શક્તિ (દિવ્ય શક્તિ અને સર્વ શક્તિમત્તા)ની ભાવનાનો આવિર્ભાવ થાય છે; જેમ કે, બાળક પોતાની માતાને કોઈ પણ કાર્ય કરવામાં સમર્થ અને સર્વશક્તિમતી માને છે. આપણામાં નિદ્રાવશ થએલી કુન્ડલિની દિવ્ય માતા છે અને એ માતાની ઉપાસના કર્યા વિના આપણે આપણને પોતાને કદાપિ જાણી શકીએ તેમ નથી. સર્વથા દયાળુ, સર્વશક્તિમતી અને સર્વત્રવ્યાપિની એ સર્વ દિવ્ય માતાનાં વિશેષણો છે. તે (માતા) વિશ્વમાંની શક્તિનો સમૂહ છે. વિશ્વમાં શક્તિનો પ્રત્યેક પ્રાદુર્ભાવ તે માતા જ છે. તે જીવન છે, તે બુદ્ધિ છે અને તે પ્રીતિ છે. તે વિશ્વમાં છે, છતાં વિશ્વથી ભિન્ન છે. તે એક જોઈ અને જાણી શકાય તેવી વ્યક્તિ છે (જેમ શ્રીરામકૃષ્ણે તેને જોઈ અને જાણી હતી). માતાની ભાવનામાં સ્થિત થવાથી આપણે કોઈ પણ કાર્ય કરી શકીએ છીએ. તે માતા પ્રાર્થનાનું તત્કાળ ઉત્તર આપે છે.

તે કોઈ પણ ક્ષણે આપણને પોતાના કોઈ પણ સ્વરૂપમાં પોતાનું દર્શન આપી શકે છે. દિવ્ય માતા નામ અને રૂપને ધારણ કરી શકે છે, અથવા તો રૂપ વિના જ નામને ધારણ કરી શકે છે; અને જેમ જેમ આપણે એ નાનાવિધ સ્વરૂપમાં તેની ઉપાસના કરતા જઈએ, તેમ તેમ આપણે નામ તથા રૂપવિહીન વિશુદ્ધ પરમાત્માના ઉચ્ચ સ્થાનપ્રતિ ચડતા જઈએ છીએ.

શરીર ઘટનામાંના સર્વ રંધ્રોનો જે એક સમૂહ, તે એક શરીર છે. એટલે પ્રત્યેક આત્મા એક રંધ્ર સમાન છે અને તેમનામાંના કેટલાક ઈશ્વર છે, અને તેથી પર અનંત છે. શાંત મહાસાગર તે અનંત છે, તેજ તરંગયુક્ત મહાસાગર તે દિવ્ય માતા છે. કાળ, અવકાશ અને હેતુ તે દિવ્ય માતા છે. ઈશ્વર માતા છે અને તેની પ્રકૃતિઓ (સ્વભાવ) બે છે; એ બે પ્રકૃતિઓ સગુણ અને નિર્ગુણના નામથી ઓળખાય છે. સગુણ તરીકે તે માતા ઈશ્વર, પ્રકૃતિ અને આત્મા (પુરુષ) છે, અને નિર્ગુણ તરીકે તે અજ્ઞાત અને અજ્ઞેય છે. ઈશ્વર, પ્રકૃતિ અને આત્મા એ અસ્તિત્વની ત્રિપુટીનો નિર્ગુણમાંથી જ આવિર્ભાવ થએલો છે. વિશિષ્ટાદ્વૈતવાદની આ ભાવના છે.

શ્રી કૃષ્ણ માતાનો એક અંશ-એક બિન્દુ હતો, બુદ્ધ દ્વિતીય બિન્દુ હતો અને ક્રાઈસ્ટ તૃતીય બિન્દુ હતો. આપણી સાંસારિક માતામાંના તે માતાના એક અંશમાત્રની ઉપાસના પણ મહત્તાના પ્રદેશમાં લઈ જાય છે; તો તે માતાની ઉપાસના શું ન કરી શકે વારુ? અર્થાત્ જો તમને પ્રેમ તથા પ્રજ્ઞા મેળવવાની ઇચ્છા હોય, તો તે માતાની ઉપાસના અને પૂજા કરો.

તા० ૩ જી જુલાઈ ૧૮૯૫ બુધવાર

સાધારણતઃ બોલતાં માનુષીય ધર્મનો ભયથીજ આરંભ થાય છે "ઈશ્વરનો ભય તે પ્રજ્ઞાનો આરંભ છે." પરંતુ એ પછી એ ઉચ્ચતર ભાવના આવે છે કે,–"પરિપૂર્ણ પ્રેમ ભયને ઉછાળીને કાઢી નાંખે છે." જ્યાં સુધી આપણે જ્ઞાન પ્રાપ્ત કરી લઇએ અને ઈશ્વર શી વસ્તુ છે એ જાણી લઇએ, ત્યાં સુધી ભયના ચિહ્નો આપણામાં રહેવાનાંજ. ક્રાઇસ્ટ પોતે એક મનુષ્ય હોવાથી તેને અશુદ્ધતાનો ભાસ થયો હતો અને તેનો તેણે તિરસ્કાર કર્યો હતો, પરતુ અનન્ત ઉચ્ચ ઈશ્વરને એવી વિષમતા હોતી નથી અને તે કોપાયમાન પણ થતો નથી. તિરસ્કાર કિંવા કોપ કદાપિ ઉચ્ચતમ હોઈ શકે જ નહિ ઉધિરના હસ્ત રક્તવડે લેપાયલા હતા, અને તેથી તે દેવાલય બાંધી ન શક્યો

જેમ જેમ આપણે સ્નેહ, સદ્ગુણ અને શુચિતામાં આગળ વધતા જઇએ, તેમ તેમ બાહ્ય પ્રદેશમાં આપણે સ્નેહ, સદ્ગુણ તથા શુચિતાનો વધારે વિસ્તાર થએલો જોઈ શકીએ છીએ આપણે જે બીજાપર દોષારોપ કરીએ, તે ખરી રીતે જોતાં આપણા પોત ના શિર-પર જ દોષારોપણ કરવા સમ ન છે સૂક્ષ્મ જગતની યોજના કરો (કે જે કરવાને તમે સમર્થ છો) એટલે સૂક્ષ્મ સૃષ્ટિ પોતાની મેળે જ પોતે તમારા માટેની વ્યવસ્થા કરશે. એ સૂક્ષ્મ શક્તિ (આતરિક શક્તિ) શાંત જળ ગુણના આંતરિક સન્ધીન (Hydrostatic paradox) સમાન છે, કે જે જળનો એક બિન્દુ સમસ્ત વિશ્વને સમતોલ અવસ્થામાં રાખી શકે છે જેનો આપણા અતરમા અભાવ હોય છે, તે વસ્તુને આપણે બહાર પણ જોઈ શકતા નથી મોટા એન્જિનનો જેવો સબધ તેમાંના લઘુ એન્જિન સાથે હોય છે, તેવો જ આપણો વિશ્વ સાથેનો સંબધ છે ન્હાના એન્જિનમા થએલા કોઈ પણ પ્રમાદની સૂચના આપણને એવી કલ્પનામાં દોરી જાય છે કે, મોટા એન્જિનમા અવસ્ય કાંઈ પણ વિક્ષોભ થએલો હોવો જોઇએ

જગતમા જે કાંઈ પણ ઉત્કર્ષનો માર્ગ પ્રાપ્ત થયો છે, તે કેવળ પ્રેમથી જ પ્રાપ્ત થએલો છે દોષવિવેચનપદ્ધતિ કદાપિ કાંઈ કલ્યાણ કરી શકતી નથી. સહસ્રાવધિ વર્ષોથી એ પદ્ધતિનો પ્રયોગ થતો આવ્યો છે, પરંતુ તેનું લેશમાત્ર પણ શુભ પરિણામ આવ્યુ નથી. નિર્ભર્ત્સના અને નિન્દા કાંઈ પણ સિદ્ધિ શુક્રવાર કરી શકતી નથી.

સત્ય વેદાંતી સર્વ પ્રતિ અનુકંપા અને સહાનુભૂતિ રાખવાને બધાયલો જ છે, કારણ કે, કેવલ અદ્વૈત (સંપૂર્ણ એકતા)જ વેદાંતનો આત્મા છે દ્વૈતવાદીઓ કેવળ પોતાના માર્ગને જ સત્ય માનતા હોવાથી સ્વાભાવિક રીતે જ અસહિષ્ણુ થવા તરફ દોરાઈ જાય છે. ભારતવર્ષમાં દ્વૈતવાદી–વૈષ્ણવોનો પંથ અત્યત અક્ષમ છે. શૈવ નામક એક

બીજા દ્વૈતવાદી પંથમાં ઘંટાકર્ણ નામના એક ભક્તની આખ્યાયિકા કહેવામાં આવે છે અને તેનો સારાંશ એવો છે કે, એ ઘંટાકર્ણ પોતે શિવનો ઉપાસક ભક્ત હોવાથી બીજા કોઈ દેવ કે દેવીના નામમાત્રનું શ્રવણ કરવા પણ ઇચ્છતો નહોતો અને એટલા માટે જો કોઇના મુખમાંથી બીજા કોઈ દેવના નામનો ઉચ્ચાર થાય, તો તે નામના ધ્વનિને પોતાનાં શ્રવણોમાં જતો અટકાવવાને તેણે પોતાના બન્ને કાનોમાં બે ઘંટડીઓ બાંધી રાખી હતી. તેની આવી અગાધ ભક્તિને જોઇ શિવે તેને એ તત્ત્વનું શિક્ષણ આપવાનો વિચાર કર્યો કે, શિવ અને વિષ્ણુમાં કશો પણ ભેદ નથી અને એ વિચારથી તે શિવે, અર્ધ વિષ્ણુ તથા અર્ધ શિવના સ્વરૂપમાં તેને પોતાનો સાક્ષાત્કાર કરાવ્યો. એ વેળાએ ઘંટાકર્ણ શિવની આરતી ઉતારતો હતો, પરન્તુ તેની ધર્માન્ધતાનો એટલો બધો અવધિ થયો હતો કે, જ્યારે તેણે ધૂપ આદિના સુવાસને વિષ્ણુની નાસિકામાં જતો જોયો કે, તરત તેણે વિષ્ણુના નાસિકારંધ્રને તે મધુર સૌગંધ્યનો ઉપભોગ ન લઈ શકે, એટલા માટે પોતાની અંગુલિવડે બંધ કરી દીધું.

* * * *

સિંહ સમાન માંસભક્ષક પ્રાણી એક આઘાત કરે છે અને પછી શિથિલ થઈ જાય છે. પરન્તુ શાંત બળદ આખો દિવસ ફર્યા કરે છે, ચર્યા કરે છે અને નિદ્રાનો ભોગ કર્યા કરે છે. રાતો માતો અમેરિકન એક ભાતખાઉ ચીના મજૂરની બરાબરી કરી શકે તેમ નથી. જ્યાં સુધી સૈનિક સત્તાનું સામ્રાજ્ય છે, ત્યાંસુધી માંસભક્ષણનો પ્રચાર રહેવાનો જ; પરન્તુ વિજ્ઞાનની વૃદ્ધિ સાથે યુદ્ધકલહની ન્યૂનતા થતી જશે અને તે વેળાએ અન્નફળ-ભક્ષકોની સંખ્યા વધવા માંડશે.

* * * * *

આપણે ઇશ્વરમાં પ્રેમ રાખવા માટે આપણે પોતાને બે ભાગમાં વિભક્ત કરીએ છીએ. હું પોતે મારા આત્માને ચાહું છું. ઇશ્વરે મને ઉત્પન્ન કર્યો છે અને હું ઇશ્વરને ઉત્પન્ન કરું છું. આપણે આપણી પ્રતિમામાં ઇશ્વરને નિર્માણ કરી છીએ; ઇશ્વરને આપણો સ્વામી આપણે પોતે જ બનાવીએ છીએ, ઇશ્વર આપણને કાંઈ પોતાનો અનુચર બનાવતો નથી. જ્યારે આપણે એમ જાણતા થઇએ કે, ઇશ્વર અને આપણે એક જ છીએ, તથા ઇશ્વર અને આપણે મિત્રો છીએ, તે વેળાએજ સમાનતા તથા સ્વતંત્રતા ( મુક્તિ ) નો આવિર્ભાવ થાય છે. જ્યાં સુધી તમે એક વાળના અંતર જેટલા પણ પોતાને તે શાશ્વત પરમેશ્વરથી ભિન્ન ( દૂર ) રાખો, ત્યાં ભયની ભાવના કદાપિ જવાની કે લુપ્ત થવાની નથી તે નથી જ.

એથી જગતને શો લાભ થવાનો છે? એવો બાલિશ પ્રશ્ન કદાપિ ન પૂછો. જગતને (તે જેમ ચાલે છે તેમ) ચાલવા દો. સ્નેહ રાખો અને શંકાને કાઢી નાંખો; કેવળ પ્રેમ કરો અને બીજા કશાની આશા ન રાખો. પ્રેમભાવનામાં નિમગ્ન થઈને બધી મતભિન્નતાઓને ભૂલી જાઓ. પ્રેમપીયૂષનું પાન કરો અને ઉન્મત્ત બની જાઓ. કહો કે, "હે પરમાત્મન્! હું તારો, સદાને માટે હું તારોજ છું!" એમ કહી આત્મનિમજ્જન કરો અને અન્ય સર્વ વસ્તુઓને વિસરી જાઓ. કેવળ પ્રેમજ ઈશ્વરની ભાવના છે. બિલાડીને પોતાનાં બચ્ચાં સાથે પ્રેમ કરતી જોઈને ઉભા રહો અને (એવા પ્રેમ માટે) પ્રભુ પ્રાર્થના કરો. પ્રેમથીજ ઈશ્વર વ્યક્ત થાય છે, એ તત્ત્વને અક્ષરશઃ સત્ય માનજો. વારંવાર એમજ બોલતા રહો કે—"હું તારો છું, હું તારો છું" (કિંવા હું તારી છું, હું તારી છું!), કારણ કે, આપણે ઈશ્વરને સર્વત્ર જોઈ શકીએ છીએ. ઈશ્વરને શોધવાનો યત્ન ન કરો, કિન્તુ તેનો સાક્ષાત્કાર કરો.

"તમો વિશ્વાત્મા અને જગજ્જ્યોતિને ઈશ્વર નિરંતર ચિરંજીવ રાખે!"

* * * * *

નિરાકારની ઉપાસના કિંવા પૂજા કરી શકાતી નથી, એટલા માટે જેનામાં આપણો સ્વભાવ હોય, એવા કોઈ વ્યક્ત સ્વરૂપનીજ આપણે સેવા કિંવા ઉપાસના કરવી જોઈએ. જેસસ્‌માં આપણો સ્વભાવ હતો; તે ક્રાઇસ્ટ્ થયો; એજ પ્રમાણે આપણે પણ થઈ શકીએ છીએ અને અવશ્ય આપણે થવું જ જોઈએ. ક્રાઇસ્ટ્ અને બુદ્ધ એ એક પ્રામાન્ય અવસ્થાનાં બે નામો હતાં; અને તે અવસ્થાને પ્રકાશમાં લાવવામાટેજ જેસસ્ તથા ગૌતમનો અવતાર થયો હતો. ઈશ્વરનો સર્વથી પ્રથમ અને શ્રેષ્ઠતમ આવિર્ભાવ તે માતા છે, અને તે પછી ક્રાઇસ્ટો તથા બુદ્ધો આવે છે. આપણે પોતેજ આપણા બંધનને ઉત્પન્ન કરીએ છીએ અને પછી તે બંધનને એક ઝટકાની સાથેજ તોડી નાંખીએ છીએ. આત્મા નિર્ભય છે. આપણે બાહ્ય ઈશ્વરની પ્રાર્થના કરીએ છીએ તે શુભ છે, પણ એમાં ન્યૂનતા કેવળ એટલીજ છે કે, જ્યારે આપણે એમ કરીએ છીએ, તે વેળાએ આપણે શું કરીએ છીએ, એ આપણે જાણતા નથી. કિન્તુ જ્યારે આપણે આત્માને (પોતાને) ઓળખી લઈએ છીએ, તે વેળાએ ખરો ભેદ આપણા જાણવામાં આવી જાય છે. સંયોગ કિંવા એકરૂપતાજ પ્રેમની ઉચ્ચતમ વ્યાખ્યા છે (કિંવા પ્રેમનો ઉત્કૃષ્ટ અંતિમ સાર છે).

સોરઠા—"હતો સમય તે ખાસ, હું નારી, તે નર હતો;
થતાં પ્રેમ વિકાસ, હું ને તે અન્ને નહીં.
મંદ સ્મૃતિ થતાં માત્ર, હતાં ઉભય, તે જાણવી,
આવ્યો સ્નેહ સુપાત્ર, કરી ઉભયની એકતા"

(ફારસી કવિતા)

જ્ઞાન અનાદિ કાળથી અસ્તિત્વ ધરાવે છે અને તેના અસ્તિત્વનો સંબંધ ઈશ્વર સાથે જોડાયલો છે. જે મનુષ્ય આત્મિક નિયમને જાણે છે, તે પ્રેરિત (ઉત્તેજિત) પુરુષ છે અને તે કાંઈ બોલે છે તે વ્યક્તીકરણ છે, પરંતુ વ્યક્તીકરણ પણ અનાદિ છે; પરંતુ એ વ્યક્તીકરણને અંતિમ નિર્વિવાદ સિદ્ધાન્ત તરીકે માન્ય રાખીને અંધશ્રદ્ધાથી તેનું અનુસરણ કરવાનું નથી. હિન્દુ ધર્મની અને તેમના સમાજ વ્યવહારની તેમના વિજેતાઓ આટલાં વર્ષોથી એટલી બધી નિન્દા કરતા આવ્યા છે કે, એના પરિણામે આજે હિન્દુઓ પોતે જ પોતાના ધર્મનું ખંડન કરવાનું સાહસ કરે છે અને તેમની એ કૃતિ તેમને મુક્ત તથા સ્વતંત્ર બનાવે છે. તેમના વિદેશીય રાજ્યકર્તાઓએ અજ્ઞાન વશ થઈને તેમનાં બંધનોને તોડી નાંખ્યાં છે. પૃથ્વીપટપર અત્યંત ધાર્મિકજન તરીકે મનાતા હિન્દુઓ ખરી રીતે ઈશ્વર કિંવા ધર્મની નિન્દાનું જ્ઞાન ધરાવતા જ નથી; અને તેમની ધર્મભાવનાનો એટલો બધો અતિરેક થએલો છે કે, કોઈ પણ પવિત્ર વસ્તુ વિશે ચર્ચા ચલાવવાને પણ તેઓ મહાપુણ્ય કૃતિ માને છે. કોઈ પણ મહાત્માઓ કિંવા ધર્મસંસ્થાપકો, ગ્રંથો કિંવા દંભમય પવિત્રતા વિશે તેઓ કોઈ પણ પ્રકારની કૃત્રિમ માનદૃષ્ટિ કિંવા પૂજ્યભાવના ધરાવતા નથી.

ચર્ચ ક્રાઇસ્ટને પોતાને યોગ્ય બનાવવાનો યત્ન કરે છે; ચર્ચને ક્રાઇસ્ટને યોગ્ય બનાવવા માટેનો તેનો પ્રયત્ન નથી; એટલા માટે હસ્તમાંના પોતાના હેતુને અનુકૂલ હતા, તે લેખો જ કેવળ સંભાળીને જાળવી રાખવામાં આવ્યા હતા. અર્થાત્ ધર્મગ્રંથો વિશ્વસનીય નથી અને પુસ્તકપૂજા તે આપણાં ચરણોને બંધનયુક્ત કરનારી એક અત્યંત અધમ પ્રકારની મૂર્તિપૂજા જ છે. સર્વેએ વિજ્ઞાન, ધર્મ અને દર્શનશાસ્ત્ર આદિ ગ્રંથોને પ્રમાણભૂત માનવાં જ જોઇએ; એવી જે આજ્ઞા કરવામાં આવી છે, તે એક અતિશય ભયાનક પ્રપંચ–પ્રોટેસ્ટંટ્ બાયબલનો અતિશય ભયંકર પ્રપંચ જ છે. ક્રિશ્ચિયન્ પ્રદેશોમાંનો પ્રત્યેક મનુષ્ય પોતાના શિરપર એક વિશાળ મહામંદિર અને તેના શિખરપર એક ગ્રંથ ઉપાડીને ફરે છે; છતાં પ્રત્યેક મનુષ્ય જીવે છે અને વૃદ્ધિગત થાય છે! ત્યારે એથી શું મનુષ્ય ઈશ્વર છે, એમ સિદ્ધ નથી થતું કે?

જગતમાં જે પ્રાણીઓ અસ્તિત્વ ધરાવે છે, તે સર્વથી મનુષ્યવ્યક્તિ ઉચ્ચતમ કિંવા શ્રેષ્ઠતમ છે અને આ વિશ્વ વિશાળ છે. આપણે ઈશ્વરવિષયક એવી કોઈ કલ્પના લાવી શકતા નથી કે, જે મનુષ્ય કરતાં ઉચ્ચતર હોય; એટલે આપણો ઈશ્વર મનુષ્ય છે અને મનુષ્ય ઈશ્વર છે. જ્યારે આપણે જાગૃત થઇએ છીએ, આગળ વધીએ છીએ અને કોઈ ઉચ્ચતર (વિશેષ ઉત્તમ) વસ્તુને જોઇએ છીએ; તે વેળાએ આપણને મન, શરીર તથા

કલ્પનામાંથી ઉછળીને બહાર નીકળવુ પડે છે અને આ જગતનો ત્યાગ કરવો પડે છે, જ્યારે આપણે અનન્ત-નિરાકાર થવાને તત્પર થઇએ છીએ, તે વેળાએ પછી આપણે આ જગતમાં હોતા નથી. આપણે જેને જાણી કિંવા નિહાળી શકીએ એવો જગતનો જે કોઈ પણ શિખામણ હોય, તો તે કેવળ મનુષ્ય જ છે. આપણે આણીઓ વિશે જે કાંઈ પણ જાણીએ છીએ, તે સર્વ કેવળ તેમના સાદૃશ્ય કિંવા સમાગમનું જ પરિણામ છે, અર્થાત આપણે પોતે જે કાંઈ પણ કરીએ છીએ અને આપણા મનમા જે લાગણી થાય છે, તેને અનુસરીને જ આપણે તેમની કલ્પના કરીએ છીએ.

જ્ઞાનનો છેદનો સરવાળો તો સદા સર્વદા તેનો તે જ છે, કેવળ વિશેષતા એટલી જ કે, કોઈવાર તે વિશેષ વ્યક્ત હોય છે અને કોઈવાર ન્યૂન વ્યક્ત હોય છે. તેને મેળવવાનું સાધન કેવળ અંતરમાં જ છે અને કેવળ અંતરમાંથી જ તે પ્રાપ્ત થઈ શકે છે.

* * * * * * * *

સર્વ કાવ્ય, ચિત્ર અને સંગીત તે શબ્દો, રંગ અને ધ્વનિદ્વારા વ્યક્ત થએલી લાગણી છે ( આંતરિક ભાવના ) છે.

* * * * * * * *

જેમના પાપો સત્વર દ્રવીભૂત થાય છે અને જેમનાં પાપ પુણ્યનો હિસાબ સત્વર સમતોલ થઈ જાય છે, તેમનાપર ઈશ્વરની મહાકૃપા છે, એમ જ સમજવું. તેમ જ જેમની શિક્ષા લાંબા કાળપર મુલતવી રાખવામાં આવી હોય તો તે શિક્ષા વિશેષ હોવી જોઇએ. એ કારણથી તેઓ દુર્ભાગી છે, એમ માનવામાં કંઈય પ્રત્યવાય નથી

જેમણે સમાનભાવ—એકતા—ને પ્રાપ્ત કરી લીધો છે, તેમનો ઈશ્વરમાં નિવાસ છે, એમ કહેવામાં આવે છે. "આત્માનો આત્માવડે" વધ કરવો, તેનું નામ જ ધિક્કાર કિંવા તિરસ્કાર છે ( તિરસ્કાર બીજો કોઈ પદાર્થ નથી ), અને એટલા માટે જીવનનો ધર્મ ( કિંવા સ્વભાવ ) પ્રેમ છે આ ભાવનાની જાગૃતિ થવાથી, તે જ સંપૂર્ણ થવુ છે, પરંતુ જેમ આપણે વિશેષ પરિપૂર્ણ થઇએ, તેમ આપણાથી ( કહેવાતાં ) કર્મ ઓછા પ્રમાણમાં કરી શકાય છે સાત્વિક જનો દેખે અને જાણે છે કે, આ બધી બાજીગીની રમત છે અને તેથી તેઓ કોઈ પણ કાર્યમાટે પોતાના મનમાં લેશમાત્ર પણ કંઈ ઉપજાવતા નથી.

આઘાત કરવા બહુ જ સુલભ છે, પરંતુ હસ્તનો અવરોધ કરવો, એ અત્યંત કઠિન કાર્ય છે શાંત ઉભા રહો અને કહો કે—"હે પરમાત્મન! હું તારામાં વિરમું છું!" અને ત્યારપછી તેના કર્મની માર્ગપ્રતીક્ષા કરતા રહો

તા૦ ૫ મી જુલાઈ ૧૮૯૫ શુક્રવાર.

જ્યાંસુધી તમે પ્રતિક્ષણ પરિવર્તનને ધારણ કરવાની તત્પરતાને ન મેળવો, ત્યાંસુધી તમે સત્યને કદાપિ જાણી શકવાના નથી; છતાં તમારે સત્યશોધનમાં અચલ અને દૃઢ થઈ રહેવુંજ જોઈએ.

* * * * *

ભારતવર્ષના એક અતિ પુરાતન પંથના ચાર્વાક્ નામક લોકો દૃઢ જડવાદીઓ હતા. તેઓ અત્યારે મરી પરવાર્યા છે અને તેમના ગ્રંથોની મોટી સંખ્યાનો નાશ થઈ ગયો છે. આત્મા વિશે તેમનો એવો અભિપ્રાય હતો કે, આત્મા, શરીર અને તેની શક્તિઓના ફળરૂપ હોવાથી શરીરના અંત સાથે તેનો પણ અંત થઈ જાય છે અને ત્યારપછી તેના ભાવી અસ્તિત્વનું કોઈ પણ પ્રમાણ મળી શકતું નથી. કેવળ ઇન્દ્રિયોવડે થતા અનુભવવિના અન્ય સર્વ આનુમાનિક જ્ઞાનનો તેઓ અસ્વીકાર કરતા હતા.

* * * * *

"સમાનતાની પ્રાપ્તિ" કિંવા દિવ્ય અને માનુષ (દેવ તથા મનુષ્ય)ની એકતા તે સમાધિ છે.

* * * *

જડવાદ કહે છે કે, 'મુક્તિ કિંવા સ્વતંત્રતાનો નાદ, તે એક ભ્રમણા છે;' કેવળ ઇશ્વિરવાદ (કિંવા બાહ્ય શૂન્યવાદ)નો એવો અભિપ્રાય છે કે, 'જે ધ્વનિ બંધનનો બોધ કરે છે, તે ભ્રમણા છે,' અને વેદાંત એમ પ્રતિપાદન કરે છે કે, 'એક સમયાવચ્છેદે તમે મુક્ત પણ છો અને બદ્ધ પણ છો; એટલે કે, આ માયિક (જડ) વિશ્વમાં તમે કદાપિ મુક્ત નથી અને આત્મિક ભૂમિમાં તમે નિરંતર મુક્ત છો."

બંધ અને મોક્ષ ઉભયનું અતિક્રમણ કરી જાઓ.

આપણે શિવ છીએ, અને આપણે ઇન્દ્રિયાતીત અમર (શાશ્વત) જ્ઞાન છીએ.

પ્રત્યેકના પૃષ્ઠ ભાગમાં અનંત શક્તિ રહેલી છે; "માતા"ને પ્રાર્થના કરો, એટલે તે શક્તિનો તમારામાં આવિર્ભાવ થશે.

"હે વાગ્દાયિની સ્વયં સ્થિત માતા! વાણીરૂપે મારા ઓષ્ઠોપર આવ!" (આર્ય-આવાહન મંત્ર.)

"તે માતા કે જેનો નાદ મેઘગર્જનામાં રહેલો છે, તે માતા! તું મારામાં આવ! કાલી, તું અનંત કાળરૂપા છે, તારી શક્તિ અનવરુધ્ધ છે અને તું શક્તિ છે!"

તા૦ ૬ ઠ્ઠી જુલાઈ ૧૮૯૫ શનિવાર.

(આજે અમે વ્યાસનાં બ્રહ્મસૂત્રોના શંકરાચાર્યે કરેલા ભાષ્યનું શ્રવણ કર્યું.)

ॐ तत् सत्

શંકરાચાર્યના અભિપ્રાય પ્રમાણે વિશ્વની બે અવસ્થાઓ છે અને તે 'अहम्' તથા 'त्वम्' (હું અને તું) છે; એ બન્ને પ્રકાશ અને અંધકાર પ્રમાણે એક બીજાથી એટલી બધી વિરુદ્ધ વસ્તુઓ છે કે, એમનામાંની એક વસ્તુનો બીજીમાંથી ઉદ્ભવ થવો સર્વથા અશક્ય જ છે, એમ કહેવાની વિશેષ અગત્ય નથી. આધારપર આધેયનું આવરણ ચઢાવી દેવામાં આવ્યું છે (કિંવા આત્માને માયાના આવરણથી ઢાંકી દેવામાં આવ્યો છે); સત્ય વસ્તુ કેવળ આધાર—આત્મા જ છે, અને અન્ય કેવળ દૃશ્ય (ભ્રાંતિ) છે. વિરોધાભાસ અપ્રતિપાદ્ય છે. આત્માનું એક વિશિષ્ટ અવસ્થામાં હોવું તે જ માયા અને બાહ્ય જગત્ છે, બાકી ખરી રીતે જોતાં વસ્તુત.—તો સર્વત્ર કેવળ એક (આત્મા)જ છે.

આપણી સમસ્ત સૃષ્ટિ સત્ય અને અસત્યના મિશ્રણમાંથી આવિર્ભૂત થાય છે. શક્તિઓના સમાન્તર ચતુષ્કોણ ક્ષેત્રમાં દડાની કર્ણરેખાકૃતિ ગતિ પ્રમાણે, આપણાપર અધિકાર ચલાવતી પરસ્પર વિરુદ્ધ શક્તિઓનું જે પરિણામ તે આ સંસાર (જીવન) છે. જગત્ ઈશ્વર છે અને સત્ય છે, પરંતુ આપણે જે જગતને જોઈએ છીએ, તે, જગત્ નથી, જેવી રીતે આપણે શુક્તિમાં રજતનો આરોપ કરીએ છીએ, તેવો જ આ પ્રકાર પણ જાણી લેવો. એવી રીતે એક વસ્તુમાં જે બીજી વસ્તુનો ભાસ થવો તે અધ્યાસ છે, એટલે કે, એ એક આનુષંગિક અસ્તિત્વ છે કે જેનો આધાર મૂળ સત્ય વસ્તુપર રહેલો છે; જેવી રીતે આપણે પૂર્વે જોએલા કોઈ દેખાવને આપણા સ્મરણમાં લાવીએ; એટલે અમુક સમય પર્યન્ત આપણા માટે તે અસ્તિત્વ ધરાવે છે, પરન્તુ તે અસ્તિત્વ સત્ય નથી. અથવા તો કેટલાક એમ પ્રતિપાદન કરે છે કે, જેવી રીતે આપણે જળમાં ઉષ્ણતાની કલ્પના કરીએ, કે જે ઉષ્ણતા વાસ્તવિકરીતે જળમાં હોતી જ નથી; એ જ પ્રમાણે ખરી રીતે જ્યાં જે વસ્તુ નથી, ત્યાં તેનો આરોપ કરવામાં આવ્યો છે. એક વસ્તુને અન્ય સ્વરૂપમાં જ સ્વીકારવામાં આવે છે કે, જે તેનું સત્ય સ્વરૂપ નથી. આપણે સત્ય વસ્તુને જોઈએ છીએ ખરા, પરંતુ બાહ્ય આવરણદ્વારા વિકૃત થએલી જ તે આપણા જોવામાં આવે છે—શુદ્ધ સ્વરૂપમાં દેખાતી નથી.

તમે પોતે પોતાને મનની એકાગ્રતાવિના કદાપિ ઓળખી (જાણી) શકવાના નથી જ્યારે આપણે ભૂલથી એક વસ્તુને બદલે બીજીનો સ્વીકાર કરીએ છીએ, તે વેળાએ આપણાં નેત્રો સમક્ષ જે વસ્તુ હોય છે, તેને જ આપણે સત્ય માની લઇએ છીએ અને અદૃષ્ટ

વસ્તુની આપણને કલ્પના માત્ર પણ આવતી નથી; એ પ્રમાણે આપણે ભ્રમના યોગે નિર્વિકાર (આત્મા)ને સવિકાર કિંવા વિષયાશ્રિત માનીએ છીએ. ખરી રીતે આત્મા કદાપિ વિષયાશ્રિત થતો જ નથી. મન અંતરિન્દ્રિય છે અને બાહ્ય ઇન્દ્રિયો તેનાં સાધનો છે. આત્મામાં વિકૃતિ ઉપજાવવાની કિંચિત્ શક્તિ રહેલી છે અને તેજ તેને 'હું છું' એ જાણવામાં પ્રવૃત્ત કરે છે; પરંતુ આમાં આત્મા પોતે પોતાનો જ વિષય (કિંવા વિકાર) થાય છે, મન કિંવા ઇન્દ્રિયોનો વિષય કદાપિ થતો નથી. તમે એક ભાવનાપર બીજી ભાવનાનો ભાર લાદી શકો એમ છો; પરંતુ મૂળ ભાવના તો એક જ હોય છે. ઉદાહરણાર્થ, જ્યારે આપણે એમ કહીએ છીએ કે, "આકાશ નીલવર્ણ છે" તે વેળાએ મૂળભાવનારૂપ તો કેવળ આકાશ પોતે જ છે; પછી તેને નીલ કહો કે કૃષ્ણવર્ણ કહો.

જ્ઞાન અને અજ્ઞાન (વિદ્યા અને અવિદ્યા) ઉભય વિદ્યમાન છે, પરંતુ આત્મા અવિદ્યાવડે કદાપિ વિકૃત થતો નથી. આનુષંગિક જ્ઞાન ઉત્તમ છે, કારણ કે, તે સંપૂર્ણ જ્ઞાનના પ્રદેશમાં લઈ જાય છે; પરંતુ ઇન્દ્રિયજ્ઞાન, મનોજ્ઞાન અને વેદોનું જ્ઞાન પણ સત્ય જ્ઞાન નથી; કારણ કે, એ સર્વ જ્ઞાનો આનુષંગિક જ્ઞાનના રાજ્યમાં મર્યાદિત થઈ રહેલાં છે. "હું શરીર છું કિંવા શરીરધારી છું" એ ભ્રમણા કિંવા ભ્રમયુક્ત જ્ઞાનથી પ્રથમ મુક્ત થાઓ; એ ભ્રમથી મુક્ત થયા પછી જ આપણામાં સત્યજ્ઞાનની આકાંક્ષા રાખવાની યોગ્યતા આવી શકે છે. મનુષ્યનું જ્ઞાન પશુજ્ઞાનની કિંચિદ્ ઉચ્ચ સ્થિતિરૂપ છે; એથી વિશેષ મનુષ્યજ્ઞાનની મર્યાદા વધેલી નથી.

* * * * *

વેદોનો એક ભાગ કર્મનું પ્રતિપાદન કરે છે,—એટલે કે, વેદોના તે ભાગમાં સંસ્કાર તથા વિધિ આદિનો ઉલ્લેખ કરવામાં આવ્યો છે. તેમ જ બીજા ભાગમાં બ્રહ્મજ્ઞાનનું પ્રતિપાદન અને ધર્મનું વિવેચન કરાયલું છે. એ ભાગમાં વેદો આત્માનો ઉપદેશ કરે છે અને તેઓ આત્માનો ઉપદેશ કરતા હોવાથી તેમનું જ્ઞાન સત્ય જ્ઞાન સમીપ આવે છે. અનંત–નિર્વિકારના જ્ઞાનનો ગ્રંથ કિંવા અન્ય કોઈ પણ વસ્તુપર આધાર હોતો નથી; એટલે કે, તે જ્ઞાન સર્વથા સ્વતંત્ર અને પોતામાં જ પરિપૂર્ણ હોય છે. ગમે તેટલો અભ્યાસ એ જ્ઞાનની પ્રાપ્તિ કરાવી શકતો નથી; કારણ કે, એ જ્ઞાન તે એક કલ્પના કિંવા સિદ્ધાંત નહિ, કિન્તુ સાક્ષાત્કાર જ છે. દર્પણપરની ધૂળને કાઢી નાંખો, તમારા મનને શુદ્ધ કરો અને ત્યારપછી નિમેષ માત્રમાં તમે જાણશો કે, તમે બ્રહ્મ છો.

ઈશ્વર છે, જન્મ અને મરણ, પીડા, દરિદ્રતા, વધ, પરિવર્તન, શુભ અને અશુભ આદિ કાંઈ છે જ નહિ; સર્વ બ્રહ્મ છે. આપણે રજ્જુમાં સર્પ જોઈએ છીએ, એ

આપણો ભ્રમ કિંવા પ્રમાદ છે. જ્યારે આપણે પરમાત્મામાં પ્રેમ રાખીએ, ત્યારે જ આપણે કાંઈક શુભ કરી શકીએ છીએ અને તે આપણા પ્રેમને પાછો વાળી આપે છે. વધકર્તા ઈશ્વર છે અને તેનાપર વધકર્તાનાં વસ્ત્રો ચઢાવી દેવામાં આવ્યાં છે. તેને પકડી પાડો અને તેનો હાથ ઝાલીને જે સત્ય છે તે કહી દો.

આત્માની કોઈ જાતિ છે જ નહિ અને તેને જાતિયુક્ત માનવો, એ કેવળ એક ભ્રમણા જ છે—એ જ પ્રમાણે, આત્મામાં જીવન, મરણ, કોઈ ગતિ કિંવા ગુણનો વિકાર પણ નથી. આત્મા કદાપિ બદલાતો નથી, જતો નથી અને આવતો નથી પોતાના સર્વ પ્રાદુર્ભાવોનો તે શાશ્વત સાક્ષી છે; પરંતુ આપણે તેનો પ્રાદુર્ભાવ તરીકે જ સ્વીકાર કરીએ છીએ, કે જે પ્રાદુર્ભાવ એક સનાતન પ્રમેય, અનાદ્યનન્ત અને નિરન્તર ગતિમાન્ છે. વેદોને પણ જે ભૂમિકામાં આપણી સ્થિતિ હોય, તે ભૂમિકામાં નીચે આવવું પડયું છે, કારણ કે, જો તેમણે ઉચ્ચતમ સત્યનું આપણા સમક્ષ ઉચ્ચતમ પદ્ધતિથી પ્રતિપાદન કર્યું હોત, તો પ્રથમ તો આપણે તે સત્યના પ્રતિપાદનને સમજી જ ન શકયા હોત.

સ્વર્ગ તે વાસનામાથી ઉત્પન્ન થએલી કેવળ એક અતિશ્રદ્ધા જ છે. વાસના એક મહાદુઃખકારક બંધનરૂપ અને અધઃપાત કરનારી વસ્તુ છે. ઈશ્વરભાવના વિના કોઈ પણ વસ્તુના નિકટમાં ન જાઓ, કારણ કે, જો આપણે તેમ કરીશું તો કેવળ દુઃખ જ આપણા જોવામા આવશે અને એનું કારણ એ છે કે, જે વસ્તુને આપણે જોઈએ છીએ, તે વસ્તુપર આપણે માયાનું આવરણ નાંખી દઈએ છીએ અને તેથી આપણે દુઃખ કિંવા વિકારનું જ અવલોકન કરીએ છીએ. એ ભ્રમણાથી મુક્ત થાઓ અને ઈશ્વરકૃપાયુક્ત થાઓ મુક્તિ માયાનાં એ સર્વ બધનોને તોડી નાંખશે.

એક રીતે જોતાં પ્રત્યેક મનુષ્યવ્યક્તિને બ્રહ્મ જ્ઞાત છે; કારણ કે, મનુષ્ય એ તો સારી રીતે જાણે છે કે, "હું છુ," પરંતુ તે જેવો છે, તેવા રૂપમા મનુષ્ય પોતાને જાણતો નથી. આપણે છીએ, એ તો આપણે બધા જાણીએ છીએ, પરંતુ આપણે કેમ છીએ અને શુ છીએ, એ માત્ર આપણે જાણતા નથી. સર્વ ક્ષુદ્ર વિધાનો અંશતઃ કિંવા વિભાગશઃ સત્ય છે; પરંતુ વેદોનો સાર–નિષ્કર્ષ એ છે કે, આપણા પ્રત્યેકમા રહેલો આત્મા બ્રહ્મ છે. પ્રત્યેક ગોચર વસ્તુનો જન્મ, વૃદ્ધિ અને મરણ, કિંવા ઉત્પત્તિ, સ્થિતિ અને લયમાં સમાવેશ થએલો છે આપણો સાક્ષાત્કાર વેદોથી પણ પર છે; કારણ કે, વેદોનો પણ સર્વસ્વ આધાર તેની ઉપર જ રહેલો છે. ઉચ્ચતમ વેદાંત તે અગમ્ય વિજ્ઞાન છે.

સૃષ્ટિ અનાદિ નહિ, કિંતુ આદિયુક્ત છે, એમ કહેવું તે તત્ત્વજ્ઞાનના મૂળમાં કુઠારનો પ્રહાર કરવા સમાન છે.

માયા વિશ્વની ઉપપન્ન અને ઉત્પાદક શક્તિ છે. જ્યાંસુધી માતા આપણને એમાંથી ન છોડવે, ત્યાં સુધી આપણે મુક્ત થઈ શકીએ તેમ નથી.

આ વિશ્વ ભોગવવા માટે આપણું પોતાનું છે, પણ કશી વાસના ન રાખો. વાસના એક પ્રબળ નિર્બળતા છે. વાસના આપણને ભિક્ષુક બનાવી દે છે અને આપણે તો રાજપુત્રો છીએ, કાંઈ ભિક્ષુકો—યાચકો નથી.

તા૦ ૭ મી જૂલાઈ ૧૮૯૫ રવિવાર પ્રભાત.

અનન્ત પ્રાદુર્ભાવ પોતાને અનેક વિભાગોમાં વિભક્ત કરી નાંખવા છતાં અનંત (અખંડ) રહેલો છે અને તેનો પ્રત્યેક વિભાગ પણ અનંત છે.

બે સ્વરૂપમાં બ્રહ્મ એક જ છે;–અને તે વિકાર્ય તથા અવિકાર્ય કિંવા વ્યક્ત અને અવ્યક્તના નામથી ઓળખાય છે. તમે એ જાણી લ્યો કે, જ્ઞાતા અને જ્ઞાન એક જ છે. જ્ઞાતા, જ્ઞાત અને જ્ઞાનની ત્રિપુટી આ વિશ્વરૂપે વ્યક્ત (પ્રકટ) થાય છે. ધ્યાનમાં યોગી તે ઈશ્વરને દેખે છે. તે પોતાના આત્માની શક્તિદ્વારા તેનું દર્શન કરે છે.

જેને આપણે પ્રકૃતિ કિંવા પ્રારબ્ધના નામથી ઓળખીએ છીએ, તે કેવળ ઈશ્વરની ઇચ્છા જ છે.

જ્યાં સુધી ભોગવિલાસની આકાંક્ષા રાખવામાં આવે છે, ત્યાં સુધી બંધન અવિચલ રહે છે. કેવળ અપૂર્ણતા જ ભોગ ભોગવી શકે છે; કારણ કે, વાસનાની તૃપ્તિનું નામ જ ભોગવિલાસ છે (અને પૂર્ણતામાં વાસનાનું અસ્તિત્વ હોતું જ નથી). પ્રકૃતિ, પુરુષ (આત્મા) અને ઈશ્વરમાંની આંતરિક વસ્તુતા બ્રહ્મ છે; પરંતુ જ્યાં સુધી આપણે તેને દૃષ્ટ ન કરીએ (બહાર ન લાવીએ), ત્યાં સુધી તે (બ્રહ્મ) અદૃષ્ટ કિંવા અવ્યક્ત જ હોય છે. પ્રમંથ કિંવા ઘર્ષણવડે આપણે જેવી રીતે અગ્નિને ઉત્પન્ન કરી શકીએ છીએ, તે જ પ્રમાણે બ્રહ્મને પણ વ્યક્ત કિંવા દૃષ્ટ કરી શકાય છે. દેહ કાષ્ઠનો એક સરળ કકડો છે, ૐ અણીવાળો કકડો છે અને ધ્યાન ઘર્ષણ છે. જ્યારે એ ઘર્ષણ થાય છે, તે વેળાએ બ્રહ્મજ્ઞાનરૂપ પ્રકાશનો આત્મામાં વિકાસ થાય છે. તદ્દ્વારા એ પ્રકાશને મેળવવાનો યત્ન કરો. શરીરને સરળ ઉન્નત રાખીને મનરૂપ યજ્ઞકુંડમાં ઇંદ્રિય વિષયોની આહુતિ આપી દો. ઇંદ્રિયકેન્દ્રો અંતરમાં છે અને વિષયો બહાર છે,' એટલે તેમનો મનમાં પ્રવેશ કરાવો અને ધારણાદ્વારા મનને ધ્યાનમાં દૃઢ કરો. દુગ્ધમાં નવનીત (માખણ) હોય છે, તે પ્રમાણે વિશ્વમાં બ્રહ્મ સર્વવ્યાપક છે, પરંતુ ઘર્ષણ તેને એક વિશિષ્ટ સ્થાનમાં વ્યક્ત કરે છે. જેવી રીતે મંથન દુગ્ધમાંથી માખણને તારવીને બહાર લાવે છે, તેવી રીતે ધ્યાન આત્મામાં બ્રહ્મનો સાક્ષાત્કાર ઉપજાવે છે.

સમસ્ત આર્ય (હિન્દુ) તત્ત્વજ્ઞાન એમ જ જણાવે છે કે, એક છઠ્ઠી ઇંદ્રિય છે કે જે દિવ્ય જ્ઞાનરૂપ છે અને તે દ્વારા જ આત્મબોધનો આવિર્ભાવ થાય છે.

* * * * *

વિશ્વ ગતિરૂપ છે, અને ઘર્ષણ અંતે સર્વ વસ્તુઓનો અંત કરી નાંખે છે; એ પછી શાંતિ (સ્થિરતા)નો કાળ આવે છે, અને તે સ્થિરતા પછી પુનઃ સર્વ વસ્તુઓનો નવીનતાથી આરંભ થાય છે.

* * * * *

જ્યાં સૂધી મનુષ્યને 'ચર્મ આકાશ' ઘેરી રહ્યું છે, એટલે કે, જ્યાં લગી મનુષ્ય પોતાને દેહ (કિંવા દેહધારી) તરીકે જ માને છે, ત્યાં સૂધી તે ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકતો નથી.

## રવિવાર અપરાહ્‌ણ.

ભારતવર્ષમાં તત્ત્વજ્ઞાનના ૭ પ્રકારો છે અને તે શાસ્ત્રસંમત તથા પ્રામાણિક મનાય છે, કારણ કે, તે સર્વ વેદોમાં શ્રદ્ધા રાખનારા છે.

એ સર્વમાં વ્યાસનું ઉપનિષદ્ વિષયક તત્ત્વજ્ઞાન સર્વથી ઉત્કૃષ્ટ અને અગ્રગણ્ય છે. એની રચના વ્યાસે સૂત્રોનારૂપમાં કરી હતી એટલે કે, એ સૂત્રરચના કર્તા અને ક્રિયાપદવિના સંક્ષિપ્ત બીજગણિતની સંજ્ઞાઓમાં જ કરાયલી હતી. એ સૂત્રોએ એટલી બધી નાનાર્થતાઓને જન્મ આપ્યો કે, એ સૂત્રોમાંથી દ્વૈતવાદ, એકેશ્વરવાદ, અને "ગર્જના કરતા વેદાન્ત વાદ" નો આવિર્ભાવ થયો; અને એ ભિન્ન ભિન્ન વાદોના પ્રતિપાદક મહાન્ ટીકાકારો (અને ભાષ્યકારો) મૂળ સૂત્રોને પોતાના સિદ્ધાન્તને અનુકૂળ બનાવવા માટે તે તે સમયે સજ્ઞાન અસત્યવાદી (જાણી જોઇને અસત્યવાદ કરનાર) બની ગયા હતા.

ઉપનિષદોમાં કોઈ પણ મનુષ્યનાં કર્મોનો બહુ જ અલ્પ ઇતિહાસ આવેલો છે, પરંતુ બીજાં સર્વ ધર્મશાસ્ત્રો બહુ અંશે વ્યક્તિવિષયક ઇતિહાસરૂપ જ છે. વેદો બહુધા તત્ત્વજ્ઞાનનું જ પ્રતિપાદન કરે છે. તત્ત્વજ્ઞાનવિના ધર્મનું અંધશ્રદ્ધા કિંવા અંધવિશ્વાસમાં પર્યવસાન થાય છે: અને ધર્મવિના તત્ત્વજ્ઞાન કેવળ શુષ્ક નાસ્તિકવાદ બની જાય છે.

વિશિષ્ટાદ્વૈત તે સગુણ અદ્વૈત છે. એ વિશિષ્ટાદ્વૈતનો પ્રતિપાદક રામાનુજ હતો. રામાનુજ કહે છે કે, "વ્યાસે વેદરૂપ ક્ષીરસાગરનું મથન કરીને આ તત્ત્વજ્ઞાનરૂપ નવનીતને તારવી કાઢ્યું છે અને તે માનવજાતિને સાહાય્ય કરવા માટેની એક ઉત્તમ વસ્તુ છે." તે પુનઃ જણાવે છે કે; "સર્વ સદ્‌ગુણો અને સર્વ ગુણો જગતના સ્વામી બ્રહ્માના જ છે. તે બ્રહ્મા મહત્તમ પુરુષ છે અને બ્રહ્મ (નપુંસકલિંગીય) ની પદવી તેના કરતાં નીચી

છે કિંવા બ્રહ્મ અન્ય કોઈ નહિ, પણ જગત્ પોતે જ છે.'' મધ્વ વળી સર્વથા દ્વૈતવાદી છે, અને તેથી તે અધિકારપૂર્વક એમ પ્રતિપાદન કરે છે કે, પ્રત્યેક જાતિના મનુષ્ય તેમ જ સ્ત્રીઓએ પણ વેદોનો અભ્યાસ કરવો જોઇએ; (કારણ કે, તે સર્વ વેદોના અધિકારી છે.) મધ્વ મુખ્યતઃ પોતાના મતને પુષ્ટિકારક થનારાં પ્રમાણો પુરાણોમાંથી જ ઉદ્ધૃત કરે છે. તે કહે છે કે, બ્રહ્મ એટલે શિવ નહિ, પણ વિષ્ણુ; કારણ કે, વિષ્ણુની મધ્યસ્થતા વિના મોક્ષનો સંભવ જ નથી.

તા૦ ૮ મી જુલાઈ ૧૮૯૫ સોમવાર.

મધ્વની વ્યાખ્યામાં શંકા કિંવા બુદ્ધિવાદ કરવાનું સ્થાન જ નથી. કારણ કે, તેણે પોતાનાં સર્વ પ્રતિપાદનો વેદોમાંથી જ લીધેલાં છે.

રામાનુજ કહે છે કે, "વેદો પવિત્રતમ ગ્રંથો છે. ઉચ્ચ ત્રણ જાતિ (બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય) નાં સંતાનોને આઠ, દશ કિંવા અગિયાર વર્ષના વયમાં યજ્ઞોપવીત (સૂત્ર) ધારણ કરાવીને વેદોના અભ્યાસનો આરંભ કરવા દો." એનો મથિતાર્થ એવો છે કે, આઠ, દશ, કિંવા અગિયાર વર્ષનું વય થતાં દ્વિજાતિના બાળકોએ યજ્ઞોપવીત ધારણ કરવું અને ત્યાર પછી ગુરુ પાસે જઈ સંપૂર્ણ સ્વરભેદ તથા ઉચ્ચારભેદસહિત વેદોના શબ્દે શબ્દનો અભ્યાસ કરવો.

પવિત્ર નામનો વારંવાર અવિલંબ ઉચ્ચાર કરવો, તે જપ છે; એ જપદ્વારા ભક્ત અનંતની ઉચ્ચતમ પદવીને પ્રાપ્ત કરી શકે છે. યજ્ઞ યાગ અને અન્ય ઉપાસના વિધિની નૌકા અસ્થાયી (ક્ષણભંગુર) છે, એટલામાટે, બ્રહ્મને જાણવામાટે આપણને એમના કરતાં કોઈ વિશેષ સાધનની અપેક્ષા છે અને તે સાધન કેવળ મુક્તિ કિંવા સ્વતંત્રતા જ છે. મુક્તિ અન્ય કોઈ વસ્તુ નથી, કિન્તુ અજ્ઞાનનો જે નાશ તે જ મુક્તિ છે અને જ્યારે આપણે બ્રહ્મને જાણતા થઇએ, ત્યારે જ એ અજ્ઞાનનો લોપ થઈ શકે છે. વેદાંતભાવને પ્રાપ્ત કરવામાટે એ સર્વ સંસ્કાર તથા વિધિઓ કરવા જ જોઇએ, એની કશી પણ આવશ્યકતા નથી. કેવળ ૐ નો નિરંતર જપ જ, એ કાર્યની સફળતા માટે પરિપૂર્ણ છે.

ભિન્નતાને નેત્રોમાં સ્થાન આપવું, તે જ સર્વ દુઃખનું મૂળ કારણ છે અને એ ભેદભાવનું મૂળ કારણ અજ્ઞાન છે. કેવળ આ કારણથી જ કર્મવિધિઓની આવશ્યકતા નથી, કારણ કે, એ વિધિઓ ભેદભાવને વૃદ્ધિગત કરે છે; એટલે તમે કોઈ વસ્તુથી મુક્ત થવામાટે એ વિધિઓનું આચરણ કરો છો, કિંવા કોઈ વસ્તુને પ્રાપ્ત કરવામાટે એ વિધિઓને આચરવાનો પરિશ્રમ કરો છો, એનો તમારે અવશ્ય વિચાર કરવો જોઇએ. (સારાસારના વિવેકની એમાં બહુ જ આવશ્યકતા છે.)

બ્રહ્મ કર્મવિહીન છે, આત્મા બ્રહ્મ છે અને આપણે આત્મા છીએ, આવું જ

જ્ઞાન તે ભ્રમરૂપ (માયાના) આવરણને દૂર કરી નાંખે છે. પ્રથમ એનું શ્રવણ, ત્યારપછી એનો બુદ્ધિપૂર્વક સ્વીકાર અને અંતે સાક્ષાત્કાર કરવો જોઇએ. બુદ્ધિનો ઉપયોગ કરવો અને બુદ્ધિવડે એ જ્ઞાનને આપણા પોતામાં સ્થિત કરવું તે ધ્યાન છે; અને તેના નિરંતર ધ્યાનથી તેને આપણા જીવનનો એક ભાગ બનાવી દેવો, તે સાક્ષાત્કાર છે. એ અવિચલ ધ્યાન એક પાત્રમાંથી બીજા પાત્રમાં અખંડ ધારાબદ્ધ પડતા તેલ સમાન છે, ધ્યાન એ વિચારમાં મનને દિવસ અને રાત સલગ્ન રાખે છે અને એમ કરીને મોક્ષપ્રાપ્તિના કાર્યમાં આપણને સાહાય્યભૂત થઈ પડે છે. નિરંતર 'સોઽહમ્ સોઽહમ્'નું જ ધ્યાન ધર્યા કરો; કારણ કે, એ ધ્યાન સર્વથા મોક્ષ સમાન જ ઉત્તમ છે. દિવસ અને રાત્રિ એનો જ જપ કર્યા કરો, એ અખંડ ધ્યાનના પરિણામ તરીકે સાક્ષાત્કારની તમને પ્રાપ્તિ થશે. એ પ્રમાણે ઇશ્વરનું જે અખંડ અને પરમ સ્મરણ, તે જ ભક્તિનો મુખ્ય આશય છે.

આડકતરી રીતે ભક્તિને સર્વ સત્કર્મોવડે સાહાય્ય મળે છે. શુભ વિચારો અને શુભ કર્મો અશુભ વિચારો અને અશુભ કર્મો કરતાં ન્યૂન ભિન્નતા કિંવા ન્યૂન ભેદભાવનાને ઉત્પન્ન કરે છે અને તેથી તેઓ તિર્યક્ માર્ગથી મોક્ષના પ્રદેશમાં લઈ જાય છે. કર્મ કરો, પરંતુ તેના ફળોને ઇશ્વરાર્પણ કરી દ્યો. કેવળ જ્ઞાન જ આપણને સંપૂર્ણ બનાવી શકે છે. જે ભક્તિપૂર્વક સત્યના સ્વામી (ઇશ્વર)ને અનુસરે છે, તેને સત્યનો સ્વામી પોતાનો સાક્ષાત્કાર કરાવે છે.

* * * * *

આપણે દીપક છીએ અને જેને આપણે 'જીવન' કહીએ છીએ તે, દીપકનું (આપણું) જ્વલન કિંવા દહન છે. જ્યારે પ્રાણદાયક વાયુ (Oxygen)નો પ્રવાહ આવતો બંધ થાય છે, તે વેળાએ એ દીપક તત્કાળ બુઝાઈ જાય છે અને તેમ થવું જ જોઇએ. આપણે જે કાંઈ પણ કરી શકીએ તે એટલું જ કે, આપણે દીપક (શરીર)ને સ્વચ્છ રાખી શકીએ, એથી ઉપરાંત બીજું કાંઈ પણ આપણાથી કરી શકાય તેમ નથી જ. જીવન એક નિર્મિત દ્રવ્ય કિંવા મિશ્રિત દ્રવ્ય છે અને એમ હોવાથી અંતે તેના મૂળતત્ત્વોમાં તેની વિલીનતા થવી જ જોઇએ.

તા૦ ૯ મી જુલાઈ ૧૮૯૫ મંગળવાર.

આત્મા તરીકે મનુષ્ય ખરેખર મુક્ત જ છે, પરંતુ મનુષ્ય તરીકે તે બદ્ધ છે અને પ્રત્યેક પ્રાકૃતિક પરિવર્તનના યોગે પરિવર્તિત થયા કરે છે મનુષ્ય તરીકે તે મુક્તિની ભાવનાયુક્ત એક યંત્ર છે; પણ આ મનુષ્યશરીર સર્વોત્કૃષ્ટ છે અને મનુષ્યનું મન અન્ય સર્વ મનો કરતાં અત્યન્ત ઉચ્ચતમ છે. જ્યારે મનુષ્ય આત્માવસ્થાને પ્રાપ્ત કરે છે, ત્યારે

પોતાને અનુકૂળ થાય તેવા એક શરીરને તે ધારણ કરી શકે છે; અને તે વેળાએ તે પ્રકૃતિના નિયમથી અતીત થઈ જાય છે. આ એક વિધાન છે અને તે સપ્રમાણ સિદ્ધ થવું જોઈએ, (એમ જો કોઈ કહે, તો તેને એ જ ઉત્તર આપવામાં આવે છે કે,) પ્રત્યેક પોતે પોતાના અનુભવથી જ એનો નિશ્ચય કરી લેવાનો છે. આપણે આપણને પોતાને સંતુષ્ટ કરી શકીશું, પરંતુ બીજાને આપણાથી સંતોષ આપી શકાય તેમ નથી. કેવળ રાજયોગ જ એક એવો વિજ્ઞાનરૂપ ધર્મ છે કે, જે સપ્રમાણ સિદ્ધ થઈ શકે છે અને જે કાંઈ મેં પોતે મારા પોતાના અનુભવથી નિશ્ચિત કર્યું છે, તેનો જ કેવળ હું ઉપદેશ (બોધ) આપું છું. બુદ્ધિની પૂર્ણ પરિપક્વતા જ અંતર્જ્ઞાન છે, પરંતુ અંતર્જ્ઞાન બુદ્ધિથી વિરુદ્ધ દિશામાં ગમન કરી શકતું નથી.

કર્મ અંતઃકરણને શુદ્ધ કરે છે અને તેથી તે વિદ્યા (જ્ઞાન) ના પ્રદેશમાં લઈ જાય છે. બૌદ્ધો કહે છે કે, મનુષ્ય તથા પશુઓનું ભલું કરવું, તે જ કેવળ કર્મ છે; અને બ્રાહ્મણો બોલે છે કે, ઉપાસના તથા અન્ય ધર્મવિધિઓનો એકસરખી રીતે જ કર્મમાં સમાવેશ થાય છે અને તેઓ મનને શુદ્ધ કરે છે. રામાનુજ એમ દર્શાવે છે કે, "સર્વ કર્મ, પછી તે શુભ હોય કિંવા અશુભ હોય પણ, જ્ઞાનથી વિરુદ્ધ છે." અજ્ઞાન (અવિદ્યા) પરિપોષક કર્મો પ્રકટતાથી નહિ, કિન્તુ ગુપ્ત કારણરૂપે પાપ સમાન છે; કારણ કે, તેઓ તમોગુણ તથા રજોગુણની વૃદ્ધિને ઉત્તેજન આપે છે. કેવળ સત્ત્વથી જ વિદ્યા (જ્ઞાન) નો આવિર્ભાવ થાય છે. ઉત્કૃષ્ટ કર્મો જ્ઞાનપરના આવરણને ઉતારી નાંખે છે અને કેવળ જ્ઞાન (વિદ્યા) જ આપણને ઈશ્વરનો સાક્ષાત્કાર કરાવી શકે છે.

જ્ઞાન નવીનતાથી કદાપિ ઉત્પન્ન કરી શકાતું નથી; કિન્તુ કેવળ પ્રાપ્ત કરી શકાય છે. અને એવી રીતે જ્ઞાનની જે અધિક પ્રાપ્તિ કરે છે, તે ઈશ્વરપ્રેરિત પુરુષ છે, એમ માનવામાં આવે છે. જ્યારે મનુષ્ય આધ્યાત્મિક સત્ય (જ્ઞાન)ને પ્રાપ્ત કરે છે, ત્યારે આપણે તેને મહાપુરુષ અને પૂજ્ય વિભૂતિના નામથી ઓળખીએ છીએ અને પ્રાકૃતિક જ્ઞાનના મેળવનારને વિજ્ઞાનવેત્તા કહીએ છીએ. હવે જો કે સર્વ સત્ય (જ્ઞાન)નું મૂળ ઉદ્‌ગમ-સ્થાન તો એક જ છે, છતાં આધ્યાત્મિક જ્ઞાનવેત્તા મહાપુરુષને આપણે વિશેષ મહત્ત્વ આપીએ છીએ.

શંકર કહે છે કે, સર્વ જ્ઞાનનું વસ્તુત્વ–મૂળ–કેવળ બ્રહ્મ છે, અને જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેય આદિ પ્રાદુર્ભાવો તે બ્રહ્મમાં આરોપાયલી કેવળ કલ્પનાઓ જ છે. રામાનુજ ઈશ્વરમાં જ્ઞાન કિંવા ચૈતન્યનો આરોપ કરે છે; પરંતુ સત્ય વેદાંતી બ્રહ્મમાં કોઈ પણ વસ્તુનો–અસ્તિત્વ સુદ્ધાંનો પણ–આરોપ કરતો નથી. રામાનુજ એમ દર્શાવે છે કે, ઈશ્વરચૈતન્ય

જ્ઞાનનું મૂળ છે. એકવિધ ચૈતન્ય જ્યારે નાનાવિધ થાય છે ત્યારે તે જગતનું સ્વરૂપ ધારણ કરે છે.

* * * * *

બૌદ્ધ ધર્મ કે જે જગતમાંના અત્યંત તાત્ત્વિક ધર્મોમાંનો એક ધર્મ છે, તેનો ભારતવર્ષના સાધારણ જનસમાજમાં સર્વત્ર પ્રસાર ગઈ ગયો હતો. એથી આજથી અઢી હજાર વર્ષ પૂર્વે આવી અદ્દભુત ભાવનાઓને ગ્રહણ કરનારી આર્યોની બુદ્ધિનો કેવો અને કેટલો વિલક્ષણ વિકાસ થએલો હશે ! એ ખરેખર એક વિચારણીય ઘટના છે.

એવો કેવળ એક બુદ્ધ જ ભારતીય તત્ત્વજ્ઞાની હતો કે, જે જાતિભેદને માનતો ન હોતો, અને તેનું પરિણામ એ આવ્યું કે, આજે ભારતવર્ષમાં તેનો એક પણ અનુયાયી અવશિષ્ટ રહેલો દેખાતો નથી. અન્ય સર્વ ધર્મ સંસ્થાપકો ( તત્ત્વજ્ઞાતાઓ ) વિશેષ કિંવા ન્યૂન પ્રમાણમાં સામાજિક દુરાગ્રહોને વળગી રહ્યા હતા; અને તેઓ ગમે તેટલી ઉચ્ચતાને પામવા છતાં પણ તેમનામાં નીચતાનો એક અંશ અવશિષ્ટ રહી ગયો હતો. મારા ગુરુ વારંવાર કહેતા હતા કે;—" ગૃધ્રપક્ષી આપણી દૃષ્ટિથી દેખી ન શકાય એટલો ઉંચો આકાશમાં ઉડ્ડાણ કરે છે, પરંતુ તેની દૃષ્ટિ તો નીચે પૃથ્વીપર સડેલા માંસના પડેલા એક કકડાપર જ સ્થિર થએલી હોય છે." એવો જ તેમનો પણ પ્રકાર હતો.

* * * * * * * *

પ્રાચીન કાળના હિન્દુઓ અદ્દભુત વિદ્વાન્ હતા અને તે એટલે સુધી કે, જો તેમને ખરા ખરા સજીવ વિશ્વકોષ (*Encyclopædias*) કહેવામાં આવે, તો તેમાં અતિશયોક્તિ થવાનો સંભવ નથી. તેઓ એમ કહેતા કે, "ગ્રંથોમાંનું જ્ઞાન અને બીજાના હસ્તમાંનું ધન એ બન્ને ન હોવા સમાન જ છે.*"

અનેક લોકો શંકરાચાર્યને શિવનો અવતાર માનતા હતા.

તા૦ ૧૦ મી જુલાઈ ૧૮૯૫ બુધવાર.

હિન્દુસ્તાનમાં પાંસઠ લાખ મુસલ્માનો છે અને તેમનામાંના ઘણાખરા સૂફી† છે.

---

* "पराधीन वृथा जन्म परस्त्रीषु वृथा सुखम् ।
परगेहे वृथा लक्ष्मी विद्या या पुस्तके वृथा ॥"

ભાવાર્થ —" પરાધીન જીવન, પરનારી સાથેનું સુખ, બીજાના ગૃહમાંનું ધન અને પુસ્તકમાંની વિદ્યા, એ સર્વ વસ્તુઓ વ્યર્થ એટલે કે હોવા છતાં ન હોવા બરાબર જ છે."

† હિન્દુસ્તાનમાં મુસલ્માનોના આવ્યા પછી મુસલ્માન ધર્મપર હિન્દુ ધર્મના પડેલા અલૌકિક પ્રભાવેજ એ સૂફી મતને જન્મ આપ્યો હતો. તે પછી એ સૂફી મતનો બહુ જ

સૂફીઓ ઈશ્વર સાથે મનુષ્યની એકતાનું પ્રતિપાદન કરે છે, અને એ સૂફીઓદ્વારાજ એ કલ્પનાનું યૂરોપમાં આગમન થએલું છે. તેઓ 'શિયા'ના નામથી પણ ઓળખાય છે. તેઓ કહે છે કે, "હું તે સત્ય (બ્રહ્મ) છું*!" જો કે મહમ્મદ પયગંબર પોતે એ ભાવના ધરાવતા નહોતા; પરંતુ સૂફીઓ બાહ્ય જ્ઞાન અને આંતરિક જ્ઞાન, એ પ્રમાણે ઉભય સિદ્ધાન્તો ધરાવે છે.

"હશ્શશીન્†" શબ્દમાંથી અંગ્રેજી ભાષાના એસેસિન્–Assassin–શબ્દની ઉત્પત્તિ થએલી છે, કારણ કે, મુસલમાન ધર્મના જૂના પંથો પોતાના એક ધર્મકાર્ય તરીકે અન્ય ધર્મીઓ (મુસલમાન ધર્મમાં શ્રદ્ધા ન રાખનારાઓ)ને તેઓ જ્યાં મળે ત્યાં કાપીજ નાંખતા હતા

વિશ્વપૂરક ઈશ્વરના ચિહ્ન તરીકે મુસલમાનોની ઉપાસનામાં નાળવાવાળો ઘડો હાજર રાખવામાં આવે છે.

* * * * *

હિન્દુઓની એવી માન્યતા છે કે, દશ ઈશ્વરાવતાર થવાના છે, જેમાંના નવ અવતાર થઈ ચૂક્યા છે અને દશમ અવતાર હજી બાકી છે.

* * * * *

શંકર કેટલીકવાર મઠોમાંના વિચારો તેના પોતાના તત્ત્વજ્ઞાનને પુષ્ટિ આપનારા છે, એમ સિદ્ધ કરવા માટે યુક્તિવાદનો આશ્રય લે છે–અર્થાત્ આડી તકરારમાં પણ ઊતરી પડે છે. પણ બુદ્ધ સર્વ ધર્મોપદેશકો કરતાં વિશેષ દૃઢચિત્ત અને અપક્ષપાત શિક્ષક–ઉપ-

---

પ્રચાર થયો હતો અને તેમાં શમ્સ તબ્રીજી તથા મન્સૂર જેવા મહાજ્ઞાની પુરુષો ઉત્પન્ન થયા હતા કે, જેમના નામનો આજે પણ સમસ્ત વિશ્વમાં ડંકો વાગી રહ્યો છે જુઓ પ્રસ્તુત પુસ્તકના પૃષ્ઠ ૧૬૦ મા આપેલું ટિપ્પણ

* આપણા વેદાંતના "अहं ब्रह्मास्मि" (હું બ્રહ્મ છું) મહાવાક્ય જેવુંજ સૂફી "અનલ્ હક્" એવું એક મહાવાક્ય છે, અને તેનો "હું ખુદા છું" એવો અર્થ થાય છે જેથી પણ સ્પષ્ટ જણાઈ આવે છે કે, મુસલમાન ધર્મ આર્યધર્મ કરતાં ઘણોજ અર્વાચીન હોવાથી આપણા વેદાંત ધર્મમાંથીજ એ મુસલમાન સૂફી મતનો ઉદ્ભવ થએલો છે
• હિન્દુસ્તાનના સિંધ આદિ કેટલાક સ્થાનોમાં એ મતનો વિશેષ પ્રચાર છે, તેમજ પણ પ્રચાર છે ખરો, પણ તે ગુપ્ત છે

† 'હશ્શાશીન્' એ, ૧૧ મી સદીમાં સીરિયામાં અસ્તિત્વ ધરાવતા પંથનું નામ છે; એ પંથ તેના અનુયાયી જનોના હાથે તેમના સરદારના હુકમથી ખૂન માટે પ્રસિદ્ધ છે એ શબ્દનો અક્ષરશઃ અર્થ "હશિશ્‌ખાઉ" થાય છે

દેશક હતો. તે કહે તો કે,–"કોઈ પણ ગ્રંથને ન માનો. સર્વ વેદો* ભ્રમજાળ સમાન છે. જો તેઓ મારા વિચાર સાથે મળતા થતા હોય, તો તેટલા પ્રમાણમાં તે સારા છે. હું પોતે સર્વથી મહત્તમ ગ્રંથ છું. બલિદાન અને પ્રાર્થના નિરુપયોગી છે." બુદ્ધ વિશ્વને નીતિની અખંડ–સંપૂર્ણ–પદ્ધતિ આપનાર સર્વથી પ્રથમ મનુષ્ય પ્રાણી હતો. તે શુભને માટે જ શુભ હતો અને કેવળ પ્રેમ માટે જ પ્રેમ રાખતો હતો–તેના પ્રેમમાં કેવળ પ્રેમ વિના બીજો કોઇ પણ ઉદ્દેશ હતો નહિ.

શંકર કહે છે કે: 'ઈશ્વરને યુક્તિવાદથી સિદ્ધ કરવો જોઇએ; કારણકે વેદોની એવી આજ્ઞા છે. યુક્તિ અથવા બુદ્ધિ ઈશ્વરપ્રેરિત જ્ઞાનને સાહાય્ય આપે છે; ગ્રંથો અને સિદ્ધ બુદ્ધિ અથવા એકાગ્ર દૃષ્ટિ, એ ઈશ્વરનાં પ્રમાણ છે.' શંકરના અભિપ્રાય પ્રમાણે વેદો વિશ્વવ્યાપક જ્ઞાનના એક અવતારરૂપ છે. ઈશ્વરનું પ્રામાણ્ય એ જ છે કે, તેણે વેદોને નિર્માણ કર્યા અને વેદોનુ પ્રામાણ્ય એ છે કે, આવા આશ્ચર્યકારક ગ્રંથો કેવળ બ્રહ્મથી જ આપી શકાય! તે વેદો સમસ્ત જ્ઞાનના ભંડાર છે અને જેવી રીતે એક મનુષ્ય પોતાના શ્વાસને બહાર કાઢે છે તેવી રીતે ઈશ્વરમાથી ઉત્પન્ન થઇને બહાર આવ્યા છે; અને તેથી આપણે જાણીએ છીએ કે, તે–બ્રહ્મ–જ્ઞાન અને સત્તામાં અનંત છે. તે સૃષ્ટિનો ઉત્પાદક હોય કે ન હોય, એ કંઈ મહત્ત્વનો વિષય નથી; પરંતુ તેણે વેદોને નિર્માણ કર્યા છે, એમાં વિશેષ મહત્ત્વ રહેલું છે. જગત્ ઈશ્વરને વેદોદ્વારા જ જાણી શકયુ છે; ઈશ્વરને જાણવાને વેદો-વિના બીજો માર્ગ જ નથી.

અને વેદોની એ સર્વમયતા વિષયક શંકરની માન્યતા એટલી બધી સર્વવ્યાપક અને સર્વમાન્ય થઈ ગઇ છે કે, એના યોગે એક કહેવત ચાલતી જોવામાં આવે છે, ન તે આ પ્રમાણે –'જો કોઈ માણસની ગાય ખોવાય છે, તો તેને તે વેદોમા શોધવા જાય છે.' (અર્થાત્ શંકરનો એવો અભિપ્રાય છે કે, વેદોમાં ન મળી શકે, એવી કોઈ વસ્તુ જ નથી)

શંકર આગળ વધીને દૃઢતાથી જણાવે છે કે, કર્મવિધિનુ પાલન તે જ્ઞાન નથી. ઈશ્વરવિષયક જ્ઞાન, નૈતિક કર્તવ્ય, બલિદાન, કર્મવિધિ અથવા આપણી વિચારમયતા કિંવા અવિચારમયતા આદિથી, સ્વતંત્ર છે જેવી રીતે કોઈ એક મનુષ્ય ઝાડના ઠુંઠાને

---

પથને એટલા માટે આપવામા આવ્યુ હતુ, કે તે પથના યોદ્ધા પોતાના નખવ્યાપારને નિર્ભયતા તથા સંકોચહીનતાથી કરવાને 'હવિશ્' નામની એક વિશિષ્ટ ઔષધિનો, અફીણીઓ જેવી રીતે અફીણનો ઉપયોગ કરે છે, તેવી રીતે, નિત્ય ઉપયોગ કરતા હતા.

* અહીં 'વેદો' એ શબ્દથી વેદોના પ્રથમ ભાગ એટલે કે કેવળ 'કર્મકાંડ'નો જ સ્વીકાર કરવાનો છે

ભૂત માની લે અને બીજો તેને તેના ખરા સ્વરૂપમાં જુએ, છતાં દુંઠાપર તેનું કાંઈ પણ પરિણામ થતું નથી; તે જ પ્રમાણે ઈશ્વરમાં પણ કોઈ પ્રકારનો વિકાર થઈ શકતો નથી.

વેદાંત અતિશય આવશ્યકીય છે; કારણ કે, બુદ્ધિ કિંવા ગ્રંથો આપણને ઈશ્વરનો સાક્ષાત્કાર કરાવી શકતાં નથી. કેવળ આત્મિક જ્ઞાનથી જ ઈશ્વરનો સાક્ષાત્કાર થઈ શકે છે, અને તે આત્મજ્ઞાનની પ્રાપ્તિ કેવી રીતે કરવી, એ કેવળ વેદાંત જ શીખવે છે. તમારે (પૌરુષેય) ઈશ્વરને ઉલ્લંઘીને બ્રહ્મ સમક્ષ પહોંચવું જ જોઇએ. ઈશ્વર પ્રત્યેક વ્યક્તિનું દર્શન છે, અને સર્વદસ્યરૂપ પણ તે જ છે. જેઓ 'અહંબ્રહ્માસ્મિ,' કહે છે, તેમનામાં વળી એક વિલક્ષણતા જોવામાં આવે છે; અને તે એ કે, આપણે જો કે દિવસ અને રાત તેનો—ઈશ્વરનો—સાક્ષાત્કાર કર્યા કરીએ છીએ, છતાં આપણે તેને જોઇએ છીએ, એમ આપણે પોતે જાણતા નથી. આ સત્ય જે ક્ષણે આપણા જાણવામાં આવે છે, તે ક્ષણે જ સર્વ ક્લેશો ચાલ્યા જાય છે; એટલા માટે આપણે સત્યનું જ્ઞાન અવશ્ય મેળવવું જ જોઇએ. એકતાને પ્રાપ્ત કરો, એટલે પછી દ્વૈતભાવના કદાપિ તમારી પાસે આવવાની નથી. પરંતુ જ્ઞાન યજ્ઞયાગાદિથી આવતું નથી, કિન્તુ આત્મવેદન, આત્મશોધન અને આત્મ-સેવનથી જ આવે છે.

સર્વથી ઉચ્ચતમ જ્ઞાન બ્રહ્મવિદ્યા છે કે જે આત્માને જાણે છે; અને વિજ્ઞાન (Science) મધ્યમ જ્ઞાન છે. આ મુંડકોપનિષદ્ અથવા સંન્યાસીઓના ઉપનિષદ્‌નો ઉપદેશ છે. જ્ઞાનના બે પ્રકાર છે,—પ્રધાન અને ગૌણ. વેદોના જે ભાગમાં ઉપાસના અને કર્મવિધિનો નિર્દેશ કરેલો છે, તે ભાગ અતાત્ત્વિક અથવા ગૌણ છે; અને જેનાવડે આપણે અનંત—બ્રહ્મ—ને પ્રાપ્ત કરી શકીએ છીએ, તે ભાગ તાત્ત્વિક અથવા પ્રધાન છે. તે અનંત પોતાની પ્રકૃતિમાંથી સર્વ સૃષ્ટિ નિર્માણ કરે છે. તેનાવિના સૃષ્ટિનું અન્ય કોઈ બાહ્ય કારણ છે જ નહિ. તે સર્વ શક્તિ છે—જે છે તે તેમાં જ છે. જે પોતાને—આત્માને જ સર્વ ભાવથી યજે છે. તે જ એકલો બ્રહ્મને જાણે છે. મૂર્ખજનો બાહ્ય ઉપાસનાને ઉચ્ચતમ માને છે અને એમ જાણે છે કે, કર્મો જ આપણને ઈશ્વરની પ્રાપ્તિ કરાવી આપશે. જે જનો સુષુમ્ણામાં સંચાર કરે છે—યોગીઓના માર્ગમાં વિચરે છે,—તેઓ જ કેવળ આત્માને પ્રાપ્ત કરી શકે છે. તેમણે આ તત્ત્વનું શિક્ષણ મેળવવાને ગુરુ પાસે જવું જોઇએ. જે સ્વભાવ સમષ્ટિનો છે, તે જ સ્વભાવ વ્યષ્ટિ અથવા તો એક—પ્રત્યેક—ભાગનો છે; સર્વ આત્મા-માંથી જ ઉદ્‌ભૂત થાય છે. ધ્યાન બાણ છે અને સમસ્ત આત્માનું ઈશ્વરપ્રતિ પ્રયાણ તે ધનુષ્ય છે, કે જે બાણને તેના સંધાન આત્માપ્રતિ જવાની વેગવતી ગતિ આપે છે. સાંત તરીકે આપણે અનંતનું કદાપિ પ્રતિપાદન કરી શકીએ તેમ નથી, પણ આપણે અનંત છીએ. આ તત્ત્વને જાણ્યા પછી આપણે કોઇની સાથે વાદવિવાદ કરતા નથી.

ભક્તિ, ધ્યાન અને પવિત્રતાથી જ દિવ્ય પ્રજ્ઞા મેળવી શકાય છે. "सत्यमेव जयते नानृतम्" (સત્યનો જય થાય છે, અસત્યનો કદાપિ જય થતો નથી!) અહીંને પ્રાપ્ત કરવાનો માર્ગ કેવળ સત્યમાં જ વિસ્તરેલો છે; કે જ્યાં કેવળ પ્રેમ અને સત્યનો જ નિવાસ છે.

તા૦ ૧૧ મી જુલાઈ ૧૮૯૫ ગુરુવાર.

માતૃપ્રેમ વિના સૃષ્ટિની સ્થિતિ અશક્ય છે. સર્વથા આધિભૌતિક (જડ) પણ કાંઈ નથી અને સર્વથા આધ્યાત્મિક (ચૈતન્ય) પણ કાંઈ નથી; એક બીજાની પૂર્વ કલ્પના-ભાવના-કરે છે અને બીજાનું સ્પષ્ટીકરણ કરે છે. સર્વ ઈશ્વરવાદીઓનો એ વિશે તો એક જ અભિપ્રાય છે કે, આ દૃશ્ય વિશ્વની કોઈએક આધાર ભૂમિ (સૃષ્ટિનો કર્તા) તો હોવી જ જોઈએ; એ આધારભૂમિના પ્રકાર અથવા સ્વભાવવિશે તેમનામાં ભિન્ન અભિપ્રાયો જોવામાં આવે છે, તે એક જુદો વિષય છે. જડવાદીઓ કહે છે કે, એવી આધારભૂમિ કિંવા પશ્ચાદ્ભૂમિ જેવું કાંઈ છેજ નહિ.

સર્વ ધર્મોમાં ઉચ્ચ જ્ઞાનની અવસ્થા એક સમાન છે. હિન્દુ, ક્રિશ્ચિયન્સ્, મુસલ્માન, બૌદ્ધ અને જેમનો કોઈ પંથ નથી, તેઓ પણ જ્યારે શરીર ભાવનાનો અતિક્રમ કરી જાય છે, ત્યારે તેમને એકસમાન અનુભવ થાય છે.

* * * * * *

જગતમાંના પવિત્રતમ ક્રિશ્ચિયનોની જેજસના સ્વર્ગારોહણથી લગભગ પચીસ વર્ષ પછી એપોસલ્ ટૉમસે હિન્દુસ્તાનમાં સ્થાપના કરી હતી. જે સમયે ઍંગ્લો-સૅક્સન્સ્ હજી જંગલી હતા, પોતાનાં શરીરોને રંગતા હતા અને ગુહામાં વસતા હતા, તે વેળાએ એ બનાવ બન્યો હતો. એક સમયમાં હિન્દુસ્તાનમાં ક્રિશ્ચિયનોની સંખ્યા આસરે ત્રીસ લાખની હતી, પણ આજે તે સંખ્યા ઘટીને કેવળ દશ લાખપર આવી રહી છે.

ક્રિશ્ચિયન ધર્મનો નિરંતર તલવારના બળથીજ વિસ્તાર કરવામા આવ્યો છે. એક અદ્વિતીય મૃદુ આત્માના અનુયાયિજનો માનવસંહારનો આટલો બધો વ્યાપાર ચલાવે, એ કેટલું બધું આશ્ચર્યકારક કૃત્ય! પ્રેષિત-Missionary-ધર્મો ત્રણ છે-બુદ્ધ ધર્મ, ઈસ્લામ અને ક્રિશ્ચિયાનિટી-(અર્થાત્ એ ધર્મો અન્ય ધર્મવાળાઓને ફેરવીને પોતાના પક્ષમાં લાવે છે) અને જે પુરાતન આર્યધર્મ, યહુદીધર્મ-Judaism તથા જરથોસ્તીધર્મ છે, તેમણે કોઈ કાળે પણ બીજાઓને પોતાના પક્ષમાં લાવવાનો પ્રયત્ન કર્યો નથી બૌદ્ધધર્મવાળાઓએ કદાપિ હિંસા-નરહિંસા-કરી નહોતી, છતાં તેઓ એક જ સપાટે કેવળ પવિત્ર માર્દવના યોગે જગતના ત્રણ ભાગને બુદ્ધના અનુયાયિ બનાવી શકયા હતા (અર્થાત્ તલવાર કરતાં વિવેક અને મૃદુતાનો વિશેષ વિજય થયો હતો).

* * * * * *

બૌદ્ધો અત્યંત તાર્કિક–યૌક્તિક–જડવાદી કિંવા અજ્ઞાતવાદી હતા. એ તો નિશ્ચિત છે કે, તમો કેવળ શૂન્યવાદ કિંવા કેવળ ચૈતન્યવાદના મધ્યમાં તો રહી શકો તેમ નથી જ. બૌદ્ધો પોતાના સિદ્ધાંતને યુક્તિના એટલા ઉચ્ચ શિખરે લઈ ગયા હતા કે બુદ્ધિશક્તિથી જ સર્વ-સંહારક બની શક્યા હતા. અદ્વૈતવાદીઓ પણ એ વેળાએ પરિશ્રમપૂર્વક પોતાના સિદ્ધાંતને યૌક્તિક સમાપ્તિ પર્યંત લાવીને અનંતને પહોંચી ગયા. તેમણે એ સિદ્ધાંત નિશ્ચિત કર્યો કે, તે અનંત એક એવો સમાન પદાર્થ છે કે જેમાંથી આ સર્વ દૃશ્ય આદર્શ–જગત્–ઉત્પન્ન થાય છે. બૌદ્ધ અને અદ્વૈતવાદી બન્ને એક સમભાવચ્છેદે તાદાત્મ્ય અને અતાદાત્મ્યની લાગણી–ભાવના ધરાવે છે. શૂન્યવાદી–બૌદ્ધ ઈશ્વર અને જગતના તાદાત્મ્યનો અસ્વીકાર કરે છે અને અસ્તિત્વવાદી–અદ્વૈતવાદી તેનો સ્વીકાર કરે છે. એ જ યુદ્ધ સમસ્ત જગતમાં ચાલ્યા કરે છે–એ જ ખેંચતાણ ચાલી રહી છે.

અસ્તિત્વવાદી (અથવા ચૈતન્યવાદી) પૂછે છે કે;–"શૂન્યવાદી તાદાત્મ્યની ભાવનાને કેમ–કેવી રીતે મેળવે છે?" એક ફરતો પ્રકાશ વર્તુળ તરીકે કેમ દેખાય છે? સ્થિરતાની એક અણી એકલી જ ગતિને સ્પષ્ટ કરે છે, ગતિને દર્શાવે છે. શૂન્યવાદી કદાપિ એ આભાસ કિંવા વિવર્તનું સ્પષ્ટીકરણ કરી શકવાનો નથી કે, તેની એક પશ્ચાદ્‌ભૂમિ છે અને તેથી જ એમ દેખાય છે, તેમ જ અસ્તિત્વવાદી એ કહી શકવાનો નથી કે એક કેવી રીતે બહુ થાય છે. એનું સ્પષ્ટીકરણ માત્ર ઈંદ્રિય પ્રદેશના પરપ્રદેશમાંથી જ આવી શકે છે. એ માટે આપણે એવા અલૌકિક જ્ઞાનની સ્થિતિ મેળવવી જોઈએ કે, જે જ્ઞાનાવસ્થા ઈંદ્રિય જ્ઞાન–ઇન્દ્રિય સંવેદનથી સર્વથા પર–ઇન્દ્રિય જ્ઞાનાતીત છે તે આધ્યાત્મિક સત્તા–શક્તિ એક એવું દૂરસ્થ સાધન છે કે જેનો કેવળ અસ્તિત્વવાદી જ ઉપયોગ કરી શકે છે. તે અનંતનો અનુભવ કરી શકે છે, મનુષ્ય વિવેકાનંદ પોતાને અનંતમાં વિલીન કરી શકે છે અને ત્યાર પછી પાછો મનુષ્યત્વમા આવી શકે છે. તેનામાટે એ ભેદનાં દ્વાર ઊઘડી ગયા છે અને ત્યાર પછી બીજાઓ માટે પણ ઊઘડી ગયાં છે, કારણ કે, તે બીજાઓને એનો માર્ગ બતાવી શકે છે. એવી રીતે જ્યાં તત્ત્વજ્ઞાનનો અંત થાય છે, ત્યા ધર્મનો આરંભ થાય છે. આપણા માટે અત્યારે જે અદ્ભુત જ્ઞાન છે, તે ભવિષ્યમા સર્વને માટે સર્વ સાધારણ જ્ઞાના-વસ્થા થઈ જશે અને તે જ જગતના કલ્યાણરૂપ થશે. એટલા માટે ધર્મ જગતનું એક અત્યંત ઉચ્ચતમ કાર્ય છે, અને મનુષ્યની જો કે અજ્ઞાતતાથી, પણ એ જ ભાવના હોવાથી સર્વ કાળમાં તે ધર્મની ભાવનાને દઢતાથી વળગી રહ્યો છે.

ધર્મરૂપ દૂઝતી ગાયે જો કે ઘણી લાતો મારી છે, પણ તેની ચિંતા નહિં; કારણ કે, તે ઘણા મોટા પ્રમાણમાં દૂધ આપ્યા કરે છે. અર્થાત્ જે ગાય વધારે દૂધ

આપતી હોય, તે ગાયની લાતોની ગોવાળીઓ જરા પણ દરકાર કરતો નથી.* ધ.
આપણે જેને સંભાળવાનો છે તે એવો એક મહત્તમ બાળક છે–"સાક્ષાત્કારનો ચન્દ્ર છે,"
આપણે એને પાળીશું અને એની વૃદ્ધિમાં સાહાય્ય આપીશું એટલે તે એક મહાકાય પુરુષ
થશે. રાજા અભિલાષ અને રાજા જ્ઞાનનું પરસ્પર યુદ્ધ થયું અને તેમાં જ્ઞાન રાજા
પરાજિત થવાની તૈયારીમાં હતો, એટલામાં તેને ત્યાં વેદાંત નામક પુત્ર જન્મ્યો અને તેણે
વિજય પોતાના પિતાને–જ્ઞાન રાજાને જ અપાવ્યો. ત્યાર પછી પ્રીતિ (ભક્તિ) અને
જ્ઞાનનાં લગ્ન થયાં અને "તેઓ સદા સુખી રહ્યાં." જ્યારે એક પુરુષ પ્રમદાના પ્રેમમાં પડે
છે, ત્યારે પરિશ્રમવિના જ પ્રેમ ઇચ્છાની સર્વ શક્તિને એકાગ્ર કરી નાંખે છે–મધ્ય બિન્દુમાં
લાવી મૂકે છે.

ભક્તિનો માર્ગ સ્વાભાવિક અને આનંદદાયક છે. તત્ત્વજ્ઞાન પર્વત નિર્ઝરણને બળા-
ત્કારે તેના મૂળ સ્થાન પ્રતિ લઈ જાય છે. જો કે એ પદ્ધતિ શીઘ્રગામિની છે, પણ બહુ
કઠિન છે. તત્ત્વજ્ઞાન કહે છે કે;–"સર્વ વસ્તુઓનો અવરોધ કરો." અને ભક્તિ કહે છે કે,
સર્વ પ્રવાહને આપી દ્યો અને શાશ્વત (ઈશ્વર) શરણને સ્વીકારો. જો કે એ દીર્ઘ માર્ગ છે,
પરન્તુ એ માર્ગ સરળ અને સુખદાયક છે.

"હું સદા તારો છું, હવે પછી હું જે કાંઈ કરું, તે તું જ કરે છે. હવે પછી હું
અથવા મારું કાંઈ પણ નથી"

"મારી પાસે આપવા માટે ધન નથી, અભ્યાસ માટે બુદ્ધિ નથી અને યોગસાધન
માટે સમય નથી. હે મધુર પ્રભુ ! હું મને પોતાને તારે સ્વાધીન કરું છું–મારું મન અને
શરીર તને અર્પું છું!"

અજ્ઞાન અને અસત્યભાવનો સમુદાય આત્મા અને ઈશ્વર વચ્ચે અવરોધ લાવી શકતો
નથી. કદાચિત્ ઈશ્વર ન પણ હોય, તોય પ્રેમને અત્યંત દૃઢતાથી વળગી રહો. ઈશ્વરને
શોધવાના પ્રયત્નમાં મરી જવું, તે માત્ર મુડદાલ માંસને શોધતા શ્વાન કરતાં બહુ જ ઉત્તમ
છે. ઉચ્ચતમ ભાવનાને શોધી કાઢો અને તમારું જીવન તેને સમર્પી દ્યો. મરણ નિશ્ચિત
હોવાથી કોઈ મહાન્ ઉદ્દેશ માટે જીવન અર્પી દેવું, તે સર્વથી ઉચ્ચતમ અને ઉત્કૃષ્ટ કાર્ય છે.

પ્રેમ પરિશ્રમવિના તત્ત્વ જ્ઞાનને પ્રાપ્ત કરશે અને તે જ્ઞાન પછી પરા ભક્તિ આવે છે.

જ્ઞાન પોતે ગુણદોષ પરીક્ષક હોવાથી પ્રત્યેક વસ્તુમાં ગુણદોષ પરીક્ષાની ધાંધલ
મચાવી મૂકે છે; પણ પ્રેમ કહે છે કે;–"ઈશ્વર પોતે જ તેના સત્ય સ્વભાવનો મને પરિચય
કરાવશે." અને એવી ભાવનાથી સર્વનો સત્કાર–સ્વીકાર કરે છે.

* ગુજરાતીમા તો એક કહેવતજ છે કે, "દૂઝણી ગાયની પાટુ પણ સારી."

## રબિયા.

રબિયા નિજ શય્યા મહીં, પડી હતી બીમાર;
આવ્યા મળવા તેહને, બે ફકીર તે વાર.
પાક મલિક, દાના હસન, હતાં તેમનાં નામ;
ગણતા ઉત્તમ જેમને, ઇસ્લામિયો તમામ.
હસને પૂછ્યું "પ્રાર્થના, કોની શુદ્ધ પ્રચંડ;
ખમી શકે જે શાંતિથી, જગદીશ્વરનો દંડ"
મલિકે ગહન વિચારથી, કર્યો સ્વાનુભવ વ્યક્ત;
"મોદ પામશે દંડમાં, પ્રભુ-ઇચ્છાનો ભક્ત!"
તે બન્નેના કથનમાં, જોઈ સ્વાર્થનો અંશ;
રબિયા બોલી નમ્ર થઈ, "સાધુવંશ અવતંસ !—
જે પ્રભુના મુખને જુએ, નિરંતરે પ્રત્યક્ષ;
કરે પ્રાર્થનામાં કદા, સ્મરણ તે ન એ દક્ષ;—
કે તે દંડિત છે કદા, કિંવા દંડિત થાય;
પવિત્ર ભક્તોમાં નથી, એ વિકારની છાંય!"

ફારસી કવિતા.

તા૦ ૧૨ મી જુલાઈ ૧૮૯૫ શુક્રવાર.

ચતુર્થ વ્યાસસૂત્ર "આત્મા સર્વનો હેતુ (છે)."

ઈશ્વર વેદાંતથી જાણી શકાય છે; સર્વ વેદો (જે કારણ; સ્રષ્ટા, સંરક્ષક અને સંહારક છે) તેના પ્રતિ જ અંગુલી નિર્દેશ કરે છે. શિવ, બ્રહ્મા અને વિષ્ણુ નામથી પ્રસિદ્ધ ત્રિપુટીનો સંયોગ તે ઈશ્વર છે કે જે ત્રિપુટી હિન્દુ દેવ સમુદાયના શિરો ભાગે વિરાજે છે. "તુ અમારો પિતા છે કે જે અમને અંધકારમય મહાસાગરના અન્ય તીરે લઈ જાય છે." (ઈશ્વરને આવાહન કિંવા પ્રાર્થના.)

વેદો તમને બ્રહ્મનો સાક્ષાત્કાર કરાવી શકે તેમ નથી; કારણ કે, તમે પોતે પ્રથમથી જ બ્રહ્મ છો! માત્ર આપણાં નેત્રોથી સત્યને ગુપ્ત રાખનાર આવરણને દૂર કરવામાં તેઓ સાહાય્ય આપે છે. પ્રથમ જે આવરણને દૂર કરવાનું છે તે અજ્ઞાનાવરણ છે, અને જ્યારે એ આવરણ—અજ્ઞાન—દૂર થઈ જાય છે, એટલે પાપનો લય થાય છે, અભિલાષ કિંવા ઇચ્છા અટકી જાય છે, સ્વાર્થબુદ્ધિનો અંત આવે છે અને દુઃખ અદૃશ્ય થાય છે. જ્યારે હું એમ જાણું કે ઈશ્વર અને હું એક છીએ, (અથવા બીજા શબ્દોમાં કહીએ તો આત્મા સાથે તમારું તાદાત્મ્ય કરો; માનુષી સીમા સાથે નહિ) ત્યારે જ એ અજ્ઞાનની નિવૃત્તિ પ્રાપ્ત

થઈ શકે છે. તમારા શરીર સાથેના તાદાત્મ્યને ત્યાગી દ્યો એટલે સર્વ દુઃખ પોતાની મેળે જ નિવૃત્ત થઈ જશે. દુઃખનિવારણનું આ રહસ્ય છે. આ વિશ્વ એક પ્રકારની નિદ્રિતાવસ્થા છે; એમાંથી જાગૃત થાઓ અને દુઃખો સહન કરતા અટકો.

મુક્ત થવા માટે પ્રથમ આપણે દુર્ગુણમાંથી સદ્‌ગુણના પ્રદેશમાં આવવું જોઈએ અને ત્યાર પછી દુર્ગુણ તથા સદ્‌ગુણ ઉભયનાં બંધનને તોડી નાંખવાનાં છે. પ્રથમ રજોગુણવડે તમોગુણનો પરાજય થવો જોઈએ; ત્યારપછી તે બન્નેનું સત્ત્વમાં નિમજ્જન થવું જોઈએ; અને અંતે એ ત્રણે ગુણોથી પર જાઓ–ત્રિગુણાતીત થઈ જાઓ! અંતે એવી અવસ્થામાં સ્થિત થાઓ, કે જ્યાં તમારી શ્વાસોચ્છ્‌વાસ ક્રિયા પણ પ્રાર્થનારૂપ થઈ પડે.

જ્યારે પણ તમે બીજા કોઈ મનુષ્યના શબ્દોથી કાંઈ શીખો–પ્રાપ્ત કરો, ત્યારે એમ જ જાણવું કે પૂર્વ જન્મમાં તમે એનો અનુભવ મેળવ્યો હતો; કારણ કે, જો કોઈ શિક્ષક હોય, તો તે કેવળ અનુભવ જ છે.

સર્વ શક્તિઓ કિંવા સિદ્ધિઓ સાથે ભાવી દુઃખનું આગમન થાય છે; માટે સર્વ વાસનાઓનો વધ કરી નાંખો. કોઈ પણ પ્રકારની વાસના રાખવી, તે ભ્રમરના માળામાં લાકડી ખોસવા સમાન જ છે. વૈરાગ્ય જાણી જાય છે કે, વાસનાઓ માત્ર વિષના ગલેફેલા ગોળાઓ જ છે.

"મન ઈશ્વર નથી" (શંકર). "तत्त्वमसि" અને "अहं ब्रह्मास्मि" ("તે તું છે," અને "હું બ્રહ્મ છું"). જ્યારે મનુષ્ય આ તત્ત્વનો સાક્ષાત્કાર કરે છે, ત્યારે તેના હૃદયનાં સર્વ બંધનો તત્કાળ કપાઈ જાય છે, અને તેની સર્વ શંકાઓનો સંહાર થઈ જાય છે. જ્યાં સુધી ઈશ્વરને આપણે આપણા શિરપર ધારણ કરી રાખીએ છીએ, ત્યાં સુધી નિર્ભયતાનો સંભવ નથી; નિર્ભયતા મેળવવા માટે આપણે પોતે જ ઈશ્વર થવું જોઈએ. જે ભિન્ન છે તે નિરંતર ભિન્ન જ રહેવાનું; જો તમે ઈશ્વરથી ભિન્ન હો, તો તેની સાથે કદાપિ એક થવાના નથી. જો તમે માત્ર ગુણથી જ ઈશ્વર સાથે જોડાયલા હો, તો તે ગુણના અંત સાથે જ ભિન્નતા આવીને ઉભી રહેવાની. સંયોગ શાશ્વત છે અને ગુણ કેવળ આવરણને ખસેડવામાં જ સાહાય્ય આપે છે. આપણે આઝાદ–મુક્ત–છીએ, એ આપણે અવશ્ય જાણવું જ જોઈએ. "જેને આત્મા શોધી કાઢે" એનો ભાવાર્થ એવો થાય છે કે, આપણે આત્મા છીએ અને આપણને પોતાને જ શોધીએ છીએ.

આપણે બદ્ધ છીએ એવી જે ભાવના, તે કેવળ એક ભ્રમ જ છે.

ધર્મ આ વિશ્વનો નથી; તે "હૃદયશુદ્ધીકરણ" છે અને વિશ્વપર તેનું પરિણામ ગૌણ છે. 'આત્માના સ્વભાવથી સ્વતંત્રતા અથવા મુક્તતા અવિભાજ્ય છે. આત્મા નિરંતર શુદ્ધ

પરિપૂર્ણ અને અપરિવર્તનીય છે એ આત્માને તમે કદાપિ જાણી શકો તેમ નથી આપણે આત્માવિષે કેવળ "નેતિ નેતિ" વિના બીજુ કાંઈ પણ કહી શકીએ તેમ નથી.

"બ્રહ્મ તે છે કે, જેને આપણે કોઈ પણ માનસિક શક્તિ કિંવા તર્કના યોગે કદાપિ બહિષ્કૃત કરી શકતા નથી" (શંકર)

* * * * * *

વિશ્વ એક વિચારરૂપ છે અને વેદો તે વિચારના શબ્દોરૂપ છે આપણે આ સમસ્ત વિશ્વને નિર્માણ પણ કરી શકીએ છીએ અને સંહારી પણ શકીએ છીએ. શબ્દોના વારંવાર ઉચ્ચારથી અદશ્ય વિચાર જાગૃત થાય છે અને તેના પરિણામ તરીકે દશ્ય કાર્ય નિષ્પન્ન થાય છે. એક વિશિષ્ટ કર્મવાદી પથનો આવો સિદ્ધાંત છે તેઓ ધારે છે કે, આપણામાંનો પ્રત્યેક મનુષ્ય એક સ્રષ્ટા છે શબ્દોનો ઉચ્ચાર કરો, એટલે તદનુરૂપ વિચાર આવિર્ભૂત થશે અને તેનું પરિણામ દશ્ય થશે–પ્રત્યક્ષ દેખાવા માંડશે "વિચાર શબ્દની શક્તિરૂપે છે અને શબ્દ વિચારનું પ્રકાશન છે," એમ મીમાંસકો કહે છે.

તા૦ ૧૩ મી જુલાઈ ૧૮૯૫ શનિવાર

જેને આપણે જાણીએ છીએ, તે પ્રત્યેક વસ્તુ મિશ્રણ છે અને સર્વ ઇંદ્રિયજ્ઞાન વિભેદ કિંવા વિભાગદ્વારા જ આવિર્ભૂત થાય છે મન એક સરળ અને એકાકી કિંવા સ્વતંત્ર પદાર્થ છે એમ જે ધારવું, તે દ્વૈતવાદ છે તત્ત્વજ્ઞાન કેવળ પુસ્તકોના અભ્યાસથી જ પ્રાપ્ત થતું નથી, જેમ જેમ તમે પુસ્તકોનું વિશેષ વાચન કરતા જાઓ, તેમ તેમ મન વિશેષ મલિન–દૂષિત થતું જાય છે. અવિચારશીલ તત્ત્વવેત્તાઓનો એવો અભિપ્રાય હતો કે, મન એક અમિશ્ર–સ્વતંત્ર વસ્તુ છે, અને તે અભિપ્રાય તેમને સ્વચ્છંદતા (મા શ્રદ્ધા રાખવા)ના માર્ગમાં દોરી ગયો હતો હવે આત્મવિદ્યા કિંવા મનનું વિભક્તીકરણ સ્પષ્ટ બનાવી આપે છે કે, મન એક મિશ્ર પદાર્થ છે અને જે મિશ્ર પદાર્થ હોય, તેનાં તત્ત્વો કોઈ બાહ્ય શક્તિના યોગે જ જોડાયેલા રહે છે, એટલે ઇચ્છારૂપ બાહ્ય શક્તિઓના જોડાવાથી મન બદ્ધ છે જ્યાં સુધી ક્ષુધાતુર ન થાય ત્યાંસુધી મનુષ્ય ખાવાની ઇચ્છા સુદ્ધાં પણ નથી કરી શકતો. ઇચ્છા વાસનાને આધીન છે પરંતુ આપણે મુક્ત છીએ, અને એની લાગણી પ્રત્યેકમાં રહેલી છે.

શંકાવાદી કહે છે કે, આ માન્યતા કિંવા ભાવના તે એક ભ્રમણા જ છે ત્યારે વિશ્વની સિદ્ધિ કેવી રીતે થઈ શકે? એનું પ્રમાણ માત્ર એ જ છે કે, આપણે તેને જોઇયે છીએ અને તે વિશે આપણા મનમાં લાગણી થાય છે, અને તે જેટલા પ્રમાણમાં આપણને સ્વતંત્રતાની લાગણી થાય છે, તે પ્રમાણે જ છે સાર્વજનિક સંમતિ જ જો જગતને પ્રમાણીભૂત

કરતી હોય, તો તો તેનો દઢ સ્વતંત્રતા તરીકે સ્વીકાર થવો જ જોઇએ, પરંતુ જે હોવી જોઇએ તે ઇચ્છાની સ્વતંત્રતા એટલે કે સ્વચ્છંદતા તે નથી. સ્વતંત્રતા વિષયક મનુષ્યની પ્રાકૃતિક માન્યતા અથવા શ્રદ્ધા, એ સર્વે બુદ્ધિવાદોનું મૂળ છે. ઇચ્છાની સ્વતંત્રતા તેવી જ છે કે, જેવી તે બદ્ધ થવા પૂર્વે હતી. સ્વચ્છંદતા કિંવા ઇચ્છાસ્વાતંત્ર્યની ભાવના જ પોતે પ્રતિક્ષણે મનુષ્યના બંધન વિરુદ્ધ ચાલતા યુદ્ધને બતાવી આપે છે. માત્ર એક નિયમ–બંધનરહિત, અનંત અને અમર્યાદ–જ સ્વતંત્ર હોઈ શકે. મનુષ્યમાં અત્યારે સ્વતંત્રતા કિંવા મુક્તતા એક સ્મૃતિ માત્ર છે કિંવા મુક્તતા મેળવવાનો એક પ્રયત્ન છે.

વિશ્વમાંની પ્રત્યેક વસ્તુ એક ચક્રને સંપૂર્ણ કરવા, પોતાના મૂળ ઉત્પત્તિસ્થાન–પોતાના કેવળ સત્ય ઉત્પત્તિસ્થાન આત્માપ્રતિ પાછા ફરવાનો પરિશ્રમ કરી રહી છે. સુખનો શોધ તે સમતોલતાને મેળવવાનો અને સમાનતાને પ્રાપ્ત કરવાનો જ પ્રયત્ન છે. નીતિ, તે બદ્ધ ઇચ્છાનો પોતાને બંધનમુક્ત કરવાનો પરિશ્રમ છે, અને એ જ આપણે મૂળ સંપૂર્ણતામાંથી આવેલા છીએ, એનો ખુલ્લો પુરાવો છે.

* * * * * *

કર્તવ્યની ભાવના તે આત્માને દઝાડનાર દુઃખનો મધ્યાહ્નસૂર્ય છે. "હે રાજન્! અમૃતના આ એક બિન્દુનું પાન કર અને સુખી થા." ("હું કર્તા નથી," એવી જે ભાવના તે જ અમૃત છે).

ક્રિયાને પ્રતિક્રિયાવિના જ રહેવા દો. ક્રિયા કિંવા કર્મ સુખદ–સુંદર છે; પરંતુ પ્રતિક્રિયા સર્વ દુઃખરૂપ છે. એક બાળક જ્વાળામાં હસ્તાક્ષેપ કરે છે, તે તો આનંદ સમાન છે, પરંતુ જ્યારે અગ્નિની પ્રતિક્રિયા થવા માંડે છે, એટલે તત્કાળ દહનદુઃખ આવીને મૂર્તિમત્ ઊભું રહે છે. જ્યારે આપણે પ્રતિક્રિયાને અટકાવી શકીએ છીએ, ત્યારે પછી આપણા માટે કોઈ પણ પ્રકારનો ભય અવશિષ્ટ રહેતો નથી. મસ્તિષ્ક (Brain) ને સ્વાધીન રાખો અને તેને થોથા પોથાં વાચવા ન દો, સાક્ષી રહો અને પ્રતિક્રિયા ન કરો, માત્ર આમ વર્તવાથીજ તમે સુખી થઈ શકશો. જો કોઈ પણ સુખકારક ક્ષણો હોય, તો તે જ્યારે આપણે આપણને પોતાને સર્વથા ભૂલી જઇએ, તે જ છે. તમારી પોતાની સ્વતંત્ર ઇચ્છાથી કર્મ કરો, કર્તવ્ય ભાવનાથી નહિ. આપણને કાંઈ કર્તવ્ય છે જ નહિ. આ વિશ્વ એક વ્યાયામશાળા સમાન છે કે, જેમાં આપણે રમીએ છીએ; આપણું જીવન એક શાશ્વત પર્વદિવસ છે.

નિર્ભયતા એ જ અસ્તિત્વ–જીવન–નું સમસ્ત રહસ્ય છે. તમારું શું થશે, એ વિશે જરા પણ ભય ન રાખશો, તેમજ કોઈનાપર આધાર પણ ન રાખશો. જે ક્ષણે તમે સર્વ

સાહાય્યોનો ત્યાગ કરશો, તે ક્ષણેજ તમે મુક્ત છો. પાણીથી પૂર્ણ ભરાયલી વાદળી (Sponje) વિશેષ પાણીને પોતામાં શમાવી શકતી નથી.

* * * * * *

જો કે પોતે આગળ પડીને લડાઇની શરુઆત કરવા કરતાં પોતાના બચાવમાટે લડવું, એ વધારે સારું છે; છતાં પોતાના બચાવમાટે પણ લડવું ખોટું તો છે જ. ખરી રીતે જોતાં પવિત્ર ક્રોધ જેવી કોઈ વસ્તુ છે જ નહિ; કારણ કે, સર્વ વસ્તુઓમાં સમતાને ન જાણવાથી જ એ ક્રોધ કિંવા તિરસ્કારનો આવિર્ભાવ થાય છે.

તા૦ ૧૪ મી જુલાઈ ૧૮૯૫ રવિવાર.

જે દ્વારા આપણે ઈશ્વરને જોઈ શકીએ છીએ, તે જ તત્ત્વજ્ઞાન કિંવા ધર્મનું અંતિમ સાધ્ય છે; એવો જ ભારતવર્ષમાં તત્ત્વજ્ઞાન શબ્દનો અર્થ થાય છે; અને એટલામાટે જ કોઈપણ હિન્દુ, ધર્મ અને તત્ત્વજ્ઞાન વચ્ચેની સંબંધશૃંખલા વિશે કદાપિ કાંઇ પ્રશ્ન કરતો નથી.

તત્ત્વજ્ઞાનની પદ્ધતિમાં સ્થૂલ, સામાન્ય અને કેવળ (સૂક્ષ્મ) એવી રીતે ત્રણ ભૂમિકાઓ કહેલી છે. ઉચ્ચતમ સાર કિંવા તત્ત્વ કે જેમાં સર્વ વસ્તુઓ સંમત થાય છે, તે એક જ છે. ધર્મમાં પ્રથમ બાહ્ય ચિહ્ન અને આકાર, દ્વિતીય પુરાણ અને અંતે તત્ત્વજ્ઞાન આપણા જોવામાં આવે છે. પ્રથમની બે વસ્તુઓ સામયિક સાધનરૂપ છે; સર્વના મૂળમાં તત્ત્વજ્ઞાન રહેલું છે અને અન્ય સાધનો કેવળ બ્રહ્મને પહોંચવાના પરિશ્રમયુક્ત વ્યવસાયમાં માત્ર સોપાન સમાન જ છે.

પાશ્ચાત્ય ધર્મમાં એવી ભાવના છે કે, નવા કરાર (New Testament) અને ક્રાઇસ્ટ્ વિના ધર્મ હોઈ શકે જ નહિ; અને યહૂદી ધર્મમાં પણ એના જેવી જ શ્રદ્ધા અસ્તિત્વ ધરાવે છે કે, મોસેસ્ અને પયગંબરો વિના ધર્મનો સંભવ જ નથી; કારણ કે, એ ધર્મોનો કેવળ પુરાણોપર જ આધાર રહેલો છે. સત્ય અને ઉત્કૃષ્ટ ધર્મ એ પુરાણથી ઉપર ઉર્ધ્વ ગમન કરે છે, તેની અંદર જ કદાપિ વિરમી શકતો નથી. વર્તમાન વિજ્ઞાને ખરેખર ધર્મના પાયાને મજબૂત અને દૃઢ બનાવી દીધો છે. વિજ્ઞાનશાસ્ત્ર પ્રમાણે, સમસ્ત વિશ્વ એકતત્ત્વાત્મક છે, એ એક સર્વમાન્ય સિદ્ધાંત થઈ ગયો છે. જેને આધ્યાત્મિકો 'વ્યક્તિ' કહે છે, તેને જ વિશ્વવાદીઓ 'પદાર્થ' કહે છે. (અર્થાત્ જેને અધ્યાત્મવાદી 'ચૈતન્ય' કહે છે, તેને જ માયાવાદી 'જડ' કહે છે). પરંતુ એ બન્નેવચ્ચે ખરી રીતે જોતાં કાંઈ પણ વિરોધ નથી; કારણ કે, તે બન્ને એક જ છે. જો કે એક પરમાણુ અત્યંત સૂક્ષ્મ હોવાથી અદૃશ્ય અને વિચારમાં આવી ન શકે તેવો હોય છે, છતાં તેમાં વિશ્વની

સમસ્ત શક્તિ અને સત્તા સમાયલી છે. એ ખરેખર તે જ છે કે, જેને વેદાંતીઓ આત્મા કહે છે. સર્વ પંથો ખરી રીતે જોતાં ભિન્ન શબ્દોમાં તે એક જ વસ્તુનું પ્રતિપાદન કરે છે.

વેદાંત અને વર્તમાન વિજ્ઞાન બન્ને એક સ્વયંપરિણામક કારણની સમાનતાથી સ્થાપના કરે છે. તે કારણમાં સર્વ કારણો સમાયલાં છે. ઉદાહરણ તરીકે ઘટ બનાવતા એક કુંભકાર–કુંભાર–ને લ્યો. કુંભકાર પોતે મૂળ અથવા પ્રથમ કારણ છે; મૃત્તિકા તેનું જડ કારણ છે અને ચક્ર નૈમિત્તિક કારણ છે. પરંતુ આત્મા તો એ સર્વ કારણરૂપ છે, આત્મા પોતે કારણ પણ છે અને કાર્ય પણ છે. વેદાંતી કહે છે કે, જગત્ સત્ય નથી, તે માત્ર દશ્ય છે. પ્રકૃતિ તે ઈશ્વર જ છે કે, જે અવિદ્યા–અજ્ઞાનદ્વારા દશ્ય થાય છે–અર્થાત્ અજ્ઞાનથી જ ઈશ્વર આપણને પ્રકૃતિરૂપ દેખાય છે. વિશ્વદેવતાવાદીઓ કહે છે કે, ઈશ્વર પ્રકૃતિ અથવા તો આ વિશ્વરૂપે થએલો છે; અને અદ્વૈતવાદીઓ નિશ્ચયપૂર્વક જણાવે છે કે, ઈશ્વર માત્ર આ વિશ્વરૂપે દેખાય છે; પણ વસ્તુતઃ તે આ વિશ્વ નથી.

આપણે અનુભવને માત્ર એક માનસિક પદ્ધતિ તરીકે જ જાણી શકીએ છીએ; મનમાં તત્ત્વ અને મસ્તિષ્કમાં ચિહ્નને ધારણ કરી શકીએ છીએ. આપણે મસ્તિષ્કને આગળ કે પાછળ હટાવી–દોડાવી શકતા નથી; પણ મનને ગમે ત્યાં દોડાવી શકીએ છીએ; તે–મન–ભૂત, વર્તમાન અને ભવિષ્ય સર્વ કાળમાં યથેચ્છ ગમન કરી શકે છે; અને તેથી મનોગત તત્ત્વો શાશ્વત સંરક્ષિત છે. મન કે જે સર્વવ્યાપક છે, તેમાં સર્વ તત્ત્વો પ્રથમથી જ સાધારણ ધર્મરૂપ થઈ રહેલાં છે.

"કાળ, આકાશ અને કારણત્વ એ વિચારના માર્ગ અથવા આકારરૂપ છે" એ સિદ્ધાંતનો શોધ તે જ કેન્ટનું મહા પરાક્રમયુક્ત કાર્ય હતું; પરંતુ વેદાંતે સહસ્રાવધિ વર્ષો પૂર્વે એ તત્ત્વનું શિક્ષણ આપ્યું હતું અને એને માયા નામ આપવામાં આવ્યું હતું. શોપનહેર કેવળ બુદ્ધિપર સ્થિત રહે છે અને વેદોને બુદ્ધિગમ્ય કરવાની ચેષ્ટા કરે છે. શંકરે વેદોની ધર્મપરાયણતા–અગમ્યતા–નું જ પ્રતિપાદન કર્યું હતું.

'વૃક્ષત્વ' અથવા વૃક્ષની ભાવના કે જે વૃક્ષોમાં મળી આવે છે, તે જ્ઞાન છે અને ઉત્કૃષ્ટ જ્ઞાન એક છે......

સાકાર ઈશ્વર વિશ્વનો અંતિમ સામાન્યવાદ છે, પણ તે કેવળ સંકીર્ણ કિંવા અસ્પષ્ટ છે; સ્પષ્ટ અને દાર્શનિક નથી......

એકતા અથવા અદ્વૈત સ્વયંપરિણામક છે કે, જેમાંથી પ્રત્યેક વસ્તુનો અવિર્ભાવ થાય છે......

જડ વિજ્ઞાન માત્ર વસ્તુશોધન કરે છે અને અધ્યાત્મજ્ઞાન પુષ્પોને ગુચ્છના આકારમાં બાંધનારું (એકત્ર કરનારું) સૂત્ર છે. પ્રત્યેક પૃથક્કરણ આત્મવિષયક છે; એક વૃક્ષના મૂળમાં ખાતર નાંખવું, તે પણ પૃથક્કરણના અર્થને જ સૂચવે છે......

ધર્મમાં સ્થૂલ, વિશેષ સામાન્ય અને અંતિમ એકતા સમાયલી છે. વિશિષ્ટતાને ન વળગો; માત્ર તે એક તત્ત્વને જ પ્રાપ્ત કરો.

* * * * * *

દાનવો અંધકારના યંત્રો છે અને દેવો પ્રકાશના યંત્રો છે; પણ છે તો બન્ને યંત્રો જ. માત્ર મનુષ્ય જ જીવિત છે. યંત્રને તોડી નાંખો અને સંકલ્પવિકલ્પને દૂર કરો. આમ કરવાથી જ મનુષ્ય મુક્ત થઈ શકે છે. માત્ર આ વિશ્વ જ એક એવું સ્થાન છે કે, જેમાં રહીને મનુષ્ય પોતાની મુક્તિના ઉપાયને યોજી શકે છે.

"જેને આત્મા ચૂંટી કાઢે" એ વાક્ય સત્ય છે. ચૂંટણી ખરી છે, પણ તે પોતાના અંતરમાં થવી જોઈએ. એક બાહ્ય અને વિનાશક (પ્રારબ્ધવાદના) સિદ્ધાન્ત તરીકે એ ચૂંટણી મહા ભયંકર છે.

તા૦ ૧૫ મી જુલાઈ ૧૮૯૫ સોમવાર.

તિબેટ પ્રમાણે જ્યાં અનેક પતિ કરવાની રૂઢિ પ્રચલિત છે, ત્યાં સ્ત્રીઓ શારીરિક બળમાં પુરુષો કરતાં વિશેષ બળવતી હોય છે. જ્યારે અંગ્રેજો ત્યાં જાય છે, ત્યારે એ સ્ત્રીઓ મોટા મોટા પુરુષોને ઉપાડીને પર્વતોપર લઈ જાય છે.

મલબારમાં જો કે બહુપતિત્વની પૃથા પ્રચલિત નથી; છતાં ત્યાંની સ્ત્રીઓ સર્વ વિષયમાં અગ્રતા ભોગવે છે. સર્વ ઑફિસો સ્ત્રીઓવડે ભરાયલી છે,—સૈનિક, શિક્ષક, રેલ્વે-ગાર્ડ્સ અને સાધારણ કાર્યવાહક તરીકે બહુધા ત્યાં સ્ત્રીઓ જ જોવામાં આવે છે. ત્યાં જ્યાં જુઓ ત્યાં અપવાદરૂપ સ્વચ્છતા પ્રત્યક્ષ દેખાય છે અને વિદ્યામાટેનો તેમનો ઉત્સાહ અદ્વિતીય છે. જ્યારે હું પોતે તે પ્રદેશમાં હતો, તે વેળાએ એવી ઘણી સ્ત્રીઓ સાથે મારો મેળાપ થયો હતો કે, જેઓ સંસ્કૃત ભાષા બહુ જ શુદ્ધ અને સ્પષ્ટ બોલતી હતી; ત્યાં આવી સ્થિતિ છે, ત્યારે ભારતવર્ષના એ પ્રદેશ વિના અન્ય પ્રદેશમાં દશ લાખ સ્ત્રીઓમાંની એક સ્ત્રી પણ સંસ્કૃત બોલી શકતી નથી. પ્રભુત્વ—અધિકારસંપન્નતા ઉન્નતિના શિખરે લઈ જાય છે, અને દાસ્ય કિંવા સેવાધર્મ અધોગતિની ગર્તામાં નાંખી દે છે. મલબારનો પ્રદેશ પોર્ટુગીજ કિંવા મુસલ્માનો બન્નેમાંના કોઈથી કદાપિ જિતાયલો નથી.

દ્રાવિડો મધ્ય એશિયાની એક અનાર્ય જાતિના લોકો હતા, કે જેઓ આર્યો કરતાં આગળ વધેલા હતા અને દક્ષિણ આર્યાવર્ત્તના દ્રાવિડો તો વળી સુધારણામાં સર્વના મુકુટ-

મણિરૂપ હતા. સ્ત્રીઓ તો વળી પુરુષો કરતાં પણ ઉચ્ચ પદવીએ વિરાજતી હતી. પછીથી તેઓ વિભક્ત થયા; તેમાંના કેટલાક ઇજીપ્ટમા ગયા, કેટલાકોએ બૅબિલોનિયા પ્રતિ પ્રયાણ કર્યું અને બાકીના ભારતવર્ષમાં જ રહ્યા.

તા૦ ૧૬ મી જુલાઈ ૧૮૯૫ મંગળવાર (શંકર)

અદૃષ્ટમ્ અથવા "અદૃષ્ટ કારણ" આપણને યજ્ઞયાગ અને ઉપાસના પ્રતિ લઈ જાય છે, કે જે બદલામા દૃષ્ટ પરિણામને ઉત્પન્ન કરે છે; એટલા માટે આપણે પ્રથમ શ્રવણ, ત્યારપછી મનન કિંવા વિચાર અને અંતે બ્રહ્મના ધ્યાનમાં નિમગ્ન થવુ જોઇએ.

કર્મોનું પરિણામ અને જ્ઞાનનું પરિણામ, એ બે ભિન્ન વસ્તુઓ છે. 'કરણ' અને 'અકરણ' (કરવુ અને ન કરવુ) એ સમસ્ત નીતિમત્તાના મૂળ–આધારભૂમિરૂપ–છે, પણ ખરી રીતે તેમનો માત્ર શરીર અને મન સાથે જ સબંધ છે સર્વ સુખ અને દુ:ખ જેમને કદાપિ વિભક્ત ન જ કરી શકાય એવી રીતે ઇન્દ્રિયો સાથે જોડાયલાં છે અને તે સુખ અને દુ:ખનો અનુભવ લેવામાટે શરીર આવશ્યક છે. જેમ શરીર શ્રેષ્ઠ, તેમ તેના ગુણની ભૂમિકા પણ શ્રેષ્ઠ હોય છે–તે બ્રહ્મ સમાન થાય છે, છતાં પણ તે શરીરિ જ છે. જ્યાં સુધી દેહ છે, ત્યાં સુધી આનંદ અને શોક હોવાના જ, જ્યારે એક મનુષ્ય દેહભાવનાથી મુક્ત થાય છે, ત્યારે જ એ આનંદ અને શોકના વિકારને ટાળી શકે છે. આત્મા શરીરહીન છે, એમ શંકર કહે છે.

કોઈ પણ નિયમ તમને મુક્ત કરી શકે તેમ નથી. તમે મુક્ત જ છો જો તમે પ્રથમથી જ સ્વતંત્રતા ન ધરાવતા હો, તો અન્ય કોઈ પણ તમને સ્વતંત્રતા આપી શકે એમ નથી આત્મા સ્વયપ્રકાશિત છે. કારણ અને કાર્ય ત્યા પહોંચી શકતાં નથી અને અશરીરિતા એ જ સ્વતંત્રતા કિંવા મુક્તિ છે. જે કાંઈ હતું, છે અને હશે, તે સર્વ બ્રહ્મ જ છે કાર્ય કિંવા પરિણામ તરીકે સ્વતંત્રતાનું કાંઈ પણ મૂલ્ય નથી, કારણ કે તેની સ્થિતિમાં તે અશુદ્ધ અને મિશ્રિત હોવાની અને તેથી તેમાં બંધનનાં બીજ હોવા જ જોઇએ. અહીં પ્રતિનિધિને પ્રાપ્ત કરવાનો નથી, કિન્તુ આત્માના સત્ય સ્વભાવને જ મેળવવાનો છે

છતાં પણ આવરણને દૂર કરવા તથા બંધન અને ભ્રમણાને–અવિદ્યાને–લુપ્ત કરવામાટે કર્મ અને ઉપાસના આવશ્યક છે. કર્મ અને ઉપાસના આપણને સ્વતંત્રતા કિંવા મુક્તિ આપતા નથી, પણ તેથી શું? આપણા પોતાના પ્રયત્ન વિના આપણે આપણી આંખો ઉઘાડી શકતા નથી અને આપણે કોણ છીએ તથા શું છીએ, તે જોઈ શકતા નથી શંકર આગળ વધીને કહે છે કે, અદ્વૈત વેદાંત વેદોની રાજ્યાભિષેકકારિણી પ્રતિજ્ઞા છે, પરંતુ પ્રાથમિક વેદો (કર્મકાંડ આદિ) પણ આવ-

સ્પૃહણીય છે; કારણ કે, તેઓ કર્મ અને ઉપાસનાનું શિક્ષણ આપે છે, અને એ કર્મ તથા ઉપાસનાદ્વારા પણ અનેક જનો ઈશ્વરને પ્રાપ્ત કરી શકે છે. બીજાઓ કેવળ અદ્વૈત વિના અન્ય કોઈનું પણ સાહાય્ય ન લેતાં બ્રહ્મીભૂત થાય છે. જે પરિણામને અદ્વૈત પ્રાપ્ત કરાવે છે, તે જ પરિણામમાં કર્મ અને ઉપાસના પણ લઈ જાય છે.

પુસ્તકો ઈશ્વર વિષયક શિક્ષણ આપી શકતાં નથી, પણ અજ્ઞાનનો નાશ કરી શકે છે; તેમની ક્રિયા અકરણરૂપ કિંવા અભાવાત્મક છે. એકસમયાવચ્છેદે ગ્રંથોમાં નિમગ્ન રહેવું અને સ્વતંત્રતા—મુક્તિના માર્ગને ખુલ્લો કરવો, એ શંકરનું મહત્ સંપાદન છે. પરંતુ અંતે તો એ સેંથો પાડવા જેવી જ કૃતિ છે. મનુષ્યને પ્રથમ સ્થૂલ અથવા સાકાર આપો અને ત્યાર પછી તેને ઉચ્ચતમ શિખરે (ઉચ્ચતમ તત્ત્વમાં) ધીમે ધીમે ચઢાવો. નાનાવિધ ધર્મોનો એ જ પ્રયત્ન છે અને તે જ તેમના અસ્તિત્વ અને પ્રત્યેક ધર્મવિકાસની અમુક ભૂમિકા—સ્થિતિમાટે કેવી રીતે યોગ્ય છે, એ તત્ત્વને સ્પષ્ટ કરે છે. જે ગ્રંથો અજ્ઞાનને દૂર કરવામાં સાહાય્ય કરે છે, તે ગ્રંથો પોતે પણ અજ્ઞાનના એક ભાગરૂપ છે. જ્ઞાનપર આવરણરૂપ જે અજ્ઞાન આવેલું છે, તે અજ્ઞાનને હાંકી કાઢવું, એ જ તેમનું કર્તવ્ય છે. "સત્ય અસત્યને ખસેડી દે છે." તમે સ્વતંત્ર—મુક્ત જ છો, તમને કોઈ સ્વતંત્ર બનાવી શકે તેમ નથી. જ્યાંસુધી તમે કોઈ વિશિષ્ટ પંથ કે મતનું અવલંબન કરનારા હો, ત્યાંસુધી ઈશ્વરને ધારણ કરી શકવાના નથી. "જે પોતાને જ્ઞાતા જાણે છે, તે કાંઈ પણ જાણતો નથી." જ્ઞાતાને કોણ જાણી શકે એમ છે વારુ? માત્ર એ જ શાશ્વત તત્ત્વ અસ્તિત્વ ધરાવે છે, અને તે ઈશ્વર તથા વિશ્વ છે. ઈશ્વર અપરિવર્તનીય (અવિકૃત) છે અને વિશ્વ પરિવર્તનીય (વિકૃત) છે. જ્યાં તમારું મન પરિવર્તનરાશિને ન સ્વીકારે, તો તે જ સ્થિતિ શાશ્વતતા છે, એમ સમજવું......તમે પાષાણને અથવા તો તેનાપરની કોરેલી આકૃતિને જુઓ છો, પણ એકસમયાવચ્છેદે બંનેને જોઈ શકતા નથી; તો જો કે છે તો બંને એક જ.

* * * * *

એક પળ માત્ર પણ તમે નિષ્કર્મ સ્થિતિમાં—શાંતિમાં રહી શકશો? સર્વ યોગીઓ કહે છે કે, તેમ બની શકશે.

* * * * * *

પોતાને નિર્બળ ધારી લેવા, એ એક મોટામાં મોટું પાપ છે. કોઈ પણ વિશેષ મહાન્ નથી; એ તત્ત્વનો સાક્ષાત્કાર કરો કે, તમે પોતે બ્રહ્મ છો. તમે પોતે આપો, તે

વિના કોઈ પણ વસ્તુમાં બીજી કોઈ શક્તિ છે જ નહિ. આપણે સૂર્ય, નક્ષત્ર અને વિશ્વથી પર છીએ. મનુષ્યની ઈશ્વરતાનો ઉપદેશ કરો. અશુભનો અસ્વીકાર કરો અને કોઈ પણ કર્મને નિર્માણ ન કરો. ઉભા થાઓ અને કહો કે, હું સ્વામી છુ–સર્વનો સ્વામી છુ. આપણે જ કૃત્રિમ શૃંખલાને નિર્માણ કરીએ છીએ અને માત્ર આપણે જ તેને તોડી શકીએ છીએ.

કોઈ પણ કર્મ તમને મુક્તિ આપી શકે તેમ નથી, માત્ર જ્ઞાન જ તમને મુક્ત કરી શકે છે. જ્ઞાન અનિવાર્ય છે; મન તેને સ્વીકારી કે અસ્વીકારી શકતું નથી. જ્યારે તે આવે છે, ત્યારે મને તેનો સ્વીકાર કરવો જ પડે છે; એટલે એ મનનું એક કર્મ નથી, કિંતુ માત્ર તેનો પ્રકાશ મનમાં આવે છે.

કર્મ અથવા ઉપાસના તમને પાછા તમારા પોતાના સ્વભાવમાં લાવી મૂકનારાં છે. દેહને આત્મા માનવો, એ એક મોટામાં મોટી ભ્રમણા છે; અર્થાત્ એ ભ્રમણાના અભાવે આ દેહમાં જીવવા છતાં પણ આપણે મુક્ત થઈ શકીએ છીએ. સાધારણતઃ શરીરનો આત્માસાથે કશો પણ સંબંધ નથી. ભ્રમણા અથવા માયા અસત્યને સત્ય તરીકે સ્વીકાર્યા કરે છે, પણ તેમાંનું કાંઈ છે જ નહિ.

તા० ૧૭ મી જુલાઈ ૧૮૯૫ બુધવાર

રામાનુજ વિશ્વને ચિત્, અચિત્ અને ઈશ્વર એવી રીતે ત્રણ ભાગમાં વિભક્ત કરે છે; મનુષ્ય, પ્રકૃતિ અને ઈશ્વર, અથવા ચૈતન્ય, જડ અને ઈશ્વર. એથી વિરુદ્ધ શંકર કહે છે કે, ચિત્ એટલે કે આત્મા તે ઈશ્વર જ છે, ઈશ્વર સત્ય છે, જ્ઞાન છે અને અનંતતા છે, આ ગુણો નથી. ઈશ્વર વિષયક કોઈ પણ વિચાર તે ગુણ છે, અને તેના વિષે જે કાંઈ પણ કહી શકાય તે એ જ કે, "ૐ तत्सत्"

શંકર આગળ વધીને પૂછે છે કે, તમે અસ્તિત્વને બીજી પ્રત્યેક વસ્તુથી ભિન્ન જોઈ શકો છો? બે વિષય કિંવા બે વસ્તુઓ વચ્ચે ભેદ અથવા વિરોધ ક્યાં છે? જે વિરોધ છે, તે ઇન્દ્રિયદર્શનમાં જ છે, અન્યથા સર્વ એક જ છે. આપણે પરંપરામાં દૃષ્ટિપાત કરવાનો છે. એક વસ્તુનું વાસ્તવિક જ્ઞાન મેળવવા સાથે આપણે કાંઇક એવી વસ્તુ પણ મેળવીએ છીએ કે, જેનું અસ્તિત્વ જ નથી. જે ભેદો છે તે માત્ર સ્મૃતિમાં જ છે અને સ્મૃતિમાં જે નાનાવિધ વિચારપરંપરા એકત્ર થએલી હોય છે, તેમની પરસ્પર તુલનાથી જ એ ભેદોનો આવિર્ભાવ થાય છે. વસ્તુના સ્વભાવમાં કશી પણ ભિન્નતા કે ભેદ નથી. ભેદ માત્ર મસ્તિષ્ક–ગોર્દ–માં જ છે. બહાર તો સમાનભાવ કિંવા એકત્વ-

તીયતા જ પ્રવર્તે છે, અને જે અનેકતા કિંવા ભેદભાવના છે, તે તો મનમાં જ રહેલી છે, એથી અર્થાત્ 'અનેકતા' એવી જે ભાવના, તે કેવળ મનની જ સૃષ્ટિ છે

નાનાવિધતાઓ જ્યારે ભિન્ન હોય છે, ત્યારે ગુણ થાય છે, છતા એકજ વિષય-વસ્તુમાં જોડાયલી હોય છે. ભેદ અથવા અનેકતા શી વસ્તુ છે, એ આપણે નિશ્ચયપૂર્વક કહી શકીએ તેમ નથી આપણે જે કાંઈ જોઈએ છીએ અને વસ્તુઓવિષે જે આપણને લાગે છે, તે કેવળ વિશુદ્ધ અને સરળ અસ્તિત્વ–ઐકપણું–જ છે એ વિના અન્ય સર્વ (ભેદભાવ) આપણામા છે. કોઈ પણ વસ્તુવિષયક જો કોઈ પણ નિશ્ચિત પ્રમાણ હોય, તો તે કેવળ અસ્તિત્વ જ છે. સર્વ ભિન્નતા ખરી રીતે જોતા "ગૌણ સત્યતા' છે જેવી રીતે રજ્જુમાં સર્પનો ભાસ થાય છે. હવે રજ્જુ તો સર્પ નથી છતા એથી સર્પનું અસ્તિત્વ વ્યક્ત થાય છે. જો સર્પનું અસ્તિત્વ ન હોત, તો તેનો રજ્જુમા ભાસ થવો પણ શકય નહોતો જ્યારે રજ્જુનું જ્ઞાન અભાવદર્શક થઈ જાય છે, ત્યારે સર્પનું જ્ઞાન ભાવ–અસ્તિત્વ–દર્શક થાય છે. એ જ પ્રમાણે અન્ય પ્રકારો પણ જાણી લેવા પરતુ જે સમજવાનું છે તે એ જ કે, તમે કેવળ એકને જ જુઓ છો, તેથી એમ સિદ્ધ થતું નથી કે, અન્યનું અસ્તિત્વ જ નથી વિશ્વની ભાવના તે એક પ્રતિબંધ છે કે જે ઈશ્વરવિષયક ભાવનાને ઢાકી દે છે અને તેથી તેને દૂર કરવાની આવશ્યકતા છે, છતા તેનું અસ્તિત્વ તો છે જ.

શંકર પુન કહે છે કે, અનુભવ અથવા જ્ઞાન તે અસ્તિત્વનું અતિમ પ્રમાણ છે. તે સ્વયપ્રભ અને સ્વયમભિન્ન છે, કારણ કે, ઇન્દ્રિયોનો અતિક્રમ કરી જવા પછી પણ આપણને જ્ઞાનની આવશ્યકતા હોય છે જ્ઞાન અથવા અનુભવ અન્ય સર્વ સાધનો અને ઇન્દ્રિયોથી સ્વતત્ર છે સવેદન વિના એ અનુભવ શકય નથી એ અનુભવ સ્વયપ્રકાશ ધરાવે છે કે, જે કાઇક ન્યૂન પ્રમાણમા હોય છે, ત્યારે સાધારણ જ્ઞાનના નામથી ઓળખાય છે. અનુભવની એક પણ ક્રિયા અજ્ઞાનમયી હોઈ શકતી નથી, ખરી રીતે, જ્ઞાન–સવેદન તે અનુભવનો સ્વભાવ છે અસ્તિત્વ અને અનુભવ એક જ વસ્તુ છે એ એક બીજા સાથે જોડાયની બે વસ્તુઓ નથી જેને કારણની આવશ્યકતા નથી તે અનત છે, એટલે અનુભવ તેનું પોતાનું અતિમ પ્રમાણ છે અને તેને કોઈ કારણની આવશ્યકતા ન હોવાથી શાશ્વત છે તે સદા સર્વદા વિષયી–અધિકરણનિષ્ઠ છે, તે પોતે જ પોતાનો દ્રષ્ટા છે એ અનુભવ મનમાં નથી, કિન્તુ અનુભવ મનને ખેંચી લાવે છે. તે અનન્યસબદ્ધ સપૂર્ણ છે અને તે જ કેવળ જ્ઞાતા છે, અર્થાત્ વાસ્તવિકતાથી જોતા અનુભવ આત્મા જ છે. અનુભવ પોતે નિહાળી શકે છે, પણ આત્મા

જ્ઞાતા થઈ શકતો નથી, કારણ કે, 'જ્ઞાતા' જ્ઞાનની ક્રિયાથી થવાય છે, પણ શંકર કહે છે કે, "એ આત્મા 'હું' નથી," કારણ કે, "હું–અહમ્ છુ" એ જ્ઞાન આત્મામા નથી. આપણે આત્માના પ્રતિબિંબ છીએ, અને આત્મા તથા બ્રહ્મ એક છે

જ્યારે તમે તે અનંત–કેવળ (બ્રહ્મ) વિશે બોલો છો અથવા વિચાર કરો છો, ત્યારે તમારુ તદ્વિષયક કથન કિંવા વિચાર તુલનાત્મક અથવા અન્યસાપેક્ષ હોય છે, એનુ સર્વ યૌક્તિક ઉપપત્તિઓનું પ્રતિપાદન છે યોગમા, બોધ (અનુભવ) અને સાક્ષાત્કાર બને એક જ છે જેનો પ્રતિનિધિ રામાનુજ છે, તે **વિશિષ્ટાદ્વૈત** એકદેશીય એકતાને જુએ છે અને તે અદ્વૈતપ્રતિ જવાનું એક પગલુ છે **વિશિષ્ટ** એટલે યુક્ત અથવા મિશ્રિત. પ્રકૃતિ જગત્–વિશ્વનો સ્વભાવ છે અને તેમા વિકૃતિ–પરિવર્તન થયા કરે છે પરિવર્તનશીલ શબ્દોમા વ્યક્ત કરેલા પરિવર્તનીય વિચારો તે કેવળને કદાપિ સિદ્ધ કરી શકતા નથી એથી તમે માત્ર અમુક વિશિષ્ટ ગુણોવાળી વસ્તુ પર્યંત પહોંચી શકો છો, પણ બ્રહ્મને પોતાને પ્રાપ્ત કરી શકતા નથી એથી કેવળ શાબ્દિક સયુક્તતા અથવા ઉચ્ચતમ પ્રણિધાનની પ્રાપ્તિ થાય છે, પણ એથી દ્વૈતના અભાવની પ્રાપ્તિ થઈ શકતી નથી

તા૦ ૧૯ મી જુલાઈ ૧૮૯૫ ગુરુવાર.

(આજનો પાઠ મુખ્યત સાખ્યની સમાપ્તિ વિરુદ્ધ શંકરના વાદાનુવાદનો હતો )

સાંખ્ય કહે છે કે, બોધ અથવા જ્ઞાન એક મિશ્ર પદાર્થ છે, અને તેથી આગળ વધતા અંતિમ સાર પુરુષ–સાક્ષી–ને આપણા સમક્ષ ઉપસ્થિત કરે છે, પણ પુરુષો અનેક છે એટલે કે, આપણામાનો પ્રત્યેક એક પુરુષ છે એથી સર્વથા વિરુદ્ધ **અદ્વૈત** દૃઢતાપૂર્વક પ્રતિપાદન કરે છે, કે પુરુષ તો એક જ હોઈ શકે વળી તે પુરુષ સજ્ઞાન, અજ્ઞાન કે કોઈ પણ ગુણ ધરાવનારો હોઈ શકે તેમ નથી કારણ કે, એ ગુણો કાં તો બદ્ધ કરી નાખે છે, અથવા તો અંતે નષ્ટ થઈ જાય છે, એટલામાટે તે એક કોઈ પણ ગુણોથી રહિત–જ્ઞાનથી પણ રહિત જ હોવો જોઈએ, અને તે વિશ્વ અથવા અન્ય કોઈ વસ્તુનું કારણ હોઈ શકે જ નહિ વેદો કહે છે કે, 'આરંભમા કેવળ અસ્તિત્વ જ હતુ અને તે एकमेवाद्वितीयम् હતું !"

*     *     *     *     *     *

જ્ઞાન સાથે સત્ત્વની ઉપસ્થિતિ એમ સિદ્ધ નથી કરતી કે, જ્ઞાનનું કારણ સત્ત્વ છે, એથી વિરુદ્ધ મનુષ્યમા પ્રથમથી જ જેનુ અસ્તિત્વ છે, તેને સત્ત્વ બહાર લાવે છે, જેમકે અગ્નિ પોતા પાસે રાખવામા આવેલા લોઢાને તેમાની ગુપ્ત ઉષ્ણતાને ઉત્તેજિત કરીને તપાવે છે, કાઈ તે લોઢાના ગોળામા પ્રવેશ કરીને તેને તપાવતો નથી આવો જ પ્રકાર સત્ત્વનો પણ જાણી લેવો.

જ્ઞાન, બળ અને ક્રિયા તે ઈશ્વર. ઈશ્વરને આકાર અથવા રૂપની આવશ્યકતા નથી; કારણ કે, કેવળ સમર્યાદને જ અમર્યાદ અથવા અનંત જ્ઞાનને ધારણ કરવામાટે મધ્યસ્થ તરીકે આકાર અથવા શરીરની આવશ્યકતા હોય છે; પરંતુ ઈશ્વરને ખરી રીતે એવા સાહાય્ય અથવા સાધનની લેશમાત્ર પણ આવશ્યકતા નથી. 'ચલિત આત્મા' કોઈ છે જ નહિ; આત્મા કેવળ એક જ છે. જીવ (વ્યક્તિગત આત્મા) આ શરીરનો સજ્ઞાન રાજા છે, કે જેમાં પાંચ જીવનતત્ત્વો સંયુક્તતાથી આવે છે; છતાં તે જીવ આત્મા છે, કારણ કે સર્વ આત્મા છે. તમે તેના વિષે જે કાંઈ પણ વિચાર કરો છો, તે તમારો ભ્રમ છે; જીવમાં તેવું કાંઈ છે જ નહિ. તમે પોતે ઈશ્વર છો અને એથી વિરુદ્ધ તમે જે કાંઈ પણ ધારો, તે અસત્ય છે. તમારે કૃષ્ણમાં પોતાની—આત્માની—પૂજા જ કરવી જોઇએ. કૃષ્ણને કૃષ્ણ તરીકે પૂજવાનો નથી. માત્ર આત્માની ઉપાસના કરવાથી જ મુક્તિ અથવા સ્વતંત્રતા મેળવી શકાય છે. પૌરુષેય ઈશ્વર પણ વિષયીકૃત આત્મા જ છે. શંકર કહે છે કે, "મારી પોતાની વાસ્તવિકતાનું જે તીવ્ર અનુસંધાન, તે જ ભક્તિ છે."

* * * * * *

આપણે ઈશ્વરની પ્રાપ્તિમાટે જે સાધનોને સ્વીકારીએ છીએ, તે સર્વ સત્ય છે; તે ધ્રુવ તારાને તેની આસપાસની તારાઓદ્વારા નિશ્ચિત કરવાના પ્રયત્ન સમાન છે.

* * * * * *

ભગવદ્ગીતા, તે વેદાંતનો સર્વોત્કૃષ્ટ પ્રમાણ ગ્રંથ છે.

તા૦ ૧૯ મી જુલાઈ ૧૮૯૫ શુક્રવાર.

જ્યાં સુધી હું 'ત્વમ્' શબ્દનો ઉચ્ચાર કરું છું, ત્યાં સુધી મને આપણા સંરક્ષક ઈશ્વર વિષે બોલવાનો અધિકાર છે (અર્થાત્ ઈશ્વર આપણો રક્ષણકર્ત્તા છે, એમ કહેવાનો હક છે). જ્યારે હું વળી બીજાને જોઉં, ત્યારે તેમાંની બધી પ્રતિજ્ઞાઓને કાઢી લઇને તેમનો તૃતીય વસ્તુમાં જ આરોપ કરું એ નિશ્ચિત છે; અર્થાત્ આપણા વચ્ચે—ઉભયના મધ્યમાં જે શ્રેષ્ઠ ભાવના ઉભેલી છે; તે ત્રિકોણનો અગ્રભાગ છે. બાષ્પ હિમ થાય છે, તે હિમ જળનું સ્વરૂપ ધારણ કરે છે અને ત્યારપછી ગંગા દૃષ્ટિગોચર થાય છે; પણ જ્યારે તે બાષ્પ હોય છે, ત્યારે ગંગાનો અભાવ હોય છે, અને જ્યારે તે જળ હોય છે, ત્યારે આપણે તેમાં બાષ્પવિષે વિચાર કરતા નથી. અર્થાત્ સૃષ્ટિ અને પરિવર્ત્તનની કલ્પના અવિભાજ્યતાથી સંકલ્પસાથે સંધાયલી છે. જ્યાં સુધી આપણે આ જગતને ગતિમાન્ જોઇએ, ત્યાં સુધી તેની પાછળ આપણને સંકલ્પની અવધારણા કરવી પડે છે. પદાર્થ-વિજ્ઞાનશાસ્ત્ર ઇન્દ્રિયોના સંપૂર્ણ ભ્રમને સિદ્ધ કરી બતાવે છે; આપણે જેમ જોઇએ છીએ,

સાંભળીએ છીએ, હૃદયમાં લગાડીએ છીએ, સુંઘીએ છીએ અને ચાખીએ છીએ, તેવું વાસ્તવિક કાંઈ પણ નથી. વિશેષ આન્દોલનો વિશેષ પરિણામોને ઉપજાવી આપણી ઇન્દ્રિયોને આકુલવ્યાકુલ કરી નાખે છે; આપણે કેવળ સાપેક્ષ સત્યને જ જાણીએ છીએ.

'ટ્રુથ' (Truth) ને માટે સંસ્કૃત શબ્દ 'સત્' છે. આપણી વર્તમાન વિચારપદ્ધતિથી આપણને આ વિશ્વ સંકલ્પ અને ચૈતન્યરૂપ દેખાય છે. જેટલા પ્રમાણમાં આપણે આપણા પોતામાટે અસ્તિત્વ અથવા ભાવરૂપ છીએ, તેટલા જ પ્રમાણમાં પૌરુષેય–સાકાર–ઈશ્વર તેના પોતામાટે ભાવરૂપ છે; એથી વિશેષ નથી. જેવી રીતે આપણે આકાર તરીકે દેખાઈએ છીએ, તેવી જ રીતે ઈશ્વર પણ એક આકાર તરીકે દૃષ્ટિગોચર થઈ શકે છે. જ્યાં સુધી આપણે મનુષ્ય છીએ, ત્યાં સુધી આપણો એક ઈશ્વર હોવો જ જોઈએ; પણ જ્યાં આપણે ઈશ્વર થયા, એટલે પછી તેવા કોઈ પણ ઈશ્વરની આપણને આવશ્યકતા નથી. એટલામાટે શ્રીરામકૃષ્ણ પરમહંસ પવિત્ર માતા (કાલી)ને નિરંતર પોતામાં–પોતા સાથે જોતા હતા, આસપાસની અન્ય વસ્તુઓ કરતાં એના વિશેષ સાક્ષાત્કારને અનુભવતા હતા; પરંતુ સમાધિના સમયમાં કેવળ એક આત્મા વિના બીજી બધી વસ્તુઓનો–એ માતાનો પણ–સર્વથા લોપ થઈ જતો હતો. જ્યાં સુધી નિરાકારમાં લીન થવાનો અવસર આવે, ત્યાં સુધી સાકાર ઈશ્વર વધારે અને વધારે નિકટમાં આવતો જાય છે અને નિરાકારમાં લીન થવા પછી સાકાર ઈશ્વર પણ નથી અને "હું" (अहम्) પણ નથી–કાંઈ પણ અવશિષ્ટ રહેતું નથી. સર્વનો આત્મામાં લય થઈ જાય છે.

જ્ઞાન એક બંધનરૂપ છે. વિશ્વવ્યવસ્થાને જોતાં એમ જણાઈ આવે છે કે, બુદ્ધિ આકાર અથવા રૂપ કરતાં પ્રથમની છે; પરંતુ જો બુદ્ધિ કોઈ પણ વસ્તુનું કારણ હોય, તોપણ તે પોતે પરિણામે તો એક કાર્ય જ છે. તે માયા છે. ઈશ્વર આપણને નિર્માણ કરે છે અને આપણે ઈશ્વરને નિર્માણ કરીએ છીએ અને એ માયા છે. ચક્ર અવિભંગ છે; મન શરીરને નિર્માણ કરે છે અને શરીર મનને નિર્માણ કરે છે; ઈંડાં મરઘાંને જગતમાં લઈ આવે છે અને મરઘા પાછાં ઈંડાંને ઉત્પન્ન કરે છે; વૃક્ષ બીજને ઉત્પન્ન કરે છે અને બીજ વૃક્ષને ઉપજાવે છે. અર્થાત્ જગત્ સર્વથા ભિન્નજાતીય પણ નથી અને સર્વથા એકજાતીય પણ નથી. મનુષ્ય મુક્ત છે અને તેણે એ બન્ને પક્ષથી ઉપર ચઢી જવું જોઈએ. બન્ને તત્ત્વો પોતપોતાના સ્થાનમાં સત્ય છે; પરંતુ જ્યાં 'સત્'ના શિક્ષણનો સમય આવ્યો, ત્યાં પછી આપણે અસ્તિત્વ, ઇચ્છા, જ્ઞાન, કરવું, જવું અને જાણવું ઇત્યાદિ વિષે અત્યારે જે કાંઈ પણ જાણીએ છીએ, તે સર્વ કરતાં ઉચ્ચ અવસ્થામાં જવું જોઈએ–ઉચ્ચારોહણ

કરવું જોઈએ. જીવ–ભિન્ન આત્મા–નું કોઈ સત્ય વ્યક્તિત્વ તો છે જ નહિ; તે પોતે સંમિશ્રિત હોવાથી અંતે તો તેના કકડે કકડા જ થઈ જવાના. જે હવે પછીના પૃથક્કરણથી રહિત અથવા પર છે, તે જ કેવળ અખંડ–અવિકૃત છે અને તે જ માત્ર સત્ય, સ્વાતંત્ર્ય, શાશ્વતતા તથા પરમાનંદ છે. આ ભ્રમાત્મક વ્યક્તિત્વ અથવા ભિન્નતાને અવિચળ રાખવાના સર્વ કલહો ખરેખર દુર્ગુણ જ છે; અને એ વ્યક્તિત્વ અથવા ભિન્નતાને દૂર કરવામાટેના જે પ્રયત્નો, તે સદ્ગુણ છે. વિશ્વમાંની પ્રત્યેક વસ્તુ જ્ઞાતભાવથી કે અજ્ઞાતભાવથી એ વ્યક્તિત્વ–ભિન્નત્વને નષ્ટ કરવાનો જ પ્રયત્ન કરી રહી છે. સમસ્ત નીતિમત્તાનો ભિન્નતાના કિંવા અસત્ય વ્યક્તિત્વના નાશ પર જ આધાર રહેલો છે; કારણ કે, એ ભિન્નત્વ સર્વ પાપોનું મૂળ કારણ છે. પ્રથમ અસ્તિત્વ નીતિમત્તાનું છે અને ત્યાર પછી ધર્મ તેને સંહિતા કિંવા સ્મૃતિનું સ્વરૂપ આપે છે. પ્રથમ રૂઢિઓ અથવા વ્યવહાર આવે છે અને ત્યાર પછી પુરાણો તેમનું સ્પષ્ટીકરણ કરવાને અનુસરે છે. જ્યારે ઘટનાઓ ઘટે છે, ત્યારે તેઓ બુદ્ધિ કરતાં ઉચ્ચતર નિયમથી આવે છે; બુદ્ધિ તો ત્યાર પછી કેટલાક સમયે તેમને ઓળખવાના પ્રયત્નમાં જાગૃત થાય છે. બુદ્ધિપ્રેરક કિંવા હેતુક શક્તિ નથી; તે તો પછીથી જ આહારનું ચર્વણ કરે છે. બુદ્ધિ માનુષ વ્યક્તિનાં કર્મોની ઇતિહાસલેખકા છે.

* * * * *

બુદ્ધ એક મહાન્ વેદાંતી હતો (કારણ કે, બૌદ્ધ ધર્મ વસ્તુતઃ વેદાન્તની કેવળ એક શાખા જ હતી) અને શંકરને વારંવાર એક ગુપ્ત બૌદ્ધ તરીકે ઓળખવામાં આવે છે. બુદ્ધે પૃથક્કરણ કર્યું અને શંકરે તેમાંથી સંકલન–સંયોગ–કર્યું. બુદ્ધે વેદ, જાતિ, ધર્મગુરુ અને આચાર વ્યવહાર આદિ કશાનો પણ સ્વીકાર કર્યો નહોતો. જ્યાં સુધી બુદ્ધિ તેને લઈ જઈ શકી, ત્યાં સુધી તે નિર્ભયતાથી બુદ્ધિવાદ કરતો રહ્યો. સત્યનો આવો નિર્ભયતાયુક્ત શોધ અને પ્રત્યેક જીવિત વસ્તુમાટેનો આવો અપૂર્વ પ્રેમ વિશ્વે અદ્યાપિ કદાપિ જોયો કે અનુભવ્યો નથી. બુદ્ધ ધર્મવિષયક જગતનો વૉશિંગ્ટન્ હતો; જેવી રીતે વૉશિંગ્ટને અમેરિકન્ લોકોને આપવામાટે સિંહાસન મેળવ્યું; તેવી જ રીતે બુદ્ધે કેવળ જગતને આપવામાટે જ સિંહાસન જિતી લીધું હતું. તેણે પોતાના લાભની લેશમાત્ર પણ આશા રાખી નહોતી.

તા૦ ૨૦ મી જુલાઈ સને ૧૮૯૫ શનિવાર.

કેવળ અનુભવ જ આપણું સત્ય જ્ઞાન અથવા તો ધર્મ છે. એ વિષે યુગોના યુગો પર્યંત કેવળ બોલતા રહેવાથી આપણે આપણા આત્માને કદાપિ જાણી શકવાના નથી.

શુષ્કવાદ અને નાસ્તિકતામાં કશો પણ ભેદ નથી. ખરી રીતે જોતાં નાસ્તિક એક વિશેષ સત્યશીલ મનુષ્ય છે. પ્રકાશના પ્રદેશમાં હું જે પ્રત્યેક પગલું ભરું છું, તે સદાને માટે મારું જ છે. જ્યારે તમે એક દેશમાં જાઓ અને તેને જુઓ, ત્યારે જ તે દેશ તમારો થાય છે. આપણે પ્રત્યેક આપણા પોતામાટે જોવા વિચારવાનું છે; શિક્ષકો માત્ર ભોજન લાવી આપી શકે છે, પરંતુ શરીરપોષણમાટે ખાવાનો પરિશ્રમ તો આપણે પોતે જ કરવો પડે છે. વાદવિવાદ કેવળ યૌક્તિક અંત ઉપરાંત ઈશ્વરને કદાપિ સિદ્ધ કરી શકતો નથી.

આપણા પોતાથી બાહ્ય પ્રદેશમાં ઈશ્વરને મેળવવો સર્વથા અશક્ય છે. જે કાંઈ પવિત્રતા અથવા મહત્તા આપણાથી બહાર છે, તે સર્વ પવિત્રતા આપણા પોતાના આત્માઓ જ આપે છે. આપણે મહત્તમ મંદિરો છીએ. બાહ્ય વિષયીકરણ તે આપણે આપણા પોતામાં જે કાંઈ પણ જોઈએ છીએ, તેનું કેવળ મંદ અનુકરણ જ છે. કેવળ મન શક્તિઓની એકાગ્રતા જ ઈશ્વરસાક્ષાત્કારના કાર્યમાં આપણને સાહાય્ય આપનારું એક માત્ર સાધન છે. જો તમે એક આત્મા (તમારા પોતાના આત્મા)ને જાણો, તો તમે સર્વ આત્માઓને જાણો છો, ભૂત, વર્તમાન અને ભાવી આત્માઓને જાણી શકો છો. ઇચ્છા મનને એકાગ્ર કરે છે, અને અમુક વિશિષ્ટ વસ્તુઓ જેવી કે બુદ્ધિ, પ્રેમ, ભક્તિ અને શ્વાસોચ્છ્વાસક્રિયા ઇચ્છાને ઉશ્કેરે છે અને પોતાની સત્તામાં લાવે છે. એકાગ્ર મન એક દીપક છે, કે જે આપણને આત્માનો પ્રત્યેક ખૂણો બતાવી દે છે.

એક જ પદ્ધતિ સર્વને એક સરખી રીતે અનુકૂલ થઈ શકતી નથી. એ ભિન્ન ભિન્ન પદ્ધતિઓ તે એક પછી એક ચડવામાટેના આવશ્યકીય પગથિયાં નથી. આચાર અથવા વિધિ સર્વથી કનિષ્ઠ સ્વરૂપ છે. તે પછી બાહ્ય ઈશ્વર આવે છે અને તે પછી આંતરિક ઈશ્વર છે. કેટલીકવાર એ ચઢતી ઉતરતી પદવીની આવશ્યકતા હોય, તોય બહુ અંશે માત્ર એક જ માર્ગની આવશ્યકતા છે. જો પ્રત્યેક મનુષ્યને એમ જ કહેવામાં આવે કે, "જ્ઞાનના પ્રદેશમા પહોંચવા પહેલાં તમારે પ્રથમ કર્મ અને ભક્તિના માર્ગમાં પ્રસાર થવું જ જોઈએ" તો તે મૂર્ખતાની સીમા થએલી જ કહી શકાય

જ્યાં સુધી તમે કોઈ ઉચ્ચતર વસ્તુને પ્રાપ્ત કરો, ત્યાં સુધી બુદ્ધિને વળગી રહો; અને તે ઉચ્ચતર વસ્તુને પ્રાપ્ત કર્યા પછી, તે ઉચ્ચતર છે, એમ તમે જાણી શકશો. કારણ કે, તે ઉચ્ચતર વસ્તુ બુદ્ધિસાથે વિરોધ કરવાની નથી. જ્ઞાન પછીની અવસ્થા સમાધિ છે. પરંતુ પ્રમાદગ્રસ્તતાથી મુગ્ધ સમાધિઓને સત્ય વસ્તુ-સમાધિ-તરીકે કદાપિ સ્વીકારશો નહિ એ સમાધિના ખોટી રીતે પોતામાં આરોપ કરવો અને સહજ બુદ્ધિને

ઈશ્વરપ્રેરિત બુદ્ધિ માની લેવી, એના જેવી બીજી એક પણ ભયંકરતા નથી. સમાધિ-આદિની બાહ્ય પરીક્ષા છે જ નહિ. તેને આપણે પોતે જ જાણી શકીએ છીએ; પ્રમાદથી આપણને જે બચાવનાર છે તે અભાવાત્મક છે—બુદ્ધિનો ધ્વનિ છે. સર્વ ધર્મો બુદ્ધિ કિંવા યુક્તિથી પેલી તરફ જાય છે, પરંતુ ત્યાં પહોંચાડનાર માર્ગદર્શક તો કેવળ બુદ્ધિ જ છે. સહજ બુદ્ધિ હિમ (બરફ) સમાન છે; બુદ્ધિ અથવા યુક્તિ જળ છે અને ઈશ્વરપ્રેરિત બુદ્ધિ તે જળનું સૂક્ષ્મતમ સ્વરૂપ અથવા બાષ્પ છે; એ સર્વનો એવો નિયમ છે કે, એક વસ્તુ બીજી વસ્તુને અનુસરે છે. અચૈતન્ય, ચૈતન્ય અને બુદ્ધિ; અથવા પ્રકૃતિ, શરીર અને મન, એ શાશ્વતપરંપરા સર્વત્ર વ્યાપ્ત છે; અને તે આપણને એમ દેખાય છે કે, આપણે પ્રથમ જેનો અનુભવ કર્યો, તે જ વિશિષ્ટ સંકલનાથી તેનો આરંભ થયો છે; પણ વસ્તુ-સ્થિતિ તેમ નથી. બન્ને પક્ષના વાદ એકસરખા વજનદાર છે અને બન્ને સત્ય છે. આપણે એ ઉભયનો અતિક્રમ કરીને તે પ્રદેશમાં જવાનું છે કે જ્યાં એ બેમાંના એકનો પણ નિવાસ નથી—બન્નેનો અભાવ છે. આ બધી પરંપરાઓ તે કેવળ **માયા** વિના બીજું કાંઈ જ નથી.

ધર્મ બુદ્ધિથી પર છે, પ્રકૃતિ બાહ્ય છે અને અલૌકિક છે. શ્રદ્ધા તે વિશ્વાસ નથી. શ્રદ્ધા પરમાત્માને ઓળખવાની એક શક્તિ છે, એક પ્રકાશ છે. પ્રથમ સાંભળો, પછી બુદ્ધિ-પૂર્વક વિચાર કરો અને પરમાત્મા વિશે બુદ્ધિ તમને જે કાંઈપણ આપી શકે, તે સર્વને સમજી લ્યો, પ્રાપ્ત કરી લ્યો; તેની ઉપર બુદ્ધિના પૂરને ફરી વળવા દ્યો, અને પછી જે કાંઈ અવશિષ્ટ રહે, તેનો સ્વીકાર કરો. જો કાંઈ પણ અવશિષ્ટ ન રહે, તો ઈશ્વરનો આભાર માનો કે તમે ભ્રમણા અથવા શંકામાંથી—અજ્ઞાનબંધનમાંથી—છૂટી ગયા. જ્યારે તમારો એવો નિશ્ચય થઈ જાય કે, આત્માનું કોઈ પણ હરણ કરી શકે તેમ નથી અને તે પ્રત્યેક પરીક્ષા સ્હામે ટક્કર ઝીલવાને સમર્થ છે; તો પછી તમારા એ નિશ્ચયને દૃઢતાથી વળગી રહો અને સર્વને એ જ તત્ત્વનો ઉપદેશ આપતા રહો. સત્ય કદાપિ એકપક્ષીય હોઈ શકે જ નહિ; તે તો સર્વ-કલ્યાણકારક જ હોવાનું. અંતે સંપૂર્ણ વિશ્રામ અને શાંતિના સમયમાં તેનું ધ્યાન ધરો, તમારા મનને તેમાં એકાગ્ર કરો અને તમે તેની સાથે એકરૂપ થઈ જાઓ. એમ કર્યા પછી વાચા અથવા બોલવાની આવશ્યકતા નથી; મૌન્ય જ સત્યનો પ્રસાર કરશે. ભાષણમાં તમારી શક્તિનો વ્યય ન કરશો. કિન્તુ મૌન્ય ધારીને જ ધ્યાનમાં લીન થાઓ; અને બાહ્ય જગતના ધસારાથી પોતાને ક્ષુબ્ધ થવા ન દ્યો. જ્યારે તમારું મન ઉચ્ચતમ અવસ્થામાં આવી લાગે છે, ત્યારે તમને પછી તેનું ભાન રહી શકતું નથી. મૂકભાવથી જ શક્તિ—સત્તા—નો સંચય કરો અને આધ્યાત્મિકતાના ગતિજન્ય વિદ્યુદ્યંત્ર બની જાઓ. એક

ભિક્ષુક શું આપી શકવાનો હતો વારુ? કેવળ એક શાન્તિ જ આપી શકે છે, અને તે પણ માત્ર ત્યારે જ કે જ્યારે તેને પોતાને કોઈ પણ વસ્તુની ભાવના નથી હોતી.

* * * * * *

ધનને તમે એમ જ ધારો કે, "આ ધન ઈશ્વરનું જ છે અને હું તેનો એક રક્ષક છું" તે ધનમાં આસક્તિ ન રાખો. નામ કીર્તિ અને ધનના લોભને ત્યાગી દ્યો, કારણ કે, તે એક ભયંકર બંધન છે. મુક્તિ અથવા સ્વતન્ત્રતાના આશ્ચર્યકારક વાતાવરણનો આસ્વાદ લેતા રહો. તમે મુક્ત છો, મુક્ત છો, મુક્ત છો! મહાભાગ હું છું! મુક્તિ હું છું! હું અનંત છું! મારા આત્મામાં હું આદિ તેમ જ અંતને જોઈ શકતો નથી. સર્વ હું પોતે જ છું. આમ અખંડ સ્વરથી બોલતા રહો.

તા૦ ૨૧ મી જુલાઈ ૧૮૯૫ રવિવાર. (પતંજલિના યોગસૂત્રો)

ચિત્તવૃત્તિનો નિરોધ કરવો, તે યોગવિદ્યા છે. ચિત્ (મન) આતુરતા અને સંવેદનનું અથવા તો ક્રિયા અને પ્રતિક્રિયાનું મિશ્રણ છે, એટલે તે શાશ્વત તો હોઈ શકે જ નહિ. ચિત્ એક સૂક્ષ્મ શરીર ધરાવે છે અને તે દ્વારા તે સ્થૂલ શરીરપર કાર્ય કરે છે. વેદાંત કહે છે કે, એ ચિત્ની પાછળ સત્ય આત્મા રહેલો છે. તે બીજા બેને સ્વીકારે છે પણ એક તૃતીયને સ્થિર કરે છે, કે જે શાશ્વત, ચરમ, અંતિમ પૃથક્કરણ અને એક છે ને જ્યાં પછી સમાસનો સંભવ જ નથી. જન્મ પુનઃ સંયુક્તતા છે અને મરણ પૃથક્કરણ છે, અને અંતિમ પૃથક્કરણ તે છે કે જ્યાં આત્મા પ્રાપ્ત થાય છે. ત્યાં કોઈ પણ વિભાગની શકયતા ન હોવાથી શાશ્વતની પ્રાપ્તિ થઈ જાય છે.

પ્રત્યેક લહરીની પાછળ સમસ્ત સમુદ્ર વિદ્યમાન છે અને લહરીઓ તેની સર્વ પ્રકટ અથવા દશ્ય આકૃતિઓ છે. તેમાની કેટલીક લહરીઓ મોટી અને કેટલીક ન્હાની હોવા છતાં તેમના તત્ત્વ અનુસાર તો તે સર્વ સમુદ્ર જ છે, તોપણ લહરીઓ તરીકે પ્રત્યેક લહરી સમુદ્રનો એક ભાગ છે. જ્યારે લહરીઓ શાન્ત થઈ જાય છે, ત્યારે સર્વ એક જ છે. "દશ્ય વસ્તુ વિનાનો દ્રષ્ટા" એમ પતંજલિ કહે છે. જ્યારે મન ક્રિયાવાન્ હોય છે, ત્યારે આત્મા તેની સાથે મિશ્ર થએલો હોય છે. શીઘ્ર ગતિથી જીર્ણ આકારોની આવૃત્તિ, તે સ્મૃતિ છે.

અનાસક્ત થાઓ. જ્ઞાન એ જ શક્તિ છે, અને એકને મેળવવાથી તમે બીજાને મેળવી શકો એમ છે. જ્ઞાનના યોગે તમે આ માયિક-જડ-જગતને પણ દેશનિકાલ કરી શકો એમ છો. જો માનસિકતાથી કોઈ પણ વિષયના એક પછી એક સર્વ ગુણોથી સર્વથા

અલિપ્ત-મુક્ત થઈ જાઓ, તો પછી તમારી ઇચ્છા માત્રથી જ તે વિષયને તમારી બુદ્ધિમાંથી તમે અદૃશ્ય કરી શકો એમ છે.

જેઓ સર્વ તૈયારી કરી રહ્યા છે, તેઓ બહુ જ શીઘ્રતાથી આગળ વધી શકે છે અને ૭ માસના કાલાવધિમાં જ યોગી થઈ શકે છે. જેમનો અલ્પ વિકાસ થએલો છે, તેમને યોગી થતાં સુધીમાં ઘણાં વર્ષો વીતાડવાં પડે છે; અને શ્રદ્ધાપૂર્વક કર્મ, અન્ય સર્વ વસ્તુઓના ત્યાગ અને કેવળ યોગાભ્યાસમાં નિમગ્નતાથી કોઈ પણ મનુષ્ય બાર વર્ષના અવધિમાં પોતાના નિર્ધારિત સ્થાનમાં પહોંચી જાય છે. ભક્તિ જો કે આમાંના કોઈ પણ માનસિક વ્યાયામ વિના જ તમને એ સ્થાનમાં લઈ આવે છે, પરંતુ તે બહુ જ મંદ માર્ગ છે.

મનવડે દષ્ટ કિંવા સ્વીકૃત ઈશ્વર, તે આત્મા જ છે. તેનું ઉચ્ચતમ નામ ૐ છે. એટલે તે ૐનો વારંવાર ઉચ્ચાર કરો, તેનું ધ્યાન ધરો અને તેના આશ્ચર્યકારક સ્વભાવ તથા સર્વ ધર્મોનો વિચાર કરો. નિરંતર ૐનો જે જાપ કરવો, તે જ કેવળ સત્ય ઉપાસના છે. એ એક શબ્દ નથી, પણ ઈશ્વર પોતે જ છે.

ધર્મ તમને કાંઈ પણ નવીન વસ્તુ આપતો નથી; તે માત્ર તમારા પ્રતિબંધોને દૂર કરે છે અને તમારામાટે તમારા આત્માને જોવાનો માર્ગ ખુલ્લો કરી આપે છે. રુગ્ણાવસ્થા અથવા અનારોગ્ય સર્વથી પ્રથમ અને મહાન્ પ્રતિબંધ છે. વ્યાધિરહિત શરીર એક ઉત્કૃષ્ટ સાધન છે. ચિત્તનો ઉદ્વેગ, તે એક બહુધા અનિવાર્ય પ્રતિબંધ અથવા અવરોધ છે. એકવાર જો તમે બ્રહ્મને જાણી જાઓ, તો પછી તમને કદાપિ ચિત્તોદ્વેગ થવાનો નથી. શંકા, અધ્યવસાયનો અભાવ અને ભ્રમાત્મક ભાવનાઓ એ સર્વ વળી બીજા પ્રતિબંધો છે.

* * * * *

પ્રાણો તે અતિ સૂક્ષ્મ શક્તિઓ છે. તેઓ ગતિનાં ઉદ્દગમસ્થાન છે. સર્વ મળીને પ્રાણો દશ છે, પાંચ આંતરિક અને પાંચ બાહ્ય. એક મહાન્ પ્રવાહ ઉપરની બાજૂએ વહ્યા કરે છે અને બીજો નીચેની બાજૂએ વહે છે. શ્વાસોચ્છ્વાસદ્વારા પ્રાણાયામ એ પ્રાણોને નિયમમાં રાખે છે. શ્વાસ ઇંધન છે, પ્રાણ બાષ્પ છે અને શરીર એન્જિન છે. પ્રાણાયામના ત્રણ ભાગ છે અને તે પૂરક (શ્વાસને અંદર લેવો તે), કુંભક (શ્વાસને ટકાવી રાખવો તે) અને રેચક (શ્વાસને બહાર કાઢી નાંખવો તે) નામથી ઓળખાય છે.

* * * * *

ગુરુ એક યાન છે કે જે દ્વારા તમારામાં આત્મિક પ્રભાવ લાવવામાં આવે છે. શિક્ષણ તો કોઈ પણ આપી શકે છે, પરંતુ શિષ્યમાં આત્મિક શક્તિ (આત્મા) તો ગુરુના

હસ્તે જ મૂકાવી જોઇએ અને ગુરુના હસ્તે મૂકાયથી આત્મિક શક્તિ જ ફળીભૂત થાય છે. એક ગુરુના અનેક શિષ્યોનો પરસ્પર બંધુભાવનો સંબંધ હોય છે, અને ભારતવર્ષમાં તેમના એ સંબધનો કાયદાએ પણ સ્વીકાર કરેલો છે. પોતાથી પૂર્વે થયેલા પૂર્વજો પાસેથી મેળવેલો મંત્ર ગુરુ શિષ્યને આપે છે અને ગુરુ વિના કાંઈ પણ થઈ શકતું નથી.* ખરેખર, કેટલીકવાર ગુરુ વિના કેટલીક મહા ભયકર આપત્તિઓ આવી પડે છે. સાધારણત ગુરુ વિના યોગાભ્યાસનું વિપરીત પરિણામ થાય છે, એટલે કે તે સાધકને અનાસક્તિને બદલે આસક્તિના માર્ગમાં ખેંચી જાય છે, પણ જો ગુરુની ઉપસ્થિતિ હોય, તો એવું વિપરીત પરિણામ કવચિત્ જ આવતું જણાય છે. પ્રત્યેક ઇષ્ટનો એક મત્ર હોય છે. પ્ર યેક વિશિષ્ટ ઉપાસકનો એક વિશિષ્ટ ઇષ્ટ હોય છે અને તેનો જે મત્ર હોય છે તે એ ઇષ્ટને વ્યક્ત કરવા-માટેનો બાહ્ય શબ્દ છે, એમ સમજવું. એ શબ્દ અથવા મત્રનો નિરંતર જપ, તે ઇષ્ટને મનમાં દૃઢ કરવાના કાર્યમાં સહાયતા આપે છે. ઉપાસનાની આ પદ્ધતિ સમસ્ત ભારતવર્ષના ધાર્મિક ભક્તજનોમાં પ્રસરી રહેલી છે.

---

* આપણા ધર્મશાસ્ત્રોમાં અને અન્ય પ્રાચીન ગ્રંથોમાં ગુરુનો અગાધ મહિમા વર્ણવેલો છે અને ખરેખર ગુરુની મહત્તા છે પણ તેવીજ પરતુ તે ગુરુ ગુરુના ગુણોથી અલકૃત હોવો જોઇએ. જો તેમ ન હોય તો પછી એવીજ અવસ્થા થવાની કે, "લોભી ગુરુ લાલચી ચેલા, દોનોં નરકમેં ઠેલઠેલા!" નૌકારૂપ ભવસમુદ્રમાંથી તારક ગુરુની જેટલી પ્રશસા અને સ્તુતિ કરીએ તેટલી ઓછી જ છે યોગ્ય ગુરુની મહત્તાદર્શક નિમ્ન કવિતા અહીં આપવી યોગ્ય છે –

(શિખરિણી) વિના નૌકા તારે, નહિ જન કદા પાર જલથી,
વિના યુક્તિ પામે, નહિ જન કદા મુક્તિ ખલથી,
વિના શસ્ત્રાસ્ત્રોના, વિજય ન મળે શત્રુ દલથી,
શકે થૈ ના ઐક્યે, ગુરુ નહિ શિરે, જો અખિલથી. ૧

વિના ક્ષારે થાયે, ધવલ વસનો તો ન મલથી,
વિના વૈરાગ્યે ના, અચલ નર જો વિશ્વ ચલથી,
વિના મૃત્યુ સ્વર્ગે, નર ગમન ના ભૂમિતલથી,
શકે થૈ ના ઐક્યે, ગુરુ નહિ શિરે જો અમલથી ૨

વિના જ્ઞાને મુક્તિ, સુલભ નહિ માયા પ્રબલથી,
વિના દાને કીર્તિ, સુલભ નહિ લોકો સકલથી,
વિના વિદ્યા માનો, બુધ જન ન દે રૂપબલથી,
શકે થૈ ના ઐક્યે ગુરુ નહિ શિરે જો અકલથી. ૩

વિના વારીબિન્દુ, જલવત બચતુ ના અનલથી,
વિના અભ્રે ઇન્દુ, વિલસિત દિશા ના પ્રબલથી,

તા૦ ૨૩ મી જુલાઈ ૧૮૯૫ મંગળવાર.

જો કર્મદ્વારા મુક્તિ મેળવવાની ઇચ્છા હોય, તો કર્મમાં પ્રવૃત્ત થાઓ; પરંતુ તેથી કોઈ પણ પ્રકારના પરિણામ–ફળ–ની આકાંક્ષા ન રાખો. એટલે કે, નિષ્કામ કર્મને સ્વીકારો. આવા પ્રકારનું કર્મ જ્ઞાનના પ્રદેશમાં લઈ જાય છે અને તે જ્ઞાન મુક્તિનો મેળાપ કરાવી આપે છે. જ્ઞાનની પ્રાપ્તિ થવા પૂર્વે જ કર્મને સર્વથા ત્યાગી દેવાથી તે કર્મ-ત્યાગ વિપત્તિના પ્રદેશમાં લઈ જાય છે. આત્માના ઉદ્દેશથી કરેલું કર્મ બંધનકારક થતું નથી. કર્મ કરીને સુખની વાસના પણ ન રાખો અને દુઃખથી પણ ન ડરો. 'જે કર્મ કરે છે, તે કેવળ મન અને શરીર છે, હું પોતે નથી.' આ પ્રમાણે નિરંતર તમારા આત્માને કહેતા રહો અને તેનો સાક્ષાત્કાર કરો. તમે કર્મ કરો છો, એ જાણવાનો યત્ન ન આદરો.

જે કરો તે સર્વ ઇશ્વરાર્પણ કરો. સંસારમાં રહો, પણ સંસારના થઇને ન રહો; એટલે કે, જેવી રીતે કમલદલ, તેનાં મૂળ પંકમાં હોવા છતાં પોતે નિરંતર વિશુદ્ધ અને તેથી અલિપ્ત રહે છે, તેવી રીતે તમારાં મૂળ સંસારમાં હોવા છતાં તમે તેનાથી અલિપ્ત રહો. તમારી સાથે કોઈ ગમે તેવું વર્તન કરે, છતાં તમે તો પોતાના પ્રેમનો પ્રવાહ

---

વિના પૂષન્ પ્રેખ્યો, પ્રકટ નહિ આભા કમલથી,
શકે થૈ ના ઐક્યે, ગુરુ નહિ શિરે જો, અકલથી ૪
વિના વૈદ્યે જીવે, વપુ ભરિત જેનું ગરલથી?
વિના નીતિ મર્ત્યો, દ્દત યુવતિ નેત્રો તરલથી;
વિના નેતા જાના, જન કુટિલ માર્ગે, સરલથી,
શકે થૈ ના ઐક્યે, ગુરુ નહિ શિરે જો, અકલથી. ૫
વિના યોગાભ્યાસે, નહિ બની શકે પ્રેમ વલથી,
વિના આપ્યે કોઈ, નહિ બની શકે દાર છલથી;
વિના પાદે લેકો, ઉતરી ચઢતા ના અચલથી,
શકે થૈ ના ઐક્યે, ગુરુ નહિ શિરે જો, અકલથી ૬
વિના શાંતિ ચિત્તે, નીકળી શકશો ના વમળથી,
વિના વાસે થાયે, પ્રિય કુસુમ કહેજો અકલથી?
વિના જ્યોતિષ્ જાણે, મતલબ મળે ના રમલથી,
શકે થૈ ના ઐક્યે, ગુરુ નહિ શિરે જો, અકલથી. ૭
ભલે હોયે જ્ઞાની, મુગટમણિ તોયે ગુરુ ગણી,
મનો ભાવે સેવા, કરી નમનયુક્તા ગુરુ ધણી;
કરો જન્મા બ્રાતા, સફળ અવનીમાં હરિ મળે,
વિશુદ્ધાત્મા રાખો, અફળ અવનીના હરિ'મળો. ૮

અભેદભાવથી સર્વપ્રતિ એક સરખી રીતે વહેવડાવતા રહો. અધ મનુષ્ય રંગને જોઈ શકતો નથી, એટલે જો આપણા પોતામાં જ કુભાવના ન હોય, તો તેને આપણે કેમ કરીને જોઈ શકીએ વારુ? આપણા પોતામાં જે કાંઈ આપણે જોઇએ છીએ, તેની સાથે આપણે બહાર જે કાંઈ જોઇએ છીએ તેને સરખાવીએ છીએ અને તે વિષે તે જ પ્રમાણે આપણો અભિપ્રાય વ્યક્ત કરીએ છીએ. જો આપણે શુદ્ધ હોઇએ, તો આપણે અશુદ્ધિને જોઈ શકીએ જ નહિ. અશુદ્ધિનું અસ્તિત્વ કદાચિત્ હશે, પણ તે આપણામાટે નથી. પ્રત્યેક સ્ત્રી, પુરુષ અને બાળકમાં કેવળ ઈશ્વરને જ નિહાળો—અંતર્જ્યોતિથી તેનું નિરીક્ષણ કરો. એવી રીતે એકવાર સર્વમા ઈશ્વરને જોઈ લીધા, એટલે પછી આપણે બીજુ કાંઈ પણ જોઈ શકવાના નથી. આ સંસારમાં તમને પોતાની ઇચ્છિત વસ્તુ મળી શકે છે, એટલામાટે આ સંસારની ઇચ્છા ન રાખો. માત્ર ઈશ્વર અને ઈશ્વરનેજ શોધ્યા કરો. જેમ સત્તા વિશેષ હોય છે, તેમ તેની સાથે બંધન અને ભયની પણ વિશેષતા હોય છે. એક કીટિકા કરતા આપણે કેટલી બધી દુઃખપૂર્ણ અને ભયભીત અવસ્થામા રહીએ છીએ, એનો વિચાર કરો. એ સર્વ બધન અને ભયથી મુક્ત થાઓ અને ઈશ્વર સમક્ષ આવો; સૃષ્ટિના નહિ, કિન્તુ સ્રષ્ટાના વિજ્ઞાનને શોધો.

✓"હું જ કર્ત્તા છું અને કર્મ છુ." "જે કામ અને ક્રોધના વેગને અટકાવી શકે છે, તે જ એક મહાન્ યોગી છે."

✓"કેવળ અભ્યાસ અને વૈરાગ્યથી જ આપણે મનને જિતી શકીએ છીએ."

* * *

આપણા હિન્દુ પૂર્વજોએ એકાંતમાં બેસીને ઈશ્વર અને નીતિ વિષેનો વિચાર કર્યો હતો, અને એ જ કાર્યમાટે ઉપયોગમાં લાવવાની બુદ્ધિ આપણામાં પણ છે; પરંતુ અન્ય ક્ષુદ્ર લાભને મેળવવાના પ્રયત્નના ધસારામાં આપણે તે બુદ્ધિને પુનઃ કદાચિત્ ખોઈ નાંખીશુ.

* * *

શરીર પોતે પોતામાં જ પોતાને નીરોગ કરવાની એક વિશિષ્ટ શક્તિ ધરાવે છે અને તે રોગશામક શક્તિને અનેક વસ્તુઓ જાગૃત કરીને ગતિમાં મૂકે છે, જેમ કે, માનસિક સ્થિતિ, ઔષધ અને વ્યાયામ ઇત્યાદિ. જ્યાં સુધી આપણે જડ (શારીરિક) વેદનાથી પીડાતા હોઇએ, ત્યાં સુધી આપણને એવા ઉપચારોના સાહાય્યની જ અગત્ય છે. જ્યાં સુધી આપણે શરીરના બધનથી મુક્ત ન થઇએ, ત્યાં સુધી આપણાથી એ ઉપચારોનો તિરસ્કાર કે ત્યાગ કરી શકાય તેમ નથી.

મન અજ્ઞાન છે, પણ તે જ્ઞાનની નીચે (નિકટમાં) જ છે કે, જે માનવ શરીરનો એક ભાગ છે. તત્ત્વજ્ઞાન તે મનવિશેનું એક અનુમાનકાર્ય છે. ધર્મનો આધાર જ્ઞાનસંપર્ક કિંવા સાક્ષાત્કાર–પ્રત્યક્ષ દર્શન–ઉપર જ છે કે, જે જ્ઞાનનો એક માત્ર પાયો છે. અતિજ્ઞાનયુક્ત મનના સંસર્ગમાં જે કાંઈ આવે છે તે સત્ય વસ્તુ છે, એમ માનવું. જેમનો ધર્મ જ્ઞાનમંડિત (શુદ્ધિ યુક્ત) છે, તેઓ જ 'આપ્ત' છે. એનું પ્રમાણ એ છે કે, જો તમો તેમની પદ્ધતિને અનુસરો, તો તમો પણ તેમના જેવો સાક્ષાત્કાર કરી શકો એમ છે. પ્રત્યેક વિજ્ઞાનને તેની પોતાની એક વિશિષ્ટ પદ્ધતિ અને પોતાનાં વિશિષ્ટ સાધનોની આવશ્યકતા હોય છે. એક ખગોલવેત્તા રસોડામાંનાં તપેલાં અને થાળના સાહાય્યથી શનિ ગ્રહના વલયને દેખાડી શકે તેમ નથી; તે દેખાડવા માટે તો દૂરદર્શનયંત્ર (Telescope) ની જ આવશ્યકતા હોય છે. અર્થાત્ ધર્મના મહાન્ તત્ત્વોને જાણવા માટે, જેમણે તેમનો પ્રથમ સાક્ષાત્કાર કરેલો છે, તેમની પદ્ધતિનો જ સ્વીકાર કરવો જોઈએ–તેમની પદ્ધતિને જ અનુસરવું જોઈએ. જેમ વિજ્ઞાન મહત્તમ હોય, તેમ તેના અભ્યાસમાટેના સાધનો પણ વિશેષ નાનાવિધ હોય છે. આપણે આ જગતમાં આવ્યા સાર પૂર્વે ઈશ્વરે માતૃગર્ભમાંથી બહાર આવવાનાં સાધનો પૂરાં પાડ્યાં હતાં; અને એટલામાટે એવાં સાધનોને શોધી કાઢવાં, એ જ આપણું કર્તવ્ય છે. પરતુ પદ્ધતિની ભિન્નતામાટે હસ્તયુદ્ધ કિંવા વાગ્યુદ્ધ કરવાની અગત્ય નથી. કેવળ સાક્ષાત્કારની ભાવના રાખો, અને પોતાના તે ઉદ્દેશની પૂર્તિ માટે જે પદ્ધતિ તમને અનુકૂલ થઈ પડે, તેને ચૂંટીને સ્વીકારી લ્યો. આગ્રકૂળ ખાઈ જાઓ અને બીજાઓને ટોપલાપર લડવા દ્યો. ક્રાઇસ્ટનો સાક્ષાત્કાર કરો, તો તમો ક્રિશ્ચિયન્ થશો. સાક્ષાત્કાર વિનાનો બીજો બધો વ્યર્થ વિવાદ છે; અને તેટલામાટે જેમ એ વિષે અલ્પ બોલાય, તેમ અધિક ઉત્તમ માનવું.

સંદેશો જ એક મનુષ્યને સંદેશવાહક બનાવે છે અને અમુક સદનમાં ઈશ્વરમૂર્તિની સ્થાપના થવાથી જ તે મંદિરના નામથી ઓળખાય છે; સદેશ અને ઈશ્વરપ્રતિમા વિના સંદેશવાહક તથા મંદિર નામની સિદ્ધિ થઈ શકતી નથી. એવો જ ઉપર્યુક્ત પ્રકાર પણ જાણી લેવો.

"જ્યાંસુધી પરમાત્માનો પ્રકાશ તમારા મુખમંડળમાં પ્રકાશવા માંડે," સાંસુધી અભ્યાસ કર્યા કરો; કે જેવો પ્રકાશ શ્વેતકેતુના મુખમંડળમાં પ્રકાશ્યો હતો.

અનુમાનવિરુદ્ધ અનુમાન વિવાદને ઉત્પન્ન કરે છે; પણ જો તમે જેનો પોતે સાક્ષાત્કાર કરેલો હોય, તે વિષે જ માત્ર બોલો, તો કોઈ પણ મનુષ્યહૃદય તમને તેમ કરતાં

અટકાવી શકે તેમ નથી પૉલે એ સાક્ષાત્કારના યોગે જ પોતાની અનિચ્છા છતાં ક્રિશ્ચિયન્ ધર્મનો સ્વીકાર કર્યો હતો

મગળવારનો તૃતીય પ્રહર (ભોજન લીધા પછી કેટલોક અલ્પ સવાદ ચાલ્યો હતો અને તે પ્રસગે સ્વામીશ્રીએ કહ્યુ કે,–)

**માયા** માયાને ઉત્પન્ન કરે છે **માયા** પોતે જ પોતાને ઉત્પન્ન કરે છે અને પોતે જ પોતાનો સહાર કરે છે **માયા** આવા પ્રકારની છે કહેવાતા સર્વ જ્ઞાનનો આધાર માયાપર રહેલો હોવાથી, તે જ્ઞાન એક વિકૃત મડળ છે અને તેથી સમય આવતા તે જ્ઞાન પણ પોતે જ પોતાનો સહાર કરી નાખે છે. ' રજ્જુને જવા દો," માયા આત્માને સ્પર્શ કરી શકે તેમ નથી. જ્યારે આપણે રજ્જુને પકડી રાખીએ છીએ, ત્યારે આપણે માયામય હોવાથી **માયા**ની સત્તા આપણાપર ચાલતી હોય છે માટે રજ્જુના ભાવને ત્યાગો અને કેવળ સાક્ષીભૂત થઈ રહો, એટલે પછી આ વિશ્વના ચિત્રને તમે અવિકૃત સ્વરૂપમા જોઈ શકશો અને તેની પ્રશસા કરશો

તા૦ ૨૪ મી જુલાઈ ૧૮૯૫ બુધવાર.

યોગાભ્યાસવડે પ્રાપ્ત કરેલી સિદ્ધિઓ જે સપૂર્ણ યોગી છે, તેને વિઘ્નરૂપ કિંવા બધનકારક થતી નથી, પરતુ નૂતન અભ્યાસીઓને, તે સિદ્ધિઓ તેમની યોજનાથી થતા આનદ અને આશ્ચર્યના યોગે વિઘ્નકારક થઈ પડવાનો પૂરેપૂરો સભવ રહેલો છે એ સિદ્ધિઓ તે એક પ્રકારની એવી શક્તિઓ છે કે, જે યોગાભ્યાસમા અભ્યાસીને મળેના વિજયને વ્યક્ત કરે છે અને એ સિદ્ધિઓ એક મત્રના સતત જપ, ધ્યાન, અનશન (અપવાસ) કિંવા ઔષધ અને વનસ્પતિના ઉપયોગથી પણ પ્રાપ્ત કરી શકાય છે, એટલે કે, એમને મેળવવાનાં નાનાવિધ સાધનો અસ્તિત્વ ધરાવે છે જે યોગીએ પોતાની મેળવેની સિદ્ધિઓની સ્પૃહાપર વિજય મેળવેલો છે અને જે પોતાના કર્મોમાથી ઉદ્ભવતા સર્વ ગુણોને ત્યાગી દે છે, તે યોગી 'ધર્મમેઘ'માં આવી પહોંચે છે, અને ત્યાથી મેઘ જેવી રીતે જળની વૃષ્ટિ કરે છે, તેવી રીતે તે યોગી પવિત્રતાનો સર્વત્ર પ્રસાર કરે છે.

ધ્યાનના વિષયોની એક સમસ્ત માલિકા છે, પણ સમાધિનો વિષય એક જ હોય છે

આત્મા મનને જાણે છે, પણ મન સ્વયપ્રકાશિત નથી આત્મા કોઈ પણ વસ્તુનું કારણ થઈ શકતો નથી અને તે કારણ થઈ પણ કેવી રીતે શકે? પુરુષ પોતાને પ્રકૃતિમાં કેમ મેળવી શકે? એવી પરિસ્થિતિ છે જ નહિ છતાં પુરુષ અને પ્રકૃતિની જે એકતા માનવામા આવે છે, તે કેવળ ભ્રમણાનું જ પરિણામ છે

*  *  *

વિશ્વમાં કોઈ પણ દુઃખ છે, એવી ભાવનાને હૃદયમાં સ્થાન આપ્યાવિના અને કરુણા કિંવા દયાના ભાવ વિના જ સાહાય્ય કરતાં શીખો. શત્રુ અને મિત્રમાં સમાન ભાવના રાખતાં શીખો. જ્યારે તમે એમ કરી શકશો, અને તમારી બધી વાસનાઓનો લય થઈ જશે, તે વેળાએ તમને અંતિમ નિર્ધારિત સ્થાનની પ્રાપ્તિ થશે.

અનાસક્તિ-વૈરાગ્યરૂપી કુહારથી વાસનારૂપી વટવૃક્ષને કાપી નાખો, એટલે તેનો સર્વથા લોપ થઈ જશે. "જેનામાંથી અપવિત્રતા અને ભ્રાંતિનો લોપ થએલો છે અને જેણે સંગદોષપર જય મેળવેલો છે, તે એકલો જ આઝાદ-મુક્ત છે."

કોઈ વિશિષ્ટ વ્યક્તિમાં પ્રેમ રાખવો, તે બંધન છે. સર્વમાં સમાન પ્રેમ રાખો, એટલે સર્વ વાસનાઓનો નાશ થઈ જશે.

સર્વભક્ષક કાળ આવી લાગે છે અને સર્વને આ જગતનો ત્યાગ કરવો પડે છે. ત્યારે પૃથ્વીને સુધારવાનો અને ચિત્રપતંગને રંગવાનો પ્રયત્ન શામાટે કરવો ? કારણ કે, અંતે તો એ સર્વનો જ ક્ષય થવાનો છે. નિરંતર ઉદ્યોગનિમગ્ન રહેવા છતાં કોઈ પણ વસ્તુને પ્રાપ્ત ન કરનારા પાંજરામાંના ચક્રને ફેરવનારા કેવળ શ્વેત મૂષક ન બની રહો. વાસના શુભ હોય કે અશુભ હોય, છતાં પ્રત્યેક વાસના અશુભતાથી જ ભરેલી હોય છે. તે-વાસના-પોતાના મુખમાં ન આવી શકે, એવા માંસના કકડામાટે કૂદકા મારતા શ્વાન સમાન છે અને અંતે તે કૂતરાના મોતે જ મરી જાય છે. અર્થાત્ એવા શ્વાન ન થાઓ અને વાસનાનાં સર્વ બંધનોને કાપી નાખો.

* * * *

પરમાત્મા માયાપર સત્તા ચલાવનાર તરીકે ઈશ્વર છે; અને જ્યારે પરમાત્મા માયાની સત્તામાં હોય છે ત્યારે તે જીવાત્મા કહેવાય છે. માયા પ્રાદુર્ભાવનો એકત્ર સંગ્રહ છે અને તેનો સર્વથા લોપ થઈ જવાનો છે.

વૃક્ષ-સ્વભાવ તે માયા છે અને જેને આપણે માયાના આવરણતળે નિહાળીએ છીએ, તે ખરેખર ઈશ્વર-સ્વભાવ છે. કોઈ પણ વસ્તુ વિશે 'આનું કારણ શું ?' એવો જે પ્રશ્ન, તે કેવળ માયામાં જ રહેલો છે. 'માયા શા કારણથી આવી ?' એમ પૂછવું, તે એક નિરર્થક પ્રશ્ન છે; કારણ કે, માયામાં એનું ઉત્તર કદાપિ આપી શકાય તેમ નથી, અને માયાનો અતિક્રમ કરી ગયા પછી એવો પ્રશ્ન કોઈ પૂછનાર જ નથી. "શા માટે" એ પ્રશ્નને માયા જ ઉત્પન્ન કરે છે. માયાને એ પ્રશ્ન ઉત્પન્ન કરતો નથી. માયા માયાને સંહારે છે. બુદ્ધિ પોતે પણ, તેનો આધાર નિરર્થતા કિંવા પ્રતિષેધપર રહેલો હોવાથી, એક વલય

છે અને તે પણ પોતે જ પોતાનો સહાર કરવાની ઇન્દ્રિયજ્ઞાન પોતે એક અનુમાન અથવા તર્ક છે અને તેમ છતાં સર્વ અનુમાનો–તર્ક વિતર્કો–એ જ્ઞાનમાંથી જ ઉદ્ભવે છે.

અજ્ઞાન એ ઇશ્વરના પ્રકાશનું પરાવર્તન કરતું દેખાય છે ખરુ, પરતુ જોવા જતા તે પોતે કાંઈ પણ નથી જ્યા સુધી મેઘ (વાદળ) પર સૂર્યનો પ્રકાશ નથી પડતો, ત્યા સુધી મેઘ દૃષ્ટિગોચર થઈ શકતો નથી.

કોઈ ચાર પ્રવાસીઓ હતા, તેઓ એક ઉંચી દીવાલ પાસે આવી લાગ્યા. તેમાનો પ્રથમ પ્રવાસી પરિશ્રમ વેઠીને દીવાલના શિખરપર ચઢ્યો અને પાછળ જોયા વિના જ તેપરથી કૂદી ગયો બીજો દીવાલપર ચઢ્યો, ત્યા દૃષ્ટિપાત કર્યો અને હર્ષના ધ્વનિસહિત અદૃશ્ય થઈ ગયો ત્રીજો પ્રવાસી પણ પોતાનો વારો આવતાં દીવાલના શિખરપર ચઢી ગયો, પોતાના બે સાથીઓ ક્યાં ગયા હતા તે જોયુ અને આનન્દપૂર્વક હસીને તેણે તેમનું અનુગમન કર્યું. પરતુ ચોથો પ્રવાસી પોતાના ત્રણ સાથીઓની શી સ્થિતિ થઈ, તે બીજા ઓને કહેવામાટે પાછો ફર્યો માયાની દીવાલને ઓળગી ગએલા મહાનુભાવોના હાસ્યનો ધ્વનિ જે ત્યાથી આવ્યા કરે છે, તે આપણને સૂચવે છે કે, માયાથી પર અવશ્ય કોઈ એક વસ્તુ છે જ.

* * * * *

આપણે આપણને પોતાને અનત નિર્ગુણથી ભિન્ન–વિભક્ત–કરીને તેનામાં અમુક વિશિષ્ટ ગુણોનો આરોપ કરીએ છીએ, એ જ આપણી કૃતિ આપણને 'ઇશ્વર' આપે છે એ આપણા મનદ્વારા દૃષ્ટિગોચર થએલી વિશ્વની વસ્તુતા–સત્યતા–છે. તેવી જ રીતે મૂઢ અથવા મિથ્યાધર્મીઓના મનદ્વારા જે મૂર્ત્ત શયતાનનો સાક્ષાત્કાર થાય છે, તે શયતાન વિશ્વનો સકટસમુદાય–વિનાશ–છે.

તા૦ ૨૫ મી જુલાઈ ૧૮૯૫ ગુરુવાર (પતજલિના યોગસૂત્રો)

"કોઈ પણ કાર્ય આપણે પોતે કરીએ, તે કરવાની બીજાને પ્રેરણા કરીએ અથવા તેમાટે અનુમતિ આપીએ," તો તે સર્વનું આપણાપર પરિણામ તો લગભગ એક સર ખુ જ થાય છે

પરિપૂર્ણ દમ–ઇન્દ્રિયનિગ્રહ–વડે મહાન્ બૌદ્ધિક અને આત્મિકશક્તિ પ્રાપ્ત થાય છે બ્રહ્મચારી મનસા, વાચા અને કર્મણા સ્ત્રીસગના વિચાર તથા વિકારથી સર્વથા અલિપ્ત અને શુદ્ધ હોવો જોઇએ શરીરના અનુરાગને ત્યાગી દો અને બની શકે ત્યાં સુધી શરીર-ભાવનાથી મુક્ત થઈ જાઓ.

આસન દૃઢ અને આનંદકારક હોવું જોઇએ. સતત અભ્યાસ અને મનને બ્રહ્મમય કરવાથી એવા આસનની પ્રાપ્તિ થઈ શકશે.

એક જ ઇષ્ટ વિષયમાં જે અખંડ એકાગ્રતા, તે 'ધ્યાન' છે.

જ્યારે શાંત જળમાં એક પથ્થર ફેંકવામાં આવે છે, ત્યારે તેથી જળમાં અનેક વલયતરંગો ઉદ્‌ભવે છે. તે સર્વ એકબીજાથી ભિન્ન હોવા છતાં એકબીજા સાથે મળેલાં હોય છે-તેમની ક્રિયા એકબીજા સાથે મળેલી હોય છે. આપણાં મનોનો પણ એવો જ પ્રકાર છે; ભેદ માત્ર એટલો જ કે, આપણામાં તે ક્રિયા જ્ઞાનરહિત હોય છે અને યોગીમાં એ ક્રિયા જ્ઞાનયુક્ત હોય છે. આપણે એક જાળામાંનાં કરોળિયાં છીએ અને યોગાભ્યાસ કરોળિયા પ્રમાણે આપણી ઇચ્છાનુસાર જાળાના કોઈ પણ કિનારાપરથી પસાર થવાની શક્તિ આપે છે. જેઓ યોગી નથી, તેઓ જ્યાં પોતે વસે છે, તે વિશિષ્ટ ભૂમિમાં બદ્ધ રહે છે-યોગીને તેવું કશું બંધન હોતું નથી.

* * * * * *

બીજાને પીડવાથી એક નવું બંધન ઉત્પન્ન થાય છે અને તે સત્યને ઢૂંપાવી દે છે. અભાવાત્મક અથવા નિષેધદર્શક ગુણોથી જ સર્વ પરિપૂર્ણ થતું નથી; આપણે માયાને જિતવી જોઇએ અને માયા જ્યારે જિતાશે ત્યારે જ આપણી ઇચ્છાને અનુસરશે. વસ્તુઓ જ્યારે આપણને બંધનકારક ન થાય, ત્યારે જ તે આપણામાટે યોગ્ય છે. જ્યારે બંધન અટકી જાય છે, ત્યારે સત્તતઃ અને વસ્તુતઃ સર્વ વસ્તુઓ આપણી પાસે આવે છે. જેમને કશાની પણ અપેક્ષા નથી, તે જ કેવળ પ્રકૃતિના સ્વામી છે.

જેણે પૂર્વે જ પોતાના બંધનને તોડી નાખ્યું છે, એવા કોઈ આત્માનો આશ્રય લ્યો, એટલે સમય આવતાં તે પોતાની કરુણાના યોગે તમને પણ મુક્ત કરી નાખશે. એના કરતાં પણ ઇશ્વરનો આશ્રય લેવો, તે વિશેષ ઉચ્ચતર સોપાન છે; પરંતુ એ બહુ જ કઠિન કાર્ય છે; એકસો વર્ષના કાળાવધિમાં એક જ વાર એવો કેવળ એક જ મહાપુરુષ મળી આવે છે કે, જેણે ઇશ્વરમાં જ સંલગ્નતા કરેલી હોય છે. કાંઈ પણ લાગણી ન રાખો, કાંઈ પણ ન જાણો, કાંઈ પણ ન કરો અને કાંઈ પણ ન મેળવો; સર્વ ઇશ્વરાર્પણ કરી દ્યો અને સર્વથા એટલું જ કહો કે, "તારી ઇચ્છા પ્રમાણે જ સર્વ થાય છે અને થવાનું-સર્વ તારું જ છે!" બંધનનું માત્ર આપણે સ્વપ્ન જ જોઇએ છીએ; માટે જાગો અને એ સ્વપ્નથી મુક્ત થાઓ. ઇશ્વરના શરણમાં જાઓ; એમ કરવાથી જ આપણે માયાના અરણ્યને ઓળંગીને પાર જઈ શકીશું.

"એ ભાવથી બંધન બધાં કાપી, સદા ઉચ્ચારજે;
તે 'ૐ તત્સત્ ૐ' મંત્ર જ મુક્તિનો અધિકાર'!" *

ઉદાર અથવા દાનશીલ થવાનો આપણને જે અધિકાર મળેલો છે, તે અતલ્ય અસામાન્ય અધિકાર છે, કારણ કે, એના યોગે જ આપણે આગળ વધી શકીએ છીએ. દીન મનુષ્ય પોતે દુઃખ સહન કરીને આપણને તેનાપર ઉપકાર કરવાનો પ્રસંગ પ્રાપ્ત કરાવી આપે છે, એ માટે તેનો આભાર જ માનવો જોઇએ એટલામાટે દાતાને ગોઠણ મંડીએ પડીને દીનનો આભાર માનવા દો અને ભિક્ષુકને ઉભા રહીને આજ્ઞા કરવાનો અવસર આપો પ્રત્યેક વ્યક્તિની પાછળ ઈશ્વરને ઉભેલો નિહાળો અને જે કાંઈ આપો, તે ઈશ્વરને જ આપો: જ્યારે આપણે દોષને જોતા અટકી જઈશું, ત્યારે જગતનો આપણામાટે તો અંત આવવો જ જોઇએ, કારણ કે, આપણને તે પ્રમાદથી મુક્ત કરવા, એ જ તેનો એક માત્ર ઉદ્દેશ છે અને તેના ઉદ્દેશની પૂર્તિ થવા પછી તેના અસ્તિત્વની કશી પણ આવશ્યકતા નથી અહીં કાંઈ પણ અપૂર્ણતા છે, એવો વિચાર જ અપૂર્ણતા કિંવા દોષને ઉત્પન્ન કરે છે કેવળ શક્તિ અને સંપૂર્ણતાના વિચારો જ એ અપૂર્ણતાના રોગને દૂર કરી શકે છે તમારાથી જે કાંઈ પણ ભલું થાય તે કરો, તેમાં જો કે કાંઇક ભૂંડું પણ ભેળાઈ જશે, પરંતુ સર્વ કાંઈ તેના ફળની આશા વિના જ કરતા રહો ફળનો ભોગ ઈશ્વરને અર્પી દીધો એટલે પછી શુભ કે અશુભની તમને કશી પણ બાધા થવાની નથી

કર્મ કરવું તે કાંઈ ધર્મ નથી પરંતુ યોગ્યતાથી કરેલું કર્મ મુક્તિના પ્રદેશમાં લઈ જાય છે વાસ્તવિક રીતે જોતાં સર્વ દયા અથવા અનુકંપા તે અંધકાર જ છે. કારણ કે, અનુકંપા કોનામાટે રાખવી અને દયા કોનાપર લાવવી? શું તમે ઈશ્વરપર દયા કરી શકશો? અને જો તેમ ન કરી શકો, તો પછી ઈશ્વર વિના બીજું કાંઈ છે ખરું કે? ઈશ્વરે તમને પોતાનો વિકાસ કરવામાટે આ નૈતિક વ્યાયામશાળારૂપ જગત્ આપ્યું છે, તે માટે તે ઈશ્વરનો આભાર માનો, અને કદાપિ એવી કલ્પના માત્રને પણ મનમાં ન આવવા દો કે, વિશ્વને તમે કોઈ પણ પ્રકારની સહાયતા કરી શકો છો જો તમને કોઈ ધિક્કારી અથવા અપશબ્દો બોલી જાય, તો તેનો પણ કૃતજ્ઞતાપૂર્વક ઉપકાર માનો કારણ કે, તમને તે એક એવું દર્પણ આપે છે કે, જેમાં શાપ અને ધિક્કાર શી વસ્તુ છે, તે તમે પ્રત્યક્ષ જોઈ શકો છો એટલું જ નહિ, પણ આત્મસંયમના અભ્યાસનો તે વળી એક અનમ્ય અવસર પણ તમને આપે છે. એટલામાટે તેને આશીર્વાદ આપો અને મનમાં આનંદ માનો. વ્યાયામ વિના શક્તિ વ્યક્ત થઈ શકતી નથી દર્પણવિના આપણે આપણને પોતાને જોઈ શકતા નથી.

* જુઓ વિવેકાનંદ વિચારમાળા પ્રથમ પુષ્પ પૃષ્ઠ ૩૨ સંન્યાસીનું સ્તોત્ર

અપવિત્ર કલ્પના પણ અપવિત્ર કર્મ સમાન જ નઠારી છે. કામનાનો નિગ્રહ ઉચ્ચતમ પરિણામને પ્રાપ્ત કરાવે છે. વિષય સંબંધી શક્તિ (Sexual energy) ને આત્મિક શક્તિના રૂપમાં બદલી નાખો, પરન્તુ પોતાને પંઢ-નપુંસક અથવા વીર્યહીન-ન કરી નાખશો; કારણ કે, તેથી તો શક્તિનો સમૂળ ઉચ્છેદ થઈ જાય છે. જેમ વીર્યનો પ્રવાહ બળવાન્ હોય છે, તેમ તેના યોગે વિશેષ કાર્ય સાધી શકાય છે. કેવળ જળનો બળવાન્ પ્રવાહ કઠિનતમ પાષાણને પણ ભેદી નાખે છે; (તો વીર્યનો બળવાન્ પ્રવાહ શું ન કરી શકે વારુ?)

આજના સમયમાં આપણને જે જાણવાની આવશ્યકતા છે તે એ જ કે, એક ઈશ્વર છે અને તેને આપણે અહીં અને આ ક્ષણે જ જોઈ તથા સંવેદી શકીએ છીએ. ચીકાગોનો એક પ્રોફેસર કહે છે કે;-"તમે આ લોકની સંભાળ રાખો, પરલોકની સંભાળ ઈશ્વર રાખશે!" કેવો પ્રલાપ! જો આપણે આ લોકની સંભાળ રાખીએ, તો પછી અહેતુક ઈશ્વરને પરલોકની સંભાળ લેવાની અગત્ય જ શી છે વારુ?

તા૰ ૨૬ મી જુલાઈ ૧૮૯૫ શુક્રવાર (બૃહદારણ્યકોપનિષદ્)

કેવળ આત્માદ્વારા અને આત્મામાટે જ સર્વ વસ્તુઓમાં પ્રેમ રાખો. યાજ્ઞવલ્ક્યે પોતાની ધર્મપત્ની મૈત્રેયીને ઉપદેશ આપ્યો હતો કે;-"આત્માદ્વારા જ આપણે સર્વ વસ્તુઓને જાણીએ છીએ." આત્મા કદાપિ જ્ઞાનનો વિષય થતો નથી, તેમ જ જ્ઞાતા કદાપિ જ્ઞાત થતો નથી. જે જાણે છે તે આત્મા છે અને પોતામાટે તે પોતે જ નિયમ છે. તે જાણે છે કે, તે પોતે સૃષ્ટિ પણ છે અને સ્રષ્ટા પણ છે.

* * * *

જૂની પુરાણકથાઓને રૂપકના સ્વરૂપમાં સ્થિર કરવી અને તેમને ન અપાવા યોગ્ય મહત્ત્વ આપવું, એ વાસ્તવિક નિર્બળતા છે અને એથી અંધશ્રદ્ધા અથવા મૂઢતાને પોષણ મળે છે. સત્યને કોઈની મધ્યસ્થતાની આવશ્યકતા હોતી જ નથી. સત્યનું શિક્ષણ આપો અને કોઈ પણ અયુક્તિક વાર્તાના રૂપને ન ફેરવો; તેમ જ સત્યને શ્રોતાની સમજણામાં નીચે પણ ન ખેંચી જાઓ.

તા૰ ૨૭ મી જુલાઈ ૧૮૯૫ શનિવાર (કઠોપનિષદ્)

જેણે પોતે આત્માનો સાક્ષાત્કાર કરેલો હોય, તે વિના બીજા કોઈ પાસે આત્માના સત્યનો અભ્યાસ કરશો નહિ; કારણ કે, બીજાઓમાં કેવળ એ વિષેની વાચાળતા જ

હોય છે. સાક્ષાત્કાર ગુણ અને દોષથી પર–ભિન્ન–છે, તેમ જ ભૂત અને ભવિષ્ય કાળ તથા અન્ય સર્વ પરસ્પર વિરુદ્ધ દ્વંદ્વોથી પણ પર છે. "જે નિષ્કલંક હોય છે, તે જ આત્માનો સાક્ષાત્કાર કરે છે, અને તેના આત્મામાં શાશ્વત શાંતિનો આવિર્ભાવ થાય છે." બોલવું, વાદવિવાદ કરવો અને પુસ્તકો વાંચવાં એ સર્વ બુદ્ધિના ઉચ્ચતમ યુદ્ધો (વ્યવસાયો) છે અન્યની કથા તો દૂર રહી, પણ વેદોનો પણ એ જ પ્રકાર છે, એ સર્વ આત્માનું જ્ઞાન આપી શકતા નથી.

આપણામાં બે આત્મા છે,–ઈશ્વરાત્મા અને મનુષ્યાત્મા યોગિજનો જાણે છે કે, મનુષ્યાત્મા છાયારૂપ છે અને કેવળ ઈશ્વરાત્મા જ વાસ્તવિક સૂર્ય છે.

✓ જ્યાં સુધી આપણે મનને ઇંદ્રિયો સાથે જોડી ન દઈએ, ત્યાં સુધી આપણને નેત્ર, નાસિકા અને શ્રવણ આદિનો કશોપણ વૃત્તાંત મળી શકતો નથી મનની શક્તિ બાહ્ય ઇંદ્રિયોનો ઉપયોગ કરે છે. ઇંદ્રિયોને બાહ્ય પ્રદેશમાં વિચરવા ન દ્યો, એટલે તમે શરીર અને બાહ્ય જગતના બંધનથી મુક્તિ મેળવી શકશો.

આ 'X' કે જેને અહીં આપણે એક બાહ્ય જગત્ તરીકે જોઈએ છીએ, તેને જ મરી ગયેલાઓ તેમની પોતાની માનસિક સ્થિતિ અનુસાર સ્વર્ગ કિંવા નરક તરીકે નિહાળે છે. આ લોક અને પરલોક એ બે સ્વપ્ન છે, અને પરલોક પણ અહીંના નમૂના પર જ રચાયલો છે, એ બન્નેથી મુક્ત થાઓ. સર્વ સર્વવ્યાપક છે, એ સર્વ અત્યારે જ અસ્તિત્વ ધરાવે છે. પ્રકૃતિ, શરીર અને મન મરણને શરણ થાય છે, આપણે નહિ. આપણે કદાપિ જતા પણ નથી અને આવતા પણ નથી મનુષ્ય સ્વામી વિવેકાનંદ પ્રકૃતિમાં છે, એટલે તે જન્મે છે અને મરે છે, પરંતુ જે આત્માને આપણે સ્વામી વિવેકાનંદ તરીકે જોઈએ છીએ, તે તો કદાપિ જન્મ્યો પણ નહોતો અને કદાપિ મરતો પણ નથી. એ આત્મા તો શાશ્વત અને અવિકૃત વસ્તુ છે.

મનને આપણે પાંચ ઇંદ્રિયોમાં વિભક્ત કરી નાખીએ, કિંવા તેને કેવળ એકલા મન તરીકે જ જોઈએ, તોપણ મનની શક્તિ કે સત્તા તો જે છે તેની તે જ છે એક અંધ મનુષ્ય કહે છે કે, "પ્રત્યેક વસ્તુમાં એક વિશિષ્ટ ભિન્ન નાદ રહેલો હોય છે. હું મારા બે હાથોવડે આઘાત કરું છું અને તે નાદને મેળવું છું ત્યાર પછી મારી આસપાસ પડેલી પ્રત્યેક વસ્તુનો હું તમને પરિચય આપી શકું છું" એથી ધૂમસમાં એક અંધ મનુષ્ય એક દેખતા મનુષ્યને નિર્ભયતાથી દોરી જાય છે. ધૂમસ અને અંધકારમાં તેના મનથી કશો પણ ભેદ હોતો નથી

મનને વશ કરો અને ઇંદ્રિયોને કાપી નાખો, એટલે તમે યોગી છો; યોગી થવા પછી સર્વ વસ્તુઓ તમને આવી મળશે. સાંભળવું, જોવું, સૂંઘવું અને ચાખવું ઇત્યાદિનો ત્યાગ કરો; અને બાહ્ય ઇંદ્રિયોમાંથી માનસિક શક્તિને કાઢી લ્યો. અજ્ઞાત અવસ્થામાં તો તમે વારંવાર એમ કરો છો જ—જેમકે, જ્યારે તમારું મન તલ્લીન થએલું હોય છે, ત્યારે એ જ પ્રકાર થાય છે; એટલામાટે એ જ પ્રમાણે જ્ઞાનયુક્ત થતાં તમે શીખી શકો એમ છે. મન ઇંદ્રિયોને જ્યાં ઇચ્છે ત્યાં રાખી શકે છે. આપણે શરીરદ્વારા કર્મ કરવાને બંધાયલા જ છીએ (એટલે કે, સર્વ ઇંદ્રિયોનો ઉપયોગ કરવો જ જોઇએ), એવી આપણામાં જે એક અતિ શ્રદ્ધાયુક્ત માન્યતા થઈ ગઈ છે, તેનાથી મુક્ત થાઓ—તેને ત્યાગી દ્યો. તેવું કાંઈ કરવાને આપણે જરા પણ બંધાયલા નથી. તમારા પોતાના ઓરડામાં જાઓ અને તમારા પોતાના આત્મામાંથી જ ઉપનિષદોને મેળવો. જે મહાન્ ગ્રંથ ભૂતકાળમાં હતો અને ભવિષ્યકાળમાં પણ અવિચલ રહેવાનો છે, તે તમે પોતે જ છો—તમે જ જે કાંઈ છે તે સર્વના અનંત ભંડાર છો. જ્યાં સુધી આંતરિક શિક્ષક જ્ઞાનનાં દ્વાર નથી ઉઘાડતો, ત્યાં સુધી સર્વ બાહ્ય શિક્ષણ વ્યર્થ છે. બાહ્ય શિક્ષણ મનુષ્યને તેના હૃદય ગ્રંથને ઉઘાડવાના માર્ગમાં દોરી જાય, તો જ તેનું કાંઇક મૂલ્ય અંકાય છે.

સત્ય રાજ્યકર્ત્રી ઇચ્છા "શાંત મંદનાદ" છે કે જે કહે છે કે, "કરો" અને "ન કરો." આપણને જે બદ્ધ કરે છે, તે સર્વ કર્મ તે કરી ચૂકી છે. અજ્ઞાન ઇચ્છા બંધનના પ્રદેશમાં લઈ જાય છે, અને સજ્ઞાન ઇચ્છા આપણને મુક્ત કરી શકે છે. એ ઇચ્છા (અથવા ઇચ્છાશક્તિ)ને દૃઢ અને બળવતી કરવાના એક બે નહિ, પણ હજાર પ્રકાર છે; અને તે પ્રત્યેક પ્રકાર યોગનો જ એક પ્રકાર છે; છતાં પદ્ધતિ પુરઃસર યોગના અભ્યાસથી એ કાર્ય વિશેષ સત્વર સિદ્ધ થઈ શકે છે. ભક્તિયોગ, કર્મયોગ, રાજયોગ અને જ્ઞાનયોગ ઇચ્છિત ભૂમિને વિશેષ પરિણામપૂર્વક પ્રાપ્ત કરી શકે છે. તત્ત્વજ્ઞાન, કર્મ, પ્રાર્થના અને ધ્યાન આદિ સર્વ શક્તિઓને ધારણ કરો; સર્વ સઢોને એકદમ ખોલી નાખો, બાષ્પના બળને પણ શિખરે પહોંચાડો અને પોતાના નિર્ધારિત સ્થાને પહોંચી જાઓ. આ કાર્ય જેમ સત્વર કરાય, તેમ અધિક ઉત્તમ છે.

* * * * * *

બપ્તીજમ્* તે આંતરિક શુદ્ધિના ચિહ્નરૂપ બાહ્ય શુદ્ધિ છે. એ વિધિનું મૂળ બૌદ્ધ ધર્મનું છે.

* Baptism—ખ્રિસ્તી ધર્મમાંનો પ્રથમ સંસ્કાર અથવા ખ્રિસ્તી ધર્મદીક્ષાનો જલસંસ્કાર ઇશુને ખ્રિસ્તી ધર્મમાં લેતી વેળાએ એટલે કે ખ્રિસ્તી ધર્મની દીક્ષા આપતી વેળાએ જે યથાવિધિ સ્નાન કરાવવામાં આવે છે એટલે કે જે જલસંસ્કાર કરાય છે, તેને 'બપ્તીજમ્' કહે છે.

યુકરિસ્ટ્* (Eucharist) તે જંગલી જાતિઓની એક બહુ જ પુરાતન રૂઢિનું અવશેષ છે. તે જંગલીઓ કેટલીકવાર પોતાના નાયકોને મારી નાંખતા અને તેમના માંસનું ભક્ષણ કરતા હતા, અને તે એટલામાટે કે જે ગુણોથી તેમના નાયકો મહત્પદને પામ્યા હતા, તે ગુણો તેમના માંસના ભક્ષણથી પોતામાં આવી શકે. આમ કરવામાં તેમની એવી માન્યતા હતી કે, જે લક્ષણ અથવા સ્વભાવે તે નાયકને શૂરવીર અને સુજ્ઞ બનાવ્યો હતો, તે લક્ષણનો સર્વમાં આવિર્ભાવ થશે અને તેના એકલાના બદલે સમસ્ત જાતિ શૂરવીર તથા સુજ્ઞ થઈ જશે. મનુષ્યબલિદાનની કલ્પના યહૂદીઓની હતી અને જેહોવાએ તેમના એ દોષને કાઢી નાખવાના અનેક પ્રયત્નો કર્યા છતાં તેમને એ દોષ એવો તો દૃઢતાથી વળગી રહ્યો હતો કે, કોઈ ઉપાયે ન જ નીકળી શક્યો. જેસસ્ મૃદુ અને પ્રેમાળ હતો, પરંતુ તેને યહૂદીઓની માન્યતાને અનુરૂપ બનાવવામાટે, મનુષ્યબલિદાનની કલ્પનાને એટોનમેન્ટ્ Atonement અથવા તો માનવપ્રાયશ્ચિત્તવાહક અજ Scape-goat† ના સ્વરૂપમાં લાવવી જ પડી આ ક્રૂર ભાવના અથવા કલ્પનાએ ક્રિશ્ચિયાનિટીને જેસસ્‌ના પોતાના ઉપદેશ કિંવા તત્ત્વોથી ભિન્ન કરી નાખી અને તેના સ્થાનમાં રક્તપ્રવાહ તથા અત્યાચારના તત્ત્વનો પ્રસાર કરી દીધો.

* * *

કોઈ એમ જ કહો કે, "આ મારો સ્વભાવ છે," કોઈ પણ કાર્ય કરતાં કદાપિ એમ ન કહો કે "આ મારું કર્તવ્ય છે"

"सत्यमेव जयते नानृतम्" (સત્યનો જ જય થાય છે, અસત્યનો જય થતો નથી) સત્યપર દૃઢ રહો, એટલે તમે ઈશ્વરને મેળવી ચૂક્યા છો, એમ જાણી લ્યો.

* * *

---

* આ પણ ખ્રિસ્તી ધર્મમાંનો એક વિધિ છે, અને સાધારણત એને Lord s supper–(પ્રભુભોજન) નામથી ઓળખવામાં આવે છે એમાં વિશિષ્ટતા એ છે કે, અમુક પ્રવાહી પદાર્થને ક્રાઇસ્ટનું રક્ત માની, તેનું, ક્રાઇસ્ટના સદ્‌ગુણોનો પોતામાં આવિર્ભાવ થાય એવા ઉદ્દેશથી, પાન કરવામાં આવે છે આ વિધિ અધાપિ રોમન્ કૅથોલિક્સ તેમ જ પ્રૉટેસ્ટંટ્ એ બન્ને પંથોમાં પ્રચલિત છે

† પ્રાચીન કાળમાં યહૂદીઓમાં એક એવી રૂઢિ હતી કે, એક બકરાપર ધર્મગુરુ પવિત્રતાથી લોકોના પાપોનો ભાર ચઢાવતો અને ત્યાર પછી તે બકરાને જંગલમાં હાંકી કાઢવામાં આવતો હતો. એ અન્ય જનોના પાપના ભારને ઉપાડી જનાર બકરાને Scape-goat ના નામથી ઓળખવામાં આવે છે અને તેથી જ્યારે એક મનુષ્યના શિરપર બીજાના દોષનું આરોપણ કરવામાં આવે, તો તેને પણ અંગ્રેજી ભાષામાં Scape-goat કહેવાનો પરિપાઠ પડી ગયો છે

પ્રાચીન કાળથી ભારતવર્ષમાંની બ્રાહ્મણ જાતિ પોતાને સર્વ નિયમોથી અલિપ્ત રાખતી આવી છે; બ્રાહ્મણો પોતાના દેવ હોવાના અધિકારને વ્યક્ત કરે છે, એટલે કે, 'અમે દેવ છીએ' એમ જણાવે છે. તેઓ દીન છે, પણ તેમની નિર્બળતા એ છે કે, તેઓ શક્તિને શોધે છે. અહીં લગભગ ૭ કરોડ મનુષ્યો છે કે જેઓ યોગ્ય અને નીતિમાન્ છે અને તેમની પાસે કશી પણ સંપત્તિ નથી; છતાં તેઓ જેવા છે તેવા જ છે. કારણ કે, તેમના જન્મકાળથી જ તેમને એવું શિક્ષણ અપાયલું છે કે, તેઓ નિયમ અને શિક્ષાથી અલિપ્ત છે. તેઓ પોતાને દ્વિજ અથવા ઈશ્વરના પુત્ર માને છે.

તા૰ ૨૮ મી જુલાઈ ૧૮૯૫ રવિવાર. (દત્તાત્રેયકૃત* અવધૂતગીતા.)

"સકળ જ્ઞાનનો મનની શાંતિપર આધાર રહેલો છે."

"જે વિશ્વમાં સર્વત્ર વ્યાપ્ત છે અને જે મારામાંનો આત્મા છે, તેને મારે નમસ્કાર કેવી રીતે કરવા?"

જ્ઞાન અને સાક્ષાત્કાર મારો સ્વભાવ છે, એવી રીતે આત્માને જાણવો. "હું તે છું, એમાં કિંચિન્માત્ર પણ સંશય નથી."

"કોઈ પણ વિચાર, શબ્દ કે કર્મ મારામાટે બંધન ઉત્પન્ન કરી શકે તેમ નથી. હું ઇન્દ્રિયોથી અતિરિક્ત છું, હું જ્ઞાન અને આનંદ છું."

ભાવ પણ નથી અને અભાવ પણ નથી, સર્વ આત્મા જ છે. સમવાયસંબંધની ભાવનાનો ત્યાગ કરો; સર્વ અંધશ્રદ્ધાઓને ત્યાગી દ્યો; તેમ જ જાતિ, જન્મ તથા દેવો આદિનો લય કરી નાખો. હોવા અને થવાનો વાદ શામાટે કરવો જોઇએ? દ્વૈત અને અદ્વૈત વિષયક કથાને ત્યાગી દ્યો. તમે 'બે' ક્યારે હતા કે વળી 'બે' અને 'એક' વિશે બોલ્યા કરો છો? યોગ તમને શુદ્ધ કિંવા પવિત્ર કરે છે, એમ કદાપિ ન બોલશો; તમે તમારા પોતાના સ્વભાવથી જ પવિત્ર અને શુદ્ધ છો. તમને બીજું કોઈ પણ એ વિશેનું શિક્ષણ આપી શકે તેમ નથી.

જેણે 'અવધૂત ગીતા' રચી છે, તે દત્તાત્રેય જેવા પુરુષો જ ધર્મને સજીવન-અવસ્થામાં રાખી શકે છે. તેમણે ખરેખર આત્મસાક્ષાત્કાર કરેલો છે, તેઓ કશાની પણ પરવા રાખતા નથી, શરીરને સુખ થાય કે દુઃખ થાય, એની તેમને કશી પણ લાગણી

* દત્તાત્રેય એક અવધૂત હતા અને તેઓ મહર્ષિ અત્રિ તથા તેમની મહાસતી પ્રાતઃસ્મરણીય પત્ની અનસુયાના પુત્ર થતા હતા. એમને પુરાણોમાં બ્રહ્મા, વિષ્ણુ અને મહેશ્વરના અવતાર તરીકે વર્ણવેલા છે. એમણે રચેલી 'અવધૂત ગીતા' એક અત્યંત ઉત્તમ વસ્તુ છે.

હોતી નથી, તેઓ ઉષ્ણતા કે શીતલતા તેમ જ ભય કિંવા નિર્ભયતા આદિ કશાનોય વિચાર નથી કરતા. તેઓ શાંત થઇને બેસી રહે છે અને આત્માના આનંદને અનુભવ્યા કરે છે–એ વેળાએ જો ઉષ્ણ અગ્નિ તેમના શરીરને બાળી નાખે, તો તેનું પણ તેમને કાંઈ ભાન કે જ્ઞાન થતું નથી, એટલા બધા તેઓ આત્મસાક્ષાત્કારમાં તલ્લીન થઈ ગએલા હોય છે.

"જ્યારે જ્ઞાતા, જ્ઞેય અને જ્ઞાન એવા ત્રિવિધ બંધનનો લોપ થાય છે, ત્યારે આત્મા જ કેવળ અવશિષ્ટ રહે છે."

"બંધન અને મુક્તિના ભ્રમનો લય થતાં માત્ર આત્મા વિના બીજું કાંઈપણ રહેતુ નથી–કેવળ આત્મા જ રહે છે."

"તમે મનને વશ કરેલું હોય તોય શું અને ન કરેલું હોય તોય શું? તમારી પાસે સંપત્તિ હોય તોય શું અને ન હોય તોય શું? તમે આત્મા છો, સદા પવિત્ર છો. કહો કે, 'હુ આત્મા છુ. બંધન મારા નિકટમાં કદાપિ આવ્યું જ નથી. હું અવિકૃત આકાશ છુ; સંકલ્પના તરંગ મારી પાસેથી પસાર થઈ જાય છે, પણ તેઓ મને સ્પર્શ કરી શકતા નથી."

"સદ્ગુણ અને દુર્ગુણ સર્વને બાળી નાખો. મુક્તિ, એ બાળકોનો–બાલિશ–સંવાદ છે. હું શાશ્વત જ્ઞાનરૂપે છું, હુ તે પવિત્રતા છું."

"કોઈ કદાપિ બદ્ધ પણ નહોતું અને મુક્ત પણ નહોતું. મારા વિના બીજું કાંઈ છે જ નહિ. હું અનંત છુ, સદા મુક્ત છું. મારી સાથે ન બોલો! મને–જ્ઞાનના નિષ્કર્ષને કોણ વિકૃત કરી શકે તેમ છે! જ્યાં સર્વ એક જ છે ત્યાં ગુરુ કોણ હોઈ શકે અને શિષ્ય કોણ હોઈ શકે?"

વાદવિવાદને ફેંકી દો અને તત્ત્વજ્ઞાનને ખાડામાં નાખો.

"કેવળ ગુલામ જ ગુલામોને જુએ છે, ભ્રમિષ્ટ હોય તે જ ભ્રમને દેખે છે અને અપવિત્ર હોય તે જ અપવિત્રતાનો અનુભવ કરી શકે છે."

સ્થળ, કાળ અને કારણત્વ એ સર્વ ભ્રમણાઓ છે. એ તમારો એક રોગ છે કે જેના યોગે તમે એમ ધારો છો કે અત્યારે તમે બદ્ધ છો અને ભવિષ્યમાં મુક્ત થવાના છો. તમે સદા નિર્વિકાર છો. કાંઈ બોલશો જ નહિ. નીચે બેસી જાઓ અને સર્વ વસ્તુઓનો લય થઈ જવા દો; તે માત્ર સ્વપ્ન જ છે. ભેદ કિંવા ભિન્નતા જેવું કાંઈ છે જ નહિ; જે ભેદ દેખાય છે તે કેવળ મૂઢતાનું જ પરિણામ છે, એટલામાટે મૌન્યનું અવલંબન કરો અને તમે પોતે કોણ છો તે જાણી લ્યો–પોતાને સત્ય સ્વરૂપમાં ઓળખો.

"હું આનંદનો નિષ્કર્ષ છું." બીજા કોઈ ધ્યેયને ન અનુસરો, કારણ કે, જે કાંઈ છે તે તમે જ છો. કશાનો ભય ન રાખો, કારણ કે, તમે સત્ તત્ત્વ છો. શાંતિમાં રહો, અને ક્ષુબ્ધ ન થાઓ. તમે બંધનમાં હતા જ નહિ, તમે કદાપિ પુણ્યાત્મા પણ નહોતા અને પાપાત્મા પણ નહોતા. એ સર્વ ભ્રાંતિથી મુક્ત થાઓ અને શાંતિમાં રહો. પૂજા કોની કરવી અને કોણે કરવી ? કારણ કે, સર્વ આત્મા જ છે. બોલવું અને ધારવું એ ભ્રાંતિ જ છે. વારંવાર એ જ ઉચ્ચારતા રહો કે, "હું આત્મા છું," "હું આત્મા છું." અન્ય સર્વ ભાવનાઓ કિંવા વસ્તુઓને ત્યાગી દ્યો.

તા૦ ૨૯ મી જુલાઈ ૧૮૯૫ સોમવાર

કેટલીકવાર આપણે એક વસ્તુને તેનાં આસપાસનાં લક્ષણોના વર્ણનથી સૂચવીએ છીએ. જ્યારે આપણે 'સચ્ચિદાનન્દ' (અસ્તિત્વ, જ્ઞાન અને આનંદ) એવો ઉચ્ચાર કરીએ છીએ, ત્યારે આપણે એક અનિર્વાચ્ય દૂરના તીરપ્રાંતને જ કેવળ સૂચવીએ છીએ. તેના વિષે તે 'છે' એમ પણ આપણાથી કહી શકાય તેમ નથી; કારણ કે, 'છે' શબ્દ પણ સંબંધવાચક છે. એ વિષે કોઈ પણ કલ્પના અને કોઈ પણ ધારણા વ્યર્થ છે; આપણે જે કાંઈ પણ બોલી શકીએ, તે માત્ર 'नेति नेति' જ છે; કારણ કે, એ વિષે વિચાર કરવો, તે તેને મર્યાદિત કરવા સમાન છે અને જ્યાં મર્યાદા આવી ત્યા પછી મહત્તા જેવું કાંઈ રહેતું જ નથી.

ઇન્દ્રિયો તમને દિવસ અને રાત-અષ્ટી પ્રહર-ઠગ્યા કરે છે. આ રહસ્યને વેદાંતે યુગોના યુગ પૂર્વે જાણી લીધું હતું; અને વર્તમાન વિજ્ઞાન અત્યારે એ જ તત્ત્વને શોધવામાં પ્રવૃત્ત છે. એક છબિમાં કેવળ લંબાઈ અને પહોળાઇ જ હોય છે, પરંતુ ચિત્રકાર પ્રકૃતિની નકલ કરે છે એટલે કે, પોતાની કૃત્રિમતાથી તેમાં ઉંડાણનો દેખાવ રજૂ કરે છે. કોઈ પણ બે મનુષ્યો જગતને એકસરખા સ્વરૂપમાં જોઈ શકતા નથી. ઉચ્ચતમ જ્ઞાન તમને બતાવી આપશે કે, ગતિ જેવું કાંઈ છે જ નહિ અને કોઈ પણ વસ્તુમાં કશું પરિવર્તન થતું જ નથી; એ વસ્તુપરિવર્તનની ભાવના તે સર્વ માયા જ છે. મન અને શરીર તે આપણા સત્ય આત્મા નથી; એ ઉભયનો પ્રકૃતિ સાથે સંબંધ છે; અને તેથી અંતે આપણે તેમને નશ્વર તરીકે ઓળખી શકીએ છીએ. અર્થાત્ મન અને શરીર અશાશ્વત હોવાથી તેઓ જે કાંઈ ધારણ કરે છે, તેનો પણ લય થઈ જાય છે. જ્યારે તમે આ જગતને જાણતા અને જોતા સર્વથા અટકી જશો, ત્યારે જ આત્માનો સાક્ષાત્કાર કરી શકશો. સંબંધદર્શક-અથવા બીજાપર આધાર રાખતા પરતંત્ર જ્ઞાનનો ત્યાગ કરવો, એની જ આપણને આવશ્યકતા છે. અમર્યાદ મન અને અમર્યાદ જ્ઞાન છે જ નહિ, કારણ કે મન

અને જ્ઞાન બન્ને મર્યાદિત છે. આપણે અત્યારે એક અવગુંઠનદ્વારા જોઇએ છીએ, અને ત્યાર પછી 'X' ને પહોંચીએ છીએ, કે જે આપણા સમસ્ત જ્ઞાનની સત્યતા છે.

એક કાર્ડબોર્ડમાં પાડેલા એક ટાંચણીના ઝીણા કાણામાંથી જો આપણે એક ચિત્રનું અવલોકન કરીએ, તો તેથી આપણને તે વિષે સર્વથા ભૂલભરેલી ભાવના જ આવે છે; છતાં પણ આપણે જેનું અવલોકન કરીએ છીએ, તે છે તો ખરેખર એક ચિત્ર જ. જેમ જેમ આપણે તે છિદ્રને વધારે અને વધારે મોટું કરતા જઇએ, તેમ તેમ આપણા મનમાં તે ચિત્ર વિષે વધારે અને વધારે સ્પષ્ટ ભાવ આવતો જાય છે–તેની સ્પષ્ટતાનો અધિક પરિચય થતો જાય છે. અર્થાત્ સત્ય વસ્તુ એક હોય છે, ત્યારે તેમાંથી નામ અને રૂપ વિષેના આપણા ભ્રામક વિચાર અનુસાર આપણે તેથી સર્વથા ભિન્ન આદર્શોને જ ઉપજાવી કાઢીએ છીએ. જ્યારે આપણે કાર્ડ બોર્ડને નાખી દઇએ, ત્યારે પણ આપણે જો કે તેજ ચિત્રને જોઇએ છીએ; પરંતુ ભેદ એટલો જ કે, હવે તે ચિત્ર તેના સત્ય સ્વરૂપમાં આપણા જોવામાં આવે છે. આપણે તે ચિત્રમાં ગમે તેવા ગુણ અને પ્રમાદોનું આરોપણ કરીએ, પરંતુ તેથી તે ચિત્રમાં કશું પણ પરિવર્તન થતું નથી. એનું કારણ એ કે, આત્મા સર્વનું સત્ય સ્વરૂપ છે અને આપણે બધા આત્માને જોઇએ છીએ; પરંતુ આપણે તેને જે નામ અને રૂપયુક્ત જોઇએ છીએ, તે આત્મદર્શન નથી; કારણ કે, નામ અને રૂપ એ સર્વ આપણા પડદામાં જ છે–માયામાં છે, આત્મામાં નામ અને રૂપનો વિકાર છે જ નહિ.

તેઓ દૂરદર્શક યંત્ર–Telescope–ના કાચમાંના દાગ સમાન છે; છતાં સૂર્યનો પ્રકાશ આપણને તે દાગ બતાવી આપે છે; અર્થાત્ પાછળના ભાગમાં જો સત્યની આધારભૂમિ ન હોય, તો આપણને એ મિથ્યાભાસ થવો પણ અશક્ય થઈ પડે છે, અને તે સત્ય બીજું કાંઈ નહિ, પણ બ્રહ્મ જ છે. સ્વામી વિવેકાનંદ તે દૂરદર્શક કાચપરનો દાગ છે; હું આત્મા છું–કે જે આત્મા સત્ય, અવિકૃત છે અને માત્ર તે સત્યતા જ મને સ્વામી વિવેકાનંદને જોવાનું સામર્થ્ય આપે છે. આત્મા પ્રત્યેક ભ્રમણાનો નિષ્કર્ષ છે, પરંતુ સૂર્યની કાચપરના દાગ સાથે સમાનતા દર્શાવી શકાતી નથી; તે તો માત્ર તે દાગો આપણને બતાવી આપે છે. આપણાં પોતાનાં કર્મો જેટલા પ્રમાણમાં સારાં કિંવા નઠારાં હોય, તેટલા પ્રમાણમાં તેઓ તે દાગોને ઘટાડે છે અથવા વધારે છે; પરંતુ તેઓ આપણા અંતરમાં જે ઇશ્વર રહેલો છે તેનામાં તો કદાપિ કશું પરિણામ નિપજાવી શકતાં નથી. દાગવાળા મનને સંપૂર્ણ સ્વચ્છ કરી નાખતાં તે ક્ષણે જ આપણે જોઇએ છીએ કે;–"હું અને મારો પિતા બન્ને એક જ છીએ." ("I and my father are one.")

આપણે પ્રથમ કોઈ પણ વસ્તુને જોઇએ છીએ અને ત્યારપછી તે વિષે વિચાર કરીએ

છીએ. ખરેખર આપણે એવા પ્રકારનું દર્શન તો મેળવવું જ જોઇએ, અને એ દર્શન ધર્મ કિંવા સાક્ષાત્કારના નામથી ઓળખાય છે કદાચિત્ કોઈ એવો મનુષ્ય હોય કે જેણે પંથ, પયગમ્બર કે ધર્મગ્રંથ વિષે કદાપિ કાંઈ સાંભળ્યું જ ન હોય, તો તેની પણ કાંઈ ચિંતા નથી તેને આ સાક્ષાત્કાર મેળવવા દો એટલે તેને પછી બીજી કોઈ પણ વસ્તુની આવશ્યકતા નથી મનને શુદ્ધ કરો, એ જ ધર્મનું સર્વસ્વ છે, અને જ્યાં સુધી આપણે આપણને પોતાને એ કલંકથી મુક્ત ન કરીએ, ત્યાં સુધી સત્ય વસ્તુને આપણે તેના યથાર્થ સ્વરૂપમાં કદાપિ જોઈ શકીએ તેમ નથી એક બાળકને કદાપિ પાપનું દર્શન થતું નથી, કારણ કે, તેનામાં એ પાપના અંકુરનો જ મૂળ અભાવ હોય છે અર્થાત્ તમારા પોતામાં જે ન્યૂનતા કે દોષ હોય તેમનાથી મુક્ત થઈ જાઓ, એટલે પછી બહારના પ્રદેશમાં એવા દોષોને જોઈ શકશો જ નહિ એક અર્ભક ટૂટ થતી જુએ છે, પણ એની તેના મનમાં કશી પણ વિશેષ ભાવના હોતી નથી એકવાર જ્યાં એક ગુંચવાડાભરેલા—ભ્રામક—ચિત્રમાંની એક શુભ વસ્તુ તમને મળી આવી, એટલે પછી તમે તેને વિશેષ સ્પષ્ટતાથી જોઈ શકો છો, એ જ પ્રમાણે જ્યાં તમે એકવાર મુક્ત અને નિષ્કલંક થયા, એટલે પછી આસપાસ સમસ્ત વિશ્વમાં તમને કેવળ મુક્તિ અને પવિત્રતા જ દેખાયા કરે છે "તે ક્ષણે જ હૃદયના સર્વ બંધનો આરપાર કપાઈ જાય છે, વાંકાચૂકા માર્ગો સરળ બની જાય છે, અને સ્વપ્નવત્ આ જગતનો લોપ થાય છે." અને જ્યારે આપણે જાગીએ છીએ, ત્યારે આપણે આવી એક નિરર્થક—અસત્ય વસ્તુનું સ્વપ્ન કેમ જોયું, એ વિષે આપણને આશ્ચર્ય થયા કરે છે !

"જેને પ્રાપ્ત કર્યા પછી ઉચ્ચ દુ ખપર્વતની પણ આત્માને ચળાવવાની શક્તિ નથી"

જ્ઞાન શસ્ત્રવડે માયા અથવા ભ્રમણાને છેદી નાખો, એમ કરવા છતા પણ જો જીવો વેગ મન અને શરીરના ચક્રને ફેરવ્યા કરે, તોપણ એથી આત્મા તો મુક્ત થવાનો જ. જ્ઞાનશસ્ત્રવડે છેદાયા પછી એ માયાચક્ર કેવળ સરળ ગતિમાં જ ચાલે છે અને કેવળ શુભ વિના બીજું કાંઈ પણ અનિષ્ટ પરિણામ નિપજાવી શકતું નથી જો તે શરીર ત્યાર પછી કાંઈ પણ અશુભ આચરણ કરે, તો તમારે જાણવું, કે તે મનુષ્ય "જીવન્મુક્ત" નથી, જો તે જીવન્મુક્ત હોવાનો દાવો કરતો હોય, તો તે અસત્ય બોલે છે પરંતુ જ્યારે મનને શુદ્ધ કરવાથી મન તથા શરીરરૂપ ચક્રો શુભ તથા સરળ ગતિને મેળવે, ત્યારે જ જ્ઞાનશસ્ત્રનો તેમને સ્પર્શ કરાવી શકાય છે સર્વ શુદ્ધિકારક કર્મો માયાપર જ્ઞાત કિંવા અજ્ઞાત આઘાત કર્યા વિના રહેતા નથી—માયાપર તેમનો આઘાત તો થવાનો તે થવાનો જ કોઇને પણ પાપી કહીને બોલાવવો, એ એક નઠારામાં નઠારું કાર્ય છે અજ્ઞાનથી કરાયલું શુભ કર્મ પણ શુભ પરિણામ જ નિપજાવે છે અને બંધનને તોડવાના કાર્યમાં સહાયક થઈ પડે છે.

દૂરદર્શક કાચપરના દાગ સાથે સૂર્યની સમાનતા દર્શાવવી તે એક જડ મૂળની ભૂલ છે સૂર્યને, 'બ્રહ્મ્' ને જાણી લ્યો, કે જેમાં કોઈ પણ વસ્તુનો વિકાર થતો જ નથી, અને કલંકને કાઢીને નિષ્કલંક થવાના ઉદ્યોગમા લીન થાઓ. જો કોઈ પણ મહત્તમ વ્યક્તિ હોય, તો તે કેવળ મનુષ્ય જ છે જો કોઈ પણ મહત્તમ પૂજા હોય, તો તે કૃષ્ણ, બુદ્ધ અને ક્રાઇસ્ટ્ જેવા મનુષ્યોની જ પૂજા છે જે વસ્તુની તમને અગત્ય હોય, તેને તમે નિર્માણ કરો છો. વાસનાનો ત્યાગ કરો.

* * * * *

જો આ જગતને સ્વર્ગના સ્વરૂપમા જોવામા આવે, તો સર્વ દેવદૂતો અને સ્વર્ગવાસી જનો અહીં જ છે. પોતપોતાના મનની સ્થિતિ અનુસાર 'x' સર્વના જોવામા આવી શકે છે. પરતુ આ પૃથ્વીપર જ એ 'x' નો સાક્ષાત્કાર કરવો, તે સર્વોત્કૃષ્ટ દર્શન છે કદાપિ સ્વર્ગમા જવાની ઇચ્છા ન રાખો, કારણ કે, એ વળી અત્યંત અધમ ભ્રમણા છે. આ સંસારમાં પણ, અત્યત લક્ષ્મી અને રીબાવનારી દરિદ્રતા એ બન્ને બધનો છે કે જે આપણને ધર્મથી રના દૂર જ રાખે છે આપણને ત્રણ મહદ્ વસ્તુઓ મળેલી છે,—તેમાની પ્રથમ આ માનવ કાયા છે. (માનવ મન તે ઈશ્વરનું નિકટતમ પરાવર્તન છે, આપણે "તેની પોતાની પ્રતિમા" છીએ ) દ્વિતીય, મુક્ત થવાની ભાવના અથવા મુમુક્ષા, તૃતીય, શિક્ષકરૂપ અને માયા કિંવા ભ્રમણાના સમુદ્રને ઓળગી આવેલા તેજસ્વી આત્માની સહાયતા. એ માટે ઈશ્વરનો ઉપકાર માનો, કારણ કે, તમારી પાસે એ ત્રણ વસ્તુઓ છે, તો તમો અવસ્ય મુક્ત થવાના જ.

જે વિષયને તમે કેવળ બુદ્ધિથી જાણો છો કિંવા સ્વીકારો છો, તે વિષેનો નિશ્ચય કદાચિત્ કોઈ નવીન વાદના યોગે વળી પણ જવાનો, એટલે કે, બુદ્ધિપ્રાપ્ય વિષય ચિરસ્થાયી હોતા નથી; પરતુ તમને જે સાક્ષાત્કાર એકવાર થયો, તે તો સદાને માટે તમારો જ છે. ધર્મની કેવળ વાતો કર્યા કરવી, એથી ઘણો જ થોડો લાભ થાય છે પ્રત્યેક વસ્તુ—મનુષ્ય, પશુ, ખાદ્ય વસ્તુ અને કૃતિ—મા ઈશ્વરનો આરોપ કરો, પ્રત્યેક વસ્તુમા ઈશ્વરારોપણ કરવાની કૃતિને પોતાની એક ટેવ બનાવી નાખો.

*ઇંગરસોલે એકવાર મને કહ્યુ હતુ કે,—"સર્વ કાંઈ આપણને આ દશ્ય જગત્માથી જ પ્રાપ્ત થઈ શકે છે, એવો મારો વિશ્વાસ છે. કારણ કે, જેના વિષે આપણે નિશ્ચિત છીએ, તે સર્વસ્વ આ જગત્ જ છે." ( અર્થાત્ જો કાંઈ પ્રાપ્ત કરવું હોય, તો તે અહીં જ

* ઇંગરસોલ અમેરિકાનો એક શંકાવાદી વિખ્યાત વિદ્વાન્ અને વક્તા છે સ્વામી વિવેકાનદના પત્રોમા એક સ્થળે એનો વિશેષ ઉલ્લેખ આવેલો છે.

પ્રાપ્ત કરી લેવું જોઇએ; મરણ પછીની ગતિને કોઈ પણ જાણતું નથી, એવો એનો આશય છે.) એના ઉત્તરમાં મેં જણાવ્યું કે, "આ જગદ્રૂપ ફળને નીચોવવાની તમારા કરતાં હું વધારે સારી રીતિ જાણું છું અને તેમાંથી તમારા કરતાં હું કાંઇક વધારે મેળવી શકું છું. હું સારી રીતે જાણું છું કે, હું મરવાનો તો છુંજ નહિ, અને તેથી મને કશી ઉતાવળ નથી; હું જાણું છું કે, ભય જેવું કાંઈ છે જ નહિ; એટલે હું નિર્ભયતાથી અને શાંતિથી વિશ્વરસનું પાન કર્યાં કરું છું. મને કશું કર્તવ્ય નથી અને સ્ત્રી, પુત્ર તથા ધન આદિનું બંધન નથી; હું સર્વ સ્ત્રીઓ અને પુરુષોમાં પ્રેમ રાખી શકું છું. પ્રત્યેક વ્યક્તિ મારી દૃષ્ટિમાં ઈશ્વર છે. મનુષ્યમાં ઈશ્વર તરીકેનો પ્રેમ રાખવાના આનંદનો વિચાર કરો! તમારા ફળને આવી રીતે નીચોવો અને તેમાંથી દશ હજારગણા વિશેષ રસને મેળવો. પ્રત્યેક બિન્દુને પ્રાપ્ત કરો."

જે ઇચ્છારૂપ દેખાય છે, તે અંતરાત્મા છે અને તે ખરેખરો મુક્ત છે.

સોમવાર, મધ્યાહ્ન પછી.

જેસસ અપૂર્ણ હતો, કારણ કે, તે પોતાની આદર્શતા–માન્યતામાં સંપૂર્ણ રીતે દૃઢ રહ્યો નહોતો; અને તેની અપૂર્ણતાનો સર્વથી વધારે જોરદાર પુરાવો એ છે કે, તેણે સ્ત્રીને પુરુષની બરાબરીનું સ્થાન આપ્યું નહોતું સ્ત્રીઓએ તેના હિતમાટે પોતાથી જે કાંઈ બની શક્યું તે સર્વ કર્યું; પણ તે યહૂદી કોમની રૂઢિથી એટલો બધો જકડાયલો હતો કે, કોઈ પણ સ્ત્રી તેના હાથે ઉપદેશકની પદ્વી મેળવી શકી નહોતી. છતાં પણ બુદ્ધની પછી આવી શકે એવો કોઈ મહત્તમ ચારિત્ર્યવાન્ હોય, તો તે ક્રાઇસ્ટ્ હતો; કારણ કે, બુદ્ધ પણ અમુક અંશે અપૂર્ણ તો હતો જ. છતાં બુદ્ધમાં એટલી વિશેષતા હતી કે, સ્ત્રીના અધિકારને ઓળખીને ધર્મમાં તેણે સ્ત્રીને પુરુષની બરાબરીનું જ સ્થાન આપ્યું હતું, અને તેની પ્રથમ તથા સર્વ ઉત્કૃષ્ટ શિષ્યોમાંની એક ગણાતી શિષ્યા તે તેની પોતાની અર્ધાંગના જ હતી કે, જે ભારતવર્ષની સ્ત્રીઓમાં ચાલતા બૌદ્ધ ધર્મના વિસ્તારના કાર્યની અધિષ્ઠાત્રી થઈ હતી. પરંતુ આપણે એ મહાપુરુષોના ગુણદોષનું વિવેચન કરીએ તે યોગ્ય નથી; આપણે માત્ર એટલો જ વિચાર કરવાનો છે કે, તેઓ ગમે તેવા હતા, પણ આપણા કરતાં ઘણાજ ઉચ્ચ પદ્વીના હતા, એ તો નિર્વિવાદ છે. છતાં પણ એમ ધારીને આપણે કોઈ પણ મનુષ્યમાં તે ગમે તેવો મહત્તમ હોય તોપણ, આપણો સર્વ વિશ્વાસ આરોપી દેવો ન જોઇએ; કિન્તુ આપણે પોતે પણ અવશ્ય બુદ્ધ અને ક્રાઇસ્ટ્ થવું જ જોઇએ.

કોઈ પણ મનુષ્યની તેના દોષોવડે પરીક્ષા કરી શકાતી નથી. મનુષ્યમાં જે મોટા

ગુણો રહેલા હોય છે, તે ખાસ તેના પોતાના છે, અને તેના પ્રમાદો તે મનુષ્યતાની સાધારણ દુર્બળતા હોવાથી તેના ચારિત્ર્યનું અનુમાન કરતી વેળાએ તે દોષોની કદાપિ ગણના થવી ન જોઇએ

* * * * *

અંગ્રેજી 'Heroic' શબ્દના અર્થને બતાવનારો સંસ્કૃત વીર શબ્દ તે અંગ્રેજી 'Virtue' શબ્દનું મૂળ છે, કારણ કે, પુરાતન કાળમાં ઉત્કૃષ્ટ યોદ્ધો એ અત્યંત સદ્ગુણશાળી મનુષ્ય તરીકે મનાતો હતો.

તા૦ ૩૦ મી જુલાઈ ૧૮૯૫, મંગળવાર.

ક્રાઇસ્ટો અને બુદ્ધો તે કેવળ નિમિત્ત જ છે, કે જેમનામાં આપણે આપણી આંતરિક શક્તિઓને વિષયરૂપ બનાવીએ છીએ વસ્તુતઃ આપણી પોતાની પ્રાર્થનાનું આપણે પોતે જ ઉત્તર આપીએ છીએ

જો ક્રાઇસ્ટ ન જન્મ્યો હોત, તો માનવ જાતિનો કદાપિ ઉદ્ધાર થયો જ ન હોત, એમ ધારવું, તે ઈશ્વરનિન્દા અથવા પાખંડ જ છે આવી રીતે મનુષ્યસ્વભાવમાંની પવિત્રતાને-કે જે પવિત્રતાનો વિકાસ થવો જ જોઇએ-ભૂલી જવી, તે મહા ભયંકર છે. માનવસ્વભાવની ઓજસ્વિતાને કદાપિ ભૂલી જશો નહિ ભૂતકાલીન અને ભવિષ્યત્-કાલીન મહાન્ ઈશ્વર આપણે જ છીએ ક્રાઇસ્ટો અને બુદ્ધો તે અનંત મહાસાગરમાંની માત્ર લહરીઓ જ છે, અને 'હું અનંત મહાસાગર છું' તમારા પોતાના ઉચ્ચ આત્મા વિના બીજા કોઇને પણ નમન ન કરો. જ્યાં સુધી તમે એમ નહિ જાણો કે તે દેવોના દેવ-ઈશ્વર-તમે પોતે જ છો, ત્યાં સુધી તમારા માટે મુક્તિ છે જ નહિ

વસ્તુતઃ આપણાં સર્વ ભૂત કર્મો ઉત્તમ જ છે, કારણ કે, તેઓ આપણને આપણે અંતે જે સ્થિતિને પ્રાપ્ત કરીએ છીએ તે સ્થિતિ પ્રતિ જ દોરી જાય છે માગવું કોની પાસેથી ? હું સત્ (સત્ય અસ્તિત્વ) છું અને 'અહમ્' વિનાનું અન્ય જે કાંઈ પણ છે તે માત્ર સ્વપ્ન જ છે હું સમસ્ત મહાસાગર છું, જે લઘુ લહરી તમે ઉત્પન્ન કરેલી છે, તેનો વિચાર કરશો નહિ "હું" તેને એક તરંગ કરતાં વિશેષ જાણતો નથી સત્યકામે પોતાને ઉદ્દેશીને બોલાતો એવો આંતરિક નાદ સાંભળ્યો હતો કે,-"તું અનંત છે, અને વિશ્વવ્યાપક તારામાં જ છે આત્મસંયમ કર અને તારા સત્ય આત્માના નાદનું શ્રવણ કર."

* * * * *

જે મહાત્માઓ યુદ્ધપ્રિય હોય છે, તેઓ, પવિત્રતાયુક્ત શાંત જીવન ભોગવનાર, બેભાર વિચારો કરનાર અને એમ કરીને જગતને સહાયક થનારા મહાત્માઓ કરતાં પાર-

પૂર્ણતામાં ન્યૂન થાય છે. એ મનુષ્યો એક બીજા પછી પસાર થઇ જતાં, અંતિમ ફળ-રૂપે શક્તિમાન્ મનુષ્યને ઉત્પન્ન કરે છે કે જે વળી તેમનાં તત્ત્વોનો ઉપદેશદ્વારા પ્રચાર કરે છે.

*    *    *    *    *

જ્ઞાન તો પરાપૂર્વથી જ અસ્તિત્વ ધરાવે છે, મનુષ્ય માત્ર તેને શોધી કાઢે છે. વેદો તે આ શાશ્વત જ્ઞાન છે કે જે દ્વારા ઈશ્વરે સૃષ્ટિની ઉત્પત્તિ કરેલી છે. તેઓ (વેદો) ઉચ્ચ-તમ તત્ત્વજ્ઞાનને વ્યક્ત કરે છે, અને એ મહાપ્રમાણ સ્વાધિકારનું પ્રતિપાદન કરે છે.

*    *    *    *    *

કોઇને આઘાત કરે કે ન કરે, છતાં ગંભીરતાથી સત્ય વદો. કદાપિ નિર્બળતાના દાસ ન થાઓ. જો સત્ય, બુદ્ધિમાન્ જનોને માટે બહુ જ વધારે પડતું થઈ પડે અને તેમને ઉડાવી દેનારું હોય, તો તેમને ઉડી જવા દો; એવી રીતે તેઓ જેટલા સત્વર ઉડી જાય, તેટલો વધારે લાભ છે. બાલિશ ભાવનાઓ કેવળ બાળકો અને જંગલીઓમાટે જ છે; અને આ બધા લોકો કાંઈ બાળગૃહ તથા અરણ્યમાં વસનારા નથી, કિન્તુ એમાંના કેટ-લાક તો ધર્માધ્યક્ષના આસનપર આવી પહ્યા છે.

તમારી આત્મિક ઉન્નતિ થયા પછી દેવાલયમાં ને દેવાલયમાં જ સબડ્યા કરવું, એ તમારા માટે સર્વથા અયોગ્ય છે. દેવાલયમાંથી બહાર નીકળો અને સ્વતંત્રતા—મુક્તિ—ના મુક્ત વાતવરણમાં પ્રાણવિસર્જન કરો.

સર્વ પ્રગતિ પરતંત્ર જગતમાં જ છે. માનવસ્વરૂપ ઉચ્ચતમ છે અને મનુષ્ય મહત્તમ વ્યક્તિ છે; કારણ કે, આ સ્થળે અને અત્યારે જ આપણે આ પરતંત્ર જગતના બંધનથી સર્વથા મુક્ત થઈ શકીએ એમ છે અને મુક્તિ—કિંવા સ્વતંત્રતાને નિઃસંશય પ્રાપ્ત કરી શકીએ એમ છે કે જે મુક્તિ કિંવા સ્વતંત્રતા જ આપણું અંતિમ ધ્યેય છે. માત્ર આપણે જ એ સંપૂર્ણતાને પ્રાપ્ત કરી શકીએ છીએ, એમ નથી; કિન્તુ કેટલાકો એ સંપૂર્ણતાને પહોંચી પણ ચૂક્યા છે; એટલામાટે, કોઈ પણ સૂક્ષ્મ શરીરો આવે, તો તેની ચિન્તા નથી, કારણ કે, તે સર્વ સંબંધદર્શક—પરતંત્ર—ભૂમિપર હોવાનો સંભવ છે અને તેઓ આપણા કરતાં વિશેષ કાંઈ પણ કરી શકતાં નથી; કારણ કે, જે કરવાનું છે તે સર્વ એ જ કે, મુક્તિ મેળવવી.

પુણ્યાત્માઓ કદાપિ અશુભ કર્મ કરતા જ નથી, એટલે તેમને શિક્ષા પણ અપાતી નથી અને તેમનો ઉદ્ધાર પણ કરાતો નથી. આઘાતનો અર્થ એટલો જ છે કે, તેઓ આપણને જાગ્રત કરે છે અને સ્વપ્નભંગના કાર્યમાં સહાયતા આપે છે. તેઓ આ જગતની

અપૂર્ણતા આપણને બતાવી આપે છે અને મુક્તિને મેળવવામાટે એ જગતના બંધનમાંથી બહાર નીકળવાને તત્પર બનાવે છે.

* * * * *

એકવાર એક મંદ દેખાયલી વસ્તુને આપણે એક નામથી ઓળખીએ છીએ, અને તેજ વસ્તુ જ્યારે અતિશય સ્પષ્ટતાથી દેખાય છે, તે વેળાએ આપણે તેને વળી બીજા નામથી જાણીએ છીએ. જેમ નૈતિક સ્વભાવ ઉચ્ચતર હોય, તેના પ્રમાણમાં દર્શન પણ ઉચ્ચતર હોય છે અને ઇચ્છા પણ બળવત્તર થાય છે

મંગળવાર, મધ્યાહ્ન પછી

વિચાર અને ભાષામાં અભેદતા હોવાનું કારણ એ છે કે, એ એક જ વસ્તુની બે બાજૂઓ છે, એને "ર" ના નામથી ઓળખો, કે જે પોતાને આંતરિક અને બાહ્ય એવા બે વિભાગમાં વિભક્ત કરે છે

અંગ્રેજી શબ્દ "Paradise" સંસ્કૃત ભાષાના 'પારદેશ' શબ્દમાંથી ઉત્પન્ન થયેલો છે, કે જે પ્રથમ પર્શિયન્–ફારસી–ભાષામા લેવાયો હતો અને જેનો અક્ષરશ: "આ ભૂમિથી પાર" અથવા વિશેષ સૂક્ષ્મતાથી જોઇએ, તો "પાર ભૂમિનું" એવો અર્થ થાય છે. પુરાતન આર્યો નિરંતર આત્માને જ માનતા હતા, શરીર જ મનુષ્ય છે, એવી તેમની માન્યતા નહોતી તેમના સ્વર્ગ અને નરક સર્વ સામયિક જ હતા, કારણ કે, કોઈ પણ પરિણામ કિંવા કાર્ય તેના કારણ કરતા વધારે લાંબી મુદત સુધી ટકી શકતું નથી, અને કોઇપણ કારણ શાશ્વત નથી, એટલા માટે સર્વ પરિણામ કિંવા કાર્યોનો અંત થવો જ જોઇએ.

* * * * *

સમસ્ત વેદાંત તત્ત્વજ્ઞાનનો આ એક વાર્તામાં જ સમાવેશ થઈ જાય છે, એક વૃક્ષ પર સોનેરી પાંખોવાળા બે પક્ષીઓ બેઠેલા હતા, જે પક્ષી વૃક્ષના શિખરપર હતો, તે શાંત, પ્રભાવશાળી અને પોતાના આનંદમા નિમગ્ન હતો, અને જે પક્ષી નીચેના ભાગમાં હતો તે અશાંત હતો અને વૃક્ષના મીઠા તથા કડવા ફળોનું ભક્ષણ કર્યા કરતો હતો એક વાર એક બહુ જ કડવું ફળ તેના ખાવામા આવ્યું, એટલે તે સ્તબ્ધ ગયો અને ઉપરના પ્રભાવશાળી પક્ષીને જોવા લાગ્યો, પણ થોડીવારમાં જ તે અન્ય પક્ષી વિષેની બધી વાતને ભૂલી ગયો અને આગળની પેઠે વૃક્ષનાં ફળ ખાવાના વ્યાપારમા નિમગ્ન થયો પાછું એક કડવું ફળ તેના ખાવામાં આવ્યું અને તેથી આ વેળાએ કૂદીને તે ઉપરની ડાળીઓપર શિખરવાળા પક્ષીની વધારે નિકટમા જઇ પહોંચ્યો આમ કેટલીકવાર બન્યું અને અંતે

ઉંચે ચઢતો ચઢતો તે નીચેનો પક્ષી ઉપરના પક્ષીના સ્થાનમાં આવી લાગ્યો અને ત્યાં આવતાં જ પોતાને ખોઈ બેઠો. અર્થાત્ ત્યાં આવ્યા પછી તત્કાળ તેના જાણવામાં આવી ગયુ કે, બે પક્ષીઓ કદાપિ હતા જ નહિ, કિન્તુ તે પોતે સદા સર્વ કાળ તે શાંત, પ્રભાવશાળી અને પોતાના આનંદમાં નિમગ્ન શિખરસ્થ પક્ષી જ હતો. (અંતિમ સ્થાને પહોંચતાં તેના દ્વૈતભાવ અને શરીરભાવનો લોપ થઈ ગયો.)

તા૦ ૩૧ મી જુલાઈ ૧૮૯૫, બુધવાર.

લ્યુથરે ત્યાગ અથવા વૈરાગ્યને ધર્મમાથી કાઢી નાખીને આપણને તેના બદલામાં કેવળ નીતિજ આપી, એ તેણે ધર્મપર એક આઘાત જ કર્યો છે. કારણ કે, નીતિસિદ્ધાંતોને તો અનીશ્વરવાદી અને જડવાદીઓ પણ મેળવી શકે છે; પરંતુ ધર્મને તો કેવળ ઈશ્વરમાં શ્રદ્ધા રાખનારાઓ જ ધારી શકે છે.

મહદાત્માની પવિત્રતાનું મૂલ્ય પાપાત્મા આપે છે. જ્યારે તમે કોઈ પણ પાપાત્માને જુઓ, ત્યારે આનો વિચાર કરજો. જેવી રીતે લક્ષ્મીપુત્ર–ધનાઢ્યના વૈભવવિલાસનુ મૂલ્ય દરિદ્રી મનુષ્યનો પરિશ્રમ ચૂકવે છે, તેવી જ આત્મિક જગત્ની પણ પરિસ્થિતિ છે. ભારતવર્ષમાંના જનસમાજની જે ભયંકર અવનતિ, તે મીરાંબાઈ અને બુદ્ધ આદિ જેવા મહાત્માઓની ઉત્પત્તિમાટે પ્રકૃતિના હસ્તે અપાતુ મૂલ્ય છે.

* * * *

"હુ પવિત્રની પવિત્રતા છુ." (ગીતા) "હુ મૂળ છુ, અને તેનો સર્વ પોતપોતાની ઈચ્છા પ્રમાણે ઉપયોગ કરે છે, પણ સર્વ હું જ છુ." "બધુ હું જ કરું છુ, તમે તો નિમિત્ત માત્ર છો."

મોઢેથી વધારે બકવાદ ન કરો, કિન્તુ અંતરમા આત્માને અનુભવો; અને એ પ્રમાણે વર્તો, તો જ તમે જ્ઞાની છો. ખરુ જ્ઞાન એ છે, અન્ય સર્વ અજ્ઞાન છે. જે જાણવા યોગ્ય છે, તે કેવળ બ્રહ્મ જ છે. તે જ સર્વ છે.

* * * * *

સત્ત્વ, સુખ તથા જ્ઞાનના શોધદ્વારા બધનકારક થાય છે, રજોગુણ વાસનાદ્વારા બદ્ધ કરે છે, અને તમોગુણ ભ્રમણા તથા આલસ્યદ્વારા બંધનમાં નાખી દે છે. રજોગુણ તથા તમોગુણનો સત્ત્વગુણદ્વારા જય કરો, અને ત્યારપછી સર્વસ્વ ઈશ્વરાર્પણ કરી દઇને સર્વથા મુક્ત થઈ જાઓ.

ભક્તિયોગી બ્રહ્મનો બહુ જ સત્વર સાક્ષાત્કાર કરે છે અને ત્રિગુણાતીત થઈ જાય છે. (ઉપર્યુક્ત ત્રણે ગુણોના અતિક્રમ કરી જાય છે).

ઇચ્છા, ચેતના, ઇન્દ્રિયો, વાસના અને મનોવિકાર એ સર્વના મિશ્રણથી તે વસ્તુ બને છે કે જેને આપણે 'આત્મા'ના નામથી ઓળખીએ છીએ

પ્રથમ દૃશ્ય આત્મા (શરીર) છે, દ્વિતીય માનસિક આત્મા છે કે જે આત્માને બદલે શરીરને જ ભૂલથી આત્મા માને છે (એ માયાબદ્ધ આત્મા છે), અને તૃતીય શાશ્વત શુદ્ધ તથા મુક્ત આત્મા છે જો તેને વિભાગશઃ જોવામાં આવે, તો તે પ્રકૃતિ છે, અને જો તેને સમસ્ત સ્વરૂપે જોવામા આવે, તો પ્રકૃતિ ચાલી જાય છે, એટલુ જ નહિ, પણ તેના સ્મરણનો પણ લોપ થઈ જાય છે. આત્મા, પરિવર્તનીય (મર્ત્ય), શાશ્વત પરિવર્તનીય (પ્રકૃતિ) અને સર્વથા અપરિવર્તનીય (આત્મા) છે.

* * * * *

સંપૂર્ણ નિરાશાને સ્વીકારી લ્યો, કારણ કે, એ જ ઉચ્ચતમ અવસ્થા છે આશા શાની રાખવી વારુ? આશાના બંધનને આરપાર છેદી નાખો, સ્વસ્થ થાઓ અને શાંતિમા રહો; તમે ગમે તે કૃત્ય કરો અને ગમે તેમ વર્તો તેની ચિંતા નહિ, પણ શુભાશુભ સર્વ ઈશ્વરને અર્પી દો, અને તે વિષે કોઈ પણ પ્રકારનો દંભ કે આડંબર ન રાખો

આર્યાવર્તમા સાધારણ સભાષણમા પણ 'સ્વસ્થ' શબ્દનો વ્યવહાર કરવામા આવે છે. એ શબ્દનો અર્થ 'આત્મસ્થ' થાય છે 'Are you well, are you happy?' (તમે ઠીક છો, સુખી છો?) એવા આશયનો પ્રશ્ન પૂછવો હોય, તો ભારતવર્ષમાં "તમે સ્વસ્થ તો છો ને?" એમ પૂછવાનો પરિપાક છે, અને જ્યારે હિંદુઓને એવો આશય જણાવવાનો હોય, કે, "I saw a thing, ત્યારે તેઓ એમ બોલે છે કે, "મેં એક પદાર્થ જોયો" આ સૃષ્ટિ પણ એક પદાર્થ જ છે

* * * * *

એક પરિપૂર્ણ મનુષ્યનો દેહ અબુદ્ધિપૂર્વક પણ શુભ જ કરે છે, તે કેવળ શુભ જ કરી શકે છે, કારણ કે, તે સર્વથા શુદ્ધ થએલો હોય છે જે ભૂતગતિ દેહના ચક્રને ચલાવ્યા કરે છે, તે પણ શુભ જ હોય છે. તેનામાની સર્વ અશુભ ભાવનાઓ બળીને ભસ્મીભૂત થએલી છે

* * * * *

"જે દિવસે આપણે ઈશ્વરવિષયક કાંઈ પણ ચર્ચા ન કરીએ–ઈશ્વર વિષે કાંઈ પણ ન બોલીએ, તે દિવસ ખરેખર ઘણો જ નઠારો અને શોકકારક દિવસ છે, એમ સમજવું."

કેવળ સર્વ સત્તાધીશ સ્વામીમા જે પ્રેમ રાખવો, તે જ સત્ય ભક્તિ છે. કોઈ પણ અન્ય વ્યક્તિમાનો પ્રેમ, તે ગમે તેવો અને ગમે તેટલો મહાન્ હોય, તો પણ તે ભક્તિ તો

નથી જ. 'સર્વ સત્તાધીશ સ્વામી'નો અહીં ઈશ્વર અર્થ થાય છે; પાશ્ચાત્ય દેશમાં 'પૌરુષેય ઈશ્વર' એ બે શબ્દોથી જે અર્થ વ્યક્ત થાય છે, તેના કરતાં આ શબ્દો વિશેષ ઉચ્ચ ભાવના—ઉત્તમ અર્થને વ્યક્ત કરે છે. જેમાંથી આ સૃષ્ટિ ઉત્પન્ન થાય છે, જેમાં સ્થિત રહે છે અને અંતે પાછી જેનામાં શમાઈ જાય છે, તે ઈશ્વર છે—તે ઈશ્વર શાશ્વત, શુદ્ધ, અત્યંત દયાળુ, સર્વ શક્તિમાન્, સદા મુક્ત, સર્વ જ્ઞાતા, ગુરુનો પણ ગુરુ અને સ્વામી છે—સ્વભાવત જ તે અવર્ણનીય—અનિર્વાચ્ય પ્રેમ છે.

મનુષ્ય કાંઈ પોતાના મસ્તિષ્કમાંથી ઈશ્વરને ઉત્પન્ન કરતો નથી; કિન્તુ તે પોતાની યોગ્યતાના—અધિકારના—પ્રકાશમાં ઈશ્વરને કેવળ જોઈ શકે છે, અને જે કાંઈ પણ ઉત્તમ ગુણો તેના જાણવામાં હોય, તેમાંના સર્વોત્કૃષ્ટ ગુણોનો તે તેનામાં આરોપ કરે છે. એવો પ્રત્યેક ગુણ અથવા ઉપાધિ તે સમસ્ત ઈશ્વર છે અને એ એક ગુણવડે જે સમસ્તનો બોધ કરાવવો, તે પૌરુષેય—સાકાર—ઈશ્વરનું આધ્યાત્મિક સ્પષ્ટીકરણ છે. ઈશ્વર પોતે નિરાકાર હોવા છતાં તેનામાં સર્વ આકારોનો સમાવેશ થએલો છે, અને તે નિર્ગુણ હોવા છતાં સર્વ ગુણોનો સ્વામી છે. એક મનુષ્ય તરીકે, આપણે ઈશ્વર, મનુષ્ય અને પ્રકૃતિ એવી રીતે અસ્તિત્વની ત્રિપુટી જ જોવાના; એથી અન્યથા વસ્તુનો આપણે મનુષ્ય તરીકે સાક્ષાત્કાર કરી શકીએ તેમ નથી.

પરંતુ એક ભક્તને માટે તો આ સર્વ તાત્ત્વિક ભેદો કેવળ નિરર્થક બકવાદ સમાન જ છે. તે વાદવિવાદની પરવા કરતો નથી અને યુક્તિને આશ્રય આપતો નથી; તે તો અંતઃકરણમાં ઈશ્વરને અનુભવે છે અને તેનો સાક્ષાત્કાર કરે છે. તે ભક્ત પોતાને ઈશ્વરના શુદ્ધ પ્રેમમાં તલ્લીન કરવાની ઇચ્છા રાખે છે. કેટલાક એવા અભિપ્રાયવાળા ભક્તો પણ થએલા છે કે, જેઓ મોક્ષ કિવા મુક્તિ કરતાં ઈશ્વરપ્રેમમાં તલ્લીન થવાને અધિક ઉત્તમ માને છે, તે કહે છે કે, "મારી શર્કરા થવાની ઇચ્છા નથી; કિન્તુ શર્કરાનો સ્વાદ લેવાની ભાવના છે." "હું પ્રેમ રાખવા અને મારા પ્રેમપાત્રને ભોગવવા ઇચ્છું છું."

ઈશ્વરની નિષ્કપટ અને પ્રચંડ વાસના રાખવી, એ ભક્તિયોગનું પ્રથમ તત્ત્વ છે. આપણે કેવળ ઈશ્વર વિના અન્ય સર્વ પદાર્થોની વાસના રાખીએ છીએ; કારણકે, આપણી સાધારણ ઇચ્છાઓ બાહ્ય જગતવડે પરિપૂર્ણ થાય છે. જ્યાંસુધી આપણી આવશ્યકતાઓ જડ જગતની મર્યાદામાં બદ્ધ છે, ત્યાં સુધી આપણા અંતઃકરણમાં ઈશ્વરની આવશ્યકતાની સંવેદના થતી નથી જ્યારે આપણા જીવનમાં આપણાપર કઠિન આઘાતો થાય છે અને આ જગતમાંની પ્રત્યેક વસ્તુમાંથી આપણને નિરાશા મળે છે; તે વેળાએ જ એના કરતાં

કોઈ ઉચ્ચતર તત્ત્વની આવશ્યકતા આપણને જણાવા માડે છે, તે વેગાએ જ આપણે ઈશ્વરને શોધીએ છીએ

ભક્તિ વિઘાતક નથી કિન્તુ તે તો એમ શીખવે છે કે, આપણી સર્વ શક્તિઓ મોક્ષને મેળવવાના સાધનરૂપ થઈ શકે એમ છે આપણે તે શક્તિઓને ઈશ્વરની દિશામા વાળવી જોઈએ અને જે પ્રેમનો સાધારણ્ન ઇન્દ્રિયના ક્ષણભગુર વિષયમા વ્યય કરી નાખવામાં આવે છે, તે પ્રેમ ઈશ્વરને સમર્પવો જોઈએ

અમારી ભક્તિ તમારી પાશ્ચાત્ય ધર્મભાવના કરતા એટલી ભિન્ન છે કે, તે ભયના તત્ત્વને સ્વીકારતી નથી, તેમ જ કોઈ પણ વ્યક્તિ ઈશ્વરના પ્રસાદ કિવા અનુનયને પ્રાપ્ત કરે છે, એમ પણ માનતી નથી અમારા ભારતવર્ષમા કેટલાક એવા ભક્તો પણ છે કે, જેઓ ઈશ્વરની તેમના પોતાના બાળક તરીકે ઉપાસના કરે છે, અને તેનું રહસ્ય એવું છે કે, ઈશ્વરને પોતાના સતાનરૂપ માનવાથી તેનાથી ડરવાનું કિંવા તેનામાં પૂજ્યભાવ રાખવાનું કાંઈ કારણ જ ન રહે સત્ય પ્રેમમા ભય હોઈ શકે જ નહિ અને તેથી જ્યા સુધી ભયનો લેશ માત્ર અશ પણ અવશિષ્ટ હોય, ત્યાં સુધી ભક્તિનો આરભ થવો અશક્ય છે વળી ભક્તિમા ઈશ્વર પાસેથી કાંઈ માગવાનો કિંવા ઈશ્વર સાથે ગઈ ગાડુ કરવાનો વ્યવહાર પણ હોતો નથી ઈશ્વર પાસેથી કાંઈ પણ વસ્તુની યાચના કરવી, તે એક ભક્તમાટે ધર્મનો લોપ કરવા સમાન કાર્ય છે જે સત્ય ભક્ત હોય છે, તે (પોતાની ભક્તિના બદલામા) આરોગ્ય, અર્થસપત્તિ કે સ્વર્ગપ્રાપ્તિની ઈશ્વરને કદાપિ પ્રાર્થના કરતો નથી

જેની ઈશ્વરમા પ્રેમ રાખવાની—ભક્ત થવાની આકાક્ષા હોય, તેણે પ્રથમ સર્વ વાસનાઓની એક ગાસડી બાધી તેને દ્વારની બહાર નાખીને પછી જ ઈશ્વરના પ્રેમમર્ગમા પ્રવેશ કરવો જોઈએ જેની પ્રકાશના રાજ્યમા જવાની ભાવના હોય, તેણે તે પ્રકાશ-રાજ્યના દુર્ગદ્વારમા પ્રવેશ કરવા પૂર્વે એ સર્વ વૈશ્યવૃત્તિપૂર્ણ ધર્મનો પોટરો બાધી બહાર જ છોડી દેવો જોઈએ આનો ભાવાર્થ એવો નથી કે, ઈશ્વર પાસેથી તમે જે માગો તે વસ્તુ તમને મળી શકવાની નથી, એટલા માટે તમને આમ કહેવામા આવે છે ઈશ્વર પાસેથી તમને કોઈ પણ વસ્તુ પ્રાપ્ત થઈ શકે એમ છે પરતુ એ નીચ પ્રકારનો, અશિષ્ટ અને ભિક્ષુક ધર્મ છે 'પોતે ગગા નદીના તીરપ્રાતમા વસતો હોવા છતા જળ મેળવવામાટે જે ન્હાનો કૂવો ખોદવા બેસે, તેના જેવો મૂર્ખ બીજો કોઈ હોઈ શકે ખરો કે? વળી પોતે હીરાની ખાણમા આવ્યા છતાં કાચના મણકાને શોધવાની ચેષ્ટા કરતો હોય, તેને મહામૂર્ખ વિના બીજુ શુ નામ આપી શકાય? આરોગ્ય,

ધન અને જડ વૈભવમાટેની પ્રાર્થનાઓ તે ભક્તિ નથી. કર્મનુ એ અત્યંત કનિષ્ટ પ્રકારનુ સ્વરૂપ છે. ભક્તિ એના કરતાં ઉચ્ચ વસ્તુ છે. આપણે રાજાઓના રાજા સમક્ષ જવાનો યત્ન કરીએ છીએ; એટલે ત્યાં આપણો ભિક્ષુકના વેશથી પ્રવેશ થઈ શકે તેમ નથી. જો આપણી કોઇએક સમ્રાટ્ સમક્ષ ઉપસ્થિત થવાની ઇચ્છા હોય, તો આપણને એક ભિખારીના ચીથરેહાલ અવતારમાં ત્યા કોઈ જવા દેશે કે? કદાપિ નહિ. ત્યારે ઈશ્વર તો સમ્રાટોનો પણ સમ્રાટ્ છે, અને તેથી ભિક્ષુકના વેશથી આપણે કદાપિ તેના સમક્ષ પહોંચી શકીએ તેમ નથી. નફાની આશા રાખનાર દુકાનદારોનો ત્યાં કદાપિ પ્રવેશ થઈ શકતો નથી અને ખરીદ તથા વેચાણનો વ્યવહાર ત્યાં ચાલી શકતો નથી. એ તો 'બાઇબલ'માં તમે વાંચેલુ જ છે કે, જીજસે ખરીદનારા અને વેચનારાને દેવાલયમાંથી બહાર કાઢી મૂકયા હતા.

અર્થાત્ એ તો નિર્વિવાદ છે કે, ભક્ત થવાના શિક્ષણક્રમનો પ્રથમ પાઠ એ જ છે કે, સ્વર્ગ આદિને મેળવવાની સર્વ વાસનાઓનો સર્વથા ત્યાગ કરી દેવો જોઇએ. એ સ્વર્ગ આ સ્થાન, આ પૃથ્વી સમાન જ હોવાનુ—કદાચિત્ આ પૃથ્વી કરતા કિંચિદ્ ઉત્તમ હશે સ્વર્ગ વિષેની ક્રિશ્ચિયન્ ભાવના એવી છે કે, સ્વર્ગ તે ધન વૈભવવિલાસનું એક સ્થાન છે. અર્થાત્ ઈશ્વર એવો કેમ હોઈ શકે વારુ? સ્વર્ગમા જવાની જે આ સર્વ વાસના તે વિલાસનીજ એક વાસના છે એ વાસનાનો ત્યાગ કરવો જોઇએ. ભક્તનો પ્રેમ સર્વથા શુદ્ધ અને સ્વાર્થહીન હોવો જોઇએ, તે પ્રેમમા આ લોક કિંવા પરલોકમાથી કાંઈ પણ મેળવવાની આશાનો અંશ હોવો ન જોઇએ

"સુખ અને દુઃખ તથા લાભ અને હાનિની સર્વ ભાવનાને ત્યાગીને દિવસ અને રાત ઈશ્વરની ઉપાસના કરો; એક પળ માત્રનો સમય પણ વ્યર્થ જવો ન જોઇએ"

"અન્ય સર્વ વિચારોને ત્યાગીને સમસ્ત મન દિવસ અને રાત ઈશ્વરને ભજે છે. આવી રીતે અષ્ટપ્રહરની ઉપાસનાથી તે—ઈશ્વર—પોતાને વ્યક્ત કરે છે, અને પોતાના ઉપાસકોના હૃદયમા પોતાવિષેની સવેદનાને ઉત્પન્ન કરે છે"

તા૦ ૧ લી ઑગસ્ટ ૧૮૯૫, ગુરુવાર

સત્ય ગુરુ તે જ છે કે, જે દ્વારા આપણે આપણી આત્મિક પરપરાને પ્રાપ્ત કરી શકીએ. તે ગુરુ એક નહેર છે કે જેમાંથી આધ્યાત્મિક પ્રવાહનું આપણી તરફ વહન થયા કરે છે, તે એક એવી શૃંખલા છે કે જે આપણને સમસ્ત આધ્યાત્મિક વિશ્વ સાથે જોડી દે છે. વ્યક્તિત્વમાં અતિશ્રદ્ધા રાખવામા એક એવો ગુણ સમાયલો છે કે, જે મનોદુર્બળતા અને મૂર્તિપૂજાને ઉત્પન્ન કરે છે; પરતુ ગુરુમાનો ધન પ્રેમ શક્ય હોય તેટલી

શીઘ્ર પ્રગતિ કરે છે અને તે આપણને આંતરિક ગુરુ સાથે જોડી દે છે. જો ગુરુમાં ખરું સત્ય હોય, તો તેની ઉપાસના કરો; એ ગુરુભક્તિ તમને સત્વર ઈશ્વર પાસે લઈ જશે.'

* * * * *

શ્રી રામકૃષ્ણ પરમહંસની પવિત્રતા તે એક બાળક—અર્ભકની પવિત્રતા સમાન હતી. તેણે પોતાના જીવનકાળમાં ધનને કદાપિ સ્પર્શ કર્યો ન હતો અને વિષયસુખેચ્છાનો તો તેનામાં સર્વથા લોપજ થએલો હતો—એટલે કે, વિષયવાસના તો તેનામાં નામમાત્રને પણ નહોતી. મહાન્ ધર્મોપદેશકો પાસે કદાપિ જડવિજ્ઞાન શીખવા જશો નહિ, કારણ કે, તેમની સર્વ શક્તિ કેવળ આધ્યાત્મિક જ્ઞાનમાં જ પરોવાઈ ગએલી હોય છે. શ્રી રામકૃષ્ણ પરમહંસમાં મનુષ્યભાવના સર્વથા મરી ગઈ હતી અને કેવળ ઈશ્વરજ અવશિષ્ટ રહેલો હતો, તેઓ ખરેખર પાપને જોઈ શકતા જ નહોતા; તેઓ ખરેખર કુકર્મને જોઈ શકનારાં નેત્રો કરતાં વિશેષ પવિત્ર નેત્રોવાળા હતા. એવા અલ્પસંખ્ય પરમહંસોની પવિત્રતાથી જ આ જગત્ ટકી રહ્યું છે. જો તે સર્વ મરી જાય અને આ જગતને ત્યાગી જાય, તો આ ક્ષણે જ આ જગતના ટુકડે ટુકડા થઈ જાય, એમાં લેશમાત્ર પણ સંશય નથી. માત્ર જગત્‌માં રહેવાથી જ તેઓ જગતનું કલ્યાણ કરે છે, છતા તેઓ જાણતા નથી કે, તેઓ પોતે આવા હિતકારક છે.

* * * * *

પુસ્તકો આંતરિક પ્રકાશની કલ્પના કરાવે છે અને તેને બહાર લાવવાનો માર્ગ બતાવે છે, પરંતુ એ કલ્પના તથા પદ્ધતિને આપણે પોતે જ્યારે તદ્વિષયક જ્ઞાન મેળવીએ, ત્યારે જ બરાબર સમજી શકીએ છીએ. જ્યારે આંતરિક પ્રકાશ તમારામાં ઝળકી ઉઠે, ત્યારે પુસ્તકોનો ત્યાગ કરો અને કેવળ અંતરમાં જ દૃષ્ટિપાત કરો. પુસ્તકોમાં જે કાંઈ છે તેના કરતાં હજારગણું વધારે સર્વસ્વ તમારામાં રહેલું છે. આત્મશ્રદ્ધાને કદાપિ ન ત્યાગો; આ વિશ્વમાં તમે જે ચાહો તે કરી શકો એમ છે. કદાપિ નિર્બળ થશો નહિ; સર્વ શક્તિ—સર્વ સત્તા તમારી જ છે.

જો ધર્મ અને જીવનનો ગ્રંથો અથવા તો કોઈ પણ ધર્મસંસ્થાપક મહાપુરુષના અસ્તિત્વપર જ આધાર રહેલો હોય, તો તે તે ધર્મ અને ધર્મગ્રંથોનો નાશ કરી નાખો! ધર્મ આપણા પોતામાં જ છે. માત્ર તે ધર્મને શોધી કાઢવાના કાર્યમાં સહાયતા કરવા ઉપરાંત ધર્મગ્રંથો અને ધર્મસંસ્થાપકો બીજું વધારે કાંઈ પણ કરી શકે તેમ નથી; માત્ર એટલું જ નહિ, પણ એ ધર્મગ્રંથ અને ધર્મોપદેશકો વિના પણ આપણે આંતરિક સત્યને પ્રાપ્ત કરી શકીએ એમ છે. છતાં પણ ધર્મગ્રંથો અને ધર્મોપદેશકોમાં તેમનામાં આસક્તિમગ્ન થવા

વિના, કૃતજ્ઞ બુદ્ધિ રાખો અને તમારા ગુરુની ઈશ્વર સમાન ઉપાસના કરો, પરંતુ તેને અંધતાથી ન અનુસરો; તેનામાં ગમે તેટલો પ્રેમ રાખો; છતાં પોતાને ભૂલી ન જગો. અંધશ્રદ્ધા કદાપિ તમારો ઉદ્ધાર કરવાની નથી; તમારી મુક્તિનો ઉપાય તમે પોતે જ યોજી લ્યો. ઈશ્વરવિશે કેવળ એ જ એક ભાવના રાખો કે, તે એક શાશ્વત સહાયતા છે.

મુક્તિ અને ઉચ્ચતમ પ્રેમની ગતિ સાથે જ હોવી જોઈએ, એટલે પછી એ બેમાંથી એક પણ બંધનરૂપ થઈ શકે તેમ નથી. આપણે ઈશ્વરને કાંઈ પણ આપી શકીએ તેમ નથી; તે જ આપણને સર્વ આપે છે. તે ગુરુઓનો પણ ગુરુ છે. આવી ભાવના થયા પછી જ આપણે જાણી શકીએ છીએ કે, તે "આપણા આત્માઓનો આત્મા" છે, આપણો જ આત્મા છે. તે આપણા આત્માઓનો આત્મા હોવાથી જો આપણે તેનામાં પ્રેમ રાખીએ, તો એમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી; કારણ કે, જો એનામાં નહિ, તો આપણે બીજા કોનામાં પ્રેમ રાખીએ વારુ? આપણે "અગ્નિ અને ધૂમાડા વિના બળતી દૃઢ-અચલ જ્વાળા" થવાની ઇચ્છા ધરાવીએ છીએ. જ્યાં તમે કેવળ ઈશ્વરને જ જોતા હો, ત્યાં પછી કલ્યાણ કોનું કરી શકો એમ છે વારુ? તમે ઈશ્વરનું કલ્યાણ કરી શકો તેમ તો નથી જ. (આવા ભાવથી) સર્વ શંકાઓ જતી રહે છે, અને સર્વત્ર 'સમતા' જ વિસ્તરેલી દેખાય છે. જો તમે સર્વનું કલ્યાણ કરો, તો એમ માનજો કે તે તમારું પોતાનું જ તમે કલ્યાણ કરો છો. તમે બીજાની સેવા કરો છો તે એટલામાટે કે તમે તેના કરતાં કનિષ્ટ છો; એટલામાટે નહિ, કે તે કનિષ્ટ છે અને તમે ઉત્તમ છો. જો કાંઈ આપવું હોય, તો ગુલાબ જેવી રીતે સુવાસ આપે છે, તેવી રીતે આપો; કારણ કે, સુવાસ આપવો એ ગુલાબનો સ્વભાવ છે; 'હું આપું છું,' એવી ભાવના તેનામાં હોતી નથી.

* * * * *

મહાન્ હિન્દુ સુધારક-Reformer-રાજા રામમોહનરાય એ સ્વાર્થ રહિત-અહંભાવના રહિત-કાર્યના એક આશ્ચર્યકારક દૃષ્ટાન્તરૂપ હતો. વિધવાઓના બળી મરવાનો-સતી થવાનો-પ્રઘાત તેણેજ અટકાવ્યો હતો. સાધારણ રીતે એમ માનવામાં આવે છે કે, આ સુધારણા અંગ્રેજોના પ્રતાપથી જ થઈ હતી; પરંતુ ખરી વાત તો એ છે કે, પ્રથમ એ પ્રઘાત વિરુદ્ધ ખળભળાટ રાજા રામમોહનરાયે જ જગાવ્યો હતો અને ત્યાર પછી એ રિવાજને કાઢી નાખવાના કાર્યમાં ગવર્નમેન્ટની સહાયતા મેળવવામાં તે વિજયી થયો હતો. જ્યાં સુધી તેણે આ કાર્યનો આરંભ કર્યો, ત્યાં સુધી ગવર્નમેન્ટે એ વિષે કાંઈ પણ કર્યું નહોતું. એ ઉપરાંત વળી તેણે 'બ્રહ્મસમાજ' નામથી ઓળખાતા એક આવશ્યકીય ધાર્મિક સમાજની પણ સ્થાપના કરી હતી, અને એક વિશ્વવિદ્યાલયની સ્થાપના

કરવામાટે એક લાખ સેન્ટ્સની રકમ ભરી આપી હતી. એ પછી એમાંથી તેણે પોતાનો પગ કાઢી લીધો અને બીજાઓને એ કાર્યની વૃદ્ધિમાટે એકલા પ્રયત્ન કરવાનું જણાવી દીધું. તેણે કીર્તિ કિંવા પોતાના એ કાર્યના પરિણામની કશી પણ દરકાર કરી નહોતી.

ગુરુવાર, મધ્યાહ્ન પછી.

આવિર્ભાવોની "મેરી-ગો-રાઉન્ડ્સ્" જેવી અનંત માલિકાઓ છે, કે જેમાં આત્મા ચઢે છે-વિરાજે છે. એ માલિકાઓ શાશ્વત છે; અને વ્યક્તિગત આત્માઓ તેમાથી બહાર નીકળે છે, પરંતુ તે માલિકાઓનું ચક્ર તો નિરંતર ચાલ્યા જ કરે છે અને તેથી જ આત્માનું ભૂત અને ભવિષ્ય વાચી શકાય છે, કારણ કે, ખરી રીતે જોતાં તો સર્વ વર્તમાન જ છે. (ભૂત અને ભવિષ્ય જેવું કાંઈ છે જ નહિ.) જ્યારે આત્મા એક વિશિષ્ટ શૃંખલામાં બદ્ધ હોય છે, ત્યારે તેને તે શૃંખલાના અનુભવોમાંથી પસાર થવું પડે છે. એક માલિકામાથી આત્મા બીજી માલિકાઓમાં જાય છે; કોઈ એક માલિકામાથી તેઓ 'અમે બ્રહ્મ છીએ' એવો સાક્ષાત્કાર કરવાથી સદાને માટે છટકી જાય છે. એક શૃંખલામાંના એક મુખ્ય પ્રસગ-ઘટનાને હાથમાં લીધાથી અને તેને બળપૂર્વક પકડી રાખવાથી સમસ્ત શૃંખલાને ખેંચી અને વાંચી શકાય છે. આ શક્તિ બહુ જ સરળતાથી પ્રાપ્ત કરી શકાય છે, પરંતુ વાસ્તવિક રીતે જોતાં એની મહત્તા કાંઈ પણ નથી અને એનો વ્યવહાર આપણી આત્મિક શક્તિઓમાના બહુ અંશને ખેંચી જાય છે. આવી વસ્તુઓની પાછળ ન પડો, કેવળ ઈશ્વરની જ ઉપાસના કરો.

તા૦ ૨ જી ઑગસ્ટ ૧૮૯૫, શુક્રવાર

નિષ્ઠા (એક ઇષ્ટમાં ભક્તિ રાખવી તે) સાક્ષાત્કારનો આરંભ છે. સર્વ પુષ્પોમાંના મધુને ખેંચી લ્યો; બેસો અને સર્વ સાથે મિત્રભાવ રાખો; સર્વને માન આપો, અને સર્વને એમ જ કહેતા રહો કે, 'હા, ભાઈ, હા, ભાઈ,' પરંતુ પોતાના માર્ગમા સર્વથા દૃઢ રહો-પોતાના માર્ગથી ચળિત ન થશો. એક ઉચ્ચતર ભૂમિકા ખરેખર બીજી ભૂમિકાની સ્થિતિને સ્વીકારે છે. જો હુ સર્વસ્વ છુ, તો પછી મારે વાસ્તવિકતા અને કર્મપૂર્વક મારા બધુ સાથે અનુકંપા શામાટે ન રાખવી અને તેનાં નેત્રોવડે શામાટે ન નિહાળવું? નિર્બળતાની અવસ્થામાં મારે નિષ્ઠાના માર્ગનો સ્વીકાર કરવો જ જોઇએ-(કોઈ એક માર્ગદર્શક ઇષ્ટમાં નિષ્ઠા રાખવી જ જોઇએ)-પરંતુ જ્યારે હું સબળ થઈ જાઉં, ત્યારે હું પ્રત્યેક અન્ય વ્યક્તિ સાથે લાગણીમાં અને તેની ભાવનાપ્રતિ પૂર્ણ અનુકંપા રાખવાના કાર્યમાં ભાગ લઈ શકું એમ છે.

"અન્ય સર્વ ભાવનાઓના ભોગે એક ભાવનાનો વિકાસ કરવો" એવી જૂની

ધારણા હતી. વર્તમાન પદ્ધતિ એવી છે કે, "અવિરોધ વિકાસ" કરો. તૃતીય માર્ગ વળી "મનોવિકાસ અને તેના સંયમ"નો છે–એટલે કે, "મનનો વિકાસ કરો, તેનો સંયમ કરો," અને પછી તમારી ઇચ્છા હોય ત્યાં તમે તેને રાખો; એનું પરિણામ સત્વર જ વ્યક્ત થશે. આ અત્યંત સત્ય માર્ગમાં તમારો પોતાનો વિકાસ છે–આત્મવિકાસનો આ અત્યંત સત્ય માર્ગ છે. એકાગ્રતાને શીખો અને કોઈ પણ દિશા (કાર્ય) માં તેનો ઉપયોગ કરો. આમ કરવાથી તમે કાંઈ પણ ખોવાના નથી. જે કોઈ પણ એક સમસ્ત વસ્તુને મેળવે, તેણે તેના વિભાગોને પણ મેળવવા જ જોઇએ. દ્વૈતનો અદ્વૈતમાં સમાવેશ થઈ જાય છે.

"પ્રથમ મેં તેને જોયો અને તેણે મને જોયો.

"મારા નેત્રમાંથી તેના પ્રતિ અને તેના નેત્રમાંથી મારા પ્રતિ (નેત્રનો) એક ચમકારો થયો."

આ પ્રકાર ત્યાં સુધી ચાલતો રહ્યો કે જ્યાંસુધી બન્ને આત્માઓ એકબીજાના અત્યંત નિકટમાં આવીને સંયુક્ત થઈ ગયા–તેઓ વસ્તુતઃ એક થઈ ગયા.

* * * * *

સમાધિના બે પ્રકારો છે,–પ્રથમ હું મારા પોતામાં એકાગ્રતા કરું છું અને ત્યાર પછી જ્યારે એકાગ્રતા કરું છું, ત્યારે વિષયી અને વિષયની એકતા થએલી દેખાય છે.

તમારે પ્રત્યેક વિશિષ્ટ વસ્તુ સાથે સંપૂર્ણતાથી અનુકંપા રાખવાની યોગ્યતા મેળવવી જ જોઇએ, અને ત્યાર પછી તત્કાળ પુનઃ ઉચ્ચતમ અદ્વૈતમાં જઈ પડવું જોઇએ. પોતાને પરિપૂર્ણ કરી લીધા પછી પોતાની ઇચ્છાથી તમે પોતાને મર્યાદિત કરો છો. પ્રત્યેક કર્મમાં સમસ્ત શક્તિની યોજના કરો. અમુક સમયને માટે દ્વૈતવાદી બની જાઓ અને અદ્વૈતને ભૂલી જાઓ; છતાં જ્યારે પોતાની ઇચ્છા હોય ત્યારે અદ્વૈતને ધારી લેવાની પોતાની યોગ્યતાને તો ટકાવી જ રાખો.

* * * * *

કારણ અને કાર્ય એ સર્વ માયા છે, અને ધીમે ધીમે આપણે એ જાણવાને યોગ્ય થઇશું કે, આપણે જે કાંઈ જોઇએ છીએ તે સર્વ અસારે બાળકોની પરીઓની વાર્તાઓ આપણને જણાય છે તે પ્રમાણે સર્વથા પરસ્પર અસંબદ્ધ છે. વસ્તુતઃ કારણ અને કાર્ય (પરિણામ) જેવી કોઈ વસ્તુ છે જ નહિ, અને તે આપણે સમય આવતાં જાણીશું. એટલામાટે જો તમારાથી બની શકે, તો કોઈ પણ રૂપકને, તેની સંબદ્ધતા વિશે શંકા કર્યા વિના, તમારા મનમાંથી પસાર થવા દેવામાટે, તમારી બુદ્ધિને જરાક મંદ કરી નાખો. કાલ્પનિક અને સુંદર કવિતાના પ્રેમનો વિકાસ કરો અને ત્યાર પછી સર્વ પૌરા-

ત્રિક કથાઓનો કવિતા તરીકે ઉપયોગ કરો. પુરાણમાં ઇતિહાસ અને સબદ્ધતાની ભાવના ન રાખો. એક પ્રવાહ પ્રમાણે તમારા મનમાંથી તેને વહી જવા દો, તેને તમારાં નેત્રો સમક્ષ દીપિકા પ્રમાણે, તે દીપિકાને કોણે પકડેલી છે એ વિશે કાંઈ પણ પૂછયા વિના, ભ્રમણ કરવા દો, એટલે તમને વલણની પ્રાપ્તિ થશે, અને સત્યનો અવશેષ તમારા મનમાં અવશિષ્ટ રહેશે.

પુરાણના કર્તાઓએ પોતે જોએલું અને અનુભવેલું સર્વ સાંકેતિક રૂપે લખેલું છે, તેમણે અસ્ખલિત ચિત્રો ચીતરેલાં છે. તેમાંના દોષોને જોઈ તે ચિત્રોને નષ્ટ કરી નાખવાનો પ્રયત્ન ન કરો; તેઓ જેવા રૂપમાં છે તેવા રૂપમાં તેમનો સ્વીકાર કરો અને તમારાપર તેમના પ્રભાવને વિસ્તરવા દો કેવળ પરિણામથી જ તેમની યોગ્યતાનો નિર્ણય કરો અને તેમાંના સારને સ્વીકારી લ્યો

* * * * *

તમારી પ્રાર્થનાનું ઉત્તર આપનારી તમારી પોતાની ઇચ્છા જ છે, અત્યેક મનને કેવળ તે ભિન્ન ભિન્ન ધાર્મિક ભાવનાના રૂપમાં દેખાય છે. તે ધાર્મિક ભાવનાને આપણે ભલે બુદ્ધ, જેજસ, કૃષ્ણ, જેહોવા, અલ્લાહ કે અગ્નિ આદિ નામથી ઓળખીએ, પણ તે કેવળ આત્મા જ છે, તે "હું" જ છું.

* * * * *

કલ્પનાઓ વૃદ્ધિગત થાય છે, પરંતુ તે કલ્પનાઓ જે રૂપકોને રજૂ કરે છે, તે રૂપકોમાં ઐતિહાસિક મહત્તા જેવું કાંઈ પણ નથી મોસેસનાં માનસિક દર્શન આપણા કરતા અધિક અસત્ય હતાં, કારણ કે, આપણે વિશેષ જ્ઞાન ધરાવીએ છીએ અને તેથી તેવા ઉદાહરણોથી આપણા ઠગાઈ જવાનો બહુ જ અલ્પ સભવ છે.

જ્યા સુધી આપણો પોતાનો ગ્રંથ ઉઘડે નહિ, ત્યા સુધી બીજા સર્વ ગ્રંથો આપણા માટે નિરુપયોગી છે, અને જ્યારે આપણો પોતાનો ગ્રંથ ખુલ્લો થાય, ત્યારે જેટલા પ્રમાણમાં આપણા ગ્રંથને તેઓ દૃઢતા આપતા હોય, તેટલા પ્રમાણમા સર્વ અન્ય ગ્રંથો લાભકારક છે જે બળવાન્ હોય છે તે જ બળને જાણે છે, સિંહની શક્તિને ગજરાજ જ જાણી શકે છે, ઉંદર જાણી શકતો નથી. જેસસને, જ્યાં સુધી આપણે તેના બરાબરીના ન હોઇએ, ત્યા સુધી કેમ કરીને ઓળખી શકીએ વારુ? પાચ હજાર માણસને બે રોટલીથી તૃપ્ત કરવાં અથવા તો બે માણસને પાચ રોટલીથી તૃપ્ત કરવા, એ બધી સ્વપ્નની જ વાતો છે, એટલે એ સત્ય પણ નથી અને એનું બીજાના મનમાં કશું પરિણામ પણ થતું નથી કેવળ તેજ જ તેજને જોઈ શકે છે, કેવળ ઈશ્વર જ ઈશ્વરનો સાક્ષાત્કાર કરી શકે છે.

સ્વપ્ન કેવળ સ્વપ્નદષ્ટા જ છે; તેનો બીજો કોઈ આધાર નથી. સ્વપ્ન એક વસ્તુ છે અને સ્વપ્નદષ્ટા બીજી વસ્તુ છે એમ નથી, તે બન્ને એક જ છે. સંગીતમાં આરપાર રેલતો સ્વર એ છે કે, "હું તે છું," "હું તે છું," એ વિનાના બધા સ્વરો તે માત્ર વિકારરૂપ છે અને તેઓ સત્ય સ્વરૂપને વિકૃત કરી શકતા નથી. આપણે જીવતા ગ્રંથો છીએ, અને ગ્રંથો તે માત્ર આપણા ઉચ્ચારેલા શબ્દો જ છે. પ્રત્યેક વસ્તુ જીવિત ઈશ્વર, જીવિત ક્રાઇસ્ટ્ છે, એવા ભાવથી પ્રત્યેક વસ્તુને નિહાળો. મનુષ્યને વાંચો, તે જીવતી કવિતા છે. આપણે તે પ્રકાશ છીએ કે જે પ્રકાશ આજ સુધીમાં થઈ ગએલા સર્વ બાઇબલો, ક્રાઇસ્ટો અને બુદ્ધોને પ્રકાશિત કરે છે. જો આપણે પોતે એવા પ્રકાશ ન હોઇએ, તો પછી એ સર્વ આપણામાટે જીવિત નહિ, પણ મૃત સમાન જ છે, એમ માનવું.

સ્વસ્થ રહો—આત્મસ્થ થાઓ.

મૃત દેહો કોઈ પણ વસ્તુ પ્રતિ ક્રોધ દર્શાવતા નથી; આપણા દેહોને મૃત કરી નાખો અને આપણને પોતાને તેમની સમાનતામાં મૂકતા અટકી જાઓ.

તા૦ ૩ જી ઑગસ્ટ ૧૮૯૫, શનિવાર.

જે વ્યક્તિઓની આ જીવનમાં જ મુક્તિ મેળવવાની આકાંક્ષા હોય, તેમને એક જીવનકાળમાં જ સહસ્રાવધિ વર્ષ પર્યન્ત જીવવાની આવશ્યકતા છે. તેમણે કાળના અગ્રગામી થવું પડે છે; પરંતુ જનસમાજ તો કેવળ બહુ જ મંદ ગતિથી જ ચાલનારો છે. એ જ કારણથી, આપણે ક્રાઇસ્ટો અને બુદ્ધો મેળવ્યા છે.

* * * * *

એક સમયમાં એક હિન્દુ રાણી હતી. તેની એવી તો પ્રબળ ઇચ્છા હતી કે, તેના સર્વ પુત્રો આ જીવનમાંજ મુક્ત થઈ જાય, અને પોતાની એ ઇચ્છાને પૂર્ણ કરવામાટે પુત્રોની બધી સંભાળ તે પોતેજ રાખતી હતી. જ્યારે તે તેમને સુવાડવામાટે પારણાને હિંચકો નાખતી હતી, ત્યારે સદા હાલરડાંને બદલે તે કેવળ એક જ ગીત ગાતી હતી, અને તે એ હતું કે, "तत्त्वमसि, तत्त्वमसि (તે તું છે, તે તું છે)." રાણીના ત્રણ પુત્રો તો સંન્યાસી થઈ ગયા, પણ રાજા થનાર ચોથા પુત્રને ઉછેરવા માટે કોઈ બીજે સ્થળે લઈ જવામાં આવ્યો હતો. જ્યારે તે ત્યાંથી જવા નીકળ્યો, ત્યારે તેની માતાએ એક કાગળનો કકડો આપ્યો કે જે જ્યારે તે રાજકુમાર વયમાં આવે ત્યારે તેણે વાંચવાનો હતો. તે કાગળના કકડાપર એ પ્રમાણેનો લેખ હતો કે, "કેવળ ઈશ્વર જ સત્ય છે. અન્ય સર્વ અસત્ય છે. આત્મા હણતો પણ નથી અને હણાતો પણ નથી. જ્યાં વસો, ત્યાં એકલા જ

વસજે, અથવા તો પવિત્ર પુરુષોના સંગમાં વસજે." જ્યારે તરુણ રાજકુમારે આ લેખ વાંચ્યો, ત્યારે તેણે પણ તત્કાળ સંસારનો ત્યાગ કર્યો અને તે સંન્યાસી થઈ ગયો.

સર્વ બંધનોને તોડી નાખો અને સંસારનો ત્યાગ કરો. અત્યારે આપણે કોઇના રાધણીયામાં પેસીને માંસનો કકડો ખાતા અને પ્રતિપળ કદાચિત્ કોઈ આવશે અને આપણને હાંકી કાઢશે એવા ભયથી આસપાસ દૃષ્ટિપાત કરતા શ્વાનો જેવાજ છીએ. આવા થવાને બદલે રાજા થાઓ અને જાણો કે જગત્ તમારું જ છે. પરંતુ જ્યાં સુધી તમે આ જગતનો ત્યાગ ન કરો અને એ તમને બંધનમાં નાખતુ અટકી ન જાય, ત્યાં સુધી એમ થવુ સર્વથા અશક્ય છે. જો શરીરથી તમે જગતને ત્યાગી ન શકો, તો મનથી ત્યાગ કરી દ્યો. તમારાં હૃદયોના હૃદયથી એનો ત્યાગ કરો. વૈરાગ્યને સ્વીકારી લ્યો. એજ સત્ય યજ્ઞ, સત્ય આત્મત્યાગ છે અને એના વિના આત્મિકતાને પ્રાપ્ત કરવી તે સર્વથા અશક્ય છે કોઈ પણ વસ્તુની વાસના ન રાખો, કારણ કે, તમે જે વસ્તુની વાસના કરતા હો, તે વસ્તુ તમને આવી મળે છે, અને તેની સાથેજ ભયકર બંધન પણ આવી લાગે છે. કોઈ પણ વસ્તુની ઇચ્છા રાખવી તે આપણને પોતાને બંધનમાં નાખવા બરાબર જ છે. વાસના રાખવાથી આપણી અવસ્થા ત્રણ વરદાન માગનારા મનુષ્ય જેવી થઈ પડે છે. જ્યાં સુધી આપણે આત્મસંતુષ્ટ–વાસનાહીન–ન થઇએ, ત્યાં સુધી આપણે કદાપિ મુક્તિ મેળવી શકીએ તેમ નથી. "આત્માનો ઉદ્ધારક આત્મા જ છે, અન્ય કોઈ નથી."*

આપણે બધા એક જ છીએ, એ જાણવામાટે અન્ય શરીરોમાં પોતાને અનુભવતા શીખો. બીજી બધી નિરર્થકતાને હવામાં ઉડાવી દ્યો. તમારાં સારાં તેમજ નઠારાં સર્વ કર્મોને તિરસ્કારથી ફેંકી દ્યો અને પુનઃ કદાપિ તેમનો વિચાર માત્ર પણ ન કરો. જે થવાનું હતું તે થઈ ગયું. સર્વ અંધ શ્રદ્ધાને કાઢી નાખો. મરણ આવીને સ્હામુ ઉભુ રહે, તો પણ નિર્બળતાને આશ્રય ન આપો. પશ્ચાત્તાપ ન કરો, અને ભૂતકાલીન કર્મોના વિચા-

* શ્રીમદ્ ભગવદ્ગીતામા શ્રી કૃષ્ણે એવા પ્રકારનો જ ઉપદેશ કરેલો છે –

"उद्धरेदात्मनात्मान नात्मानमवसादयेत्।
आत्मैव ह्यात्मनो बंधुरात्मैव रिपुरात्मनः" ॥

ભ ગી અ. ૬ શ્લો–શ્લોક ૫.

અર્થ –"આત્માવડે આત્માનો ઉદ્ધાર કરવો, પરતુ આત્માનો વિનાશ ન કરી નાખવો કારણ કે, આત્મા જ આત્માનો બંધુ છે, અને આત્માનો શત્રુ પણ આત્મા જ છે"

અર્થાત્ જ્યારે આત્મા નિરભિમાની હોય છે, ત્યારે તે આત્માનો–પોતાનો–બંધુ છે, અને જ્યારે તે કાર્યકારણસંઘાતાભિમાની થાય છે, ત્યારે પોતાનો જ શત્રુ પોતે થઈ પડે છે

રમાં ઘોળાયા ન કરો તેમજ તમારાં સત્કર્મોનું સ્મરણ પણ ન કરો; આઝાદ–મુક્ત–થઈ જાઓ. દુર્બળ, ભયભીત અને અજ્ઞાન મનુષ્ય કદાપિ આત્માને પહોંચી શકવાનો નથી. કોઈ પણ કરેલા કાર્યનું પરિણામ તો સ્હામું આવ્યા વિના રહેવાનું નથી જ, તમે તેને અટકાવી શકો તેમ નથી, માટે તેની સ્હામા થાઓ, પણ ભવિષ્યમાં એ જ કર્મ ન કરવાની બરાબર સંભાળ રાખજો. સર્વ કર્મોનો ભાર ઈશ્વરના શિરપર નાખી દ્યો–શુભ અને અશુભ સર્વ કર્મ ઈશ્વરાર્પણ કરી દ્યો. શુભને રાખીને કેવળ અશુભ આપવાં, એમ ન કરશો. જેઓ પોતાના સહાયક થતા નથી, તેમનો સહાયક ઈશ્વર થાય છે.*

* * * * * *

"અન્ન, અન્ન" ના પોકાર કરવામાં અને અન્નનું ભક્ષણ કરવામાં, તેમજ "જળ, જળ," બોલવામાં અને જળનું પાન કરવામાં અત્યન્ત ભેદ સમાયલો છે. અર્થાત્ કેવળ "ઈશ્વર, ઈશ્વર" એ શબ્દને જ વારંવાર ઉચ્ચારવાથી આપણે ઈશ્વરસાક્ષાત્કારની આશા રાખી શકીએ તેમ નથી. તે માટે કઠિન પ્રયત્ન કરવાની આવશ્યકતા છે.

જ્યારે એક લહરી પછડાઈને પાછી સમુદ્રમાં પડે છે, ત્યારે જ તે અમર્યાદ કિંવા અગાધ થઈ શકે છે, લહરીના સ્વરૂપમાં તે કદાપિ અમર્યાદ કિંવા અગાધ હોતી નથી. એવી રીતે સમુદ્રરૂપ થઈ ગયા પછી તે પુનઃ લહરી થઈ શકે છે અને તે પણ વળી પોતાની જેટલી ઇચ્છા હોય તેટલી મોટી લહરીનું સ્વરૂપ ધારી શકે છે. તમારા પ્રવાહ સાથેના તાદાત્મ્યને તોડી નાખો અને જાણો કે તમે મુક્ત છો.

તત્ત્વજ્ઞાન તે અમુક અનુભવોની યથાક્રમ રચના છે. જ્યાં ધર્મનો આરંભ થાય છે ત્યાં બુદ્ધિનો અંત થાય છે. બુદ્ધિ કરતાં પ્રેરણા અધિક ઉચ્ચતર છે, પરંતુ તે બુદ્ધિની વિરોધિની કિંવા નિષેધક ન હોવી જોઈએ. બુદ્ધિ જાડી નકસી કરવામાટેનું જાડું મોટું હથિયાર છે, અને પ્રેરણા તે પ્રચંડ પ્રકાશ છે કે, જે આપણને સર્વ સત્યનું દર્શન કરાવે છે. કોઈ એક કાર્ય કરવાની ઇચ્છા, તે અવશ્ય પ્રેરણા જ છે, એમ નથી.

* * * * *

માયામાં પ્રગતિ તે એક એવું ચક્ર છે કે જે તમને, તમે જ્યાંથી નીકળ્યા હો તેજ સ્થાનમાં પાછા લાવી મૂકે છે; પરંતુ એથી લાભ એટલો છે કે, જ્યારે તમે એ ચક્રપર

---

* મૂળ અંગ્રેજીમાં એવી એક કહેવત છે કે, "God helps those who help themselves," પરંતુ સ્વામીજીએ એમ કહ્યું છે કે, "God help those who do *not* help themselves" અને એ પ્રતિપાદનમાં આર્યતત્ત્વજ્ઞાન પ્રમાણે એક અત્યંત ગૂઢ રહસ્ય સમાયલું છે.

ચંદીને નીકળો છો ત્યારે તમારામાં અજ્ઞાન હોય છે, અને જ્યારે ભ્રમીને પાછા આવો છો ત્યારે સમસ્ત જ્ઞાનને પોતામાં ભરી લાવો છો- ઈશ્વરોપાસના, પવિત્ર પુરુષોની ઉપાસના, ઐકાગ્રતા, ધ્યાન અને નિષ્કામ કર્મ એ સર્વ માયાના જાળમાંથી છૂટવાના માર્ગો છે; પરંતુ પ્રથમ આપણામાં મુક્ત થવા માટેની બળવતી ઇચ્છા હોવી જોઇએ. પ્રકાશની પ્રભા કે જે આપણા માટે અંધકારને પ્રકાશિત કરનારી છે, તે પ્રકાશની પ્રભા આપણામાં જ છે; જ્ઞાન આપણો સ્વભાવ છે, ( 'જન્માધિકાર' જેવું કાંઈ છે જ નહિ, કારણ કે, આપણો જન્મ કદાપિ થયો જ નથી). આપણે જે કાંઈ પણ કરવાનું છે તે માત્ર એટલું જ કે, એને ઢાંકી નાખનારાં વાદળાંને દૂર હાંકી કાઢવાં.

સંસાર કિંવા સ્વર્ગમાંના વૈભવ વિલાસમાટેની સર્વ વાસનાનો ત્યાગ કરો. ઇન્દ્રિયદમન અને મનઃસંયમ કરો. તમે દુઃખી છો એમ માન્યા વિનાજ પ્રત્યેક દુઃખને સહન કરો. મોક્ષ વિના બીજા કશાનો પણ વિચાર ન કરો. ગુરુમાં, પોતામાં, તેના ઉપદેશમાં અને તમે અવશ્ય મુક્ત થવાના જ છો એ તત્ત્વમાં પરમ શ્રદ્ધા રાખો. ગમે તેમ થઈ જાય તો પણ "સોઽહમ્ સોઽહમ્" કહેતા રહો; જમતાં, ભમતાં અને દુઃખ ભોગવતાં પણ એનોજ ઉચ્ચાર કર્યા કરો; તમારા મનને નિરંતર એ જ તત્ત્વ શીખવતા રહો કે,—આપણે જે કાંઈ પણ જોઇએ છીએ તેનું અસ્તિત્વ કદાપિ હતું જ નહિ,—માત્ર "અહમ્" ( હું ) વિના બીજું કાંઈ પણ નથી. પ્રકાશની પ્રભા આવી એટલે સ્વપ્નનો લોપ થવાનો જ! દિવસ અને નિશા એજ ધારણા રાખો કે, આ જગત્ શૂન્ય છે, અને જે છે તે કેવળ ઈશ્વર જ છે (ब्रह्म सत्यं जगन्मिथ्या). મુક્ત થવાની પ્રચંડ—તીવ્ર ઇચ્છા રાખો.

સર્વ સંબંધીઓ અને મિત્રો 'જીર્ણ સૂકાયલા કૂપ' છે; આપણે તે કૂવામાં પડીએ છીએ અને કર્તવ્ય તથા બંધનનાં સ્વપ્ન નીહાળીએ છીએ; કે જેમનો અંત જ નથી. કોઇને પણ સહાયક થઇને માયાને ઉત્પન્ન ન કરો. એ માયા એક વટવૃક્ષ સમાન છે કે, જે વધારે અને વધારે આગળ વિસ્તરતી જાય છે. પોતે એક દ્વૈતવાદી હોવા છતાં જો તમે ઈશ્વરને સહાયતા આપવાનો પ્રયત્ન કરતા હો, તો તમે મૂર્ખ છો. જો તમે અદ્વૈતવાદી હો, તો તો એ તમે જાણોજ છો કે તમે પોતેજ ઈશ્વર છો; એટલે પછી કર્તવ્ય રહ્યું જ કયાં? તમારું પતિ, સંતાન અને મિત્ર પ્રતિ કાંઈ પણ કર્તવ્ય નથી. વસ્તુઓ જેવી સ્થિતિમાં આવે તેવી સ્થિતિમાં તેમને સ્વીકારો, શાંત થઇને પડી રહો અને જ્યારે તમારું શરીર તરવા માંડે, ત્યારે જાઓ; ઉછળતી લહરી સાથે ઊંચા ચઢો, અને પડતી લહરી સાથે નીચે પછડાઓ. શરીરને મરી જવા દો; શરીર વિશેની કલ્પના તે એક જૂની પુરાણી કલ્પિત કથા છે. "શાંત થાઓ અને જાણો કે હું ઈશ્વર છું."

જો કાંઈ પણ અસ્તિત્વ હોય, તો તે માત્ર વર્ત્તમાન કાળજ છે. વિચાર માત્રમાં પણ ભૂતકાળ કે ભવિષ્યકાળનું અસ્તિત્વ નથી, કારણ કે, તેનો વિચાર કરતી વેળાએ તે ભૂત હોય કે ભવિષ્ય હોય તો પણ તમારે તેને વર્ત્તમાન બનાવવો જ પડશે. પ્રત્યેક વસ્તુને ત્યાગો અને જ્યાં તેની ઇચ્છા હોય ત્યાં તણાઈ જવા દ્યો. આ સૃષ્ટિ એક મિથ્યાભાસ છે, એટલે એને પુનઃ તમને પોતાને મૂર્ખ બનાવવામાટેનો પ્રસંગ ન આપો. તમે એને, એ જે સ્વરૂપમાં નથી તે સ્વરૂપમાં માની બેઠા છો, એટલે હવે એને એના સત્ય સ્વરૂપમાં જાણી લ્યો. જો શરીર ગમે ત્યાં આકર્ષાતું હોય, તો તેને ત્યાં જવા દ્યો; શરીર ક્યાં છે તેની દરકાર ન રાખો. કર્ત્તવ્યની દ્રોહાત્મક કલ્પના તે એક ભયંકર વિષ છે અને તે જગતનો નાશ કરે જાય છે.

વારંવાર વીણા અને વિશ્રાંતિ મેળવવામાટે સ્તંભી ન જાઓ; અહીં જ વીણા લઇને શામાટે આરંભ ન કરી દેવો વારુ? સ્વર્ગની વાટ જોઇને બેસી શામાટે રહેવું જોઇએ? જે કરવાનું હોય તે અહીં જ કરી નાખો. સ્વર્ગમાં પુત્ર પુત્રીને પરણાવવાનો પ્રકાર નથી; ત્યારે અહીં જ આરંભ કરીને એ અભાવને શામાટે ન મેળવી લેવો? સંન્યાસીનું કાષાય વસ્ત્ર તે મુક્તનું ચિહ્ન છે. સૃષ્ટિના ભિક્ષુકવસ્ત્રને ત્યાગી દ્યો; અને મુક્તિની ધ્વજાને, કાષાયવસ્ત્રને પરિધાન કરી લ્યો.

તા૦ ૪ થી ઑગસ્ટ ૧૮૯૫, રવિવાર.

"જેને અજ્ઞાન પૂજે છે, તેનો (તેને પૂજવાનો) હું તને ઉપદેશ આપું છું."

જ્ઞાતમાંનો સર્વથી 'અધિકતમ જ્ઞાત' એ એક અને કેવળ ઈશ્વર જ છે. તે આપણે જે એક વસ્તુને સર્વત્ર જોઇએ છીએ, તે એક વસ્તુ છે. સર્વ તેમના પોતાના આત્માને જાણે છે. સર્વ જાણે છે કે, "હું છું," કેવળ મનુષ્ય જ નહિ, પણ એટલા તત્ત્વને તો પશુઓ પણ જાણે છે. આપણે જે સર્વ જાણીએ છીએ, તે આત્માનો આભોગ છે. બાળકોને એ તત્ત્વનું શિક્ષણ આપો, તે એનું ગ્રહણ કરી શકે એમ છે. સર્વ ધર્મોએ આત્માની ઉપાસના કરેલી છે; કેટલાક ધર્મોએ કદાચિત્ અજ્ઞાનમાં જ ઉપાસના કરી હશે, પણ ઉપાસના કરી છે, એ તો સત્ય છે; અને એનું મૂળ કારણ એ છે કે, આત્મા વિના બીજું કાંઈ છે જ નહિ.

અહીં જે અમર્યાદ જીવનાસક્તિ આપણા જોવા અને જાણવામાં આવે છે, તે જ સર્વ અનર્થનું મૂળ સ્થાન છે. તે જ આ સર્વ ઠગાઈ અને ચૌર્યકર્મને ઉપજાવે છે. તે ધનને ફકિર બનાવે છે અને તેમાંથી જ પછી દુરાચાર તથા ભય આદિની ઉત્પત્તિ થાય છે. જડનું કાંઈ પણ મૂલ્ય ન આંકો—તેને કાંઈ પણ મહત્ત્વ ન આપો અને તેમાં આસક્ત ન

થાઓ. જો તમે કોઈ પણ પદાર્થમાં આસક્તિ નહિ રાખો, જીવનમાં પણ અનાસક્તિ કરી દેશો, તો પછી કોઈ પણ પ્રકારનો ભય નથી. "જે અનેકતાને નિહાળે છે, તે અનુક્રમે એક પછી એક મરણની પરંપરામાં પ્રયાણ કરે છે." જો આપણે 'સર્વ એક જ છે' એવી રીતે એકતાને સર્વત્ર અનુભવીએ, તો પછી આપણામાટે શારીરિક મરણ પણ નથી અને માનસિક મરણ પણ નથી. સર્વ શરીરો મારાં છે, એટલે શરીર પણ શાશ્વત છે, કારણ કે, વૃક્ષ, પશુ, પક્ષી, સૂર્ય, ચન્દ્ર અને વિશ્વ પોતે પણ મારું શરીર છે, એટલે પછી તે કેવી રીતે મરી શકે વારુ? પ્રત્યેક મન અને પ્રત્યેક વિચાર મારો છે, એટલે પછી મરણ કેમ કરીને આવી શકે? આત્મા કદાપિ જન્મતો પણ નથી અને મરતો પણ નથી. આપણે જ્યારે એ તત્ત્વનો સાક્ષાત્કાર કરીએ છીએ, ત્યારે સર્વ શંકાનો લોપ થઈ જાય છે. "હું છું, હું જાણું છુ અને હું ચાહું છું," એમાં તો કોઈ પણ પ્રકારની શંકા જેવું કાંઈ હોઈ શકે તેમ નથી જ. ક્ષુધા જેવી કોઈ વસ્તુ જ નથી, કારણ કે, જે કાંઈ ખવાય છે, તે સર્વ મારાવડે જ ખવાય છે–તે સર્વ હું જ ખાઉં છું. જો એક વાળ આપણા માથાપરથી ખરી પડે છે, તો તેથી કાંઈ આપણે આપણું મરણ થએલું માનતા નથી; તે જ પ્રમાણે જો એક શરીર મરી જાય, તો તે એક વાળ ખરી પડ્યા બરાબર જ છે.

ઈશ્વર અતિ જ્ઞાની અને અનિર્વાચ્ય છે, તે વિચાર અને જ્ઞાનથી પર છે...... અવસ્થાઓ અથવા ગુણો ત્રણ છે,–પશુતા (તમસ્), મનુષ્યતા (રજસ્) અને દેવત્વ (સત્ત્વ). જેઓ ઉચ્ચતમ અવસ્થા–દેવત્વ–ને પ્રાપ્ત કરે છે, તેઓ જ છે, એમ ધારવું. ત્યાં કર્તવ્યનો સ્વર્ગવાસ થાય છે; તેઓ કેવળ પ્રેમ જ રાખે છે, અને લોહચુંબક પ્રમાણે બીજાઓને પોતા તરફ આકર્ષે છે. આ મુક્તિ છે. (આ અવસ્થાને પ્રાપ્ત કર્યા પછી) તમે નૈતિક કર્મ કરતા નથી, કિન્તુ તમે જે કાંઈ કરો છો તે નૈતિક જ હોય છે. જ્યારે માયાપર વિજય મેળવીને જેજસે એમ કહ્યું કે, "શયતાન, જા અને તારું કાળું કર–મારી પાછળ જઈને મુખ સંતાડ!" ત્યારે જ ફિરિસ્તાઓ જેજસને પ્રણામ કરવા આવ્યા હતા. બ્રહ્મવિદ્‌ને કોઈ પણ કશી સહાયતા આપવાને શક્તિમાન્ નથી, વિશ્વ પોતે જ તેને દંડવત્ પ્રણામ કરે છે. તેની પ્રત્યેક ઇચ્છા ફળીભૂત થાય છે, તેનો આત્મા બીજાઓને શુદ્ધ–પાવન કરે છે; એટલામાટે, જો ઉચ્ચતમ–બ્રહ્મ–ને મેળવવાની તમારી ઇચ્છા હોય, તો બ્રહ્મવિદ્‌ને ભજો. જ્યાં આપણી પાસે માનવ દેહ, મુક્ત થવામાટેની તીવ્ર ઇચ્છા અને આપણને માર્ગ બતાવવામાટે મહદ્ આત્માની સહાયતા એ ઈશ્વરના ત્રણ ઉપહારો ઉપસ્થિત છે, તો પછી મોક્ષ આપણામાટે અવશ્ય તૈયાર જ છે, મુક્તિ આપણી જ છે.

શરીરનું જે શાશ્વત મરણ તે નિર્વાણ છે. આ અભાવદર્શક પક્ષ છે અને તે કહે છે

છે, "હું આ નથી, આ નથી, આ નથી." વેદાંત એથી ઉપરના સોપાનપર ચઢે છે અને ભાવદર્શક પક્ષનું સમર્થન કરે છે, તે "મુક્તિ" કિંવા "મોક્ષ" ના તત્ત્વને સ્વીકારે છે. "હું સર્વ અસ્તિત્વ, સર્વ જ્ઞાન અને સર્વ આનંદ છું–("હું સચ્ચિદાનંદ છું"), "હું તે છું." આ વેદાંત છે, પરિપૂર્ણ આગારની આધારશિલા છે.

ઉત્તર દેશીય બૌદ્ધ ધર્મના અનુયાયીઓની મોટી સંખ્યા મુક્તિને માને છે, અને તેઓ ખરેખરા વેદાંતી જ છે. કેવળ સીલોનવાસીઓ જ નિર્વાણને પ્રલય તરીકે સ્વીકારે છે.

કોઈ પણ શ્રદ્ધા કિંવા અશ્રદ્ધા 'અહમ્'–"હું" ને સંહારી શકે તેમ નથી. તે કે જે શ્રદ્ધાયુક્ત આવે છે અને અશ્રદ્ધાયુક્ત જાય છે, તે માત્ર એક મિથ્યાભાસ છે. આત્માને કોઈ પણ વસ્તુ સ્પર્શ કરી શકતી નથી. "હું મારા પોતાના આત્માને વંદું છું" "સ્વયં પ્રકાશિત, હું મને પોતાને વંદું છું, હું બ્રહ્મ છું." કાયા એક અંધારી કોટડી છે, જ્યારે આપણે તેમાં પ્રવેશ કરીએ છીએ, ત્યારે જ તે પ્રકાશિત–જીવતી–થાય છે. પ્રકાશને કોઈ પણ વસ્તુ કદાપિ વિકૃત કરી શકે તેમ નથી; પ્રકાશનો કોઇથી કદાપિ નાશ કરી શકાય તેમ નથી. તે કદાચિત્ આચ્છાદિત થઈ જશે, પરંતુ કદાપિ નષ્ટ તો નહિજ થાય.

અત્યારે ઈશ્વરની "માતા"–અનંત શક્તિ–તરીકે ઉપાસના થવી જોઇએ. ઈશ્વરની માતા તરીકે કરેલી ઉપાસના પવિત્રતાના પ્રદેશ પ્રતિ લઈ જશે અને અહીં અમેરિકામાં પ્રચંડ શક્તિનો આવિર્ભાવ થશે. અહીં (અમેરિકામાં) દેવાલયો આપણને નીચા નમાવતા નથી અને કંગાલ દેશોમાં લોકો જેટલાં દુઃખો સહન કરે છે, તેવાં દુઃખો અહીં કોઈ પણ ભોગવતું નથી. સ્ત્રી ઘણાજ લાંબા વખતથી વેદના સહન કરતી આવી છે, અને તે વેદનાએ તેને અનંત ધૈર્ય તથા અનંત ખંત એ બે અમૂલ્ય વસ્તુઓ આપેલી છે. તે એકજ ભાવનાને દૃઢતાથી વળગી રહે છે. તેની એ દૃઢ ભાવના કિંવા દૃઢ શ્રદ્ધા જ તેને પ્રત્યેક દેશમાં ધર્મગુરુઓ અને અંધશ્રદ્ધાત્મક ધર્મોના આધારરૂપ બનાવે છે, અને એજ તેની દૃઢ શ્રદ્ધા તેને અંતે મુક્ત કરશે. આપણે વેદાંતી થવાનું છે અને આ મહાન્ ભાવને ધારણ કરવાનો છે; સમસ્ત જનસમાજે એ ભાવના મેળવવી જ જોઇએ, અને તે કેવળ સ્વતંત્ર અમેરિકામાં જ બની શકે તેમ છે. ભારતવર્ષમાં આ ભાવનાઓનો બુદ્ધ, શંકર અને એવાજ અન્ય મહાપુરુષોએ પ્રકાશ કર્યો હતો, પરંતુ સમસ્ત જનસમાજે તેનો સ્વીકાર કર્યો નહોતો. હવે નવીન યુગ સમસ્ત જનસમાજને વેદાંતજીવન ભોગવતો જોશે, અને આ સુધારણા સ્ત્રીઓદ્વારા જ થવાની છે.

"પ્રિયતમ અને સુંદર માતાને બહુ જ સંભાળથી તમારાં હૃદયોના હૃદયમાં વિરાજમાન કરો.

"માત્ર જિહ્વા વિના અન્ય સર્વ વસ્તુઓને ફેંકી દ્યો, અને જિહ્વાને કેવળ 'માતા; માતા!' એટલો ઉચ્ચાર કરવામાટે જ કાયમ રાખો.

"અશુભ ઉપદેશકોનો પ્રવેશ થવા ન દ્યો; કેવળ તમને અને મને, મારા હૃદયને, માતાનું દર્શન કરવા દ્યો."...

"જે કાંઈ અત્યારે અસ્તિત્વ ધરાવે છે, તે સર્વથી તું પર—અતીત—છે!
મારા જીવનચંદ્ર, મારા આત્માના આત્મા!"

રવિવાર, મધ્યાહ્ન પછી

જેવી રીતે શરીર મનના હાથમાનું એક શસ્ત્ર છે, તે જ પ્રમાણે મન આત્માના હાથમાંનું એક હથિયાર છે. માયા બાહ્ય ગતિ છે, અને મન તે આંતરિક ગતિ છે. નિયત સમયમાં જ સર્વ પરિવર્તન આરંભાય છે અને તેનો અંત થઈ જાય છે. જો આત્મા અપરિવર્તનીય—અવિકૃત હોય, તો તે પરિપૂર્ણ હોવો જોઇએ; જો તે પરિપૂર્ણ હોય, તો અનંત હોવો જોઇએ; અને જો તે અનંત હોય, તો તે કેવળ એક જ હોવો જોઇએ, કારણ કે, એક સાથે બે અનંત હોઈ શકે જ નહિ. એટલામાટે આત્મા માત્ર એકજ હોઈ શકે. જો કે તે બહુધા—અનેકરૂપ—દેખાય છે, છતાં વસ્તુતઃ તે કેવળ એક જ છે. જો કોઈ એક મનુષ્ય સૂર્ય પ્રતિ જવાને નીકળે, તો પ્રત્યેક પગલે તે એક ભિન્ન સૂર્યને જોવાનો, અને તેમ છતાં પણ સૂર્ય તો જે એક છે તે એકનો એક જ છે.

'अस्ति' (છેપણું) સમસ્ત એકતાનો મૂળ પાયો છે, અને તેથી જો એ મૂળ પાયો હાથમાં આવ્યો, તો તેની સાથે સંપૂર્ણતાને પણ આવેલીજ ધારી લેવી. જો બધા રંગોની એક રંગમાંજ લીનતા થઈ જાય, તો ચિત્રકળાનો અટકાવ થઈ જાય, એ નિશ્ચિત છે. નિષ્કામ થવું તેજ સંપૂર્ણ એકતા છે, આપણે સર્વ આવિર્ભાવોનો એક વ્યક્તિમાં જ આરોપ કરીએ છીએ. ટાઓઇસ્ટ, કન્ફ્યુશીયનિસ્ટ, બૌદ્ધધર્માનુયાયી, હિન્દુ, યહૂદી, મુસલ્માન, ક્રિશ્ચિયન્સ્ અને ઝોરાસ્ટ્રીયન્સ્ એ સર્વેએ એજ સુવર્ણ નિયમનો ઉપદેશ કરેલો છે, અને તે પણ બહુધા તેના તે જ શબ્દોમાં, પરંતુ કેવળ હિન્દુઓએ જ એનો અંતિમ નિર્ણય કરી આપ્યો છે. કારણ કે, એના રહસ્યને તેઓજ યથાર્થ સ્વરૂપમાં સમજી શક્યા હતા. એક મનુષ્યે બીજાઓમાં પ્રેમ રાખવો જ જોઇએ, કારણ કે, તે બીજાઓ તે તે પોતે જ છે, જે છે તે એક જ છે एकमेवाद्वितीयम्.

જે સર્વ મહાન્ ધર્મોપદેશકો થઈ ગયા છે, તેમાંના જો કોઈ જગતના જાણવામાં

એવો ઉપદેશ આપનારા હોય કે, "તમારા શત્રુઓનું પણ કલ્યાણ કરો, તમને જેઓ ધિક્કારતા હોય, તેમનામાં પણ તમે પ્રેમ રાખો," તો તેઓ કેવળ લાઓત્ઝ, બુદ્ધ અને જેસસ્ જ હતા–તેમણે જ એ સુવર્ણ સૂત્રનું પ્રતિપાદન કર્યું હતું.

* * * * *

તત્ત્વો તો પ્રથમથી જ અસ્તિત્વ ધરાવે છે; આપણે તેમને ઉત્પન્ન કરતા નથી, કિન્તુ કેવળ તેમને શોધી કાઢીએ છીએ. ધર્મનો કેવળ સાક્ષાત્કારમાં જ સમાવેશ થાય છે. સર્વ ભિન્ન ધર્મો તે ભિન્ન જાતિઓ–ભિન્ન ભિન્ન રાષ્ટ્રોના સ્વભાગ કિંવા અગત્યને અનુકૂળ થઈ પડે તેવી રીતે અનુકૃત એક જ ધર્મના પ્રયોગો છે. માત્ર ભિન્ન ભિન્ન સિદ્ધાન્તો જ વિવાદ તથા વિગ્રહને ઉત્પન્ન કરે છે, અને તેથી જે ઈશ્વરના નામવડે સર્વત્ર શાંતિનો પ્રસાર થવો જોઇએ, તેજ ઈશ્વરનું નામ વિશ્વમાંના અર્ધ રક્તપાતનું મૂળ કારણ થઈ પડયું છે. મૂળ સ્થાનમાં જાઓ. ઈશ્વરને પૂછો કે તે શો પદાર્થ છે. જો તે ઉત્તર ન આપે, તો તે નથી; પરંતુ પ્રત્યેક ધર્મ એ જ પ્રતિપાદન કરે છે કે, તે–ઈશ્વર–ઉત્તર આપે છે.

તમારામાટે કહેવાનું કાંઇક રાખો; નહિ તો બીજાઓએ જે કાંઈ કહેલું હોય તેના ભાવને તમે કેમ કરીને સમજી શકશો વારુ? પુરાણી અંધશ્રદ્ધાઓને વળગી ન રહો, નવીન સત્યોને સ્વીકારવાને સદા તૈયાર રહો. "જેઓ પોતાના પૂર્વજોના ખોદાવેલા કૂવામાંનું ખારું પાણી જ પીધા કરે છે, અને બીજાના ખોદાવેલા કૂવામાંનું નિર્મળ અને મીઠું પાણી નથી પીતા, તેઓ ખરેખર મહા મૂર્ખ જ છે." ("तातस्य कूपोऽयमिति ब्रुवाणाः क्षारं जलं कापुरुषाः पिबंति"). જ્યાં સુધી આપણે જાતે ઈશ્વરનો સાક્ષાત્કાર ન કરીએ, ત્યાં સુધી તેના વિશે આપણે કાંઈ પણ જાણી શકીએ તેમ નથી. પ્રત્યેક મનુષ્ય સ્વભાવથી જ પરિપૂર્ણ છે; ભેદ માત્ર એટલોજ કે, મહાપુરુષોએ એ પરિપૂર્ણતાનો વિકાસ કરેલો છે, અને આપણામાં તે શક્યરૂપથી રહેલી છે. જ્યાં સુધી આપણે પોતે ઈશ્વરને ન જોઇએ, ત્યાં સુધી મોસેસ ઈશ્વરને જોયો હતો, એ રહસ્યને આપણે કેવી રીતે જાણી શકીએ વારુ? જો ઈશ્વર કોઇવાર કોઇના સમક્ષ આવ્યો હોય, તો તે મારા સમક્ષ પણ આવવો જ જોઇએ. હું સીધો ઈશ્વર પાસે જઇશ; અને તેના વાર્તાલાપને સાંભળીશ. હું કેવળ શ્રદ્ધાને જ મૂળ આધાર તરીકે સ્વીકારી શકું તેમ નથી; કારણ કે, કેવળ શ્રદ્ધાને જ અગ્રસ્થાન આપવું તે અનીશ્વરવાદ અને ઈશ્વરની નિર્ભર્ત્સના જ છે. આજથી બે હજાર વર્ષ પૂર્વે ઈશ્વરે અરબસ્તાનના વીરાનમાં એક મનુષ્ય સાથે વાતચીત કરી હતી, એટલે આજે તે મારી સાથે પણ વાર્તાલાપ કરી શકે તેમ છે. હવે તે જો તેમ ન કરે, તો મારે તેને મરી ગએલો શામાટે ન ધારી લેવો? તમારાથી જે માર્ગે

આવી શકાય તે માર્ગે ઈશ્વર પાસે આવો; માત્ર આવો, પરંતુ આવતાં આવતાં કોઈને પણ નીચે ધકેલી દેશો નહિ.

જ્ઞાનીઓએ અજ્ઞાનીપર અનુકંપા–દયા રાખવી જોઈએ. જે જ્ઞાતા છે, તે એક કીડીમાટે પણ પોતાનું શરીર અર્પવાને ઇચ્છાવાન્ હોય છે, કારણ કે, આ શરીર કાંઈ પણ નથી, એ તત્ત્વને તે સારી રીતે જાણતો હોય છે.

તા૦ ૫ મી ઑગસ્ટ્ ૧૮૯૫, સોમવાર

પ્રશ્ન એ છે કે, ઉચ્ચતમને પહોંચવા માટે સર્વ લઘુ ભૂમિકાઓમાંથી પસાર થવુ અગત્યનુ છે, કે ત્યાં એકદમ ધસારો કરીને પહોંચી શકાય તેમ છે? એક વર્તમાન અમેરિકન બાળક, તેના પૂર્વજોને જે વસ્તુની પ્રાપ્તિના કાર્યમાટે શતાવધિ વર્ષો વીતાડવાં પડતાં હતાં, તે વસ્તુને માત્ર પચીસ વર્ષમા જ મેળવી શકે છે. એક હિન્દુ, તેના પૂર્વજો જે ઉચ્ચતાએ આઠ હજાર વર્ષે ચઢી શકયા હતા, ત્યાં માત્ર વીસ વર્ષના અવધિમાં જ પહોંચી જાય છે. જડ પક્ષનો વિચાર કરીએ, તો ગર્ભ, ગર્ભાશયમાં, એકપેશીય સૂક્ષ્મ જંતુ–(Amœba–અમીબા)ની અવસ્થામાંથી મનુષ્યની અવસ્થામા જાય છે. આ વર્તમાન વિજ્ઞાનનાં શિક્ષણ છે. વેદાંત એથી આગળ વધે છે અને આપણને કહે છે કે, આપણે કેવળ ભૂત માનવજાતિના જીવનમાં જ જીવવાનું નથી, કિન્તુ સમસ્ત માનવજાતિના ભાવિ જીવનમાં પણ જીવવાનું છે. જે મનુષ્ય પ્રથમ કાર્ય કરે છે, તે શિક્ષિત મનુષ્ય છે, અને દ્વિતીય જીવન્મુક્ત છે, કે જે સદા બંધનરહિત–મુક્ત છે.

કાળ તે કેવળ આપણા વિચારોનું પરિમાણ છે, અને વિચાર કલ્પનામાં પણ ન આવી શકે તેવો વેગવાન્ હોવાથી આપણે કેટલા વેગથી જીવનમાં આગળ વધી શકીશું તેની (વેગની) મર્યાદા નથી. અર્થાત્ ભાવિ જીવનને ભોગવવામા કેટલો કાળ જશે, તે કહી શકાય તેમ નથી. કદાચિત્ તેનો એક વિપળમાં જ અંત આવી જાય અને કદાચિત્ આવા પચાસ જીવનકાળ પણ વહી જાય. એનો સર્વ આધાર ઇચ્છાની તીવ્રતાપર જ રહેલો છે. એટલામાટે શિક્ષણ, શિષ્યની આવશ્યકતાને અનુકૂળ હોવુ જોઈએ. ક્ષયકારક અગ્નિ બધામાટે તૈયાર છે, જળ અને બર્ફનાં ઢેફાં પણ તત્કાળ ગળી–ક્ષીણ થઈ–જાય છે. અનેક ગોળીઓનો એક સાથે બાર કરી દ્યો, એટલે નહિ નહિ, તોપણ તેમાંની એક ગોળી તો લાગવાની જ, એક મનુષ્ય સમક્ષ સત્યોનું એક પ્રદર્શન રજૂ કરી દ્યો, એટલે તેમાંથી પોતાને અનુકૂળ થઈ પડનાર સત્યને તે પોતાની મેળે જ ઉપાડી લેશે. ભૂત જન્મોએ આપણા સ્વભાવોને નિશ્ચિત કરી દીધા છે, એટલે શિષ્યને જે તેના સ્વભાવને અનુકૂળ થાય તે વસ્તુ આપો. બૌદ્ધિક, ગૂઢ, ભક્તિવિષયક, અથવા વ્યાવહારિક

એમાંના કોઈ પણ તત્ત્વને મૂળાધાર બનાવો, પણ તેનું બીજાઓને શિક્ષણ આપો. બુદ્ધિનું પ્રેમ સાથે સમતોલન હોવું જોઇએ, ગૂઢ તત્ત્વમાં યુક્તિ કિંવા બુદ્ધિનો સમાવેશ હોવો જોઇએ અને વ્યવહાર તે પ્રત્યેક પદ્ધતિનો ભાગ હોવો જોઇએ. પ્રત્યેકને તે જે સ્થાનમાં ઉભો હોય ત્યાં જ સ્વીકારો અને ત્યાંથી તેને આગળ ધકેલો. ધાર્મિક શિક્ષણ નિરંતર વિનાશક નહિ, કિન્તુ પોષક હોવું જોઇએ.

પ્રત્યેક સ્વભાવ ગત કાળ (જન્મ)ના જીવનકાર્યને વ્યક્ત કરે છે, જે રેષા અથવા વ્યાસાર્ધ-(ત્રિજ્યા)માં તેણે સંચાર કરવો જોઇએ, તે રેષાને દર્શાવી આપે છે. સર્વ ત્રિજ્યાઓ કેન્દ્રસ્થાનમાં જ લઈ જાય છે. કોઇના પણ સ્વભાવની વચ્ચે પડવાનો કદાપિ પ્રયત્ન કરશો નહિ, કારણ કે, એ કૃતિ ગુરુ અને શિષ્ય બન્નેને આગળ વધવાને બદલે પાછળ હટાવી દે છે. જ્યારે તમે જ્ઞાનનું શિક્ષણ આપો, ત્યારે તમારે એક જ્ઞાની થવાનું છે, અને જ્યાં તમારો શિષ્ય ઉભેલો હોય તે જ સ્થાનમાં બરાબર માનસિકતાથી ઉભા રહેવાનું છે. એ જ નિયમ અન્ય સર્વ યોગોમાટે પણ સમજી લેવાનો છે. પ્રત્યેક શક્તિનો—સ્વાભાવિક શક્તિનો—એવી રીતે વિકાસ કરો કે જાણે આપણામાં તે એક જ શક્તિનો નિવાસ છે; આ કહેવાતા અનવરોધ વિકાસ—Harmonious development—નું સત્ય રહસ્ય છે. એટલે કે, તીવ્રતા સાથે વ્યાપ્તિને પણ પ્રાપ્ત કરો, પરંતુ તે તીવ્રતાનું બલિદાન આપીને નહિ આપણે અનંત છીએ. આપણામાં સીમાબંધન છે જ નહિ. આપણે અત્યંત ધર્મોન્મત્ત મુસલ્માન સમાન તીવ્ર પણ થઈ શકીએ છીએ, અને અત્યંત ગર્જના કરતા અનીશ્વરવાદી પ્રમાણે વિસ્તીર્ણ પણ થઈ શકીએ છીએ.

હવે, મનને એકજ વિષયમાં સ્થિર કિંવા સંલગ્ન કરવું, તે એનો માર્ગ નથી, કિન્તુ મનનો વિકાસ કરવો અને મન સંયમ કરવો, એ જ એનો સત્ય માર્ગ છે; મનોવિકાસ અને મનઃસંયમ કર્યા પછી મનને તમે પોતાની ઇચ્છાનુસાર કોઈ પણ બાજૂએ વાળી શકો એમ છે. આવી રીતે તમે તીવ્રતા અને વિસ્તાર ઉભયને જાળવી શકો છો. જાણે વિશ્વમાં કેવળ જ્ઞાન જ સર્વસ્વ હોયની! તે પ્રમાણે જ્ઞાનની લાગણી રાખો, અને ત્યાર પછી ભક્તિયોગ, રાજયોગ અને કર્મયોગને પણ તેમજ માની લ્યો. લહરીઓને ત્યાગો અને સમુદ્રપ્રતિ પ્રયાણ કરો; એમ કરવાથી પછી તમે ઇચ્છા પ્રમાણેની લહરીઓને મેળવી શકશો. તમારા પોતાના મન:સરોવરને સત્તામાં રાખો, નહિ તો બીજાના મનઃસરોવરના ભેદને તમે સમજી શકવાના નથી.

ખરો શિક્ષક કિંવા ગુરુ તેજ છે કે, જે શિષ્યના સ્વભાવમાં પોતાની સર્વ શક્તિ પ્રેરી શકે છે. સત્ય અનુકંપા વિના આપણે કદાપિ કોઇને શિક્ષણ આપી શકીએ તેમ

નથી. મનુષ્ય કોઈ પણ કાર્યનો ઉત્તરદાતા છે, એવી ભાવનાને ત્યાગી દો; કારણ કે, જો કોઈ પણ ઉત્તરદાતા હોય, તો તે કેવળ સંપૂર્ણ મનુષ્ય જ છે. અજ્ઞાન મનુષ્યોએ માયા-મદિરાનું અત્યંત પાન કરેલું છે અને તેથી તેઓ શુદ્ધિમાં નથી. (અને શુદ્ધિહીન મનુષ્ય ઉત્તરદાતા હોઈ શકે જ નહિ, એ સ્પષ્ટ છે.) તમો જ્ઞાતાઓએ અત્યંત શાંતિ (અને અનુકંપા) થી વર્તવું જોઇએ. તેમના માટે માત્ર પ્રેમ વિના બીજો કશો ભાવ રાખશો નહિ અને જે રોગે તેમને આ જગતને અસત્ય પ્રકાશમાં સ્થિત જોવાના ભ્રમમાં નાખી દીધા છે, તે તેમના રોગને શોધી કાઢો; અને એવી રીતે રોગને શોધી કાઢ્યા પછી તેમને તે રોગના નિવારણના અને આ જગતને તેના સત્ય સ્વરૂપમાં જોવાના કાર્યમાં સહાયતા કરો. એનું સર્વદા સ્મરણ રાખજો કે, માત્ર મુક્ત મનુષ્ય જ સ્વતંત્ર–મુક્ત ઇચ્છા રાખી શકે છે, (અને તેથી તેઓ ઉત્તરદાતા છે) અન્ય સર્વ બંધનમાં જકડાયલા હોવાથી તેઓ જે કાંઈ પણ કરે તે પોતાની કૃતિ માટે ઉત્તરદાતા નથી. ઇચ્છા, ઇચ્છા તરીકે પરતંત્ર–બદ્ધ–છે. પાણી જ્યારે હિમાલયના શિખરપર પીગળે છે, ત્યારે તે મુક્ત હોય છે, પરંતુ જ્યારે તે સરિતાના સ્વરૂપને ધારણ કરે છે, ત્યારે તીરપ્રાંતના બંધનમાં પડી જાય છે, છતાં પણ તેની મૂળ પ્રેરણા (મૂળ ગતિ અથવા શક્તિ) તેને સમુદ્ર પ્રતિ લઈ જાય છે અને ત્યા તે પોતાની સ્વતંત્રતાને પુનઃ પ્રાપ્ત કરે છે. પ્રથમ "માનવનો વિનિપાત" છે અને ત્યારપછી તેનું 'પુનરુજ્જીવન' અથવા 'મૃતોત્થાપન' છે એક પણ પરમાણુ જ્યાં સુધી તે મુક્તિ–સ્વતંત્રતા—ને મેળવતો નથી, ત્યાં સુધી સ્થિર થતો નથી.

કેટલીક કલ્પનાઓ અન્ય કલ્પનાઓના બંધનને તોડી નાખવાના કાર્યમાં સહાયતા કરે છે. જો કે સમસ્ત સૃષ્ટિ તે કલ્પના જ છે, છતાં પણ કલ્પનાઓનો એક સમુદાય, તે કલ્પનાઓના અન્ય સમુદાયનું નિવારણ કરે છે. જે કલ્પનાઓ આપણને એમ કહે છે કે, આ જગતમા પાપ, શોક અને મરણનો જ ભંડાર ભરેલો છે, તે કલ્પનાઓ ભયંકર છે; પણ જે બીજી કલ્પનાઓ સદા સર્વદા આપણને એમ કહે છે કે, "હું પવિત્ર છું, ઇશ્વરનું અસ્તિત્વ છે અને દુઃખ જેવું કાંઈ છે જ નહિ," એ કલ્પનાઓ ઉત્તમ છે અને તે અન્ય કલ્પનાના બંધનને તોડી નાખવાના કાર્યમાં સહાયક થઈ પડે છે. પૌરુષેય ઈશ્વર વિષયક કલ્પના તે બંધનશૃંખલાની બધી કડીઓને તોડી નાખનારી સર્વથી ઉચ્ચતમ કલ્પના છે.

"ૐ तत्सत" એ જ કેવળ એવી વસ્તુ છે કે જે માયાથી પર–માયાતીત છે, પણ ઈશ્વરનું અસ્તિત્વ શાશ્વત છે. જ્યાં સુધી નાયગારાના જલપાત–ધોધ–અસ્તિત્વ ધરાવે છે, ત્યા સુધી ઇન્દ્ર ધનુષ્ય અવિચલ રહેશે; પરંતુ પાણી તો અનવરોધ વહેતું જ

જાય છે. એ જલનિપાતો તે સૃષ્ટિ છે અને ઇન્દ્રધનુષ્ય તે પૌરપેય ઈશ્વર છે કે જે ઉભય શાશ્વત છે. જો સૃષ્ટિ અસ્તિત્વ ધરાવતી હોય, તો ઈશ્વરનું અસ્તિત્વ અવશ્ય હોવું જ જોઇએ. ઈશ્વર સૃષ્ટિને ઉત્પન્ન કરે છે અને સૃષ્ટિ ઈશ્વરને ઉત્પન્ન કરે છે—અને ઉભય શાશ્વત છે. 'માયા સત્ પણ નથી અને અસત્ પણ નથી (અસ્તિત્વ પણ નથી અને અનસ્તિત્વ પણ નથી).' નાયગારાના જળપાત અને ઇન્દ્રધનુષ્ય બન્ને શાશ્વત પરિવર્તનીય છે, એ માયાદ્વારા દેખાતું બ્રહ્મનું સ્વરૂપ છે. પર્શિયન્સ્ અને ક્રિશ્ચિયન્સ્ એ માયાને બે ભાગમાં વિભક્ત કરી નાખે છે અને તેના ઉત્તમ અર્ધ ભાગને "ઈશ્વર"ના તથા અધમ અર્ધ ભાગને "શયતાન" ના નામથી ઓળખે છે. વેદાંત માયાને અખંડ તરીકે સ્વીકારે છે, અને તેથી પર એકતા—બ્રહ્મ—નો સાક્ષાત્કાર કરે છે.

* * * * *

મહમ્મદ પયગંબરના જાણવામાં આવ્યું કે, ક્રિશ્ચિયાનિટી સેમિટિક્ પદ્ધતિ અનુસાર નથી, અને તેથી તેણે જે ઉપદેશો આપ્યા, તે એક સેમિટિક્ ધર્મ તરીકે ક્રિશ્ચિયાનિટી કેવા પ્રકારની હોવી જોઇએ અને તેણે એક જ ઈશ્વરના તત્ત્વને સ્વીકારવું જોઇએ; એ રહસ્યને દર્શાવનારા જ હતા. "હું અને મારો પિતા એક જ છીએ," એ આર્ય ભાવનાએ તેના હૃદયમાં તિરસ્કાર તથા ભય ઉત્પન્ન કરી દીધો. ખરેખર ક્રિશ્ચિયન્ ટ્રિનિટી—Trinity—(પિતા, પુત્ર અને પવિત્ર આત્મા)ની ભાવના મનુષ્યથી સદા ભિન્ન જેહોવા—Jehovah—ની દ્વૈત ભાવનાપર થએલી એક ઘણી જ મોટી સુધારણા હતી. અવતારની કલ્પના તે મનુષ્ય અને ઈશ્વરની એકતાની ભાવનાના પરિચય પ્રતિ લઈ જનારી ભાવનાની શૃંખલાની પ્રથમ કડી છે. પ્રથમ ઈશ્વર એક માનવ સ્વરૂપમાં વ્યક્ત થાય છે, ત્યાર પછી ભિન્ન ભિન્ન સમયમાં અન્ય માનવસ્વરૂપોમાં પુનઃ પ્રકટે છે, અને અંતે તે પ્રત્યેક માનવસ્વરૂપમાં અથવા સર્વ મનુષ્યોમાં વ્યાપ્ત જણાય છે. અદ્વૈત તે ઉચ્ચતમ ભૂમિકા છે, અને એકેશ્વરવાદ તેના કરતાં નીચેની ભૂમિકા (સ્થિતિ) છે. કલ્પના તમને યુક્તિ કિંવા બુદ્ધિ કરતાં વિશેષ ત્વરા અને સરળતાથી ઉચ્ચતમ ભૂમિકામાં લઈ જશે.

થોડાકોને એકલા ઈશ્વરમાટે અને જગત્ લાભાર્થ ધર્મરક્ષણમાટે રહેવા અને જૂદા ઉભા રહેવા દો. જો તમે માયાના જનક હો, તો પોતે *જનક સમાન હોવાનો

---

* "જનક" શબ્દનો અર્થ જન્મદાતા અથવા ઉત્પાદક થાય છે. એ એક રાજાનું નામ છે કે જે, જાતે પોતાની પ્રજાના હિતમાટે રાજ્યને ધારણ કરી રહ્યો હતો, છતાં માનસિકતાથી તેણે સર્વસંગનો પરિત્યાગ કરી દીધો હતો. અર્થાત્ માયાનો જનક તે જનક વિદેહી હોઈ શકે નહિ, એમ દર્શાવવાનું જ અહીં તાત્પર્ય છે.

દંભ ન દર્શાવો, પ્રતિષ્ઠિત થાઓ અને કહો કે, "હું તે આદર્શને જોઉં છું, પણ હજી તેને પહોંચી શકતો નથી;" પણ જ્યારે તમે ત્યાગને સ્વીકારતા નથી, તે વેળાએ "ત્યાગ" નો દંભ ન બતાવો. જો તમે ત્યાગને સ્વીકારો, તો પછી ત્યાગના માર્ગમાં દૃઢ થઈને ઊભા રહો. યુદ્ધમાં શતાવધિ પાત થાય, તો પણ જયધ્વજાને દૃઢતાથી પકડી રાખો અને તેને આગળ લઈ જાઓ. કોઈનો પાત થઈ જાય, તો ચિન્તા નહિ, કારણ કે, ઈશ્વર સર્વને માટે સત્ય છે. જે પડે, તે જયધ્વજાને આગળ લઈ જવા માટે બીજાના હાથમાં આપી દે; કારણ કે, ધ્વજાનો કદાપિ પાત થઈ શકે તેમ નથી જ.

* * * * *

જો હું સ્નાત અને સ્વચ્છ છું તો પછી મારામાં અપવિત્રતા આવવાનું શું પ્રયોજન છે ? પ્રથમ સ્વર્ગના રાજ્યને શોધો અને બીજી બધી વસ્તુને જવા દો. તમારામાં કોઈ પણ વસ્તુ ઉમેરાવાની આશા ન રાખો; કેવળ એનાથી મુક્ત થવામાં જ આનંદ માનો. વાસનાને ત્યાગો કે, કદાચિત્ તમે ન જોઈ શકો, તો પણ, વિજય આવ્યો જ છે, એમ જાણી લ્યો. જેજસે માત્ર બાર માછીગીરોને છોડ્યા હતા, અને તેમ છતાં તે થોડાકોએ પણ રોમન સામ્રાજ્યનો ઉચ્છેદ કરી નાખ્યો હતો.

ઈશ્વરની યજ્ઞવેદિકામાં બલિદાન આપવું, તે પૃથ્વીનું અત્યંત પવિત્ર અને ઉત્કૃષ્ટ કાર્ય છે. જય અને વિજયની વચ્ચે ગોથાં ખાનાર, કદાપિ યત્ન ન કરનાર આળસુ કરતાં ઉત્તમ છે. એક ત્યાગીનું અવલોકન કરવું તે પણ પવિત્રકારક પરિણામ નિપજાવે છે. ઈશ્વરમાટે ઊભા થાઓ અને વિશ્વને જવા દો; જગદ્વાસનાનો ત્યાગ કરો, એમ કરવાથી જ તમે શરીરના બંધનથી મુક્ત થશો. જ્યારે એ જગદ્વાસના મરી ગઈ, એટલે પછી તમે આજાદ-મુક્ત-છો. કેવળ મરણ આપણને કદાપિ મુક્ત કરી શકતું નથી. મુક્તિ આપણા જીવનકાળમાં આપણા પોતાના પ્રયત્નદ્વારાજ આપણે મેળવવી જોઈએ; એટલે શરીરનો પાત ( અંતકાળ ) થવા પછી મુક્તને પુનર્જન્મની બાધા થતી નથી.

સત્યનો નિર્ણય બીજા કશાથી નહિ, પણ કેવળ સત્યથી જ કરી શકાય છે. શુભાચરણ કરવું, એ કાંઈ સત્યની પરીક્ષા નથી; સૂર્યને તેને જોવામાટે મશાલની જરૂર હોતી નથી. કદાચિત્ સત્ય સકળ સૃષ્ટિનો સંહાર કરી નાખે, તો પણ તે સત્ય છે; તેની કક્ષામાં જ ઉભા રહો.

ધર્મનાં ધન સ્વરૂપોનો વ્યવહાર કરવો સરળ છે અને તે સમુદાયને આકર્ષે છે, પરંતુ વસ્તુતઃ બાહ્ય સ્વરૂપમાં કાંઈ પણ નથી.

"જેમ કરોળિયો પોતામાથી જ જાળનો વિસ્તાર કરે છે, અને પુનઃ તે જાળને

પોતામાં જ સમાવી દે છે; તેવી જ રીતે ઈશ્વરવડે આ વિશ્વનો વિકાસ અને સંકોચ (ઉત્પત્તિ અને નાશ) થયા કરે છે."

તા૦ ૬ ઠ્ઠી ઑગસ્ટ ૧૮૯૫, મંગળવાર.

"अहम्" ("હું") વિના બાહ્ય "त्वम्" ("તું") હોઈ શકે જ નહિ. આ તત્ત્વના યોગે કેટલાક તત્ત્વજ્ઞાનીઓ એવા નિશ્ચયપર આવ્યા છે કે, કેવળ કર્તામાં જ બાહ્ય જગતનું અસ્તિત્વ સમાયલું છે, તેનું અસ્તિત્વ અન્યત્ર ક્યાંય નથી; એટલે કે, "त्वम्"નું અસ્તિત્વ કેવળ "अहम्"માં જ છે. બીજાઓએ એવો વાદ કરેલો છે કે, "अहम्" કેવળ "त्वम्" દ્વારા જ જાણી શકાય છે. આ વાદ તેમણે ન્યાય પુરઃસર કરેલો છે. હવે આ બન્ને અભિપ્રાયો વિભાગશઃ સત્ય છે, પ્રત્યેક અભિપ્રાય અમુક અંશે સત્ય અને અમુક અંશે અસત્ય છે. વિચાર જડ છે અને સ્વભાવે તે શરીર સમાન છે. માયા અને મન બન્નેનું, પોતાને બે ભાગમાં વિભક્ત કરતી એક તૃતીય એકતામાં, અસ્તિત્વ છે. એ એકતા તે સત્ય આત્મા છે.

"X" એક વ્યક્તિ છે, કે જે પોતાને મન અને માયા એ ઉભયના સ્વરૂપમાં વ્યક્ત કરે છે. બાહ્યતઃ તેની સર્વ હીલચાલ નિયમના નામથી ઓળખાતી નિયત રેખાઓમાં જ થયા કરે છે. એકતારૂપે તે મુક્ત-સ્વતંત્ર છે, અને બહુતારૂપે તે નિયમવડે બદ્ધ છે. આવી રીતે આ સર્વ બંધન હોવા છતાં પણ મુક્તિની ભાવના તો સદા ઉપસ્થિત છે, અને તે જ **નિવૃત્તિ** છે. જડકારક શક્તિઓ કે જે વાસનાદ્વારા આપણને સાંસારિક કાર્યોમાં આગળ પડતો ભાગ લેવાને ઉત્તેજિત કરે છે, તે શક્તિઓ **પ્રવૃત્તિ**ના નામથી ઓળખાય છે.

તે જ નૈતિક કર્મ છે કે જે આપણને માયાના બંધનથી મુક્ત કરે છે. આ વિશ્વ આપણને અનંત દેખાય છે, તેનું કારણ એ છે કે, પ્રત્યેક વસ્તુ ભ્રમણ કર્યા કરે છે, અને જ્યાંથી તે નીકળી હોય ત્યાં જ પાછી આવી લાગે છે. ચક્ર ચાલ્યા કરે છે, એટલે આ જગતમાં કોઈ પણ સ્થળે વિશ્રાંતિ કિંવા શાંતિ છે જ નહિ. આપણે એ ચક્રમાંથી બહાર નીકળવું જ જોઇએ. આપણે જે એક છેડાને મેળવવાનો છે, તે કેવળ **મુક્તિ** જ છે.

જે અશુભ કિંવા અસત્ હોય છે, તેનું સ્વરૂપ બદલાય છે, પરંતુ ગુણમાં તો તે જેવું ને તેવું જ કાયમ રહે છે. પ્રાચીનકાળમાં શક્તિ સત્તા ચલાવતી હતી, અને આજે તે ધૂર્ત થઈ પડી છે. ભારતવર્ષમાં દારિદ્ર્ય અમેરિકા જેટલું નઠારું નથી, કારણ કે, અહીં (અમેરિકા) નો દરિદ્રી મનુષ્ય પોતાની અધમ અવસ્થા કરતાં વધારે મહત્તર ભેદ-વિરુદ્ધતા-ને જુએ-અનુભવે-છે.

સત્ અને અસત્ અવિભાજ્યતાથી એક બીજા સાથે મળેલાં છે, એટલે એમાંના એક વિના બીજાને મેળવી શકાય તેમ નથી. આ વિશ્વમાંની સમસ્ત શક્તિ તે એક સરોવર સમાન છે, અને તેમાંની પ્રત્યેક લહરી અવશ્ય તત્સદૃશ અપકર્ષ તરફ ખેંચી જાય છે. સમસ્તતા સર્વથા તેજ છે, એટલે કે, એક મનુષ્યને સુખી કરવું તે બીજાને દુઃખી કરવા બરાબરજ છે. (એકના દુઃખી થયા વિના બીજાને સુખ મળી શકતું જ નથી). બાહ્ય સુખ જડાત્મક છે, અને તેમાટેની જોઈતી વસ્તુઓ પ્રથમથી જ નિયત—સીમાબદ્ધ થએલી છે; એટલામાટે એકની પાસેથી લીધા વિના કોઈ પણ અન્નનો એક કણ પણ મેળવી શકે તેમ નથી. કોઇને કાંઈ પણ હાનિ કર્યાં વિના જો કોઈ મેળવી શકાય તેવી વસ્તુ હોય, તો તે જડ જગતથી પર—અતીત કેવળ આનંદ જ છે. માયિક સુખ તે કેવળ માયિક શોકનું સ્વરૂપાન્તર જ છે.

જેઓ લહરીમાંજ જન્મેલા છે અને લહરીમાં જ પડી રહેનારા છે, તેઓ અપકર્ષને અથવા બીજું ત્યાં શું છે, તેને દેખતા નથી. તમે જગતને ઉત્તમ અને સુખી બનાવી શકશો, એવો વિચાર માત્ર પણ કદાપિ મનમાં ન લાવો. ઘાણીનો બળદિયો પોતાની સામે પડેલા ઘાસના પૂળાને પણ પહોચી શકતો નથી; તે તો માત્ર ઘાણીમાં નાખેલી વસ્તુને પીલ્યાજ કરે છે. એ ઘાંચીના બળદિયાની પેઠે આપણે સુખના પૂળાને મેળવવાની વાસનાની પાછળ પડ્યા છીએ, કે જે આપણી દૃષ્ટિને ચૂકવ્યા કરે છે ને તેથી આપણે કેવળ પ્રકૃતિની—માયાની ઘાણીને ફેરવ્યા કરીએ છીએ અને માત્ર નવીન જન્મનો આરંભ કરવામાટે મરી જઇએ છીએ. જો આપણે અસત્ અથવા પાપથી મુક્ત થઈએ, તો પછી આપણે કદાપિ બીજી કોઈ ઉચ્ચતર વસ્તુની ઝાંખી કરીએ તેમ નથી, અસતને સાંગીને આપણે સંતુષ્ટ થઈ જઇશું, અને પછી મુક્ત થવામાટેનું મંથન કરતા અટકી જઇશું. જ્યારે મનુષ્ય એ જાણી જાય છે કે, જડમાં—જડ જગતમાં—સુખનો શોધ કરવો, તે મિથ્યા છે, ત્યારે ધર્મનો આરંભ થાય છે. સમસ્ત માનવજ્ઞાન તે ધર્મનો જ ભાગ છે.

માનવ શરીરમાં સત્ અને અસત્—શુભ અને અશુભ—ની એવી તો સમતોલના રહેલી છે કે, એ બન્નેથી પોતાને મુક્ત કરવાની ઇચ્છા રાખવાનો મનુષ્યને માટે સંભવ છે.

જે મુક્ત છે, તે કદાપિ બંધાયો નથીજ, અને તેથી 'તે બદ્ધ કેમ થયો!' એમ પૂછવું, તે એક અયુક્તિક પ્રશ્ન છે. જ્યાં બંધન નથી, ત્યાં કારણ અને કાર્ય પણ નથી. "હું સ્વપ્નમાં એક શિયાળ બની ગયો અને કૂતરો મારી પાછળ પડ્યો!" હવે હું મને પોતાને એમ કેમ પૂછી શકું કે, કૂતરાએ મારો પીછો કેમ અને શામાટે પકડ્યો? શિયાળ

સ્વપ્નનો એક ભાગ હતો અને દૂતરો તેની પાછળ પડ્યો એ વાત પણ ખરી; પરંતુ તે ઉપાયનો સ્વપ્ન સાથે સંબંધ હતો, સ્વપ્નથી બહાર તેમનું આસ્તિત્વ નહોતું. વિજ્ઞાન અને ધર્મ બન્ને આપણને બંધનમુક્ત થવામાં સહાયતા કરનારા પ્રયત્ન છે; તેમાંનો કેવળ ધર્મ વિશેષ પ્રાચીન છે અને આપણે જે અતિશ્રદ્ધા રાખીએ છીએ તે અધિક પવિત્ર છે. ધર્મ વિજ્ઞાન કરતાં અધિક ઉત્તમ અને પવિત્ર છે, તેનું કારણ એ કે, ધર્મ નીતિને પ્રાણબિન્દુ કરે છે, અને વિજ્ઞાન નીતિને તેટલી અને તેવી મહત્તા આપતું નથી.

"દિવ્યજનોનાં હૃદય શુદ્ધ નિર્મળ હોય છે; કારણ કે, તેઓ ઈશ્વરનો સાક્ષાત્કાર કરવાના છે." કેવળ આ વાક્ય જ માનવજાતિનો ઉદ્ધાર કરશે; કદાચિત્ સર્વ ધર્મગ્રંથો અને ધર્મસંસ્થાપકોનો લોપ થઈ જાય, તોપણ કેવળ આ એક વાક્ય જ માનવજાતિને ઉદ્ધારવામાટે સમર્થ છે. હૃદયની પવિત્રતા ઈશ્વરના સાક્ષાત્કારને ખેંચી લાવશે. એ જ આ વિશ્વના સમસ્ત સંગીતનો પ્રબંધ છે. પવિત્રતામાં બંધન નથી. પવિત્રતાવડે અજ્ઞાનના આવરણને દૂર કરો, એટલે આપણે આપણા વાસ્તવિક સ્વરૂપમાં વ્યક્ત થઈશું અને જાણીશું કે, આપણે કદાપિ બંધનમાં હતા જ નહિ. અનેકતાનું અવલોકન કરવું, તે જગતનો એક ઘણો જ મોટો અપરાધ છે. સર્વને આત્મવત્ નિહાળો અને સર્વમાં પ્રેમ રાખો; ભિન્નતાની સર્વ ભાવનાને નષ્ટ કરી નાખો.

* * * * *

જેવી રીતે એક જખમ અથવા ચાંઠું મારા શરીરનો એક ભાગ છે, તેવી જ રીતે એક અત્યંત પાપાત્મા મનુષ્ય પણ મારા શરીરનો એક ભાગ છે. આપણે તેની શુશ્રુષા કરીને તેને યોગ્યતર બનાવવાનો છે; એટલામાટે જ્યાં સુધી તેના પાપરોગનો લોપ થઈ જાય અને તે પુનઃ એકવાર સુખી તથા આરોગ્યમંડિત થાય, ત્યાં સુધી નિરંતર તેની શુશ્રુષા અને સહાયતા કરતા રહો.

જ્યાં સુધી આપણે સાપેક્ષ ક્ષેત્રમાં વિચાર કરીએ, ત્યાં સુધી આપણને એમ માનવાનો અધિકાર છે કે, દેહધારી તરીકે, સાપેક્ષ વસ્તુઓના યોગે આપણને આઘાત પણ થઈ શકે છે અને તેજ પ્રમાણે આપણને સાપેક્ષ વસ્તુઓની સહાયતા પણ મળી શકે છે. આ સહાયતાની ભાવનાને જો સારરૂપ કરી નાખવામાં આવે, તો એ, આપણે જેને ઈશ્વરના નામથી ઓળખીએ છીએ, તે ઈશ્વર જ છે. સહાયતાની સર્વ ભાવનાઓનો સરવાળો તે ઈશ્વર છે.

ઈશ્વર, જે કાંઈ પણ દયાયુક્ત, સત્ અને સહાયતાયુક્ત હોય, તે સર્વનું સારરૂપ

મિથ્યા છે, એવી જ કેવળ ભાવના હોવી જોઇએ. આત્મા તરીકે આપણને શરીર નથી, તેથી એમ કહેવું કે, "હું ઇશ્વર છું અને વિષ મને કશી પણ બાધા કરી શકે તેમ નથી" તો તે એક મૂર્ખતા છે. જ્યાં સુધી શરીર છે અને આપણે તેને જોઇએ છીએ, ત્યાં સુધી આપણે ઇશ્વરનો સાક્ષાત્કાર કરેલો નથી. નદીનો લોપ થઇ જાય, ત્યાર પછી લઘુ જલાવર્ત્ત અવશિષ્ટ રહી શકે ખરું કે? સાહાય્યમાટે પોકાર કરો, એટલે તમને તે આવી મળશે; અને અંતે તમારા જાણવામાં આવશે કે, સહાયતા માટેના પોકારનો અને તે જ પ્રમાણે સહાયકનો લોપ થયો છે અને એ નાટકની સમાપ્તિ થતાં કેવળ આત્મા જ અવશિષ્ટ રહ્યો છે.

એકવાર આ થઇ ગયું, એટલે પછી તમે પાછા આવો અને ઇચ્છા હોય તેવી રમત રમ્યા કરો. પછી આ શરીર કાંઇ પણ અસત્કર્મ આચરી શકતું નથી; કારણ કે જ્યારે સર્વ અશુભ શક્તિઓ બળીને ભસ્મીભૂત થઇ જાય છે, ત્યારે જ મુક્તિ—સ્વતંત્રતા આવીને પ્રાપ્ત થાય છે. સર્વ કાટ બળી જાય છે, અને કેવળ "ઉષ્ણતા તથા ધૂમ્ર વિનાની અગ્નિશિખા" જ અવશિષ્ટ રહે છે.

ભૂત ગતિ શરીરને આગળ લઇ જાય છે, પણ તે શરીર માત્ર સત્કર્મ જ કરી શકે છે, કારણ કે મુક્તિનો આવિર્ભાવ થવા પૂર્વે જ તેનામાંનું સર્વ અસત્ તો ચાલ્યું ગએલું હોય છે. મરણની છેલ્લી ઘડીએ ક્રૉસપર મરતા ચોરને પોતાના પૂર્વ કર્મોનું ફળ મળ્યું હતું. તે એક યોગી હતો અને પછી પતિત થવાથી તેને અન્ય જન્મ ધારણ કરવો પડ્યો હતો; પુનઃ તે યોગના સ્થાનેથી પડ્યો અને એક ચોર થયો; પરંતુ પૂર્વ જન્મમાં તેણે જે કાંઇ સત્કર્મ કર્યાં હતાં, તે સત્કર્મના વૃક્ષને ફળ આવ્યું અને મુક્તિ આવવાના સમયે જ તે અચાનક જેજસને મળ્યો. જેજસના એક શબ્દે જ તેને સર્વ બંધનોથી સર્વથા મુક્ત કરી દીધો.

બુદ્ધે પોતાના એક મહાન્ શત્રુને પણ મુક્ત કરી દીધો હતો, કારણ કે, તે (શત્રુ) તે (બુદ્ધ) ને ધિક્કારવામાં એવો તો લીન રહેતો હતો કે, અષ્ટૌપ્રહર ધિક્કારવાના હેતુથી પણ બુદ્ધ અને બુદ્ધ વિશેના જ વિચાર કર્યા કરતો હતો; એટલે એ બુદ્ધ વિષયક સતત વિચારે તેના મનને નિર્મળ બનાવી દીધું અને તે મુક્તિમાટે યોગ્ય—તૈયાર—થઇ ગયો. એટલા માટે સર્વકાળ ઇશ્વર અને ઇશ્વરનો જ વિચાર કર્યા કરો; તે વિચાર તમને શુદ્ધ—નિર્મળ—બનાવશે.

(આ વાક્ય સાથે અમારા પ્રિય ગુરુના સુંદર ઉપદેશોનો અંત આવ્યો હતો. બીજે દિવસે તેઓ થાઉઝન્ડ આયલૅંડ પાર્કને છોડી ન્યૂયૉર્ક જવામાટે પાછા ફર્યા હતા)

## પવ્હારી બાબા

ધર્મની બાબતની ઘણી ખરી બાબતોને તે સમય પૂરતી દૂર ખસેડીને ભગવાન બુદ્ધે જે મહત્કાર્યને મહત્ત્વ આપ્યું હતું, તે, આ દુઃખથી ત્રાસેલા જગતને સહાયતા કરવી, એ મહત્કાર્ય હતું પરંતુ તેને પણ વ્યક્તિના સ્વાર્થને વળગી રહેવાના પોકળપણાના મહત્સત્યને અનુભવવામાટે આત્મશોધનમાં કેટલાક વર્ષો વીતાડવા પડ્યા હતા. બુદ્ધ કરતાં અધિક નિઃસ્વાર્થ અને અવિશ્રાંત શ્રમ કરનાર કાર્યકર્તાને આપણી મોટામાં મોટી કલ્પના પણ કદાપિ કલ્પી શકે તેમ નથી. તોપણ આ વસ્તુ જાતના અર્થને જાણવામાટે તેના કરતા કઠિન પરિશ્રમ કોણે કરેલો છે? જેટલું કાર્ય મોટું તેટલી જ તેના મૂળમાં રહેલી તેને કલ્પનારી શક્તિ પણ મોટી જ હોવી જોઇએ, એ કાલાબાધિત સત્ય છે પ્રથમથી જ કલ્પેલી અચૂક યોજનાને સાંગોપાંગ વ્યવહારમાં લાવવામાટે વિચારની અતિશય એકાગ્રતાનું બળ કદાચિત્ નહિ વાપરવું પડતું હોય, પરંતુ જગતને આગળ અને આગળ ધકેલનારા પ્રચંડબળો તે અત્યન્ત એકાગ્રતાના જ બીજા રૂપાન્તરો છે, એ તો નિર્વિવાદ છે ક્ષુદ્ર કાર્ય કરવામાટે કેવળ મનમાં તેની કલ્પનાનો આવિર્ભાવ થયો જ બસ થઈ પડતો હશે પણ વીચિતરંગને ઉત્પન્ન કરનારો કિંચિત્ વિક્ષોભ અને મોટી લહરીને ઉત્પન્ન કરનારો પ્રચંડ આઘાત, એ ઉભય એક બીજાથી સર્વથા ભિન્ન છે છતાં પણ જે વીચિતરંગ તે મોટી લહરીને ઉત્પન્ન કરનારી શક્તિના અલ્પ અંશનું જ પ્રકટ સ્વરૂપ છે

સત્ય વાર્તાઓ, કલ્પનાના અવગુંઠનમાંથી બહાર કાઢેલી—નગ્ન સત્ય વાર્તાઓ, ભલે દૃષ્ટિને કૃશ તથા ભયાનક દેખાય સત્ય વિશુદ્ધ સત્ય, પછી ભલેને તેના સ્ફુરણથી હૃદયમાંના એકે એક તંતુ તૂટી જાય હેતુ, સ્વાર્થરહિત અને પ્રામાણિક હેતુ, પછી ભલેને તેની પ્રાપ્તિમાટે એક પછી એક સર્વ અવયવો તોડી નાખવા પડે છતાં પણ તેમના પ્રતિ સર્વથી પ્રથમ જવું જોઇએ, તેમને શોધી કાઢવા જોઇએ અને તેમને પ્રાપ્ત કરી લેવા જોઇએ. એ થઈ ગયા પછી કાર્યક્ષમતાના નીચેના સોપાનપર બેઠેલું મન કાર્યની પ્રચંડ લહરીઓને ઉત્પન્ન કરી શકશે કાળના ચક્રપર ફરતાં ફરતાં સૂક્ષ્મ પોતાની આસપાસ જડને વીંટાળી લે છે અને સ્પષ્ટ થાય છે, અદૃશ્યનું દૃશ્યમાં રૂપાન્તર થાય છે, શક્યનું વ્યવહાર્ય થાય છે, કારણના સ્થાનમાં કાર્ય તૈયાર થાય છે અને વિચારને સ્થળે પ્રત્યક્ષ કૃત્ય આવીને ઉભું રહે છે

કારણ, પછી તે ભલેને સહસ્રાવધિ પરિસ્થિતિયોવડે જકડાયલું હોય, તોય આજે નહિ તો કાલે, પણ કાર્યના રૂપે દેખાવાનું તો ખરું જ અને જેનું સામર્થ્ય ગુપ્ત છે, એવો જે વિચાર—ને આજ ગમે તેટલો દુર્બળ હોય, તો પણ, તે સ્થૂલ કૃત્યના ક્ષેત્રમાં પોતાના

વૈભવના દિવસને કોઈ વાર પણ જોવાનો તો ખરો જ. ઇન્દ્રિયોને સુખ આપનારી વસ્તુઓના સામર્થ્યના આધારે તેની યોગ્યતાને નિશ્ચિત કરવાની પદ્ધતિ જ મૂળ અસત્ય છે.

પ્રાણીની જાતિ જેટલી અધિક નીચ હોય છે, તેટલા જ કેવળ ઇન્દ્રિયોવડે જ ભોગ્ય એવા તેના સુખોપભોગો અને તેનાં ઇન્દ્રિયોમાનાં જ જીવન અધિક હોય છે પશુગુણ-વિશિષ્ટ મનુષ્યને બાહ્ય સુખ સાધનો આપીને નહિ, પણ તેને ઉચ્ચ પ્રકારની અન્તર્દષ્ટિ આપીને અને તેનામા ઉચ્ચ પ્રકારની અભિરુચિ ઉત્પન્ન કરીને જ તેના ઇન્દ્રિયમય જીવનમાંથી બહાર કાઢવાની જે શક્તિ, તે જ સત્ય સંસ્કૃતિ અથવા સુધારણા છે. સંસ્કૃતિ કિંવા સુધારણા–Civilisation–નો સત્ય અર્થ એ છે.

મનુષ્યને આનું સ્વાભાવિક જ્ઞાન હોય છે. સર્વ પરિસ્થિતિયોમાં કદાચિત્ તે પોતા સાથે તેના સ્વરૂપને નિશ્ચિત નહિ કરતો હોય. વિચારમય જીવન વિષયક તેના અભિપ્રાયો મૂળ સત્યથી દૂર દૂર જતા હશે, છતા એમાંના કશાની પણ દરકાર ન રાખતા એ સ્વાભાવિક જ્ઞાન પોતાને આગળ અને આગળ વધારતું તેનામા નિવાસ કરતું હોય છે. તે જ કાર્યકર્તા, ભિષગ્રાજ, જાદૂગર, ધર્મોપદેશક કિંવા જ્ઞાનવિશારદ આદિ સર્વને પોતાને માન આપવાની ફરજ પાડે છે. જ્યા ઇન્દ્રિયો પાછળ રહેલી હોય છે, એવા ઉચ્ચ વાતાવરણમા સંચાર કરવાના સામર્થ્યના પ્રમાણથી; શુદ્ધ વિચારોના જેટલા પ્રાણવાયુને અંદર લેવાની તેની વાયુનલિકાઓમા શક્તિ છે, તેટલા પ્રાણવાયુના પરિમાણથી અને એટલી ઉંચાઇપર તેનાથી જેટલો કાળ વીતાડી શકાય તે કાળની મર્યાદાથી જ તેની કેટલી પ્રગતિ થએલી છે, એનું પ્રમાણ કાઢી શકાય છે.

જો યથાસ્થિત પરિસ્થિતિને જોઇએ, તો એ તો સ્પષ્ટ વાર્ત્તા છે કે, સુસંસ્કૃત મનુષ્ય જેમને સુખોના નામથી ઓળખવામાં આવે છે, તે સુખોમાટે જીવનને આવશ્યકીય કાર્યમા જે સમય વીતાડવો પડે તેટલા સમય કરતાં એક ક્ષણ માત્રનો પણ અધિક વ્યય કરવાને ઇચ્છાવાન્ હોતો નથી, અને જેમ જેમ તેની સંસ્કૃતિ વિશેષ વૃદ્ધિગત થતી જાય છે, તેમ તેમ એ આવશ્યકીય કૃત્યો સુદ્ધા પણ તે બહુ જ ઓછા ઉત્સાહથી કરે છે.

તેના વિચારનું જીવન શક્ય તેટલું પ્રતિબિમ્બિત થઈ શકે, એટલામાટે વૈભવ-વિલાસના પદાર્થોની રચના એક પછી એક કલ્પનાનુસાર અને ધ્યેયાનુસાર થએલી છે, અને જેને કળા કહેવામાં આવે છે તે એ જ છે.

*"એક જ તેજ વિશ્વમાં આવતાં પ્રત્યેક સ્વરૂપે પ્રકટ થાય છે, અને તે છતાં પણ તે તેજ કેટલા બધા પ્રમાણમાં અવશિષ્ટ રહેલું હોય છે"*–જેનો પાર પામી ન શકાય એટલા બધા પ્રમાણમા તે અવશિષ્ટ રહેલું હોય છે. અનન્ત વિચારના અગ્રને–સર્વથા

લઘુ અંશને જ આપણાં સુખસાધનોને નિર્માણ કરવામાટે સ્થૂલની કક્ષામાં ઊતારી શકાય છે. બાકીનો ભાગ પોતાનો એવી રીતે ઉપમર્દ કરવા દે તેમ નથી. અતિ સૂક્ષ્મ નિત્ય આપણી દૃષ્ટિને ચકિત કરે છે અને તેને નીચે લાવવાના (સ્થૂલ બનાવવાના) આપણા પ્રયત્નને જોઇને હસ્યા કરે છે. અહીં જો પર્વત મહમ્મદ પાસે ન આવતો હોય, તો મહમ્મદે જ પર્વત પ્રતિ જવું જોઇએ. મનુષ્યે જો લાંના સૌન્દર્યનો આસ્વાદ લેવો હોય, લાંના તેજમાં સ્નાન કરવું હોય, અને વિશ્વના કારણજીવન સાથે પોતાના જીવનને એકતાન થતું અનુભવવું હોય, તો તેણે પોતાને જ તે ઉચ્ચ ભૂમિકામાં લઈ જવો જોઇએ.

ચમત્કારના પ્રાંતમાં લાવી મૂકનારાં દ્વારોને જ્ઞાન જ ઊઘાડે છે. જ્ઞાન જ મનુષ્યને દેવ બનાવે છે. અને "જેને જાણવાથી બાકીનું બીજું સર્વ જ્ઞાન પ્રાપ્ત થાય છે," જે સર્વ જ્ઞાનનો અંતર્ગર્ભ છે, જેના સ્ફુરણથી સર્વ શાસ્ત્રોમાં જીવનકલા ભરાઈ જાય છે, જે જ્ઞાન આપણને તે ધર્મશાસ્ત્ર પ્રતિ લઈ જાય છે, તે જ્ઞાન નિઃસંશય સર્વ કરતાં શ્રેષ્ઠ છે. કારણ કે, મનુષ્યને સમસ્ત અખંડ અને પૂર્ણતાને પામેલા જીવનમાં જીવાડવાનું સામર્થ્ય કેવળ તેમાં જ રહેલું છે. જે ભૂમિએ તેને 'પરશાસ્ત્ર'નું નામ આપેલું છે, તે ભૂમિ મહાભાગ્યશાલિની છે.

તત્ત્વ પૂર્ણતાથી વ્યવહારમાં ઊતરેલું કવચિત્ જ દેખાય છે; પરંતુ ધ્યેય કદાપિ અદૃશ્ય થતું નથી. એનો જો વિચાર કરીએ, તો ધ્યેયમાંની આપણી દૃષ્ટિને ક્ષણ માત્ર પણ તેનાથી દૂર ન કરવી, એ આપણું કર્તવ્ય છે. પછી ભલેને આપણે સારાં પગલાં નાખતાં તેના પ્રતિ જઇ શકીએ, કિંવા સર્વથા ન દેખાય તેવી ગતિથી ઘસડાતા ઘસડાતા તેની પાસે પહોંચી શકીએ, એનો કાંઈ સવાલ નથી. હવે બીજી રીતે જો વિચાર કરીએ, તો ખરી વાત એ છે કે, ધ્યેયનો પ્રકાશ આપણા જોવામાં ન આવે, એટલામાટે આપણા હાથોવડે આપણી આંખોને ઢાંકી દેવાનો આપણે ગમે તેટલો પ્રયત્ન કરીએ, તો પણ નિત્ય તે આપણા સમક્ષ ભમ્યા કરે છે.

વ્યવહારનું સમસ્ત જીવન પ્રથમ વિચારમાં હોય છે; આચારનો જન્મ વિચારમાંથી થાય છે. આપણે તત્ત્વજ્ઞાનમાં લીન હોઇએ, કિંવા આયુષ્યમાંનાં નિત્યનાં કષ્ટદાયક કાર્યો કરવામાં નિમગ્ન હોઇએ, છતાં આપણા સમસ્ત જીવનમાં જે સર્વથા વ્યાપી રહેલું હોય છે તે ધ્યેય જ. ધ્યેયનાં કિરણો અનેક સરળ અગ્રવક્ર રેખાઓવડે પરાવૃત્ત કિંવા વક્રીભૂત થતાં થતાં પ્રત્યેક દ્વાર કિંવા છિદ્રદ્વારા અંદર ભરાતાં હોય છે, અને ત્યારપછી જાણીને કિંવા અજાણતાં આપણને પ્રત્યેક કૃત્ય તે પ્રકાશમાં જ કરવું પડે છે; પ્રત્યેક પદાર્થને તે જ

પ્રકાશવડે ભિન્નરૂપ થએલો, ઉન્નત થએલો અથવા વિકૃત થએલો જોવો પડે છે. અત્યારે આપણે જે સ્થિતિમાં છીએ, તે સ્થિતિમા આપણને ધ્યેય જ લઈ આવ્યું છે, અને એમાંથી આપણને પાછા બહાર પણ ધ્યેય જ કાઢશે. આપણા આનંદમાં કિંવા દુ ખમાં, આપણા મહત્કૃત્યમાં કિંવા નીચ કૃત્યમાં તેમ જ આપણા સદ્ગુણમાં કિંવા દુર્ગુણમા જે શક્તિ આપણને જણાય છે, જેણે આપણને વેષ્ટિત કરી લીધા છે, તે ધ્યેયની જ શક્તિ છે.

વિચારની આચારપર આટલી બધી સત્તા છે ! છતાં આચાર પણ વિચારને બનાવવાના કાર્યમાં કાંઈ ન્યૂન સમર્થ નથી વિચારની સફલતા આચારમાં જ દેખાય છે, ધ્યેયની સફલતા, પ્રત્યક્ષ કૃતિમાં જે કાંઈ હોય છે, તેપરથી જ દેખાય છે,–પ્રત્યક્ષ કૃતિમા ઊતરવાથી જ ધ્યેય ફળદ્રૂપ થાય છે. ધ્યેય જે દેખાય છે, એથી જ જાણવામાં આવી શકે છે કે, તેને અનુરૂપ, કોઈ પણ અને ક્યાંક પણ, વ્યવહાર્ય કૃત્ય હોવુ જોઇએ–એ જ એનુ પ્રમાણ છે. ધ્યેય મોટુ હોય, મહાવિશાળ હોય, તોપણ તે વ્યવહાર્ય કૃત્યોના ન્હાના ન્હાના કકડાઓના એક સ્થળમાંના સંમેલનથી જ બનેલું છે. ધ્યેયનો ઘણોખરો ભાગ એટલે તે વ્યવહાર્ય કૃત્યોના વિભાગનું સમસ્ત અને સકલિત સ્વરૂપ છે.

ધ્યેયનું સામર્થ્ય પ્રત્યક્ષ કૃત્યમા છે, અને વિચારની શક્તિ આચારમાં છે. તે આચારના વિષયમાં અને આચારદ્વારા આપણામા પરિણામ નિપજાવે છે. પ્રત્યક્ષ કૃત્યોદ્વારા જ ધ્યેય, ઇન્દ્રિયોને સ્વીકારી શકે એવી સ્થિતિમાં ઉતરે છે, તેનું, પોતાથી જેની સાથે મળી જઈ શકાય તેવા સ્વરૂપમાં, રૂપાન્તર થાય છે. ધ્યેયના પ્રદેશમા જઈ પહોંચવામાટે આપણે આચારના પગથિયાં કરીએ છીએ; આપણી આશાના મદિરો તેની ઉપર બાંધેલા હોય છે; અને તે જ આપણને કાર્યમાં આગળ વધવામાટેનું ધૈર્ય આપ્યા કરે છે.

જેના જીવનમા પૂર્ણ ધ્યેય ઉતરેલુ છે, તેવો કેવળ એક જ મનુષ્ય, કેવળ શબ્દોવડે જ ધ્યેયનાં હૃદયગમ ચિત્રોને આલેખનારા અને તેમાંથી સુદર સુદર તત્ત્વોને કાઢનારા લોકોના અનેક સમુદાયો કરતાં અધિક સામર્થ્યવાન્ હોય છે.

તત્ત્વજ્ઞાનના ભિન્ન ભિન્ન પથોનો ધર્મ સાથે મેળ મેળવ્યા વિના અને તેમને ઓછા કે વધતા યશથી આચારમાં ઉતારવામાટે ઝગડનારા માણસો મળ્યા વિના તેમનો મનુષ્ય જાતિને કશો પણ ઉપયોગ નથી. વધારેમાં વધાર, તો તેમના યોગે બુદ્ધિને એક પ્રકારનો વ્યાયામ થશે; એ ઉપરાંત બીજું કાંઈ પણ થઈ શકવાનું નથી. જેને પ્રત્યક્ષ હોય એવી કશી પણ આશા નથી તેવુ તત્ત્વજ્ઞાન પણ, જ્યારે કેટલાક લોકોએ તેને હાથમાં લઇને કાંઇક આચારમા યોજ્યુ, ત્યારે જ તે જનસમાજની નિત્યની એક આવશ્યકીય વસ્તુરૂપ

થયું; અને અત્યંત ઉપયુક્ત કરેલા વિશદ વિચારો પણ, તેમને આચારમાં યોજનાર કોઈ ન મળવાથી, ત્યાંના ત્યાં જ મરી ગયા.

આપણામાંના ઘણાખરાઓ પોતાના વિચારજીવનની સાથે પોતાના આચારજીવનને જાળવી શકતા નથી. પોતાના વિચારોને કૃતિમાં ઊતારવાનું સામર્થ્ય તેમનામાં નથી હોતું. પરંતુ કેટલાક ભાગ્યશાળીઓમાં એ સામર્થ્ય હોય છે. આપણામાંના ઘણાકની એવી સ્થિતિ થાય છે કે, જ્યાં ગહન વિચારમાં પ્રવેશ કર્યો કે, આપણી કાર્ય કરવાની શક્તિ ઓછી થાય છે; અને કાર્ય વિશેષ પ્રમાણમાં કરવા માંડ્યું, એટલે ગહન વિચાર કરવાની શક્તિ ઓછી થવા માંડે છે. એટલામાટે જ મહાન્ વિચારવેત્તાઓમાંના ઘણાખરાઓને પોતાની મહતી કલ્પનાઓને પ્રત્યક્ષ વ્યવહારમાં યોજાયલી જોવાનું કાર્ય કાળના હાથમાં સોંપી દેવું પડે છે. તેમનો પ્રસાર કરવામાટે અને તેમને વ્યવહારમાં અધિક કર્તૃત્વવાન્ મસ્તક આવતાં સુધી તેમના વિચારોને થોભવું પડે છે. આ લખતી વેળાએ જ આપણી દૃષ્ટિ સમક્ષ તેની–તે અર્જુનના સારથિની–મૂર્ત્તિ આવીને ઉભી રહી છે. ભગવાન્ ઉભય સૈન્યના મધ્યમાં પોતાના રથમાં ઉભા રહેલા છે; ડાબા હાથવડે મસ્તાન થયેલા ઘોડાઓને કાબૂમાં રાખે છે, અંગમાં કવચ ધારણ કરેલું છે;–તેમની તીક્ષ્ણ દૃષ્ટિ તે વિસ્તીર્ણ સૈનાસમૂહપર ફરી વળી. ઉભય સૈન્યમાંના યોધાઓ વિશેની પ્રત્યેક વાર્તાને તે દૃષ્ટિએ જાણે સ્વયંસ્ફૂર્તિથી જ જાણી લીધી–એટલામાં નિઃસ્તબ્ધ થએલા અર્જુનના અંગપર રોમાંચને ખડાં કરતું તે ઓષ્ઠોમાંથી કાર્યનું અદ્ભુત રહસ્ય નીકળી આપણા કાનોમાં આવી અથડાયું:–

"कर्मण्यकर्म यः पश्येदकर्मणि च कर्म यः ।
स बुद्धिमान् मनुष्येषु स युक्तः कृत्स्नकर्मकृत्" ॥

"જે કાર્યમાં વિશ્રાંતિ મેળવે છે, અને વિશ્રાંતિમાં કાર્યને અનુભવે છે, તે જ સર્વ મનુષ્યોમાં બુદ્ધિમાન્ છે; તે જ યોગી છે; અને તે જ સર્વકાર્યકર્ત્તા છે."

આ પૂર્ણ ધ્યેય થયું. પરંતુ એને ઘણાજ થોડાઓ પ્રાપ્ત કરી શકે છે. એટલામાટે જે વાસ્તવિક પરિસ્થિતિ છે, તેને વળગીને જ આપણે ચાલવું જોઇએ; અને ભિન્ન ભિન્ન મહાત્માઓએ પૂર્ણતામાં પહોંચાડેલા મનુષ્યોની પરિણતિની ભિન્ન ભિન્ન બાજૂઓને એકસ્થળે એકત્ર કરવી જોઇએ.

ધર્મમાં આપણને ગહન વિચારનો પુરુષ મળી આવે છે, બીજાને સાહાય્ય કરવામાં ગુંથાયલો મહાન્ કાર્યકર્ત્તા મળી આવે છે, ધૈર્યનો અને પ્રચંડ આત્મપ્રત્યયનો મનુષ્ય મળી આવે છે અને વિનય તથા નમ્રતાની મૂર્ત્તિ પણ મળી આવે છે.

આ સંક્ષિપ્ત ચરિત્રાત્મક લેખનો નાયક એક વિલક્ષણ વિનયશીલ અને ઉત્કટ આત્મપ્રત્યયકારક પુરુષ હતો.

પવ્હારી બાબા, (આ નામ તેને પાછળથી પ્રાપ્ત થયુ હતું), ગુઝીપાસેના એક ગામડામા એક બ્રાહ્મણના ગૃહમાં જન્મ્યો હતો. બાલ્યાવસ્થામા જ ગાઝીપુરમાં પોતાના કાકાને ત્યા તે વિદ્યાભ્યાસમાટે આવીને રહ્યો હતો.

અત્યારે હિન્દુ સાધુપુરુષોના, સંન્યાસી, યોગી, વૈરાગી અને પંથી એવા મુખ્ય ચાર પથ છે. સન્યાસીઓ શંકરાચાર્યના અદ્વૈતમતના અનુયાયી છે. યોગી જોકે અદ્વૈતમતધારી જ હોય છે, તોપણ યોગની ભિન્ન ભિન્ન ક્રિયાઓ કરવી એ તેમનુ મુખ્ય અંગ છે. વૈરાગીઓ દ્વૈતપંથપ્રવર્તક રામાનુજ આદિની શિષ્ય શાખામાંના છે, પથીઓ એ બન્નેમાંના કોઈ પણ એક પથના હોય છે, તેમનો પંથ મુસલમાન સત્તાકાળમાં અસ્તિત્વમા આવેલો છે. પવ્હારી બાબાનો કાકો રામાનુજના પથનો એટલે કે શ્રીપથનો હતો. તે નૈષ્ઠિક બ્રહ્મચારી હતો. નૈષ્ઠિક બ્રહ્મચારીનું આજન્મ બ્રહ્મચર્ય પાળવાનું વ્રત હોય છે. ગાઝીપુરની ઉત્તરે લગભગ બે માઇલપર ભાગીરથીના તીરપ્રાતમાં તેનું એક ક્ષેત્ર—ખેતર હતુ, અને ત્યાં તેનો નિવાસ હતો. તેના ઘણા ભત્રીજા હતા, પણ તેમાના પવ્હારીબાબાને પોતાને ઘેર લાવી પોતાની પછી પોતાની સપત્તિનો કોઈ વારસ જોઇએ એટલામાટે તેણે દત્તક કરી લીધો

પવ્હારી બાબાના એ સમયના ચરિત્રનો વિશેષ વૃત્તાત ઉપલબ્ધ નથી. પછીથી જે વિશેષતાના યોગે તે પ્રસિદ્ધિમાં આવ્યો, તેના પૂર્વચિન્હો એ વેળાએ અલ્પ પ્રમાણમાં પણ તેનામાં હતા, એવુ કાંઈ દેખાતુ નથી બ્યાકરણ, ન્યાય, કિંવા તેના પંથનું ધર્મજ્ઞાન ઇત્યાદિ વિષયોમાંના એક પરિશ્રમશીલ વિદ્યાર્થી અને પોતાસાથેના અન્ય વિદ્યાર્થીઓના વિનોદથી દોષ દર્શાવનાર એક ચપળ અને બુદ્ધિમાન્ બાળક તરીકે તે પ્રસિદ્ધ હતો.

એવી રીતે એ ભાવિ મહતે પોતાના બાળક તરીકેના આયુષ્યને પૂર્વની પદ્ધતિના હિન્દુ વિદ્યાર્થી પ્રમાણે નિત્યના અભ્યાસક્રમને સભાળવામા વીતાવ્યુ અભ્યાસમા તેનું કાઇક વિશેષ ધ્યાન હતુ, તેમ જ ભિન્ન ભિન્ન ભાષાઓ શીખવામા પણ તેની સારી પ્રવૃત્તિ હતી. એ ઉપરાત, તેના મુક્ત, આનંદમય અને રમતિયાળ, એવા વિદ્યાર્થિદશાના જીવનમાં, જે ગભીરતાની પાછળથી અતિ વિલક્ષણ અને આદરોત્પાદક પ્રમાણમાં અતિશયતા થઈ ગઈ, તે ભવ્ય ગભીરતાનું પૂર્વ લક્ષણ નામ માત્રને પણ ન હોતું

એ પછી એક એવો બનાવ બની આવ્યો કે, જેના યોગે એ તરુણ વિદ્યાર્થીને અદ્યા પ્રથમવાર જ આ જીવનનો સત્ય અને ગભીર અર્થ શો છે, એનું જ્ઞાન થયું. એ

ઘટનાએ, તે સમય પર્યન્ત કેવળ અધોમા જ ગુથાયના તેના નેત્રોને જરાક ઉંચા કરીને પોતાના મન ક્ષિતિજની કસીને પરીક્ષા કરવામા અને જે પુસ્તકી જ્ઞાન નહિ, કિન્તુ પ્રત્યક્ષ કાઈ પણ સત્ય વસ્તુ છે એ ધર્મમાના રહસ્યને જાણવાની ઉત્કંઠા ધરાવવામા પ્રવૃત્ત કરી દીધો. તેના કાકાનો સ્વર્ગવાસ થયો તે તરુણ અત કરણમાનો સમસ્ત પ્રેમ જેમ છુપાવેલો હતો, તે મુખમુદ્રાનો લોપ થયો! અને દુઃખે સર્વથા અસહ્ય આઘાત કરવાથી તે ઉત્કટ મનોવૃત્તિના બાળકે તે ખાડાને કદાપિ ન બદને એવા દિવ્ય દેખાવવડે ભરી નાખવાનો દૃઢ નિશ્ચય કર્યો

ભારતવર્ષમા પ્રત્યેક કાર્યમાટે આપણને ગુરુની આવશ્યકતા જણાય છે. આપણી હિન્દુલોકોની એવી માન્યતા છે કે, પુસ્તકો કેવળ બાહ્યાગને દર્શાવે છે એટલે પ્રત્યેક કળામાંનું, પ્રત્યેક શાસ્ત્રમાનુ અને ધર્મમાંનુ આતરિક રહસ્ય ગુરુદ્વારા જ શિષ્યને મળવુ જોઇએ.

જ્યા આપણી સ્મૃતિ પણ પહોંચી નથી શકતી એટલા જૂના કાળથી ભારતવર્ષ માના ઉત્કટ આત્માઓ આતરિક જીવનના રહસ્ય વિશેનો પોતાનો અભ્યાસ અનાહત ચાલી શકે, એટલામાટે નિરતર નિરામય સ્થાનના આશ્રયમા ગએલા છે, અને હજી પણ એવુ એક પણ અરણ્ય, એક પણ ટેકરી કિંવા એક પણ એવુ પવિત્ર સ્થળ ભાગ્યે જ મળી આવશે કે, જેને લોકવાર્તાએ અમુક એક મહાસાધુના આશ્રમ તરીકે ઓળખાવીને જેનામાં પૂજ્યતા ન લાવી મૂકી હોય

એ કહેવત તો પ્રસિદ્ધ જ છે કે, "વહેતું પાણી શુદ્ધ અને ભમતો સાધુ પવિત્ર"

આર્યાવર્ત્તમા જેઓ બ્રહ્મચર્યાશ્રમનું અવલમ્બન કરે છે, તેઓ બધા પોતાના આયુષ્યનો ઘણોખરો ભાગ, ભિન્ન ભિન્ન તીર્થસ્થાનોમા વિચરી ભરતખડમાના સર્વ ભાગોમા ભ્રમવામા જ વીતાડે છે એવી રીતે વર્ત્તીને તેઓ પોતાપર કાટ–મળ–ને ચઢવા દેતા નથી, અને તે સાથે તે જ વેળાએ ધર્મને પ્રત્યેક મનુષ્યના ઘરમા લઈ જઇને પહોંચાડે છે હિન્દુસ્તાનની ચાર દિશામાં આવેલા ચાર ધામની યાત્રા આ ઐહિકતાનો જેમણે ત્યાગ કરેલો છે, તેમને આવશ્યક જ છે

આ સર્વ વિચારો આપણા તરુણ બ્રહ્મચારીના મનમા કદાચિત્ હશે, પરતુ અમારો નિશ્ચય છે કે, યાત્રા કરવામા એ સર્વ કરતા પણ જો તેનો કોઈ મહત્ત્વનો હેતુ હોય, તો તે કેવળ તેની જ્ઞાનતૃષ્ણા જ હતી તેના પથના ઘણાખરા ગ્રંથો જે ભાષામા લખાયના છે તે દ્રાવિડી ભાષા તેને અવગત હતી, અને શ્રી ચૈતન્ય દેવના પથના વૈષ્ણવોની જૂની બગાળી ભાષાથી પણ તે પરિચિત હતો એથી આપણે એવુ અનુમાન કાઢી શકીએ છીએ

કે, દક્ષિણ હિન્દુસ્તાનમાં અને બંગાળામાં તેનો અલ્પ નિવાસ તો નહિ જ થયો હોય. તેના પ્રવાસવિશેની એથી વિશેષ માહિતી બહુ જ અલ્પ પ્રમાણમાં મળી શકે છે.

પરંતુ તેના તરુણાવસ્થામાંના મિત્રો તેના એક વિશિષ્ટ સ્થાન પ્રતિ જવાના વિષયપર બહુ જ બળ આપે છે. તેઓ કહે છે કે, કાઠિયાવાડમાંના ગિરનાર પર્વતના શિખરપર જ સર્વથી પ્રથમ યોગમાર્ગના રહસ્યમાં તેનો પ્રવેશ થયો હતો.

બૌદ્ધજનો જેને મહાપવિત્ર માને છે, તે એ જ પર્વત છે. એ પર્વતની તળેટીમાં જ, સર્વ રાજાઓના દિવ્ય રાજેશ્વર જે અશોક તેની પ્રથમ શોધી કાઢેલી આજ્ઞા જે ખડકપર કોતરેલી છે, તે પ્રચંડ ખડક આવેલો છે. અરણ્યવડે આચ્છાદિત અને દીર્ઘકાળ પર્યન્ત ગિરનારની પર્વતશ્રેણીમાંની જ ન્હાની ન્હાની ટેકરીઓ તરીકે ગણાયલા રાક્ષસીસ્તૂપમંડપો, વિસ્મૃતિના અનેક શતકોમાં તેની અંદર હતા. બૌદ્ધ ધર્મ આજે જેની સુધારેલી આવૃત્તિ મનાય છે, અને આશ્ચર્યની વાર્તા કે, જે આપણો આ જગતને જિતતો જતો વંશજ પુન અર્વાચીન હિન્દુ ધર્મમાં લીન થતાં સુધી શિલ્પકળામાંના વિજયને મેળવવાના ક્ષેત્રમા ઊતર્યો ન હોતો, તે પથમાં પણ અદ્યાપિ એ પર્વતને કાંઈ ન્યૂન પવિત્ર ગણવામા આવતો નથી.

મહાન્ અવધૂત ગુરુ દત્તાત્રેયે પોતાના નિવાસથી ગિરનાર પર્વતને પાવન કરેલો છે, એ વાર્તાની હિન્દુ લોકોમાં પ્રસિદ્ધિ છે. તેમજ અદ્યાપિ એવી લોકવાર્તા સંભળાય છે કે, ગિરનાર પર્વતના શિખરપર હજી પણ પૂર્ણતાને પામેલા મહાન્ યોગીઓના દર્શનનો ભાગ્યશાળી જનોને લાભ મળે છે.

આપણા તરુણ બ્રહ્મચારીના આયુષ્ય ક્રમમાનો આ પછીનો મહત્ત્વનો ભેદ, તે કાશીપાસે ક્યાંક પણ ભાગીરથીના તીરે એક સન્યાસીનો શિષ્ય હતો, તે વેળાએ થએલો આપણા જોવામાં આવી શકે છે. તે સંન્યાસી યોગી હતો નદીના ઉચ્ચ તીરપ્રાંતમાં એક ગુહા બનાવીને તેમાં તે વસતો હતો ગાઝીપુરની પાસે ગંગાના તીરપરની ભૂમિમાં એક ઊંડુ ભોંયરું ખોદીને તેમાં વસવાની આપણા એ મહન્તની જે પાછળની રૂઢિ હતી, તે એજ યોગી પાસેથી તેણે લીધેલી હોવી જોઈએ, એવી કલ્પના કરી શકાય છે.

જ્યાં કોલાહલથી મન ચલિત થતું નથી અને જ્યાંનું વાતાવરણ સમશીતોષ્ણ હોય છે, એવા સ્થળે કિંવા ગુહામા રહેવાની પદ્ધતિને યોગિજનો વિશેષ મહત્ત્વ આપે છે.

એજ કાળમાં કાશીમાં એક સંન્યાસીપાસે તે અદ્વૈત તત્ત્વજ્ઞાનનો અભ્યાસ કરતો હતો, એવી આપણને એક બીજી માહિતી મળી આવે છે.

એવી રીતે પ્રવાસ, અભ્યાસ અને યોગમાં પુષ્કળ વર્ષો વીતાબ્યા પછી એ તરુણ

બ્રહ્મચારી પુનઃ જે સ્થળે તે ઊછર્યો હતો તે સ્થળમાં આવી લાગ્યો. તેનો કાકો જો આ વેળાએ જીવતો હોત, તો કદાચિત્ તેને એ બાળકના મુખમંડળમાં, પૂર્વના એક મહર્ષિને પોતાના બાળકના મુખમંડળમાં જે તેજ દેખાયું હતું અને તેણે જે ઉદ્ગાર કાઢ્યા હતા, "વત્સ, તારું વદન આજે બ્રહ્મતેજવડે પ્રદીપ્ત દેખાય છે!" તે તેજ તેના જોવામાં આવ્યું હોત. પરંતુ જેમણે તેનું ગૃહમાં સ્વાગત કર્યું, તેઓ કેવળ તેના બાલ્યકાળના સહચરોજ હતા. સંકુચિતવૃત્તિમય અને અવિશ્રાંતપરિશ્રમભરિત જગતમાં તેમનામાંના ઘણાખરાએ પ્રવેશ કર્યો હતો; આવા પ્રકારના સંસારે તેમનામાંના ઘણાખરાઓપર પોતાના અધિકારની સ્થાપના કરી હતી.

તથાપિ જેના સ્વભાવનો તેમને નિત્યનો પરિચય થએલો હતો, તે પોતાના શાળામાંના સહચર અને રમતગમતના સાથીના સમસ્ત વર્તનમાં અને સ્વભાવમાં કાંઈ પણ ગૂઢ–તેમના મનમાં ભય તથા વિસ્મયને ઉત્પન્ન કરનારું–પરિવર્તન થયું હતું. પરંતુ એથી, આપણે પણ એવા જ પ્રકારનું શોધન કરવું જોઈએ, એવી ઈર્ષા તેમનામાં ઉત્પન્ન થઈ નહિ. તે પરિવર્તન એટલે, જે આ ત્રાસ અને ભૌતિક વિષયોથી ભરેલા જગતથી પાર ગએલો હોય, તેવા પુરુષમાં જે અજ્ઞેય રહસ્ય હોય છે, તે હતું; એટલું જ માત્ર તેઓ જાણી શક્યા; અને તેમનામાટે એટલું જ સંપૂર્ણ હતું. તેઓ અંતઃસ્ફૂર્તિથી જ તેને માન આપવા લાગ્યા; તે પરિવર્તન વિશે તેમણે કાંઈ પણ પ્રશ્નો પૂછ્યા જ નહિ.

મધ્યંતરે એ મહાપુરુષમાંની જે વિશેષતા હતી તે વધારે અને વધારે સુસ્પષ્ટ થવા લાગી. પોતાના કાશીમાંના મિત્રના ભોંયરા જેવું જ તેણે જમીનમાં એક ભોંયરું ખોદ્યું અને તેમાં તે પ્રહર પ્રહર પર્યન્ત રહેવા લાગ્યો. એ પછી તેના આહારનિયમની બહુ જ વિસ્મયકારક પદ્ધતિનો પ્રારંભ થયો. આખો દિવસ તે પોતાના લઘુ આશ્રમમાં પોતાનાં કર્મ કરતો હતોઃ–એટલે કે, પોતાના પ્રિય રામચંદ્રની પૂજા કરતો, સુગ્રાસ અન્ન રાંધતો, દેવને ધરાવેલું તે અન્ન સર્વ ગરીબોને તથા પોતાના મિત્રમંડળને વ્હેંચી દેતો, રાત થતાં સુધી કોને શું જોઈએ છે તે તરફ ધ્યાન આપતો, અને સર્વના સૂઈ જવા પછી એ તરુણ સત્પુરુષ ધીમેથી નીકળીને ગંગાને તરીને–ઉલ્લંઘીને–તેના પરતીરે પહોંચતો હતો. ત્યાં બાકીની આખી રાત તે પોતાના યોગાસન અને પ્રાર્થનામાં વીતાડતો હતો, અને સૂર્યોદય થવા પૂર્વે પાછો પોતાના સ્થાને ચાલ્યો આવતો હતો. આવીને પોતાના મિત્રોને જગાડતો અને પુનઃ અમે હિન્દુસ્તાનમાં કહીએ છીએ તે પ્રમાણે 'પરપૂજન'ના પોતાના નિત્યક્રમને આગળ ચલાવતો હતો.

એ કાળમાં તેણે પોતાનો આહાર નિત્ય નિત્ય થોડો થોડો ઓછો કરવા માંડ્યા

હતો. લોકો એમ કહે છે કે, છેવટે તો તે એક મુઠ્ઠીભર કડવા લીંબડાનાં પાંદડાં અથવા તો થોડાંક લાલ મરિયાં ખાઇને જ રહેતો હતો. ત્યાર પછી તેણે દરરોજ રાતની વેળાએ ગંગાના પરતીરે જવાના પોતાના પરિપાઠને ત્યાગી દીધો અને તે પોતાનો વિશેષ કાળ પોતાની ગુહામાં જ વીતાડવા લાગ્યો. એ વિશે એમ કહેવામાં આવે છે કે, તે કેટલાક દિવસના દિવસ અને માસના માસ ધ્યાનમાં લીન થઇને ગુહામાં જ રહેતો હતો અને પછી બહાર આવતો હતો. એ મધ્યના એટલા લાંબા કાળમાં તે શાના આધારે જીવતો હતો, એની કોઇને કશી પણ ખબર નથી. એટલામાટે લોકો તેને પઌહારી બાબા–પવનાહારી બાબા–ના નામથી ઓળખવા લાગ્યા.

પોતાના એ સ્થાનને ત્યાગીને તે કદાપિ દૂર જતો ન હોતો. એકવાર બનાવ એવો બન્યો કે, તે એટલા બધા દિવસપર્યન્ત ગુહામાં રહી ગયો કે, લોકોએ તેના પ્રાણોત્ક્રમણ થઇ જવાનો નિશ્ચય કરી લીધો; પરન્તુ ઘણા દિવસ પછી એ પઌહારી બાબા અંદરથી જીવતા જાગતા નીકળ્યા અને એક ભંડારો કરીને સાધુઓના મોટા મોટા મેળાઓને જમાડી તૃપ્ત કર્યાં.

જ્યારે તે ધ્યાનમગ્ન ન હોય, તે સમયે ગુહાના મુખ પાસેની એક ઓરડીમાં રહેતો હતો; અને ત્યાંજ પોતાને મળવા આવેલા જનોની મુલાકાત લેતો હતો. બાબાની કીર્તિનો પ્રસાર થવા લાગ્યો એ બાબા સાથે મારો પરિચય કરાવી આપવાનું શ્રેય ગાઝીપુરના અફીણખાતામાંના રાયબહાદુર રાયગગનચંદ્રને જ છે. રાય ગગનચંદ્ર પોતાની સ્વાભાવિક ઉદારમનસ્કતાના યોગે અને આધ્યાત્મિકતાના પ્રભાવથી સર્વને પ્રિય થઇ પડેલા છે.

ભારતવર્ષમાંના બીજા અનેક મહાપુરુષો પ્રમાણે પઌહારી બાબાના આયુષ્યમા પણ કોઈ વિલક્ષણ કિંવા ખળભળાટ મચાવી દેનારી ચળવળ ન હોતી. ગુરુએ કેવળ શાબ્દિક જ્ઞાન જ આપવાનું નથી, કિંતુ પ્રત્યક્ષ પોતાના જીવનક્રમવડે જ જ્ઞાન આપવાનું છે, એટલે એથી જેનામા તે જ્ઞાનને સ્વીકારવામાટેની તૈયારી હશે, તેનામા જ તે સત્ય ફળદ્રૂપ થશે, એ જે હિન્દુઓનું શિક્ષણધ્યેય છે, તેનું આ એક વળી બીજું પ્રત્યક્ષ ઉદાહરણ છે. એવા પ્રકારના પુરુષો પોતાના જે કાંઈ જાણવામાં આવે છે, તેનો બીજાને ઉપદેશ આપવાથી સર્વથા વિરુદ્ધ હોય છે; કારણ કે, તેમનો એવો નિશ્ચય થએલો હોય છે કે, કેવળ શબ્દોવડે જ સત્યને કદાપિ સ્વીકારી શકાતું નથી; કિન્તુ કેવળ આંતરિક શિક્ષણવડે જ તેને સ્વીકારી શકાય છે. *તેની દૃષ્ટિમા ધર્મ એટલે સમાજ સંબંધી વર્તનને નિયમિત* કરવાનું એક સાધન નહિ, કિન્તુ આ જીવનમાંના સત્યને શોધવાનો ઉત્કટ પ્રયત્ન છે–ધર્મ એટલે સત્યની પ્રત્યક્ષ પ્રતીતિ હોય છે.

પ્રથમ ક્ષણ કરતાં દ્વિતીય ક્ષણ વિશેષ ઉત્તમ હોય છે, આ વાર્તા તેમને સંમત નથી. અનંત કાળમાંની પ્રત્યેક ક્ષણ અન્ય પ્રત્યેક ક્ષણની બરાબરીની જ હોવાથી ધર્મનાં સત્યોને, મરણની વાટ ન જોતાં, સ્હામ સ્હામે, અત્યારે અને અહીં જ જોવાં જોઇએ, એ તત્ત્વપર જ તેમનું બળ હોય છે.

પ્રસ્તુત લેખક–સ્વામી વિવેકાનંદે–એક પ્રસંગે એ મહન્તને 'આપ જગતને સાહાય્ય કરવામાટે પોતાની ગુહામાંથી બહાર શામાટે નથી આવતા?' એવો પ્રશ્ન પૂછ્યો હતો. એનું તેણે પોતાના સ્વાભાવિક વિનય તથા વિનોદને અનુસરીને નીચેનું સબળ ઉત્તર આપ્યું;–

"કાંઇક અપરાધ કરતાં એક દુષ્ટ મનુષ્ય પકડાયો અને તે અપરાધની શિક્ષા તરીકે તેનું નાક કાપી લેવામાં આવ્યું. તેને પોતાનું તે નાક વગરનું મુખ જગતને બતાવવાની શર્મ થવા લાગી અને પોતાનો પોતાને જ તિરસ્કાર આવી ગયો, એટલામાટે તે એક અરણ્યમાં પલાયન કરી ગયો અને ત્યાં પૃથ્વીપર એક વ્યાઘ્રચર્મ પાથરીને જ્યાં કોઇના પાસે હોવાનો ભાસ થાય કે તરત જાણે પોતે મહાધ્યાનમાં નિમગ્ન હોયની! એવો તે દંભ કરવા લાગ્યો. આ વર્તનથી દૂર રહેવાને બદલે લોકોના સમુદાયના સમુદાય એ ચમત્કારિક સાધુને માન આપવામાટે તેની પાસે આવવા આકર્ષાયા, અને તેના એમ જાણવામાં આવ્યું કે, તેના વનવાસે પુનઃ એકવાર તેને સુખનું જીવન મેળવી આપ્યું છે. એવી રીતે કેટલાંક વર્ષ વીત્યાં. અંતે આસપાસના લોકો એ મૌન્યવૃત્તિને ધારી બેઠેલા સત્પુરુષના મુખમાંથી કાંઈ પણ ઉપદેશ સાંભળવાને બહુ જ આતુર થઈ ગયા. તેમાંના એક તરુણ ગૃહસ્થને પોતાનો એ પંથમાં પ્રવેશ થાય તો સારું એવી અતિ ઉત્કટ ઉત્કંઠા થઈ આવી. હવે વાત એવી હદપર આવી લાગી કે, હવે જો એક પળ માત્રનો પણ સાધુ મહારાજ બોલવામાં વિલંબ કરે, તો તેમની અપકીર્ત્તિનો સમય પાસે જ આવીને ઊભો રહે, એ નિશ્ચિત હતું. એથી એક દિવસે તેણે પોતાના મૌન્યનો ભંગ કર્યો અને તે ઉત્સાહી તરુણને પોતા સાથે બીજીવાર એક અસ્તરો લાવવાની આજ્ઞા આપી દીધી. તે તરુણ ગૃહસ્થ, પોતાના જીવનમાંની સર્વથી મોટી ઇચ્છા આટલી શીઘ્રતાથી તૃપ્ત થવાની છે, એવી ભાવિ આશાથી આનંદિત થઇને બીજે દિવસે સૂર્યોદય થવા પહેલાં જ અસ્તરો લઇને સાધુ મહારાજ પાસે આવી લાગ્યો. તે નાકકટા સાધુએ તેને હાથમાં લીધો, ઊંચાક્યો અને બહુજ ગંભીર સ્વરથી "હે તરુણ ગૃહસ્થ, આ પંથમાં મારો જેવી રીતે પ્રવેશ થયો છે, તેવી જ રીતે હું તારો પ્રવેશ પણ કરાવું છું! જ્યારે તારાપર આવો પ્રસંગ આવે, ત્યારે તું પણ આ પ્રમાણે જ મહાપરિશ્રમથી બીજાઓને આ પંથની દીક્ષા આપજે!" એમ કહીને

એક ઝટકા સાથે તેના નાકને ઉડાડી નાખ્યું. લજ્જાના યોગે તે તરુણ ગૃહસ્થ એ ચમત્કારિક દીક્ષાના રહસ્યને વ્યક્ત કરી શકતો ન હોતો. એટલે પછી તે પણ પોતાની શક્તિ અનુસાર પોતાના ગુરુના ઉપદેશને વ્યવહારમાં લાવવા મંડી ગયો. એથી ધીમે ધીમે આખા દેશમાં નકટા સાધુઓનો એક આખો પથનો પંથ પ્રસરી ગયો. હવે મારે પણ એવો એક બીજો પંથ પ્રસરાવવો, એવી તારી ઇચ્છા છે કે શું?"

ત્યાર પછી, જ્યારે તેઓ વિશેષ ગંભીર મનોવૃત્તિમાં હતા, તે વેળાએ કરેલા પ્રશ્નનું એવુ ઉત્તર મળ્યુ કે,—

"કેવળ શારીરિક સાહાય્ય જ શક્ય સાહાય્ય છે, એવો તારો અભિપ્રાય છે કે શું? શરીરની લેશ માત્ર પણ હીલચાલવિના એક મન બીજા મનને સાહાય્ય આપી શકે, એ શક્ય નથી કે શુ?"

બીજા એક પ્રસંગે જ્યારે તેમને પૂછવામાં આવ્યુ કે, "આપના જેવા મહાયોગીએ શ્રી રઘુનાથજીની મૂર્તિની પૂજા કિંવા યજ્ઞાગ્નિમાં બલિહવન આદિ જેવાં કર્મો શામાટે કરવા જોઇએ? આ કર્મો તો નવા સિખાઉઓમાટે જ કહેલાં છે." એનું તેમના તરફથી એવુ ઉત્તર મળ્યુ કે, "પ્રત્યેક જન કેવળ પોતાના કલ્યાણમાટે જ કર્મ આચરતો હોય છે, એમ જ શામાટે માની લ્યો છો વારુ? એક જન અન્ય જનના કલ્યાણમાટે કર્મ કરી શકે તેમ નથી કે શું?"

તેમજ તેમના આશ્રમમા ચોરી કરવામાટે આવેલા ચોર વિશેની બીજી એક વાર્તા તો પ્રત્યેકે સાભળેલી જ છે. સાધુને જોતાં જ તે ચોર ગભરાઈ ગયો અને ચોરેલી વસ્તુઓની ગાંસડીને જેમની તેમ જ છોડી દઇને પલાયન કરી ગયો. આ મહન્તે તે ગાંસડીને ઉપાડી લીધી, તેની પાછળ દોડવા માડ્યુ અને અંતે ઘણાક માઇલ સૂધી શ્વાસ લીધાવિના દોડીને તેને તેણે પકડી પાડ્યો. ત્યાર પછી બાબાએ ગાસડીને તે ચોરના ચરણોમા રાખી દીધી અને આખોમાં આસૂ લાવી હાથ જોડીને કહ્યુ કે, "તારા કાર્યમાં હું વિઘ્નરૂપ થયો, એ મારા અપરાધની હૂ ક્ષમા માગુ છુ, અને હવે આ વસ્તુઓ તારી હોવાથી તારે એનો સ્વીકાર કરી લેવો. હવે આ વસ્તુઓપર મારો લેશ માત્ર પણ અધિકાર નથી." આ પ્રમાણે તે અનેક પ્રકારે તેના ચરણોમાં પ્રાર્થના કરવા લાગ્યો.

તેજ પ્રમાણે સર્વથા નિશ્ચયાત્મક આધારથી અમને એમ જણાવવામાં આવ્યુ છે કે, એકવાર બાબાને એક નાગ ડસ્યો હતો. એથી કેટલાક કલાકો સૂધી બધાને બાબાના દેહાવસાન થવાનો જ ભાસ થતો રહ્યો; પરતુ પાછો તે સજીવ થયો અને જ્યારે તેમના મિત્રોએ તેમને એ વિશે પૂછ્યુ, ત્યારે તેમણે માત્ર એટલુંજ ઉત્તર આપ્યુ કે,–"તે નાગ મારા પ્રિયકરનો સંદેશો લઇને આવ્યો હતો!'

તેની અતિશય સભ્યતા, અત્યંત વિનયશીલતા અને નિતાંત નિઃસર્ગ પ્રીતિને આપણે જાણીએ છીએ, એટલે તેનામાં વિશ્વાસ રાખવામાં કાંઈ પણ પ્રસવાય નથી. સર્વ પ્રકારનાં શારીરિક દુઃખો, એટલે, 'તેના પ્રિયકર તરફના દૂત જ' હતા; અને તે દુઃખોના ગે તેને ભયંકર વેદના થતી હોવા છતાં તે દુઃખોનો બીજા કોઈ નામથી તેણે કદાપિ ઉલ્લેખ કર્યો હોય, તો તે તેનાથી સાંભળી પણ શકાતું નહોતું.

તેના એ પ્રેમ તથા વિનયનું આસપાસના બીજા લોકોના મનમાં પણ પરિણામ થતું હતું. તેમનામાં પણ તે મહાત્મા દૃષ્ટિગોચર થતો હતો. જ્યાં પવ્હારીબાબાનો નિવાસ હતો, તે સ્થાનની આસપાસનાં ગામડાંમાં જેમણે ભ્રમણ કરેલું છે, તેઓ, એ વિલક્ષણ પુરુષનું, સર્વથા ન બોલવા છતાં પણ, આસપાસના લોકોના મનમાં કેટલું બધું પરિણામ થતું હતું, એની સાક્ષી આપી શકે તેમ છે.

હમણાં હમણાં તે બહુધા કોઈની દૃષ્ટિએ પડતો નહોતો. જ્યારે તે પોતાના ભૂગર્ભમાંના એકાંત સ્થાનમાંથી બહાર આવતો હતો, ત્યારે વચમાંના દરવાજાને બંધ રાખીને જ બહારના લોકો સાથે વાતચીત કરતો હતો. યજ્ઞાગ્નિમાં અર્પેલા હવિનો ધૂમાડો બહાર આવે કિંવા પૂજાના સાહિત્યને તૈયાર કરવાનો અવાજ સંભળાય, એટલે તે ગુફામાંથી બહાર આવ્યો છે, એમ સમજવાનું એ નિત્યનું ચિહ્ન હતું.

હાથમાં લીધેલું કામ ગમે તેવું ક્ષુદ્ર હોય, તો પણ તેમાં તે સર્વથા લીન થઈ જતો હતો, એ તેનામાં એક મોટી વિશેષતા હતી. શ્રી રઘુનાથજીની પૂજાના વિષયમાં જેટલી લાગણી બતાવવામાં આવતી હતી અને જેટલું ધ્યાન અપાતું હતું, તેવી જ તેની લાગણી અને ધ્યાનશીલતા એક તાંબાના વાસણને ઉટકવામાં પણ દેખાઈ આવતી હતી. તેણે એકવાર મને કર્મનું જે રહસ્ય કહ્યું હતું, તેનું સર્વોત્કૃષ્ટ ઉદાહરણ તે પોતે જ હતો. "જાણે કે સાધનો જ સાધ્ય છે એમ માનીને સાધનોમાં સ્નેહ રાખવો જોઇએ; સાધ્ય જેટલી જ સાધનો વિશે લાગણી રાખવી જોઇએ."

દુઃખો અને યાતના કિંવા આત્મતિરસ્કારનું પરિણામ નિત્ય દીનતામાં થએલું દેખાય છે; બાબાની નમ્રતા એવા પ્રકારની ન હોતી. એક વાર તેણે બહુ જ મધુરતાથી મારી આગળ એક તત્ત્વનું પ્રતિપાદન કર્યું હતું. "હે રાજન્, જેમની પાસે કાંઈ નથી; એટલું જ નહિ, પણ જેમણે સર્વ સંપત્તિ વિશેની—પોતાના આત્મા વિશેની ઇચ્છાને પણ ત્યાગી દીધી છે, તેવાઓનું ધન પરમેશ્વર છે, (પરમેશ્વર વિના બીજા કોઈ ધનને તેઓ દેખતા જ નથી)." બાબાની નમ્રતા એ તત્ત્વની પ્રત્યક્ષ અનુભૂતિમાંથી ઉત્પન્ન થએલી હતી.

તે કદાપિ કોઇને પ્રત્યક્ષ ઉપદેશ તો આપતો જ નહોતો. કારણ કે, તેમ કરવું તે

પોતાને બીજા કરતાં ઉચ્ચ પદવીના ધારીને ગુરુની પદવી ધારણ કરવા સમાન થઈ પડે છે. પણ જો એકવાર બરાબર કળ દાબવામાં આવી કે પછી તે કારંજામાંથી અનંત જ્ઞાન-રૂપ જળની અપરિમિત ધારાઓ ઉડવા માંડતી હતી; છતાં પણ તેનાં ઉત્તરો સર્વથા અપ્રત્યક્ષ જ રહેતાં હતાં. તે પોતે બીજાને કાંઈ કહે છે, એમ દર્શાવનારાં તે ઉત્તરો નહોતાં; કિંતુ બીજાએ ત્રીજાને શું કહ્યું, એવા ભાવને દર્શાવનારાં તે ઉત્તરો હતાં.

દેખાવમાં પવ્હારીબાબા ઉંચો અને કાંઇક માંસલ દેખાતો હતો. તેની આંખ એક જ હતી; અને પોતાના વાસ્તવિક વય કરતાં તે બહુ અલ્પ વયનો હોય એમ જણાતું હતું. તેના ધ્વનિ જેટલો મધુર ધ્વનિ અદ્યાપિ મેં સાંભળ્યો નથી. જીવનના અંતિમ દશ બાર વર્ષના અવધિમાં તે સર્વથા લોકોની દૃષ્ટિએ પડતો નહોતો. તેના ઓરડાના દરવાજાની પાછળ થોડા બટાટા અને થોડુંક માખણ રાખવામાં આવતું હતું. તે સમાધિમાં ન હોય અને ગુહામાંથી બહાર આવેલો હોય, તો કોઈ કોઈવાર રાત્રિના સમયે તે એ વસ્તુઓને અંદર સેરવી લેતો હતો. પરંતુ તે ગુહામાં હોય, તો એ વસ્તુઓની પણ તેને આવશ્યકતા રહેતી નહોતી.

એ પ્રમાણે, યોગશાસ્ત્રની સત્યતાને પ્રત્યક્ષ દર્શાવનાર અને શુચિતા, વિનય તથા પ્રીતિના સજીવન ઉદાહરણરૂપ એ જીવન ચાલતું હતું.

મેં પૂર્વે કહ્યા પ્રમાણે, બાબાના સમાધિયુક્ત થવાની સૂચના આપનારા તે ધૂમાડામાંથી એક દિવસે બળેલાં માંસનો ગંધ આવવા લાગ્યો. આસપાસના લોકોને એનું કારણ શું હશે એની કલ્પના થઈ શકી નહિ, પરંતુ જ્યારે તે ગંધ ઘણો જ વધી ગયો અને ધૂમાડાના ગોટેગોટ ગુહામાંથી નીકળવા લાગ્યા, ત્યારે લોકોએ દરવાજાને તોડી નાખ્યો. અંદર જઇને જુએ છે તો, તે મહાયોગીએ પોતાના યજ્ઞના અગ્નિને અંતના હવિ તરીકે પોતાનો દેહ જ સમર્પી દીધો હતો. અલ્પ સમયમાં જ કેવળ ભસ્મના રાશિ વિના ત્યાં બીજું કાંઈ પણ અવશિષ્ટ રહ્યું નહિ.

અહીં મહા કવિ કાલિદાસના નિમ્ન શબ્દો સ્મરણમાં રાખવા યોગ્ય છે,—

" अलोकसामान्यमचिन्त्यहेतुकम् ।
द्विषन्ति मन्दाश्चरितं महात्मनाम् " ॥

"જેઓ મૂર્ખ હોય છે તેઓ મહતી કૃતિયોને દોષ આપતા હોય છે. કારણ કે, તે કૃત્યો લોકોત્તર હોય છે, અને તેથી સામાન્ય લોકો તેમનાં કારણોને જાણી શકતા નથી."

પરંતુ આપણને તેની જે માહિતી છે, તેના યોગે આપણે એટલું જ સૂચવી રાખીએ

છીએ કે, તે મહાત્મા, પોતાનો અંતકાળ નિકટમાં આવી લાગ્યો છે, એ વાર્તાને જાણી ગયો હતો, અને મરણ પછી પણ કોઇને પોતાનો ભાસ ન થાય એ ઇચ્છાથી તેણે સર્વ શરીર અને મન પૂર્ણ સ્વાધીન હોવા છતાં આર્યોનો આ અંતિમ મહાયત્ન કરી નાખ્યો.

પ્રસ્તુત લેખક એ બ્રહ્મીભૂત સત્પુરુષનો કૃતજ્ઞતાપૂર્વક; અત્યંત ઋણી છે. તેથી તે આ અત્યંત ક્ષુદ્ર પંક્તિઓ, તેણે જેની ભક્તિ અને સેવા કરી છે, તે અત્યંત મહાન્ ગુરુદેવોમાંના એકના સ્મરણાર્થે સમર્પિત કરે છે.

પ્રેરણાત્મક સંવાદ સમાપ્ત.

"एकं सद्विप्रा बहुधा वदन्ति"

# શ્રીમદ્ વિવેકાનન્દ સ્વામીનાં પત્રો.

## ૧

ખેત્રી તા૦ ૨૭ મી ઍપ્રીલ ૧૮૯૩

પ્રિય ડૉક્ટર,

આપનું પત્ર મને અત્યારે જ મળ્યું ગરીબ બિચારા **બી**—ના પુત્રના મરણની વાર્ત્તા વાંચી મને અત્યંત શોક થાય છે પરંતુ 'ઈશ્વરે જે આપ્યું હતું તે ઈશ્વરે જ પાછું લઈ લીધું છે એટલે 'ઈશ્વરેચ્છા બળીયસી !'" પણ એ વસ્તુ કાંઈ નષ્ટ થઈ નથી, અને તેમ થવું શક્ય પણ નથી એ વસ્તુનો નાશ થયો નથી અને ભવિષ્યમાં નાશ થવાનો પણ નથી એ આપણે સારી રીતે જાણીએ છીએ—અર્થાત્ કોઈ પણ વસ્તુનો કદાપિ નાશ થતો જ નથી, એ ભાવનાથી ચિત્તનું સમાધાન કરીને આવેલી સ્થિતિને સમાધાનપૂર્વક આદર આપવો એટલું જ આપણું કર્ત્તવ્ય છે સેનાપતિ તોપોના છૂટતા ગોળાની વૃષ્ટિમાં આગળ વધવાની સૈનિકને આજ્ઞા કરે, એટલે જરાપણ આનાકાની કે પાછી પાની ન કરતાં તેવી હાલતમાં પણ આગળ વધવું એ જ શૂરવીર સૈનિકનું કર્ત્તવ્ય હોય છે આવી દુઃખમય દશામાં **બી**—નું સાંત્વન કરવાને તે દીનદયાળુ પરમાત્મા સમર્થ છે

હું હવે સત્વર જ મારા જલપર્યટનનો આરંભ કરીશ અને તે માટે મુંબઈથી જવાની સર્વ વ્યવસ્થા મેં આગળથી જ કરી રાખી છે બી—ને કહેજો કે, રાજા સાહેબ અથવા મારા બીજા ગુરુબાંધવો મારા ગમનમાં પ્રત્યવાય કરવાના નથી. રાજા સાહેબનો તો મારામાં નિસ્સીમ પ્રેમ છે

ઈશ્વર તમો સર્વને નિરંતર સુખી રાખો, એવી ઇચ્છા ધરાવનાર

વિવેકાનન્દ.

## ૨

(આ પત્ર ઇ સ ૧૮૯૩ માં મદ્રાસમાંના એક તત્ત્તના જ ભયંકર સાંસારિક વ્યથામાં આવી પડેલા મિત્રને ઉદ્દેશીને લખાયું હતું )

પ્રિય બંધો,

હું મારી જનનીના ઉદરમાંથી 'दिशोऽपिवसनम्' એટલે કે દિગંબર અવસ્થામાં જ આવ્યો હતો અને પાછા પરલોકમાં પણ તેવી જ સ્થિતિમાં મારે જવાનું છે 'ઈશ્વરે

આપ્યું હતું અને તેણે જ પાછું લઈ લીધું છે; એ કેવળ ઈશ્વરેચ્છા જ છે.' એ પ્રમાણે એક વયોવૃદ્ધ યહૂદી મહાત્મા કહેતા હતા. એ વૃદ્ધ યહૂદી સાધુની તે કાળની પરિસ્થિતિ એવી હતી કે, તે ચારે તરફનાં દુઃખ અને કષ્ટોથી ઘેરાઈ ગયા હતા, તથાપિ પરમેશ્વરમાં વિશ્વાસ અને શ્રદ્ધા રાખીને તેણે પોતાના ચિત્તની સમતાને જવા દીધી નહોતી. એવા પ્રસંગો જ આપણા જીવનની કસોટી છે. પ્રચંડ ઝંઝાવાતનો આરંભ થતાંની સાથે જ જળપ્રવાહના પૃષ્ઠ ભાગપર મોટી મોટી લહરીઓ આવવા અને જવા માંડે છે; છતાં મહાસાગરના ઉંડા ગર્ભમાં તો નિઃસીમ શાંતતા અને સ્વાનંદનું જ સામ્રાજ્ય વિસ્તરેલું હોય છે. 'જેમના માથાપર એવાં દુઃખનાં ડુંગર આવી પડે છે, તેમનું જીવન ધન્ય છે! કારણ કે, તેમનું સાંત્વન પરમેશ્વર પોતે જ આવીને કરે છે!' એવો ઉપદેશ બાયબલમાં આપેલો છે. એનું કારણ એ છે કે, એવા પીડાકારક પ્રસંગોમાં આવી પડવાથી મનુષ્ય એકાએક હતાશ અને શૂન્યહૃદય થઈને ગભરાઈ જાય છે. આ સમસ્ત સંસાર તેને ભય અને સંકટના ભંડાર સમાન ભાસવાથી જગત્ સાથેનો તેનો સંબંધ કેટલાક કાળ પર્યન્ત તૂટી જાય છે. એવા સમયમાં એ જ સ્થિતિમાં તેની બુદ્ધિ કાંઈક સ્થિર થતાં અંતર્મુખા થવા માંડે છે અને તે અંતર્મુખતા દઢ થવાની સાથે જ માનવજાતિના જીવનનું જે પ્રમેય તેને અગમ્ય ભાસતું હોય છે, તે જ પ્રમેય તેને સ્ફુટ અને ગમ્ય થતું દેખાય છે. એવા પ્રસંગોમાં જે ડગમગી જાય છે અથવા તો ગભરાઈને પાછો વળે છે, તે અવશ્ય ચોર્યાસીના ફેરામાં સપડાયો છે એમ નક્કી માની લેવું. પણ જે મનુષ્ય ધૈર્યનિધિ, ધીમાન, અને દીર્ઘદૃષ્ટિ હોય છે, તે જ એક સત્ય વીર 'एकं सद्विप्रा बहुधा वदंति' એવા સચ્ચિદાનંદ સ્વરૂપની સમક્ષ ચાલ્યો જાય છે. એ પછી જીવાત્માને બદ્ધ કરનારા દુઃખપાશ ફટાફટ તૂટી જાય છે અને જે સ્થાનમાં ક્લેશનો વાયુ પણ પ્રવેશ કરી શકતો નથી એવાં પોતાના મૂળના સિંહાસને તે આરૂઢ થાય છે.

એટલામાટે હે પ્રિયબંધો! કદાપિ હરિનામનું વિસ્મરણ કરીશ નહિ. ગભરાઈને પાછો હઠીશ નહિ. આ વિશ્વમાં જે કાંઈ પણ બને છે તે આપણા ભલામાટે જ છે, એવો દઢ વિશ્વાસ રાખીને 'આ આમ કેમ બને છે? પેલું આમ કેમ થયું?' એવા સંશયોને હૃદયમાં સ્થાન ન આપતો, કિન્તુ સદૈવ મૂક મુખે ઈશ્વરની ઇચ્છાને માન આપ્યા કરજે. 'દેહ રહે કે ના રહે, ભાવ રહે ભરપૂર,' એ જ જપ રાતદિવસ કરતો રહેજે. આવું વર્તન રાખતાં કોઈ કોઈવાર વિઘ્ન આવી પડશે, અને મન પરિવર્તિત થશે; પરંતુ તે જગજ્જનનીમાંના તારા વિશ્વાસને શિથિલ થવા ન દેતો. જ્યારે પણ મન દુર્બળ કિંવા અશક્ત થતું દેખાય, ત્યારે ત્યારે તે પરમાત્માનું ચિન્તન કરવા માંડજે. 'मय्येव मन आधत्स्व मयि

બુદ્ધિ નિવેશય' એવો જે સારથિએ એક સમયમાં અર્જુનને ઉપદેશ આપ્યો હતો, તેનું જ આહ્વાન કરજે, એટલે તે જ તારું સારથિત્વ કરીને આ દુસ્તર સંસૃતિમાં પણ તને સુખના માર્ગમાં લઈ જશે. તું મનસા, વાચા અને કર્મણા જે કાંઈ પણ કરે, તે સર્વ કૃતિમાં 'શ્રીકૃષ્ણાર્પણમસ્તુ' એ જ વાક્યનો ઉચ્ચાર કરતો રહેજે.

ઈશ્વર તારું કલ્યાણ કરે, એવી નિરંતર ઇચ્છા ધરાવનાર, વિવેકાનન્દ.

૩

યોકોહામા, તા૦ ૧૦ મી જુલાઈ ૧૮૯૩

પ્રિય બંધો—

આપને વારવાર પત્રો લખીને આ તરફના વર્તમાન નથી જણાવી શક્યો, એમાટે ક્ષમા કરશો. મનુષ્ય જ્યારે પ્રવાસમાં હોય છે, ત્યારે તેને કેટલી બધી વસ્તુઓની અગત્ય પડે છે અને તે વસ્તુઓને એકત્ર કરવામાં તથા તેમને સંભાળીને વ્યવસ્થા પૂર્વક રાખવામાં જ કેટલો બધો સમય વીતી જાય છે, એ તો આપ જાણો જ છો. એમાં પણ વળી મારા જેવા અનનુભવી અને નવીન પ્રવાસીની વિડંબનાઓવિશે તો પૂછવું જ નહિ. સ્થળે સ્થળે પ્રવાસમાટેની તૈયારીઓ કરવામાં જ મારી શક્તિનો એટલો તો ક્ષય થાય છે કે એક પરમાત્મા જ એ રહસ્યને જાણે છે.

મુંબઈથી અમે કોલંબો બંદરમાં પહોંચ્યા અને બંદરમાં અમારી સ્ટીમર આખો દિવસ રોકાઈ. અમે એ સમયનો લાભ લઇને શહેર જોઈ આવવાનો વિચાર કર્યો. ગાડીમાં બેસીને અમે ત્યાંના માર્ગોમાં ફર્યાં, પણ અત્યારે એક વસ્તુનું મને વિશેષ સ્મરણ છે અને તે એ કે, ત્યાંના એક વિશાળ બૌદ્ધમંદિરમાં જાણે નિર્વાણમાટેની તૈયારી કરતા હોયની! એવી અવસ્થામાંની ભગવાન્ બુદ્ધની મૂર્તિ અદ્યાપિ મારી આંખો આગળ તર્યાં કરે છે અને તે મંદિરને પણ હું ભૂલી શકતો નથી.

કોલંબોથી અમે પીનાંગ ગયા. એ ગ્રામ મલાયા સામુદ્રધુનીના એક કકડાપર સમુદ્રતીરે વસેલું છે. મલાઈ લોકોનો ધર્મ મુસલમાની છે. પૂર્વે એ લોકો ચાંચિયા હતા—એટલે કે, સમુદ્રમાં લૂટફાટ ચલાવવાનો ધંધો કરતા હતા અને વ્હાણવાળા વ્યાપારીઓને એમનો ઘણો જ ભય રહેતો હતો; પણ હવે સુધરેલા દેશોના પાણીની સપાટીપર તરતા લડાયક કિલ્લાઓ સમુદ્રમાં સર્વત્રસંચારી થએલા હોવાથી તેમણે પોતાના એ નીચ ધંધાનો ત્યાગ કરીને બીજા નિરુપદ્રવી ઉદ્યોગોમાં પોતાનું ધ્યાન લગાડવા માંડ્યું છે. પીનાંગ અને સિંગાપોરની વચ્ચે સુમાત્રા બેટોમાંના ગગનચુંબિત પર્વતો દૃષ્ટિગોચર થાય છે. એ પર્વતોની કંદરાઓમાં જ પૂર્વે એ ચાંચિયા લોકોનો નિવાસ હતો, એમ

અમારી સ્ટીમરના કૅપ્ટને મને જણાવ્યું. સિંગાપોર સ્ટ્રેટ્સ્ સેટ્લમેન્ટ્‌ની રાજધાનીનું નગર છે. સિંગાપોરમાં એક અત્યંત સુંદર 'બૉટનિકલ ગાર્ડન' છે અને તેમાં તાડવૃક્ષોનો બહુ જ વિશાળ સંગ્રહ છે. સુંદર વીજન (પંખા)ની આકૃતિના તાડ–કે જે 'પ્રવાસીના તાડ'ના નામથી પણ ઓળખાય છે–ની અહીં વિપુલ ઉત્પત્તિ થાય છે. તેમ જ અહીં 'બ્રેડ–ફ્રૂટ' (રોટી ફળ)ના નામથી ઓળખાતાં વૃક્ષો પણ સર્વત્ર ઉગેલાં જોવામાં આવે છે. મદ્રાસમાં જેવી રીતે આમ્રફળોની વિપુલતા છે, તેવી જ રીતે અહીં પ્રખ્યાત મંગોસ્તાન ફળોની વિપુલતા છે; છતાં અહીં જે આમ્રફળ થાય છે, તે પણ અદ્વિતીય છે. અહીંના નિવાસીઓનો રંગ શ્યામ છે ખરો, પણ મદ્રાસના લોકો જેટલા તેઓ કાળા મેશ જેવા નથી. સિંગાપોરમાં એક ઉત્તમ સંગ્રહસ્થાન (Museum) પણ છે.

એની પછી હાંગકાંગ નગર આવે છે. અહીં આવતાં જ કોઇને ચીનમાં આવી પહોંચ્યાનો ભાસ થાય તો તે સ્વાભાવિક જ છે. કારણ કે, હાંગકાંગમાં ચીના લોકોની ઘણી મોટી વસતિ છે. અહીંના મજૂરો અને મોટા મોટા વ્યાપારીઓ બધા ચીના જ છે; હાંગકાંગ ખરેખર ચીન જ છે. સ્ટીમર આવીને ઉભી રહેવા સાથે જ સેંકડો ચીનાઈ હોડીઓ આવીને આપણને ઘેરી લે છે અને ચીના હોડીવાળાઓ આપણને કિનારે લઈ જવા માટે આગ્રહ કરતા દેખાય છે. એ હોડીઓને બબ્બે સુકાન હોવાથી દેખાવ કાંઇક વિચિત્ર લાગે છે. એ હોડીવાળાઓ પોતાના પરિવાર સહિત હોડીઓમાં જ નિરંતર વસતા હોવાથી હોડીઓ જેમ તેમના ઉદ્યોગના સાધનરૂપ હોય છે, તેમ જ તેમનાં ઘર પણ હોડીઓ જ છે એમ કહેવામાં કશો પણ બાધ આવે તેમ નથી. હોડીવાળાઓની બૈરીઓ ઘણું કરીને સુકાન સંભાળવાનું કામ કરે છે–તે એક સુકાનને હાથવતી ને બીજાને પગવતી ફેરવે છે. એ બૈરીઓમાં સોમાંથી નવ્વાણુની પીઠપર તો અવશ્ય એક ન્હાનો લીહંગચંગ (બાળક) બાંધેલો તમારા જોવામાં આવશે અને આવશે જ. માતાઓ હોડીમાં નાના પ્રકારનાં કામો કરતી હોય છે, તે વેળાએ એ ઊટા ચીની બાબાઓક આનંદથી ઉંઘતા હોય છે અથવા તો ગેલમાં આવીને હાથપગ હીલવતા હોય છે, એ જોઇને જોનારને ખરેખર બહુ જ કૌતુક થાય છે. માતાઓ હોડીના એક છેડે સમુદ્રની પાસે જ બેઠેલી હોય છે, કિંવા ભારી બોજાને આગળ ધકેલતી હોય છે, અને આશ્ચર્યકારક ચપળતાથી એક હોડીમાંથી બીજીમાં અને બીજીમાંથી ત્રીજીમાં કૂદકા મારતી હોય છે. આગબોટ પાસે અને કિનારાપર હોડીઓ અને સ્ટીમલૉંચિસ્‌ની એટલી બધી ભચડાભચડી હોય છે કે, માતાની પીઠે બાંધેલાં બાળકોના માથાંનો ભૂકો થઈ જવાનો પ્રત્યેક ક્ષણે સંભવ હોય છે; પણ એ વ્યવસાયી જીવન તે બાળકોને મનો-

મોહક લાગતું નથી, તેઓ તો વારંવાર તેમની માતાઓ–કાર્યોન્માદિની માતાઓ તરફથી અપાતા ચોખાના રોટલાના કકડામાં જ પોતાનું ધ્યાન પરોવી રાખે છે, ભય કે અકસ્માતની ચીના બાબાલોકને જરા પણ પરવા હોતી નથી. ચીના બાળકો ચાલતાં અને બોલતાં શીખ્યાં કે પોતાનો રોટલો પોતે જ રળી લાવે છે. ચીના બાળક પોતાને અગત્યના તત્ત્વજ્ઞાનમાં બહુ જ નિપુણ થએલા હોય છે. સુધરેલા જગતથી આટલા પાછા પડી જવાનું કારણ એ જ છે કે, ચીનાઓ નિર્ધન અને દરિદ્રી છે. હિંદુસ્તાનના વતનીઓની પણ એ જ હાલત છે. એક હિન્દુસ્તાની અથવા ચાઇના મૅનને પોતાનો રોટલો મેળવવામાં જ એટલા બધા સમય અને એટલી બધી શક્તિનો ભોગ આપવો પડે છે કે, પોતાની કક્ષાથી બાહ્ય ભાગમાં દૃષ્ટિપાત કરવાનો પણ તેને અવકાશ મળી શકતો નથી.

હાંગકાગ એક અતિશય સુંદર નગર છે. એ નગર પર્વતના શિખરથી તે ઉતારપર અને નીચે સુધી વસેલું છે. શિખરનો ભાગ નગરના મધ્ય ભાગ કરતાં વિશેષ શીતલ છે. અહીં એક લંબાકૃતિ ટ્રામ છે કે જેને બાષ્પની શક્તિ અને તારના દોરડાવડે ઠેઠ શિખર પર્યન્ત ખેંચી જવામાં આવે છે.

અમે હાંગકાંગમાં ત્રણ દિવસ વીતાવ્યા અને તે અવધિમાં અમે કૅન્ટન્ નગર જોવાને ગયા. એ નગરમાં પહોંચવામાટે ખાડીમાં થઇને નદીના ઉદ્‌ગમ તરફ ૮૦ માઇલનો પ્રવાસ કરવો પડે છે. એ ખાડીમાં કોલાહલમય જીવનનું અદ્વિતીય દૃશ્ય દૃષ્ટિગોચર થાય છે. નદીમાં અનેક હોડીઓ અને વ્હાણો જલપ્રવાહને આચ્છાદિત કરી ફરતાં અને તરતાં જોવામાં આવે છે. એમાંની કેટલીક હોડીઓ અને મછવાઓ વ્યાપારીઓના માલની લાવ લઇજાવ કરવામાટેનાં હોય છે અને બાકીની હોડીઓ રહેવાનાં ઘરરૂપ જ હોય છે—અર્થાત્ તેમનો બીજો ઉપયોગ થતો નથી. એમાંના કેટલાંક મોટાં વ્હાણો તો બબ્બે અને ત્રણ ત્રણ મજલાનાં હોય છે અને તેમાં આસપાસ ગૅલેરીઓ હોઈ એવાં અનેક વ્હાણોને પુલવડે એક બીજા સાથે જોડેલાં હોય છે. એ પુલોનો માર્ગ પ્રમાણે ઉપયોગ થાય છે. અર્થાત્ એ એક બીજા સાથે જોડાયલાં વ્હાણોને એક તરતા ગામની ઉપમા જ આપી શકાય!

ચીની સરકારે પરદેશીય પ્રવાસીઓમાટે એક વિશિષ્ટ ભૂમિભાગ જૂદો જ રાખી મૂકયો છે, ત્યાં અમે અમારો ઉતારો કર્યો. કૅંટન્ નગર નદીના ઉભય તીરપ્રાન્તોમાં માઇલોના માઇલ સુધી વસેલું છે. જેવી રીતે જંગલમાં વનપશુઓ વિચરે છે, તેવી રીતે ધક્કા મારતા, કલેશ કરતા, બૂમો મારતા અને દોડતા મનુષ્ય પ્રાણીઓના વિચરવાનું એ અરણ્ય જ હોયની! એવો જ આપણને ભાસ થાય છે. પરંતુ એ નગરમાં વિપુલ વસતિ

અને વિપુલ ઉદ્યોગશીલતા હોવા છતાં એવું ગલીચ નગર મેં બીજું એક પણ જોયું નથી. હિન્દુસ્તાનમાં કોઈ શહેરને જે ભાવનાથી ગંદું અને અસ્વચ્છ કહેવામાં આવે છે, તે અર્થથી હું આ નગરને ગંદું કહેતો નથી; કારણ કે, હિન્દુસ્તાન પ્રમાણે ચીના લોકો ગમે તેવી ગંદીવસ્તુનો એક જરા જેટલો અંશ પણ નકામો જવા દેતા નથી અને તેથી રસ્તાઓ વગેરે તો આરીસા જેવા સ્વચ્છ જ હોય છે, કિન્તુ ચીનાઓની શારીરિક સ્વચ્છતા બહુ જ ઓછી હોય છે; કારણ કે, સ્નાન કરવાની તો તેમણે પ્રતિજ્ઞા જ કરેલી છે–અર્થાત્ તેઓ સ્નાન કરતા નથી. અહીં દરેક ઘર તે જ દુકાન છે–નીચે દુકાન અને ઉપર મકાન. રસ્તાઓ એટલા બધા સાંકડા છે કે, માર્ગમાં ચાલતાં બન્ને તરફની દુકાનોનો આપણા શરીરને ઘસારો લાગે છે. દશ કદમ ચાલ્યા કે, માંસની એક દુકાન આવવાની જ અને એમાંની કેટલીક દુકાનોપર કૂતરાં અને બિલાડાંનું માંસ પણ વેચાય છે; પરંતુ ઘણા જ ગરીબ અને કંગાલ ચીનાઓ જ એ કૂતરાં અને બિલાડાંના માંસનો ઉપયોગ કરે છે. ધનવાન્ કિંવા સાધનસંપન્ન જનો એ માંસ ખાતા નથી. સાધનસંપન્ન વર્ગ બીજા પ્રાણીઓના માંસથી પોતાની ક્ષુધાને તૃપ્ત કરે છે.

આપણા ઉત્તર હિન્દુસ્તાનમાં હિન્દુ અને મુસલ્માનોમાં ચાલતા પર્દાના રિવાજ પ્રમાણે ચીનમાં પણ પર્દાપ્રણાલીનું પૂર્ણ પ્રાબલ્ય છે. માત્ર મજૂર વર્ગનાં બૈરાં વિના ઉચ્ચ કુળની સ્ત્રીઓનાં મુખનું માર્ગમાં કદાપિ દર્શન થઈ શકતું નથી. વળી એ મજૂર-વર્ગની સ્ત્રીઓના પગ પણ આપણા હિન્દુસ્તાનનાં ન્હાનાં બાળકોનાં કોમળ ચરણ જેવા હોવાથી એ બિચારીઓથી પૂરું ચાલી પણ શકાતું નથી. તેઓ પડતી લથડતી જ ચાલી શકે છે; કારણ કે, ચીનમાં સ્ત્રીના પગ ન્હાના હોવા એ સ્ત્રીનું એક ખાસ સૌન્દર્ય મનાય છે.

કેંટનમાંના કેટલાંક ચાઇનીઝ્ મંદિરો મેં જોયાં. એમાં જે સર્વ કરતાં મોટું મંદિર છે, તેના મધ્ય ભાગમાં બુદ્ધની મૂર્ત્તિ છે અને તેની પ્રભાવલીમાં જે બાદશાહે પોતાના બીજા પાંચસો અનુયાયિજનો સહિત પ્રથમ બૌદ્ધધર્મની દીક્ષા લીધી હતી તે બાદશાહ અને તેના અનુયાયિજનોની મૂર્ત્તિયો બેસાડવામાં આવી છે. એ સર્વ કાષ્ઠપ્રતિમાઓ છે અને ઘણી જ દક્ષતા તથા કુશળતાથી ઘડાયલી છે.

ત્યાંથી અમે પાછા હાંગકાંગમાં આવ્યા અને ત્યાંથી જાપાન તરફ જવાને ઉપડ્યા. અમે જાપાનના નાગાસકી બંદરમાં સુખરૂપ આવી પહોંચ્યા. અમે થોડા વખતને માટે કિનારે ઉતર્યા અને શહેરમાં ચક્કર લગાવી આવ્યા. અહાહા–ચીન અને જાપાનમાં કેટલો બધો તફાવત! જાપાનની સ્વચ્છતાનું જેટલું વર્ણન કરવામાં આવે તેટલું થોડું જ થવાનું!

મને લાગે છે કે, જાપાની લોકોજેવી સ્વચ્છતાને રાખનારા જગતમાં બીજા થોડા જ લોકો હશે! પ્રત્યેક વસ્તુ સ્વચ્છ અને મનોહર! માર્ગો સ્વચ્છ, વિશાળ અને દૂર્શબંદીવાળા. પાંજરાં જેવાં ન્હાનાં ન્હાનાં પણ સ્વચ્છ ઘરો અને બહુધા પ્રત્યેક ઘરની પાછળ એક ન્હાનો બગીચો, એ પ્રમાણેની ત્યાં વ્યવસ્થા છે. જાપાનીઓનુ ઠીંગણુંપણું, તેમના પોષાકની પદ્ધતિ, બોલવા ચાલવાની છટા અને કાર્ય કરવાની ઢબ એ સર્વ જ વિચિત્ર છે. જાપાન દેશ વિચિત્રતાની જ ભૂમિ છે! જાપાનીઝના ઘર પાછળ જે ન્હાના બગીચા હોય છે તે જાપાની ફૅશન પ્રમાણે ઘણા જ સુંદર બનાવેલા હોય છે. વેલીઓ, ઘાસના કાપેલા અને કોતરેલા ક્યારાઓ, નાની બનાવટી તળાવડીઓ અને પત્થરના ન્હાના પુલ ઇત્યાદિ સર્વ વસ્તુઓ એ લઘુ ઉદ્યાનમાં આપણા જોવામાં આવી શકે છે.

નાગાસકીથી નીકળેલા અમે કોબેમાં આવી પહોંચ્યા અને ત્યાંથી જાપાનના અંતર્ભાગને જોવાની ઇચ્છાથી સ્ટીમરને છોડીને અમે ખુશ્કીના માર્ગમાં પ્રવાસ કરતા યોકોહામામા આવી લાગ્યા. એ પછી જાપાનના અંતર્ભાગમાંનાં ત્રણ વિશાળ નગરો અમે જોયાં. તેમનાં નામો ઓસાકા, કિયોતો અને તોકિયો. કિયોતો પૂર્વની રાજધાની અને તોકિયો તો વર્તમાન રાજધાનીનું નગર છે. તોકિયો નગર કલકત્તાથી બમણું મોટું છે અને વસતિ પણ બમણી છે. ઓસાકા નગર ધનોત્પાદક કારખાનાંઓથી વધારે પ્રસિદ્ધ છે—અર્થાત્ ત્યાં કારખાનાં વધારે પ્રમાણમાં હોવાથી એ ધનોત્પાદક નગરના નામથી પણ ઓળખાય છે.

જાપાનના આંતરિક ભાગમાં પાસપોર્ટ લીધા વિના પરદેશીય કોઈ પણ પ્રવાસીને પ્રવાસ કરવાની આજ્ઞા નથી. અત્યારનો કાળ કેવો છે, એ વિશેની જાપાની લોકોમાં પૂર્ણ જાગ્રતિ આવી ગએલી છે. હાલમાં તોપ ઇત્યાદિ શસ્ત્રાસ્ત્રોવડે સુસજ્જિત થએલી તેમની સેના યુદ્ધમાટે નિરંતર તૈયાર રહે છે. જાપાની સૈન્યમાં જે તોપ વાપરવામાં આવે છે તે એક જાપાની સૈનિક અધિકારીએ જ શોધી કાઢેલી છે અને તે બીજાં રાષ્ટ્રોની છેલ્લામાં છેલ્લા શોધ પ્રમાણેની તોપો કરતાં કોઈ પણ રીતે ન્યૂન કે ઉતરતી નથી. જાપાનીઓ પોતાના સામુદ્ર સૈન્યમાં પણ દિવસે દિવસે વધારો કરતા જાય છે. મેં અહીં એક લગભગ એક માઇલ લાંબી આતર્ભોમ સુરંગ જોઈ હતી કે જે એક જાપાનીસ શિલ્પશાસ્ત્રી (એન્જીનિયર) ની જ ખોદેલી છે.

દીવાસળી બનાવવાનાં કારખાનાં જાપાનમાં ખાસ જોવા લાયક છે; અને જાપાનીઓએ પોતાની અગત્યની સર્વ વસ્તુઓ બનાવવાનાં કારખાનાં પોતાનાં જ કરી લીધા છે.

એક જાપાનીસ સ્ટીમ નેવીગેશન કંપની છે અને તેની સ્ટીમરો અત્યારે ચીન તથા જાપાન વચ્ચે ચાલે છે. થોડા જ વખતમાં એ કંપની પોતાની આગબોટો મુંબઈ અને જાપાન વચ્ચે ચાલતી કરવાનો દૃઢ વિચાર ધરાવે છે.

જાપાનમાં મંદિરોના સમુદાયો મારા જોવામાં આવ્યા. પ્રત્યેક મંદિરમાં જૂની બંગાળી લિપિમાં લખેલા કેટલાક સંસ્કૃત મંત્રો જોવામાં આવે છે. ત્યાંના ઘણા જ થોડા ધર્મગુરુઓ સંસ્કૃત જાણે છે; તોપણ તેઓ બહુ જ બુદ્ધિમાન્ છે, એમાં તો સંશય નથી જ. નવીન સુધારણાના કોલાહલે એ ધર્મોપદેશકોના અંતઃકરણમાં પણ પ્રવેશ કરેલો છે, એ ખાસ ધ્યાનમાં રાખવા જેવો વિષય છે. જાપાનીઓ વિશે મારા મનમાં જે જે વિચારો ઉદ્ભવે છે, તે સર્વ આ એક જ સંક્ષિપ્ત પત્રમાં લખીને વ્યક્ત કરી શકાય તેમ નથી. તથાપિ જો તમારા તરફના સંખ્યાબદ્ધ વિદ્યાર્થીઓ પ્રતિવર્ષ જાપાનની મુલાકાત લેતા થાય તો વધારે સારું, એવી મારી પરમ મનીષા છે.૧ હિન્દુસ્તાન પ્રત્યેક શુભ અને ઉચ્ચ તત્ત્વોની જનની અને કૈવલ્ય ભૂમિ છે, એવી જાપાનીઓની દૃઢ માનીનતા છે. પણ વાસ્તવિક રીતે જોતાં ઓ હિન્દુસ્તાનીઓ! તમે કેવા છો? તમે મોટી મોટી ડીંગો હાંકવામાં શૂરા છો, પણ કર્તવ્યમાં તો પૂરા અધૂરા છો. આવો, આ જાપાની લોકોને જુઓ અને પછી જઇને પોતાનાં મોઢાં કોઠીમાં સંતાડો–શર્માઈ જાઓ–લજાઈ જાઓ! પણ તમે અહીં આવી શકવાના નથી; કારણ કે, તમે અહીં આવશો, તો તમે તમારી ન્યાતને ખોઈ બેસશો. તમે આજે શતાવધિ વર્ષોથી અંધ શ્રદ્ધાઓના ભારને મસ્તકપર ધારણ કરીને ફરો છો. આજે શતાવધિ વર્ષોથી આ વસ્તુ ભક્ષ્ય કિંવા સ્પર્શ્ય છે કે કેમ એના ને એના જ વિવાદમાં પોતાની શક્તિયોનો ક્ષય કરતા રહો છો અને યુગોના સતત વિશ્વપ્રપંચોના મારથી તમારામાંનું મનુષ્યત્વ કચડાઈ–છુંદાઈ ગયુ છે, છતાં અદ્યાપિ તમારાં નેત્રો નથી ઉઘડતાં કે? પોતાની વર્તમાન દુર્દશાને સુધારવામાટેના અત્યારે તમે શા પ્રયત્નો કરો છો વારુ? હાથમાં મોટા મોટા ગ્રંથો લઇને સમુદ્રના કિનારાપર લટાર મારવી, યૂરોપીયન લોકો પાસેથી મેળવેલા અડધા પડધા જ્ઞાનનો આડંબર બતાવવો, અને વીસ કે પચીસ રૂપિયા પગારની કલાર્કશિપ (કારકૂની) મેળવવામાટે જીવ સટોસટના પ્રયત્નો કરવા–એથી વધારે આગળ વધ્યા તો વકીલ કે બારિસ્ટર થવું, એ જ આજકાલના હિન્દુસ્તાની તરુણોની ઉચ્ચતમ મહત્ત્વાકાંક્ષા જોવામાં આવે છે. હજી તો વિદ્યાર્થી–અવસ્થાનો અંત થયો ન હોય, એટલામાં તો બુભુક્ષિત સંતાનોનું એક ટોળું પોતા પાછળ વળગાડી લેવું એમાં જ તમારા માનવા પ્રમાણે તમારું સૌખ્ય સમાયલું છે. શું, તમારી તે લાંબી લાંબી પદવીઓ, તમારા યુનિવર્સિટીના ઘાઘરા (ગાઉન્સ) અને તમારાં મોટાં મોટાં થોથાં જેવાં પોથાં એ

સર્વેની સાથે તમોને પોતાને પણ જલસમાધિ આપી શકે, એટલો જળસંચય મહાસાગરમાં અવશિષ્ટ નથી કે?

આવો, મનુષ્ય થાઓ—પોતાના મનુષ્યત્વને ભૂલી ન જાઓ. તમારી ઉન્નતિના માર્ગમા કંટક થનારી ભિક્ષુક ધર્માધિકારીઓએ પ્રચલિત કરેલી રૂઢિઓના બંધનને તોડી નાખો એ રૂઢિઓનો અને તેમના ઉત્પાદક વર્ગનો ખરેખર સમૂળ ઉચ્છેદ જ કરી નાખવો જોઇએ! કારણ કે, તેઓ—ધર્માધિકારીઓ—હવે સુધરે અને કાળની ગતિને માન આપીને વર્તે એવી આશા ધારવી વ્યર્થ છે. આજે શતાવધિ વર્ષોથી તેઓ પ્રપંચ અને અંધશ્રદ્ધા કિંવા હાનિકારક રૂઢિઓનો પ્રચાર કરતા આવ્યા છે અને એમાં તેમનો સ્વાર્થ સમાયલો હોવાથી તેઓ કદાપિ રૂઢિના દુરાગ્રહને છોડવાના નથી. એટલામાટે પ્રથમ એ અંધશ્રદ્ધા અને રૂઢિના ભયંકર બંધનને તોડીને સ્વતંત્ર થાઓ—મુક્ત થાઓ તમારા સંકુચિત છિદ્રમાથી બહાર નીકળો અને આજકાલના સુધરેલા વિશાળ વિશ્વમાં દૃષ્ટિપાત કરો. તમે મનુષ્યમાં પ્રેમ રાખો છો કે? તમારી તમારી પોતાની જનની જન્મભૂમિમાં સ્નેહ છે એમ તમે કહો છો ખરા ને? જો એમ જ હોય તો આવી જાઓ, આગળ વધો અને પાછી દૃષ્ટિ ન ફેરવો—અમારી જોડે કોઈ આવે છે કે નહિ, એનો પણ વિચાર ન કરો—દૃષ્ટિને આગળના ભાગમાં જ અવિચલ અને સ્થિર રહેવા દો! તમારા વ્હાલાંમાં વ્હાલા માણસો પોકાર કરતા હોય, તો તેમની પણ પરવા ન રાખો અને આગળ વધીને ઉચ્ચતર તથા સુંદરતમ વસ્તુને મેળવવાનો પ્રયત્ન કરો—એ જ તમારી ઉન્નતિનો સત્ય માર્ગ છે!

આજે ભરતભૂમિ પોતાનાં ઓછામા ઓછા એક હજાર તરુણ સંતાનોના—મનુષ્ય સંતાન, નહિ કે પશુઓના—બલિદાન કિંવા આત્મત્યાગની આવશ્યકતા ધરાવે છે. હજારો વર્ષથી નિર્જીવ અવસ્થામાં પડી રહેલી તમારી સુધારણાને સજીવ કરવામાટે જ ઈશ્વરીય સત્તાએ ભારતવર્ષમા અંગ્રેજી રાજ્યની સ્થાપના કરી છે અને ઈશ્વરીય કાર્યમાં પ્રથમ મદ્રાસે બહુ જ સાહ્ય આપ્યું છે—અર્થાત્ અંગ્રેજી સત્તાને પગભર કરનારા આર્યપુરુષો પ્રથમ મદ્રાસે જ પૂરા પાડ્યા હતા. પણ, આજે એક એવો પ્રસંગ આવી પડ્યો છે કે, દુષ્કાળમા હજારો ગરીબ માણસો ભૂખમરાને લીધે મૃત્યુની દાઢમાં સપડાય છે, તેમને ગેટલાનો કકડો કેવી રીતે મળે, એની ચિન્તાના કાર્યમાં ઉદ્યુક્ત થનારા પરોપકારી મનુષ્યો આજે મદ્રાસમા કેટલાક મળી શકશે વારુ? તમારા પૂર્વજોના પ્રપંચથી આજે જે મનુષ્યો પશુની પંક્તિમાં આવી વિરાજ્યા છે, તેમને પુન મનુષ્યની પંક્તિમાં બેસવા યોગ્ય બનાવવા એ જ અત્યારે પ્રત્યેક ભારતવાસીનું સર્વથી વિશેષ મહત્ત્વનું અને પ્રમુખ કર્તવ્ય છે!

તમારો,—વિવેકાનન્દ.

તા૦ ક:—એક વિશેષ સૂચના કરવાની છે અને તે એ કે, હવે સર્વેએ પ્રત્યક્ષ કર્તવ્યમાં જ પ્રવૃત્ત થવાનું છે. વર્તમાનપત્રોમાં લેખો લખીને વિશેષ રોદન કરવાની આવશ્યકતા નથી અને નામના મેળવવાની ઇચ્છા પણ વ્યર્થ છે! શાંત, નિઃશબ્દ અને અવિશ્રાંત ઉદ્યોગની જ આવશ્યકતા છે, એ સારી રીતે સ્મરણમાં રાખવું.

વિવેકાનન્દ.

૪

શ્રીજી બ્રેડોજ,–મેટકાફ, માસ.
તા૦ ૨૦ મી ઑગસ્ટ ૧૮૯૩

પ્રિય બંધો—

આપનું પત્ર ગઈ કાલે મળ્યું. મેં જાપાનથી લખેલું પત્ર અત્યારસુધીમાં બહુધા આપને મળી ગયું હશે. જાપાન છોડ્યા પછી હું ઉત્તર પૅસિફિક સમુદ્રમાં પ્રવાસ કરીને વ્હેંકોવર નામક સ્થાનમાં પહોંચ્યો હતો. ત્યાં ટાઢ ઘણી જ સખ્ત વાતી હતી અને મારી પાસે ગરમ કપડાં ન હોવાથી મને ઘણો જ ત્રાસ વેઠવો પડ્યો હતો. તથાપિ હું ગમે તેમ કરીને વ્હેંકોવરમાં સુખરૂપ પહોંચ્યો અને ત્યાંથી કેનેડામાં થઇને ચિકાગોમાં આવી લાગ્યો. એ નગરમાં મેં લગભગ બાર દિવસ જેટલો સમય વીતાવ્યો અને તેટલા સમયમાં ત્યાં અત્યારે ભરાયલા પ્રદર્શનમાં હું દરરોજ મારી હાજરી આપતો હતો. એ પ્રદર્શન અત્યંત ભવ્ય અને વિશાળ છે—એ પ્રદર્શનનું યથાર્થ અવલોકન કરવામાં ઓછામાં ઓછા પણ દશ દિવસ જેટલા સમયની આવશ્યકતા છે. જે બાઇને ત્યાં હું **બી**—ની ઓળખાણથી ઊતર્યો હતો અને જેના પતિ ચિકાગોમાંના ઉચ્ચ જનસમાજમાંનો એક પ્રતિષ્ઠિત ગૃહસ્થ ગણાય છે; તેમણે મારો ઘણો જ સારો સત્કાર કર્યો હતો. ચિકાગો છોડ્યા પછી હું બોસ્ટનમાં આવ્યો. મિસ્ટર એલ. બોસ્ટનસુધી મારી સાથે જ હતો અને મારાપ્રતિ ઘણી જ સારી મમતા ધરાવતો હતો.

અહીં રહેવા કરવાનો ખર્ચ ઘણો જ વધારે અને ભયંકર છે........સરાસરી અહીં દરરોજ મને પદર રૂપિયા જેટલો ખર્ચ આવે છે; કારણ કે, લગભગ બધી વસ્તુઓ અહીં મોંઘી જ વેચાય છે. એક ચિરુટ–cigar—ની અહીં આઠ આના કીંમત આપવી પડે છે, એથી જ અહીંની મોંઘાઇની કલ્પના કરી લેશો. અમેરિકન્ લોકો બહુ જ ધનાઢ્ય છે અને પાણી પ્રમાણે પૈસા ખર્ચે છે, અમેરિકામાં અમુક વસ્તુ અમુક ભાવથી ઓછી કીંમતે ન જ વેચવી, એવો કાયદાથી જ નિર્બન્ધ કરેલો હોય છે. અહીંનો પ્રત્યેક સાધારણ મજૂર દરરોજ નવથી દશ રૂપિયા મેળવી શકે છે, પણ પાછો એટલો જ તેનો ખર્ચ

પણ હોય છે. અમેરિકા જવા પછી આપણે આમ કરીશું ને તેમ કરીશું એવાં આપણે મનોરાજ્ય કરીએ છીએ પણ અહીં આવ્યા પછી મારું એ મનોરાજ્ય હવામાં ઊડી ગયુ અને અત્યારે કેટલીક અશક્યતાઓ વિરુદ્ધ યુદ્ધ કરવાનો પ્રસંગ મને પ્રાપ્ત થયો છે. ઘણીક વાર મારા મનમાં અમેરિકાને છોડીને પાછા હિન્દુસ્તાનમાં ચાલ્યા જવાના વિચારો આવ્યા હતા; પરંતુ નહિ, એવા વિચારને મનમાં સ્થાન આપવુ એ પણ એક પાતક છે– મને અહીં આવવામાટેની ઈશ્વરીય આજ્ઞા થએલી છે અને તેથી મેં અહીં રહેવાનો દૃઢ વિચાર કરેલો છે. હું જે કર્તવ્યમાટે અહીં આવ્યો છું તે કર્તવ્ય મારે કરવુ જ જોઈએ. 'देहं वा पातयेत् अर्थं वा साधयेत्' એ જ મારું સદોદિત ચિન્તન હોવુ જોઈએ. મને કદાચિત્ અત્યારે કોઈ માર્ગ દૃષ્ટિગોચર થતો નથી, પરંતુ ઈશ્વરે તો મારા માટેનો માર્ગ આગળથી જ અવશ્ય નિર્માણ કરી રાખ્યો હશે જ અને તેથી હું આશા રાખું છું કે, મારી સર્વ અશક્યતાઓ ટળી જશે.

અત્યારે બોસ્ટન પાસેના એક ગ્રામમાં હું એક વૃદ્ધ બાઈને ત્યાં અતિથિ તરીકે રહેલો છું. એ વૃદ્ધ બાઈ સાથે અચાનક રેલ્વે ટ્રેનમાં મારી ઓળખાણ થઈ હતી. એ વૃદ્ધ બાઈએ મને પોતાને ત્યાં રહેવાનો આગ્રહ કર્યો અને મેં પણ તેના એ આમંત્રણનો તરત સ્વીકાર કરી લીધો. એમ કરવાથી અત્યારે એ બાઈનો અને મારો ઉભયનો હેતુ સિદ્ધ થાય છે. મારા રોજના ખર્ચના પંદર રૂપિયાનો ઉગારો થાય છે એ મારો હેતુ અને પોતાના ઇષ્ટ મિત્રોને બોલાવી હિન્દુસ્તાનમાંની મારા જેવી એક વિલક્ષણ વસ્તુનો પરિચય કરાવવો, એ તે વૃદ્ધ અમેરિકન બાઈનો હેતુ એવી રીતે ઉભયના ઉદ્દેશો સહજમાં સાધ્ય થએલા છે. અહીં મને બહુધા અર્ધ ક્ષુધાતુર અવસ્થામાં જ રહેવુ પડે છે. અહીં ટાઢનો ઉપદ્રવ તો છે જ અને અધૂરામાં પૂરું મારા વિચિત્ર પોષાકને જોઈ આશ્ચર્યચકિત થઈને ગામના છોકરાં હોહો કરતાં જ્યારેને ત્યારે મારી પાછળનાં પાછળ ભમ્યા કરે છે. પણ મિત્રો! કોઈ પણ મહત્ કાર્યમાં હાથ નાખનારે આવી ક્ષુદ્ર વિડંબનાઓનો લેશ માત્ર પણ વિચાર કરવાનો નથી; કારણ કે, મહાન્ પરિશ્રમ વિના મહત્ કાર્યો સિદ્ધ થતાં જ નથી!

* * * અમેરિકા કેવળ ક્રિશ્ચિયનોની જ ભૂમિ છે અને અન્ય ધર્મના વાયુનો પણ એ દેશને સ્પર્શ થયો નથી, એ તમારે સારી રીતે જાણી રાખવું. જગતમાં અત્યારે કેટલાક નવીન પંથો નિર્માણ થએલા છે, પણ એવા પંથોથી આવતી અડચણોની હું જરા પણ દરકાર રાખતો નથી. હું અહીં કુમારી મેરીના પુત્રનાં સંતાનોના મધ્યમાં આવી પડ્યો છું અને તેથી ભગવાન્ જેસસ્ ક્રાઇસ્ટ જ મારો સહાયક થશે, એવી મારી દૃઢ

ભાવના છે. નાઝરથના પયગંબરવિશેના મારા પ્રેમ અને હિન્દુધર્મનાં ઉદાત્ત તત્ત્વોને તેઓ (અમેરિકનો) બહુ જ માનની દૃષ્ટિથી જુએ છે અને પસંદ કરે છે. હું તેમને કહું છું કે, ગૅલીલીના માહાત્મ્ય વિરુદ્ધ મારે કાંઈ પણ કહેવાનું નથી; કિન્તુ જેવી દૃષ્ટિથી તમે જેસસ્ ક્રાઇસ્ટને જુઓ છો, તે જ દૃષ્ટિથી તમારે હિન્દુસ્તાનમાંના મહાત્માઓવિષે પણ વિચાર કરવો જોઇએ; અને મારું એ કહેવું તેમને બહુ જ મનોગમતું થઈ પડે છે.

હવે જલદી જ ઠંડીની મોસમ આવી લાગશે અને તેથી મારે ગરમ કપડાં કરાવવા પડશે. આ દેશના નિવાસીઓ કરતાં મારા જેવા પરદેશીને તો વળી ગરમ કપડાંની વધારે જ અગત્ય હોય છે......મારા તરુણ મિત્ર! તીવ્ર દૃષ્ટિ રાખો અને હિમ્મત ન હારો. આપણા હાથે આપણા હિન્દુસ્તાનમાં મોટાં મોટાં કાર્યો થાય, એવો જ ઈશ્વરીય સંકેત છે. દૃઢ આત્મશ્રદ્ધા રાખો. આપણે સર્વ કાર્ય કરીશું જેમના હૃદયમાં ખરી લાગણી હોય છે તે તારા જેવા પુરુષો સર્વથા અકિંચન અથવા લોકોની દૃષ્ટિમાં કેવળ તુચ્છ અને ક્ષુદ્ર પદાર્થ હોવા છતાં એવાં કાર્યો તારા જેવાના હાથે જ થાય છે, અને સાધનસંપન્ન હોવા છતા લાગણી વગરના પુરુષો આ વિશ્વમા કાંઈ પણ કરી શકતા નથી

થોડા વખતપર ચિકાગોમા એક હાસ્યજનક બનાવ બન્યો હતો. આપણા હિન્દુસ્તાનમાંના એક રાજા સાહેબ અહીં પ્રદર્શન જોવામાટે પધાર્યા હતા અને અહીંના કેટલાક વિશિષ્ટ પુરુષોએ તેમના ગૌરવને વધારવાનો પ્રયત્ન ચલાવ્યો હતો. એક દિવસ રાજા સાહેબને હું પ્રદર્શનભૂમિમા મળ્યો, પરતુ પોતે રાજા સાહેબ હોવાથી મારા જેવા એક ભટકતા સન્યાસી સાથે વાત કરવામાં તેમણે પોતાની પ્રતિષ્ઠાની હાનિ માનીને વાત સુદ્ધાં પણ ન કરી. ત્યાર પછી માર્ગે એક વિક્ષિપ્ત દક્ષિણી બ્રાહ્મણ સાથે મેળાપ થયો. તે બ્રાહ્મણ ધોતિયુ વગેરે દક્ષિણી પોષાક પહેરીને પ્રદર્શનમા નખવડે કોતરેલા ચિત્રો વેચતો હતો. એ ચિત્રવિક્રેતા દક્ષિણી બ્રાહ્મણે ત્યાંના વર્તમાનપત્રોના રિપોર્ટરો આગળ એ રાજાની સર્વ પ્રકારે નિન્દા કરી અને રિપોર્ટરોએ તે બધી બીના પોતાના પત્રોમા છાપીને પ્રકટ કરી દીધી. એ નિન્દાનો આશય એવો હતો કે, એ રાજા ક્ષુદ્ર અથવા શૂદ્ર જાતિનો છે. હિન્દુસ્તાનમાંના રાજાઓનું મહત્ત્વ તમારે ગુલામો કરતાં વધારે કાંઈ પણ ન ધારવુ અને સાધારણત એ રાજાઓનું જીવન વ્યભિચારમય અને અનીતિપૂર્ણ હોય છે, ઇત્યાદિ. અને વર્તમાનપત્રોના એ સત્યાવલંબી તંત્રીઓએ–કે જેમના માટે અમેરિકા અભિમાન ધરાવે છે–એક છોકરાની એ વાતોને ભાર આપીને વધારવાનો વિચાર કર્યો–રાજાપર ટીકાઓનો એટલો બધો વર્ષાવ થયો કે, બિચારા રાજાને તરત જ ચિકાગો છોડીને ચાલ્યા જવાનો પ્રસગ આવી લાગ્યો. એ પછી મારો વારો આવ્યો. તે જ દક્ષિણી છોકરાએ રિપોર્ટરો

આગળ મારી કાંઇક પ્રશંસા કરી હશે, એટલે બીજે દિવસે હિન્દુસ્તાનથી આવેલા એક બુદ્ધિમાન્ પુરુષના–એટલે કે મારા–વર્ણનનાં કૉલમોના કૉલમો છાપાંઇને વર્તમાનપત્રોમાં પ્રકટ થએલાં દેખાયાં–એ વર્ણનમાં તેમણે મને સાતમા આસમાનપર ચઢાવી દીધો હતો અને મારા મુખમાં પ્રત્યેક પ્રકારનો એવા એવા શબ્દો લાવી મૂકયા હતા કે, કે જે શબ્દો વિશેનો મને સ્વપ્નમાં પણ વિચાર આવ્યો નહોતો. વળી પેલા દક્ષિણી- બ્રાહ્મણે રાજાની જે નિન્દા કરી હતી, તેવી જ નિન્દા મેં પણ કરી હતી એમ પણ એ બુદ્ધિમાન (?) તન્ત્રીઓ બતાવવાને ચૂકયા નહોતા. સારાંશ કે, હિન્દુસ્તાનના લોકો કેવા સારા હોય છે, એ બતાવતાં તેમણે મને એક ઉદાહરણ તરીકે રજૂ કર્યો હતો. અસ્તુ. અમેરિકાના પત્ર-ચાલકોનો એ પ્રમાદ હોવા છતા એટલુ તો આથી સ્પષ્ટ જણાઈ આવે છે કે, અમેરિકામાં મોટી પદવી અને ધનના આડમ્બર કરતાં બુદ્ધિમત્તાને વિશેષ માન આપવામાં આવે છે.

ગઈ કાલે અહીંના સ્રીકારાગૃહની મુખ્ય અધિકારિણી બાઈ સાથે મારી મુલાકાત થઈ હતી. એ લોકો એ સ્રીકારાગૃહને કારાગૃહ નહિ કિન્તુ સુધારણાગૃહ (Reformatory) ના નામથી જ ઓળખે છે. અમેરિકામાં મેં જે જે વસ્તુઓ જોઈ છે તે સર્વ કરતા એ વસ્તુ વિશેષ મહત્ત્વવાળી અને ગુરુતર છે. એ કારાગૃહમાંની કારાગૃહવાસિની વનિતાઓ સાથે કેવું ઉદાર વર્તન રાખવામા આવે છે, તેમને કેવી સુધારી નાખવામાં આવે છે અને તેમને સમાજની ઉપયોગી ભાગિનીઓ બનાવીને કેવી રીતે પાછી મોકલવામાં આવે છે, એનુ વર્ણન કદાચિત્ કોઈ માનશે પણ નહિ. એની સત્યતાના પરિચયમાટે એ કારાગૃહનું પ્રત્યક્ષ અવલોકન જ કરવું જોઇએ અર્થાત્ કારાગૃહમાં આવ્યા પછી કારાગૃહવાસી અધિવાનોની ચિત્તવૃત્તિમાં એટલુ બધુ પરિવર્તન થઈ જાય છે કે, બીજીવાર તેમને કારાગૃહવાસનો પ્રસંગ ભાગ્યે જ પ્રાપ્ત થાય છે. પણ આપણા આર્યાવર્તમાંના કોટયવધિ નિરક્ષર લોકોની શી અવસ્થા છે વારુ? એ દુર્બળ જનો વિશે આપણને શો ભાસ થાય છે, એના વિચાર માત્રથી જ આપણાં શરીરપર રોમાંચ ખડાં થઈ જાય છે! પોતાની સ્થિતિને સુધારવામાટેનો કોઈ પણ માર્ગ તેમની આગળ મુક્ત છે ખરો કે? તેઓ ગમે તેટલાં અને ગમે તેવા કષ્ટ સહન કરે, પોતાનાં હાડકાંને લાકડાં બનાવી નાખે અને ભયકર આત્મત્યાગ પણ કરે છતાં પણ ગરીબ, નીચ અવસ્થામાં આવી પડેલા અને પાપી જનોની સ્થિતિમાં લેશમાત્ર પણ પરિવર્તન થવાની આજે આપણને આશા છે ખરી કે? તેમનો કોઈ મિત્ર પણ નથી અને તેમને કશી મદદ પણ મળી શકતી નથી. તેઓ ગમે તેવો પ્રયત્ન કરવા છતાં ઉન્નત થઈ શકતા નથી. ક્રૂર સમાજ તેમનાપર અહર્નિશ વૃષ્ટિ વર્ષાવ્યા કરે છે અને તેથી તેઓ અવનતિના ખાડામાં ઉંડા અને ઉંડા ઉતરતા જાય

છે, છતાં એ પ્રહારો ક્યાંથી આવે છે એ તેઓ જાણી શકતા નથી. વાસ્તવિક રીતે 'આપણે મનુષ્ય છીએ' એ તત્ત્વને પણ તેઓ ભૂલી ગયા છે, અને એનું પરિણામ એ થયું છે કે, તેઓ ચોખ્ખા ગુલામ બની રહ્યા છે. કેટલાંક વર્ષ પૂર્વે કેટલાક વિચારશીલ પુરુષોના મનમાં એવો વિચાર આવ્યો હતો, પણ દુર્દૈવની વાર્તા એ કે, એ સર્વ અનર્થોનું કારણ હિન્દુધર્મ જ છે એમ જણાવીને જો વિશ્વના એ મહાન્ ધર્મને છૂંદી નાખવામાં આવે, તો જ પતિતોની અવસ્થા સુધારી શકાય, એવો તેમણે પોતાનો અભિપ્રાય વ્યક્ત કર્યો હતો. પણ મિત્ર, તું સારી રીતે ધ્યાનમાં રાખજે કે, એમાં આપણા હિન્દુધર્મનો કિંચિન્માત્ર પણ દોષ નથી. ઇશ્વર કૃપાથી મેં એનું ખરું રહસ્ય શોધી કાઢ્યું છે. તમારો ધર્મ તો તમને એ જ શિક્ષા આપે છે કે, 'सर्वं खलु इदं ब्रह्म' અર્થાત્ પ્રત્યેક વ્યક્તિ તમારો પોતાનો જ એક ભાગ છે. પરંતુ એ હિન્દુધર્મનાં તત્ત્વોને વ્યાવહારિક સ્વરૂપ આપવામાં થએલો પ્રમાદ અને સત્ય અનુકંપા તથા પ્રેમની ન્યૂનતા એ જ એ અનર્થોનાં ખરાં કારણો છે. પરમેશ્વરે એકવાર બુદ્ધરૂપે આર્યભૂમિમાં અવતીર્ણ થઇને પ્રેમનું સ્વરૂપ કેવું હોવું જોઇએ—અર્થાત્ દીન, દુઃખી અને પતિત મનુષ્ય પ્રતિ કેવી અનુકંપા રાખવી જોઇએ, એ તત્ત્વનું તમને યથાર્થ શિક્ષણ આપ્યું હતુ, પણ તેના શિક્ષણમાં તમે ધ્યાન ન પરોવ્યું. તમે કર્ણ હોવા છતાં બધિર અને નેત્રો હોવા છતાં અંધ બની ગયા. જ્યૂ લોકો જેવી રીતે મહાત્મા ક્રાઇસ્ટનો ઉપહાસ કરીને સમસ્ત વિશ્વમાં ગૃહહીન ભિક્ષુકો પ્રમાણે ભટકતા થઇ ગયા છે અને પ્રત્યેક પદે પ્રત્યેક વ્યક્તિના અપમાન અને તિરસ્કારને પાત્ર થયા છે; તેવી જ રીતે ઓ હિન્દુસ્તાનીઓ! બુદ્ધ જેવા અનેક મહાત્માઓનો ઉપમર્દ કરીને પોતાની મેળે જ તમે વર્તમાનકાલીન કર્મદશામાં આવી પડ્યા છો. તમારાપર કોઈ પણ રાષ્ટ્ર આવીને રાજ્ય ચલાવી શકે છે અને તમે સર્વ રાષ્ટ્રોની ગુલામગિરી કરવાને બંધાયલા છો! પોતાની એ દુર્દશા તમે પોતાના હાથે જ કરેલી છે. અરે પાષાણહૃદયી આર્યો! તમે અત્યાર સુધી જે અનાચારો કરેલા છે તેના પરિણામે જ આજે તમે ગુલામ બન્યા છો, એ તમે, અફસોસ કે, જાણી-જોઈ શકતા નથી. અત્યાચાર અને દાસત્વ એ બંને એક માતાના ઉદરમાંથી જન્મેલા સહોદર છે અને તેઓ જ્યાં વસે છે ત્યાં નિત્ય સાથે જ વસતા હોવાથી સહચર છે, એ રહસ્યને તમે અદ્યાપિ જાણી શકતા નથી એથી વિશેષ શોકકારક બીજું શું હોઈ શકે વારુ?

જે દિવસે આપણો પૉંડીચેરીમાં એક પંડિત સાથે સમુદ્રયાત્રાના વિષયમાં વાદવિવાદ થયો હતો, તે દિવસની સંધ્યા અદ્યાપિ કદાચિત્ બી—અને ગ—ના સ્મરણમાં હોવી જોઇએ. મને તો પંડિતજીની પશુસમાન ચેષ્ટાઓ અને તેમના 'कदापि न' એ શબ્દો

મરણ પર્યન્ત સ્મરણમાં રહેવાના. તે બિચારાઓ એ નથી જાણતા કે, હિન્દુસ્તાન વિશ્વનો એક સ્વલ્પ ભાગ છે અને હિન્દુસ્તાનમાંના ત્રીસ કરોડ જીવડાઓને આર્યાવર્તની સુંદર ભૂમિપર વિચરતા અને એક બીજાના નાશમાટે ગયતા જોઇને જગત્ ભરતભૂમિને તિરસ્કારની દૃષ્ટિથી જુએ છે, એ જાણવાની પણ એ કૂપમંડૂકોમાં શક્તિ નથી. એ દુઃસ્થિતિનું અવશ્ય પરિવર્તન થવું જ જોઇએ. પરન્તુ એ સુધારણા કોઈ ધર્મનો નાશ કરવાથી થવાની નથી; કિન્તુ હિન્દુશ્રદ્ધાના મહત્ તત્ત્વમય શિક્ષણને અનુસરવાથી અને હિન્દુધર્મ તથા તેના જ નવીન અવતારરૂપ બૌદ્ધધર્મની આશ્ચર્યકારક અનુકંપાને એક બીજા સાથે મેળવી દેવાથી જ એ સુધારણા થવાનો સંભવ છે. પોતાના કાર્યની પવિત્રતામાં જેમનો વિશ્વાસ હોય, ઈશ્વરી સાહાય્યમાં જેમનો પૂર્ણ વિશ્વાસ હોય અને દરિદ્રી તથા વિપદ્ગ્રસ્ત બાંધવોને દારિદ્રયમુક્ત કરવામાટે ગમે તે સંકટ વેઠવાને જેઓ એક પગે તૈયાર હોય એવા એક લાખ સ્ત્રી અને પુરુષોની આપણને આવશ્યકતા છે. આજ પર્યન્ત હલકા ગણાઇને કચડાતા-ખુંદાતા પોતાના બાંધવોને તે દુર્દશામાંથી મુક્ત કરવા, તેમને સર્વ પ્રકારની મદદ આપવી અને સર્વત્ર સમભાવનો પ્રસાર કરવો એજ જેમના જીવનનો પરમ ઉદ્દેશ છે, એવાં સ્ત્રી અને પુરુષોની આપણને બહુ જ મોટી આવશ્યકતા છે.

જેવી રીતે મનુષ્યત્વના ગંભીર રહસ્યનું ઉદાત્ત શિક્ષણ આપનાર હિન્દુધર્મ સમાન બીજો એક પણ ધર્મ આ પૃથ્વીપર નથી; તેવી જ રીતે ગરીબ બિચારા અનાથ જનોની ગર્દનપર અત્યાચારની છુરી ચલાવનારો પણ હિન્દુધર્મ સમાન બીજો ધર્મ આ અવનીતલમાં દૃષ્ટિગોચર થતો નથી. પરન્તુ બંધો ! એમાં ધર્મનો અપરાધ કિંવા દોષ નથી; કિન્તુ પારમાર્થિક અને વ્યાવહારિક આચારના નામથી જે ધર્માધ્યક્ષોએ-દાંભિક અને પાખંડી ધર્માધ્યક્ષોએ-રૂઢિરૂપ પીડાકારક શસ્ત્રાસ્ત્રો નિર્માણ કરેલાં છે, તે પાખંડીઓની પાપમય બુદ્ધિમત્તાનો જ એ સર્વ પ્રતાપ છે.

અસ્તુ-પરંતુ તું પોતે અધીર અને નિરાશ ન થતો. 'कर्मण्येवाधिकारस्ते मा फलेषु कदाचन' એ શ્રીકૃષ્ણનાં વાક્યોને નિરંતર સ્મરણમાં રાખીને કાર્યમાટે કમર કસીને સદાસર્વદા તૈયાર જ રહ્યા કરજે. મને તો મરણપર્યન્ત એજ કાર્ય કરવામાટેની ઈશ્વરની આજ્ઞા થએલી છે. સાંસારિક સુખ કિંવા આનંદ કોને કહે છે, એની મારા મનમાં કલ્પના માત્ર પણ નથી. મારાં આપ્ત, ઇષ્ટ, સ્નેહી અને સંબંધી જનો મારી દૃષ્ટિ સમક્ષ ક્ષુધાનું દુઃખ ભોગવી તડફડીને મરી ગયાં છે, જેમના હિતમાટે મેં દિવસ અને રાત અવિશ્રાન્ત પરિશ્રમો વેઠ્યા હતા, તેમણે જ મારો ઉપહાસ કર્યો અને મારામાં અવિશ્વાસ રાખ્યો. પણ એક રીતે જોતાં એ સારું જ થયું. જે અત્યંત વિપન્નાવસ્થા છે, તે એક મહતી શાળા જ માની

સેનાની છે એ શાળામા શિક્ષા ન લીધી હોય એવો એક પણ સાધુ કિંવા તત્ત્વવેત્તા મળવો દુર્લભ છે મુખ્યત અતઃકરણમા સત્ય અનુસ્થાની પ્રેરણા અને મનોધૈર્ય, એ એ શાળામા મળતા શિક્ષણના ફળ છે, પરતુ પ્રચડ શક્તિના ભયકર આઘાતથી આપણી દૃષ્ટિસમક્ષ આ સમસ્ત વિશ્વના ચૂરેચૂરા થઈ જાય તોપ જરાપણ કપાયમાન ન થનારી જે અચળ ઇચ્છાશક્તિ તે એ શિક્ષણના પ્રતાપે જ ઉદ્‌ભૂત થાય છે, એ એ શાળાના શિક્ષણથી મળતો એક સર્વથી મહાન્ અને અદ્વિતીય લાભ છે જેમણે મારો ઉપહાસ કરેલો છે, તેમના વિશે મારા મનમા જરાપણ દ્વેષબુદ્ધિ નથી કારણ કે, તેઓ બુદ્ધિમત્તામા અદ્યાપિ અલ્પવયસ્ક બાળકો જ છે! લોકોએ મહાન્ અને બુદ્ધિમાન્ કહેવાથી જ કાઈ ખરી મહત્તા અને બુદ્ધિમત્તા આવી જતી નથી એમની પોતાની ઊંચાઈપરથી દેખાતા ક્ષિતિજ ઉપરાત જગતનું એમને વધારે જ્ઞાન હોતું નથી ખાનપાન, ભોગવિલાસ અને પ્રજોત્પત્તિ એટલું જ એ લોકોનું કર્ત્તવ્ય હોય છે—અર્થાત્ પશુસમાન આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ ચાર વસ્તુઓ ઉપરાત એ આનદી છોકરાઓને બીજી વસ્તુના વિચારની અગત્ય જ હોતી નથી હજારો વર્ષોથી અત્યાચારોની ઘાણીમા પીલાઇને નિઃસત્ત્વ, દરિદ્રી અને કળાહીન થએલા આપણા જ બાધવોએ કરેલા પોકારથી એમની નિદ્રાનો ભગ થતો નથી અને એમના વિલાસભોગમા વ્યત્યય આવતો નથી પ્રત્યક્ષ પરમાત્માના જ અનત સ્વરૂપો હોવા છતા એઓ આજે સહસ્રાવધિ વર્ષોના સતત અત્યાચારતળે દબાઇને ભારવાહક પશુ કેવી રીતે બની ગયા છે અને એમને પોતાના જીવનનો પણ કેમ તિરસ્કાર થઈ ગયો છે, એનો વિચાર સુદ્ધા પણ એ મહાન્ કહેવડાવનારા વ્યક્તિઓના હૃદયમા આવતો નથી! તોપણ એનો જેમણે પૂર્ણ વિચાર કરેલો છે, જેઓ એ રોગની રામબાણ માત્રા મેળવવાને ભાગ્યશાળી થયા છે અને એ દુર્દશાના મૂળને ખણી કાઢવાના કાર્યમાટે જેમણે કમર કસેલી છે, એવા મહાત્માઓ પણ જગતમા જન્મ્યા છે એટલામાટે હે મિત્ર! જેઓ એ ઉપાયોનું ચિન્તન કરનારા હોય, તેઓ એવા ક્ષુદ્ર કીટોના પ્રલાપમા ધ્યાન ન આપે, એજ તેમનામાટે લાભકારક અને હિતાવહ છે

હવે મારે તને એક વિશેષ સૂચના કરવાની છે અને તે એ કે, જેમને લોકો શ્રીમત કિંવા ધનાઢ્યના નામથી ઓળખે છે, તે શ્રીમતોમા આના કાર્યપ્રસગે લેશ માત્ર પણ વિશ્વાસ રાખવો નહિ કારણ કે, જીવિત હોવા છતા એ લોકો મૃત જ છે, એમ ધારવું. તારા જેવા ગરીબ, હલકા દરજ્જાના પણ વિશ્વસનીય મનુષ્યો જ એ કાર્યમાટે યોગ્ય છે. ઇશ્વરમા પૂર્ણ વિશ્વાસ રાખજે અને જે કાંઈ પણ કરવાનું હોય તે સરળ અને ખુલ્લી રીતે—સરળ માર્ગથી જ કરજે, એમા પડદો રાખવાની અને છુપા છુપી કરવાની કશીપણ અગત્ય

નથી. દુઃખી અને દીનજનો વિશે હૃદયમાં અનુકંપા રાખજો અને સાહાય્યની અગત્ય હશે તો પરમેશ્વર પોતે અવશ્ય સહાયક થશે જ એવી દૃઢ શ્રદ્ધા રાખજો. અંતઃકરણમાં એજ ભાર અને મસ્તિષ્કમાં એજ વિચાર લઇને હું આજે બાર વર્ષથી ભટકતો ફરું છું. હું આપણા દેશમાંના ઘણાક કહેવાતા ધનાઢ્ય અને શ્રીમાનોનાં દ્વારોમાં ધક્કા ખાઈ ચૂક્યો, પરંતુ સૌ જ્યારે આશા સફળ ન થઈ ત્યારે રક્તમય થએલા હૃદયથી અર્ધ વિશ્વનું ઉલ્લંઘન કરીને અંતે આ પરકીય દેશમાં હું સહાયતાની ભિક્ષા માગતો ફરું છું. પરંતુ અંતે તે પરમાત્મા મારો સહાયક થશે, અને એમાં લેશ માત્ર પણ અંતર આવવાનો નથી એવો મારો સંપૂર્ણ વિશ્વાસ છે. યદ્ કદાચિત્ ક્ષુધા અને શૈત્યથી મારા જડ દેહનો આ ભૂમિમાં જ પાત થઈ જશે, તોપણ હિન્દુસ્તાનમાંના મારા તરુણ મિત્રો! તમારા માટે એક વારસો હું મારી પાછળ-મૂકી જઇશ. ગરીબ, દુર્બળ, નિરાશ્રિત અને અત્યાચારથી દબાયલા-પીડાયલા મારા દેશબાંધવોના સુખમાટે તમે જીવતા થાઓ, એ જ મારા વંશને તમે પોતાના વારસદાર તરીકેના અધિકારથી આગળ અને આગળ ચલાવતા રહેજો. જાઓ-આ ક્ષણે જ તે પાર્થસારથિ (કૃષ્ણ)ના મંદિરમાં જાઓ અને મારા એ વારસાને ચલાવવાની પ્રતિજ્ઞા કરો. એટલે તે અશરણશરણ, જેણે ગોકુલમાં ગોપાલોની પ્રતિષ્ઠા જાળવી હતી, જેણે અતિશૂદ્ર ગુહકને નિર્ભરાલિંગન આપવામાં પોતાની અપ્રતિષ્ઠા માની ન હોતી, જેણે પોતાના બુદ્ધાવતારમા વેશ્યાના આમંત્રણનો સ્વીકાર કરીને તેનો ઉદ્ધાર કર્યો હતો અને જેણે તેના સંકટોના સમુદ્રમાં ઝંપલાવીને તેનું રક્ષણ કર્યું હતું, તે ભગવાન્ શ્રીકૃષ્ણ અવશ્ય તમારો પણ સહાયક થશે જ. ત્યારે હવે પ્રતિદિવસ અવનતિના અંધકારમાં વધારે અને વધારે ઘેરાતા તમારા ત્રીસ કોટિ આર્યબાંધવોના ઉદ્ધારની તમે પ્રતિજ્ઞા લેશો કે નહિ? તમારે એ પ્રતિજ્ઞા લેવી જ જોઇએ.

એ કાર્ય એક દિવસનું નથી અને એ માર્ગ સર્વત્ર ભયકર કાંટા અને ઝાંખરાવડે ભરપૂર ભરેલો છે. પરંતુ ભયભીત ન થાઓ! કાર્યમાં પ્રવૃત્ત થાઓ. તમારી પૂંઠે સંરક્ષણાર્થ તે પાર્થસારથિ આયુધ ધારણ કરીને ઊભેલો છે, એ કદાપિ વિસરશો નહિ. ત્યારે તેના નામનો ઉચ્ચાર કરો અને હજારો વર્ષથી એકત્ર થએલા પાપોના આ પર્વતપ્રાય રાશિને આગ લગાડી દ્યો એટલે એ બળી જળીને ભસ્મીભૂત થઈ જાય! આગળ વધો-જોઈ શું રહ્યા છો? કાર્ય મહા વિકટ છે અને આપણું સામર્થ્ય અત્યંત અલ્પ છે એમ ધારીને જરાપણ ડગમગશો નહિ. આપણે જ્ઞાનના પુત્ર અને ભગવાનનાં સંતાન છીએ, એટલે આપણો વિજય થવો જ જોઇએ. કારણ કે;—

"यत्र योगेश्वरः कृष्णः..................
तत्र श्रीर्विजयो भूतिर्ध्रुवा नीतिर्मतिर्मम" ॥

જ્યાં યોગેશ્વર શ્રીકૃષ્ણ હોય, ત્યાં જ લક્ષ્મી, વિજય, સંપત્તિ અને અચલ નીતિનો વાસ હોવો જોઇએ, એવો મારો અભિપ્રાય છે.

આ પ્રયત્નમાં સદ્‌ભાવિજનોનો પાત થશે, પણ બીજા હજારો ઉભા થઇને તેમનાં સ્થાનોને સંભાળી લેશે ! રોગ શો છે એનું નિદાન જાણવામાં આવી ગયું છે અને ચિકિત્સાનું પણ તમને જ્ઞાન થયું છે. હવે દૃઢ વિશ્વાસ રાખીને ચિકિત્સાનો આરંભ કરો; પણ હું પુનઃ એક વાર કહું છું કે, ધનાઢ્યજનોની સહાયતાની આશા ન રાખશો અને દરી ગએલાં અંતઃકરણથી કરાવલી વર્તમાનપત્રોમાંની ટીકાઓને જરા પણ માન ન આપશો. તડકો, ટાઢ, વર્ષા, ભૂખ અને તરસની જરાય દરકાર ન રાખશો–વધારે તો શું, પણ આ દેહને પણ પોતાનો ન માનશો. દેહને પરમેશ્વરના કાર્યમાં સમર્પણ કરી દ્યો. પશ્ચાત્ દૃષ્ટિ કરીને ન જુઓ. આપણી સાથે પાછળ કોઈ આવે છે કે નહિ, એનો લેશ માત્ર પણ વિચાર કરવાનો નથી. એક સરખી રીતે આગળ અને આગળ વધતા જાઓ–ઉન્નતિના માર્ગમાં આગળ ચાલતા રહો !

હું આવતી કાલે એક સભ્ય સ્ત્રીસમાજ સમક્ષ વ્યાખ્યાન આપવાને બોસ્ટન્ જવાનો છું. એ સ્ત્રીસમાજની પંડિતા રમાબાઇને ઘણીજ મદદ છે. આવતી કાલે બોસ્ટનમાં પહોંચતાંની સાથે જ કપડાં બદલવાં જોઇશે. ગામમાં ફરતી વખતે સાદો કાળો પોશાક અને વ્યાખ્યાનની વેળાએ કાષાય કૌપીન ધારણ કરવુ એવો મેં મારા મનમા નિશ્ચય કરેલો છે. જો અહીં વધારે દિવસ રહેવું હોય તો હિન્દુસ્તાનનાં સાધારણ વસ્ત્રોથી કામ ચાલી શકે તેમ નથી; કારણ કે, જો કોઈ તેવા વેષમાં હોય તો તેને જોવામાટે માર્ગમાં હજારો લોકો એકઠા થઈ જાય છે અને તેથી માર્ગમાં ચાલવાનું પણ અશક્ય થઈ પડે છે. જો અહીંના લોકોપર પ્રભાવ પાડવો હોય, તો અહીં સતત કેટલોક સમય વીતાડવાની ખાસ અગત્ય છે.

માત્ર કેનેડા વિના અમેરિકામાંની રેલ્વેમાં એક કરતાં વધારે ક્લાસ નથી. એટલે હું મારો પ્રવાસ ફર્સ્ટક્લાસમાં કરવાનો છું; કારણ કે, અહીં એજ એક ક્લાસ છે; પરંતુ શયનરથ* (Pullman) માં પ્રવાસ કરવાનું સાહસ મારાથી કરી શકાય તેમ નથી. એ શયનરથો બહુ જ સગવડ ભરેલા હોય છે–એમાં ખાન, પાન, સ્નાન અને શયન આદિ

---

* જેમાં સર્વ પ્રકારના સુખસાધના ભરેલા છે એવા એ રેલ્વેમાંના ડબ્બા અમેરિકામાં પ્રથમ ઈ. સ ૧૮૩૧ માં જ્યોર્જ. એમ. પુલમેને બનાવ્યા હતા અને તેથી તેના નામપરથી એ ડબ્બા આજપર્યંત Pullman-carના–નામથી જ ઓળખાય છે. એને Sleeping-car–અથવા Palace-car પણ કહેવામાં આવે છે. અનુવાદક.

સર્વ પ્રકારના સુખો મળી શકે છે અને એ ગાડીમા બેસવાથી તમે કોઈ સારા હોટલમા જ છો, એવો જ તમને ભાસ થાય છે, પરતુ એમા બેસવુ બહુ જ મોઘુ છે, એટલે ધનવાનો જ એનો ઉપભોગ લઈ શકે છે

અહીં (અમેરિકામા) વ્યાખ્યાન આપવાનું કાર્ય પણ બહુ વિઘ્નપૂર્ણ છે લોકો પોતાના ઉદ્યમ અને વ્યવસાયમા એટલાબધા નિમગ્ન હોય છે કે, તમે શુ બોલો છો એ સાભળવાનો સુદ્ધા તેમને અવકાશ હોતો નથી અત્યારે અહીંના લોકો નગરોમા વસતા નથી, તેઓ સર્વ પોતપોતાના ગ્રીષ્મસદનો (Summer houses)માં વસવાને બહારના હવાવાળા સ્થાનોમાં ચાલ્યા ગયા છે તેઓ સર્વ શરદ્‌ઋતુમા અહીં પાછા આવશે આગ નાણધા પરિશ્રમો વેઠ્યા પછી હતાશ થવાનું હું પસદ કરતો નથી, કારણ કે, 'ઉતાવળે આગા પાકતા નથી' એ કહેવત પ્રસિદ્ધ છે. જો બીજા ૭ માસ પર્યન્ત તમારા તરફથી મને મદદ મળતી રહેશે, તો હુ કેટલોક કાર્યભાગ સિદ્ધ કરી શકીશ ધીમે ધીમે મારો માર્ગ સુગમ થતો જશે એ ૭ માસના અવધિમા હુ અન્ય સાધન મેળવીને અહીં મારી સ્થિતિ કરવાના મારાથી બનતા સર્વ પ્રયત્નો કરીશ

આ નવીન ઈંગ્લૅંડ (અમેરિકા)મા અત્યારે પણ એટલી બધી શીતળતા છે કે, દરરોજ રાતના અને પ્રભાતમા અમારે સગડીઓ ઘરમા રાખવી પડે છે કેનેડા તો વળી એથી પણ વધારે શીતળ છે અહીંના જેવી નીચી ટેકરીઓપર અદ્યાપિ હિમપાત થતો કદાપિ મારા જોવામાં આવ્યો નથી

ધીમે ધીમે હુ અહીં મારો માર્ગ તો કરીશ ખરો, પણ એથી એમ સમજવાનું નથી કે અમેરિકા જેવા ભયકર મહર્ઘતાવાળા દેશમાં હુ દીર્ઘ સમય પર્યન્ત નિવાસ કરી શકીશ. આપણા હિન્દુસ્તાનમાંના રુપિયાની કીમત કૃત્રિમતાથી વધવાને લીધે અત્યારે અહીંના બજારોમા ભયકર કોલાહલ વ્યાપી ગયો છે અને એથી ઘણીક મીલો બંધ થઈ ગઈ છે

અત્યારે તો મારે થોભવુ જ જોઈએ.

"હુ આ ક્ષણભગુર શરીરનો અત થતા સૂધી તો પ્રયત્ન કરતો જ રહીશ, પણ આપણા કાર્યની સમાપ્તિ થવા પૂર્વે જ જો શરદી, રોગ કિવા ક્ષુધાથી મારુ મરણ અહીં જ થઈ જાય, તો મિત્રનુ કર્તવ્ય જાણીને આ કાર્ય તું પોતે તારા માથાપર ઉપાડી લેજે પવિત્રતા, નિષ્કપટતા ને શ્રદ્ધા એ ત્રણ વસ્તુનો કદાપિ ત્યાગ ન કરતો પ્રથમ તો મારા કાર્યનો આરભ હુ અમેરિકામા જ કરીશ, પણ દુર્ભાગ્યયોગે જો અહીં ફળનિષ્પત્તિ નહિ થાય, તો પછી ઇગ્લૅંડમાં જઈને પ્રયત્ન આદરીશ જો ત્યા પણ આશા સફળ નહિ થાય. તો પાછો હિન્દુસ્તાનમાં આવીને ઈશ્વરની ભાવિ આજ્ઞાની માર્ગપ્રતીક્ષા કરતો રહીશ.

તારો—વિવેકાનન્દ.

૫

ચિકાગો, તા૦ ૨૭ નવેમ્બર ૧૮૯૩.

પ્રિય બંધો:—

અત્યંત દારિદ્ર્યવડે પીડાતાં ક્ષણેક ભાન ભૂલીને મેં તારાપર જે નિરાશાજનક પત્ર લખ્યું અને ત્રાસ આપ્યો, એ વિશે હવે મારા મનમાં બહુ જ ખેદ અને પશ્ચાત્તાપ થાય છે. તે વખતે મારાં ખીસાં તદન ખાલી હતાં, પણ ત્યાર પછી ઈશ્વરે મારા માટે મિત્રોની મદદ મોકલી આપી છે. બોસ્ટન પાસેના એક ગામમાં વસતા ડૉક્ટર રાઈટ્ સાથે મારી ઓળખાણ થઈ છે. એ ગૃહસ્થ હારવર્ડ યૂનિવર્સિટીમાં ગ્રીક ભાષાના અધ્યાપક (Professor) છે. એમણે મને પોતાની બહુ જ અનુકંપા બતાવી અને ચિકાગોમાંના સર્વધર્મમહાપરિષદ્ (Parliament of Religions) માં જઈને વ્યાખ્યાન આપવા વિશે ઘણો જ આગ્રહ કર્યો. 'એથી અમેરિકન લોકો તમારા સ્વરૂપને ઓળખતા થશે' એવો એમનો અભિપ્રાય છે. અહીં કોઈ સાથે મારી વધારે ઓળખાણ ન હોવાથી એ વ્યાખ્યાનના સંબંધમાં સર્વ વ્યવસ્થા કરી આપવાની જવાબદારી ડૉક્ટર સાહેબે પોતાના માથાપર વ્હોરી લીધી છે અને તેથી હું પુનઃ એક વાર ચિકાગોમાં આવી પહોંચ્યો છું. અહીંની ધર્મમહાસભામાં હાજરી આપવામાટે પધારેલા પૌરસ્ત્ય અને પાશ્ચાત્ય ધર્મપ્રતિનિધિઓ જે ગૃહસ્થને ત્યાં ઉતરેલા છે, ત્યાં જ મારા ઉતારાની પણ વ્યવસ્થા થએલી છે.

એ ધર્મમહાપરિષદ્દની ઉપક્રમસભા ભરવામાં આવી તે દિવસે પ્રભાતમાં અમો સર્વ ધર્મપ્રતિનિધિ 'આર્ટપૅલેસ' (કળાપ્રાસાદ) નામક એક ગૃહમાં પ્રથમ એકત્ર થયા. સભામાટે એક પ્રચંડ મંડપ તૈયાર કરવામાં આવ્યો છે અને તેની આસપાસમા ઓરડાઓને બદલે બીજા પણ ન્હાના ન્હાના મંડપો બાંધેલા છે. આપણા દેશમાંથી બ્રહ્મસમાજના પ્રતિનિધિરૂપે શ્રીયુત મુઝુમદાર, મુમબઈથી શ્રીયુત બી. બી. નગરકર, જૈનધર્મપ્રતિનિધિ શ્રીમાન્ ગાંધી અને થિયૉસોફીના પ્રતિનિધિ તરીકે શ્રીમતી ઍનીબેસંટ અને શ્રીયુત ચક્રવર્તી ઇત્યાદિ પધારેલાં છે. એમાંના શ્રીયુત પ્રતાપચંદ્ર મુઝુમદાર અને હું તો જૂના મિત્રો જ હતા અને શ્રીયુત ચક્રવર્તી મને માત્ર મારા નામથી જ ઓળખતા હતા. ત્યાર પછી અમે વરઘોડામાં સાજનના ઠાઠ પ્રમાણે સભાગૃહમાં પ્રવેશ કર્યો અને અમારા બેસવામાટે જે ઉચ્ચ રંગભૂમિની યોજના કરેલી હતી, તે રંગભૂમિપર જઈને બેઠા. એ જ રંગભૂમિ કિંવા પીઠાસનપર બીજા ૭ કે સાતસેં ઉચ્ચ વર્ગીય અમેરિકન્ લોકો બેઠા હતા. એ ઉપરાંત પૃથ્વીપરનાં સર્વ રાષ્ટ્રોના વિદ્વાન્ પુરુષો પણ

ત્યાં આવી લાગ્યા હતા. કોઈ દિવસ આવા મંડળ સમક્ષ મને વ્યાખ્યાન આપવાનો પ્રસંગ આવ્યો ન હોતો, એટલે એ સમાજ સમક્ષ બોલવું શું એ વિચાર કિંવા ચિન્તાથી મારું હૃદય ધડક ધડક ધડકવા લાગ્યું અને જીભ સૂકાઈને તાળવા સાથે ચોંટી ગઈ મોટી ધામધૂમ સાથે સભાના કાર્યનો આરંભ થયો; સંગીત, અન્ય વિધિ અને વ્યાખ્યાનોથી એ આરંભ એટલો બધો ભવ્ય ભાસવા લાગ્યો કે, જેનું યથાર્થ વર્ણન થવું અશક્ય છે. એ પછી એક પછી એક કરીને અનુક્રમે ભિન્ન ભિન્ન ધર્મપ્રતિનિધિઓની ઓળખાણ કરાવવાનો વિધિ આરંભાયો. પ્રત્યેક પ્રતિનિધિ પીઠાસનના મધ્યમાં આવીને કોઈ ને કોઈ પણ બોલ્યા. હું એટલો બધો અશક્ત અને દુર્બળ થઈ ગયો હતો કે, પ્રભાતની એ સભામાં મારાથી એક શબ્દ પણ ઉચ્ચારી શકાયો નહિ. શ્રીયુત મુઝુમદારે એક ઉત્તમ ભાષણ કર્યું તેમ જ ચક્રવર્તી પણ વ્યાખ્યાનમાં સારા ચમકયા અને શ્રોતાઓએ તેમને તાળીઓના ગગડાટથી વધાવી લીધા. એ સર્વેએ પ્રથમથી જ બધી તૈયારી કરી રાખી હતી અને તૈયાર ભાષણો સાથે તેઓ પીઠાસનપર આવ્યા હતા. મારા જેવા મૂર્ખને અગાઉથી એવી તૈયારી કરી રાખવાની કલ્પના સૂઝી નહિ, અને અંતે વ્યાખ્યાનનો પ્રસંગ તો આવી જ પહોંચ્યો. ડૉક્ટર બૅરોઝે શ્રોતાઓ સાથે મારી ઓળખાણ કરાવી. મેં મનમાં જ દેવી સરસ્વતીનું વંદન કરીને ભાષણનો આરંભ કર્યો.

"અમેરિકામાંનાં મારાં પ્રિય બાંધવો અને ભગિનીઓ!" મારા એ શબ્દોના ઉચ્ચાર સાથે જ શ્રોતાઓએ કાનના પડદાને ફાડી નાખનારો બે મિનિટ સુધી તાળીઓનો ગગડાટ કર્યો. હું મારા ભાષણમાં આગળ વધ્યો અને જ્યારે ભાષણની સમાપ્તિ કરીને હું બેસી ગયો ત્યારે જાણે મારા હૃદયનો એક ભાર ઓછો થયો હોયની! એવો જ મને ભાસ થવા લાગ્યો. બીજા દિવસનાં વર્તમાનપત્રો વાંચતાં મારા જાણવામાં આવ્યું કે, મારું ભાષણ અમેરિકાના લોકોને સર્વોત્કૃષ્ટ ભાસ્યું હતું. હું સમસ્ત અમેરિકામાં પ્રખ્યાત થઈ ગયો શ્રીમદ્ ભાગવદ્ગીતાના મહાન્ ભાષ્યકાર શ્રીએ ખરુ જ કહ્યુ છે કેઃ–' मूकं करोति वाचालम् ' ઈશ્વરની એ કૃપાનો મને એ દિવસે પ્રત્યક્ષ અનુભવ કિંવા સાક્ષાત્કાર થયો. એ દિવસથી મારી પ્રખ્યાત પુરુષોમાં ગણના થવા લાગી. જે દિવસે મેં મારો વેદાંતવિષયક નિબંધ વાંચી સંભળાવ્યો તે દિવસે તો શ્રોતાઓની એટલી બધી ભીડ થઈ હતી કે એવી ભીડ આગળ કોઈ વાર પણ જોવામાં આવી નહોતી. વર્તમાનપત્રોએ મારી પુષ્કળ પ્રશંસા કરેલી હોવાથી સભ્ય સ્ત્રીપુરુષો તો તે દિવસે એટલી બધી આવી હતી કે તેમની ગણના ભાગ્યે જ કરી શકાય. વર્તમાનપત્રોમાંના એકમાંથી હું આ અવતરણ આપું છું, તેથી એની કાંઈક કલ્પના કરી શકાશેઃ—

"સર્વ * સ્થળો સ્ત્રિયો, સ્ત્રિયો અને સ્ત્રિયોથી જ વ્યાપ્ત હતાં—દરેક ખૂણાઓ પણ સ્ત્રિયોએ જ રોકી લીધા હતા. નિબંધવાચનની સમાપ્તિએ તેમનો વિવેકાનંદ સાથે વિયોગ કરાવ્યો, ત્યાં સુધી શાંતિથી તેઓ ત્યાં બેસી રહી હતી." ઇત્યાદિ.

જો હું વર્તમાનપત્રોમાં આવેલી મારી પ્રશંસાના ભાગો કાપીને મોકલી આપુ, તો તે જોઇને તમે આશ્ચર્યચકિત થઈ જશો. પણ એ તો તમે જાણો જ છો કે, હું કીર્તિ અને યશસ નામનાનો લોભી નથી જ. સંક્ષેપમાં એટલું કહેવું જ પૂર્ણ થશે કે, જ્યારે પણ હું વ્યાખ્યાન આપવામાટે પીઠાસનપર આવું છું, ત્યારે પ્રત્યેક સમયે શ્રોતાઓ મને તાળીઓના ગગનભેદક નાદથી વધાવી લે છે. મારાં ઉત્તમ ભાષણોમાટે બહુધા સર્વ વર્તમાનપત્રોએ મારાં સ્તુતિસ્તોત્રો ગાયાં છે અને ગાય છે. અત્યંત ધર્માંધ અને વિરુદ્ધ પક્ષનાં પત્રોને પણ સ્વીકાર્યા વિના નથી ચાલ્યું કે;—"સુંદર† મુખારવિન્દ, આકર્ષક સૂચકતા અને આશ્ચર્યકારક વક્તૃત્વશક્તિ ધરાવનારો એ પુરુષ ધર્મમહાપરિષદ્‌માં એક સર્વ કરતાં વિશેષ પ્રભાવશાળી અને પ્રધાન પુરુષ છે," ઇત્યાદિ. * * *

મને અહીં હવે કોઈ પણ વસ્તુની ન્યૂનતા નથી, એ પ્રથમ જણાવેલુ જ છે. નગરમાંનાં અનેક સારાંમાં સારાં ગૃહોનાં દ્વાર મને આદર આપવામાટે સદૈવ ખુલ્લાં છે. પ્રત્યેક દિવસે એક કે બીજા ગૃહસ્થના અતિથિ થવાનું મારા ભાગ્યમાં લખાયલુંજ હોય છે. અમેરિકન્ રાષ્ટ્રમાં જે એક મોટામા મોટી વિલક્ષણતા છે, તે અન્યત્ર ક્યાંય પણ તમારા જોવામાં આવી શકે તેમ નથી જ. તેઓ પ્રત્યેક વસ્તુને જાણી લેવાની ઇચ્છા અને આતુરતા ધરાવે છે અને અમેરિકન્ સ્ત્રીઓ તો વળી જગતમાં બહુ જ આગળ વધેલી સ્ત્રીઓ છે. સરાસર અમેરિકન્ પુરુષો કરતાં અમેરિકન્ સ્ત્રીઓની બુદ્ધિ વિશેષ વિકાસ પામેલી હોય છે પુરુષો લક્ષ્મીના લોભે લક્ષ્મીની ગુલામગિરીમાં જ પોતાનું સમસ્ત જીવન વીતાડી દે છે અને સ્ત્રીઓ પ્રત્યેક પ્રસગે જ્ઞાનના પ્રદેશમાંજ આગળ વધવાનો પ્રયત્ન કરે છે. એકંદર રીતે જોતાં સર્વ અમેરિકનો બહુ જ માયાળુ અને ભોળા સ્વભાવના લોક છે એમ કહેવામાં અતિશયોક્તિનો લેશ માત્ર પણ સંભવ નથી. જેમની પણ પોતાનાં સબળ કે નિર્બળ તત્ત્વોનો ઉપદેશ આપવાની ઇચ્છા થાય છે તેઓ તત્કાળ અમેરિકામાં આવીને પોતાના વ્યવસાયનો આરંભ કરી દે છે, પણ કહેતાં ઘણો શોક થાય છે કે, એવા ઉપ-

* "Ladies, ladies, ladies packing every place-Dilling, every corners they patiently waited and waited while the papers that separated them from Vivekananda were read," &c.

† "This man with his handsome face and magnetic presence and wonderful oratory is the most prominent figure in the parliament," &c

દેશકામાંના ઘણાખરા નિર્માલ્ય અને અલ્પજ્ઞાનીજ હોય છે ગુણો સાથે અમેરિકનોમા કેટલાક દોષો પણ છે. પરતુ દોષો કયા રાષ્ટ્રમા નથી વારુ? એશિયાએ સુધારણાવૃક્ષનાં બીજનું આરોપણ કર્યું, યૂરોપે પુરુષબુદ્ધિનો વિકાસ કર્યો અને અમેરિકા હવે સ્ત્રીઓ તથા સાધારણ જનસમાજની બુદ્ધિને વિકસિત કરવાનુ કામ ચલાવે છે અમેરિકા પરિશ્રમશીલ વર્ગ અને વનિતાઓનું સ્વર્ગ છે આપણા હિન્દુસ્તાનમાની સ્ત્રીઓ અને મજૂર વર્ગથી અમેરિકન્ અબળાઓ અને શ્રમકારક વર્ગને પરસ્પર ભિન્ન દિશામા ઊભા રાખીને મનોદૃષ્ટિથી જુઓ, એટલે એ ભેદની કલ્પના તરત તમારા મનમા આવી જશે અમેરિકનો દિવસે દિવસે વાયુના વેગે ઉદારાત્મા થતા જાય છે હિન્દુસ્તાનમા તમારા જોવામાં આવતા કઠિન હૃદયના ક્રિશ્ચિયનોને જોઇને અમેરિકનોના સ્વભાવની કલ્પના ન કરશો હિન્દુસ્તાનમાના ક્રિશ્ચિયનોને અમેરિકનો પોતે પણ 'પાષાણહૃદયી'ના નામથી ઓળખે છે એવા પાષાણહૃદયી જનો અમેરિકામા પણ છે, પણ દિવસે દિવસે તેમની સખ્યામા ઘણો જ મોટો ઘટાડો થતો જાય છે અને એ મહત્ રાષ્ટ્ર વિદ્યુત્ વેગે જેનામાટે હિન્દુઓ અભિમાન ધરાવે છે તે આધ્યાત્મિકતાના પ્રદેશ તરફ આગળ અને આગળ વધતું જાય છે

હિન્દુએ પોતાના ધર્મનો ત્યાગ કરી દેવાનો નથી—અર્થાત્ ધર્મને ત્યાગવાથી કશી પણ ફલસિદ્ધિ થવાની નથી, કિન્તુ ધર્મને પણ તેની યોગ્ય સીમામા જાળવી રાખવો અને સમાજને પણ એટલી સ્વતત્રતા આપવી કે જેથી તે ઉન્નતિ કિંવા અભ્યુદયના માર્ગમા આગળ વધી શકે એ જ પ્રશસ્ત માર્ગ છે સુધારકોએ આજ સુધીમા ધર્મગુરુઓના પાખડથી પ્રસરેલી રૂઢિયો અને અન્ય અનર્થોનુ મૂળ કારણ ધર્મને જ માની લેવામાં અને એ માનીનતાને લીધે અભેદ્ય ધર્મદુર્ગને પાડી નાખવાનો પ્રયત્ન કરવામા પ્રથમથી જ એક ભયકર ભૂલ કરેલી છે—અર્થાત્ તેમણે 'मूल कुठार' એ ન્યાયનું જ અવલબન કરેલું છે, અને એનુ પરિણામ શું આવ્યુ છે? કેવળ નિષ્ફળતા પાષાણની દીવાલને મસ્તકના આઘાતથી પાડવાનો પ્રયત્ન કરતા પરિણામ શુ આવવુ જોઇએ, એ તો સ્પષ્ટ જ છે મહાત્મા બુદ્ધથી તે આધુનિક સુધારક રાજા રામ મોહનરાય સુધીના પ્રત્યેક સુધારકે એમ જ માની લીધુ છે કે, અનર્થકારક જાતિબધનની ઉત્પત્તિ તાત્ત્વિક હિન્દુધર્મમાથીજ થયેલી છે એટલે જો હિન્દુધર્મની ઇમારતને જ તોડી પાડવામા આવે, તો જાતિભેદનો પોતાની મેળે જ નાશ થઇ જશે, એવો સિદ્ધાત કરીને તેમણે તે પ્રમાણેના પ્રયત્નો કર્યા અને પરિણામે તેમના તે પ્રયત્નો સર્વથા નિષ્ફળ જ થયા વાસ્તવિક વિચાર કરી જોતા એમ જ જણાય છે કે, *હિન્દુધર્મતત્ત્વનો અને જાતિનિબંધનો પરસ્પર કાંઈ પણ નિકટ સબધ નથી* સમાજઘટનાની ક્રિયા ચાલૂ હતી તે વેળાએ જૂદા જૂદા સમયે સુખકારક ભાસેલાં

રિવાજો પ્રચારમાં આવ્યા અને તે જ રિવાજ ધીમે ધીમે બળવાન્ થતા તેમને ધાર્મિક આધ્યન્તરૂપ પ્રાપ્ત થયું ભિક્ષુકવર્ગ ભલે ગમે તેટલા પોકાર કરે તોપણ સત્ય સાત્ત્વિક હિન્દુધર્મ અને જાતિબંધનનો પરસ્પર સંબંધ સિદ્ધ થઈ શકતો જ નથી જાતિભેદે પણ એક સમયમાં કેટલાક લાભકારક કાર્યો કરી આપ્યાં છે, પણ અત્યારે તે હવે પ્રેતવત્ થએલો હોવાથી તેને અગ્નિદાહ કરવો એ જ વિશેષ ઇષ્ટ છે! કારણ કે, તેના મૃત શરીરના સડવાથી તેમાંનો અપાયકારક દુર્ગન્ધ આર્યાવર્ત્તના વાતાવરણમાં પ્રસરીને વાતાવરણને રોગોત્પાદક અને અપાયકારક બનાવતો જોવામાં આવે છે અર્થાત્ એવા મૃત શરીરનું ત્વરા જ દહન કરી નાખવું એ વધારે સારું નથી કે શું? વેદાન્તધર્મનો પ્રસાર કરીને આર્યાવર્ત્તવાસીઓને 'અમે કોણ છીએ?' એ તત્ત્વનું જ્ઞાન કરાવી દેવું એ જ જાતિભેદને નષ્ટ કરી નાખવાનો સર્વથી ઉત્તમ અને રામબાણ ઉપાય છે પ્રત્યેક અમેરિકન્ મનુષ્યના હૃદયમાં 'હું મનુષ્ય છું—હું સ્વતંત્ર છું' એ જ્ઞાનની પૂર્તિ પ્રત્યક્ષ દૃગ્ગોચર થાય છે, અને એથી વિરુદ્ધ પ્રત્યેક હિન્દુ મનુષ્યના હૃદયમાં 'હું સમાજનો દાસ છું—સમાજનો ગુલામ છું' એ જ ભાવના ભરેલી જોવામાં આવે છે કોઈ પણ કૃત્રિમ નિર્બંધ પરિણામે સમાજને વિઘાતક જ થઈ પડે છે, એવો નિયમ જ છે સમાજના સ્વાતન્ત્ર્ય અને નાવનમનનો નાશ થતાની સાથે જ તે સમાજ સડવા માંડે છે એટલા માટે એ સડાના મૂળ કારણનો બનતી ઉતાવળે નાશ કરી નાખવો જોઈએ એ દૃષ્ટિથી વિચાર કરતા, અંગ્રેજી રાજ્ય થયું એ બહુ જ સારું થયું છે, કારણ કે વર્તમાન પ્રતિસ્પર્ધાના આગમન સાથે જ જાતિભેદ કેટલી બધી ત્વરાથી અદૃશ્ય થતો જાય છે એ તમે સ્પષ્ટ જોઈ શકો છો. હવે ધર્મે એ જાતિભેદને મારી નાખવાનું કાર્ય પોતાના માથાપર વ્હોરી લેવાની કશી પણ આવશ્યકતા રહી નથી ઉત્તર હિન્દુસ્તાનમાં બ્રાહ્મણ દુકાનદાર બ્રાહ્મણ જોડા વેચનાર અને બ્રાહ્મણ દારૂની ભઠ્ઠી ચલાવનાર સાધારણ થઈ પડ્યા છે અને એ ધંધા કરવાની તેમને કોઈ પણ ના પાડતું નથી એનું કારણ શું વારુ? જીવનકલહ અને અહમહમિકાની પ્રખરતાનો ભાસ વર્તમાન અંગ્રેજી રાજ્યમાં પોતાના ઉદરનિર્વાહ અને અભ્યુદયમાટે કોઈ પણ માણસ કોઈ પણ જાતનો ઉદ્યોગ કિંવા વ્યાપાર કરે, તો તેનો તે કાર્યમાં કોઈથી પણ અટકાવ કરી શકાતો નથી અને એનું પરિણામ એ થયું છે કે, પ્રતિસ્પર્ધા થવાથી લોકો અવનતિ અને દરિદ્રતાના તળિયામાં પડી રહેવાને બદલે જે ઉન્નતિમાટે તેમનો જન્મ થએલો છે તે ઉન્નતિના શિખરપર પહોંચવાનો પ્રયત્ન કરતા દેખાય છે

શરદૃઋતુની સમાપ્તિ થઈ જાય ત્યાં સુધી મારે અહીં જ રહેવું પડશે અને ત્યારપછી હું યુરોપમાં જઈશ ઈશ્વર હવે અહીં મને પ્રત્યેક વસ્તુની વ્યવસ્થા કરી આપશે, એ વિશે

તમારે હવે લેશ માત્ર પણ ચિન્તા રાખવી નહિ. તમારો મારા પ્રતિ જે પ્રેમ છે, તે વિશે ઉપકાર માની શકાય તેના યોગ્ય શબ્દો મારા શબ્દકોષમાં નથી.

હવે ધીમે ધીમે મને ઈશ્વરીય કૃપાનો પ્રસાદ મળવા માંડ્યો છે અને તે જ મને અંત પર્યન્ત સાહાય્ય આપશે, એવો મારો દૃઢ વિશ્વાસ છે. ઈશ્વરની ઇચ્છા પરિપૂર્ણ થશે .....આપણે જગતના લાભમાટે એ આપણું કર્તવ્ય છે એમ ધારીને જ હજી પણ મોટાં મોટાં કાર્યો કરી શકીશું. એ કાર્યોમાં કીર્તિ તેમ જ નામનાનો હેતુ અંશમાત્ર પણ ન હોવો જોઇએ. કિન્તુ–

'Ours not to reason why,
Ours but to do and die!"

અર્થાત્ 'कर्मण्येवाधिकारस्ते' એટલો જ આપણો અધિકાર છે. તૈયાર થા અને એજ ભાવના રાખ કે, ઈશ્વરે આપણને મહત્ કાર્યો કરવામાટે નિર્માણ કરેલા છે અને આપણે અવશ્ય તે કાર્યો કરીશું જ. સદા સર્વદા તમે ધર્મમાટે તૈયાર રહેજો–શુદ્ધ અને પવિત્ર રહેજો તથા માત્ર પ્રેમના ઉદ્દેશથી જ પ્રેમ કરતા રહેજો. દુઃખી, દીન અને અધોગતિને પામેલાઓમાટે અનુકંપા રાખજો એટલે ઈશ્વર તમારાપર કૃપા કરશે જ.

... ..અને બીજા મિત્રોને વારંવાર મળતા રહેજો અને ભારતવર્ષના સાધારણ જનસમાજ પ્રતિ અનુકંપા દર્શાવવાનો તેમને આગ્રહ કર્યા કરજો. તેઓ દીન જનોનાં ગળાં કેવી રીતે રેંસે છે, એ તેમને જણાવજો અને વધારામાં કહેજો કે, જો તેઓ અધોગતિને પામેલાઓને ઉદ્ધારીને ઉન્નત કરવાનો પ્રયત્ન નહિ કરે તો તેઓ ખરેખર કદાપિ 'મનુષ્ય' ના નામથી પોતાને ઓળખાવવાને યોગ્ય નથી જ. નિર્ભય થાઓ–ઈશ્વર તમારો સહાયક છે અને તે જ હિન્દુસ્તાનમાંના લક્ષાવધિ અજ્ઞાન તેમ જ ક્ષુધાથી પીડાતા દુ:ખી જનોને અભ્યુદયનો પ્રકાશિત સમય દેખાડશે. અહીં અમેરિકામાંનો એક રેલ્વે મજૂર ( Porter ) તમારા હિન્દુસ્તાનમાંના ઘણાક તરણ સુશિક્ષિતો કરતાં અને ઘણાક રાજાઓ કરતાં વધારે સુશિક્ષિત અને બુદ્ધિમાન્ હોય છે, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે. પ્રત્યેક અમેરિકન્ અબળા અહીં એટલું બધું વિશેષ શિક્ષણ અને વિદ્યાજ્ઞાન ધરાવે છે કે તેની કલ્પના આપણી હિન્દુ અબળાઓ કદાપિ કરી શકે તેમ નથી જ. આપણે પણ એવા વિદ્યાપરિમાર્જિત શામાટે ન થઇએ ? થવું જ જોઇએ.

આપણે દરિદ્રી છીએ કિંવા અકિંચન છીએ, એવો વિચાર માત્ર પણ મનમાં લાવશો નહિ. કારણ કે, લક્ષ્મી એ કાંઈ ખરી શક્તિ નથી; કિંતુ સદ્ભાવના અને પવિત્રતા

એ જ સત્ય સત્તા છે. એ સત્તાઓનો વિશ્વમાં કેટલો બધો પ્રભાવ પ્રસરેલો છે, એ જાણવાની ઇચ્છા હોય તો અહીં આવો અને એનો સાક્ષાત્કાર કરો

તમારો–વિવેકાનન્દ.

તા. ક... ...નું પત્ર એટલું બધુ ગુંચવાડાભરેલુ અને પ્રમેયરૂપ હતુ કે એવુ પત્ર મેં કદાપિ વાંચ્યુ જ નથી. અર્થાત્ તેનો એ નિબંધ કોઈ વ્યાપારીના સૂચિપત્ર જેવો જ હતો અને ધર્મમહાપરિષદ્‌માં એ નિબંધનું વાચન યોગ્ય ધારવામા આવ્યું નહોતું એટલા માટે બાજુના એક બીજા હૉલમાં એમાંના થોડાક અવતરણો વાંચવામાં આવ્યા, પણ તેમાનો એક શબ્દ પણ કોઇથી સમજી શકાયો નહિ એ વિશે તેને કાંઈ પણ કહેશો નહિ વિચારોના એક મહાન્ પુસ્તને થોડાક–અમુક મીમાંસક સપ્પ્રામય શબ્દોમા રજૂ કરવામા કાંઈક કળાની આવશ્યકતા છે અને તે એ નિબંધમા નથી.—નો નિબંધ ઘણો જ ટુંકો કરી નાખીને વાચન થોડામા જ પતાવી દેવામા આવ્યુ હતું એક હજાર કરતાં વધારે નિબંધ વાચવામા આવ્યા હતાં અને એવાં વિદ્વત્તાહીન ભાષણોને આપી શકાય તેટલો સમય પરિષદ્ પાસે હતો જ નહિ. સાધારણત સર્વ વક્તાઓને ભાષણમાટે અપાતા અડધા કલાક જેટલા સમય કરતા મને ખાસ વધારે સમય આપવામા આવ્યો હતો, કારણ કે, શ્રોતાઓને બેસાડી રાખવાના એક આકરતરા ઉપાય તરીકે જે સારા અને વિશેષ શ્રોતૃપ્રિય વક્તાઓ હતા, તેમના વ્યાખ્યાનોનો સમય હમેશા છેલ્લે જ નીમવામા આવતો હતો શ્રોતાઓને ઈશ્વર ચિરાયુ કરો–તેમની અનુકંપા અને સહનશીલતાનું શબ્દોમા વર્ણન કરી શકાય તેમ છે જ નહિ તેઓ આવીને સભાગૃહમા સવારના દશ વાગ્યાથી તે રાતના દશ વાગ્યા સુધી શાંતિથી બેસી રહેતા હતા. માત્ર વચ્ચે અડધા કલાકની ખાવામાટે રજા મળતી હતી એટલું જ માત્ર. એક પછી એક નિબંધો વચાતા જતા હતા અને તેમાંના ઘણા ખરા નિબંધો સાધારણ અને રુક્ષ હોવા છતાં પોતાના પ્રિય વક્તાઓની વાણીસુધાનું પાન કરવાની આશાથી એ રુક્ષ નિબંધોને સાભળતા તેઓ એકાગ્રતાથી બેસી રહેતા હતા

સીલોનથી આવેલા એક ધર્મપાળ નામના ગૃહસ્થ એક પ્રિયવક્તા થઈ પડ્યા છે. એમનો સ્વભાવ ઘણો જ નિર્માની અને મિલનસાર છે ધર્મમહાપરિષદ્‌ના સમયમાં અમે એક બીજા સાથે બહુ જ પલોટાઈ ગયા હતા.

પૂનામાની મિસ સોરાબજી નામની એક ક્રિશ્ચિયન બાઈ અને જૈનધર્મપ્રતિનિધિ મિસ્ટર ગાંધી અહીં વધારે દિવસ રહીને વિશેષ વ્યાખ્યાનો આપવાનાં છે. મને લાગે છે કે, તેઓ પોતાના પ્રયત્નમાં વિજય મેળવશે. વ્યાખ્યાનો આપવાં એ આ દેશમાંનો એક

ઘણોજ લાભકારક વ્યાપાર છે અને કેટલીકવાર એ વ્યાપાર ઘણો જ—આપણે ધારીએ તેના કરતાં વધારે—લાભદાયક થઈ પડે છે. ઇંગિરસોલ નામનો અહીં એક વ્યાખ્યાનકાર છે, તે પોતાના એક એક વ્યાખ્યાનમાં પંદરસોથી અઢારસો રૂપિયાની રકમ મેળવે છે. અમેરિકામાં એ સર્વથી વિશેષ સન્માનનીય વ્યાખ્યાતા છે.

વિવેકાનન્દ.

૬

ડિયરબૉર્ન એવેન્યૂ, ચિકાગો.
તા૦ ૨૪ મી જાન્યુઆરી, ૧૮૯૪.

પ્રિય મિત્રો—

તમારાં સર્વ પત્રો મને મળ્યાં. આટલા થોડા સમયમાં મારા વિશેના આટલા બધા સમાચાર તમારા જાણવામાં આવી ગયા છે, એ સાંભળીને મને કાંઈક આશ્ચર્ય થાય છે. તમે જે વર્તમાનપત્રની ટીકા સંબંધી ઇશારો કર્યો છે, તે પત્રનો અભિપ્રાય તે અમેરિકન્ પ્રજાનો અભિપ્રાય સમજવાનો નથી. એ પત્રની અહીં વજનદાર અને સર્વમાન્ય પત્રો સાથે ગણના કરવામાં આવતી નથી. એ વર્તમાનપત્ર અહીં ક્રિશ્ચિયન્ ધર્મસંબંધમાં અત્યંત સડેલા વિચારોના પ્રદર્શનરૂપ જ મનાય છે. એ વર્તમાનપત્ર વિશે જનસમાજનો અભિપ્રાય જરાપણ સારો નથી. છતાં મારે કહેવું જોઇએ કે, બધા ક્રિશ્ચિયન્ ધર્માધ્યક્ષો કાંઈ એવા અસભ્ય અને ધર્માંધ કિંવા અંધશ્રદ્ધ નથી. સર્વ સાધારણ અમેરિકન્ જનસમાજ અને ક્રિશ્ચિયન્ ધર્મગુરુઓ પણ મને અંતઃકરણપૂર્વક ચાહે છે અને એ વાતો સહન ન કરી શકાયાથી એ વર્તમાનપત્રે મારાપર ટીકારૂપ શસ્ત્રો ફેંકવાની શરુઆત કરેલી છે. એનો એ દુષ્ટ હેતુ લોકોના જાણવામાં આવી ગયો છે અને તેથી લોકો એ ટીકાને જરાપણ ધ્યાનમાં લેતા નથી. એ ટીકાથી અહીં મને જરા જેટલી પણ હાનિ થશે, એવો સંશય માત્ર પણ મનમાં લાવશો નહિ. માત્ર હિન્દુસ્તાનમાંના કેટલાક ક્રિશ્ચિયન્ મિશનરીઓને મારી નિન્દા કરવાનું એ એક સાધન થશે એટલો જ ભય છે. જો ખરેખર એમ થાય, તો ક્રાઇસ્ટે જ્યૂ લોકોને જે વચનો કહ્યાં હતાં તે જ વચનો મારા સંદેશા તરીકે તેમને સંભળાવજો. ક્રાઇસ્ટે એક વાર જ્યૂ લોકોને ઉદ્દેશીને કહ્યું હતું કે;—"ધ્યાનમાં રાખજો કે, તમારા દિવસ હવે ગણાઈ ચૂક્યા છે!" તેમની જૂની ઈમારત હવે પડુ પડુ થઈ રહી છે અને હવે તેઓ ગમે તેટલા પોકારો કરે તો પણ તે પડ્યા વિના રહેવાની નથી તે નથી જ. આપણા વેદાંતધર્મનો અમેરિકન્ લોકોના મનમાં પ્રભાવ પડતાંની સાથે જ એ મિશનરીઓની હિન્દુસ્તાનમાંની મોજમઝાનો સદાને માટે અંત આવી જશે, એ વાતનો મને ઘણો જ અફસોસ થાય છે. પરંતુ એમનામાંના પ્રતિષ્ઠિત અને અગ્રેસર

ક્રિશ્ચિયન્ ધર્મગુરુઓમાંનો કોઈ એક પણ મારાથી વિરુદ્ધ નથી, એ કાંઈ જેવા તેવા સંતોષની વાર્તા નથી. હું પાણીમાં ઉતરી ચૂકયો છું અને તળાવના મધ્યમાં આવી લાગ્યો છું એટલે હવે કોઈ પણ ઉપાયે તરીને પેલેપાર તો પહોંચવું જ જોઇએ.

આ સાથે અમેરિકનો સમક્ષ મેં વાંચેલા ધર્મવિષયક એક સંક્ષિપ્ત નિબંધવાળો વર્ત્તમાનપત્રમાંથી કાપી લીધેલો ભાગ તમારા વાચનમાટે મોકલું છું. હું અહીં જે જે વ્યાખ્યાનો કરું છું, તે વ્યાખ્યાનોમાટે પૂર્વેથી કશી પણ તૈયારી કરતો નથી–સમય સ્ફૂર્તિથી જે જે વિચારો આવે છે, તે પ્રમાણે બોલતો જાઉં છું......હિન્દુસ્તાનમાંથી હવે કાંઈ પણ મદદ મેળવવાની મને આવશ્યકતા રહી નથી. અહીં સર્વ સાધનોની ઈશ્વર કૃપાથી વિપુલતા છે. જો અત્યારે તમારી પાસે પૈસાનો સંગ્રહ થયો હોય, તો તે પૈસાનો મારા આ સંક્ષિપ્ત ભાષણને છપાવીને પ્રસિદ્ધ કરવાના કાર્યમાં ઉપયોગ કરો અને એનું દેશી ભાષામાં ભાષાન્તર કરીને એનો જેમ બને તેમ વિશેષ વિસ્તાર કરો. એથી ભવિષ્યમાં જનસમાજ સમક્ષ રજૂ થનારા કાર્યમાં આપણને અધિક સુલભતા થઈ પડશે. તથાપિ આ કાર્યો કરતાં આપણા કોલેજ ખોલવાના વિચારને પાછો પડવા દેશો નહિ. ઉદ્યોગને સતત ચાલૂ રહેવા દેજો.

અહીંના સ્ત્રીસમાજે મારા પ્રતિ જે ઔદાર્ય બતાવ્યું છે, તે ઋણ કેવળ શબ્દોવડે કદાપિ વાળી શકાય તેવું નથી. પરમાત્મા તેમનું કલ્યાણ કરો. સર્વ સાર્વજનિક કાર્યોનું ખરું જીવન અહીં સ્ત્રીઓ જ છે અને બુદ્ધિમત્તાની વૃદ્ધિ પણ સ્ત્રીઓમાં જ વિશેષ થએલી જોવામાં આવે છે. કારણ કે, પુરુષો પ્રપંચમાં એટલા બધા નિમગ્ન હોય છે કે, તેમને આત્મિક ઉન્નતિના કાર્યમાં આગળ વધવાનો સમય જ મળી શકતો નથી.

કે—નાં પત્રો મળ્યાં. જાતિભેદ છે એવો ને એવો જ રહેવાનો કે તેનો લોપ પણ થશે, એ પ્રશ્ન સાથે મારો કશો પણ સંબંધ નથી. નીચમાં નીચ અને દીનથી પણ દીન મનાતા મનુષ્યોને પણ ઉચ્ચ ધર્મતત્ત્વો શીખવવાં અને તેઓ તેમને પોતાને અને પોતાની શક્તિને ઓળખતા થાય એવા ઉપાયો યોજવા, એટલું જ મારું કર્ત્તવ્ય છે. જાતિભેદની ગમે તે અવસ્થા થાય, એ સાથે આપણને કાંઈ લાગતું વળગતું નથી–સત્ય ધર્મતત્ત્વોનું જ્ઞાન થતાં લોકો પોતે જ પોતાની મેળે એનો વિચાર કરવા માંડશે. જાતિભેદ હોવો જોઇએ કે ન હોવો જોઇએ અને સ્ત્રીઓ સર્વથા સ્વતંત્ર હોવી જોઇએ કે પરતંત્ર જ રહેવી જોઇએ, એ પ્રશ્નોના ઊહાપોહનો વિષય મારો નથી. 'વિચારસ્વાતંત્ર્ય અને કૃતિસ્વાતંત્ર્ય એ જ જીવનનો એક માત્ર સાર છે અને ઉન્નતિ તથા કલ્યાણનો માર્ગ પણ એ જ છે.'

જ્યાં એ વિચારસ્વાતંત્ર્ય અને કૃતિસ્વાતંત્ર્યનું અસ્તિત્વ નથી હોતું, ત્યાં સમાજ અને મનુષ્યની અધોગતિનો આરંભ થઈ ચૂકયો છે એમ નક્કી સમજી લેવું.

જાતિભેદ હોય કે ન હોય અને પંથભિન્નતા હોય કે ન હોય છતાં પણ જ્યાં કોઈ પણ મનુષ્ય, કોઈ પણ વર્ગ, કોઈ પણ જાતિ, કોઈ પણ રાષ્ટ્ર અથવા કોઈ પણ સંસ્થા વિશિષ્ટ વ્યક્તિના વિચારસ્વાતંત્ર્ય અને કૃતિસ્વાતંત્ર્યની સત્તાનો અવરોધ કરે છે—તે સત્તા બીજાઓને કાંઈ પણ હાનિકારિણી ન હોવા છતાં પણ તેને અટકાવે છે—તો તેનું તે કૃત્ય રાક્ષસીય છે અને તેટલામાટે તેનો અધઃપાત થવો જ જોઈએ.

એક એવા યંત્રને ગતિમાં મૂકવું કે જેના યોગે પ્રત્યેક મનુષ્યના હૃદયમાં ઉચ્ચ ભાવનાઓનો વિકાસ થાય અને ત્યાર પછી પુરુષો તથા સ્ત્રીઓ પોતાના ભાગ્યને પોતે જ નિર્માણ કરી શકે; એટલું કાર્ય કરવું એજ મારા જીવનની પરમ મહત્ત્વાકાંક્ષા છે. જીવનયાત્રામાંના વિકટ અને કૂટ પ્રશ્નોના આપણા પૂર્વજોએ શાં શાં ઉત્તરો આપેલાં છે અને વર્તમાન કાળમાં ઇતર રાષ્ટ્રો એ પ્રશ્નોનો કેવા પ્રકારે નિર્ણય કરે છે, એ જ વાર્તા મારે મારા આર્યબાંધવોને કહેવાની છે. બીજાઓ અત્યારે શું કરી રહ્યા છે, તે તેમને જોવા દો એટલે થયું. આપણે માત્ર એક રાસાયનિક સંયોગ કરવાનો છે, એટલે ત્યારપછી ઘનીભવનની ક્રિયા નિઃસર્ગ પોતાના નિયમને અનુસરીને પોતાની મેળે જ કરી લેશે. અતિ પરિશ્રમ કરો, દૃઢ થાઓ અને ઈશ્વરમાં શ્રદ્ધા તથા વિશ્વાસ રાખો. હું ચાર દિવસ વ્હેલો કે મોડો પણ હિન્દુસ્તાનમાં આવીશ જ; પણ હું ત્યાં નથી એમ ધારીને કાર્યમાં વ્યસય આવવા ન દેશો—કાર્ય ચાલૂ જ રાખજો. ધર્મને બાધ ન આવવા દેતાં અધઃપતિત સમાજની ઉન્નતિનો પ્રયત્ન કરવાનો છે, એ મુદ્રાલેખને નિરંતર તમારાં નેત્રો સમક્ષ અવિચલ રાખજો—આપણા કાર્યક્રમની *અવિચલ દિશા એ જ છે.*

ચન્દ્રમૌલિગૃહમાં નિવાસ કરતા તેમ જ ક્ષેત્રોમાં અને અન્ય નીચ સ્થળોમાં પરિશ્રમો કરતા જે સેંકડો આપણા જોવામાં આવે છે, તે જ આપણું સત્ય રાષ્ટ્ર છે, એ વાર્તાનું નિરન્તર સ્મરણ રાખજો. પરંતુ મહાખેદની વાર્તા તો એ છે કે જેઓ રાષ્ટ્રોન્નતિના મોટા મોટા અને લાંબા લાંબા ગપાટાઓ હાંકયા કરે છે, તેમણે એ વર્ગના લાભમાટેનું અત્યાર સુધીમાં કાંઈ પણ કૃત્ય કર્યું નથી; કિન્તુ તેમની જ્યારે ને ત્યારે અવહેલના જ કરી છે. આપણા વર્તમાન સુધારકોને વિધવાવિવાહના વિચારમાંથી માથું ઉંચુ કરવાની ફુરસદ જ મળતી નથી. વિધવાઓને બીજીવાર વર મળ્યા એટલે રાષ્ટ્રોદ્ધારના કાર્યની પૂર્ણાહુતિ થઈ ગઈ, એવી જ તેમની માનીનતા છે. મારા આમ લખવાથી એ સુધારણાનો હું વિરુદ્ધપક્ષી છું એમ માની લેવાનું નથી; કિન્તુ મારી તેમના એ કાર્યમાટે

પૂર્ણ અનુકંપા છે. પરંતુ રાષ્ટ્રનું જીવન આવી ક્ષુદ્ર વાતોપર અવલંબેલું હોતું નથી, એટલું જ મારું વિશેષ કથન છે. સાધારણ જનસમાજની જે અવસ્થા, તે જ રાષ્ટ્રની ખરી અવસ્થાને બતાવનારી છે. એ સાધારણ જનસમાજનો અત્યારની દુર્દશામાંથી ઉદ્ધાર થઈ શકે, એવા જ પ્રયત્નોની હાલમાં આવશ્યકતા છે. પરંતુ તેમની એ સ્થિતિને સુધારવાનો પ્રયત્ન કરતી વેળાએ તેમનામાં જે ધાર્મિક વૃત્તિઓ વંશપરંપરાથી નિવાસ કરી રહેલી છે, તે ધાર્મિક વૃત્તિઓનો ઉચ્છેદ ન થઈ જાય એની બહુ જ સંભાળ રાખવાની છે. યૂરોપમાંના લોકો સમાન કૃતિની પૂર્ણ સ્વતંત્રતા, કોઈ પણ વ્યાપારમાં બુદ્ધિના પૂર્ણ વિકાસનો અવકાશ, એ જેનાં બાહ્યાંગો છે અને જે હિન્દુધર્મના અનુરોધથી તાત્ત્વિક વિચારો પૂર્ણ રીતે જલસિક્ત થએલા છે, તે હિન્દુધર્મની અંતરંગમાં વૃદ્ધિ થવી, એવો સમાજ હિન્દુસ્તાનમાં જે દિવસે દષ્ટિગોચર થશે, તે દિવસ હિન્દુસ્તાનમાટે સુવર્ણ દિવસ જ મનાશે. એમ થવાનું જ છે અને એ કાર્ય આપણે જ કરવાના છીએ. તમે એ યશના ભાગી થશો, કિંબહુના એ પ્રમાણે યશોભાગી થવામાટે જ તમારો જન્મ થએલો છે. આત્મશ્રદ્ધા અવિચલ રાખો. કારણ કે, મહત્ અપરાધસ્થાપન જ મહત્ કૃત્યોની જનની—માતા છે. મરણ પર્યન્ત પણ દીન જનો, અધઃપતિત અને દુઃખીઓ પ્રતિ અનુકંપા દર્શાવવી અને તેમના લાભમાટે પ્રાણાંત પ્રયત્નો કરવા, એ જ આપણો મુદ્રાલેખ છે.

શૂરવીર તરુણો! આગળ વધો.

તમારો સ્નેહાતુર—વિવેકાનન્દ.

તા૦ ક૦—એક મુખ્ય કૉલેજની સ્થાપના કરી તદ્દ્વારા સાધારણ જનસમાજને ઉન્નત કરવાની ભાવનાનો સર્વત્ર પ્રસાર કરો અને એ કૉલેજમાં સુશિક્ષિત થએલા ધર્મોપદેશકોદ્વારા ગરીબોને ધર્મનું અને સાધારણ શિક્ષણ આપવામાં આવશે, એમ લોકોને હૃદયમાં લાગણી થાય તેવી રીતે જણાવો, અને લોકોને રંજિત કરવાનો પ્રયત્ન કરી તેમની અનુકંપા તથા સહાયતા મેળવો.

વિવેકાનન્દ.

૭

૫૪૧ ડીયરબૉર્ન એવેન્યૂ ચિકાગો

તા૦ ૩ જી માર્ચ, ૧૮૯૪.

પ્રિય બાંધવ—

ઉત્તમ પ્રકારની શ્રદ્ધા હોય એટલે મુક્તિનો માર્ગ પોતાની મેળે જ ખુલ્લો થાય છે, એ આપનું કથન સર્વથૈવ સત્ય છે અને તેથી મને પણ સર્વ પ્રકારે માન્ય છે; પણ શ્રદ્ધા અને અંધશ્રદ્ધા એ બે ભિન્ન વસ્તુઓ છે; એ સારી રીતે ધ્યાનમાં રાખવું જોઇએ. ઘણી-

કવાર એ બેમાંનો ભેદ ધ્યાનમાં ન આવી શકવાથી જેને શ્રદ્ધા કહેવામાં આવે છે, તે જ અંધશ્રદ્ધા કિંવા અંધવિશ્વાસ સિદ્ધ થાય છે અને તેથી એ અંધવિશ્વાસના પરિણામે મનોવિકાસનો માર્ગ આકુંચિત થઈ જાય છે.

તેમ જ જ્ઞાન સર્વથી શ્રેષ્ઠ વસ્તુ છે, એ આપનું કથન પણ કોઈ અમાન્ય કરે તેમ નથી. પરંતુ એમાં પણ એક ભીતિ છે. માત્ર બુદ્ધિનો વિકાસ થતાં ઉત્તમ પ્રકારના વાદવિવાદ કરી શકાય છે અને પોતાનાં સમર્પક ભાષણવડે શ્રોતાઓને આશ્ચર્યચકિત કરી શકાય છે; પરંતુ કેવળ બુદ્ધિની જ વૃદ્ધિ થવાથી ઘણીકવાર મનુષ્ય હૃદયશૂન્ય થઈ જાય છે. દયા, પ્રેમ અને શાંતિ ઇત્યાદિ જે હૃદયના સાત્વિક ગુણો છે, તે ગુણોનો ઝરો બુદ્ધિના પ્રખર તેજવડે સદંતર સુકાઈને શુષ્ક થઈ જવાની બહુ જ ભીતિ રહ્યા કરે છે. એટલા માટે અનેકવાર એવા રુક્ષ અને શુષ્ક જ્ઞાનના યોગે ઉપકાર કરતાં અપકાર જ વધારે પ્રમાણમાં થાય છે. ષટ્શાસ્ત્રસંપન્ન શુષ્ક વેદાંતીઓ વાદવિવાદમાં કેવું આશ્ચર્યકારક ચાતુર્ય બતાવે છે અને તેવી જ રીતે અનેકવાર કસાઈઓને પણ નીચું જોવડાવનારાં કૃત્યો કેવી નિર્દયતાથી કરી દેખાડે છે, એ બન્નેની સરખામણી કરીને વિચાર—વિવેક—કરો. પ્રેમની પણ એવી જ સ્થિતિ છે. શુદ્ધ પ્રેમ અને વિષયસંલગ્ન પ્રેમ એમાંનો સૂક્ષ્મ ભેદ ધ્યાનમાં આવી શકતો નથી. વિષયસંલગ્ન પ્રેમનો વિષય નષ્ટ થતાં જ અથવા તો અતિ સહવાસથી તે વિશે અનાદર થતાં એ પ્રેમનો અંત આવી જાય છે! વાસ્તવિક રીતે એ સર્વ શુદ્ધ ગુણોનું યોગ્ય સંમેલન આપણા વર્તનમાં ઊતરી આવવું જોઇએ. ભગવાન્ શ્રીરામકૃષ્ણ પરમહંસના વર્તનમાં એ વર્તન નિરંતર મૂર્તિમાન્ નિવાસ કરતું હતું એવા પૂર્ણતાને પ્રાપ્ત થએલા પુરુષો ક્વચિત જ જોવામાં આવે છે. ત્યારે ચાલો આદર્શપુરુષ તરીકે એ મહાત્માની મૂર્તિને જ હૃદયમાં સ્થાન આપીને આપણે આપણા કાર્યમાં પ્રવૃત્ત થઇએ. આપણામાંના એકના હૃદયમાં પણ એ સર્વ શુદ્ધ ગુણોની એકત્રતા થએલી નથી, એ પ્રસિદ્ધ છે, પણ જો આપણામાંનો એક એક તરુણ એક એક ગુણની વૃદ્ધિ કરે, તો બધાનો મળીને ઉપર્યુક્ત ગુણોના પૂર્ણ એકયવાળો એક ન્હાનકડો સંઘ તૈયાર થાય અને તે પણ કાંઇક કાર્ય કરનાર થઈ પડે, એમાં તો સંશય જ નથી. બીજું કાંઈ કરવા કરતાં ચાલો—આવો આપણે એટલું એ જ કાર્ય કરી નાખીએ. બીજા પંથો અને ધર્મસ્વરૂપોપર એમ કરવાથી આપણે વિજય મેળવીશું, એ નિર્વિવ વાર્તા છે.

અમુક કોઈ પણ ધર્મને ગ્રહણીય કરવામાટે—અર્થાત્ લોકોના મનમાં તે ધર્મનું પરિણામ નિપજાવવામાટે—તે ધર્મના ઉપદેશકના અંગમાં ઉત્તમ ઉત્સાહ હોવો જોઇએ. એ ઉપરાંત વળી આપણે આપણો પોતાનો એક નવીન ધર્મ કિંવા પંથ ચલાવીને ધર્મોની

પ્રથમથી જ વધી ગએલી સંખ્યામાં વિશેષ વૃદ્ધિ કરવાનો આડંબર કદાપિ ન કરવો અને ખરી રીતે તેમ કરવાનું કાંઈ કારણ પણ નથી. કારણ કે, સર્વ ધર્મોનાં સર્વસામાન્ય તત્ત્વો એક જ છે, એટલે અમુક વિશિષ્ટ પંથનો સ્વીકાર કરવાનો હેતુ જ અવશિષ્ટ રહેતો નથી. એ સર્વ કારણોને જોતાં સર્વવ્યાપક ધર્મતત્ત્વનો ઉપદેશ કરવો, એ જ સર્વથી ઉત્તમ અને ધર્મપ્રસારનો સરળ માર્ગ છે.

ઈશ્વર જો કે સર્વવ્યાપક-ઘટઘટવ્યાપક છે, છતાં તેનું પ્રત્યક્ષ કિંવા અપરોક્ષ સ્વરૂપ આપણને મનુષ્યના ચારિત્ર્યદ્વારા જ વ્યક્ત થાય છે. એવું પૂર્ણ વ્યક્ત સ્વરૂપ કેવળ એક શ્રીરામકૃષ્ણ પરમહંસનું જ હતું. એટલા માટે આપણે આપણા સર્વ સૈન્યને એ જ મધ્યબિન્દુની આસપાસ એકત્ર કરવું જોઇએ. એમ કરવાથી કોઇને તેઓ પ્રતિ ઈશ્વર ભાસશે, કોઇએ માત્ર તેમની વિદ્વત્તાનો જ અનુભવ લીધો હશે એટલે તેને તે માત્ર વિદ્વાન્ જ દેખાશે; અને કોઈ તેમને યોગીના રૂપમાં નિહાળશે; પણ એથી આપણામાં મતભેદ થવાનો સંભવ કે હેતુ નથી.

જાતિભેદવિશે કિંવા અન્ય સામાજિક વિશિષ્ટ રૂઢિની ઇષ્ટતા કે અનિષ્ટતા વિશે આપણો કાંઈ પણ પ્રતિવાદ નથી. સર્વ મનુષ્યોને વિચાર ધરાવવામાં પૂર્ણ અધિકાર અને પૂર્ણ સ્વાતંત્ર્ય છે, એટલું જ આપણું કહેવું છે. અર્થાત્ સમાજના વિચારમાં સમાજ સ્વતંત્ર છે અને આપણા વિચારમાં આપણે સ્વતંત્ર છીએ, એ જ મારા બોલવાનો ભાવાર્થ છે.

આપણે કોઈ પણ પંથ કિંવા ધર્મને માનનારાનો અસ્વીકાર કરતા નથી; તે ઈશ્વરવાદી હોય, વિશ્વદેવતાવાદી હોય, અદ્વૈતવાદી હોય, અનેકેશ્વરવાદી હોય, સંશયવાદી હોય કે શુદ્ધ નિરીશ્વરવાદી હોય, તો પણ તેનો આદરથી સ્વીકાર કરવામાં આપણને કશો પણ પ્રત્યવાય નથી. માત્ર તેનું ચારિત્ર્ય ઉદાર અને દૃઢ હોવું જોઇએ, એટલો જ આપણો કટાક્ષ છે.

તેમ જ ખાનપાન, વર્તન, નીતિમત્તા અને એવા જ બીજા વિષયોમાં તેણે અમુક વિશિષ્ટ નિયમોનું પાલન કરવું જ જોઇએ, એવો નિર્બંધ કરવાનો પણ આપણને અધિકાર નથી, એવી મારી ધારણા છે. માત્ર તેના એ વર્તન ઇત્યાદિથી બીજાને કાંઈ પણ હાનિ ન થવા પામે, એટલી તેણે ખાસ કરીને સંભાળ રાખવી જોઇએ.

પાપ અને પુણ્ય એ બે શબ્દો વિશેની મારી વ્યાખ્યા એવી છે કે, મનુષ્યની પૂર્ણતાના માર્ગમાં જે જે કર્મો આડાં આવે છે તે પાપ છે અને જે જે કર્મોના યોગે મનુષ્યને *પૂર્ણતાની પ્રાપ્તિનો માર્ગ સુલભ થઈ પડે છે અને પોતાની વિશ્વવ્યાપકતાનો સાક્ષાત્કાર* થવામાં તેને સાહાય્ય મળે છે તે કર્મો તે પુણ્ય કર્મ છે. આપણે કેવળ એ જ દૃષ્ટિથી

કોઈ પણ કૃતિનો વિચાર કરવાનો હોવાથી જેને જે માર્ગે એ ઉપર્યુક્ત પ્રકારના પુણ્યનો સંચય કરવામાં સુલભતા થતી હોય, તેને તે માર્ગનું અવલંબન કરવાની પૂર્ણ સ્વતંત્રતા આપવી, એ જ સર્વથા ઇષ્ટ છે. મૂલ તત્ત્વનું ઉલ્લંઘન થવું ન જોઇએ, એટલી જ માત્ર આપણે કાળજી રાખવાની છે. ઉદાહરણાર્થ, અમુક મનુષ્યને કંદ અને ફળના આહારથી જ. કિંવા કેવળ દુગ્ધપાનવડે જ પોતાનો માર્ગ સંચારમાટે સુગમ થતો દેખાતો હોય, તો તેને તે વસ્તુઓનો જેવી રીતે પૂર્ણ ઉપયોગ કરવાની સ્વતંત્રતા છે, તેવી જ રીતે કોઇને માંસભક્ષણ ઇષ્ટ ભાસતું હોય, તો તેના તે વિચારમાં પ્રત્યવાય કરવાનો આપણને શો અધિકાર છે ? કારણ કે, એ કાર્યમાં તેને પણ દુગ્ધપાન કરનારની પેઠે જ પૂર્ણ સ્વતંત્રતા છે. જે એકનું અમૃત હોય છે, તે જ બીજાને વિષ થઈ પડે છે, એ સારી રીતે ધ્યાનમાં રાખવાનું છે. અમુક એક મનુષ્યને બ્રહ્મચર્ય જ ઇષ્ટ ભાસતું હોય ને તેથી જો આપણે બધાને જ બ્રહ્મચારી બનાવવાનો સપાટો ચલાવીએ તો પરિણામ કેવું અનર્થકારક થાય, એ કોઈ પણ કહી શકે એમ છે. કેટલાક લોકોને સ્ત્રીઓ તેમના ઉન્નતિના માર્ગમાં સહાયકારિણી થઈ પડે છે, પણ કેટલાકોને સ્ત્રીઓ બંધન સમાન જ ભાસે છે. છતાં અવિવાહિત મનુષ્યને વિવાહિતાવસ્થાને નિન્દવાનો કશો પણ અધિકાર નથી. સારાંશ કે, પોતાની ઇચ્છા પ્રમાણેનો માર્ગ સ્વીકારી લેવો અને બીજાના સ્વીકૃત માર્ગની ટીકાનો અધિકાર બળાત્કારે ધારણ ન કરવો. એટલામાટે, આપણે એકજ ગુરુના શિષ્ય થયા હોઇએ અને એક જ તત્ત્વોનો આપણે સ્વીકાર કર્યો હોય, છતાં આપણાં બીજાં વર્તનોના માર્ગ પણ એક જ હોવા જોઇએ, એવો કાંઈ નિયમ નથી અને તેથી 'આમ થવું જ જોઇએ' કિંવા 'આમ હોવું જ જોઇએ' એમ બોલવાનો કોઇને લેશ માત્ર પણ અધિકાર નથી.

પ્રત્યેક મનુષ્ય પ્રાણી સાક્ષાત્ ઇશ્વરની જ પ્રતિમા છે, એ આપણું મૂળ તત્ત્વ છે; છતાં એમાં જે ન્યૂનતા અને અધિકતા દૃષ્ટિગોચર થાય છે, તેનું કારણ બુદ્ધિની ન્યૂન કિંવા અધિક વૃદ્ધિ જ છે. સૂર્યનારાયણ એક જ હોવા છતાં જેવી રીતે ભિન્ન ભિન્ન ઉપાધિના યોગે તે ભિન્ન ભિન્ન ભાસમાન થાય છે; તેવી જ રીતે મનુષ્યની આંતરિક જ્યોતિપરના પટલનું જેટલા પ્રમાણમાં ઉચ્ચાટન થએલું હોય છે, તેટલા પ્રમાણમાં જ તે જ્યોતિ તેની કૃતિમાં પ્રતિબિંબિત થતી હોય છે; પણ એથી કાંઈ તેના મૂળ સ્વરૂપની અભેદતામાં પ્રત્યવાય આવી શકતો નથી. તમે કોઈ પણ સુધારણાનો સ્વીકાર કરો, પણ તે જો એ જ મૂલભૂત તત્ત્વને અનુસરીને ચાલશે, તો જ યશસ્વિની થશે—પછી તે જડ સુધારણા હોય, બુદ્ધિવર્ધક સુધારણા હોય કિંવા બુદ્ધિગમ્ય ધર્મવિષયક સુધારણા હોય, એની ચિન્તા નહિ—

સર્વને એ જ નિયમ લાગૂ છે. તેમાં એ એક જ તત્ત્વ ભિન્ન ભિન્ન માર્ગે પ્રતિબિંબિત થએલું હોવું જોઇએ. સર્વ વેદોનો સાર એ એક જ તત્ત્વમાં આવીને રહી જાય છે.

ઉપર્યુક્ત દૃષ્ટિથી વિચાર કરતાં પ્રત્યેક મનુષ્યનું અન્ય મનુષ્ય સાથે શું કર્તવ્ય છે, એ સ્પષ્ટ જણાઈ આવે છે. કોઈ પણ મનુષ્ય મંદબુદ્ધિ કિંવા દ્રવ્યની દૃષ્ટિથી ન્યૂન યોગ્યતાવાન્ હોય, તો તેટલા જ કારણથી તેના ઉચ્ચ સ્થિતિમાંના બાંધવોએ તેનો તિરસ્કાર અને દ્વેષ કરવો, એ એક મહાન્ પાતક છે. ઉચ્ચ સ્થિતિમાંનો મનુષ્ય જેવી રીતે ઈશ્વરની પ્રતિમા છે, તેની જ રીતે તેટલા જ પ્રમાણમાં તેનો અજ્ઞ અને નિર્ધન બાંધવ પણ ઈશ્વરની જ પ્રતિમા છે. એટલા માટે એ તત્ત્વને નિરંતર લક્ષમાં રાખીને દ્વેષહીન અને અનુકંપામંડિત વર્તન રાખવું, એ મનુષ્ય માત્રનું પરમ કર્તવ્ય છે. એ નિયમ માત્ર સંન્યાસીઓ માટે જ છે, એમ નથી; કિન્તુ સર્વ સ્ત્રીઓ અને સર્વ પુરુષોનું એ નિયમના પાલનમાં જ પરમ કલ્યાણ છે.

ઉપરના વિવેચનથી જાતિભેદ આદિ રૂઢિઓનું ધર્મના આધારે મંડન થવું કદાપિ શક્ય નથી. એ તો આપણે સારી રીતે જાણીએ છીએ કે, આત્મા અમુક વિશિષ્ટ જાતિ, પંથ કે શ્રીત્વ-પુરુષત્વ ધરાવતો હોય, એવો વેદ, દર્શન, પુરાણ અને તંત્ર ઇત્યાદિમાં કોઈ સ્થળે પણ ઉલ્લેખ નથી. વિરુદ્ધપક્ષે વેદ અને દર્શન આદિનું વલણ તો સર્વ કૃત્રિમ ભેદોના નાશ કરીને અભેદને સ્થાપિત કરવા તરફ જ દેખાય છે. એટલા માટે ધર્મના નામતળે એવા ભેદભાવોને બળવાન્ બનાવીને તેથી હિન્દુસ્તાનના ઉદ્ધારની આશા રાખવી, એ કીચડથી કીચડને ધોઈ નાખવાની આશા જેવી જ હાસ્યાસ્પદ આશા છે-અથવા તો પાપોની પરંપરા ચલાવીને પુણ્યસંચયની આશા રાખ્યા સમાન જ છે.

સામાજિક નિયમો પ્રથમ ધર્મની અનુજ્ઞાના નામતળે કેટલાક આધિભૌતિક લાભના હેતુથી જ ઘડાયા હતા; પરંતુ પછીથી અર્થનો અનર્થ થઈ ગયો. સામાજિક વિષયોમાં ભાગ લેવામાં ધર્મે એક મોટામાં મોટી અને ભયંકર ભૂલ કરેલી છે. આજકાલ સામાજિક બંધનો લવણ અને જળ સમાન ધર્મની સાથે ભેળાઈ ગયેલા હોવા છતાં કેટલાકો વ્યર્થ દંભથી પરસ્પર વાક્યોની વિરુદ્ધતા સિદ્ધ કરીને એમ પણ કહેવાને નથી ચૂકતા કે;—"સામાજિક સુધારણા કરવી એ કાંઈ ધર્મનો વ્યવસાય નથી!" પરંતુ એક રીતે જોતાં એ સત્ય છે; આપણે એક એવો ધર્મ ઇચ્છીએ છીએ કે, જે ધર્મ સામાજિક સુધારક ન હોવો જોઇએ; પરંતુ સાથે આપણે એમ પણ દૃઢતાથી કહેવું જોઇએ કે, ધર્મને સામાજિક નિયમદાતા થવાનો કશો પણ અધિકાર નથી. એટલા માટે ધર્મનાં નામે ધારણ કરેલાં આવરણોને કાઢી નાખો અને સત્ય ધર્મથી વર્તો એટલે સર્વ કાર્યો યથાસ્થિત ઇચ્છાનુસાર સફળ થશે જ.

૧ મનુષ્યમાત્રમાં નિરંતર વસતી જ્ઞાનજ્યોતિની આસપાસનું આવરણ દૂર થાય અને તેના પ્રકાશનો વિસ્તાર થાય, એનું જ નામ શિક્ષણ.

૨ એ જ પ્રમાણે મનુષ્યમાત્રમાં સદૈવ વાસ કરનારા આત્માની આસપાસનું આચ્છાદન–અજ્ઞાનાવરણ–દૂર થાય અને તેની આત્મિકતા તેની કૃતિમાં પ્રતિબિંબિત થાય, એનું જ નામ ધર્મ.

એટલા માટે ધર્મશિક્ષકનું એ જ કર્ત્તવ્ય છે કે, એ ઉભય વ્યાખ્યાઓને લક્ષમાં રાખીને ઉન્નતિના માર્ગમાંથી ગતિનો અવરોધ કરનારી વસ્તુઓને દૂર ખસેડી નાખવી; એમ કરવાથી ઉન્નતિનો માર્ગ તમને સ્પષ્ટ દેખાવા માંડશે. હું સદાસર્વદા કહેતો આવ્યો છું, તે પ્રમાણે અજ્ઞાનરૂપ આવરણને દૂર કરી નાખો, એટલે પ્રત્યેક કાર્યની સિદ્ધિ થએલી જ જાણી લેવી. માત્ર માર્ગને નિષ્કંટક બનાવવો એટલું જ આપણું કર્ત્તવ્ય છે અને એ પછીનું સર્વ કર્ત્તવ્ય સર્વવ્યાપક ઈશ્વરનું છે, એટલે ઈશ્વરના કર્ત્તવ્યમાં માથું મારવાની આપણને કશી પણ આવશ્યકતા નથી.

ખાસ કરીને એટલા માટે તમારે હૃદયમાં એ જ ભાવના દૃઢ રાખવી કે, ધર્મનો સંબંધ કેવળ આત્મા સાથે જ છે; સામાજિક વિષયોમાં સાધારણ કિંવા આગળ પડતો ભાગ લેવો, એ ધર્મનો વ્યવસાય નથી. એ સાથે તમારે એ પણ સ્મરણમાં રાખવું કે, અત્યાર સુધી ધર્મના નામે જે કેટલાક પ્રપંચ અને અન્યાયો થએલા છે, તેટલા માટે જ આ અભિપ્રાય દર્શાવવામાં આવ્યો છે. એક મનુષ્ય બળાત્કારે બીજા મનુષ્યની સંપત્તિ છીનવી લે અને જ્યારે તે સંપત્તિનો ખરો અધિકારી પોતાની સંપત્તિને પાછી મેળવવાનો યત્ન કરે એટલે તે પોકાર કરવા માંડે અને લોકોને માનુષી અધિકારની પવિત્રતાનો સિદ્ધાંત સંભળાવવા માંડે, એના જેવું જ એ પણ કહી શકાય.

ધર્મોપદેશકોને ધર્મ નામથી આવા પાખંડો ઉત્પન્ન કરવાનો શો અધિકાર છે, એનો તમે પોતે જ વિચાર કરી જુઓ. એમ કરીને તેઓ બિચારા લક્ષાવધિ મનુષ્યોને વિના કારણ પીડા અને દુર્દશામાં લાવી મૂકે છે. ક્ષત્રિયો માંસભક્ષણ કરે છે, એટલે ધર્મગુરુઓ તેમની નિન્દાનાં પુરાણો વાંચવા માંડે છે; પરંતુ ધર્મગુરુઓએ કિંવા બ્રાહ્મણોએ સારી રીતે સ્મરણમાં રાખવું જોઈએ કે, હિન્દુધર્મમાં જે જે ઉદાત્ત અને સર્વમાન્ય તત્ત્વો છે, તે તત્ત્વોને પ્રકાશમાં લાવનાર એ ક્ષત્રિયો જ છે અને તે તત્ત્વોનો પોતાના આચરણમાં તેમણે જ પ્રત્યક્ષ ઉપયોગ કરી બતાવ્યો છે. ઉપનિષદોના રચનારા કોણ હતા? પ્રભુ શ્રી રામચંદ્રની જાતિ કઈ હતી? ભગવાન્ શ્રી કૃષ્ણે કઈ જ્ઞાતિમાં અવતાર લીધો હતો? ભગવાન્ બુદ્ધનો જન્મ કઈ જાતિમાં

થયો હતો? જૈનોના પૂજ્ય તીર્થંકરો કઈ જાતિને શોભાવનારા હતા? જ્યારે જ્યારે ક્ષત્રિયો પોતે જ્ઞાનવાન્ થયા છે, ત્યારે ત્યારે તેમણે આધ્યાત્મિકતાનો માર્ગ સર્વથા હીન શૂદ્ર પર્યન્ત સર્વના ગમનમાટે ખુલ્લો અને નિષ્કંટક કરી આપ્યો છે. એથી વિરુદ્ધ જ્યારે જ્યારે બ્રાહ્મણો જ્ઞાનવાન્ થયા છે, ત્યારે ત્યારે તેઓ માત્ર એ માર્ગને બંધ કરી દેવાના યશને જ પ્રાપ્ત કરનારા થયા છે. 'શ્રીમદ્ ભગવદ્ગીતા' અને 'વ્યાસસૂત્રો' વાંચો અથવા તો કોઈ પાસેથી વંચાવીને સાંભળો. ગીતામાં જ્ઞાનનો માર્ગ સર્વ સ્ત્રી પુરુષ અને સર્વ જાતિ તથા સર્વ વર્ણમાટે ખુલ્લો મૂકવામાં આવ્યો છે; પરંતુ વ્યાસજીએ ગરીબ બિચારા શૂદ્રોને ઠગવામાટે વેદોના વળી જુદા જ અર્થો ઉપજાવવાનો પ્રયત્ન કર્યો છે. શું ઈશ્વર પણ તમારા જેવો મૂર્ખ અને બુદ્ધિહીન છે કે, માંસના એક કટકાથી તેની દયાનો ઝરો એકદમ સૂકાઈ જશે! અને જો તે એમ જ વર્તતો હોય, તો તેની કીંમત એક રાતી પાઈની પણ આંકી શકાય તેમ નથી—એવા ક્ષુદ્ર ઈશ્વરની આપણને કશી પણ અગત્ય નથી.

મારા તરફથી કશી પણ સહાયતાની આશા રાખશો નહિ. મેં જેમ તમને લખી જણાવ્યું છે તેમ મારો નિશ્ચય છે અને એ હું અનેકવાર બોલી પણ ચૂક્યો છું કે, ભારતનો ઉદ્ધાર ભારતસંતાનોના હાથે જ થવાનો છે. એટલા માટે, ઓ ભરતભૂમિના તરુણ સંતાનો! આ નવીન ભાવનાને હૃદયમાં ધારણ કરીને પતિત ભારતના ઉદ્ધારમાટે તમે ઉન્મત્ત થશો ખરા કે? વિચારશીલ થાઓ, સાધનો પ્રાપ્ત કરો અને પૂર્ણ ધ્યાનથી સર્વ ચમત્કારોના વૃત્તાંતને કાઢી નાખીને ભગવાન્ શ્રી રામકૃષ્ણ પરમહંસનું તાત્ત્વિક જીવનચરિત્ર લખીને પ્રસિદ્ધ કરો. તેમના ઉચ્ચારેલાં વચનોની તેમના વર્તનમાં પણ કેવી આદર્શતા દેખાઈ આવતી હતી, એનું જ તેમાં મુખ્યતઃ વિવેચન થવું જોઇએ. અર્થાત્ તાત્ત્વિક દૃષ્ટિથી એ મહાત્માના ચરિત્રનું વાંચકોના મનમાં અવિચલ પરિણામ થાય, એટલો જ એ ચરિત્રલેખનનો પ્રધાન હેતુ હોવો જોઇએ. એ જીવનચરિત્ર માત્ર તેમનું એકલાનું જ હોવું જોઇએ—તેમાં મારો કિંવા બીજા કોઈ પણ શિષ્યનો સંબંધ લાવવાનું કાંઈ પણ પ્રયોજન નથી. હું જો કે અયોગ્ય અને અકિંચન છું, છતાં એક કાર્ય મને સોંપવામાં આવ્યું છે, અને તે એ કે, જે તત્ત્વરત્નમંજૂષા તેમણે મારા હાથમાં આપી છે, તે તમારા જેવા યોગ્ય મનુષ્યોને સોંપવાની તેમણે મને આજ્ઞા કરેલી છે. કારણ કે, જેઓ કેવળ દંભશીલ, દ્વૈષાત્મા, નીચ અને ભીરુ છે તેમ જ જેઓ માત્ર માયાને જ સર્વસ્વ માનનારા છે, તેમનાથી સાર્વજનિક કલ્યાણનું કાંઈ પણ કાર્ય થઈ શકતું નથી. અત્યારે દ્વેષ જ આપણા રાષ્ટ્રીય ચારિત્ર્યનો પ્રધાન સ્વભાવ થઈ પડ્યો છે કે જે સ્વભાવ વાસ્તવિક રીતે જોતાં દાસ

કિંવા ગુલામોમાં સ્વભાવતઃ જ ઉતરેલો હોય છે. જ્યાં દ્વેષનો આટલો બધો વિસ્તાર હોય, ત્યાં ઈશ્વર સર્વ શક્તિમાન્ હોવા છતાં પણ કાંઈ કરી શકતો નથી. * * *

મારા વિશે એવી જ ભાવના રાખજો કે, એક પુરુષ પોતાના સર્વ કર્ત્તવ્યોને પૂર્ણ કરીને સ્વર્ગવાસી થયો છે—સદાને માટે આ ક્ષણભંગુર વિશ્વનો ત્યાગ કરી ગયો છે. એવોજ ભાવ રાખજો કે, હવે પછીનાં સર્વ કાર્યોનો ભાર તમારા સ્કંધપર જ આવી પડ્યો છે. એવી જ દૃઢ ભાવના રાખો કે, આપણી માતૃભૂમિનાં જે તરુણ સંતાનો તમે, તેઓ એ દેશોદ્ધારના કાર્યમાટે જ સરજાયલા છો. પ્રયત્નમાં પ્રવૃત્ત થાઓ એટલે ઈશ્વર તમને અવશ્ય યશ આપશે જ. મને વિસરી જાઓ અને તમારી દૃષ્ટિથી દૂર કરો. લોકોમાં ઉપદેશ કરીને નવીન ભાવના, નવીન સિદ્ધાંત અને નવીન જીવનનો વિસ્તાર કરો. પણ એટલું ધ્યાનમાં રાખજો કે, કોઈ પણ વ્યક્તિ અથવા કોઈ પણ વિશિષ્ટ રૂઢિ વિશે કાંઈ પણ બોલશો નહિ. જાતિભેદનો પક્ષપાત કરશો નહિ, તેમ જ તેના વિરોધી પણ થશો નહિ. કોઈ પણ સામાજિક દોષની ટીકા આરંભશો નહિ. સારાંશ કે, તમારો કાર્યક્રમ વ્યક્તિવિષયક ન હોવો જોઇએ, એ તત્ત્વને નિરંતર સ્મરણમાં રાખીને જ વર્તજો.

તમારા જેવા શૂરવીર, કાર્યદક્ષ અને પ્રેમાળ આત્માને પરમાત્મા સદા સુખી રાખે, એવી નિરંતર પ્રભુ પ્રાર્થના કરતો,

તમારો,—વિવેકાનન્દ.

૮

ચિકાગો, તા૦ ૨૮ મી મે, ૧૮૯૪.

પ્રિય બાંધવ—

ન્યૂયૉર્ક અને બોસ્ટન એ બે સ્થાનોમાં આવવા જવાનો મારો સતત વ્યવસાય થઈ પડેલો હોવાથી વખતસર તમારાપર પત્ર લખવાનો અવકાશ મળી શક્યો નહિ. હું પાછો હિન્દુસ્તાનમાં ક્યારે આવીશ, એ અત્યારે મારાથી કહી શકાય તેમ નથી; કારણ કે, મારા આવવાના સમયને હું પોતે પણ જાણતો નથી. જે મારા પૃષ્ઠ ભાગે રહીને મને યોગ્ય દિશા બતાવ્યા કરે છે, તે ઈશ્વરના હાથમાં જ બધું કાર્ય સોંપી દ્યો. મારું જાણે આ વિશ્વમાં અસ્તિત્વ જ નથી, એમ ધારીને મારા તરફની કાંઈ પણ આશા ન રાખતાં કેવળ સ્વાવલંબ-નથી જ કાર્યનો આરંભ કરો. માત્ર ઈશ્વરવિના બીજા કોઇની પણ મદદની તમે જરા પણ આશા રાખશો નહિ. સ્વાશ્રય જેવી વિજય આપનારી આ વિશ્વમાં અન્ય એક પણ વસ્તુ નથી.

* * * * * * *

એકન્દર રીતે અહીં મારાં ઘણાં ભાષણો થઈ ગયાં છે............જો કે અહીંનો ખર્ચ ઘણો જ ભયંકર છે અને લક્ષ્મી પાંખો કરીને ઊડી જતી જ દેખાય છે, તથાપિ

પ્રતિષ્ઠિત અને ઉત્તમ કુટુંબોએ મારા નિર્વાહનો ભાર સદૈવ પોતાના શિરપર ઉપાડી લીધેલો હોવાથી મને કોઈ પ્રકારની ચિન્તા નથી. છતાં પણ અહીંના મોંઘા જીવન-ભયંકર ખર્ચને જોઇને ઘણીકવાર મારો જીવ ગભરાઈ જાય છે.

આ ગ્રીષ્મ ઋતુમાં જ હું અમેરિકા છોડી જઈશ કે નહિ, એ અત્યારે હું નિશ્ચિત કહી શકતો નથી. ઘણું કરીને તો મારાથી જઈ શકાશે નહિ જ. એ પ્રસંગનો લાભ લઈ આત્મશ્રદ્ધા રાખીને આપણા નિર્ધારિત કાર્યક્રમને આગળ વધારો. તમે પ્રત્યેક કાર્યમાં વિજય મેળવી શકશો, એવો દૃઢ વિશ્વાસ રાખો. નિશ્ચિત માનજો કે ઈશ્વર આપણી સાથે જ છે અને એ વિશ્વાસથી મારા શૂરવીર બાંધવો! આગળ અને આગળ વધતા રહો.

તમો કહો છો કે, મારા હિન્દુસ્તાનમાં આવવાથી લોકો વિશેષ ઉત્સાહથી સાહાય્ય કરશે. તો એના સંબંધમાં મારે તમોને એટલું જ કહેવાનું છે કે, આપણા લોકોનો ઉત્સાહ કેવો અને કેટલો છે, એનો અત્યાર પહેલાં જ મને બરાબર અનુભવ મળી ચૂક્યો છે. લોકાશ્રય મેળવવામાટેનો મારો ઉત્સાહ પૂર્ણ થઈ ગયો છે! લોકો મારી સ્તુતિ કરે છે, એ ખરી વાત છે, પણ લોકો તરફથી એવી સ્તુતિની આશા પણ શામાટે રાખવી જોઇએ? આપણાં કાર્યો લોકોના લક્ષમાં ન આવ્યાં એટલે તે ઈશ્વરના લક્ષમાં પણ નથી જ આવવાનાં, એમ ધારી લેવાનું નથી. અર્થાત્ લોકોની પ્રશંસાની અપેક્ષા ન રાખતાં પોતાના કાર્યમાં પ્રવૃત્ત થાઓ. અત્યાર સુધી માત્ર મોટાં મોટાં વિવેચનો જ ચાલુ છે; ખરી રીતે મૂળ કાર્યનો અદ્યાપિ આરંભ સુદ્ધાં પણ થયો નથી, એ ખાસ ધ્યાનમાં રાખવાનું છે.

એ કાર્યનો આરંભ પ્રથમતઃ તરુણ અને સુશિક્ષિત જનોમાં જ કરવો જોઇએ. એવા સ્વાર્થત્યાગી તરુણોનો એક સંઘ બનાવવો જોઇએ. મહાન્ આત્મત્યાગ વિના મહાન્ કૃત્યો થઈ શકતાં નથી, એ તત્ત્વને કદાપિ ભૂલશો નહિ. એ કાર્ય કરતાં આત્મપ્રૌઢીની ક્ષુદ્ર વાસના અને નામના મેળવવાની આકાંક્ષા ઇત્યાદિને પ્રથમ તિલાંજલિ આપવી જોઇએ. નિરંતર કાર્યમગ્ન થાઓ—મારા શૂરવીર, ઉદાર અને ઉચ્ચ આત્માઓ! આપણી ભાવનાને કૃતિનું સ્વરૂપ આપીને તેના પ્રસારમાં આગળ વધો. એ કૃતિશકટનાં ચક્રોને ચલાવવામાટે તમારા સ્કંધોને કામમાં લગાડો. કીર્ત્તિ, નામના અને એવી અન્ય ક્ષુદ્ર વસ્તુઓની આશાથી પોતાની ગતિને ન અટકાવશો. આત્મબલિદાન આપીને કાર્યમાં પ્રવૃત્ત થાઓ. તૃણનાં તણખલાંને એકત્ર કરીને જ્યારે તેનું દોરડું બનાવવામાં આવે છે, ત્યારે તે એક મોટા હાથીને પણ બાંધવાને સમર્થ થાય છે, એ ઉદાહરણને કદાપિ ભૂલશો નહિ. તમો પણ સંઘશક્તિથી એ પ્રમાણે જ કરી શકશો. તમો સર્વપર ઈશ્વરની કૃપાની વૃષ્ટિ થાઓ—ઈશ્વરની શક્તિનો તમો સર્વના અંગમાં નિવાસ થાઓ—મારી દૃઢ શ્રદ્ધા છે કે,

એ ઈશ્વરીય સત્તાનો તમારામાં ક્યારનોય આવિર્ભાવ થઈ ચુક્યો છે: 'જાગૃત થાઓ, ચાલવા માંડો અને જ્યાં સુધી નિર્ધારિત સ્થાનમાં ન પહોંચો ત્યાં સુધી માર્ગમાં એક પળ માત્ર પણ ન અટકશો. ઊઠો, ઊઠો; લાંબી રાત્રિનો અંત આવ્યો છે અને અરુણની આરક્ત પ્રભા દેખાવા લાગી છે. સમુદ્રમાં ભરતીનો આરંભ થયો છે અને હવે તેના પ્રચંડ લહરીસમુદાયના ધસારાને રોકવાની કોઈની પણ શક્તિ નથી. વીરતા ધારણ કરો, મારા મિત્રો! વીરતા ધારણ કરો; પ્રેમને હૃદયમાં સ્થાન આપો, મારાં બાળકો! હૃદયમાં પ્રેમ, વિશ્વાસ અને શ્રદ્ધાને અવિચલ સ્થાન આપો. આત્મવિશ્વાસ જ તમારો કર્ણધાર છે. હૃદયમાં ભીતિને કદાપિ આશ્રય આપશો નહિ; કારણ કે, ભીતિયુક્ત અંતઃકરણ તે ભયંકર પાપગર્તા જ છે. એટલામાટે અંતઃકરણમાંથી ભીતિને પ્રથમ જ દેશનિકાલ કરી દ્યો.

મારો તમો સર્વને પૂર્ણ આશીર્વાદ છે. જે મહાત્માઓ સ્વાર્થત્યાગ કરવાને અને દેશોદ્ધારના કાર્યમાં અંગભૂત થવાને તૈયાર હોય, તે સર્વનો હું આજન્મ ઋણી રહીશ, એમ તેમને જણાવજો અને હવે 'માર્ગ પ્રતીક્ષા કરીને બેસી રહેવાનો સમય નથી, કિન્તુ કૃતિ કરી બતાવવાનો જ સમય છે; માટે વિલંબ ન કરતાં કાર્યમાં પ્રવૃત્ત થાઓ,' એ મારો સંદેશો તેમને કહી સંભળાવજો.

આપણે કાંઈક મોટું અને અદ્વિતીય કાર્ય કરીએ છીએ, એવી ભાવના જો બળવતી થવા માડે તો તેથી ગર્વ ઉત્પન્ન થવાની બહુજ ભીતિ હોય છે. એટલા માટે એવી ભાવનાને હૃદયમાં ઉત્પન્ન ન થવા દેવાની ઘણીજ ખબરદારી રાખજો. કારણ કે, એ દુષ્ટ ભાવનારૂપ શત્રુના પંજામાં આપણે એકવાર સપડાયા કે પછી પોતાનાં જ મતો સદા સર્વદા બીજાને બળાત્કારે મનાવવાની આપણને એક કુટેવ પડી જાય છે. એથી ક્ષણીકવાર સન્માનનીય પુરુષોનો પણ આપણાથી ઉપમર્દ કરી જવાય છે અને છેવટે નિર્ધારિત કાર્યની ધૂળધાણી થઈ જાય છે! એટલા માટે કોઈ પણ વ્યક્તિ વિરુદ્ધ કદાપિ કાંઈ બોલશો નહિ. આ નિયમને સદા લક્ષમાં રાખજો માત્ર ભિન્ન ભિન્ન રસાયનોને સંમિશ્રિત કરી આપવાનું જ કાર્ય આપણું છે; એનું ઘન રૂપ ક્યારે બંધાશે અને કેવી રીતે બંધાશે, એનું જ્ઞાન ઈશ્વરને છે. એ કર્તવ્ય આપણુ ન હોવાથી આપણને એના વિચારનો અધિકાર નથી. મને અહીં વિજય મળવાથી કિંવા તમારા કાર્યમાં તમને ત્યાં યશ મળવાથી ફુલાઈ જશો નહિ; કારણ કે, આટલા અલ્પ વિજયથી જ જો તમે આનંદમાં નિમગ્ન થઈ જશો, તો તેથી ભાવિ કર્તવ્યના વિજયમાં પ્રતિબંધ થવાનો પૂરેપૂરો સંભવ ધારી લેવો. આપણે જે પર્વતના શિખરપર ચઢી જવાની ઇચ્છા ધરાવીએ છીએ, તે પર્વતનું શિખર પૃથ્વીની

પાટીપરથી કેટલી ઉંચાઇપર આવેલું છે, એ સદા સર્વદા જોતા જ રહેજો–ત્યાંથી દૃષ્ટિને વિચલિત કરશો નહિ. અત્યારે સર્વથા દીન અને હીન થએલી ભરતભૂમિમાં સુખનો સૂર્ય અવશ્ય ઉદિત થશે જ, ભરતભૂ ઉન્નત થશે અને તેનાં દુઃખી સંતાનો સુખી થશે, એવો ઇશ્વરીય સંકેત થઈ ચૂક્યો છે. * * * ઇશ્વરીય સત્તા–આધ્યાત્મિકતાનો પ્રવાહ હવે એક જૂદી જ દિશામાં વહેવા માંડ્યો છે, અને તેમાં સર્વ પ્રકારનાં અરિષ્ટો ડૂબી જતાં તથા નષ્ટ થતાં દૃષ્ટિગોચર થાય છે.

"परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे" ॥

એ આશ્વાસનમય કૃષ્ણવાક્યોની જાણે પૂર્ણતા થતી હોયની ! એવો દેખાવ અત્યારે જ મારા મનચક્ષુ સમક્ષ આવી રહેલો દેખાય છે. તે પરમાત્મશક્તિનો જયજયકાર હો!

* * * * * *

તમારા તરફથી હવે મને પૈસા ટકાની મદદની જરૂર નથી. તમે ત્યાં એક ફંડ એકઠું કરો અને તેમાંથી કેટલાંક મૅજિક્ લૅન્ટર્ન્સ્ વેચાતાં લ્યો; તેમ જ કેટલાક નકશા અને પૃથ્વીગોલક પણ ખરીદો. એ બધી વસ્તુઓ એકત્ર કર્યા પછી ત્યાં સર્વ પ્રકારના ગરીબ લોકોને–નીચ અને પતિતોને પણ–બોલાવીને એકઠા કરો. તેમને પ્રથમ ધર્મવિષયક વ્યાખ્યાન સંભળાવો અને ત્યારપછી ઉપર કહેલી વસ્તુઓદ્વારા વર્તમાન ભૂગોલ ખગોલ ઇત્યાદિ વિદ્યાઓનું તેમને જ્ઞાન કરાવો. એ સર્વ કાર્ય લોકોમાં ચાલતી તેમની પોતાની ભાષામાં જ થવું જોઇએ. એ કાર્યના વિસ્તારમાટે ઉત્સાહી અને આત્મશ્રદ્ધ સુશિક્ષિત તરુણોનો એક સંઘ તૈયાર કરો, અને એ સંઘને જેટલો મોટો કરી શકાય તેટલો મોટો કરો–તેમનામાં તમારો ઉત્સાહ પ્રેરો. તમને જે કાંઈ પણ પ્રેરણા થાય અને પોતાના હાથે જે કાર્ય પરિપૂર્ણ થવાનો સંભવ ભાસતો હોય, તે કાર્યનો તત્કાળ આરંભ કરી દ્યો. નદીના પાણીનું વહન થઈ જવા પછી પગ ન ભીંજતા આપણે પાર ઉતરી જઇશું, એવી આશાથી જો વાટ જોતા બેસી રહેશો તો જગતનો અંત થતા સુધી એવી વાટ જોતાં જ બેસી રહેવું પડશે. વર્તમાનપત્રોમાં અને માસિકપત્રોમાં લેખો લખવા એ પણ જો કે સારું જ છે; પરંતુ એવા લખવા અને બોલવા કરતાં તેનાથી હજારગણુ ઓછું પણ પ્રત્યક્ષ કૃત્ય વિશેષ ઉત્તમ છે, એવો મારો અવિચલ અભિપ્રાય છે. માત્ર લખવા, બોલવાથી આપણને અદ્યાપિ ઠેઠ ગરીબની ઝૂંપડી સુધી પહોંચવાનો પ્રસંગપ્રાપ્ત થયો નથી–અર્થાત્ આપણે ગરીબોના ભાઈરૂપમાં આવ્યા નથી અને ખરી રીતે ગરીબ અને પતિતોનો ઉદ્ધાર કરવો, એ જ આપણું કર્તવ્ય છે. એટલે જો થોડું પણ કૃત્ય થાય તો તે વિશેષ લાભાવહ છે, એમાં

તો લેશ માત્ર પણ સંશય નથી .. ના ગૃહમાં એક સભા ભરો, ત્યાં પૈસા એકઠા કરો અને મેં ઉપર જે વસ્તુઓનાં નામ આપેલા છે તે વસ્તુઓ ખરીદો, એક ઝૂપડી ભાડે રાખો અને કાર્યનું મંગળાચરણ કરો પ્રાથમિક કાર્ય એજ છે અને લેખો ઇત્યાદિ એના સહાયભૂત છે. સાધારણ જનસમાજના સ્વભાવનો યથાર્થ વિચાર રાખજો લઘુ પ્રારંભને જોઈ ભયભીત થશો નહિ, કારણ કે, લઘુ પ્રારંભથી જ ગુરુતર વસ્તુની નિષ્પત્તિ થાય છે આત્મબળ અને આત્મશ્રદ્ધાનો કદાપિ ત્યાગ કરશો નહિ કોઇવાર પણ તમારા દીન બાંધવોને તમારા વર્ચસ્વથી દબાવવાનો પ્રયત્ન કરશો નહિ, કિન્તુ તમે તેમના આજ્ઞાધીન અનુચર છો, એવો જ તેમને ભાસ કરાવજો કારણ કે, લોકો આપણને માન આપે, આપણી મોટા મોટાઓમા ગણના થાય અને આપણે સમાજના અગ્રેસર લેખાઇએ, એવા મહત્ત્વાકાંક્ષારૂપ ઉન્માદના સમુદ્રમા સપડાઇને ક્ષણીક કાર્યરૂપ નૌકાઓને સદાને માટે જળસમાધિ મળી ગયેલી છે, એટલા માટે આપણા કાર્યક્રમની પણ એવી અવસ્થા ન થઈ જાય, એવો ભય રાખીને મહત્તાની લેશ માત્ર પણ આશા ન રાખતાં કેવળ આપણા કાર્ય અને કાર્યમા જ આગળ વધ્યા કરો મરણનો સમય આવી લાગે ત્યા સુધી નિસ્વાર્થ અને નિસ્વાર્થ બુદ્ધિ જ રાખજો, એ જ મારો અંતિમ ઉપદેશ છે જે કાંઈ લખવાની મારી ઇચ્છા છે, તે સર્વ હું આ પત્રમા લખી શકતો નથી, પણ મારા કાર્યક્ષમ મિત્રો! સકલ બુદ્ધિગતા ઈશ્વર તમને એ બુદ્ધિનો ભંડાર આપશે. દુંદુભિનાદ કરો અને કર્ત્તવ્યમા લીન થાઓ—ઈશ્વર તમારા સાન્નિધ્યમા જ ઊભેલો છે અને તે જ તમારો પૃષ્ઠરક્ષક છે!

તમારો સદૈવ સ્નેહાનુરક્ત,—વિવેકાનન્દ.

૯

ચિકાગો તા૦ ૨૩ મી જૂન ૧૮૯૪

મહારાજ,

આપને અને આપના પરિવારને શ્રી નારાયણનો આશીર્વાદ હો!

આપ મહારાજની કૃપાથી જ હું આ દેશમા આવવાને શક્તિમાન્ થયો છું અને એમાટે હું આપનો અંત કરણપૂર્વક આભાર માનું છું અહીંના ઉદાર સજ્જન ગૃહસ્થોની કૃપાથી મારો ચરિતાર્થ યથાસ્થિત ચાલ્યા કરે છે અને અહીં મારી પ્રસિદ્ધિ પણ સારી થયેલી છે એકંદર રીતે વિચાર કરતા અનેક વિષયોમા આ દેશ જગતમાંના સર્વ દેશો કરતાં અદ્વિતીય છે અને અહીંની પ્રજા તો વળી ખરેખર જ અલૌકિક છે આ દેશના લોકો પોતાનાં નિત્યના વ્યવહારકૃત્યોમા પણ યન્ત્રશાસ્ત્રનો જેટલો ઉપયોગ કરે છે, તેટલો ઉપયોગ બીજા કોઈપણ દેશના લોકો કરતા નથી અહીંનો પ્રત્યેક વ્યવહાર યન્ત્રરૂપ જ

દેખાય છે. અહીંની લોકસંખ્યા જગતમાંની એકંદર લોક સંખ્યાના એક વિસાંશ જેટલી જ છે; તથાપિ જગતની સંપત્તિનો એક ષષ્ઠાંશ અમેરિકન્ લોકોના અધિકારમાં છે. જેવી રીતે અહીંના લોકોની સંપત્તિની સીમા નથી, તેમ જ તેમના વ્યય કરવાના ભિન્ન ભિન્ન માર્ગોની પણ સીમા નથી. અહીંના જેવા વૈભવ વિલાસો પૃથ્વીતળમાં અન્યત્ર ક્યાંય પણ મળી શકે તેમ નથી. એકંદર જગતમાં અમેરિકા જેટલી મહર્ઘતા ( મોંઘવારી ) પણ ક્યાંય નથી. અહીંની મજૂરીના ભાવો બીજા બધા દેશો કરતાં ઘણા જ મોંઘા અને વિશેષ છે; છતાં પણ કારખાનાવાળાઓ અને મજૂરોના ટંટા બખેડા હમેશાં ચાલ્યા જ કરે છે.

સ્ત્રીઓને અમેરિકામાં જેટલા પ્રમાણમાં સ્વતંત્રતા મળેલી છે, તેટલા પ્રમાણમાં બીજા કોઈ પણ દેશમાં સ્ત્રીસ્વાતંત્ર્ય નથી. સાધારણ બુદ્ધિમત્તાની વૃદ્ધિ અમેરિકન્ અબળાઓમાં જેટલી દેખાઈ આવે છે, તેટલી ઇતર દેશસ્થ અબળાઓમાં દૃષ્ટિગોચર થઈ શકતી નથી. માત્ર એટલું જ નહિ, પણ એ વિષયમાં અમેરિકન્ પુરુષવર્ગ કરતાં સ્ત્રીઓ જ સંખ્યાના પ્રમાણથી વિશેષ છે. ધીમે ધીમે એક પછી એક વ્યવહારનાં સર્વે સૂત્રો સ્ત્રીઓએ પોતાના હાથમાં લેવા માંડ્યાં છે. એવી રીતે સાધારણ બુદ્ધિમત્તાની સ્ત્રીવર્ગમાં જો કે વિશેષ વૃદ્ધિ થએલી દેખાય છે; તથાપિ યંત્રકળામાં પ્રવીણતા ધરાવનારા અને અત્યંત કુશાગ્રબુદ્ધિ પુરુષો તો અદ્યાપિ પુરુષવર્ગમાંના જ છે—સ્ત્રીઓ એ કળામાં તેમની સમાનતા કરવાને શક્તિમતી થઈ નથી. આપણા જાતિભેદના વિષયને સદા સર્વદા આગળ ધરીને પાશ્ચાત્યો વારંવાર આપણી નિન્દા કર્યા કરે છે; પરંતુ તેમનામાં વળી આપણા કરતાં પણ વિશેષ ભયંકર એક જાતિભેદ ઉત્પન્ન થયો છે—એ ભેદ તે ધનાઢ્ય અને ગરીબનો ભેદ છે. હાલમાં પૈસો જ અમેરિકન લોકોનો પરમેશ્વર થઈ બેઠો છે અને અમેરિકન લોકો કહે છે કે;—"સર્વશક્તિમાન્ ડૉલર જગતમાં જે ઇચ્છે, તે કરવાને શક્તિમાન્ છે!"

* * * * * *

વળી આ રાષ્ટ્ર જેટલાં કાયદાઓનાં સૂક્ષ્મ જાળાં પણ બીજા કોઈ દેશમાં જોવામાં આવતાં નથી; તેમ જ અહીં જેવી કાયદાની અવગણના પણ બીજા દેશમાં ભાગ્યે જ થતી હશે. સામાન્ય વિચાર કરતાં આપણા હિન્દુલોકો જન્મથી જ પાશ્ચાત્યો કરતાં નીતિમત્તામાં અત્યંત શ્રેષ્ઠ છે. તેમના ( અમેરિકનોના ) ધર્માચરણ પ્રતિ દૃષ્ટિપાત કરતાં તેમનામાં દાંભિકતાનો ભંડાર જ વિશેષ જોવામાં આવે છે; અને બાકીના કેટલાક ધર્મવિષયમાં બહુ જ સડેલા વિચાર ધરાવનારાઓ એટલે કે મૂર્ખશિરોમણિ જ છે. હવે જે થોડા ઘણા વિચારશીલ જનો અમેરિકામાં છે, તેમની ધર્મજિજ્ઞાસાને તૃપ્ત કરવાનું તેમના હાલના ધર્મમાં સામર્થ્ય નથી. એથી સ્વાભાવિક રીતે જ તેમનાં મનો

વેદાંતધર્મતરફ આકર્ષાવા માંડ્યાં છે અને વેદાંત ધર્મનાં તત્ત્વોથી તેમને સંતોષ પણ મળે છે. અર્થાત્ અમેરિકાના વિચારશીલ પુરુષો પોતાના ચમત્કૃતિમય અને અતિશયોક્તિવાળા ધર્મથી એટલા બધા કંટાળી ગયા છે કે, તેઓ હવે ભારતવર્ષમાંથી ધર્મપ્રકાશ મેળવવાની છેલ્લી આશા રાખી બેઠા છે. નવીન ભૌતિક શાસ્ત્રની પ્રખર જ્વાળામાંથી તવાઈને બહાર નીકળેલા વેદાંત તત્ત્વામૃતના પાનમાટે એ ધર્મજિજ્ઞાસુઓ કેટલા બધા ઉત્સુક થએલા છે અને પવિત્ર વેદોમાંના મહાન્ વિચારોમાંના એક છિન્નભિન્ન વિચારને પણ તેઓ કેટલા બધા હર્ષથી સ્વીકાર કરે છે, એની કલ્પના તેમને પ્રત્યક્ષ જોયા વિના આપ કરી શકો તેમ નથી. કેવળ શૂન્ય અવસ્થામાંથી વિશ્વની ઉત્પત્તિ, આત્માની ઉત્પત્તિ અને અકલ્પ્ય સ્વર્ગમાં વસતો અત્યાચારી પરમેશ્વર તેમ જ સદૈવ કાળ રહેનારો નરકાગ્નિ ઇત્યાદિ કલ્પનાઓનો તેમને હવે પૂરેપૂરો તિરસ્કાર અને ધિક્કાર આવી ગયો છે; અને એથી તેઓ આત્મા અને સકલ સૃષ્ટિનું અમરત્વ તથા મનુષ્ય અને ઈશ્વરની એકરૂપતા ઇત્યાદિ સુંદર વેદાંત વિચારોનો બહુ જ ત્વરાથી આદરપૂર્વક સ્વીકાર કરવા લાગ્યા છે. મને લાગે છે કે, હવે પછીના પચાસ વર્ષના અવધિમાં સમસ્ત વિશ્વમાંના સુશિક્ષિત અને વિચારશીલ મનુષ્યો આપણા પવિત્ર વેદોના વિચારોનો સ્વીકાર કરશે અને વેદાંત તત્ત્વોનો સમસ્ત સૃષ્ટિમાં સંચાર થશે. અહીંના વિદ્વાન્ મિશનરી લોકો તો અત્યારથી જ પોતાના ભવિષ્યને જાણીને એ જ ધોરણને અનુસરી બાયબલના નવા નવા અર્થો કરવા મંડી ગયા છે. વર્તમાન અવસ્થામાં પાશ્ચાત્યોને આધ્યાત્મિક સુધારણાની અને આપણને ભૌતિક સુધારણાની વિશેષ આવશ્યકતા છે, એવો મારો દૃઢ અભિપ્રાય છે.

નિકૃષ્ટ વર્ગની દૈન્યાવસ્થા એ જ ભારતવર્ષમાંના સર્વ દૈન્યોનું મૂળ છે. અહીં પાશ્ચાત્ય દેશોમાં ગરીબ વર્ગ કેવળ શયતાન અથવા રાક્ષસ જ છે એમ કહીએ તો ચાલે એમ છે અને તેમની સાથે સરખાવતાં આપણા દેશમાંનો નિકૃષ્ટ વર્ગ દેવદૂત—ફરિસ્તા. સમાન છે, એમ કહેવામાં લેશ માત્ર પણ અતિશયોક્તિનો સંભવ નથી. એ કારણથી બહુ જ સ્વલ્પ પ્રયત્ને આપણે આપણા દીન અને હીન બાંધવોને સુધારી શકીએ એમ છે અર્થાત્ એમને સુધારવામાટે આપણે એ દીન વર્ગમાં બની શકે તેટલો શિક્ષણનો વિશેષ પ્રચાર અતિ ત્વરાથી કરવો જોઈએ. તેમના નષ્ટ થએલા મનુષ્યત્વની તેમને પાછી ઓળખાણ કરાવી આપવી અને તેમનામાં જ્ઞાનબીજનું આરોપણ કરવું, એ જ તેમની આપણે એક મોટી સેવા બજાવવાની છે. આપણા રાજાઓ અને સુશિક્ષિત તથા જ્ઞાનશીલ પુરુષોપર જો કોઈ મોટામાં મોટી જવાબદારી હોય તો તે એ જ છે. અત્યાર લગી એ દિશામાં કોઈપણ પ્રકારનો પ્રયત્ન કરાયો નથી. સ્વાર્થ-

-સાધુ ધર્મ ગુરુઓના અસાચાર અને પરકીય રાષ્ટ્રોના વિજયોએ એમને આજે સદી-ઓથી કચડી ખૂંદી નાખ્યા છે અને એથી અફસોસ છે કે, ભારતવર્ષના ભાગ્યહીન લોકો 'અમે મનુષ્ય પ્રાણી છીએ' એ વાર્તાને પણ સર્વથા ભૂલી ગયા છે. એટલા માટે આપણે તેમને તેમના મનુષ્યત્વનું જ્ઞાન કરાવી આપવું જોઇએ. જગતમાં શું શું ચાલી રહ્યું છે, એ તેમનાં નેત્રો ઊઘાડીને તેમને દેખાડવું જોઇએ અને તેમને સત્ય માર્ગે ચટાવી દેવા જોઇએ. એટલે પછી આપણી મદદ વિના જ તેઓ પોતાની ઉન્નતિના માર્ગને પોતાની મેળે જ શોધી કાઢશે. પ્રત્યેક રાષ્ટ્ર, પ્રત્યેક સ્ત્રી અને પ્રત્યેક પુરુષે પોતાનો ઉદ્ધાર પોતે જ કરવો જોઇએ એવો નિયમ છે અને તે પ્રમાણે તેઓ આત્મોદ્ધાર કરવાના જ; પણ તેમને અંગુલિનિર્દેશથી ઉદ્ધારની દિશા બતાવવી, એટલું તો આપણું જ કર્તવ્ય છે જ. તેમને માત્ર એટલા જ સાહાય્યની અગત્ય છે અને તે મળતાં પરિણામ ધાર્યા પ્રમાણે પોતાની મેળે જ નિષ્પન્ન થશે. માત્ર રસાયનિક દ્રવ્યોનો સંયોગ કરવો, એટલું જ કર્તવ્ય આપણું છે, પછીથી તેનું ઘનીભવન નિઃસર્ગના નિયમ પ્રમાણે પોતાની મેળે જ થવાનું. તેમના હૃદયમાં અમુક ભાવનાઓ જાગૃત કરવી, એ આપણું કર્મ છે અને બાકીનું તે પોતે ફોડી લેશે. હિન્દુસ્તાનમાં જે કાંઈ કરવાનું છે તે આટલું જ છે. મારા મનમાં કેટલાંક વર્ષથી આ કલ્પનાઓ ઘોળાયા કરતી'તી, પરંતુ એ કલ્પનાઓને મૂર્ત સ્વરૂપ આપવાનાં સાધનો હિન્દુસ્તાનમાં ન મળી શક્યાં અને તે જ કારણથી હું અંતે આ દેશમાં આવ્યો. નિકૃષ્ટ વર્ગને શિક્ષણ આપવાના એ કાર્યમાં જે મોટામાં મોટી અડચણ છે, તે તેમની દરિદ્રતાની જ છે. ધારો કે, આપના જેવા મહારાજાઓ કેટલીક મફત શિક્ષણ આપનારી શાળાઓ ઊઘાડે, તોપણ તેથી વિશેષ લાભ થવાનો સંભવ નથી જ. જ્યાં બાળક કાંઇક બુદ્ધિમાં આવે કે તરત ખેતરમાં જઇને અથવા તો મજૂરી કરીને પેટ ભરવાનો ભાર તેના માથા-પર આવી પડે છે, ત્યાં તમારી તે મફત શિક્ષણ આપનારી શાળાઓમાં ભણવાને કોણ જાય વારુ? અર્થાત્ હિન્દુસ્તાનમાંના ગરીબ વર્ગમાં દરિદ્રતાનું એટલું બધું પ્રાબલ્ય છે કે, તેઓ મફત શિક્ષણનો લાભ લેવાને પણ ભાગ્યશાળી નથી. એટલા માટે પર્વત જ્યારે મહમ્મદની પાસે નથી આવતો, તો મહમ્મદે જ ઉઠીને પર્વત તરફ જવું જોઇએ. એટલે કે, ગરીબ વર્ગનાં બાળકો જ્યારે શિક્ષણની પાસે જઈ નથી શકતા, તો શિક્ષણે જ પોતે તેમની પાસે જવું જોઇએ. પરંતુ એ વિપરીત કાર્ય બની કેમ શકે? એ એક ગહન પ્રશ્ન છે, પરંતુ એનો પણ એક માર્ગ છે. આપણા દેશમાં સહસ્રાવધિ સંન્યાસીઓ—એકનિષ્ઠ અને આત્મત્યાગી સન્યાસીઓ—ધર્મનો ઉપ-દેશ કરવાને ગ્રામેગ્રામ અને નગરેનગરમાં ફરતા હોય છે; એટલે એમનામાંના જ કેટલાક

લોકોનો એક સંઘ તૈયાર કરીને તેમને જો વ્યાવહારિક ઉપદેશ કરવાની પણ ક્રિયા બતાવી દેવામાં આવે, તો તેઓ પ્રત્યેક સ્થાન અને પ્રત્યેક સ્થાનમાંના ગરીબોનાં દ્વારેદ્વારમાં જઈને ધર્મતત્ત્વોના ઉપદેશ સાથે સાંસારિક કિંવા વ્યાવહારિક શિક્ષણનો પણ ગરીબોને ઘરબેઠે લાભ આપશે. ધારો કે, એવા બે સંન્યાસીઓ એક સંધ્યાકાળે પોતાની સાથે એક કૅમેરા, એક ભૂગોલક (Globe) અને એક નકશો લઈને એક ગામડામાં જાય અને ત્યાં એ વસ્તુઓના સાહાય્યથી ભાષણ આપે, તો તેથી તેઓ ગામડાંના અજ્ઞાની લોકોને ખગોળ અને ભૂગોળનું મારા ધારવા પ્રમાણે ઠીક શિક્ષણ આપી શકે એવો પૂરેપૂરો સંભવ છે. તેઓ આપણા પોતાના અને ઇતર દેશોના લોકોના ઇતિહાસમાંની કથાઓ રસભરિત ભાષામાં તેમને સંભળાવે તો ગામડિયાઓને શ્રવણેન્દ્રિયદ્વારા ઇતિહાસનું જેટલું જ્ઞાન થવાનો સંભવ છે, તેટલું જ્ઞાન તેઓ પોતાનું આખું જીવન ઇતિહાસગ્રંથો વાંચવામાં વીતાડી નાખે, તોપણ ગ્રંથોદ્વારા મળવાનો ભાગ્યે જ સંભવ હોય છે. એ કાર્યમાટે પ્રથમ મનુષ્યોનો એક સારો સંઘ હોવો જોઇએ અને એની સાથે જ પાછો ધનવિષયક પ્રશ્ન આવીને ઊભો રહે છે. હિન્દુસ્તાનમાં મનુષ્યોની તો જોઇએ તે કરતાં વિશેષ વિપુલતા છે, પરંતુ દુર્ભાગ્યવશાત્ લક્ષ્મીની તેટલી જ કિંબહુના તેથી પણ વિશેષ ન્યૂનતા છે. એટલા માટે એ યંત્રચક્રને ગતિ આપવાનું કાર્ય બહુ જ કઠિન છે; પરંતુ જો એકવાર તેને ગતિ આપવામાં આવે, તો પછી તેના સતત ચાલૂ રહેવામાં મારા ધારવા પ્રમાણે પ્રત્યવાય આવે તેમ નથી. એ કાર્યમાટે આપણા દેશમાંના લક્ષ્મીપુત્રો પાસેથી બહુકાળ યાચના કરીને અંતે નિરાશ થવા પછી આપના સાહાય્યવડે હું આ દેશમાં પહોંચી શક્યો. હિન્દુસ્તાનમાંના ગરીબ અને નિરાધાર લોકો જીવતા રહે તોય શું અને મરી જાય તોય શું, અમેરિકન લોકોને એની કાંઈ પણ પર્વા કે દરકાર નથી અને તેઓ એની ચિન્તા રાખે પણ શામાટે ? 'કાજી સાહેબ ક્યોં દુબલે ? સારે શહરકી ફિક્ર' એવી અવસ્થા વ્હોરી લેવાનું તેમને શું પ્રયોજન ? આપણા પોતાના દેશવાળાઓને જ જ્યારે પોતાના સ્વાર્થ વિના બીજો કોઈ માર્ગ દેખાતો જ નથી, ત્યારે પરદેશીઓને આપણે શા માટે દૂષિત માનવા ?

ઉદાર રાજપુત્ર ! આ નરદેહ ક્ષણભંગુર છે અને જગતમાંની સર્વ સંપત્તિ તેમ જ સર્વ ભોગવિલાસતા ચિરકાલ ટકનારી નથી માટે જેમણે પરોપકારાર્થ પોતાના જીવનનું બલિદાન આપ્યું છે, તેઓજ માત્ર જીવતા છે. બાકીના જીવતા હોવા છતાં મૃત સમાન જ છે. આપના જેવા એક મહાન્ અને ઉદારચિત્ત મહારાજા જો ધારે તો હિન્દુસ્તાનને ફરી ઉન્નત કરી શકે એમ છે અને એમ કરવાથી એટલીબધી કીર્તિ અવશિષ્ટ રહેવાનો

સંભવ છે કે તે કીર્ત્તિના યોગે પાછળના વંશજોને લોકો દેવ સમાન ગણીને પૂજે, એ પણ સંભવિત છે. અજ્ઞાનપંકમાં સબડતા પડેલા હિન્દુસ્તાનના લક્ષાવધિ લોકોનું કાંઈ પણ કલ્યાણ કરવાની ઈશ્વર આપને સદ્દબુદ્ધિ આપો, એવી નિરંતર પ્રભુ–પ્રાર્થના કરનાર,

વિવેકાનન્દ.

૧૦

તા૦ ૨૯ મી સપ્ટેંબર, ૧૮૯૪

આશીર્વાદ વિશેષ–

મારાં શૂરવીર બાળકો, તમો સર્વ જને સ્વાર્થત્યાગરૂપ યજ્ઞમાં પ્રથમ આહુતિ તો બહુ જ સારી આપી છે, તમારા આ કૃત્યને જોઈ મારી નિરાશાનો નાશ થયો છે અને તેના સ્થાનમાં અભિમાન તથા આશાનો અચલ નિવાસ થયો છે. આટલી ત્વરાથી કાર્યનો આરંભ કર્યા પછી હવે જો નિરાશ થઈને કાર્યનો અધવચમાં જ ત્યાગ કરશો, તો વિશ્વની દૃષ્ટિમાં તમે મહા મૂર્ખ જ સિદ્ધ થવાના; એટલા માટે નિરાશ ન થશો.

આપણુ વર્તમાન કાર્યક્ષેત્ર હિન્દુસ્તાન જ છે અને જો સમસ્ત વિશ્વમાં આપણી કૃતિનુ કૌતુક થયેલુ જોવાની તમારી ઇચ્છા હોય, તો હિન્દુસ્તાનમા પ્રથમ તમારે જાગૃતિ કરવી જોઈએ. આપણી ઇતિકર્ત્તવ્યતાનો સાર એ જ છે. જ્યાંથી એ પ્રવાહનો સર્વત્ર પ્રસાર થવાનો છે, તે મધ્યબિન્દુને પ્રથમ આપણે સ્થિર કરવો જોઇએ. ... ... ... ... ... અપયશ કિંવા પરાજયની ભીતિને હૃદયમા એક ક્ષણ માત્ર પણ સ્થાન આપશો નહિ. સર્વ યથાસ્થિત થશે, એમાં લેશ માત્ર પણ સશય નથી. ઇચ્છાશક્તિ સમસ્ત વિશ્વનું આન્દોલન કરી નાંખે છે, એ તત્ત્વને કદાપિ ભૂલશો નહિ.

આપણામાના કેટલાક તરુણોને ક્રિશ્ચિયન્ ધર્મનો સ્વીકાર કરતા જોઇને, મારા મત્નો! તમે જરા પણ શોકાતુર થશો નહિ. વર્તમાન કાળમા વધી પડેલા નિઃસીમ રૂઢિબંધન–સામાજિક રૂઢિબંધન–નું એથી અન્ય બીજુ પરિણામ શુ આવે વારુ? ખાસ કરીને મદ્રાસમા તો એ સામાજિક રૂઢિબંધનોનું એટલુ બધુ પ્રાબલ્ય વધી ગયુ છે કે, મદ્રાસના તરુણો ક્રિશ્ચિયન્ થાય, એ સ્વાભાવિક જ છે. કોઇપણ સમાજની ઉન્નતિમાટે પ્રથમ સોપાન સ્વાતંત્ર્ય જ છે. તમારા પૂર્વજોએ આત્માને પૂર્ણ સ્વતત્રતા આપી હતી અને તેથી ધર્મની પૂર્ણ ઉન્નતિ અને વૃદ્ધિ થઈ હતી. પરતુ તેમણે શરીરને પૂર્ણ પરતંત્રતામા રાખ્યુ અને તેથી સમાજની ઉન્નતિ કિંવા વૃદ્ધિનો માર્ગ બંધ થઈ ગયો. પાશ્ચાત્ય દેશોમાં એથી સર્વથા વિરુદ્ધ પ્રકાર ચાલતો જ જોવામા આવે છે–ત્યા સમાજને પૂર્ણ સ્વાતંત્ર્ય છે, અને ધર્મને નથી. બન્ને સ્થાનોમાં એ ઉભય ભિન્ન ભિન્ન ન્યૂનતાઓ રહેલી છે, પણ ઉભય સ્થાનમા હવે એ ન્યૂનતાઓની પૂર્ણતાના કાર્યનો આરંભ થઈ ચુકયો છે.

હિન્દુસ્તાનને બાહ્ય અથવા ભૌતિક સુધારણાની ઘણી જ આવશ્યકતા છે; એટલા-માટે યંત્રકળા અને ઈતર શાસ્ત્રીય.જ્ઞાનનો પ્રચાર આપણા દેશમાં બની શકે તેટલી ઉતાવળ અને ત્વરાથી કરવો જોઈએ. પાશ્ચાત્ય દેશોને મેળવી શકાય તેટલા પ્રમાણમાં તત્ત્વજ્ઞાનને પ્રાપ્ત કરવાની અત્યંત આવશ્યકતા છે; કારણ કે, તેઓ આધ્યાત્મિક સુધારણામાં ઘણા જ પાછળ પડી ગયેલા છે. હિન્દુસ્તાનના લોકોની વૃત્તિઓ સહસ્રાવધિ વર્ષોથી પૂર્ણ ધાર્મિક બની ગયેલી હોવાથી ધર્મના મિશ્રણ વિનાની અને ધર્મવૃત્તિને જાગૃત કરવાના પ્રયત્ન વિનાની કોઈ પણ સુધારણાનો યત્ન હિન્દુસ્તાનમાં નિષ્ફળ થાય તો તે સ્વાભાવિક જ છે. એટલામાટે પ્રથમ હિન્દુસ્તાનમાંના ધર્મનો ઉચ્છેદ કર્યા વિના હિન્દુસ્તાનમાં સામાજિક સુધારણા થવાની જ નથી, એવા વિચારથી જ પ્રથમ સુધારકોએ જે જે પ્રયત્ન કર્યો, એમાં તેમને પરાજય જ મળ્યો; કારણ કે, એ તેમની ધારણા જ ભૂલ ભરેલી હતી. પણ તેમણે એ ભૂલ કેમ કરી? એ પ્રશ્નનું ઉત્તર એ છે કે, તે સુધારકોમાંના કોઈએ પણ આસ્થાપૂર્વક હિન્દુધર્મતત્ત્વોનો અભ્યાસ કર્યો નહોતો અને સર્વ ધર્મોના જનકસ્વરૂપ પોતાના હિન્દુધર્મના રહસ્યને જાણવામાટે જે સત્ય શિક્ષણની આવશ્યકતા હોય છે, તે સત્ય શિક્ષણ તેમનામાંના એકને પણ પ્રાપ્ત થયું નહોતું. હિન્દુ સમાજને સુધારવામાટે ધર્મત્યાગ કિંવા ધર્મનાશની લેશ માત્ર પણ આવશ્યકતા નથી, એવો મારો દૃઢ અભિપ્રાય છે. હિન્દુસમાજની દુરવસ્થા-વર્ત્તમાન દુર્દશા-નું કારણ હિન્દુધર્મ નથી, કિન્તુ વિરુદ્ધ પક્ષે ધર્મનો સમાજ સાથે જેવી રીતે સંબંધ રાખવો જોઈએ, તેવી યથાર્થ રીતિનો સંબંધ ન રખાયાથી જ આ સમાજની દુર્દશારૂપ પરિણામ પ્રાપ્ત થયું છે. મારા આ અભિપ્રાયમાંના એક એક શબ્દને પુરાતન પુસ્તકોના આધારથી હું સિદ્ધ કરી બતાવવાને તૈયાર છું. તમારે એ જ દિશામાં દૃષ્ટિ રાખીને પોતાનો કાર્યક્રમ આગળ ચલાવવો, એવો મારો અભિપ્રાય છે અને આ દેહબંધન છે ત્યાં સુધી મારા વચનને પ્રત્યક્ષ પ્રમાણથી સિદ્ધ કરી બતાવવાનો પ્રયત્ન હું પોતે પણ કરતો જ રહીશ. હવે એ કાર્યમાં વિલંબ તો અવશ્ય થવાનો જ; છતાં પણ ધૈર્યને પરિહરવાનું કશું પણ પ્રયોજન નથી. ધૈર્ય ધારણ કરો અને કાર્ય કરતા રહો;—

"उद्धरेदात्मनात्मानं नात्मानमवसादयेत् ।
आत्मैव ह्यात्मनो बन्धुरात्मैव रिपुरात्मनः." ॥

અર્થાત્ આત્માનો આત્માથી જ ઉદ્ધાર કરવો, આત્માનો નાશ ન કરવો; કારણ કે, (નિરભિમાની) આત્મા જ આત્મા (જીવ) નો બંધુ છે અને (કાર્યકારણ-સંઘાતાભિમાની) આત્મા જ આત્માનો શત્રુ છે; એ શ્રીમદ્ ભગવદ્ગીતામાંના કૃષ્ણના ઉપદેશને કદાપિ વિસરશો નહિ.

તમારો—વિવેકાનંદ.

તા. ક.–ધર્મજ્ઞાનદાનની આપણી પદ્ધતિ સર્વથા પ્રમાદપૂર્ણ થઈ પડી છે, એટલે કે જેને ધાર્મિક જ્ઞાનની જિજ્ઞાસા હોય, તેણે લગભગ સંસારનો ત્યાગ જ કરવો જોઈએ અને વિશ્વમાના વિષયોપભોગથી સર્વથા અલિપ્ત રહેવુ જોઇએ, એવો અત્યારે એક નિયમ જ થઈ ગયો છે, પરંતુ એ પરિસ્થિતિનું પરિવર્તન થવુ જોઈએ જેઓ વિષયોપભોગ સાથે જ ધર્મજ્ઞાનની જિજ્ઞાસા ધરાવતા હોય, તેમની જિજ્ઞાસાને તૃપ્ત થવાનો આપણા ધર્મમાં સંભવ જ નથી સારાંશકે, કોઈ પણ પરધર્મીય જનનો જેમ હિન્દુધર્મમા તેમ જ હિન્દુસમાજમા સંચાર થઈ શકતો નથી અને એથી દિવસે દિવસે આપણા ધર્મનું બળ ન્યૂન થતુ જાય છે. એ સ્થિતિને સુધારી પરિવર્તિત કરવામાટે આપણે પ્રથમ આપણા ધર્મના સત્ય અને ઉદાત્ત તત્ત્વોનો સારી રીતે અભ્યાસ કરવો જોઇએ અને તેમનું યથાર્થ જ્ઞાન મેળવવુ જોઇએ, એટલે એથી આપણી વર્તમાન સામાજિક સ્થિતિમાં એ તત્ત્વોનો પ્રત્યક્ષ ઉપયોગ કેવી રીતે કરવો, તે પોતાની મેળે જ આપણા જાણવામા આવી જશે આ ધીમે ધીમે પણ અવશ્ય કરવાનુ કાર્ય છે અને ધૈર્ય રાખીને એ કાર્ય આપણે કરવુ જ જોઇએ

વિવેકાનન્દ.

૧૧ વૉશિંગ્ટન્

તા૦ ૨૭ મી ઑક્ટોબર, ૧૮૯૪

પ્રિય બંધો–

* * * જેવુ મારુ વર્તન હિન્દુસ્તાનમા હતું તેવુ જ મારુ વર્તન અહીં પણ છે હવે પછી શુ કરવુ અને શુ નહિ ઇત્યાદિ કાનાવધિના વિચારો કરતો હુ નિરુદ્યમી થઇને બેસી રહેતો નથી મારો સર્વ આધાર સર્વવ્યાપક પરમાત્માપર જ છે મારે અહીં એટલુ બધુ કાર્ય કરવુ પડે છે કે, આપ કહો છો તે પ્રમાણે એક ગ્રંથમા મારા સર્વ વિચારોને ગ્રથિત કરવામાટેનો પૂરતો અવકાશ મારી પાસે નથી અહીંના લોકોના સતત આગમને મારી મસ્તિષ્કશક્તિને નિર્બળ કરી નાખી છે અને હવે એ નિર્બળતાનો મને કાઇક પ્રત્યક્ષ અનુભવ પણ થવા માંડ્યો છે તમે પોતે અને મારા બીજા મિત્રો અત્યારે જે કાર્ય ત્યાં મારી વતી કરી રહ્યા છો, તે માટે તમારો અને તે અન્ય મિત્રોનો આભાર પ્રદર્શિત કરવા જેવા શબ્દો મારી વાણીમા નથી હુ પોતે ત્યાં હોત, તો પણ મારાથી એવી વ્યવસ્થા કરી શકાત નહિ, કારણ કે, એવી યોગ્ય વ્યવસ્થા કરવામા જે સામર્થ્યની અગત્ય છે, તે સામર્થ્ય મારામા નથી જ્ઞાન સંપાદન કરવુ અને નિરતર વિચારમગ્ન હોવુ, એ જ મને વધારે પ્રિય છે અહીં વ્યાખ્યાનોના વિષયમાં હું જે કરવાનો હતો, તે કરી ચૂકયો છુ, એટલે હવે મારી એવી ઇચ્છા છે કે, વ્યાખ્યાનોના વ્યવસાયને બંધ

કરી થોડા વખતને માટે વિશ્રાંતિ લેવી અને મારા ગુરુદેવ પાસેથી જે યત્કિંચિત્ જ્ઞાન મને પ્રાપ્ત થએલું છે, તે જ્ઞાનનું જેઓ મારી પાસે જિજ્ઞાસા રાખીને અભ્યાસ કરવા-માટે આવે તેમને શિક્ષણ આપવું. હવે બાકી શું કાર્ય કરવાનું છે, એ તો તમે સારી રીતે જાણી ચૂકયા છો, એટલે હવે તે કાર્ય કરવાને તમારા જેવા તરુણોએ જ કમર કસીને મેદાનમાં નીકળી પડવું જોઇએ. હું તમારો કેવળ નામ માત્રનો જ અગ્રેસર છું-હું એક ત્યાગી છું એ તો સર્વવિદિત છે. મારી હવે માત્ર એક જ ઇચ્છા અવશિષ્ટ રહેલી છે. જે ધર્મ કિંવા ઇશ્વર ધ્રૂસકે ધ્રૂસકે રડનારી આપણી સહસ્રાવધિ વિધવા ભગિની-ઓનાં દુઃખાશ્રુનું માર્જન કરવાને અને ક્ષુધાથી પટાપટ પ્રાણ ત્યાગતા નિરાધાર બાળ-કોના મુખમાં રોટલાનો કકડો નાંખવાને શક્તિમાન્ ન હોય, તે ધર્મ કિંવા ઇશ્વરમાં મારો જરા પણ વિશ્વાસ નથી-હું એવા ધર્મ કે ઇશ્વરને માનતો જ નથી. હિન્દુધર્મમાંનાં તત્ત્વો ગમે તેટલાં સૂક્ષ્મ અને ઉચ્ચ હોય અને વેદાંતપટની રચના ગમે તેવી સૂક્ષ્મતમ હોય; તો પણ જ્યાંસુધી એ તત્ત્વોનો પુસ્તકોમાં જ સમાવેશ છે અને પ્રત્યક્ષ વર્તનમાં એમનો સંયોગ નથી થયો-દુઃખ વિમોચનરૂપ પોતાનું કાર્ય તેઓ કરી શકયાં નથી, ત્યાં સુધી એ ધર્મને હું ધર્મના નામથી ઓળખતો જ નથી! ગ્રંથમય ધર્મ તે ધર્મ નથી-નેત્રો શરીરના આગળના ભાગમાં જ છે, પાછળના ભાગમાં નથી, એટલા માટે આગળના કાળમાં-ભવિષ્યત્કાળમાં-દૃષ્ટિપાત કરીને વેદાંતતત્ત્વોનું પ્રત્યક્ષ આચરણ કરવા માંડો-જે ધર્મ-તત્ત્વોમાટે તમે અભિમાન ધરાવો છો, તે ધર્મતત્ત્વોનો વ્યવહારમાં પણ ઉપયોગ કરો, એટલે ઇશ્વર પોતાનો વરદ હસ્ત તમારા મસ્તકપ્રતિ લંબાવશે.

હવે આશાની દૃષ્ટિથી મારા તરફ ન નિહાળશો-પોતા તરફ જ નજર નાંખજો. હું તમારામાં આટલા બધા ઉત્સાહને જાગૃત કરવાનો અંશતઃ હેતુ થયો છું, એથી મને ઘણો જ આનંદ થાય છે. હવે એ ઉત્સાહથી તમે કદાપિ દૂર ન થશો, એટલે યશઃપ્રાપ્તિ પણ તમારાથી દૂર નથી જ. પરાજયની લેશ માત્ર પણ ભીતિ રાખશો નહિ. હે તાત! આજે નહિ તો કાલે અને કાલે નહિ તો દીર્ઘ કાલાવધિ પછી પણ અંતે ધર્મનો જ જય થવાનો-વિજય સત્યનો જ છે. તમારા હૃદયમાં પોતાના દેશબાંધવો વિશે ખરેખરા પ્રેમનો નિવાસ છે કે? જો એ પ્રેમ હોય, તો ઇશ્વરને તમે અન્યત્ર શામાટે શોધો છો? શું-તમારા દીન, દુઃખી અને દુર્બળ દેશબાંધવો જ તમારા ઇશ્વર નથી? પ્રથમ એમનો જ પૂજાવિધિ શામાટે નથી કરતા? ગંગાનદીના તીરપ્રાંતમાં કૂપ ખોદવાનો આડંબર શામાટે કરવો જોઇએ? સ્નેહની સર્વવ્યાપક સત્તામાં શ્રદ્ધા રાખો. ક્ષણભંગુર કીર્તિ અને નામનાની લેશ માત્ર પણ ઇચ્છા ન રાખો. વર્તમાનપત્રો શું કહે છે અને શું નહિ, એમાં હું કદાપિ મારું ધ્યાન પરોવતો

નથી. જો તમારામાં પ્રેમ હોય, તો તમે સર્વશક્તિમાન્ છો અને તમારામાં નિઃસ્વાર્થ પરોપકારબુદ્ધિનો વાસ હોય તો તમારી ગતિ અનવરોધ છે. એ પ્રેમ અને પરમાર્થમય વર્તન જ સર્વત્ર વિજય અને આદરને પાત્ર થઈ પડે છે. જે સમુદ્રમાં પણ પોતાની પ્રજા (સૃષ્ટિ)નું રક્ષણ કરે છે, તે જ ઈશ્વર છે. તમારા દેશને વીર નરોની આવશ્યકતા છે, માટે તમે વીરનર થાઓ! તમારા જય કિંવા પરાજયથી જ હું તમારી બંધુપ્રીતિની કસોટી કરીશ! જો તમને પરાજય મળ્યો, તો તમારા હૃદયમાં સત્ય બંધુપ્રેમનો અંશ નથી, એમ જ હું સમજીશ.

પ્રત્યેક મનુષ્ય મને હિન્દુસ્તાનમાં આવેલો જોવાની ઇચ્છા ધરાવે છે. એથી, મારા ત્યાં આવવાથી આપણે બધા મળીને કોઈ મોટું કાર્ય કરવાને શક્તિમાન્ થઈશું, એવો જ તેમનો અભિપ્રાય થયેલો હોય એમ સ્પષ્ટ વ્યક્ત થાય છે. પરંતુ મારા મિત્ર! એમ ધારવામાં તેમની ભૂલ છે. કદાચિત્ તેમનો એ ઉત્સાહ ક્ષણિક પણ હોય, એવો પણ મને ભય થયા કરે છે. જો એ ઉત્સાહ ઊંડો અને સત્ય હશે, તો ઘણા જ થોડા વખતમાં સેંકડો વીરનર મેદાનમાં આવીને ઊભા રહેશે અને તમારા કાર્યને મદદ આપીને આગળ વધારવા માંડશે. એટલામાટે આત્મવિશ્વાસ રાખો અને આગળ વધો. હું ત્યાં આવીને જૂદા જૂદા પંથવાળાઓ સાથે વાદવિવાદ ચલાવું, એવી તમારી ઇચ્છા છે કે શું? જો એમ જ હોય તો હું તમને ખરેખરું જણાવું છું કે, એવા પ્રકારના વાદવિવાદો કરવાની મારી પોતાની લેશ માત્ર પણ ઇચ્છા કે ભાવના નથી. હું ઈશ્વરનો સેવક છું અને કોઈ પણ યોગ્ય સ્થાન જોઈને ત્યાં ઈશ્વરની સેવા કરવી, એ જ મારું કર્તવ્ય છે. આપણી ઉચ્ચ તત્ત્વમય ભાવનાઓના પ્રસારમાટે આ દેશ (અમેરિકા) કરતાં બીજું ઉત્તમ ક્ષેત્ર અન્ય ક્યાં છે વારુ? મને તો આ સ્થાન જ સર્વથી વિશેષ યોગ્ય અને ઉત્તમ ભાસ્યું છે. અહીં કોઈ એક મનુષ્ય મારા વિરુદ્ધ બોલે, તો બીજા સેંકડો પુરુષો મારા પક્ષનું સમર્થન કરવાને તૈયાર થઈને જ ઊભેલા હોય છે; અહીંના મનુષ્યો સહૃદય છે અને મનુષ્યમાટે તેમના હૃદયમાં લાગણી છે; અહીંની અબળાઓ તો ખરેખર મંગળમયી દેવતાઓ જ છે! મારી આ દેશમાંની કીર્તિ આપણા દેશમાં પહોંચી ગઈ છે એટલે હવે ત્યાં કોઈ પણ મારા વિરુદ્ધ ખટપટ કરવાનું નથી, એમ ધારીને હું ત્યાં આવું કે શું? હું મારી પોતાની પ્રશંસાથી ઉભરાઈ જતાં ભાષણો સાંભળવામાટે ત્યાં આવું તો સારું, એમ તમે કહેવા માગો છો? વિજય મળવાનો નિશ્ચય થઈ ગયો હોય, તો તો પછી કોઈ હીચકારો અને બાયલો માણસ પણ વીરતાની મોટી મોટી વાતો કરવાનું સાહસ કરે, એ સ્વાભાવિક જ છે. પણ મારા પ્રાણપ્રિય મિત્ર! એટલું અવશ્ય ધ્યાનમાં રાખજો કે, જેના હૃદયમાં સત્ય કાર્ય કરવાની ઇચ્છા હોય છે, તે તો શાંતિથી અને

લોકોના લક્ષમાં પણ ન આવવા દેતા પોતાનું કર્તવ્ય કર્યા કરે છે જેમનો ધ્વનિ માત્ર પણ લોકોના શ્રવણોમાં અથડાયો નથી એવા કેટલાક બુદ્ધો આજ સુધી થઈ ગયા છે અને ભવિષ્યમા પણ થતા રહેશે! મમ વત્સ! મારો જેમ ઈશ્વરમા વિશ્વાસ છે તેમ જ મનુષ્યમા પણ વિશ્વાસ છે. જો કોઈ દુ ખી પ્રાણી નરકવાસની યાતના ભોગવતો પ્રો હોય અને તેને મારી સગતિથી લાભ થવાનો સભવ હોય તો હું તેના ઉદ્ધારમાટે નરકવાસ ભોગવવાને પણ તૈયાર છુ મારો અહીનો નિવાસ જ વિશેષ સુખાવહ છે—અરે પાશ્ચાત્યોના નામનો ઉચ્ચાર કરવાની પણ તમારી યોગ્યતા નથી જેમણે મને આશ્રય આપ્યો છે, પોતાની મિત્રતાનો આધાર આપ્યો છે અને મને અન્ન વસ્ત્ર પૂરાં પાડ્યા છે, તેમને એકાએક ત્યાગીને હુ ત્યાં કેમ કરીને આવુ વારુ? મને આશ્રય આપનારાઓમા પૂર્ણ છીર્ણમતવાદી ક્રિશ્ચિયનો પણ છે, એ વળી વિશેષ ધ્યાનમા રાખવા જેવી વાત છે! જ્યારે હિન્દુસ્તાનમાં કોઈ એક મિશનરી આવે છે, ત્યારે આપણા લોકો તેમની જોડે કેવો વર્ત્તાવ રાખે છે વારુ? તેમને મ્લેચ્છ—મ્લેચ્છ કહીને તમે તેમને સ્પર્શ પણ કરતા નથી મારી એવી દૃઢ ધારણા છે કે, બીજાઓને ધિક્કારવાથી કોઈ પણ મનુષ્ય અને કોઈ પણ રાષ્ટ્ર ઉન્નતિના માર્ગમાં ગમન કરવાને શક્તિમાન્ નથી જે વેળાએ ભારતવાસીઓએ 'મ્લેચ્છ' શબ્દ શોધી કાઢ્યો, તે દિવસથી જ ભારતવર્ષના વિનાશકાળનો આરભ થયો છે! એવી રીતે સમસ્ત જગતથી અલિપ્ત રહીને તમે તમારી સુધારણા કેવી રીતે કરી શકવાના હતા વારુ? પરકીયો વિશેના એવા દ્વેષને મનમા કદાપિ પ્રવિષ્ટ ન થવા દેવાની ઘણી જ સભાળ રાખવી જોઇએ ભાઇ! વેદાતતત્ત્વોની મોટી મોટી વાતો કરવાનું કાર્ય બહુ જ સરળ અને સુગમ છે, પરતુ પ્રસગ આવતા તેનું અશત પાલન કરવુ પણ અતિશય કઠિન થઈ પડે છે!

તમારો સદૈવ શુભાનુચિન્તક,—વિવેકાનન્દ.

તા. ક.—અધિકારની આકાક્ષા અને મત્સર એ શત્રુઓથી બહુ જ સાવધ રહેજો, અને આત્મવિશ્વાસને નિરતર વૃદ્ધિગત કરવાનો પ્રયત્ન કરતા રહેજો

વિવેકાનન્દ.

## ૧૨

તા૦ ૧૯ મી નવેમ્બર ૧૮૯૪

મારા વીર બાળકો,

આશીર્વાદ વિશેષ—આવી જ રીતે કાર્યમા આગળ વધતા રહો પ્રેમ, અત કરણની લાગણી અને ધૈર્ય, એ ત્રણ વસ્તુઓ વિના બીજી કોઈ પણ વસ્તુ આવશ્યકીય નથી મનુષ્યના જીવનનું સર્વ રહસ્ય કેવળ તેની વૃદ્ધિમા જ રહેલુ છે—તેણે દિવસે દિવસે વૃદ્ધિગત થતા

રહેવું જોઇએ. જેની પૂર્ણ વૃદ્ધિ થએલી છે અને જેને પોતાની વિશ્વવ્યાપકતાનો પૂર્ણ અનુભવ થએલો છે, તે જ મનુષ્ય છે. પ્રેમ એ જ એ અંતિમ હેતુને સિદ્ધ કરવાનો રાજમાર્ગ છે. મનુષ્યને પોતાના જેટલું બીજું કશું પણ પ્રિય હોતું નથી અર્થાત્ સમસ્ત જીવનનું રહસ્ય આત્મપ્રેમ છે. એનેજ સારવાર રાખી વૃદ્ધિગત કરવાથી એનું વિશ્વવ્યાપક વૃક્ષ બની જાય છે. એટલામાટે એ હેતુથી જે જીવતો હોય, તેનેજ ખરેખર જીવિત સમજવાનો છે અને એથી વિરુદ્ધ માર્ગમાં ગમન કરનારો એટલે કે કેવળ ઇંદ્રિયસુખાર્થે જીવવાની ઇચ્છા રાખનારો હોય, તે જીવિત હોવા છતાં મૃત જ છે, એમ નિશ્ચયપૂર્વક માનવું. પ્રેમ કિંવા પરોપકાર એ જ જીવન અને વૃદ્ધિ છે અને આત્મસુખલાલસા તે ક્ષીણતા અને મૃત્યુ જ છે, એમ સ્પષ્ટ સિદ્ધ થઈ જાય છે. અત્યારે તમારી આસપાસમાં દેખાતા મનુષ્યોમાંના સેંકડે નેવૂ ટકા જેટલા માણસો મરેલાજ છે–તે ખરા મનુષ્ય નહિ, કિન્તુ આકારે માત્ર મનુષ્ય જેવા દેખાતા પિશાચો–ભૂતો–જ છે! મારી ઉપર્યુક્ત વ્યાખ્યા પ્રમાણેના ખરેખરા જીવતા મનુષ્યો કેટલાક મળી શકશે વારુ? મારા બાળકો! તમારા અંતઃકરણમાં બીજાઓમાટે વિશેષ નહિ, તો થોડીઘણી પણ લાગણી રાખજો જ. વાસ્તવિક રીતે જોતાં તો એ લાગણીથી તમારે ગાંડા બની જવું જોઇએ. તમારાં હૃદયોની ગતિ બંધ થવી જોઇએ અને જ્ઞાનેન્દ્રિયમાં ભયંકર ક્ષુબ્ધતા ઉદ્‌ભવવી જોઇએ. તમારી એવી અવસ્થા થયા પછી તમે વિશ્વાત્મા પરમેશ્વર પાસે જાઓ અને લેશમાત્ર પણ સંકોચ ન રાખતાં તેને પોતાનાં હૃદયો ખોલીને બતાવો; એટલે તે પરમાત્મા જ તમારો માર્ગદર્શક થશે અને તમને અમોઘ શક્તિ તથા કદાપિ ન ખૂટનારું અગાધ બુદ્ધિસામર્થ્ય આપશે. નિરંતર પ્રયત્નમાં નિમગ્ન રહો–રાત્રિના આગમન સાથે અંધઃકારનો વિસ્તાર થતાં, મારે કાંઈ પણ કાર્ય કરવાનું છે, મારે ખટપટ કરવાની છે અને અહમહમિકાવડે પ્રકાશમાં આવવાનું છે, એ ગત દશ વર્ષથી મારો મુદ્રાલેખ જ હતો અને અત્યારે પણ મારા હૃદયમાં એજ મંત્રનો જપ નિરંતર ચાલૂ છે. મારા બાળકો! કદાપિ ભયભીત થશો નહિ. આવી દીનમુદ્રાથી આકાશમાં પ્રસરેલા તારકો તરફ શામાટે જોઈ રહ્યા છો? એ તારકસમુદાય એકાએક તમારા શિરપર તૂટી પડીને તમને દાબી નાંખશે, એવી તમારા મનમાં ભીતિ છે કે શું? થોભો–જરા માર્ગપ્રતીક્ષા કરો એટલે એજ નક્ષત્રો થોડા કલાકના અવધિમાં જ તમારા પગ નીચે આવી પડશે. ધનવડે એ ફળપ્રાપ્તિ થતી નથી; તેમ જ જગતના જયજયકાર, કીર્ત્તિ, નામના કિંવા વિદ્વત્તાથી પણ એ લાભ થતો નથી; કિન્તુ કેવળ એક નિષ્કપટ પ્રેમથીજ એ ફલસિદ્ધિ થાય છે–શુદ્ધ ચારિત્ર્યજ પર્વતપ્રાય સંકટોના રાશિદુર્ગને ભેદીને આગળ વધતું દૃષ્ટિગોચર થાય છે!

આપણને સ્વાતંત્ર્યની આવશ્યકતા છે અને તે કેવી રીતે મળી શકે, એ જ અત્યારે આપણા સમક્ષ એક વિચારણીય પ્રશ્ન આવીને ઊભો રહ્યો છે—કારણ કે, સ્વાતંત્ર્ય વિના આપણી ઉન્નતિ કિંવા વૃદ્ધિ કદાપિ થઈ શકવાની નથી જ આપણા પૂર્વજોએ ધર્મ સબંધમા પૂર્ણ સ્વતંત્રતા રાખી હતી અને તેનું પરિણામ એ થયુ કે, સમસ્ત વિશ્વને પ્રકાશ આપનારા વેદાંતધર્મની તેથી નિષ્પત્તિ થઈ પરતુ સમાજધર્મના પ્રતિ દૃષ્ટિપાત કરતા તો એમ જ દેખાય છે કે, સમાજના પગમાં તો પરતંત્રતાની તેમણે મજબૂત લોહશ્રખલાઓ જ નાખી દીધી છે અને આજન્મ દાસ્ય એ જ તેનું ભયકર પરિણામ આજે સર્વત્ર આપણે જોઈ શકીએ છીએ—આપણો સમાજ આજે સર્વત્ર ભયાનક અને નિન્દ્ય થઈ પડ્યો છે હવે પાશ્ચાત્ય દેશોમાં દૃષ્ટિપાત કરો—ત્યાંનો સમાજ સર્વ પ્રકારે સ્વતંત્ર છે અને તેનું પરિણામ આપણે ખુલ્લી રીતે જોઈ શકીએ છીએ તેમની સમાજસ્થિતિ ઉચ્ચ છે પણ ધર્માવસ્થા એથી વિરુદ્ધ એટલે કે અનંત છે

સર્વે વૃદ્ધિ કિંવા ઉન્નતિમાટેની પ્રથમ આવશ્યકીય વસ્તુ સ્વતંત્રતા જ છે વિચારમા અને સભાષણમાં જેવી રીતે સ્વતંત્રતાની આવશ્યકતા છે, તેવી રીતે ખાનપાનના વ્યવહારમાં પણ સ્વાતંત્ર્યની પૂર્ણ અગત્ય છે—પહેરવેશ અને વિવાહના વિષયમા તેમ જ કેટલાક અન્ય વિષયોમાં પણ એટલી જ સ્વતંત્રતાની આવશ્યકતા છે માત્ર એ સ્વાતંત્ર્યથી બીજા કોઈનો ઉપસર્ગ ન થાય, એની સભાળ રાખવામા આવે એટલે થયુ

વર્તમાન જડ સુધારણા વિરુદ્ધ બોલવુ હોય તો તે બોલવામા આપણને હાથીનુ બળ પ્રાપ્ત થાય છે, પણ એ ભૌતિક સુધારણાને આપણે ધિક્કારીએ છીએ, તેનું કારણ એ જ કે, દ્રાક્ષ હાથમાં ન આવી એટલે દ્રાક્ષ ખાટી! એ જડ સુધારણા ખરેખર જ ધાર્મિક ઉન્નતિના માર્ગમાં કટકરૂપ થનારી છે, એ વાદનો પણ ઘડીભર સ્વીકાર કરી લઈએ, તોપણ કાયા, વાચા અને મનથી કેવળ આધ્યાત્મિક ઉન્નતિની જ પૂઠે પડેલા એવા કેટલાક ખરેખરા મહાત્માઓ આજે હિન્દુસ્તાનમા મળવાના હતા વારુ? એવા મહાત્માઓ એક લાખ હશે, એમ કહેતાં તો પરમાવધિ જ થઈ જવાનો! હવે તમારો શુ એવો પ્રતિવાદ છે કે, એ એક લાખ માણસોની ઉન્નતિમાટે ત્રીસ કરોડ માણસોએ રડી પોકાર કરીને જ બેસી રહેવુ? ત્રીસ કરોડ માણસો એક લાખ માણસના લાભમાટે જંગલીપણામાં અને ભૂખમરામા જ ડૂબી જાય એવો તમારો અભિપ્રાય છે કે? મુસલમાનોએ ચઢાઈઓ કરીને હિન્દુસ્તાનને પાદાક્રાંત કેમ કર્યું વારુ? ભૌતિક સુધારણામાં હિન્દુઓ ઘણા જ પાછળ પડતા ગયા હતા, એ જ એનું કારણ હતું આપણને દરજીના સીવેલા વસ્ત્રો ધારણ કરવાનું પણ એ મુસલમાનોએ જ શીખવ્યુ સ્વચ્છ રીતિથી માર્ગની

ધૂલિનું મિશ્રણ ન થવા દેતાં ભોજન કેવી રીતે કરવું જોઇએ, એ પણ આપણે બહુધા મુસલ્માનો પાસેથી જ શીખ્યા છીએ. સાદી સાંસારિક સુધારણા તો શું, પરંતુ જેના યોગે નવા નવા ધંધાઓ ગરીબોને મળવાનો સંભવ છે, તે વિલાસવૈભવની વસ્તુઓની પણ હું તો પ્રશંસા જ કરું છું—હું એ વિલાસવૈભવોનો પણ એક પ્રકારે પક્ષપાતી છું. કેટલાક જનો વિલાસી છે તેથી જ ગરીબ લોકોને પેટ ભરીને ખાવાનું મળી શકે છે. મારા મરણ પછી મને સ્વર્ગ-સુખના ઉપભોગો પ્રાપ્ત થવાના હોવાથી જ્યાં સુધી મારો આ જગતમાં નિવાસ હોય ત્યાં સુધી જો ઇશ્વર મને રોટલો ન આપે, તો તેવા ઇશ્વરને હું ઇશ્વર જ માનતો નથી. હિન્દુસ્તા-નમાં પણ જ્યારે સુધારણા થવાની હોય, ત્યારે પ્રથમ ભૌતિક સુધારણા વિના તે ઉચ્ચ સુધા-રણા થવાનો સંભવ જ નથી. વિશેષ વિદ્યાદાન, વિશેષ ઉદ્યોગવ્યવસાય, વિશેષ અન્ન અને વિશેષ શરીરસામર્થ્ય, એ પ્રમાણેની એ ઉન્નતિની સોપાનપરંપરા છે. એ પછી ધાર્મિક વિષયમાં રૂઢિબદ્ધ થએલા ધર્મોપદેશકો અને તેમણે નિર્માણ કરેલી રૂઢિઓનો સંહાર થવો જોઇએ. ધનધાન્યની વિપુલતા એ જ ઉન્નતિનો મુખ્ય માર્ગ છે. અંગ્રેજો પાસેથી વિશેષ અધિકારો મેળવવામાટેની સભાઓ ભરવામાં આજ કાલ આપણા મૂર્ખ તરુણો એવા તો લીન થયા છે કે ન પૂછો વાત; પણ એ સભાઓને જોઇને અંગ્રેજ લોકો મનમાં ને મનમાં તમને હસ્યા જ કરે છે. હાનિકારક રૂઢિની શૃંખલા પહેરાવીને બીજાઓને પોતાના ગુલામ બનાવવાની ઇચ્છા રાખનારા પોતે કદાપિ સ્વતંત્ર થવાને યોગ્ય હોઈ શકે ખરા કે? કાલે જ જો અંગ્રેજો પોતાની રાજી ખુશીથી હિન્દુસ્તાનને છોડીને ચાલ્યા જાય, તો પણ તમને તેથી ખરો લાભ શો થવાનો હતો વારુ? જે ચિચ્છક્તિવડે અત્યારે જગત્ ચાલતુ જોવામાં આવે છે, તે જાગૃત થઇને તમને એ સ્વાતંત્ર્યનો કદાપિ ઉપભોગ લેવા દેવાની નથી. રૂઢિના દાસ્યપંકમાં લોટતા ગુલામો! તમને સ્વતંત્રતા શામાટે જોઇએ છે? બીજા નવા ગુલામોને નિર્માણ કરવામાટે કે?

યૂરોપિયન્ લોકોનું રૂઢિસ્વાતંત્ર્ય અને આપણું ધાર્મિક જીવન, એ ઉભયનું એકત્રિત સુંદર સ્વરૂપ આપણે આપણા દેશને પ્રાપ્ત કરી આપવાનું છે અને એ કાર્ય ધીમે ધીમે કરવાથી લાંબા સમય પછી જ સિદ્ધ થવાનું છે. એટલામાટે આપણા એ સર્વ વિચારો જેમને માન્ય હોય એવા તરુણોની એક સંસ્થા નિર્માણ કરવી જોઇએ; અને ત્યાર પછી વધારતાં વધારતાં એ સંસ્થાની શાખાઓનો આપણે આખા હિન્દુસ્તાનમાં પ્રસાર કરી દેવો જોઇએ. બહુ જ ન્હાના પ્રમાણથી એ કાર્યનો આરંભ કરીને લોકોને ખરા તાત્વિક ધર્મની ઓળખાણ કરાવી આપવાના કાર્યને તમે હાથમાં લ્યો. કોઈ પણ રીતિ રિવાજ કિંવા રૂઢિવિરુદ્ધ બળવો જગાડવાનું કામ તમે કરશો નહિ. માત્ર તાત્વિક ધર્મને

અનુસરીને પોતાના આચરણને વિશુદ્ધ રાખજો. શંકરાચાર્ય, રામાનુજ અને ચૈતન્ય ઇત્યાદિ ધર્મોત્પાદકોએ જે સર્વવ્યાપક–સર્વમાન્ય મુક્તિ અને સમાનતાના તત્ત્વનો ઉપદેશ કર્યો હતો, તે જ તત્ત્વની જીર્ણ ભૂમિકાપર સમાજને પુનઃ સ્થાપિત કરવાનો પ્રયત્ન કરો એ તત્ત્વના પ્રચારથી સર્વ સુધારણાઓના બીજનું યથાસ્થિત આરોપણ થઈ શકશે, એમાં શંકા નથી.

અગ્નિની પ્રચંડ જ્વાળાસમાન ઉત્સાહને ધારણ કરો અને તે ઉત્સાહનો સર્વત્ર વિસ્તાર કરો. કાર્ય કરો, બાળકો! કાર્ય કરો. લોકોના આપણે અનુચર છીએ, એ ભૂલશો નહિ. નિઃસ્પૃહી–નિ સ્વાર્થી થાઓ અને એકાંતમાં એક મિત્રે બીજાની કરેલી નિન્દા કદાપિ સાંભળશો નહિ. અનંત ધૈર્ય ધારીને કાર્ય કરો, એટલે અંતે વિજય તમારો જ છે. ... . ... બીજી એક સાવધતામાટે મારે સૂચના કરવાની છે અને તે એ કે, કોઈ પણ કાર્યમાં પોતાનું વર્ચસ્વ બતાવવાનો આડંબર ન કરશો. હું માત્ર તમનેજ પત્ર લખું છુ એટલે તમે જ મારું સર્વસ્વ છો અને બીજાઓને હું તુચ્છ માનું છુ, એવો મારા અન્ય મિત્રોને ભાસ કરાવવાનો યત્ન કરશો નહિ. તમે એટલા બધા મૂર્ખ નથી, એ હું સારી રીતે જાણુ છુ; છતાં એક સૂચના તરીકે આટલુ લખ્યુ છે. કારણ કે એવી વર્ચસ્વતા બતાવવાથી સારી સારી સંસ્થાઓ પણ નામશેષ થઈ જવાનાં અનેક ઉદાહરણો બની ચૂક્યા છે કાર્ય કરો–કેવળ કાર્ય કરો–બીજાઓમાટે કાર્ય કરવુ એ જ ખરુ જીવન છે.

દાંભિકતાથી નિરંતર દૂરના દૂર જ રહ્યા કરજો અને કોઈ પણ કાર્યમાં એ રિપુની છાયા પડવા દેશો નહિ. કીર્ત્તિ વધારવામાટે તો નહિ જ, પરતુ દંભ કરવાથી જો કોઈ સારુ કાર્ય થવાની સંભાવના હોય તો તે પણ ન જ કરવુ, એવો જ મારો અભિપ્રાય છે. પોતાના કાર્યમાં દંભ, અનીતિ કિંવા એવા જ અન્ય કોઈ અસત્ તત્ત્વનો ઉપયોગ ન જ થવો જોઇએ. એ રિપુનો જરા પણ સ્પર્શ ન થતાં શુદ્ધતામાં જ મરણ આવે તો વધારે સારુ, એ મારી ભાવના છે.

અંદર એક અને બહાર બીજું એવા ઢોંગ સોંગની આપણને અગત્ય નથી. એક મંડળ ગુરુની વિશેષ કૃપા ધરાવતું અને બીજું મંડળ અવકૃપા ધરાવતુ! પોતાના શિષ્ય-વર્ગમાં એવો ભેદભાવ ધરાવનારા ગુરુની આપણને અગત્ય નથી. ધન હોય કે ન હોય કિંવા મનુષ્ય સાથે હોય કે ન હોય તો પણ મારા વીર બાળકો! આગળ અને આગળ ધસારો કરતા જાઓ. જો તમારા અંતઃકરણમાં આસ્તિકતા, સ્વાર્થત્યાગ અને પ્રેમ હશે, તો પછી તમારી પ્રગતિને અવરુદ્ધ કરવાની કોઇનામાં પણ શક્તિ નથી, એ નિશ્ચય-પૂર્વક માનજો

થિયોસૉફિક્લ માસિક પત્રો એમ કહે છે કે, મારા વિજયનો માર્ગ તેમણે જ તૈયાર કરી રાખ્યો છે. હવે તો અવધિ જ થયો—મૂર્ખતાનો પરમાવધિ થયો—થિયોસૉફિસ્ટોએ માર્ગ તૈયાર કર્યો કેમ? પણ જવા દ્યો—જેને જેમ ગમે તે તેમ બોલવાનો. * * *

સભાળ રાખો—પ્રત્યેક અસત્ વસ્તુ કિંવા અસત્ય કાર્યથી સાવધ રહો. સત્યના પ્રકાશમા જ ચાલો એટલે જો કે વિલબથી પરતુ નિશ્ચિત વિજય આપણો જ છે. હું જાણે અસ્તિત્વમા હતો જ નહિ, એમ ધારીને જ કાર્યમા પ્રવૃત્ત થાઓ—મારાપર આધાર રાખીને કાર્યવિમુખ ન થશો તમારામાંના પ્રત્યેકને એમ જ ભાસવુ જોઇએ કે, આ કાર્યનો સર્વ ભાર મારા એકલાના માથાપર જ રહેલો છે સમય આજે પચાસ સદીઓથી આશાભરિત દૃષ્ટિથી તમારા તરફ જોયા કરે છે અને આર્યાવર્ત્તના ભવિષ્યનો સર્વ આધાર તમારા ઉપર જ રહેલો છે. અમેરિકા કાર્ય કરવામાટેનું એક વિશાળ અને ફળદ્રૂપ ક્ષેત્ર છે. હું હિન્દુસ્તાનમાં ક્યારે આવીશ, એ મારાથી અત્યારે નિશ્ચિત કહી શકાતું નથી. હું ત્યાં આવીશ તો આપણા લોકો અનેક સભાઓ ભરશે અને મારી પ્રશસાની રેલંછેલ કરી મૂકશે, પણ એથી વિશેષ તેઓ કાઇ પણ કરી શકવાના નથી. તેઓ પોતાની કોથળીનું મોઢુ જરા પણ ઢીલુ કરશે ખરા કે? પૈસાનું તો ત્યા નામ જ ઉચ્ચારવુ નહિ. ભિચારા જન્મદરિદ્રીઓ આપે શુ અને લેનારો લે શું! વળી સાર્વજનિક હિત કરવાના કાર્યને તો તેઓ આજે બે હજાર વર્ષ પહેલાથી જ ભૂલી ગયા છે—સ્વાર્થ એ જ તેમનો પરમ ધર્મ થઈ પડ્યો છે! રાષ્ટ્ર અને સમાજ એ શબ્દદ્વયની અધુક અધુક કલ્પના પણ રહી રહીને ઠેઠ હાલમા જ તેમના હૃદયમા આવવા માંડી છે, એટલે હુ એમને પણ દોષ આપવાની ઇચ્છા નથી રાખતો હાલ એ જ. વિશેષ પછીથી

તમારો નિરતર કલ્યાણેચ્છુ,—વિવેકાનન્દ.

૧૩

રોજ બૅંક, બર્દવાનના મહારાજાનું મહાલય, દાર્જિલિંગ્

તા. ૬ ઠ્ઠી એપ્રિલ, ૧૮૯૭

'ભારતી' માસિક પત્રના સપાદિકા બાઇની સેવામા —

પ્રિય ભગિની,

તમે મારાપર 'ભારતી'નો અક મોકલ્યો, એ માટે હુ તમારો ઘણો જ આભારી છુ મેં જે કાર્યને મારુ ક્ષુદ્ર જીવન સમર્પિત કરેલું છે, તે કાર્ય તમારા જેવી મહા બુદ્ધિમતી ભારતરમણીઓની સમતિને પણ પાત્ર થયુ છે, એ જાણીને મને ઘણો જ આનદ થાય છે.

આપણા આ હતભાગી દેશમાં લોકોપકારાર્થે મથનારા પુરુષો પ્રથમ તો વિરલ જ હોય છે અને જે લોકો નૂતન વિચારની દીક્ષા લઇને તેવા પરોપકારનો પ્રયત્ન કરતા હોય તેમનું કૌતુક કરી તેમને ઉત્તેજન આપનારા તો વળી તેથી પણ વિરલ હોય છે; એટલે પછી સ્ત્રિયોવિશે તો બોલવાનું જ શું હોય વારુ ? એટલામાટે તમારા જેવી એક સુબુદ્ધ અને સુશિક્ષિત બંગાળી સ્ત્રીએ આપેલા ઉત્તેજનનું મારી દૃષ્ટિમાં કેટલું બધું મહત્ત્વ છે, એ હું વ્યક્ત કરી શકતો નથી. તમારા તરફથી મળેલું ઉત્તેજન હિન્દુસ્તાનના સર્વ પુરુષોની પ્રશંસામય ગર્જનાઓ કરતાં અત્યંત વિશેષ છે.

ભરતખંડને તમારા જેવી ઉદારધી સ્ત્રીઓ વિશેષ સંખ્યામાં પ્રાપ્ત થાય અને તેના યોગે ભરતભૂમિના કલ્યાણનો માર્ગ ખુલ્લો થાય—તે અબળાઓ પોતાની માતૃભૂમિના હિતમાટે પોતાનાં જીવન સમર્પે, એ જ મારી તે જગન્નિયંતા જગદીશ્વરનાં ચરણોમાં અનન્ય ભાવયુત પ્રાર્થના છે.

'ભારતી'ના અંકમાં મારા વિશે તમે જે લેખ લખ્યો છે, તે વિશે મારે તમને કાંઇક કહેવાનું છે. તે એ કે, 'ધર્મજ્ઞાનના પ્રસારમાટે બાહ્ય દેશમાં જવામાં મારી જન્મભૂમિના ઉદ્ધારાર્થ પ્રયત્ન કરવાનો જ મારો ઉદ્દેશ હતો. જ્યાં સુધી પાશ્ચાત્ય દેશવાસીજનો આપણને સાહાય્ય નહિ આપે, ત્યાં સુધી આપણે ઉન્નત થઈ શકવાના જ નથી, એવો મારો પ્રથમથીજ અભિપ્રાય બંધાયલો છે. આપણા દેશમાં એવા પ્રયત્નો કરનારને હજી જોઇએ તેવી અને તેટલી સારી મદદ મળી શકતી નથી અને તેના કાર્યના રહસ્યને જાણવાની કોઇને અગત્ય પણ જણાતી નથી. આર્યાવર્ત્તમાં ગુણજ્ઞાતા કિંવા ગુણગ્રાહકોનો બહુધા દુષ્કાળ જ પડી ગયો છે. એ સર્વથી પણ વિશેષ અડચણ એ છે કે, વ્યાવહારિકતાનું તો આપણા દેશમાં નામ નિશાન પણ નથી.

આપણા દેશમાં કરવામાટેનાં કાર્યો અગણિત છે, પણ તેનાં સાધનોનાં પૂરેપૂરો અભાવ છે. કલ્પનાશક્તિ કિંવા બુદ્ધિની આપણામાં જોઇએ તેટલી વિપુલતા છે, પરંતુ કાર્ય કરનારાઓનો અભાવ છે. આપણા ભંડારમાં વેદાંત જેવાં સર્વવ્યાપક અને સુંદર તત્ત્વરત્નો છે, પરંતુ તે કૃપણના ધન સમાન સાત તાળાંની અંદર છે અને તે તાળાંની કુંચીઓ ખોવાઈ ગએલી હોવાથી પ્રત્યક્ષ કૃતિમાં ક્યાંય પણ દૃગ્ગોચર થઈ શકતાં નથી. આપણા ધર્મગ્રંથોનો, સર્વ સૃષ્ટિ ઇશ્વિરસ્વરૂપ છે, એવો સિદ્ધાંત છે; પરંતુ આપણા વ્યવહારમાં તો ભયંકર ભેદભાવ જ દેખાઈ આવે છે. કેવળ પરોપકાર કિંવા બીજાની સેવા માટે જ જીવન ધારણ કરવું, એ તત્ત્વનો જન્મ સર્વથી પ્રથમ હિન્દુસ્તાનમાં જ થયો છે; અને અત્યારે વ્યવહારમાં જોઇએ તો આપણે એ તત્ત્વને નિરંતર ચિતાપર ચઢાવી

દેવાને જ તૈયાર હોઇએ છીએ. આપણે ભયંકર, ક્રૂર અને હૃદયહીન બની ગયા છીએ—માત્ર પોતાના લાભ વિના આપણે બીજું કાંઈ પણ જોઈ કે જાણી શકતા નથી.

હવે આમ હોવા છતાં પણ એ સંકટોના માર્ગમાં ગમન કરીને જ નિર્ધારિત કાર્યના પ્રદેશમાં પહોંચવાનો સંભવ છે; કારણ કે, એ વિના ત્યાં પહોંચવાનો અન્ય કોઈ માર્ગ જ નથી. સહસ્રાવધિ યાતનાઓથી ભરેલા આ સંસારમાં રહીને એક હસ્તે દુઃખાશ્રુને લૂછવાનો વ્યવસાય કરવા છતાં તે જ ક્ષણે બીજા હસ્તે લોકોને કલ્યાણનો માર્ગ બતાવનાર જે પુરુષ હોય, તે જ ખરો શૂરવીર પુરુષ છે. એક બાજૂએ જોઇએ તો સર્વથા મૃતપિંડ સમાન કોઈ પણ પ્રકારની ગતિરહિત જડ જનતા અને બીજી બાજૂએ જોઇએ તો એક હાથમાં સુધારણા અને બીજા હાથમાં તલવાર ધારણ કરીને સમાજપર દોડી જવાને તૈયાર થએલો સુધારકવર્ગ. હવે જો કોઈ ખરેખરો માર્ગ હોય તો એ ઉભયના મધ્યમાંનો જ માર્ગ છે.

હું જાપાનમાં હતો તે વેળાએ એક વિલક્ષણ વાર્તા મારા જાણવામાં આવી હતી. પોતાની રમવાની પૂતળીઓને જો યથાર્થ પ્રેમ કરવામાં આવે, તો તેઓ જીવતી થાય છે, એવી જાપાની છોકરીઓની માન્યતા છે. જાપાની છોકરીઓ એટલામાટે પોતાની પૂતળીઓને જરા પણ દુઃખ ન થાય એની ઘણી જ કાળજી રાખે છે. મારો પોતાનો પણ એવો જ અભિપ્રાય છે કે, આપણામાંના સંપત્તિના યોગે મોટાઈ પામેલા અથવા તો મોટા થએલા છોકરાઓ જો પોતાના ન્હાના ભાઇઓ તરફ થોડો ઘણો પણ પ્રેમ દર્શાવશે, તો મૃતપ્રાય થએલું હિન્દુસ્તાન અલ્પ કાળમાં જ એકાએક જીવતુ થઈ જશે! ઓ હતભાગી હિન્દુસ્તાન! આ જીવનમાંના સર્વ ભોગોપભોગોનો ત્યાગ કરીને કેવળ સંન્યસ્ત વૃત્તિથી ક્ષણે ક્ષણે અવનતિ અને અજ્ઞાનાંધકારના ખાડામાં વધારે અને વધારે ઉંડા ઉતરતા પોતાના બાંધવોના ઉદ્ધારમાટે પોતાના સહાયક હાથને લબાવનાર યોગી અને યોગિનીઓ તારી ધરામાં કોઇવાર પણ દૃષ્ટિગોચર થશે ખરાં કે? ખરી આંતરિક લાગણી અને ખરા પ્રેમના બળથી દાંભિક અને રાક્ષસીય વૃત્તિવાળા લોકોના દુષ્ટ મનોરથોને બિલ્કુલ ઉંધા પાડી શકાય એમ છે, એવો મારી આ લઘુ જીવનયાત્રામાં પણ મને સાક્ષાત્ અનુભવ થઈ ચૂક્યો છે.

હું પાછો યૂરોપમાં જઇશ કે નહિ, એનો હજી કાંઈ નિશ્ચય નથી. કદાચિત્ હું ત્યાં જઇશ, તો પણ ત્યાં જવામાં મારો હેતુ તો માતૃભૂમિની સેવાનો જ હશે. સર્વથા હિન્દુ રીતિથી વર્ત્તીને અને હિન્દુધર્મદ્વારા જ ચાંડાલના ગૃહમાં પણ જઇને ભારતવર્ષનું ભદ્ર કરવામાટે પાશ્ચાત્ય દેશમાં અનેક સ્ત્રી પુરુષો તૈયાર છે. પણ અહીં એ પ્રમાણે વર્ત્તવાને

કેટલાક મનુષ્યો તૈયાર છે વારુ? પ્રથમ તો કોઈ એવુ છેજ નહિ અને જે થોડા ઘણા છે, તેમને કોઈ એક કાણી કોડીની પણ મદદ આપતું નથી આપણા દેશમા મનુષ્યબળ પણ નથી અને ધનબળ પણ નથી મારા સ્વાગત સમારંભમાટે જે પૈસાની રકમ ખર્ચાઈ હતી, તે ઊભી કરવાને કલકત્તાના લોકોએ મને એક વ્યાખ્યાન આપવાની ફરજ પાડી અને એ વ્યાખ્યાન સાભળવામાટે ટિકીટો કાઢવામા આવી હતી! હવે એ વિશે તેમને દોષ દેવાની મારી ઇચ્છા નથી પણ એટલું જ હું દેખાડવા માગુ છુ કે, પાશ્ચાત્ય દેશમાંથી ધન અને મનુષ્ય ઉભયનું આગમન થયા વિના આપણી ઉન્નતિ થવાનો સભવ નથી તમારો સદૈવ આભારી અને તમારા કલ્યાણમાટે દિવારાત પરમાત્માની પ્રાર્થના કરનાર,

વિવેકાનન્દ.

૧૪

દાર્જિલિંગ કે/ઑ એમ્ એન્ બૅનર્જી એરકવાયર
તા૦ ૨૪ મી એપ્રિલ, ૧૮૯૭

શ્રીમતી સરલા દેવી ઘોસાલ, બી એ. ની સેવામા,

**પ્રિય ભગિની—**

અત્યારના કાર્યનો આરભ કેવી રીતે કરવો, એ આપના પ્રશ્નના પ્રત્યુત્તરમા હું મારો અભિપ્રાય દર્શાવુ છુ. કાર્યનો આરભ કરવા પૂર્વે તેની સિદ્ધિની કલ્પના આપણા મનમા પ્રથમથી જ તૈયાર હોય છે એટલામાટે સિદ્ધિની કલ્પનાનું જેટલુ પ્રમાણ હોય, તેટલાજ પ્રમાણમાં કાર્યનો આરભ કરવો જોઈએ, એવુ મારુ મત છે આપની ઉદારતા, ઉદાર કલ્પના, દેશભક્તિ અને કાર્યતત્પરતા આદિ ગુણપરપરા વિશે મારી મૈત્રિણી કુમારિકા મ્યૂલરના મુખથી મેં ઘણી પ્રશસા સાભળી છે, અને આપની વિદ્વત્તા વિશે તો હવે મારો પોતાનો પણ ઘણો જ સારો અનુભવ થઈ ચૂકયો છે. આ લઘુ જીવના હસ્તે આજસુધીમા દેશસેવાનો પ્રયત્ન કઈ દિશામા થએલો છે, એ જાણવાની આપના હૃદયમા જિજ્ઞાસા થઈ એ જાણીને હું મને પોતાને મહા ભાગ્યશાળી માનું છુ અને આપની એ જિજ્ઞાસાને આ સક્ષિપ્ત પત્રદ્વારા તૃપ્ત કરવાની મારી મનોભાવના છે પરતુ એમ કરવા પૂર્વે એ વિષયમા મારી દૃષ્ટિથી મારા જે વિચારો પરિપક્વ થએલા છે, તે હું પ્રથમ જણાવીશ, એટલે એ વિશે વિચાર કરવાનું કાર્ય આપને પોતાને પણ સુગમ થઈ પડશે અનત કાળથી આપણે ગુલામ છીએ—મારા એ કહેવાનો ભાવાર્થ એવો છે કે, ભરતભૂમિમાંના જનસમાજને પોતાના નૈસર્ગિક આત્મપ્રકાશના અધિકારને પ્રકાશિત કરવાનો અવસર એકવાર પણ મળી શક્યો નથી પાશ્ચાત્ય જનોને એ અવસર આજે કેટલીક સદીઓથી મળતો આવ્યો

છે અને તેથી તેઓ સ્વતંત્રતાના પ્રદેશપ્રતિ દ્રુત ગતિથી આગળ અને આગળ વધતા જાય છે આપણા આર્યાવર્ત્તમાં સર્વ કાર્યો રાજાની આજ્ઞાથી જ કરવામા આવતાં હતા—શુ ખાવુ અને શુ પીવુ, એનો નિશ્ચય પણ રાજા જ કરતો હતો પણ પાશ્ચાત્ય દેશોમા એવા સર્વ વિષયોનો નિર્ણય પ્રજાજનો પોતેજ કરી નાખે છે અત્યારે રાજાઓ અને સમ્રાટોએ સામાજિક વિષયમાં પૂર્ણ મૌન્યનો સ્વીકાર કરેલો છે, પરતુ હિન્દુસ્તાનના માણસો જ એટલા બધા મંદ પડી ગએલા છે કે તેમનામા આત્મવિશ્વાસનો છાંટો પણ રહ્યો નથી એટલે પછી તેમનામાં આત્મશ્રદ્ધાનો નિવાસ તો કયાથી જ હોય વારુ! આત્મશ્રદ્ધા કે જે વેદાંતનું મૂળ તત્ત્વ છે, તેની વ્યવહારમા ન્યાય અદ્યાપિ અનુમાન પણ યોજના થયેલી જોવામા આવતી નથી પાશ્ચાત્ય લોકોને જ્યારે પણ કોઈ નવીન કાર્ય કરવાનું હોય છે ત્યારે પ્રથમ તેઓ મોટી મોટી સભાઓ ભરે છે, તે વિષયનો વાદવિવાદ ચલાવે છે અને તેની ઇષ્ટાનિષ્ટતા વિશે જે કાંઈ પણ બોલવા જેવુ હોય, તે બોલીને સમજાવે છે એ ઊહાપોહ થયા પછી લોકોનો તે વિષય વિશે સારો અભિપ્રાય બધાયો કે પછી તે વિષયને આચરણમા આવતા જરા પણ વિલબ થતો નથી આપણે પણ આજ કાલ જો કે કેટલેક અંશે એ પદ્ધતિનો સ્વીકાર કર્યો છે, પણ આપણા દેશમા એનું પરિણામ કાંઈ પણ નથી એમ જ કહી શકાય તમે ગમે તેવો ને ગમે તેટલો કડશોષ કરો, પણ પરિણામ ઊંધા ઘડાપર પાણી જેવુ જ સમજી રાખવુ! મોઢેથી માત્ર આપણે 'અમુક સસ્થા સાર્વજનિક છે' એમ કહીએ છીએ, પરતુ તે સસ્થા જેમા 'સર્વજનો'નો સમાવેશ કદાપિ થએલો ન હોય એવી જ હોય છે આપણા માર્ગમા નડનારી બીજી એક મોટી અડચણ એ છે કે, આપણામા નિગ્રહ બહુ જ ઓછા પ્રમાણમા છે અમુક વિષયના કેવળ વાદવિવાદમાં જ આપણા લોકોનું એટલું બધુ સામર્થ્ય જતુ રહે છે કે, અને પ્રત્યક્ષ કાર્ય કરવાના અવસરે એમના અંગમાં વિલક્ષણ શૈથિલ્યનો જ આવિર્ભાવ થાય છે, અને એ કારણથી જ ખાસ કરીને બગાલમાં 'ભયકર મેઘ ગર્જના અને જળવૃષ્ટિનો એક બિન્દુ પણ નહિ' એવી અવસ્થા જોવામા આવ્યા કરે છે તેવીજ રીતે મારે આપને એ પણ જણાવી દેવુ જોઇએ કે, હિન્દુસ્તાનમાંના ધનાઢ્ય લોકો પાસેથી કશી પણ મદદની હું આશા રાખી શકતો નથી જે શાંત, દૃઢ અને નિસ્તબ્ધ ગરીબ તરુણોમા આપણી આશા છે, તેમના સહાયક હસ્તને લઇનેજ કાર્યક્રમ આગળ ચલાવવો, એ જ મારી ભાવના છે—એ તરુણોમાં જ મારો પૂર્ણ વિશ્વાસ છે

હવે મારા કાર્યવિશે મારા શા શા વિચારો છે, તે હું જણાવુ છુ પાશ્ચાત્યોની અર્વાચીન સુધારણા અને પૌરસ્ત્યોની પ્રાચીન સુધારણા વચ્ચે અત્યારે જે ઝગડો શરુ થયો છે,

તેનુ દસ્ય સ્વરૂપ વર્તમાન કાળમાં આરંભિત થવાની અણીપર આવી લાગેલી હિન્દુસ્તાનમાંની હીલચાલ જ છે. સામાન્ય જનસમાજમાં શિક્ષણનો પ્રસાર થવા લાગ્યો, તે સમયથી જ આપણા આ દેશમાં એ હીલચાલને દસ્ય સ્વરૂપ પ્રાપ્ત થવા લાગ્યું. બહુજનસમાજમાં જેટલા પ્રમાણમાં શિક્ષણનો પ્રસાર થાય છે, તેટલા પ્રમાણમાં જ તેનાપર રાષ્ટ્રની ઉન્નતિનો સત્ય માર્ગ અવલંબી રહે છે. આજ પર્યન્ત બુદ્ધિની વૃદ્ધિના સર્વ સાધનો એટલે કે શિક્ષણના પ્રસારનો સર્વ અધિકાર હિન્દુસ્તાનમાં સરકારી અધિકારીઓ—મુઠ્ઠીભર માણસોના હાથમાં રહેલો છે અને તે જ હિન્દુસ્તાનના સર્વનાશનું મૂળ કારણ છે. હવે જો આપણે ઉન્નત થવાની આશા રાખતા હોઇએ, તો આપણે એ અધિકારને પોતાના હાથમાં લઇને સાધારણ જનસમાજમાં વિદ્વાનો બની શકે તેટલા વિશેષ પ્રમાણમાં પ્રસાર કરવો જોઇએ આજે લગભગ પચાસ વર્ષથી આપણા દેશમાં સુધારણા વિશેની મોટી મોટી ડીંગો હાંકવાનો બહુ જ સુકાળ થઈ પડ્યો છે. છેલ્લાં દશ વર્ષમા હિન્દુસ્તાનના જૂદા જૂદા પ્રાંતોમાં પ્રવાસ કરતી વેળાએ એવી સમાજસુધારક સંસ્થાઓથી આપણો દેશ ઉભરાઈ જતો મારા જોવામાં આવ્યો છે; પરંતુ અત્યંત ખેદનો વિષય એ છે કે, જેમના રક્તથી પોષાઇને આજે આપણામાં 'સભ્ય ગૃહસ્થો' નીપજે છે, તે રક્તદાતાઓના હિતમાટે માત્ર એ 'સભ્ય ગૃહસ્થો' એ કાંઈ પણ પ્રયત્ન કર્યો નથી અર્થાત્ સાધારણ જનસમાજના લાભમાટેની એક પણ સંસ્થા મારા જોવામાં આવી નથી. જ્યારે મુસલ્માનો અહીં આવ્યા, ત્યારે તેઓ પોતા સાથે કેટલાક સિપાહી બચ્ચાઓને લાવ્યા હતા વારુ? હિન્દુસ્તાનમાં અત્યારે અંગ્રેજ સૈનિકો અને અંગ્રેજ સભ્યોની સખ્યા કેટલીક છે? આપણે આ વર્તમાન અવદશામાં કેમ આવી પડ્યા છીએ, એનો વિચાર ખાસ કરવો જ જોઇએ—એ અવદશાનું કારણ એ છે કે, કેવળ ૭ રૂપિયાના પગારમાટે પોતાના જન્મદાતા પિતા અને ભ્રાતાઓની ગર્દનપર છુરી ચલાવનાર લાખો માણસો હિન્દુસ્તાન વિના બીજા કોઈ પણ સ્થાનમા મળી શકે તેમ નથી જ. સાઠ લાખ મુસલ્માનોએ હિન્દુસ્તાનમા સાત સો વર્ષ રાજ્ય કર્યું અને બે લાખ અંગ્રેજો એક સો વર્ષથી આપણાપર સત્તા ચલાવે છે, એવી આપણી અધમાવસ્થા કેમ થઈ વારુ? કલાકૌશલ્યે આપણા દેશનો ત્યાગ કર્યો અને આપણા કારીગરોનો વર્ગ નામશેષ થયો એ પરિણામ શાથી આવ્યુ વારુ? એ સર્વ કારણોનો શોધ કરીને મૂળથી આરંભ કરીને સુધારણાનું મંગળાચરણ કરો. આપણા કારીગરો અંગ્રેજ કારીગરો સાથે કારીગરીમાં ટકી શકતા નથી અને જર્મન કારીગરો આજ કાલ વખણાયલા અંગ્રેજ કારીગરોને હંફાવવા લાગ્યા છે, એનું કારણ શું છે તેનો વિચાર કરો.

એ સર્વેનું મૂળ કેવળ શિક્ષણ, શિક્ષણ અને શિક્ષણ જ છે! હું યૂરોપના નગરોમાં પ્રવાસ કરતો હતો, તે વેળાએ ત્યાંના કારીગરોની આનંદદાયિની અવસ્થા મારા જોવામાં આવી હતી અને તે જ વેળાએ આપણા દેશના કારીગરોની શોચનીય અવસ્થાનું ચિત્ર મારી આંખો આગળ તરી આવતાં આંખોમાંથી આંસૂ ખરી પડ્યાં હતાં! અવસ્થામાં એટલો ભેદ કોણે કર્યો હશે? એવો મારા મનને મેં પ્રશ્ન કર્યો, અને તેના ઉત્તરમાં ગુપ્ત ધ્વનિ થયો કે, 'શિક્ષણે!' શિક્ષણવડે આત્મવિશ્વાસ અને આત્મવિશ્વાસવડે સ્વાતંત્ર્યની ઇચ્છા ઉત્પન્ન થવાથી વેદાન્તના સિદ્ધાન્ત પ્રમાણે ત્યાં બ્રાહ્મણો વિશેષ પ્રમાણમાં નિર્માણ થવા લાગ્યા છે. એથી વિરુદ્ધ આપણામાંના બ્રાહ્મણો દિવસે દિવસે નષ્ટ થતા જાય છે. જ્યારે કોઈ એક આઇરિશ્ મનુષ્ય પ્રથમ ન્યૂયોર્કમાં આવે છે, તે વેળાએ તે અકાળ વૃદ્ધ થએલો, નિસ્તેજમુદ્ર અને અઢાર ઠેકાણેથી વાંકો વળેલો હોય છે; પણ તેને જ ૭ માસ પછી જોતાં તમે ઓળખી પણ નહિ શકો, એટલો બધો તેનામાં ફેરફાર થઈ જાય છે! એવા ઘણાક આઇરિશોને મેં જોયા છે અને તેમની બદલાયલી અવસ્થા પણ ભાળી છે. ન્યૂયૉર્કમાં ૭ માસ વીતાડ્યા પછી તેમનાં વસ્ત્રો બીજાં હોય છે, તેઓ છાતી કાઢીને ચાલે છે તેમ જ તેમની આંખો અને તેમનાં પગલાંમાં ભયનું લેશ માત્ર પણ ચિહ્ન હોતું નથી. પણ એ પરિવર્તનનું શું કારણ હશે વારુ? આપણો વેદાંત એ પ્રશ્નના ઉત્તરમાં જણાવે છે કે;—જ્યારે તે આઇરિશ્ મનુષ્ય પોતાના દેશમાં હતો, ત્યારે તિરસ્કાર અને નીચતારૂપ દુર્ગની દીવાલો વચ્ચે ઘેરાયલો હતો. ત્યાંનું સમસ્ત વાતાવરણ તેને એમ જ કહેતું હતું કે, 'તારામાટે ઉન્નતિની આશા કદાપિ છેજ નહિ. તું ગુલામ જ જન્મ્યો હતો અને મરણપર્યન્ત ગુલામ જ રહીશ.' જન્મકાળથી જ એ પ્રમાણેનાં સતત વાક્યો સાંભળીને તેનો પોતાનો પણ એ વચનોમાં વિશ્વાસ બંધાઈ ગયો હતો અને તેથી તે નિશ્ચયપૂર્વક એમ જ ધારવા લાગ્યો'તો કે, તે પોતે એક અત્યંત નીચ પ્રાણી છે, અને તેનામાંનો બ્રહ્મ બહાર નીકળી ગયો છે કિંવા અજ્ઞાનાવૃત થઈ ગયો છે. પરંતુ જ્યારે તે અમેરિકાના કિનારાપર આવીને ઉતર્યો કે, ત્વરિત ચારે તરફથી એવો જ ધ્વનિ સાંભળવામાં આવ્યો કે;—'બંધો! તું પણ અમારા જેવો જ એક મનુષ્ય છે. આ સર્વે જે કર્યું છે, તે મનુષ્યેજ કર્યું છે—તારા અને મારા જેવા મનુષ્ય જે ધારે તે કરી શકે છે. માટે આશા અને ઉત્સાહ રાખ—નિરાશ ન થા!' તે આઇરિશ્ મનુષ્યે આંખો ઉઘાડીને જોયું તો ખરેખર એમ જ હતું. તેના અંતરમાં બ્રહ્મ જાગૃત થએલો હતો અને પ્રકૃતિ દેવીએ પણ તેને એમ જ કહ્યું કે;—'उत्तिष्ठत। जाग्रत। प्राप्य वरान् निबोधत!' (કઠોપનિષદ્‌ ૧. ૩. ૪.)

હવે આપણા દેશમાં બાળકોને જે શિક્ષણ આપવામાં આવે છે, તે ખરેખર શિક્ષણ નથી જ એમ કહેવામાં કશો પણ બાધ નથી. શાળાના બાળકો કાંઈપણ શીખતા નથી માત્ર પોતાની પરંપરાને તોડી નાખવાનું જ તેઓ શીખે છે. એનું પરિણામ એ આવ્યું છે કે, શ્રદ્ધાનો સમૂળ વિનાશ થઈ ગયો છે. જે શ્રદ્ધા વેદ અને વેદાન્તનું પરમ રહસ્ય છે; જે શ્રદ્ધાના યોગે નચિકેત યમની સ્હામો થવાને અને તેને પ્રશ્ન કરવાને તૈયાર થયો હતો, જે શ્રદ્ધાન યોગે અખિલ વિશ્વ ચાલી રહ્યું છે અને જે શ્રદ્ધાના અભાવે સર્વત્ર કોલાહલ થવાનો સંભવ છે તે શ્રદ્ધાનો આજકાલ સર્વથા લય જ થવા લાગ્યો છે. 'अज्ञश्चाश्रद्दधानश्च संशयात्मा विनश्यति' (અજ્ઞ, શ્રદ્ધાહીન અને સંશયશીલ આત્માનો વિનાશ થાય છે.) એ તો વેદાન્તનો પરમ સિદ્ધાન્ત છે; અને એટલા માટે જ આપણે વિનાશના નિકટમાં આવી લાગ્યા છીએ. શિક્ષણનો પ્રસાર, એ જ માત્ર એ દુઃસાધ્ય રોગને ટાળવાનો પરમ ઉપચાર છે, એટલા માટે સત્ય શિક્ષણનો પ્રસાર કરો અને આત્મસંશોધન કરો. પ્રથમ કર્તવ્ય એ જ છે. આત્મસંશોધન શબ્દથી મારા કહેવાનો એવો ભાવાર્થ નથી કે, જટા વધારી, હસ્તમાં દંડ અને કમંડલુ ધારી ગિરિકંદરામાં નિવાસ કરો; કારણ કે, આજ કાલ જગત્ આત્મસંશોધનનો એવો જ અર્થ સમજે છે. ત્યારે મારા કહેવાનો ભાવાર્થ શો છે? એ તમારા પ્રશ્નના ઉત્તરમાં મારે જણાવવું જોઈએ કે, જે જ્ઞાનના યોગે આ વિશ્વના અસ્તિત્વના બંધનથી મુક્ત થઈ સ્વતંત્રતા (મોક્ષ) મેળવી શકાય છે, તે જ્ઞાન ઐહિક વૈભવ આપી શકતું નથી, એમ તમે કદાપિ ધારશો કે માનશો નહિ—એ જ જ્ઞાન જડ વૈભવ પણ આપી શકે છે. મુક્તિ, નિર્વિકાર અને ત્યાગ, એ સર્વ જો કે બહુ જ ઉચ્ચતમ ભાવનાઓ છે; તથાપિ 'स्वल्पमप्यस्य धर्मस्य त्रायते महतो भयात्' (આ ધર્મનો એક સ્વલ્પ અંશ પણ (જન્મ ને મરણના) મહાન્ ભયથી બચાવે છે.) એ શ્રીભગવાનનું વચન છે. દ્વૈતવાદી, વિશિષ્ટાદ્વૈતવાદી, અદ્વૈતવાદી, શૈવ, વૈષ્ણવ અને શાક્ત—અરે એટલું જ નહિ પણ બૌદ્ધ, જૈન તથા અન્યમતવાદીઓ ઇત્યાદિ જે જે પંથો ભારતવર્ષમાં ઉત્પન્ન થયા છે, તે સર્વનો એ એક વિષયમાં તો એક જ અભિપ્રાય છે અને તે એ કે, આ જીવાત્મા (વ્યક્તિગત આત્મા)મા તે અનંત સત્તા અંતર્હિત તો છે જ; પિપીલિકાથી તે પરિપૂર્ણ મનુષ્ય-પર્યન્ત સર્વમાં એનો એ જ આત્મા રહેલો છે; અને જે ભેદ છે, તે કેવળ બાહ્ય સ્વરૂપમાં જ છે, કિંવા જાગૃતિના ન્યૂનાધિક પ્રમાણમાં છે. જેમ જેમ એ આત્માને વિશેષ અવકાશ અને સંધિ મળતો જાય છે, તેમ તેમ તેની જાગૃતિ વધતી જાય છે અને તેથી મૂળ જ્ઞાન-જ્યોતિપરનો પડદો દૂર થતો થતો અંતે એકદમ દૂર થઈ જાય છે. સારે હવે ઠામેઠામે વારંવાર કરીને આપણે પ્રથમ લોકોમાં એ જાગૃતિ ઉત્પન્ન કરવાની છે અને એ હેતુને સિદ્ધ કરાવ-

માટે જ્ઞાનદાન કરતા આપણે દ્વારેદ્વારે ભટકવાનું છે. એમ કર્યાં વિના કદાપિ ઉદ્દિષ્ટ કાર્યની સિદ્ધિ થવાની નથી.

હવે આ પ્રમાણે બોલવું તો બહુ જ સરળ છે, પરંતુ એ વચનોની કિંવા વિચારોની પ્રત્યક્ષ ભૂમિમાં કેવી રીતે યોજના કરવી, એ એક ગંભીર પ્રશ્ન આવીને ઊભો રહે છે. પરંતુ એનો પણ એક માર્ગ છે. આપણા દેશમાં સર્વસંગપરિત્યાગી સહસ્રાવધિ વિરાગી અને સંન્યાસી ઇત્યાદિ જ્યાં ત્યાં ભ્રમણ કર્યા કરે છે અને તેઓ ધર્મજ્ઞાનદાનનું થોડું ઘણું કાર્ય તો કરતા જ હોય છે, અને તેઓ એવા તો ઉદાર અને નિઃસ્પૃહી હોય છે કે, કાંઈ પણ બદલાની લેશ માત્ર પણ આશા રાખતા નથી. ઓછામાં ઓછા તેમનામાંથી અડધી સંખ્યાના લોકોને આપણા હાથમાં લઈને આપણે તેમને આપણને જે શિક્ષણની અગત્ય છે, તે શિક્ષણના પ્રસારક અને ઉપદેશક બનાવીએ અને તેમની માર્ફત ગામડાંમાં શિક્ષણનો પ્રસાર કરાવીએ તો તેથી ઘણેક અંશે આપણી આશા સફળ થવાનો સંભવ છે. એ હેતુને સિદ્ધ કરવામાટે પ્રત્યેક ઇલાકાના રાજનગરમાં આપણે એક એક મધ્ય બિન્દુની સ્થાપના કરવી જોઈએ, એટલે ત્યાંથી ધીમે ધીમે સમસ્ત ભારતવર્ષમાં પ્રસરવાનું કાર્ય બહુ જ સુગમ થઈ પડશે. મદ્રાસમાં એક અને કલકત્તામાં એક એવી રીતે બે મધ્યવર્તી મઠોની સ્થાપના થએલી છે અને બીજા મઠો પણ થોડા વખતમાં સ્થપાશે, એવી આશા રાખવામાં આવે છે. એ જ્ઞાન કિંવા શિક્ષણ વિશેષતઃ સંભાષણરૂપે આપવાનો આરંભ કરવો, એવો મારો અભિપ્રાય છે; કારણ કે, સ્વતંત્ર શાળાઓ ખોલીને ચાલતી કરવા જેટલી અનુકૂળ અવસ્થા અદ્યાપિ આવેલી નથી. એ કાર્યક્રમનો પાયો એકવાર મજબૂત થઈ ગયો, એટલે પછી મોટાં મોટાં ગામોમાં શાળાઓ અને કળાભવનોની સ્થાપના ધીમે ધીમે કરવી અને તેમાં કૃષિવિદ્યા, યાન્ત્રિક શિક્ષણ તથા અન્ય ઉદ્યોગોનું શિક્ષણ આપવાનો પ્રબંધ કરવો. એવી જ રીતે ઉદ્યોગકળાની ખીલવણીમાટે પછીથી કારખાનાં પણ ખોલવાં અને એ કારખાનાંમા તૈયાર થતા માલને યૂરોપ તથા અમેરિકામાં વેચવામાટે યૂરોપીયનોની આજે અસ્તિત્વ ધરાવતી વેચાણ કરનારી સંસ્થાઓ જેવી સંસ્થાઓને પણ જન્મ આપવો. પુરુષોમાટેની એ સંસ્થાઓ પ્રમાણે સ્ત્રીઓમાં શિક્ષણનો પ્રચાર કરવામાટે પણ એ જ પદ્ધતિથી મધ્યવર્તી સંસ્થાઓની સ્થાપના કરવી જોઈએ. પરંતુ આપણા દેશમાં એ કાર્ય કરવું અથવા થવું કેટલું બધું કઠિન અને લગભગ અશક્યવત્ છે, એ તો તમો સારી રીતે જાણો જ છો. જો સર્પદંશ થયો હોય, તે જ વેળાએ જો સર્પદ્વારા તેનું પોતાનું વિષ ચૂસાવવામાં આવે, તો તત્કાળ વિષ ઊતરી જાય છે, એવી એક માન્યતા છે. એ દૃષ્ટિથી જોતાં આપણને એ કાર્યમાં જે ધનની અગત્ય છે,

તે ધન આપણે પાશ્ચાત્ય દેશોમાંથી જ પ્રાપ્ત કરવું જોઇએ. પરંતુ એ ધન આપણે તેમની પાસેથી દાન તરીકે અથવા તો મફત લેવાનું નથી. યૂરોપ અને અમેરિકામાં ધર્મજ્ઞાનની ન્યૂનતા છે, એટલે આપણા ધર્મનો ઉપદેશ કરીને તેમની એ ન્યૂનતાને આપણે પૂર્ણ કરીશું અને આપણા દેશમાં જે ધનની ન્યૂનતા છે, તે ધન આપણા ધર્મોપદેશના બદલામાં લઇને આપણી ન્યૂનતાને પણ પરિપૂર્ણ કરીશું. વર્તમાન શાસ્ત્રીય શોધોના આક્રમણે ક્રિશ્ચિયન્ ધર્મ જેવા ધર્મોનો પાયો ઢીલો કરી નાખ્યો છે અને હાલમાં પાશ્ચાત્ય લોકોમાં ઇંદ્રિયસુખપ્રવૃત્તિ વધતા પ્રમાણમાં હોવાથી ધર્મબુદ્ધિનો ધીમે ધીમે લોપ જ થવા માંડ્યો છે. એટલામાટે યૂરોપ અને અમેરિકા દેશ ભારતવર્ષ તરફ ધર્મ જેવું કાંઇક મેળવવાને આશાતુર નયનોથી જોઈ રહ્યા છે; એટલે શત્રુના દુર્ગને હસ્તગત કરી ધર્મજ્ઞાનદાનથી તેમનામાંના શત્રુભાવનો નાશ કરીને તેમને આપણા ખરા મિત્ર બનાવી લેવાનો આ સુવર્ણ સમાન અમૂલ્ય પ્રસંગ આવી લાગ્યો છે–આપણે એ પ્રસંગનો લાભ લેવો જ જોઇએ.

પાશ્ચાત્ય દેશમાં સ્ત્રીઓ જ અત્યારે રાજ્ય કરે છે; અને સર્વ સત્તા તથા પ્રભાવશીલતા કિંવા ગુરુતા તેમની જ છે. સુંદરીના શબ્દોને ત્યાં વિશેષ માન આપવામાં આવે છે, એટલામાટે જો આપના જેવી ગંભીર અને બુદ્ધિમતી સ્ત્રીઓ વેદાંતમાં પારંગત થઈ ઇંગ્લંડમાં વેદાન્તનો ઉપદેશ કરવામાટે જાય, તો મારો પૂર્ણ નિશ્ચય છે કે, પ્રતિવર્ષ ત્યાંનાં શતાવધિ સ્ત્રીપુરુષો ભારતભૂમિના પવિત્રતમ ધર્મનો સ્વીકાર કરીને પુનિત થાય જ. આપણામાંની જે કેવળ એક જ અબળા ત્યાં ગઈ હતી, તે પંડિતા રમાબાઇએ–એ રમાબાઇનું ઇંગ્લીશ ભાષાનું, પાશ્ચાત્ય પદાર્થવિજ્ઞાન અને કળા આદિનું જ્ઞાન બહુ જ સ્વલ્પ હતું, છતાં પણ–ત્યાંના લોકોને આશ્ચર્યચકિત કરી નાખ્યા હતા. જો આપના જેવી કોઈ પ્રતિભાસંપન્ન સુંદરી ત્યાં જાય તો તો ખરેખર પાશ્ચાત્ય જનોને ડોલાવી જ નાખે–ઇંગ્લૅંડમાં જ એટલો બધો પ્રભાવ પડવાનો સંભવ છે, તો પછી અમેરિકામાં કેટલો પ્રભાવ પડવો જોઇએ, એની કલ્પના તો આપ પોતે જ કરી શકો એમ છે. જો કોઈ ભારતીય ભામા પોતાના હિન્દુસ્તાની વેશમાં જ ભારતવર્ષના મહાન્ ઋષિઓના ઓષ્ઠામાંથી બહાર નીકળેલા ધર્મનો ઉપદેશ કરવાને પાશ્ચાત્ય જનસમૂહના મધ્યમાં ઉભી રહે, તો–હું એક ભવિષ્યવેત્તા સમાન જોઈ શકું છું કે–સમસ્ત પાશ્ચાત્ય પ્રદેશમાં ગંભીર ક્ષુબ્ધતા ઉત્પન્ન થાય અને સમસ્ત પાશ્ચાત્ય દેશ વેદાન્ત ધર્મનો સ્વીકાર કરી લે, એમાં આશ્ચર્ય જેવું કાંઈ પણ નથી. જે ભરતભૂમિમાં મૈત્રેયી, ખના, લીલાવતી, સાવિત્રી અને ઉભયભારતી જેવી શ્રેષ્ઠતમ સુંદરીઓ ઉત્પન્ન થએલી છે, તે જ અમારી ભારત માતાના ઉદરમાં

એવી અબળાઓને ઉત્પન્ન કરવાનું સામર્થ્ય હવે નથી જ રહ્યું કે શું? ઈશ્વરની જે ઇચ્છા હોય તે ખરી; પણ આપણે એ પ્રયત્નથી જ ઈંગ્લંડને સર કરીશું અને આધ્યાત્મિકતાના બળથી જ ત્યાં આપણે આપણો પોતાનો સર્વ અધિકાર ચલાવીશું. 'नान्यः पन्था विद्यतेऽयनाय (મુક્તિનો એ વિના બીજો કોઈ માર્ગ જ નથી.) અર્થાત્ એ કાર્યને પ્રથમ સિદ્ધ કર્યા વિના આપણા પગોમાં પડેલી શૃંખલાઓને તોડવાની શક્યતા છે જ નહિ. કેવળ નિરર્થક સભાઓ ભરીને અને મોટા મોટા માલ વગરના ઠરાવો પાસ કરીને સ્વાતંત્ર્યની કરેલી વલ્ગનાઓ વ્યર્થ છે. આપણી આધ્યાત્મિક સત્તાના પ્રભાવથી આપણા જેતાઓના મનમાં દૈવીસંપત્તિ (કે જેનો તેમના મનમાંથી લોપ થએલો છે) નો ભંડાર ભરી દેવો જોઇએ, એટલે પછી આપણે જ જેતાઓના જેતા થઇશું. હું તો એક દીન, દુર્બળ અને એકાંતવાસી યતિ જ છું—હું ત્યાગી છું—વિરાગી છું; હું અશરણ છું—મને કોઇની પણ સહાયતા નથીઃ એટલે મારાથી શું થઈ શકે એમ છે વારુ? આપને પરમેશ્વરકૃપાથી સર્વ સાધનોની અનુકૂલતા છે—આપની પાસે સંપત્તિ છે, અને સરસ્વતી પણ આપની આજ્ઞામાં છે; તેમ જ અસાધારણ બુદ્ધિમત્તા પણ છે; આટલાં બધાં અનુકૂળ સાધનો હોવા છતાં આવા અમૂલ્ય પ્રસંગને આપ વ્યર્થ જવા દેશો કે? ઈંગ્લંડ, યૂરોપ અને અમેરિકાપર વિજય મેળવવો જ જોઇએ. વર્તમાન કાળમાં આપણો પરમ જપનીય મંત્ર એ જ છે અને એમાં જ આપણા દેશના ઉદ્ધારનું મૂળ બીજ રહેલું છે. અવિરત વિસ્તાર કિંવા વૃદ્ધિ એ જ જીવનનું પ્રત્યક્ષ ચિહ્ન છે અને તેથી આપણે આપણી આધ્યાત્મિક ભાવનાઓ સહિત આપણો પોતાનો સમસ્ત વિશ્વમાં વિસ્તાર કરવો જોઇએ—અર્થાત્ સમસ્ત સૃષ્ટિને આપણે વ્યાપી નાખવી જોઇએ. અફસોસ કે, મારું શરીર દુર્બળ છે—બંગાળીનું શરીરબંધન કેવું દુર્બળ હોય છે, એ તો આપ જાણો જ છો અને અધૂરામાં પૂરું અહીં કરવા પડતા માનસિક પરિશ્રમથી એક અસાધ્ય રોગનો મારા શરીરમાં સંચાર થયો છે. છતાં પણ મેં આશાનો સર્વથા પરિત્યાગ કર્યો નથી; કારણ કે;—

"संपत्स्यतेऽस्ति मम कोऽपि समानधर्मा ।
कालो ह्ययं निरवधिर्विपुला च पृथ्वी" ॥

અર્થાત્ 'મારા જેવા ભાવ—ધર્મ—વાળો બીજો કોઈ પણ ઉત્પન્ન થશે જ; કારણ કે, કાળ અનંત છે અને પૃથ્વી પણ વિપુલ છે.' એ જ મારી આશાનું કેન્દ્રસ્થાન છે.

હવે અન્નફલાહાર વિશેના મારા વિચારો હું આપને જણાવીશ. પ્રથમ મારા ગુરુ (શ્રી રામકૃષ્ણ પરમહંસ) અન્નફળનો આહાર કરનારા જ હતા; પરંતુ જો કોઈ દેવીના પ્રસાદ તરીકે તેમને માંસ આપતું તો તેઓ તેનો સ્વીકાર કરી તેને માથાપર ચઢાવતા હતા.

અન્ય જીવની હત્યા કરવી, એ નિઃશંક પાતક તો છે જ; પરંતુ આપણા દેહની રચના જો માંસત્યાગમાટે પ્રતિકૂલ હોય, તો માંસાહાર વિના આપણને ચાલી જશે, એમ બોલવામાં કે પ્રતિપાદન કરવામાં મને તો કાંઈ તાત્પર્ય જેવું જણાતું નથી. વર્તમાનકાળ જેવા પ્રસંગોમાં જ્યાં સુધી મનુષ્યને રાજસિક (કર્તવ્યમય) જીવન ધારણ કરવાની આવશ્યકતા છે, ત્યાં સુધી તો માંસાહાર વિના ચાલવાનું જ નથી, કારણ કે, એ રાજસિક ગુણ માંસાહાર દ્વારા જ મેળવી શકાય છે. સમ્રાટ્ અશોકે પોતાની કરવાલ (તરવાલ) ના ભયથી લક્ષાવધિ પશુઓના જીવ બચાવ્યા હતા, એ વાત ખરી છે, પણ એથી ત્યાર પછી જે સહસ્રાવધિ વર્ષોથી હિન્દુસ્તાનને ભયંકર ગુલામગીરીની યાતનાઓ ભોગવવી પડે છે, એ તે જીવહત્યા કરતાં વિશેષ ભયંકર નથી કે શું? કેટલાંક બકરાની હત્યા કરવાથી લાગનારું પાતક અને પોતાના અંગમાં શક્તિ ન હોવાથી પ્રસંગ આવતાં પોતાનાં સ્ત્રી અને દુહિતા, ભગિની આદિના પાતિવ્રત્યનું રક્ષણ ન કરી શકાય અથવા આપણાં બાળકોના મુખમાંના ગ્રાસને લૂટારાઓના હાથમાં જતા ન બચાવી શકાય, એ બેમાંથી વિશેષ પાતકમય ફલ આપને કયું ભાસે છે વારુ? જેમને કાંઈ પણ શારીરિક પરિશ્રમ ન કરવો પડતો હોય અને જેમની માત્ર સાત્ત્વિક ગુણને વધારવાની જ ઇચ્છા હોય, તેવા થોડા ઘણા લોકો—ઉચ્ચ જાતિના લોકો કદાચિત્ માંસ ન ખાય તો ચિન્તા નહિ—પરંતુ જેમને પોતાના અને પોતાના પરિવારના નિર્વાહમાટે રાત દિવસ શારીરિક પરિશ્રમો કરવા પડે છે, તેમને બળાત્કારે અન્નફળાહાર કરવાની ફરજ પાડવી, એ તો આપણા રાષ્ટ્રીય સ્વાતંત્ર્યના નાશનાં જે અનેક કારણો છે, તેમાંનું એક પ્રધાન કારણ ઉત્પન્ન કર્યાં જેવું જ કહી શકાય. સારા અને પૌષ્ટિક ખોરાકનું શું પરિણામ થાય છે અને તે ખોરાક મનુષ્યના અંગમા કેવી શક્તિ લાવે છે, એનું જાપાન એક જીવતું જાગતું ઉદાહરણ છે. તે સર્વ શક્તિમતી વિશ્વેશ્વરી આપના હૃદયને ઉત્તેજિત અને ઉત્સાહભરિત કરો!

વિવેકાનન્દ.

## ૧૫

આલ્મોરા,
તા૦ ૧ લી જૂન, ૧૮૯૭

પ્રિય બંધો—

આપે આપના પત્રમા વૈદિક ધર્મપર કેટલાક આક્ષેપો કરેલા છે—હવે 'વેદ' એ શબ્દથી કેવળ સંહિતાનો જ બોધ થાય છે એવી જ આપની માન્યતા હોય, તો તો આપના આક્ષેપો યથાર્થ છે. પરતુ 'વેદ' શબ્દમા સહિતા, બ્રાહ્મણ અને ઉપનિષદો

એ ત્રણે ભાગોનો સમાવેશ થઈ જાય છે, એવી ભારતવર્ષના લોકોની પરાપૂર્વથી સર્વવ્યાપક અને સર્વમાન્ય અનુમતિ છે. એ ત્રણ ભાગોમાંના પ્રથમના બે ભાગોમાં મુખ્યતઃ 'ધર્મજિજ્ઞાસા' એટલે કે, યજ્ઞયાગાદિ કર્મકાંડનો જ વિચાર કરેલો છે અને તૃતીય ભાગમાં એટલે કે, 'ઉપનિષદો'માં 'બ્રહ્મજિજ્ઞાસા' એટલે કે તત્વજ્ઞાન સંબંધી બ્રહ્મવિદ્યા–જ્ઞાનકાંડનો વિચાર કરવામાં આવ્યો છે. આજે કેટલાંક વર્ષથી આપણે યજ્ઞયાગાદિનો તો ત્યાગ જ કરેલો છે અને તેથી ત્યાર પછી થએલા સર્વ તત્ત્વવેત્તાઓએ અને ધર્મસંસ્થાપકોએ ઉપનિષત્પ્રણીત ધર્મતત્ત્વોને જ આધારભૂત માનીને પોતાના પંથોની ઇમારત ચણી છે. વેદ એટલે કેવળ સંહિતાઓ જ, એ ભાવના બહુ જ આધુનિક છે અને તે કૈવલ્યધામનિવાસી સ્વામી દયાનન્દ સરસ્વતીએ જ ઉત્પન્ન કરેલી છે. પરંતુ એ ભાવના જીર્ણ ધર્માભિમાનીઓને માન્ય થએલી નથી.

હવે એ ભાવના–નવીન ભાવનાને ઉત્પન્ન કરવાનું કારણ શું? એનું ઉત્તર એ છે કે, એક નૂતન પદ્ધતિથી જ સંહિતાઓના સર્વ જૂદા અર્થ કરીને સમસ્ત આર્યાવર્ત્તમાં યોગ્ય થઈ પડે એવો એક સર્વમાન્ય સંશોધિત ધર્મ નિર્માણ કરી શકાશે, એવી જ સ્વર્ગસ્થ સ્વામી દયાનન્દની ધારણા હોવી જોઇએ. પરંતુ એથી એક પણ અડચણનો પરિહાર ન થતાં જે અડચણો હતી તે તો જેમની તેમ જ કાયમ રહી, એટલે તેમણે વેદોના 'બ્રાહ્મણ' નામક બીજા ભાગનો આશ્રય લીધો; પરંતુ શક્ય હતા તેટલા સર્વ પરિશ્રમો કરવા છતાં અને સર્વ શબ્દકોષોની જોઇએ તેટલી મદદ લેવા છતાં પણ જે મોટામાં મોટી અડચણો હતી, તે તો અત્યારે પણ કાયમ જ રહેલી છે. માત્ર સંહિતાઓને જ મૂળભૂત માની લઇને જો એક વિશ્વવ્યાપક ધર્મ નિર્માણ કરવાનું કાર્ય એક રીતે સુલભ પણ હોય, તો હું બળપૂર્વક કહું છું કે, ઉપનિષદોમાં જે તત્ત્વોનું પ્રતિપાદન કરાયલું છે, તે તત્ત્વોને આધારભૂત માનીને એવા એક વિશ્વવ્યાપક ધર્મને નિર્માણ કરવાનું કાર્ય સોવાર વધારે સુલભ અને સરળ થઈ પડે એમ છે. વળી ઉપનિષત્તત્ત્વોનો સ્વીકાર કરવાથી જનતાના અભિપ્રાયવિરુદ્ધ જવાની પણ અગત્ય રહેતી નથી, એટલે એ માર્ગનો સ્વીકાર કરવાથી તમને સમસ્ત હિન્દુ જાતિનું પૃષ્ઠબળ મળશે અને વિશેષતઃ પ્રાચીન આચાર્યો પણ તમારા સહાયક થશે. એટલે એ માર્ગમાં જવાથી કાર્યની પ્રગતિમાટે તમને અત્યંત વિશાળ ક્ષેત્ર પ્રાપ્ત થશે.

અત્યારે શ્રીમદ્‌ભગવદ્‌ગીતા જ હિન્દુધર્મનું સર્વસ્વ થઈ બેઠી છે–હિન્દુધર્મનું બાઇબલ બની ગઈ છે–એ આપનું કહેવું સત્ય છે અને એ ગ્રંથની યોગ્યતા પણ એવી જ મહતી છે, એમાં જરા પણ સંશય નથી. તથાપિ ભગવાન્ શ્રીકૃષ્ણના પોતાના સત્યચારિ-

આની આસપાસ બીજી ઉપકથાઓનો એટલો બધો રાશિ ઉભરાઈ જવા લાગ્યો છે કે, જેથી શ્રીકૃષ્ણે પોતે પોતાનાં જ કહેલાં સુંદર તત્ત્વોનું અનુવર્તન પોતાના વ્યવહારમાં કેવુંક કર્યું હતું, એનો શોધ મળી શકતો નથી. અત્યારનો સમય એવો આવી લાગ્યો છે કે, તેને નવીન પદ્ધતિ અને નવીન જીવનની આવશ્યકતા છે—અર્થાત્ વેદાંતતત્ત્વોનું વ્યાવહાર્ય સ્વરૂપ સિદ્ધ કર્યા વિના આજના સમયમાં તેમનો કોઈપણ સ્વીકાર કરે તેમ નથી. અસ્તુ.

આ પત્રમાં આપને વિચારણીય કાંઈ પણ નવીન તત્ત્વ મળી શકશે, એવી આશા રાખનાર,

આપનો નિરંતર કલ્યાણેચ્છુ,

વિવેકાનન્દ.

## ૧૬

(સ્વામી વિવેકાનન્દે આ પત્ર મૂળ સંસ્કૃત ભાષામાં લખેલું હોવાથી તેમની ગીર્વાણ-વાણીનો વાંચકોને રસાસ્વાદ આપવાના ઉદ્દેશથી પ્રથમ એ પત્ર સંસ્કૃતમાં જ જેમનું તેમ મુદ્રિત કરીને ત્યાર પછી એનું ગુર્જર ભાષાંતર આપવામાં આવ્યું છે. જેમનો સંસ્કૃત ભાષા સાથે પરિચય હશે તેમને એથી વિશેષ આનંદ મળવાનો સંભવ છે અને સંસ્કૃત ભાષાનભિજ્ઞ જનો ભાષાન્તરના વાચનથી જ પોતાની આકાંક્ષાને તૃપ્ત કરી શકે એમ છે.)

आल्मोरा.

### ॐ नमो भगवते रामकृष्णाय ।

यस्य वीर्येण कृतिनो वयं च भुवनानि च ।
रामकृष्णं सदा वन्दे सर्वं स्वतंत्रमीश्वरम् ॥

"प्रभवति भगवान् विधि" इत्यागामिनः अप्रयोगनिपुणाः प्रयोगनिपुणाश्च पौरुष बहुमन्यमाना. । तयो. पौरुषापौरुषेयप्रतीकारबलयोः विवेकाग्रहनिबन्धन. कलह इति मत्वा यतस्वायुष्मन् शरचन्द्र आक्रमितु ज्ञानगिरिगुरोर्गरिष्ठं शिखरम् ।

यदुक्त "तत्त्वनिकषग्रावा विपदिति" उच्येत तदपि शतश. 'तत्त्वमसि' तत्त्वाधिकारे । इदमेव तन्निदानं वैराग्यरुजः । धन्य कस्यापि जीवनं तल्लक्षणाक्रान्तस्य । अरोचिष्णु अपि निर्दिशामि पद प्राचीन—"काल. कश्चित् प्रतीक्ष्यताम्" इति । शमारूढक्षेपणाक्षेपणश्रम· विश्राम्यता तन्निर्भर । पूर्वाहितो वेगः पार नेष्यति नावम् । तदेवोक्तम्,—"तत्स्वय योगसंसिद्धः कालेनात्मनि विन्दति" । "न धनेन न प्रजया त्यागेनैकेन अमृतत्वमानशुः" इत्यत्र त्यागेन वैराग्यमेव लक्ष्यते । तद्वैराग्य वस्तुशून्यं वस्तुभूतं वा । प्रथमं यदि, न तत्र यतेत कोऽपि कीटभक्षितमस्तिष्केन विना, यद्यपर, तदेव आपतति,—त्याग· मनस· सकोचन, अन्यस्माद् वस्तुनः पिण्डी-

शरणं च ईश्वरे वा आत्मनि । सर्वेश्वरस्तु व्यक्तिविशेषो भवितुं नार्हति, समष्टिरित्येव ग्रहणीयम् । आत्मेति वैराग्यवतो जीवात्मा इति नापद्यते, परंतु सर्वगः सर्वान्तर्यामी सर्वस्यात्मरूपेणावस्थितः सर्वेश्वर एव लक्ष्यीकृतः । स तु समष्टिरूपेण सर्वेषां प्रत्यक्षः । एवं सति जीवेश्वरयोः स्वरूपतः अभेदभावात् तयोः सेवाप्रेमरूपकर्मणोरभेदः । अयमेव विशेषः,—जीवे जीवबुद्ध्या या सेवा समर्पिता सा दया, न प्रेम, यदात्मबुद्ध्या जीवः सेव्यते, तत्प्रेम । आत्मनो हि प्रेमास्पदत्वं श्रुतिस्मृतिप्रत्यक्षप्रसिद्धत्वात् । तत् युक्तमेव यदवादीत् भगवान् चैतन्यः,—प्रेम ईश्वरे, दया जीवे इति । द्वैतवादित्वात् तत्र भगवतः सिद्धान्तः जीवेश्वरयोर्भेदविज्ञापकः समीचीनः । अस्माकं तु अद्वैतपराणां जीवबुद्धिर्बन्धनाय इति । तदस्माकं प्रेम एव शरणं, न दया । जीवे प्रयुक्तः दयाशब्दोऽपि साहसिक जल्पित इति मन्यामहे । वयं न दयामहे, अपि तु सेवामहे; नानुकम्पानुभूतिरस्माकं अपि तु प्रेमानुभवः स्वानुभवः सर्वस्मिन् ।

सैव सर्ववैषम्यसाम्यकरी भवव्याधिनीरुजकरी प्रपंचावश्यंभाव्यत्रितापहरणकरी मायाध्वान्तविध्वंसकरी आब्रह्मस्तम्बपर्यन्तस्वात्मरूपप्रकटनकरी प्रेमानुभूतिर्वैराग्यरूपा भवतु ते शर्मणे शर्मणे

इत्यनुदिवसं प्रार्थयति त्वयि धृतचिरप्रेमबन्धः. विवेकानन्दः

## ગુર્જર અનુવાદ.

(આ પત્ર એક શિષ્યને લખવામાં આવ્યુ હતુ.)

આલ્મોરા,

તા૦ ૩ જી જુલાઈ, ૧૮૯૭

જે સ્વતંત્ર છે, ઈશ્વર છે અને શિવસ્વરૂપ છે—જેની સત્તાથી આપણે ચાલીએ છીએ અને સમસ્ત વિશ્વ પણ ચાલ્યા કરે છે, તે બ્રહ્મીભૂત ભગવાન્ રામકૃષ્ણને નિરંતર પ્રણામ હો!

શતાયુ થા,

હે શરચ્ચંદ્ર!

શાસ્ત્રના તે લેખકો કે જેમની કર્તવ્યમાં નિષ્ઠા જ નથી, તેઓ ભલે એમ કહ્યા કરતા કે, ભાગ્ય કિંવા દૈવ મહાબળવાન્ છે; પરંતુ જેઓ કર્તવ્યપરાયણ છે, તેઓ તો મનુષ્યની ઇચ્છાને જ વિશેષ બળવતી ગણે છે—તેઓ ભાગ્યનો કદાપિ સ્વીકાર ન કરતાં નિત્ય ઉદ્યોગમાં જ નિમગ્ન રહે છે. અશુદ્ધ કિંવા અપરિપક્વ જ્ઞાનને લીધે કલ્પનાઓનો જે કોલાહલ થાય છે, તેમાં જ એ પ્રયત્નવાદી અને પ્રારબ્ધવાદીના કલહનું મૂળ સમાયલું છે. એક પક્ષ કર્મને જ દુઃખહારક માને છે અને અન્ય પક્ષ ભાગ્યપર જ સર્વ આધાર રાખીને

બેસી રહે છે, એ સર્વ અપરિપક્વ જ્ઞાનનું જ—અવિવેકનું જ—પરિણામ છે. એટલામાટે તું શુદ્ધ જ્ઞાનના ઉચ્ચતમ શિખરે ચઢી જા, એટલે તને ત્યાં એવી કલ્પનાઓની બાધા થશે નહિ.

જો કે બહુધા એમ જ કહેવામાં આવે છે કે, કષ્ટમય અવસ્થા જ સત્ય જ્ઞાનની કસોટી છે અને વૈરાગ્ય એવી જ અવસ્થામાં પ્રાપ્ત થાય છે. તથાપિ વૈરાગ્ય અને ઉન્માદ એ બે અવસ્થા વચ્ચેના અંતરાયને અવશ્ય ધ્યાનમાં રાખવો જોઇએ. જેનામાં સત્ય વૈરાગ્યના ચિહ્નનો આવિર્ભાવ થયો હોય, તે તો ધન્ય છે; કારણ કે, એ વૃત્તિનું મુક્તિમાં જ અંતિમ પર્યવસાન થવાનું. તારી વર્તમાન મનઃસ્થિતિને જોતાં, મારે એમ જ કહેવું જોઇએ કે, 'જરા થોભ અને માર્ગપ્રતીક્ષા કર!' જો કે મારું એ કહેવું તને ગમવાનું નથી, પણ તેનો બીજો ઉપાય નથી. હલેસાં મારી મારીને તું થાકી ગયો છે, એટલે હલેસાંને જરાક વિશ્રાંતિ આપ. પ્રવાહનો વેગ જ નૌકાને બીજે કિનારે લઈ જશે. એક સ્થળે ગીતામાં પણ એ પ્રમાણે જ કહેલું છે કે;—"આ લોકમાં જ્ઞાન સમાન પવિત્ર વસ્તુ બીજી કોઈ પણ નથી; કેટલાક કાળના સતત યોગાભ્યાસથી સંસિદ્ધ થએલો પુરુષ પોતાની મેળે જ પોતામાં એ જ્ઞાનને અનુભવે છે." (ભ. ગી. અ. ૪, શ્લો. ૩૮) અને ઉપનિષદ્‌માં એમ કહેલું છે કે;—"ધન કિંવા પ્રજાવડે નહિ, કિન્તુ કેવળ ત્યાગથી જ અમરતા પ્રાપ્ત કરી શકાય છે." (કૈવલ્યોપનિષત્. ૨) આમાં 'ત્યાગ' શબ્દથી વૈરાગ્યનો જ બોધ કરેલો છે. હવે એ વૈરાગ્યના પ્રકાર બે છે—એક વૈરાગ્ય સહેતુક હોય છે અને અન્ય હેતુહીન—નિરર્થક પણ હોય છે. જો એ વૈરાગ્ય હેતુહીન હોય, એટલે કે એક પ્રકારનો ઉન્માદ જ હોય તો કેવળ બુદ્ધિહીન મનુષ્ય વિના અન્ય કોઈ પણ ચતુર મનુષ્ય તેને પ્રાપ્ત કરવાની ઇચ્છા કરવાનો નથી જ. એવા અહેતુક વૈરાગ્યથી મોક્ષની ઇચ્છા રાખવી, તે મૃગજળવડે તૃષાને શાંત કરવાની આકાંક્ષા સમાન છે. અન્ય સર્વ વસ્તુઓમાંથી મનને પરાવૃત્ત કરીને કેવળ ઈશ્વર કિંવા આત્મામાં જ મનને એકાગ્ર કરવું, એ જ સહેતુક વૈરાગ્યનું મુખ્ય લક્ષણ છે. સર્વ વિશ્વનો શાસ્તા એક જ સ્થાનમાં સીમાબદ્ધ હોય, એમ સંભવતું નથી અને જેને સત્ય વૈરાગ્યની પ્રાપ્તિ થએલી હોય, તે તો એમ કદાપિ કહેવાનો જ નથી. જીવાત્મા અને પરમાત્માનું ઐક્ય શામાં છે અને તેમનો ભેદ શામાં છે, એ તે સારી રીતે જાણતો હોય છે. જીવ અને શિવનું વસ્તુતઃ ઐક્ય હોવાથી સર્વ જીવોની સેવા કરવી એટલે કે, સમુચ્ચયસ્વરૂપે પરમાત્માવિષયક પ્રેમ ધારણ કરવો, એમ જ એથી સિદ્ધ થાય છે. આત્મા કિંવા આંતરિક સત્તાચાલક રાજા—ઈશ્વર—સર્વવ્યાપક છે, એમ જ સમજવાનું છે—તે અમુક વ્યક્તિગત નથી. જો તમે અમુક એક જીવની, તે પરમાત્મસ્વરૂપ છે માટે એ

તત્વને ન ઓળખતાં જ, સેવા કરો, તો તમારા મનમાં ઉત્પન્ન થએલી ભાવનાને 'દયા' સંજ્ઞા પ્રાપ્ત થાય છે–અર્થાત્ જીવને જીવ ધારીને કરેલી સેવા તે દયા છે; પ્રેમ નથી. દયાથી પ્રેરિત થઇને આપણે નીચ જીવોની પણ સેવા કરીએ છીએ, અને તે વેળાએ આપણે તે જીવ કરતાં મોટા અને શ્રેષ્ઠ છીએ, એવી અહંકારની ભાવના આપણામાં વ્યક્ત થતી હોય છે. પરંતુ એ જ અહંકારનો સર્વથા લોપ થયા પછી એટલે કે તે જ નીચ જીવ આત્મરૂપ એટલે કે આપણી પોતાની બરોબરીનો દૃષ્ટિગોચર થવા લાગતાં જ તેજ દયા પ્રેમનું સ્વરૂપ ધારણ કરી લે છે. અર્થાત્ આત્મા ધારીને કરેલી સેવા જ પ્રેમ છે. એટલામાટે જ સર્વ સાધુસંતોએ હૃદયમાં દયાના ભંડારને વધારવામાટેનો નાના પ્રકારે ઉપદેશ કરેલો છે. એ પ્રેમનું પર્યવસાન જીવ અને શિવના ઐક્યમાં જ થાય છે. એ જ શ્રુતિ અને સ્મૃતિનો અભિપ્રાય છે તેમ જ પ્રત્યક્ષ અનુભવ પણ એ જ તત્વને વ્યક્ત કરે છે. એ સર્વ કારણોથી જ ભગવાન્ ચૈતન્યે 'પ્રેમ ઈશ્વરમાં અને દયા જીવમાં' એમ જે કહેલું છે તે યથાર્થ જ છે. પરંતુ ચૈતન્ય પોતે દ્વૈતવાદી હોવાથી એ ઉભયના ઐક્યનું તે પ્રતિપાદન કરતો નથી. એટલામાટે દયાનું પર્યવસાન પ્રેમમાં જ થવાનું, એમ સિદ્ધ કરવાનો આપણાથી બને તેટલો આપણે પરિશ્રમ કરવો જોઇએ. ચૈતન્ય ભગવાને જીવ અને ઈશ્વરમાં ભેદ માન્યો, એ તેનું માનવું યથાર્થ હતું; કારણ કે, તે દ્વૈતવાદી હતો. પણ આપણે અદ્વૈતવાદી હોવાથી આપણે જો જીવને ઈશ્વરથી ભિન્ન માનીએ તો આપણામાટે તો એ માન્યતા બંધનનું જ એક પ્રબળ કારણ થઈ પડવાનો સંભવ છે. એટલામાટે આપણો સિદ્ધાંત દયાનો નહિ, કિન્તુ કેવળ પ્રેમનો જ હોવો જોઇએ. 'સર્વ જીવોપર દયા કરવી' એમ કહેવું પણ મારા વિચાર પ્રમાણે તો કાંઇક ચમત્કારિક જ છે. 'દયા' શબ્દમાં અહંકારની જે કિંચિત્ સૂક્ષ્મ છટા રહેલી છે, તે મને પસંદ નથી. એના કરતાં સર્વ જીવ સેવ્ય અને આપણે તેમના સેવક છીએ, એવી જ આરંભમાં ભાવના રાખીને એ ભાવનામાંથી વિશ્વવ્યાપક પ્રેમના પ્રદેશમાં જઈ પહોંચવું, એ જ મને વિશેષ શ્રેયસ્કર દેખાય છે.

હે શર્મન્! જે વૈરાગ્યવડે સર્વ દશ્ય વિષમ સ્થિતિ સમ થાય છે, સાંસારિક સંકટનો સંહાર થાય છે, આ દશ્ય જગતમાંના ત્રિવિધ તાપ દૂર થાય છે, દિશાપ્રમાદનો લોપ થાય છે, માયાતિમિરનો નાશ થતાં જ્ઞાનસૂર્યની શુદ્ધ પ્રભાનો વિસ્તાર થાય છે અને તૃણથી તે બ્રહ્મ પર્યન્ત સર્વ પદાર્થો એકરૂપ છે એવો અનુભવ પમાય છે તે સત્ય વૈરાગ્ય તને પ્રાપ્ત થાઓ, એવી નિરંતર પ્રભુપ્રાર્થના કરનાર અને પ્રેમબંધનથી તારી સાથે બંધાયેલો,

વિવેકાનન્દ.

૫(એક બંગાળી સ્ત્રીને લખેલા પત્રમાંથી અનુવાદિત)

દેવગઢ-વૈદ્યનાથ,
તા૦ ૩ જી જાન્યુઆરી, ૧૮૯૮.

પ્રિય માતુશ્રી—

આપના પત્રમાં આપે કેટલાક અતિશય મહત્ત્વના પ્રશ્નોનો ઉલ્લેખ કરેલો છે; પરંતુ એ સર્વ પ્રશ્નોનાં આ સંક્ષિપ્ત પત્રમાં સવિસ્તર ઉત્તર આપી શકાય તેમ નથી જ. છતાં બની શકે તેટલા સંક્ષેપમાં હું એ પ્રશ્નોના ઉત્તર આપીશ.

(૧) ઋષિ, મુનિ કિંવા પ્રત્યક્ષ પરમેશ્વર હોય તો પણ સમાજમાં તે બળાત્કારે કોઈ પણ રૂઢિનો પ્રવેશ કરાવી શકે તેમ નથી જ. જ્યારે પણ એવી વિકટ પરિસ્થિતિ આવીને પ્રાપ્ત થાય છે, ત્યારે તેના નિવારણમાટે સમાજ પોતે જ નવા રીતિરિવાજો નિર્માણ કરે છે. અર્થાત્ સમાજ પોતાનું રક્ષણ પોતે જ કરે છે–પ્રાણીઓની આત્મસંરક્ષણવિષયક નૈસર્ગિક બુદ્ધિ જ એનું મૂળ કારણ હોય છે. એવા રીતિરિવાજ એકવાર પ્રચલિત કિંવા રૂઢ થઈ જવા પછી ભાવી પ્રજાના લાભમાટે ઋષિઓએ તો માત્ર તેમનો ઉલ્લેખ જ કરી રાખેલો છે. અમુક એક વિશિષ્ટ અને સામાયિક સંકટના નિવારણમાટે અને પોતાના રક્ષણમાટે મનુષ્ય કોઈ એક અનિષ્ટ તત્ત્વને પણ પોતાના વર્તનમાં અવકાશ આપે છે; પણ તે સંકટનું નિવારણ થઈ ગયા પછી પણ જો તેને રૂઢિ ધારીને તે તેને જ વળગી રહે, તો તેથી ભવિષ્યમાં કોઈ વાર તેને ભયંકર હાનિ થવાનો સોળેસોળ આના સંભવ છે, એમ નિશ્ચયપૂર્વક માનવું.

ઉદાહરણાર્થ, આપણા દેશમાં ચાલતો વિધવાવિવાહપ્રતિબંધનો રિવાજ લ્યો. એ રૂઢિ કોઈ પણ ઋષિએ કિંવા કોઈ દુષ્ટ મનુષ્યે સમાજમાં પ્રચલિત કરેલી નથી. સ્ત્રીઓને *સદૈવ દાસ્યબંધનમાં જ રાખવાની પુરુષોની ગમે તેટલી પ્રબળ ઇચ્છા હોય,* તો પણ જો તેની ઇચ્છાને અનુકૂળ પરિસ્થિતિ ન હોય તો પોતાની ઇચ્છાનો ત્યાંને ત્યાં જ તેને ત્યાગ કરવાની ફરજ પડે, એ સ્વાભાવિક જ છે. ઉપર્યુક્ત વિધવાવિવાહપ્રતિબંધના વિષયમાં બે મુદ્દાઓ ખાસ કરીને ધ્યાનમાં રાખવા જેવા છે. (૧) ઉતરતા વર્ગોમાં પુનર્લગ્ન થાય છે, અને (૨) ઉચ્ચવર્ગમાં પુરુષો કરતાં સ્ત્રીઓની સંખ્યા વિશેષ છે.

ભારતવર્ષના હિન્દુઓમાં એ તો એક સામાન્ય નિયમ જ થઈ ગયો છે કે, ગમે તેમ થાય પણ છોકરીનું લગ્ન તો થવું જ જોઇએ. એ નિયમને લક્ષમાં લેતાં ઉચ્ચ વર્ગમાં છોકરીઓની સંખ્યા વિશેષ છે અને છોકરાઓની સંખ્યા મૂળથી જ ઓછી છે, એટલે છોકરીને પ્રથમ એક વર મળવાની જ મુશ્કેલી હોય છે, ત્યાં બે ત્રણ ભાવડા મળવાનો

સંભવ તો ક્યાંથી જ હોય? એટલા માટે જે છોકરીનું એકવાર લગ્ન થઈ ગયું હોય, તો તેણે વિધવા થવા પછી ફરીથી લગ્ન કરીને બીજો પતિ ન જ કરવો, એવો સમાજે નિર્બન્ધ કરી નાખ્યો છે જો એવો પ્રતિબંધ કરવામાં ન આવ્યો હોત, તો વિધવાઓને પતિ મળવાની વાત તો દૂર રહી, પણ ઘણીક કુમારિકાઓને પણ પતિહીન અવસ્થામાં જ જન્મ વીતાડવાનો પ્રસંગ આવી લાગ્યો હોત! એથી વિરુદ્ધ ઉતરતા વર્ગના લોકોમાં પુરુષોની સંખ્યા વિશેષ હોવાથી પુનર્વિવાહના રિવાજનો પ્રતિબંધ કરવામાં આવ્યો નથી. પાશ્ચાત્ય દેશોમાં સ્ત્રીઓની સંખ્યા વિશેષ છે અને ત્યાં પુનર્વિવાહનો પ્રચાર પણ ચાલૂ છે, એટલે એનું પરિણામ એ થયું છે કે, ત્યાં અનેક બાળાઓને આજન્મ કુમારિકાની અવસ્થામાં જ રહેવું પડે છે.*

જાતિભેદ આદિ વ્યવસ્થા અને અન્ય સામાજિક રૂઢિઓનું રહસ્ય પણ એવું જ છે અને તે આપ સહજમાં સમજી શકો એમ છે. એટલામાટે કોઈ પણ રીતિરિવાજ આપણને અનિષ્ટ દેખાય તો તેની અનિષ્ટતાના ક્ષેત્રને લોકોના ધ્યાનમાં લાવવાનો જ પ્રથમ યત્ન કરવો જોઇએ, એટલે લોકો તે અનિષ્ટતાનો પોતાની મેળે જ ત્યાગ કરી દેશે અને મૂળ અનિષ્ટતાના લોપ સાથે તે રિવાજનો પણ આપોઆપ નાશ થઈ જશે અમુક નઠારી રૂઢિ વિશે મોઢું વકોડવાથી અથવા તો લોકોની નિન્દા કરવાથી કાંઈ પણ પ્રત્યક્ષ લાભ થવાનો સંભવ નથી જ.

(૨) હવે એથી મુખ્ય પ્રશ્ન એ ઉદ્‌ભવે છે કે, સમાજ નામથી મનુષ્યોની જે ઘટના થતી હોય છે, તેથી મનુષ્ય જાતિનું કાંઈ પણ કલ્યાણ થાય છે કિંવા નહિ? અને એ સંઘ અથવા સમાજ સર્વદા એકત્ર જ રહે અને તેનો ભંગ ન થાય, એટલા માટે જે નિયમોની યોજના કરાય છે, તે નિયમોનું સર્વ પાસેથી પાલન કરાવવું એ ઇષ્ટ છે કે નથી? એ પ્રશ્નનું ઉત્તર બહુધા હકારમાં જ આવવાનું. તથાપિ કોઇક વળી એમ પણ કહેશે કે, જો એવા

* પારસીઓમાં પણ પુરુષોની સંખ્યા ઓછી છે અને સ્ત્રીઓની સંખ્યા વિશેષ હોવા સાથે તેમનામાં પુનર્લગ્નનો રિવાજ ચાલૂ છે એટલે પારસીઓમાં પણ આજ કાલ સેંકડો યુવતીએ, કુમારિકા અવસ્થામાં જ પોતાનું જીવન ગાળતી જોવામાં આવે છે વળી એક તો પુરુષોની સંખ્યા જ ઓછી અને તેમાં પુરુષશિક્ષણ અને સ્ત્રીશિક્ષણ સમાન દિશામાં હોવાથી સુશિક્ષિત સ્ત્રીઓને વકીલ, બૅરિસ્ટર અને ડૉક્ટર ન હોય તેવો પતિ ગમતો નથી અને અ૫ સખ્ય પુરુષોમાં એવા પુરુષો સ્વલ્પ સંખ્યામાં હોવાથી તેમની આશા ફળીભૂત ન થતાં તેઓ આજન્મ સૌભાગ્ય વિહીન સ્થિતિમાં જ જન્મારો ગાળી નાખે છે પરંતુ એથી ગુપ્ત અનીતિનો પ્રચાર થાય છે એ શોચનીય છે

સંઘ કિંવા સમાજમાંના કેટલાક વિશિષ્ટ પુરુષો પોતાના બુદ્ધિબળથી કિંવા અન્ય યુક્તિ પ્રયુક્તિથી સમાજમાંના ઇતર મનુષ્યોના સ્વાતંત્ર્યનું હરણ કરતા હોય, તો તેના પ્રતિબંધનો શો ઉપાય યોજવો? પણ એનું ઉત્તર આપવાને બદલે હું એક સ્હામો જ પ્રશ્ન કરું છું કે, એક દિશામાંથી જે એવો પોકાર સતત સાંભળવામાં આવે છે કે, અજ્ઞાની લોકોના હાથમાં સત્તા અથવા સ્વતંત્રતા ન જ આપવી, એનો અર્થ શો છે વારુ? અને 'સ્વતંત્રતા' શબ્દની વ્યાખ્યા શી છે?

ધારો કે આવતી કાલે આપણને આડોશી પાડોશીના ઘરબાર અને માલમિલ્કત લૂંટી લેવાની પરવાનગી મળી જાય અને એથી આપણે એમ કહીએ કે, 'અમને તો સ્વતંત્રતા મળી છે' તો આપણું એમ બોલવું આપણા મુખને શોભાવશે ખરું કે? મને લાગે છે કે, 'સ્વાતંત્ર્ય' શબ્દનો એવો અર્થ કરવાની કોઇની પણ ઇચ્છા થવાની નથી જ બીજાના સુખના માર્ગમાં પ્રતિબંધક ન થતાં હું મારા શરીર, મન અને ધનનો આત્મસુખાર્થ ગમે તેવો ઉપયોગ કરી શકું એમ છે, એટલો જ એ 'સ્વાતંત્ર્ય' શબ્દનો અર્થ થઈ શકે છે એ જ પ્રમાણે સમાજસ્થ પ્રત્યેક વ્યક્તિને પોતાના સુખના સાધનરૂપ ધન, શિક્ષણ અને જ્ઞાન ઇત્યાદિને વધારવાનો યોગ્ય પ્રસંગ મળે, એ પણ સર્વથા ઉચિત જ છે મારા અભિપ્રાય પ્રમાણે 'સ્વાતંત્ર્ય' શબ્દમાં ઉપર્યુક્ત વિચારોનો અંતર્ભાવ થાય છે. હવે બીજો પ્રશ્ન એ છે કે, જેઓ એમ કહે છે કે, જો જ્ઞાનહીન અને દીન-દરિદ્રી મનુષ્યોને સ્વતંત્રતા આપવામાં આવશે એટલે કે, એવા લોકોને જો તેમની બુદ્ધિમત્તાનો જોઇએ તેટલો લાભ લેવા દેવાની સ્વતંત્રતા આપવામાં આવશે અને તેમના વંશજોને પણ જો એ અવસ્થાને સુધારવાનો અને કુલીન તથા ધનવાન્ લોકો સમાન જ્ઞાન પ્રાપ્ત કરવાનો પ્રસંગ આપવામાં આવશે, તો તેઓ આગળ જતાં આપણને ભારરૂપ થઈ પડશે અને તેમના યોગે સમાજઘટના છિન્નવિચ્છિન્ન થઈ જશે તો હું તેમને સવાલ કરું છું કે, 'તેઓ આવો અભિપ્રાય સમાજના કલ્યાણાર્થે દર્શાવે છે કે, કેવળ સ્વાર્થાંધ થવાથી જ તેઓ આવા ઉદ્ગાર કાઢે છે? જ્યારે હું ઇંગ્લંડમાં હતો ત્યારે ત્યાં પણ એનો એ જ પોકાર મારા સાંભળવામાં આવ્યો હતો ત્યાં પણ ઘણાક લોકો એમજ કહે છે કે–"જો નીચેના વર્ગના લોકો સુશિક્ષિત થશે, તો પછી અમારી નોકરીમાં આવીને હલકાં કામો કરવામાટે કોણ રહેશે?"

થોડા ઘણા લક્ષ્મીપુત્રોની ઇંદ્રિયસુખલાલસાની તૃપ્તિ થવામાટે કોટ્યવધિ સ્ત્રીઓ અને પુરુષો દુઃખના નરકમાં અને અજ્ઞાનપંકમાં સબડતાં પડ્યાં રહે તો કાંઈ ચિન્તા નહિ એ કલ્પના માત્ર પણ કેવી તિરસ્કૃત્ય છે, એનો આપ જ વિચાર કરી લ્હો. જો

ગરીબો ધન અને જ્ઞાન મેળવવાને ભાગ્યશાળી થાય તો ધનવાનોની પ્રતિષ્ઠામાં આપત્તિ આવે એ જ એનું કારણ. કેવી સ્વાર્થપરાયણતા !

હું પૂછું છુ કે, સમાજ એટલે શું? ઉચ્ચ વર્ગના હું અને થોડા ઘણા અન્યજનો એ સમાજ, કે જેમાં લક્ષાવધિ લોકોનો સમાવેશ થાય છે તે સમાજ ?

વળી ધારો કે, ઉચ્ચ વર્ગના લોકો પોતાની ધારણામાં સત્ય છે; છતાં આપણી એ મિથ્યા કલ્પનાનો આધાર શો છે કે જેથી આપણે બીજાઓને આપણી ઇચ્છા પ્રમાણેના માર્ગમાં દોરી જઈએ? શું આપણે સર્વજ્ઞ છીએ ? આપણી ધારણા ભૂલ ભરેલી નહિ હોય, એમ ધારવાને આધાર કે પ્રમાણ જેવું કાંઈ છે ખરું કે?

'उद्धरेदात्मनात्मानम्'—પોતાનો પોતે જ ઉદ્ધાર કરો—પ્રત્યેકને પોતે જ પોતાની મુક્તિ-માટેનો પ્રયત્ન કરવા દો. સ્વતંત્રતા એ જ મનુષ્યનું સર્વસ્વ છે. મુક્તિના માર્ગમાં આગળ વધવું, એ જ માનવજાતિની મોંઘામાં મોંઘી કમાણી છે. પોતે શારીરિક, માનસિક અને આધ્યાત્મિક સ્વતંત્રતાના માર્ગમાં આગળ વધવું અને બીજાઓને પણ આત્મોન્નતિના કાર્યમાં પોતાથી બનતી સહાયતા કરવી, એ જ મનુષ્યનો ઉચ્ચતમ ધર્મ છે—એ જ માનવ-જન્મની સાર્થકતા છે. જે સામાજિક નિયમો એ સ્વતંત્રતાના માર્ગમાં પ્રતિબંધક થતા હોય, તે નિયમોને અત્યંત હાનિકારક માનીને તેમને બની શકે તેટલી વિશેષ ત્વરાથી નષ્ટ ભ્રષ્ટ કરી નાખવાનો પ્રયત્ન કરવો. જે નિયમોના યોગે મનુષ્ય સ્વતંત્રતાના માર્ગમાં આગળ વધી શકે એમ હોય, તે નિયમોને અવશ્ય ઉત્તેજન આપીને ટકાવી રાખવા, એમાં જ માનવજાતિનું કલ્યાણ છે.

અમુક એક વિશિષ્ટ વ્યક્તિને આ જીવનમાં પ્રથમવાર જોતાં જ તેના વિશે આપણા મનમાં તે અસાધારણ ગુણોથી વિભૂષિત ન હોવા છતા પણ પ્રેમ ઉત્પન્ન થાય છે; પણ એ પ્રેમ કિંવા આકર્ષણ શા કારણથી થાય છે, એ આપણે જાણી શકતા નથી. આપણા આર્યાવર્ત્તના વિચારશીલ મહાત્માઓ એ વિશે એવો ખુલાસો કરે છે કે, એ કોઈ પૂર્વ-જન્મમાં થએલા સહવાસનું જ પરિણામ છે—અર્થાત્ પૂર્વજન્મના સંસ્કારોથી જ એવા અચાનક પ્રેમનો ઉદ્‌ભવ થાય છે.

આપનો જે માનવી ઇચ્છાશક્તિના સંબંધમાં પ્રશ્ન છે, તે પણ બહુ જ વિચારણીય છે અને એનું પ્રત્યેક મનુષ્યે જ્ઞાન મેળવવું જ જોઇએ, એવો મારો અભિપ્રાય છે. વાસ-નાનો અવશ્ય ક્ષય કરવો જ જોઇએ, એવો સર્વ ધર્મોનો સિદ્ધાંત છે. વાસનાનો ક્ષય એટલે ઇચ્છાશક્તિનો પણ ક્ષય સમજી લેવાનો છે. કારણ કે, વાસના તે ઇચ્છાશક્તિનું જ એક વિશિષ્ટ સ્વરૂપ છે. આ દશ્ય જગતની ઉત્પત્તિનું મૂળ કારણ પણ એ વાસના જ

છે. નઠારી વાસનાઓનો ત્યાગ કરવો અને સારી વાસનાઓનો સંચય કરવો, એમ પણ કેટલાક ધર્મપ્રવર્તકોએ કહેલું છે; અને તેમના કહેવાનો ભાવાર્થ એવો છે કે, આ લોકમાં વાસનાનો ત્યાગ કરવામાં આવશે, તો તેનો બદલો પરલોકમાંનાં સુખોથી વળી રહેશે. પરંતુ વિચારશીલ મનુષ્યોના મનનું એ મતથી સમાધાન થઈ શકે તેમ નથી. હવે બીજી બાજૂએ બૌદ્ધધર્મવાદીઓ એમ કહે છે કે, જગતમાંનાં સર્વ દુઃખોનું મૂળ કારણ વાસના જ છે અને એટલામાટે એ વાસનાનો નાશ અવશ્ય થવો જ જોઇએ. પણ તેમના એ મતનો અનુવાદ એટલી સીમા સુધી આગળ વધ્યો છે કે, મનુષ્યના ગાલપર બેઠેલા મચ્છરને મારી નાખવાના પ્રયત્નની સાથે મનુષ્યને પણ મારી નાખવાના વિચાર સમાન એ વાસનાનો નાશ કરવા સાથે પોતાનો પણ નાશ કરી નાખવો, એવી તેમણે 'નિર્વાણ' શબ્દથી સૂચના કરેલી છે. એ તેમનો ઉપદેશ પોતાના બૌદ્ધધર્મના સિદ્ધાંતને અનુસરીને જ છે.

વાસ્તવિકતા તો એ છે કે, જે ઇચ્છાને આપણે 'વાસના'ના નામથી ઓળખીએ છીએ, તે વાસનાના યોગે દશ્યાવસ્થામાં આવેલો જીવાત્મા તે નિર્વાસનારૂપ સ્થિતિમાંના પરમાત્માનો જ સૂક્ષ્મ અંશ છે. વાસનાનો ક્ષય થતાની સાથે જ નિર્વાસનારૂપ સ્થિતિમાંના પરમાત્મા સાથે જીવાત્માનું ઐક્ય થાય છે. એ અવસ્થા કલ્પનાથી જાણી શકાય તેવી નથી, તેમ જ વાણીવડે વર્ણવી શકાય તેવી પણ નથી એટલામાટે 'यतो वाचो निवर्त्तन्ते अप्राप्य मनसा सह' એવાજ ઉદ્ગારો એ અવસ્થામા કાઢવા પડે છે. ત્રાંબાના પૈસા અને રૂપાના રૂપિયા કરતાં સોનાની સોનામોહોરનો દેખાવ તદ્દન જૂદો જ હોય છે, છતાં એ તો આપણે નિશ્ચયપૂર્વક જાણીએ છીએ કે, પૈસા અને રૂપિયા કરતાં સોના મોહોર વધારે કીમતી છે. એવી જ રીતે તે ઉચ્ચતમ અવસ્થા મુક્તિ અથવા નિર્વાણ-બુદ્ધિ અને મનવડે અગમ્ય હોવા છતા ઇચ્છાશક્તિ અને બીજી સર્વ શક્તિઓ કરતા વિશેષ ઉચ્ચતર છે. એ પોતે શક્તિ નથી, કિન્તુ શક્તિ પોતે એનુ જ એક લઘુ સ્વરૂપ છે અને તેટલામાટે મુક્તિ પોતે જ ઉચ્ચતમ છે. હવે તમે એ ઇચ્છાશક્તિનો યોગ્ય ઉપયોગ કરવાથી શુ પરિણામ થાય છે એ જોઈ શકશો–પ્રથમ સહેતુક વાસનામય ઇચ્છા અને ત્યાર પછી વાસનાહીન ઇચ્છાનું એ પરિણામ થાય છે કે, એ ઇચ્છાશક્તિ વિશેષ ઉચ્ચતર અવસ્થામાં જઈને વિરમે છે

એ વાસનાનો ક્ષય કરવામાટે પ્રથમ અવસ્થામાં શિષ્યે ગુરુમૂર્તિના ધ્યાનમા નિમગ્ન થવુ, એ બહુ જ સારો માર્ગ છે. ત્યાં મનની સ્થિરતા કરવાનું કાર્ય અતિ કઠિન છે; કારણ કે, મનુષ્યને પરમેશ્વર માનવાની મન હા પાડતું નથી, પરતુ અભ્યાસથી ધીમે ધીમે સર્વ માર્ગ સુલભ થઈ જાય છે પ્રત્યેક મનુષ્યમાં ઈશ્વર છે–મનુષ્ય તેને જાણતો હોય કે ન

જાણતો હોય–પણ જે છે તે તો છે જ. જેઓ એ મનુષ્યમાના ઈશ્વરાંશને અનુભવથી જાણી ચૂકયા હોય છે, તેઓ પોતાને ગુરુ તરીકે ઓળખાવે છે, અને જેઓ એ વિષયમાં અનુભવહીન હોય છે, તેઓ સામાન્ય જનો છે. ગુરુને ગુરુતા આપવી, એ પણ શિષ્યના હાથમા છે. શિષ્ય ઉત્તમ હોય, તો તેને યોગ્ય સાહાય્ય કરવાનું પોતાનું કર્ત્તવ્ય બજાવવાની ગુરુના મનમાં પણ ઉત્કંઠા થાય છે જો તમારો કોઈ પણ મનુષ્યમાં અત કરણપૂર્વક પ્રેમ બધાયો હોય, તો તે મનુષ્ય પણ પોતાની મેળે જ તમારામાં સ્નેહ રાખવા માડે છે, એવો જ આ પ્રકાર છે. ગુરુમૂર્ત્તિમા ચિત્તની એકાગ્રતા કરવાથી તે મૂર્ત્તિ ઇષ્ટના સ્વરૂપમા બદલાઈ જાય છે ભક્તિ અને પ્રેમનો વિષય તે જ ઇષ્ટ, એટલો જ ઇષ્ટ શબ્દનો મથિતાર્થ છે.

આપનો નિરતર કલ્યાણેપ્સુ,

**વિવેકાનન્દ.**

(એક બંગાળી સ્ત્રીને લખેલા પત્રમાથી અનુવાદિત )

દેવગઢ, વૈદ્યનાથ
કેર્ ઑફ્ બાબૂ પ્રિયાનાથ મુકર્જી,
તા૦ ૨૩ મી ડિસેમ્બર, ૧૯૦૦

પ્રિય માતુશ્રી—

આપનુ પત્ર આવવાથી મારા અત કરણમા અતિશય આનદ થયો છે. આપ જે કાંઈ સમજ્યા છો, તે યથાર્થ છે. 'स ईश अनिर्वचनीयप्रेमस्वरूप'–અનિર્વચનીય પ્રેમ જ ઈશ્વરનુ સ્વરૂપ છે, એમ ઈશ્વરના સ્વરૂપનું વર્ણન કરતા નારદ મુનિએ કહેલું છે એનો સર્વત્ર સ્વીકાર કરાયનો છે અને મારો પોતાનો દૃઢ સિદ્ધાત પણ એ જ છે વેદાત પરિભાષામા અનેક વ્યક્તિઓના સમુદાયને ઓળખવામાટે સમષ્ટિ શબ્દની યોજના કરેલી છે અને વેદાતપરિભાષા પ્રમાણે પ્રત્યેક વ્યક્તિ 'વ્યષ્ટિ'ના નામથી ઓળખાય છે. જેમ કે, હું, તમે અને અન્ય પ્રત્યેક મનુષ્ય 'વ્યષ્ટિ' જ છીએ અને સમાજ 'સમષ્ટિ' છે તમે, હુ, પશુ, પક્ષી, કીટ, જતુ, વૃક્ષ, વલ્લરી, પૃથ્વી, ગ્રહ, તારક, ચદ્ર અને રવિ એ પ્રત્યેક વ્યષ્ટિ છે અને જે વિશ્વમા એ સર્વનો નિવાસ છે, તે વિશ્વ સમષ્ટિ છે. એ સમષ્ટિરૂપને જ વેદાતમા વિરાટ્, હિરણ્યગર્ભ અને ઈશ્વર ઇત્યાદિ નામો પણ આપેલા છે અને પુરાણોમાના બ્રહ્મા, વિષ્ણુ અને દેવી ઇત્યાદિ પણ એ જ સ્વરૂપનાં ભિન્ન ભિન્ન નામો છે. પ્રત્યેક વ્યષ્ટિને સ્વાતત્ર્ય છે કિંવા નથી, તેના નિસર્ગસિદ્ધ 'અધિકારનું સ્વરૂપ શું અને કેવુ છે, તેમ જ વ્યષ્ટિએ સમષ્ટિના કલ્યાણમાટે પોતાના સર્વ

સુખોનું સંપૂર્ણતાથી બલિદાન આપી દેવું જોઇએ કે નહિ ઇત્યાદિ પ્રશ્નો સમાજ સંસ્થાપનાના આરંભકાળથી જ સમાજમાં ચર્ચાના વિષય થઈ પડ્યા છે અને એ પ્રશ્નોનું સમાધાનકારક ઉત્તર મેળવવામાટે સમાજ અગાધ પરિશ્રમ કરી રહ્યો છે પાશ્ચાત્ય દેશોમાં પણ એ જ વાદવિવાદ મહા બળપૂર્વક ચાલતો જોવામાં આવે છે. સમષ્ટિના કલ્યાણમાટે વ્યષ્ટિએ પોતાના વ્યક્તિવિષયક સ્વાતન્ત્ર્યનું બલિદાન આપવું જોઇએ, એ તત્ત્વને સાં 'સોશિયલીજમ્' (Socialism) ના નામથી ઓળખવામાં આવે છે અને એથી વિરુદ્ધ વ્યક્તિના અધિકારોનું પ્રતિપાદન કરવાને 'ઇન્ડિવિડ્યુઅલીજમ્' (Individualism) ના નામથી ઓળખવામાં આવે છે.

સમષ્ટિના કલ્યાણમાટે વ્યષ્ટિના સર્વ વ્યક્તિવિષયક અધિકારોને નષ્ટ કરીને અથવા તો તેમને સદાને માટે નિયમોના બંધનથી જકડી નાખીને વ્યષ્ટિને ગુલામ બનાવવાનું કેવું ભયંકર પરિણામ થાય છે, એનું આપણી માતૃભૂમિ એક મૂર્તિમત્ ઉત્તમ ઉદાહરણ છે આપણા સમાજમાં જન્મતાંની સાથે જ કિંવા ગર્ભવાસમાં જ શાસ્ત્રો પ્રત્યેક વ્યક્તિને ગળે બાઝી પડે છે—હાથ ધોઇને અને આદુ ખાઇને તેની પાછળ પડે છે જન્મવું શાસ્ત્ર પ્રમાણે, ખાવું, પીવું, સૂવું, ઊઠવું અને બેસવું પણ શાસ્ત્રાનુસાર—અરે એટલું જ નહિ પણ મુંડન કરાવવું હોય તો તે પણ સશાસ્ત્ર જ થવું જોઇએ! વિવાહ અને ગોત્રાધિકારમાં તો શાસ્ત્રનો આધાર જોઇએ, એ તો ઠીક, પણ હદ તો ત્યા થાય છે કે, જો કોઇને મરી જવું હોય તો તેણે અવશ્ય શાસ્ત્રના આધાર પ્રમાણે જ મરવું જોઇએ હવે એમાં જો કે એક હિત છે, પણ એ એક હિતમાટે બીજી અનેક હાનિઓ સહન કરવી પડે છે અને તે કેટલી બધી અસહ્ય છે, એનો વિચાર કરી જુઓ એટલે એની કલ્પના આવી શકશે એમાં હિત એટલું જ છે કે, એ નિયમોને લીધે પ્રત્યેક ઉપસમાજમાં જુદા જુદા ધંધાઓની વ્હેંચણી થઈ જવાથી અને તેઓ વંશપરંપરા એકનો એક જ ધંધો કરતા રહેવાથી સમસ્ત જગતમાં કુશલ કારીગરો ઉત્પન્ન થઈ શકે છે એક રૂપિયાની કીંમતના કાષ્ઠયંત્રની સહાયતાથી વીસ રૂપિયાના એક વારની કીંમતનું ફીનખાબ તૈયાર કરનારા કારીગરો હિન્દુસ્તાન વિના બીજા કોઈ પણ દેશમાં મળવા અશક્ય છે વિશેષ તો શું પણ ત્રણ ઇંટોના ચૂલાપર થોડાંક લાકડાં બાળીને હિન્દુસ્તાનનો રસોઇઓ જેવાં સ્વાદિષ્ટ કઢી અને ભાત બનાવી શકે છે, તેવાં કઢી ચાવલ બબ્બે આંકડાનો પગાર ખાનારા વિલાયતી કુક્સ (રસોઇયા) કદાપિ બનાવી શકવાના નથી, તે નથી જ. એક ફાટેલી ચટાઈ અને ટાંકેલવડે બાળવામાં આવતું માટીનું ઠાંડિયું, એ સાધનોના સાહાય્યથી આશ્ચર્યકારક સાવન્તો માત્ર ભારતવર્ષમાં જ ઉત્પન્ન કરી શકાય છે. એક કુરૂપ અને

કર્કશા સ્ત્રી સાથે આખો જન્મારો કાઢી નાખનારા પતિ અને દુરાચારી, અત્યાચારી તથા પશુસ્વભાવના પતિ સાથે કોઈ દિવસ પણ કટ્ટો કકાસ ન કરતા પોતાની આખી જિન્ગી વીતાડી દેનારી સ્ત્રીઓ પણ હિન્દુસ્તાનમા જ મળી આવે છે–અન્ય સર્વ દેશોમાં એવી સહનશીલતાનો દુષ્કાળ જ જોવામા આવે છે. એ આપણા આર્યાવર્તમાના પ્રબળ સમાજબધનનો અત્યત હિતકારક પક્ષ છે હવે આપણે અન્ય હાનિકારક પક્ષનું અવલોકન કરીશુ

સમાજબન્ધનને આધીન રહેવાથી વ્યક્તિવિષયક અધિકારોનો ધીમે ધીમે એટનો બધો નાશ થઈ ગયો છે કે, તેની એકે પ્રત્યેક વ્યક્તિના સ્વત્વને પણ સદાને માટે ભૂસમાધિ મળી ગઈ છે. સર્વ કાર્યો કેવળ જીવન રહિત યાત્રિકતાથી જ થતા હોય છે, એમા વ્યક્તિની માનસિક સ્વતત્ર કર્તવ્યશીલતા, હૃદયવિકાસ, જીવનાદોલન, આશાનો આભાસ, ઇચ્છાનો પ્રબળ ઉત્સાહ, અતિશય આનદનો અનુભવ, અત્યત શોકનું પરિણામ, શોધક બુદ્ધિનો ઉદ્દગમ, નવીનતાની ઇચ્છા અને નવીન વસ્તુનું કૌતુક, એમાનું એક પણ તત્ત્વ આપણા સમાજનિયમબદ્ધ લોકોમાં રહેલુ નથી ભારતવર્ષીય સમાજસ્થ જનના મનોરૂપ આકાશમાંથી વાદળા કદાપિ વિખરાતા જ નથી–તેઓ સદા ઘેરાયલા જ રહે છે અને તેથી પ્રભાતકાલીન સૂર્યનું રક્તવર્ણ ચિત્ર તેના હૃદયને રજિત કરી શકતુ નથી અત્યારે જે અવસ્થા છે, તેના કરતા બીજી કોઈ સારી અને ઉચ્ચ અવસ્થા અસ્તિત્વ ધરાવે છે કે કેમ, એટલી પૃચ્છા પણ હૃદયમાથી ચાલી ગઈ છે અને આ અવસ્થામા જ સ્વર્ગ સુખ રહેલુ છે, એવો પણ ભારતવર્ષીયોને ભાસ થવા લાગ્યો છે જો કોઈ એ અનિષ્ટ અવસ્થાને ઓળખી શકે છે, તે એની વિરુદ્ધ વિશેષ પ્રયત્ન કરતા નથી, કોઈ પ્રયત્ન કરે છે તો તેમને પૃષ્ઠબળ મળતુ નથી અને પૃષ્ઠબળ કદાચિત્ મળ્યુ તો કોઇના જરાક બ્હીવડાવ્યાથી તે ભાઇસાહેબોના હાથપગ થરથર ક્પતા દેખાય છે, અર્થાત્ પરિણામ શૂન્યમા જ

માત્ર નિયમબદ્ધતામા જીવવાથી જ શ્રેષ્ઠતા સિદ્ધ થતી હોય, તેમ જ વશપરપરાથી પળાતા આવેલા રિવાજો અને નિયમોને અવવત્ અનુસરવાથી જ સદ્દગુણતા જણાતી હોય, તો પછી વૃક્ષ કરતા વિશેષ સદ્દગુણી બીજુ કોણ છે અને રેલ્વે ટ્રેન કરતા વિશેષ મહાન્ ભક્ત અને અધિક પવિત્રતર મહાત્મા અન્ય કોણ છે, તે મને બતાવી શકશો કે? એકવાર પણ જેણે સૃષ્ટિના નિયમનું ઉલ્લઘન કર્યું હોય, એવો એક પણ પાષાણ અસ્તિત્વમા નથી, એટલે પાષાણને સદ્દગુણહીન માનવો કે? કોઈ પણ પશુએ અત્યાર સૂધીમા એક પણ પાપ કર્યું હોય, એમ કોઇના જાણવામા આવ્યુ છે ખરુ કે? નહિ જ. ત્યારે પશુ નિષ્પાપી હોવાથી તેનો મહાત્મા તરીકે શામાટે સ્વીકાર ન કરવો વારુ?

પ્રચંડ અગ્નિનૌકા (સ્ટીમર) અને શક્તિમાન્ રેલ્વે એન્જીન ચાલે છે, ફરે છે અને યથેચ્છ દોડે છે, પરન્તુ તેઓ બુદ્ધિ રહિત છે અને રેલ્વેલાઇનપરનો એક કીડો પોતાના જીવનને બચાવવામાટે સાથી સંચાર કરે છે, સંચારનો વ્યાપાર ઉભયમા એક છે, પણ કીડામા બુદ્ધિની વિશેષતા છે. સ્ટીમર અને રેલ્વે એન્જીન ઇત્યાદિ યન્ત્રોમા બુદ્ધિ અને જ્ઞાનનો અભાવ હોવાથી તેમનામા ભયના જ્ઞાનનો પણ અભાવ હોય છે અને તેઓ નિયમનુ ઉલ્લઘન પણ કરતાં નથી પરન્તુ તે ક્ષુદ્ર કીડાની અવસ્થા એથી સર્વથા ભિન્ન જ હોય છે—આત્મસરક્ષણમાટે તે સૃષ્ટિના નિયમને ઉલ્લંઘવાનો પ્રયત્ન કરતો પણ મળી આવે છે. હવે તેને એ પ્રયત્નમાં વિજય મળે, કિંવા ન મળે, એ વિષય જૂદો છે, પરન્તુ તે યત્ન તો કરવાનો જ એ નિશ્ચિત છે જેટલા પ્રમાણમાં એવા સુખમાટેના પ્રયત્નો પ્રત્યક્ષ સૃષ્ટિમા સિદ્ધ થાય છે, તેટલા પ્રમાણમા જીવાત્માની ગુરુતાની વિશેષ વૃદ્ધિ થાય છે એવી રીતે પ્રત્યેક પ્રયત્નને યશસ્વી કરવાનું સામર્થ્ય જે જીવમા હોય છે, તે જીવ ઈશ્વરપદવીને પ્રાપ્ત કરી શકે છે. તેની ઇચ્છાશક્તિ એટલી બધી પ્રબળ હોય છે કે, તેની ઇચ્છા અને તે ઇચ્છાની પૂર્તિ એ ઉભયનો એકસમયાવચ્છેદે જ ઉદ્ભવ થઈ જાય છે. વચ્ચેના અન્ય પ્રયત્નોની એના માટે અપેક્ષા જ હોતી નથી અર્થાત્ ઈશ્વરની ઇચ્છા સપૂર્ણ ફળદ્રૂપા હોવાથી ઈશ્વર સર્વશક્તિમાન્ છે

હવે શિક્ષણ એટલે શુ? પુસ્તકાભ્યાસ જ શિક્ષણ છે કે શુ? નહિ. ત્યારે નાનાવિધ જ્ઞાન તે જ શિક્ષણ કે? જી નહિ, એ પણ શિક્ષણ નથી. અર્થાત્ વિસ્તૃત વાચનથી જ્ઞાનદર્શક શબ્દોનો મસ્તિષ્કમાં મહાન્ સગ્રહ કરવો, એનું નામ શિક્ષણ નથી 'શિક્ષણ' એ બહુ જ વ્યાપક અર્થને દર્શાવનારો શબ્દ છે. જો કેવળ શબ્દભંડારનેજ જ્ઞાન માનવામા આવે તો તો અમુક બૃહત્ શબ્દકોષને પણ આપણે 'સુશિક્ષિત' ના ઉપાધિથી જ ઓળખવો જોઇએ. અનેક પ્રકારના વિષયોમા મત આપી શકવાની યોગ્યતા પ્રાપ્ત થાય, એ પણ સત્ય શિક્ષણનું લક્ષણ નથી. પોતાની ઇચ્છાશક્તિનો નિગ્રહ કરીને તેને યોગ્ય માર્ગમા ચલાવવાનું અને પ્રત્યક્ષ ફલદાયિની બનાવવાનુ કાર્ય જે વાચન, મનન કિંવા વર્તનથી સાધ્ય થાય, તેને જ શિક્ષણ જાણવુ. હવે જે શિક્ષણનુ એવુ પરિણામ આવ્યુ છે કે, વશપરપરાથી બળાત્કારના યોગે ઇચ્છાશક્તિ કચડાની જાય છે અને તેનો લગભગ વધ પણ થઈ ચૂક્યો છે, જેના પ્રહારથી, નવીન ભાવનાઓ ઉદ્ભવવાની વાર્તા તો દૂર રહી, પણ જૂની ભાવનાઓ પણ એક પછી એક અદૃશ્ય થતી જાય છે અને જે શિક્ષણ ધીમે ધીમે મનુષ્યને યન્ત્રનું સ્વરૂપ આપતું જાય છે, તે શિક્ષણને આપ શિક્ષણના નામથી ઓળખશો ખરાં કે? મારો પોતાનો તો એવો જ અભિપ્રાય છે કે, મનુષ્યના બુદ્ધિવર્ધનને પૂર્ણ અવ

કાશ અને સ્વતંત્રતા મળવાથી તેના વર્તનમા કદાચિત્ કેટલાક સમય પર્યન્ત પ્રમાદો થતા દેખાશે, પરતુ કેવળ યાન્ત્રિક પદ્ધતિથી થતા શુદ્ધ વર્તન કરતા એવા પ્રમાદો જ પરિણામે વિશેષ શ્રેયસ્કર થવાના વળી જે પાષાણરાશિ સમાન, જીવનરહિત યત્ર સમાન અને માટીના પિંડોના ઢગના સમાન મનુષ્યસમુદાયનો બનેલો સમાજ છે, તે સમાજ નામ ધરાવવાને યોગ્ય છે કે? એવા મૃત્પિડસમાન સમાજથી આ સૃષ્ટિમા કલ્યાણની શી આશા રાખી શકાય વારુ? જો એવા સમાજના યોગે કાંઈ પણ હિત કિંવા કલ્યાણનો સભવ હોત, તો શતાનુશત વર્ષોથી ગુલામ હોવાને બદલે આપણે પૃથ્વીમા સર્વ કરતા મહત્તમ રાષ્ટ્ર તરીકે જ મનાતા હોત, અને આપણી આ પવિત્રતમ ભરતભૂમિ મૂઢતાની ખનિ હોવાને બદલે શિક્ષણ અને વિદ્યાકળાના શાશ્વત ભડારરૂપ બની જવાનો જ સભવ હતો. પણ અફસોસ કે તેમ થયુ નથી અને તે જ બતાવી આપે છે કે, આપણો સમાજ નિર્જીવ છે, નિ સત્ત્વ છે અને નિરર્થક છે.

'ત્યારે તો પ્રત્યેક મનુષ્યે કેવળ પોતાના કલ્યાણનો જ વિચાર કરવો જોઈએ, સમાજના કલ્યાણમાટે વ્યક્તિએ પોતાના કલ્યાણનુ બલિદાન આપવાની કાંઈ પણ આવશ્યકતા નથી અને સ્વાર્થ ત્યાગ ન જ કરવો' એવો જતમારા કહેવાનો ભાવાર્થ થાય છે એટલે કે, તમારી દૃષ્ટિમા તો સ્વાર્થત્યાગ, એ એક મોટામા મોટો દુર્ગુણ જ છે, એમ જ જણાય છે, એવો અહીં કેટલાકો આક્ષેપ કરશે, પણ તેમને મારો એ ઉત્તર છે કે, મહાશય! આપ હજી સ્વાર્થત્યાગ શબ્દના ખરા અર્થને સમજી શક્યા નથી! સાબૂથી ગમે તેટલો ન્હવડાવો, પણ ગધેડાનો ઘોડો થતો નથી અને સોમણ સાબૂએ ચોળી ચોળીને ન્હવડાવ્યા છતાં શીદીભાઈ ગોરા થતા નથી, એ તો આપ જાણતા હશો જ. અમુક ભીખારી કરકસરથી વર્તે છે, અમુક દુષ્કાળગ્રસ્ત એકાદશીનુ પુણ્ય સપાદન કરે છે અને ગાડો માણસ નિર્વિકાર રહે છે, એમ કહેવામા અર્થ શો? ભીખારી પાસે વધારે પૈસા ન હોવાથી તે કરકસરથી વર્તે, એ સ્વાભાવિક જ છે, દુષ્કાળગ્રસ્તને ખાવાનું ન મળતુ હોય એટલે સહજ એકાદશી વ્રતનો પ્રસગ આવવાનો જ અને ગાડાના હૃદયમાની બધી લાગણીઓ મરી ગએલી હોવાથી તે નિર્વિકાર હોવાનો જ જે હૃદયશૂન્ય, મહત્ત્વાકાક્ષારહિત અને સમાજના અર્થથી પણ અજ્ઞાત હોય, તે આત્મબલિદાન શુ આપે વારુ? સતીને બળાત્કારે ચિતાપર ચઢાવવાથી મૃત પતિપ્રતિ ભક્તિની શી ભાવના પ્રદર્શિત થાય છે, તે હુ સમજી શકતો નથી અધ શ્રદ્ધાના શિક્ષણથી લોકો પાસેથી ઉચ્ચ કૃત્યો કરાવવાની શી અગત્ય છે? હુ કહુ છુ કે સમાજબધનને તમારાથી કરી શકાય તેટલા ઢીલા કરી નાખો અને લોકોને સ્વતત્રતા આપો મનથી જ મનની શુદ્ધિ થવાનો કદાપિ સભવ છે ખરો કે? બધનનો

બંધનવડે જ નાશ કરી શકાય એમ છે ખરું કે? પણ એ વાત ક્યાં છે? જેમનો આખો જન્મ ગુલામગિરીમાં જ વીતી ગયો છે, જેમને આપણે મનુષ્ય છીએ કે કોઈ અન્ય પ્રાણી છીએ, એનું પણ ભાન રહ્યું નથી, બીજાની લાતો ખાવામાં જ જેમને જન્મની સાર્થકતા થએલી દેખાય છે અને 'અમે બીજાની અંજલિથી પાણી પીનારા છીએ,' એમ બોલવામાં જેઓ પોતાની શોભા વધેલી માને છે, એવા માનવજાતિકલંકોએ તો 'સ્વાર્થત્યાગ'એ શબ્દનો ઉચ્ચાર માત્ર પણ કદાપિ કરવો નહિ. બીજા લોકો બળાત્કારે કોઈપણ કાર્ય તમારા હાથે કરાવે અને તમે પોતાના મનુષ્યત્વને ભૂલી જઇને તે કાર્ય કરો—ત્યાર પછી એ કાર્યને 'સ્વાર્થત્યાગ'ના નામથી ઓળખવું, એ જ તમારા વર્તમાન સ્વાર્થત્યાગનો ખરો અર્થ છે? એવી રીતે વર્તીને ઐહિક તથા પારમાર્થિક—પારલૌકિક સ્વાતંત્ર્યને મેળવવાની આકાંક્ષા ધરાવનારા તમારા જેવા મૂર્ખ તમે પોતે જ છો! બુદ્ધે સમસ્ત જગતના કલ્યાણમાટે રાજ્યનો પણ પરિત્યાગ કર્યો હતો, તેવી રીતે સમાજના કલ્યાણમાટે પોતાનાં સર્વ સુખોનો તમે આનંદથી ભોગ આપી દેશો, ત્યારે જ તમે બુદ્ધ થશો અને ત્યારે જ તમે સ્વતંત્ર થશો; પણ એમ થવું હજી બહુ દૂર છે! એ સ્વાતંત્ર્ય અને એ બુદ્ધતા ને તમે બળાત્કારદ્વારા જ પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવો છો કે શું? આપણા સમાજમાંની અનેક વિધવાઓ તે આપણા સ્વાર્થત્યાગનું એક સારામાં સારું ઉદાહરણ છે ખરું કે નહિ? બાળ લગ્નની રૂઢિ તમને કેટલી બધી પ્રિય લાગે છે, એની કલ્પના તમે પોતે જ કરી શકો એમ છો! આવી સુંદર રૂઢિ બીજા કોઈ પણ દેશમાં મળવાની નથી! આવા સુંદર બાળલગ્નથી પતિ અને પત્ની વચ્ચે જે અગાધ પ્રેમનો સંભવ થાય છે, તે ખરેખર અવર્ણનીય જ છે! તમારા વિશે નિરંતર આવા પોકારો આજકાલ થયા કરે છે તે ધ્યાનથી સાંભળો અને શર્માઓ—લજાઓ. બ્રાહ્મણો સર્વને સ્વાર્થત્યાગનો ઉપદેશ આપે છે ખરા અને કહે છે કે, 'મનુષ્યે સ્વાર્થત્યાગ કરવો જ જોઇએ!' પણ એ મનુષ્યમાં તેઓ પોતાને મનુષ્ય તરીકે ગણતા નથી અને તેથી તેમના વિચાર પ્રમાણે તેમને પોતાને સ્વાર્થત્યાગ કરવાની જરા પણ આવશ્યકતા નથી. બ્રાહ્મણો કહે છે કે, 'આ જગતમાં પરોપકાર કરવો, એના જેવું બીજું કોઈ પુણ્ય નથી. એ ઉપકાર—પરોપકાર તન મન ધનથી કરવો જોઇએ!' પણ એ નિયમ બ્રાહ્મણોમાટે નથી. બ્રાહ્મણથી ભિન્ન કેવળ બીજી જાતિઓમાટે જ છે. અર્થાત્ કે, કેવળ બ્રાહ્મણેતર જાતિઓએ સ્વાર્થત્યાગ કરવો અને પોતાની જે સંપત્તિ હોય, તેને ક્ષણભંગુર અને નાશવંત જાણીને બ્રાહ્મણોને સ્વાધીન કરી દેવી! આપણા દેશમાંનાં માતાપિતા અને અન્ય સંબંધી જનો પોતાને સમાજના પ્રહારથી બચાવવામાટે અને પોતાની સ્વાર્થમય પ્રતિષ્ઠાને જાળવવામાટે પોતાનાં બાળકોના હિતનો સદાને માટે ભોગ

આપી દે છે અને તે બાળકોનાં મન વંશપરંપરાથી એવા જ ઉપદેશવડે કેળવાયલાં હોવાથી તેમને—એ માતાપિતા ઇત્યાદિને—બાળકોને પૂર્ણ પરતંત્ર બનાવવાના કાર્યમાં ઘણી જ સુગમતા અને સુલભતા થઈ પડે છે. જે વીરનર હોય છે, તે જ કેવળ એ પ્રતિબંધોનો—વિનાશકારક પ્રતિબંધોનો—વીરતાથી અસ્વીકાર કરી શકે છે! પરંતુ બ્હીકણ અને દુર્બલહૃદયી મનુષ્યસમાજમાં પોતાની નિન્દા થવાના ભયથી એક હાથે પોતાની આંખોમાંનાં આંસુઓ લૂછતો જાય છે અને બીજા હાથે બ્રાહ્મણ જે માગે તે આપતો જાય છે! એવા દાનથી લાભ શો? સર્વવ્યાપક પ્રેમનો પંથ બહુ જ દૂર છે. પ્રથમ રોપાનું રક્ષણ કરીને તેને ઉછેરવું જોઇએ, એટલે ત્યાર પછી જ તેનો વિસ્તાર થઈ શકે છે. વિશ્વવ્યાપક પ્રેમને પ્રાપ્ત કરવાની આશા ધીમે ધીમે જ રાખી શકાય છે; પ્રથમ તો એક વ્યક્તિમાં જ કિંવા એક જ વિષયમાં નિઃસ્વાર્થ પ્રેમ રાખવાનો છે. જો એક વિશિષ્ટ ઇષ્ટદેવમાં પૂર્ણ ભક્તિભાવ બંધાઈ જાય, તો પછી વિશ્વવ્યાપક વિરાટ્ ભક્તિનું ધીમે ધીમે પોતાની મેળે જ આગમન થાય છે અને વિશ્વપ્રેમનો ભંડાર શક્યતાથી પ્રાપ્ત થાય છે.

એટલા માટે જ્યારે એક મનુષ્ય અન્ય એક જ વ્યક્તિના હિતમાટે સ્વાર્થત્યાગ કરવાને શક્તિમાન્ થાય, ત્યારે જ તેણે સમાજના કલ્યાણમાટે સ્વાર્થત્યાગ કરવામાટેનો ઉચ્ચાર કરવો; તેથી પ્રથમ એ શબ્દનો ઉચ્ચાર માત્ર પણ કરવો નહિ. વાસનામય કર્મ જ અંતે નિર્વાસનામય કર્મના પ્રદેશમાં લઈ જાય છે. જો પ્રારંભમાં વાસના અસ્તિત્વ જ ન ધરાવતી હોય, તો પછી એ વાસનાનો ત્યાગ શક્ય છે ખરો કે? જો અંધકારનું અસ્તિત્વજ ન હોય, તો પછી પ્રકાશ શબ્દની સિદ્ધિ જ ક્યાંથી થઈ શકે વારુ? અર્થાત્ જે વસ્તુ હોય છે, તેનો જ ત્યાગ સંભવે છે.—'मूलं नास्ति कुतः शाखा ?' એટલા માટે પ્રથમતઃ વાસનામય—મોહયુક્ત સેવા જ આવે છે—પ્રથમ વિશિષ્ટ સ્વલ્પ ઇષ્ટની સેવાથી જ ભક્તિનો આરંભ કરો, એટલે પછી વિરાટ્ સ્વરૂપનો પોતાની મેળે જ આવિર્ભાવ થશે અને તમે વિશ્વપ્રેમના ભોક્તા થઈ શકશો. આશાજનક પરિસ્થિતિ પ્રાપ્ત કરી લીધા પછી વૈરાગ્યનું ખરું તેજ પોતાની મેળે જ વિસ્તરવા માંડશે.

માતુશ્રી! આમ ઉદાસીન અને ચિન્તાતુર ન થશો. જે મહાન્ વૃક્ષ હોય છે, તેને જ વેગવાન્ વાયુનો આઘાત સહન કરવો પડે છે. અગ્નિને ફૂંકવાથી જ તે વધારે ઉજ્જ્વલતાથી બળવા માંડે છે; સર્પના શિરપર આઘાત થયાવિના તે પોતાની ફણાને ઊંચી કરતો નથી; ઇત્યાદિ અનેક ઉદાહરણો છે. જ્યારે હૃદયમાં તીવ્ર વ્યથાનો આવિર્ભાવ થાય છે, ત્યારે તરફથી મનુષ્ય દુઃખ અને શોકના તોફાનમાં ઘેરાઈ જાય છે અને જ્યારે આશા તથા ઉત્સાહનો સર્વથા લોપ થઈ જાય છે, તે વેળાએ જ એ મહાન્ આધ્યાત્મિક અવસ્કંદના

બલનવડે જ નાશ કરી શકાય એમ છે ખરું કે? પણ એ વાતો ક્યાં છે? જેમનો આખો જન્મ ગુલામગિરીમાં જ વીતી ગયો છે, જેમને આપણે મનુષ્ય છીએ કે કોઈ અન્ય પ્રાણી છીએ, એનું પણ ભાન રહ્યું નથી, બીજાની લાતો ખાવામાં જ જેમને જન્મની સાર્થકતા થએલી દેખાય છે અને 'અમે બીજાની અંજલિથી પાણી પીનારા છીએ,' એમ બોલવામાં જેઓ પોતાની શોભા વધેલી માને છે, એવા માનવજાતિકલંકોએ તો 'સ્વાર્થત્યાગ'એ શબ્દનો ઉચ્ચાર માત્ર પણ કદાપિ કરવો નહિ બીજા લોકો બળાત્કારે કોઈપણ કાર્ય તમારા હાથે કરાવે અને તમે પોતાના મનુષ્યત્વને ભૂલી જઇને તે કાર્ય કરો—ત્યાર પછી એ કાર્યને 'સ્વાર્થત્યાગ'ના નામથી ઓળખવું, એ જ તમારા વર્તમાન સ્વાર્થત્યાગનો ખરો અર્થ છે? એવી રીતે વર્તીને ઐહિક તથા પારમાર્થિક—પારલૌકિક સ્વાતંત્ર્યને મેળવવાની આકાંક્ષા ધરાવનારા તમારા જેવા મૂર્ખ તમે પોતે જ છો! બુદ્ધે સમસ્ત જગતના કલ્યાણમાટે રાજ્યનો પણ પરિત્યાગ કર્યો હતો, તેવી રીતે સમાજના કલ્યાણમાટે પોતાનાં સર્વ સુખોનો તમે આનંદથી ભોગ આપી દેશો, ત્યારે જ તમે બુદ્ધ થશો અને ત્યારે જ તમે સ્વતંત્ર થશો, પણ એમ થવું હજી બહુ દૂર છે! એ સ્વાતંત્ર્ય અને એ બુદ્ધતા ને તમે બળાત્કારદ્વારા જ પ્રાપ્ત કરવાની ઇચ્છા ધરાવો છો કે શું? આપણા સમાજમાંની અનેક વિધવાઓ તે આપણા સ્વાર્થત્યાગનું એક સારામા સારું ઉદાહરણ છે ખરું કે નહિ? બાળ લગ્નની રૂઢિ તમને કેટલી બધી પ્રિય લાગે છે, એની કલ્પના તમે પોતે જ કરી શકો એમ છો! આવી સુન્દર રૂઢિ બીજા કોઈ પણ દેશમાં મળવાની નથી! આવા સુંદર બાળલગ્નથી પતિ અને પત્ની વચ્ચે જે અગાધ પ્રેમનો સંભવ થાય છે, તે ખરેખર અવર્ણનીય જ છે! તમારા વિશે નિરંતર આવા પોકારો આજકાલ થયા કરે છે તે ધ્યાનથી સાંભળો અને શર્માઓ—લજાઓ. બ્રાહ્મણો સર્વને સ્વાર્થત્યાગનો ઉપદેશ આપે છે ખરા અને કહે છે કે, 'મનુષ્યે સ્વાર્થત્યાગ કરવો જ જોઇએ!' પણ એ મનુષ્યમા તેઓ પોતાને મનુષ્ય તરીકે ગણતા નથી અને તેથી તેમના વિચાર પ્રમાણે તેમને પોતાને સ્વાર્થત્યાગ કરવાની જરા પણ આવશ્યક્તા નથી. બ્રાહ્મણો કહે છે કે, 'આ જગતમાં પરોપકાર કરવો, એના જેવું બીજું કોઈ પુણ્ય નથી એ ઉપકાર—પરોપકાર તન મન ધનથી કરવો જોઇએ!' પણ એ નિયમ બ્રાહ્મણોમાટે નથી બ્રાહ્મણથી ભિન્ન કેવળ બીજી જાતિઓમાટે જ છે. એટલે કે, કેવળ બ્રાહ્મણેતર જાતિઓએ સ્વાર્થત્યાગ કરવો અને પોતાની જે સંપત્તિ હોય, તેને ક્ષણભંગુર અને નાશવત જાણીને બ્રાહ્મણોને સ્વાધીન કરી દેવી! આપણા દેશમાના માતાપિતા અને અન્ય સમ્બંધી જનો પોતાને સમાજના પ્રહારથી બચાવવામાટે અને પોતાની સ્વાર્થમય પ્રતિષ્ઠાને જાળવવામાટે પોતાના બાળકોના હિતનો સદાને માટે ભોગ

આપી દે છે અને તે બાળકોનાં મન વંશપરંપરાથી એવા જ ઉપદેશવડે કેળવાયલાં હોવાથી તેમને—એ માતાપિતા ઇત્યાદિને—બાળકોને પૂર્ણ પરતંત્ર બનાવવાના કાર્યમાં ઘણી જ સુગમતા અને સુલભતા થઈ પડે છે. જે વીરનર હોય છે, તે જ કેવળ એ પ્રતિબંધોનો—વિનાશકારક પ્રતિબંધોનો—વીરતાથી અસ્વીકાર કરી શકે છે! પરંતુ બ્હીકણુ અને દુર્બલહૃદયી મનુષ્યસમાજમાં પોતાની નિન્દા થવાના ભયથી એક હાથે પોતાની આંખોમાંનાં આંસૂઓ લૂછતો જાય છે અને બીજા હાથે બ્રાહ્મણ જે માગે તે આપતો જાય છે! એવા દાનથી લાભ શો? સર્વવ્યાપક પ્રેમનો પંથ બહુ જ દૂર છે. પ્રથમ રોપાનું રક્ષણ કરીને તેને ઉછેરવું જોઇએ, એટલે ત્યાર પછી જ તેનો વિસ્તાર થઈ શકે છે. વિશ્વવ્યાપક પ્રેમને પ્રાપ્ત કરવાની આશા ધીમે ધીમે જ રાખી શકાય છે; પ્રથમ તો એક વ્યક્તિમાં જ કિંવા એક જ વિષયમાં નિઃસ્વાર્થ પ્રેમ રાખવાનો છે. જો એક વિશિષ્ટ ઇષ્ટદેવમાં પૂર્ણ ભક્તિભાવ બંધાઈ જાય, તો પછી વિશ્વવ્યાપક વિરાટ્ ભક્તિનુ ધીમે ધીમે પોતાની મેળે જ આગમન થાય છે અને વિશ્વપ્રેમનો ભંડાર શક્યતાથી પ્રાપ્ત થાય છે.

એટલા માટે જ્યારે એક મનુષ્ય અન્ય એક જ વ્યક્તિના હિતમાટે સ્વાર્થત્યાગ કરવાને શક્તિમાન્ થાય, ત્યારે જ તેણે સમાજના કલ્યાણમાટે સ્વાર્થત્યાગ કરવામાટેનો ઉચ્ચાર કરવો; તેથી પ્રથમ એ શબ્દનો ઉચ્ચાર માત્ર પણ કરવો નહિ. વાસનામય કર્મ જ અંતે નિર્વાસનામય કર્મના પ્રદેશમાં લઈ જાય છે. જો પ્રારંભમાં વાસના અસ્તિત્વ જ ન ધરાવતી હોય, તો પછી એ વાસનાનો ત્યાગ શક્ય છે ખરો કે? જો અંધકારનું અસ્તિત્વજ ન હોય, તો પછી પ્રકાશ શબ્દની સિદ્ધિ જ ક્યાંથી થઈ શકે વારુ? અર્થાત્ જે વસ્તુ હોય છે, તેનો જ ત્યાગ સંભવે છે.—'मूलं नास्ति कुतः शाखा ?' એટલા માટે પ્રથમતઃ વાસનામય—મોહયુક્ત સેવા જ આવે છે—પ્રથમ વિશિષ્ટ સ્વલ્પ ઇષ્ટની સેવાથી જ ભક્તિનો આરંભ કરો, એટલે પછી વિરાટ્ સ્વરૂપનો પોતાની મેળે જ આવિર્ભાવ થશે અને તમે વિશ્વપ્રેમના ભોક્તા થઈ શકશો. આશાજનક પરિસ્થિતિ પ્રાપ્ત કરી લીધા પછી વૈરાગ્યનું ખરું તેજ પોતાની મેળે જ વિસ્તરવા માંડશે.

માતુશ્રી! આમ ઉદાસીન અને ચિન્તાતુર ન થશો. જે મહાન્ વૃક્ષ હોય છે, તેને જ વેગવાન્ વાયુનો આઘાત સહન કરવો પડે છે. અગ્નિને ફૂંકવાથી જ તે વધારે ઉજ્જ્વલતાથી બળવા માંડે છે; સર્પના શિરપર આઘાત થયાવિના તે પોતાની ફણાને ઊંચી કરતો નથી; ઇત્યાદિ અનેક ઉદાહરણો છે. જ્યારે હૃદયમાં તીવ્ર વ્યથાનો આવિર્ભાવ થાય છે, ત્યારે તરફથી મનુષ્ય દુઃખ અને શોકના તોફાનમાં ઘેરાઈ જાય છે અને જ્યારે આશા તથા ઉત્સાહનો સર્વથાલોપ થઈ જાય છે, તે વેળાએ જ એ મહાન્ આધ્યાત્મિક અવસ્કંદના

મધ્યભાગમાંથી બ્રહ્મતેજનો ઉદ્ભવ થાય છે—એટલે કે, અંતરમાં બ્રહ્મજ્ઞાનજ્યોતિ જાગ્રત થાય છે! વિલાસવૈભવોની વિપુલતામાં ઉછરેલા અને જેમનાં નેત્રોમાંથી કદાપિ અશ્રુપાત થયો નથી એવા કયા પુરુષ મહાપુરુષ થયા છે અને અંતઃસ્થ બ્રહ્મનો સાક્ષાત્કાર કરી શક્યા છે, તે કૃપા કરીને મને બતાવશો? અત્યારની અત્યંત નિરાશાજનક પરિસ્થિતિ જ ભાવિ બ્રહ્મમય પરિસ્થિતિની જનની છે, એ કદાપિ ભૂલશો નહિ. અશ્રુપાતથી આપ ભયભીત શામાટે થાઓ છો? અશ્રુપાત નેત્રોને સ્વચ્છ કરે છે અને અંતર્જ્ઞાનને પણ જન્મ આપે છે. એમ થવાથી આ મનુષ્ય, આ પશુ અને આ જડ વૃક્ષ ઇત્યાદિ અનેકતામય ભેદદૃષ્ટિનો લોપ થાય છે અને તેના સ્થાનમાં અનંત અભેદ બ્રહ્મનો સાક્ષાત્કાર થવાથી પ્રત્યેક સ્થાનમાં અને પ્રત્યેક વસ્તુમાં બ્રહ્મનો જ પરિચય થયા કરે છે. ત્યાર પછી—

"समं पश्यन् हि सर्वत्र समवस्थितमीश्वरम् ।
न हिनस्त्यात्मनात्मानं ततो याति परां गतिम्" ॥

"સર્વત્ર સમાન અને સર્વત્ર સારી રીતે રહેલા આત્માને દેખતો જે આત્માવડે આત્માને હણતો* નથી, તે પરાગતિ (અક્ષરધામ)ને વિશે જાય છે." (શ્રીમદ્ભગવદ્ગીતા. અ. ૧૩. શ્લો. ૨૮)

સદૈવ આપનો શુભાનુચિન્તક,
વિવેકાનન્દ.

શ્રીમદ્ વિવેકાનંદ સ્વામીનાં પત્રોનો પ્રથમ ભાગ સમાપ્ત.

* [illegible]

# દેવદૂત ક્રાઇસ્ટ.

મહાસાગરમા લહરી ઉત્પન્ન થાય છે અને પુનઃ ત્યાં પોલાણુ થઈ જાય છે. પુનઃ કદાચિત્ પ્રથમ કરતાં મોટી બીજી લહરી ઉદ્ભવે છે અને પુનઃ તે અદશ્ય થાય છે. એવી રીતે પાછો ઉઠાવ થાય છે—અને પ્રવાહ આગળ અને આગળ જ વધતો જાય છે અહીંના ભાજ્યઘડના માર્ગક્રમણુમા પણુ આપણુને આ ઉદય અને અસ્ત તથા ઉન્નતિ અને અવનતિ દેખાયા કરે છે, અને અસ્ત અથવા અવનતિને ભૂલી જઇને આપણે કેવળ ઉદય અથવા ઉન્નતિને જ જોઇએ છીએ. પરંતુ એ ઉભય આવસ્યકીય છે. એ બન્ને વસ્તુઓ મહત્ત્વની છે વિશ્વનો એ ધર્મ છે. આપણા વિચારોના જગતમાં હો, આપણા સમાજમાના સંબધના જગતમાં હો, કિંવા આપણા આધ્યાત્મિક વિષયમા હો, પણુ એ પરસ્પરાનુવર્તત્વની—આ ઉત્થાનની હીનચાન તો એક સરખી ચાલતી ને ચાલતી જ છે. એટલા માટે જ કાળના સંક્રમણુમાંના મોટા મોટા બનાવો, ઉદાર ધ્યેયોને,—તેઓ સારી રીતે પચી શકે એટલામાટે, તેમને સારી રીતે ચાખી શકાય એટલામાટે, તેઓ પરિસ્થિતિને અનુરૂપ થાય એટલામાટે, તેમનામા ટકી રહેવાની શક્તિ આવે એટલામાટે અને તેમનાથી ઉન્નતિ અને મહા ઉન્નતિમાટેનું સામર્થ્ય મેળવી શકાય એટલામાટે,—પુનઃ કોણુ જાણે દૂખવામાટે કે શુ, આગળ ધકેલવામાં આવે છે

રાષ્ટ્રનો ઇતિહાસ પણ નિત્ય એવા જ પ્રકારનો છે આજે જેના ચારિત્ર્યનો આપણે વિચાર કરવાનો છે, તે દેવદૂત, તે મહાત્મા, તેની જાતિના ઇતિહાસમાંના જે કાળને આપણે મહા અવનતિનો કાળ કહી શકીએ, તે અવનતિના કાળમા જન્મ્યો હતો. તેના વિશે જે કાંઈ થોડીક માહિતી મળી શકે છે, તેના યોગે તેનાં વચનો તથા કાર્યોનો વચ્ચેવચ્ચેથી થોડાક ચમકાટ આપણા જોવામા આવી શકે છે. કારણુ કે, જો એ મહાત્માના સર્વે વચનો અને કૃત્યોને લખી રાખવામા આવ્યા હોત તો તેવડે આ સમસ્ત જગત્ ઉભરાઈ જાત, એમ જે કહેવામા આવે છે, તે સર્વથા યથાર્થ છે અને મહાત્મા ઇસુના ધર્મોપદેશના ત્રણુ વર્ષ એટલે જીવાજીવન ભરેલો અને કેન્દ્રીભૂત થએલો સપૂર્ણુ યુગ છે. તેનો આવિષ્કાર થવાને, તેમાનું કાર્ય સ્પષ્ટ થવાને આજે લગભગ બે હજાર વર્ષનો અવધિ લાગી ગયો છે, અને હજી પણુ કેટલો કાળ લાગશે, એની તો પરમાત્માને જ ખબર! તમારા અને મારા જેવા ક્ષુદ્ર મનુષ્યોમા તેજ અને કર્તત્વશક્તિ અત્યત અલ્પ પ્રમાણુમાં હોય છે. એટલે તેને ખર્ચવામાટે, તેમને પૂર્ણુતાથી લાબી પ્રસારવામાટે થોડી મિનિટો, થોડા કલાક અને બહુ થાય તો થોડા વર્ષો પૂરા થઈ પડે છે અને ત્યાર પછી આપણે

સત્ગને માટે લુપ્ત થઈ જઇએ છીએ. પરંતુ એ અવતરેલા મહાપુરુષ પ્રતિ લક્ષ આપો. શતકો અને યુગો વીત્યાં; તો પણ તે જગતમાં જે કર્તૃત્વશક્તિ અને જે તેજને મૂકી ગયો છે, તેનો અદ્યાપિ આવિષ્કાર થયો નથી, તેનો અદ્યાપિ વ્યય થયો નથી. જેમ જેમ યુગો વીતે છે, તેમ તેમ તેને અધિકાધિક બળ મળતું જાય છે.

મહાત્મા ક્રાઇસ્ટના જીવનમાં જે કાંઈ તમને દેખાય છે, તે સર્વ ભૂતકાળનું જીવન છે. પ્રત્યેક મનુષ્યનું જીવન એટલે એક દૃષ્ટિથી ભૂતકાળનું જ જીવન છે. તેના કુળનો ભૂતકાળ, અનુવંશિકત્વમાંથી, આસપાસની પરિસ્થિતિમાંથી, શિક્ષણમાંથી અને તેના પોતાના પુનર્જન્મમાંથી પસાર થઇને તેની પાસે આવે છે. આ પૃથ્વીનો ભૂતકાળ, સંપૂર્ણ વિશ્વનો ભૂતકાળ, એક દૃષ્ટિથી, પ્રત્યેક આત્માપર મુદ્રિત થએલો છે. આજે આપણે જે છીએ, તે શું છીએ? અનંત ભૂતકાળના હાથમાંનું એક પરિણામ, એક કાર્ય છીએ. ઘટનાઓના અખંડ પ્રવાહોમાંના, અપ્રતિહતતાથી આગળ અને પાછળ ધકેલાતા અને વિશ્રાંતિ લેવાને સર્વથા અસમર્થ એવા વિચિતરંગો વિના આપણે અન્ય શું છીએ વારુ? પરંતુ તમે અને હું સર્વથા ક્ષુદ્ર વસ્તુ, કેવળ પરપોટા જ છીએ. કાર્યના મહાસાગરમાં નિત્ય જ કેટલીક પ્રચંડ લહરીઓ ઉદ્ભવેલી હોય છે. તમારામાં અને મારામાં પોતાના વંશના ભૂતકાળનુ જીવન અતિશય અલ્પ પ્રમાણમાં ભરેલું હોય છે; પરંતુ એવા કેટલાક મહાપુરુષો છે, કે તેમનામાં બહુધા સમસ્ત ભૂતકાળનો ભંડાર ભરેલો હોય છે. તેમ જ ભવિષ્યકાળને, બાથમાં લેવામાટે પણ તેમણે પોતાના બાહુને પ્રસારેલા હોય છે. એ મહાપુરુષો એટલે માનવ્યની પ્રગતિને દર્શાવનારા, સ્થળે સ્થળ ઉભા કરેલા—રોપેલા—માર્ગદર્શક સ્તંભો જ છે. તેઓ ખરેખર રાક્ષસીય છે. તેમની છાયાએ સમસ્ત પૃથ્વીને આક્રમેલી છે. તેઓ અમૃત અને અનંત ઊભેલા છે! એ જ દેવદૂતે કહ્યા પ્રમાણે, 'કોઈ પણ મનુષ્યને, કોઈ પણ વેળાએ, ઈશ્વરના પુત્ર વિના અન્યત્ર કયાંય પણ ઈશ્વર દેખાયો નથી' એ સત્ય છે અને ઈશ્વરના પુત્ર વિના આપણે ઈશ્વરને અન્યત્ર ક્યાં જોવાના હતા વારુ? એ સત્ય છે કે, તમારામાં અને મારામાં, આપણામાંના સર્વથી દરિદ્રીમાં અને સર્વથી નીચ મનુષ્યમાં પણ ઈશ્વર ભરેલો છે; અને આપણે તેના પ્રતિબિંબ છીએ. તેજનું સ્ફુરણ તો સર્વમાં થયા કરે છે, તે સર્વગત છે; પરંતુ આપણે તે તેજને જોઈ શકીએ, એટલામાટે પ્રથમ દીપક પ્રકટાવવો પડે છે. પૃથ્વીપરના એ રાક્ષસીય દીપકના, એ ધર્મોપદેશકોના, એ માનવી દેવોના, એ અવતારોના, એ દેહધારી ઈશ્વરોના પ્રકાશથી સ્પષ્ટ થયા વિના તે વિશ્વમાં સર્વત્ર ભરેલો પરમેશ્વર દૃષ્ટિગોચર થઈ શકતો નથી.

ઇશ્વર છે, એ તો આપણે સર્વ સારી રીતે જાણીએ છીએ, છતાં પણ તે આપણને દેખાતો નથી, આપણે તેને જાણી શકતા નથી પ્રકાશને લઈ આવનારા એ મહાન્ દેવદૂતોમાના કોઈ પણ એકને લો, ઇશ્વરવિશે સર્વથા જગતના આરંભથી તે આજ પર્યન્ત આપણે જે કાંઈ પણ ઉચ્ચતમ કલ્પના કરી હોય, તે કલ્પના સાથે તેના પ્રત્યક્ષ ચારિત્રની તુલના કરો, એટલે એમ જ તમારા જાણવામાં આવશે કે, તમારો ઇશ્વર એ બેમને ઓછો પડે છે એ ધર્મસંસ્થાપકોનું ચારિત્ર્ય તમારી કલ્પનાશક્તિની સીમાથી બહારનુ છે એ પ્રત્યક્ષ દેહભૂતોએ વસ્તુત જે જીવન વીતાડ્યુ છે અને જે જીવનને ઉદાહરણીય તરીકે આપણા સમક્ષ રજૂ કર્યું છે, તેના કરતા ઇશ્વરવિશેની ઉચ્ચ કલ્પના પણ આપણાથી કરી શકાય તેમ નથી એ માનવ દેહધારી દેવોના ચરણોમા લેટીને જગતમા એજ કેવળ દિવ્ય આત્મા છે એમ માનવુ એ પાપ છે કે શુ? વસ્તુત ઇશ્વિરવિષયક જે કાંઈ પણ આપણી કલ્પનાઓ છે, તે કલ્પનાઓથી પણ જો તેઓ ખરેખરજ ઉચ્ચ પદવીના હોય, તો પછી તેમની પૂજા કરવામા હાનિ શી છે? કશી પણ હાનિ નથીજ માત્ર એટલુ જ નહિ, પણ પૂજાનો જો કોઈ પ્રત્યક્ષ અને શક્ય માર્ગ હોય, તો તે એ જ છે વાદવિવાદ કરીને કેવળ વિચારોના જગતમા જઇને, તમને જે માર્ગ ગમે તે માર્ગે તમે ગમે તેટલા પ્રયત્ન કરશો, તોપણ જ્યા સુધી આ માનવ જગતમાના જ તમે એક માનવ છો, ત્યા સુધી તમારુ વિશ્વ માનવી છે, તમારો ધર્મ માનવી છે અને તમારો પરમેશ્વર પણ માનવી જ હોવાનો વસ્તુસ્થિતિ એવી હોવી જ જોઇએ જેની આપણાથી સ્પષ્ટ કલ્પના પણ કરી શકાતી નથી, અને કોઈ એક પ્રત્યક્ષ મધ્યવર્તિ વસ્તુના સાહાય્ય વિના જેની પાસે પહોંચવુ કઠિન છે, એવા કેવળ વિચારમા વસનારા ધ્યેયને ત્યાગી દઇને પ્રત્યક્ષ અસ્તિત્વધારી વસ્તુનો સ્વીકાર ન કરે, એવો વ્યવહારશૂન્ય કોણ હોઈ શકે વારુ? એટલા માટે જ સર્વ યુગમા અને સર્વ દેશમા ઇશ્વરના એ અવતારો પૂજનયના છે

યહૂદી લોકોમાના એક અવતારના, મહાત્મા ક્રાઇસ્ટના જીવનનો આપણે આજે થોડોક વિચાર કરવાનો છે જ્યારે ક્રાઇસ્ટનો જન્મ થયો, તે વેળાએ યહૂદી લોકો જે સ્થિતિને હુ બે ઉન્નત લહરીઓના મધ્યભાગમાંનું અવનત પોલાણ કહું છુ તે સ્થિતિમા હતા પૂર્વપરંપરાને મડાગાઠ વાળીને વળગી રહેવાનો તે કાળ હતો જ્યારે મનુષ્યનું મન તે સમય પૂરતુ જાણે કે આગળ વધવાના કામથી કંટાળીને જે પૂર્વે જ મેળવેલું હોય, તેની જ સભાળ રાખવુ હોય છે, તે પ્રસગનો તે કાળ હતો જ્યારે જીવનના મહત્ત્વના, સર્વસાધારણ મોટામોટા નવીન પ્રશ્નોમા ધ્યાનની સલગ્નતા થવાને બદલે, પૂર્વના નિર્ણીત પ્રશ્નોના અગોપાગમા, ઝીણીઝીણી વાતોમા જ ધ્યાન વધારે પરોવાયલુ હોય છે, તેવા

પ્રસંગનો તે કાળ હતો. આગળ પાછળ આક્રમણ કરવાને બદલે તે વેળાએ પ્રગતિ સર્વથા અટકી ગઈ હતી. કરવા કરતાં થવા દેવાનો તે કાળ હતો. તે પરિસ્થિતિને હું દોષ આપતો નથી, એ આપે બરાબર ધ્યાનમાં રાખવાનું છે. તે પરિસ્થિતિની નિન્દા કે ટીકા કરવાનો આપણને લેશમાત્ર પણ અધિકાર નથી. કારણ કે, જો સર્વ એ પ્રમાણે થયું ન હોત, તો નાઝ્રેથના ઇસુમાં સસ્વરૂપ થએલો, તેનારૂપે દગ્ગોચર થએલો ત્યાર પછીનો ઉદય પણ સર્વથા અશક્ય જ થઈ પડ્યો હોત. યહૂદીઓમાંના કર્મનિષ્ઠ ફૅરિસી કિંવા ઉદ્ધટ તથા સંશયવાદી સૅડયૂસી પોતાના વિધિઓને સર્વથા અંતઃકરણપૂર્વક કરતા હશે; જે કર્મ તેઓ કરતા હશે, તેમાં કદાચિત્ તેઓ દંભી પણ હશે; પરંતુ તે ગમે તેવા હોવા છતાં એટલું તો સત્ય જ છે કે, તેમના તે જ ઘટકાવયવ હતા. એક છેડાપરના ફૅરિસી અને સૅડયૂસીના યોગે થએલો આઘાત બીજા છેડાપરના નાઝરથના ઇસુના વિલક્ષણ મસ્તિષ્કના સ્વરૂપમાં દેખાઈ આવ્યો.

નિત્યનાં ધર્મકૃત્યોમાંની ન્હાનીસૂની બાબતો, રૂઢ પદ્ધતિ, ઠરાવેલા નમૂના અને નિત્યના વિધિઓમાં ધ્યાન આપવાને કોઈ કોઈવાર હાસ્યાસ્પદ માનવામાં આવતું હશે, છતાં પણ તેમનામાં શક્તિ છે. ઘણીકવાર આગળ વધવામાં આપણી પુષ્કળ શક્તિ ખર્ચાઈ જાય છે. ધાર્મિક વિષયોમાં ઉદારમતવાદી મનુષ્ય કરતાં ધર્મોન્મત્ત મનુષ્ય અધિક સામર્થ્યવાન્ હોય છે, એ વાર્ત્તા સર્વથા સત્ય છે. અર્થાત્ ધર્મોન્માદમાં પણ એક મહાન્ ગુણ રહેલો છે; કારણ કે, તે કર્તૃત્વશક્તિના એક મોટા સંગ્રહને સંભાળી રાખે છે. એ જેવી રીતે વ્યક્તિની સ્થિતિ છે, તેવી જ સમસ્ત જાતિની અવસ્થા પણ હોય છે. તે પણ એવી જ રીતે સંભાળી રાખવામાટે કર્તૃત્વશક્તિનો, સ્ફુરણ શક્તિનો સંગ્રહ કરે છે. બાહ્ય શત્રુઓના યોગે ચારે તરફથી ઘેરાયલી, રોમન લોકોના યોગે, બૌધિક જગતમાં રૂઢ થવા માંડેલા ગ્રીક વિચારોના પ્રચારના યોગે અને ભારતવર્ષ આદિ તરફથી આવતી લહરીઓના યોગે મધ્યવર્ત્તિ કેન્દ્રપ્રતિ ધકેલાયલી; મન, શરીર તથા નીતિ આદિ સર્વ દૃષ્ટિથી અવનત થએલી, યહૂદીઓની સમસ્ત જાતિ, તેમના વંશજોમાંથી અદ્યાપિ અદૃશ્ય ન થએલી આંતરિક, સંકલિત અને પ્રચંડ પોતપોતામાંની શક્તિના આધારે ઉભી હતી. તે જાતિને પોતાની સર્વ સ્ફુરણશક્તિને જેરૂસેલમ અને જ્યૂધર્મમાં જ સંઘરી રાખવી પડી, કેન્દ્રીભૂત કરવી પડી અને જગતની સર્વ શક્તિઓના ધર્મ પ્રમાણે એકવાર એકત્ર થવા પછી તેનાથી તે જ સ્થિતિમાં એક સ્થળે રહી ન શકાયું. તેનો વ્યય થવો જ જોઇએ, તેનો વિસ્તાર થવો જ જોઇએ. પૃથ્વીપર એવી એક પણ શક્તિ નથી, કે, જેને કોઇથી પણ લાંબા સમય સુધી આકુંચિત મર્યાદામાં રાખી શકાય. પછીના

કાળમાં તેનો વિસ્તાર થશે, એવા આશયથી લાબા સમય પર્યન્ત તેને દાબી રાખી શકાય તેમ નથી

યહૂદીવંશમા કેન્દ્રીભૂત થએલી એ સ્ફુરણશક્તિ, પછીના કાળમા ક્રિશ્ચિયન્ ધર્મના ઉદયના રૂપે પ્રકટ થઈ. એકત્ર થયેલા ભિન્નભિન્ન પ્રવાહોનો એક મોટો પ્રવાહ થયો. ધીમેધીમે બધા ન્હાનાન્હાના પ્રવાહો એકત્ર થતા તેમની એક પ્રચડ લહરી બની ગઈ અને તેના શિખર ભાગે નાજરથનો ઇસૂ ઉભેલો જગતને દેખાયો. આ રીતે કોઇપણ ધર્મસંસ્થાપક તેના પોતાના જીવનસમયના કાળવડે બનેલો હોય છે, તેના વશના ભૂત કાળવડે બનેલો હોય છે, અને તે પોતે ભવિષ્યકાળનો ઉત્પાદક હોય છે. આજની વસ્તુ ભૂતકાળનું કાર્ય છે અને ભવિષ્યકાળનું કારણ છે દેવદૂત એ સ્થિતિમાં હોય છે. તેના વંશમાં જે કાંઈ પણ ઉત્તમ હોય છે, અને જે કાંઈ પણ મહત્ત્વનું હોય છે, તે સર્વની તે પ્રતિમા હોય છે. જે માનવી વશમા તેનો જન્મ થયો હોય, તે વશ યુગોના યુગપર્યન્ત જેના માટે ઝગડતો રહે, તે જીવન, તે અર્થ તેનામા ભરેલો હોય છે, અને તે પોતે ભવિ-ષ્યકાળને સ્ફૂર્ત્તિ આપે છે, અને તે સ્ફૂર્ત્તિ કેવળ તેના જ વંશને નહિ, કિન્તુ જગતમાના બીજા અસખ્ય વશોને અપાયલી હોય છે.

બીજી એ વાર્તા તમારે સ્મરણમા રાખવી જોઇએ એ નાજરથના મહા ધર્મસસ્થા પક વિશેના મારા વિચારો પૂર્વ દેશની દૃષ્ટિ અનુસારજ હોવાના. વળી તમે ઘણીકવાર એ પણ ભૂલી જાઓ છો કે, નાજરથ પોતે પણ પૌરસ્ત્યોમાનો પૌરસ્ત્યજ હતો. નીલ નેત્ર અને પિંગળ કેશ આપીને તેને રગવાનો તમે ગમે તેટલો અને ગમે તેવો પ્રયત્ન કરો, છતા તે તો પૌરસ્ત્યજ હતો તે જ કલ્પના, દૃષ્ટાન્ત અને ઉપમાથી બાઇબલ લખાયલુ છે બાઇબલમાંના દેખાવો, સ્થળો, મન પ્રવૃત્તિ, જનસમાજ, કાવ્ય અને પ્રતિમા આદિ સર્વ આપણને પૂર્વ દેશનો જ બોધ કરાવે છે. તેમા વર્ણવેલા, તે નિરભ્ર આકાશ, તે ઉષ્ણતા, તે સૂર્ય, તે રેતાળ મેદાનો, તૃષાક્રાન્ત થએલા મનુષ્ય અને બીજા પ્રાણીઓ, કૂવામાનુ પાણી ભરી લઈ જવામાટે માથાપર ઘડા મૂકીને આવનારા સ્ત્રીપુરુષો, તે પશુઓના સમુદાય, તે હળ ખેડનારા, આસપાસ ચાલતી વાવણી, તે પાણીની ચક્રીઓ, રેંટ, તે દળવાની ઘટીઓ, એ સર્વ વસ્તુઓ આજે અત્યારે પણ એશિયામા દૃષ્ટિગોચર થાય છે.

એશિયાનો નાદ તે ધર્મનો નાદ છે યૂરોપનો નાદ તે રાજકરણનો નાદ છે. એ બન્ને ધ્વનિ–કાર્ય–પોતપોતાના પક્ષે મહત્ત્વના છે. યૂરોપનો ધ્વનિ તે પ્રાચીન ગ્રીસનો ધ્વનિ છે. ગ્રીક વિચારથી ભરેલા મનને તેના નિકટનો સમાજ તે જ સર્વસ્વ છે. તેથી પેલી તરફ તેને સર્વત્ર પશુતા જ દેખાય છે ગ્રીકવિના બીજા કોઇને પણ જીવવાનો અધિ-

કાર નથી. ગ્રીક જે કાંઈ પણ કરે તે સર્વન્યાય્ય, સવ્વાસોળ આના ને બે ગતિ; તે વિના જે બીજું કાંઈ પણ જગતમાં હોય, તો તે સર્વ અન્યાય્ય, સર્વ ભૂલભરેલું; એટલે જગતમાં તેને રહેવા જ દેવું ન જોઇએ. ગ્રીક વિચારોમાં ઉત્કટ ઐહિકતા; ઉત્કટ સૃષ્ટિપરતા અને તેથી જ ઉત્કટ કૃત્રિમતા રહેલી છે. ગ્રીક સંપૂર્ણ રીતે આ લોકમાં જ વસે છે. કલ્પનાના ફૂદકાની તે પરવા કરતો નથી. તેનું કાવ્ય સુદ્ધાં પણ સર્વથા વ્યવહારમય જ હોય છે. તેનાં દેવ અને દેવતા તે કેવળ મનુષ્ય પ્રાણી જ નહિ, કિન્તુ તેમનામાં મનુષ્યના ગુણદોષ પણ ઉત્કટતાથી નિવાસ કરી રહેલા છે. જેવી રીતે આપણામાં હોય છે, તેવી જ રીતે બહુધા તેમનામાં પણ માનવી મનોવિકાર અને માનવી ભાવો પૂર્ણતાથી ભરેલા છે. જે જે સુંદર છે, તે વિશે ગ્રીકના મનમાં પ્રેમ ઉદ્ભવે છે. પરંતુ એ એક ધ્યાનમાં રાખવા જેવો વિષય છે કે, તે સુંદર વસ્તુ નિત્ય બાહ્ય નિઃસર્ગમાંની જ હોવાની. તે એટલે ટેકરીઓ-પર્વત, હિમસંહતિમાંનું અને પુષ્પોમાંનું સૌન્દર્ય; ભિન્ન ભિન્ન રચનામાંનું અને આકારમાંનું સૌન્દર્ય; માનવી મુખમંડળમાંનું સૌન્દર્ય અને એના કરતાં પણ વધારેવાર મનુષ્યાકૃતિમાંનું સૌન્દર્ય જ હોવાનું. ગ્રીક લોકોને જે ગમતું હતું તે એ જ. અને તેની પછીના યૂરોપના વિચારની દિશાના ઉપદેશકો અને પ્રવર્તકો ગ્રીક જ હોવાથી યૂરોપનો ધ્વનિ તે ગ્રીક-ધ્વનિ જ છે, એમ નિર્વિવાદ અને નિઃસંશય જણાઈ આવે છે.

એશિયામાં વિચારની દિશા સર્વથા એથી ભિન્ન છે. જેમનાં ઉત્તુંગ શૃંગો મેઘમંડળને ભેદીને આકાશના નીલ વિતાનનું જાણે ચુંબન જ લે છે એવી પર્વતશ્રેણિ, જ્યાં ઘાસનું એક તણખલું પણ ઊગતું નથી અને પાણીનો એક છાંટો પણ મળી શકતો નથી એવાં ગાઉના ગાઉ સુધી વિસ્તરેલાં રેતાળ મેદાન, જેમનો કદાપિ અંત આવતો જ નથી એવાં અરણ્યો અને સમુદ્રમાં ભૂસકો મારનારી મહાનદીઓથી યુક્ત તે વિસ્તીર્ણ મહાખંડને પોતાનાં નેત્રો સમક્ષ લાવો. એ સર્વ આસપાસ વિસ્તરેલી પરિસ્થિતિમાં, ભવ્યમાંનો અને સૌન્દર્યમાંનો પૌરસ્ત્યોનો પ્રેમ સ્વાભાવિક જ ભિન્ન દિશામાં પરિણત થયો છે. બહિર્મુખતાને ત્યાગીને તે અંતર્મુખ થયો છે. નિસર્ગની પ્રીતિ ત્યાં પણ છે, સત્તાની તે જ આકાંક્ષા ત્યાં પણ છે, શ્રેષ્ઠત્વની તેટલી જ તૃષા ત્યાં પણ લાગેલી છે; ગ્રીક અને બાર્બેરીયન્, આર્ય અને દસ્યુ એ કલ્પના ત્યાં પણ છે. પણ તેમની મર્યાદા ઘણીક વિસ્તૃત થએલી છે એશિયામાં આજે પણ જન્મ, વર્ણ કિંવા ભાષાવડે કદાપિ જાતિ નિર્માણ થતી નથી; જાતિ જો કશાથી પણ ઉત્પન્ન થતી હોય, તો તે માત્ર ધર્મથી જ છે. આપણે સર્વ ખ્રીસ્તીઓ એટલે એક; આપણે સર્વ મુસલ્માનો એટલે એક; આપણે સર્વ હિન્દુઓ એટલે એક; આપણે સર્વ બૌદ્ધો એટલે એક; પછી તે બૌદ્ધ ચીનનો નિવાસી હોય કિંવા

ઇરાનમા વસનારો હોય, આપણે જ્યારે તે જ—એક જ—ધર્મને પાળીએ છીએ, ત્યારે તે આપણો ભ્રાતા જ છે, એમ જ તેમને ભાસે છે સમસ્ત માનવજાતિને એક સ્થળે સાધનારુ બધન તે ધર્મ છે અને તેવામા વળી એ જ કારણના યોગે પૌરસ્ત્ય ભાસમા જીવનાર અને કલ્પનામાં રમનારો છે પ્રપાતપરના વિચિતરગ, પક્ષીના ગાન, સૂર્ય, ચદ્ર, તારક અને આ સર્વ પૃથ્વીમાની રમ્યતા. એ સર્વ વસ્તુઓ સર્વથા પ્રસન્ન કરનારી છે, પરંતુ પૌરસ્ત્ય મનને એટલી વસ્તુઓ પૂરી પડતી નથી તેને તો તેમનાથી પણ પેલી તરફના સ્વપ્નને અનુભવવાનો અવસર જોઇએ છે તેની તો વર્તમાનને એકદમ ઓળગીને આગળ વધવાની મહત્ત્વાકાક્ષા હોય છે જાણે કે વર્તમાન એટલે તેના કશા હિસાબમા જ નથી આજે યુગોના યુગથી પૂર્વભૂમિ જે પાળણામા માનની વશ ઉછર્યો છે, તે પાળણારૂપ થએલી છે ત્યા વૈભવોના સર્વ પ્રકારો છે એક પછી એક રાજ્યો ઉત્પન્ન થાય છે સામ્રાજ્યના સ્થાનમા સામ્રાજ્યોને ઉભા કરવામા આવે છે, માનવી સત્તા, વૈભવ, સપત્તિ આદિ સર્વનું સક્રમણ ત્યા થાય છે તે સત્તા અને દક્ષતાનું સમાધિસ્થાન જ છે પૂર્વ ભૂમિ તે સત્તા, રાજ્યો અને વિદ્વત્તાનો એક સમાધિ જ છે ,એટલા માટે, જો પૌરસ્ત્ય મત આ જગતમાની વસ્તુઓને તિરસ્કારથી જોતું હોય, તો તેમાં આશ્ચર્ય જેવુ કાંઈ પણ નથી સાહજિક જ જે વિકારરહિત છે, જે મરતું નથી, દુ ખ અને મૃત્યુવડે જ સર્વત્ર જગત્ ભરેલુ હોવા છતા જે અનત છે, જે કલ્યાણમય છે, જે અમૃત છે, એવુ જે કાંઈ હોય તે તેને જોઇએ છે પૌરસ્ત્ય ધર્મસસ્થાપકોને એ પ્રાધાન્યપર બળ આપવાનો કદાપિ કટાળો આવતો નથી અને એ તો આપના ધ્યાનમા હશે જ કે, કેવળ એક ઉદાહરણને છોડી દેવામા આવે, તો એ મહાધર્મસસ્થાપકોમાંના બાકીના સઘળા કેવળ પૌરસ્ત્યો જ છે

એટલામાટે જીવનનો સદેશો લઈ આવનાર એ દેવદૂતના જીવનમા આપણને પ્રથમ તત્ત્વ એ મળી આવે છે કે, "આ જીવન નથી, કિન્તુ એના કરતા બીજું કાંઇક ઉચ્ચતર છે' અને પૂર્વ ભૂમિના સત્ય પુત્ર પ્રમાણે તેણે તે તત્ત્વને વ્યવહાર કૃતિમા ઉતાર્યું છે તમે પશ્ચિમ ભૂમિના જનો પોતપોતાના વિષયોમા,—યુદ્ધ સબધી વિષયમા તેમ જ રાજકીય સઘ કિંવા બીજા તેવા જ વિષયોમા—કૃતિપૂર્ણ છો કદાચિત્ પૌરસ્ત્યો એ વિષયોને વ્યવહાર્ય કરી શક્તા નહિ હોય, પરતુ તેઓ પણ પોતપોતાના ક્ષેત્રમા કૃતિપૂર્ણ છે તેમના માટે ધર્મ સર્વથા વ્યવહાર્ય થએલો છે ધર્મમાના રહસ્યને તેઓ કેવળ મનવડે જ ઉત્કૃષ્ટતાથી જાણી શકે છે, કિંવા કેવળ વાણીવડે જ તેનો સમ્યક્ ઊહાપોહ કરી શકે છે, એમ નથી, કિંતુ તેઓ હસ્તવડે પણ તેને કરીને બતાવી શકે છે જો કોઈ પૌરસ્ત્ય આજે તત્ત્વજ્ઞાનનો ઉપદેશ આપે, તો કાલે જ તેને પોતાના આયુષ્યમા જ વ્યવહાર

કરવામાટે શક્ય હોય તેટલા પ્રમાણમાં મથનારા હજારો મનુષ્યો જોવામા આવી શકશે જો કોઈ એક મનુષ્ય એવો ઉપદેશ આપે કે, એક પગપર ઉભા રહેવાથી મનુષ્ય મોક્ષને મેળવી શકે છે, તો તત્કાળ તે ઉપદેશકને, એક પગપર ઉભા રહેવાને તૈયાર એવા પાચસો માણુસો મળી આવવાના. તમે જોઇએ તો એને ભલે હાસ્યાસ્પદ કહો; પણુ ધ્યાનમા રાખો કે, એના મૂળમાં તેના તત્વજ્ઞાનને—તેની કલ્પનાને વ્યવહાર કિંવા કૃતિમા ઉતારવાની તેમની ઉત્કટ પ્રવૃત્તિ રહેલી છે. પશ્ચિમ ભૂમિમાં, મોક્ષમાર્ગનાં તત્ત્વો એટલે કેવળ બુદ્ધિને વ્યાયામ કરાવનારા, જે કદાપિ કૃતિમા આવ્યાં નથી અને જે કદાપિ આયુષ્યના વ્યવહારમાં દેખાયા નથી તેનાં તત્ત્વો છે. પાશ્ચાત્યોમાં જે ધર્મોપદેશક સર્વથી સારો વાચાળ હોય, તે જ સર્વથી શ્રેષ્ઠ ધર્મોપદેશક મનાય છે!

એટલે, પ્રથમ આપણુને એ દેખાય છે કે, નાઝરથનો ઇસુ તે પૂર્વ ભૂમિનો સત્ય પુત્ર હતો તે અત્યત કૃતિપૂર્ણ હતો. આ નશ્વર જગત્ અને તેમાની બીજી વસ્તુઓમા તેનો લેશમાત્ર પણુ વિશ્વાસ ન હોતો. આ કાળમાં પશ્ચિમને જેની ટેવ પડી ગઈ છે, તે પ્રમાણે પુસ્તકોને નચોવીને તેમનામાથી અર્થને કાઢવાની હવે આના કરતાં વધારે ખેંચતાણ થવી શક્ય નથી પુસ્તકોની એટલી બધી ખેંચતાણુ કરવાની કશી પણુ આવશ્યકતા નથી ધર્મપુસ્તકો તે કાઈ રબ્બર નથી અને તે રબ્બરને તાણુવાની સુદ્ધા પણુ અમુક મર્યાદા હોય છે. હવે, આ યુગમાની આપણા મોટાપણાની કલ્પનાઓને ઉત્તેજિત કરવા માટે, તેમને પુષ્ટિ આપવા માટે, ધર્માવલબનની અગત્ય નથી! આ, જુઓ, આવો આપણે બધા વિશ્વાસુ થઇએ, આડબર તથા દભને—ઢોંગસોંગને—સર્વથા રજા આપી દઇએ. આપણુ જે ધ્યેય છે, તેને જો આપણુાથી બરાબર અનુસરી શકાય તેમ ન હોય, તો પછી આપણે આપણી અક્ષમતાને સ્વીકારી લેવી, એ જ વધારે સારું છે. તે ધ્યેયને જ નીચે ખેંચવુ, એ નિંદ્ય છે. એટલા માટે તેને જ નીચે ખેંચવાનો એ નિંદ્ય પ્રયત્ન કોઇએ પણુ કરવો નહિ. પાશ્ચાત્ય લોકો ક્રાઇસ્ટના ચરિત્રના જે ભિન્ન ભિન્ન વૃત્તાતો કહી સભળાવે છે, તે સાભળીને જીવ સર્વથા કટાળી જાય છે તે કેવો હતો અથવા કેવો ન હોતો, એ કાઈ પણુ મારા સમજવામા આવી શકતુ નથી! એક મનુષ્ય ઊઠે છે અને તેને મહાન્ રાજકારણુ પટુ બનાવે છે, બીજો તેને રણુશૂર સેનાપતિ બનાવે છે અને ત્રીજાને વળી તે એક મહાદેશ ભક્ત યહૂદીના રૂપમા દેખાય છે આવા એક બે નહિ, પણુ અનેક પ્રકારો ચાલી રહ્યા છે હવે, આવી કલ્પનાઓને વળગીને ચાલવાનો મૂળ પુસ્તકમા કાઈ પણુ આધાર છે ખરો કે? શ્રેષ્ઠ ધર્મોપદેશકોના ચરિત્રની સર્વોત્કૃષ્ટ ટીકા, એટલે તેમણે

અત્યંત વીતાડેલું જીવન જ. "શિયાળવાંને રહેવા માટે મોટા દર કિંવા ગુફાઓ હોય છે, આકાશવિહારી પક્ષીઓના માળા હોય છે, પરંતુ મનુષ્ય પ્રાણીમાટે તેનાથી સુરક્ષિતતાથી માથું મૂકી શકાય એવું સ્થાન નથી." ક્રાઇસ્ટ કહે છે કે, મોક્ષ મેળવવાનો માત્ર એટલો જ માર્ગ છે. તે બીજા કોઈ પણ માર્ગને દર્શાવતો નથી. આપણને નિષ્કપટભાવથી કબૂલ કરવા દો કે, તેમ કરવાની આપણામાં શક્તિ નથી. હજી આપણને 'હું' અને 'મારું' નો મોહ છે. આપણને માલમત્તા અને ધન જોઇએ છે! આપણને ધિક્કાર છે! ચાલો ત્યારે આપણે આપણામાંના દોષોને તો સ્વીકારીએ! માનવ જાતિનાને ગુરુશ્રેષ્ઠને લજ્જાસ્પદતા આપવાનો નીચ માર્ગ તો ન જ સ્વીકારવો જોઇએ! તેને કૌટુંબિક બંધનો તો હતાં જ નહિ. તે પુરુષમાં જડવિષયક એક પણ વિચાર કિંવા ઐહિક કલ્પના હશે, એમ તમને ભાસે છે ખરું કે? તે તેજઃપુંજ, જેમનામાંથી મનુષ્યત્વનો લોપ થએલો છે તેવાઓનો દેવ અને પશુઓનો સહચારી બંધુ થવામાટે આ જગતમાં આવ્યો હતો, એમ તમને ભાસે છે ખરું કે? અને છતાં પણ લોકો તેના મુખથી સર્વ પ્રકારનો ઉપદેશ કરાવે છે. પુરુષ અને સ્ત્રી એ કલ્પનાનો જ તેનામાં સર્વથા અભાવ હતો. તે કેવળ આત્મા હતો. મનુષ્યજાતિના કલ્યાણમાટે જ દેહદ્વારા કર્મ કરાવનાર તે આત્મા હતો; અન્ય કાંઈ પણ નહોતો. તેનો શરીર સાથેનો સંબંધ માત્ર એટલો જ હતો. આત્માને લિંગ છે જ નહિ. શરીરથી અલિપ્ત થએલા કેવળાત્માનો પ્રાણો સાથે કાંઈપણ સંબંધ નથી અને દેહ સાથે પણ કશોય સંબંધ નથી. એ ધ્યેય કદાચિત્ આપણી શક્તિથી બહુ દૂરનું હશે; પરંતુ તેની કશી પણ ચિંતા નથી. ધ્યેયને વળગી રહો. આપણને એ અંતઃકરણપૂર્વક સ્વીકારી લેવા દો કે, અમારું ધ્યેય એ જ છે; પરંતુ એને પહોંચવાને અદ્યાપિ અમે અસમર્થ છીએ.

તેના આયુષ્યમાં તેનો કોઈ પણ વ્યવસાય નહોતો; તેને કશો પણ વિચાર નહોતો. 'હું આત્મા છું' એટલો જ માત્ર તેને વિચાર હતો. તે દેહના પિંજરામાંથી છૂટેલો, વિશૃંખલ અને બંધન રહિત આત્મા હતો અને એટલું જ નહિ, પણ તેણે પોતાના વિલક્ષણ અતર્જ્ઞાનવડે જાણી લીધું હતું કે, પ્રત્યેક પુરુષ અને સ્ત્રી, પછી તે જ્યૂ-યહૂદી—હોય કે તેનાથી ભિન્ન અન્ય ધર્મનાં હોય, શ્રીમંત હોય કે ગરીબ હોય, સાધુ હોય કે પાતકી હોય, છતાં તેઓ તેના પોતાના જેવાં જ અમર્ત્ય આત્માનાં જ સ્વરૂપો છે. એથી તેના સમસ્ત જીવનમાં જે એક કાર્ય દેખાઈ આવે છે, તે, તેમને, પોતાના આધ્યાત્મિક સ્વરૂપને જાણવામાટે, તેની પ્રતીતિ કરવામાટે બોલાવવા, એ છે. તે કહે છે કે, આપણે નીચ છીએ, આપણે ગરીબ છીએ, એવા એ અસદ્ધર્મમૂલક સ્વપ્નમાંના વિચારોને ત્યાગી દો. ગુલામોપર કરાય છે તેવો જુલમ આપણાપર થાય છે, આપણને પગ-

તળે અગદી છૂંદી નાખવામાં આવે છે, એવો ભાસ કદાપિ થવા દેશો નહિ. કારણ કે, તમારા અંતરમાં એવું કાંઈ છે કે, તેનાપર કદાપિ અત્યાચાર કરી શકાય તેમ નથી. તમો સર્વ ઈશ્વરના પુત્ર, અમર્ત્ય આત્મા છો. તે ઉપદેશ આપે છે કે, "સ્વર્ગનું રાજ્ય તમારામાં ભરેલું છે, એમ જાણી લ્યો." "હું અને મારો પિતા એક જ છીએ." કેવળ "હું ઈશ્વરનો પુત્ર છું" "એટલું જ નહિ, પણ મારા અંતઃકરણના અંતઃકરણમાં મને એવો સાક્ષાત્કાર થયો છે કે, "હું અને મારો પિતા બન્ને એક જ છીએ!" એમ ઉભા રહીને કહેવાનું ધૈર્ય તમારામાં છે ખરું કે? નાજરથના ઇસુએ એમ કહ્યું હતું. આ જગત અને આ જીવન વિશે તે કદાપિ કાંઈ પણ બોલતો નથી. તેનું તેમની સાથે કાંઈ પણ લાગતું વળગતું નથી. જો તેનો તેમની સાથે કાંઈ પણ સંબંધ હોય તો તે એટલો જ કે, જગતને,તે જેવું છે તેવું જ સ્વીકારવું; તેને એક આઘાત આપવો; અને જ્યાં સુધી સમસ્ત જગત્ ઈશ્વરના પ્રખર તેજમાં મળી જાય, પ્રત્યેકને પોતાના આધ્યાત્મિક સ્વરૂપની પ્રતીતિ થઈ જાય, મરણને પરાજિત કરીને વિજયી થાય અને બધાં દુઃખો હદપાર થઈ જાય, ત્યાં સુધી તેને આગળ અને આગળ ધકેલ્યા કરવું.

તેના વિશે જે જૂદી જૂદી વાર્તાઓ લખાયલી છે, તે તો આપણે વાંચી જ છે. તે બુદ્ધિમાન્ લેખકો, તેમના તે લેખ અને તેમની તે ઉચ્ચ પ્રકારની ટીકા આદિને આપણે જાણીએ છીએ. અને તેમના અભ્યાસવડે જે કાંઈ પરિણામ થયું છે, તે પણ આપણને જ્ઞાત છે. 'નવા કરાર' માંનો કેટલો ભાગ સત્ય છે, એ વિશેનો અહીં આપણે વાદ કરવાનો નથી, અથવા તો તેના ચરિત્રમાં ઐતિહાસિકતાનો અંશ કેટલો છે, એ વિશે વાદ વિવાદ ચલાવવામાટે પણ આપણે અત્યારે અહીં એકત્ર થયા નથી. 'નવો કરાર' ઇસુના જન્મ દિવસથી પછી પાંચ સો વર્ષના અવધિમાં લખાયો હતો કે નહિ, એ ચર્ચામાં લેશ માત્ર પણ મહત્ત્વ નથી; તેમજ તેનું ચરિત્ર કેટલા પ્રમાણમાં સત્ય છે, એના નિરીક્ષણમાં પણ અધિક મહત્તા નથી. તે ચરિત્રની પાછળ, તેના મૂળમાં, કાંઈ પણ—આપણને જેના અનુકરણની ઇચ્છા થાય છે એવું કાંઈ પણ તત્ત્વ રહેલું છે. અસત્યનું પ્રતિપાદન કરવામાટે, અસત્યને એકદમ બરાબર ઉલ્ટાવી નાખવામાટે, તમારે સત્યનો અનુવાદ કરવો પડે છે; અને તે સત્ય એટલે યથાર્થ વાર્તા જ હોય છે. જે વસ્તુ કદાપિ અસ્તિત્વમાં આવી જ ન હોય, તેનું તમારાથી અનુકરણ થવું શક્ય નથી; જે કાંઈ તમારા લક્ષમાં આવેલુ નથી, તેનું તમારાથી કદાપિ અનુકરણ કરી શકાય તેમ નથી. એટલામાટે, તે ચરિત્રમા આધ્યાત્મિક તેજનું આશ્ચર્યચકિત કરી નાખનારું પ્રકટ સ્વરૂપ, નીચે ઉતરેલી પ્રચંડ શક્તિ, એવું કાંઈ પણ આધારભૂત તત્ત્વ હોવુંજ જોઇએ અને આજે આપણે તે વિશે જ બોલીએ

છીએ, તે ત્યાં સ્પષ્ટ છે. એટલા માટે, આપણુને વિદ્વાનોની ટીકાની, અને ચર્ચાની લેશ માત્ર પણ બીતિ ભાસતી નથી. જો મારે નાજરથના ઈસુને પૌરસ્ત્ય પ્રમાણે ભજવો હોય, તો મારામાટે કેવળ એક જ માર્ગ ખુલ્લો છે. તે માર્ગ એટલે તેને ઈશ્વર પ્રમાણે—અને સર્વથા ઈશ્વર પ્રમાણે જ, બીજા કશા પ્રમાણે પણ નહિ પૂજવો, એ છે. અમને તે પ્રમાણે તેને પૂજવાનો અધિકાર નથી, એવો તમારા કહેવાનો ઉદ્દેશ છે કે શું? જો તેને આપણી પદવીમાં લાવીને, કોઈ એક મોટા માણસને આપવામાં આવે છે, તે પ્રમાણેનુંજ માન આપવું હોય તો પછી તેને ભજવાનું મૂળ કારણ શું છે વારુ? આપણા ધર્મગ્રંથો કહે છે કે, "તે તેજના એ શ્રેષ્ઠ બાળકો, તે તેજનું પ્રકટ સ્વરૂપ છે;—નહિ, પ્રત્યક્ષ તે તેજ જ છે.—જો તેમની પૂજા કરવામાં આવે, તો તેઓ આપણી સાથે એક જ થઈ જાય છે અને આપણે પણ તેમની જોડે એક થઈ જઈને છીએ."

કારણ કે, મનુષ્ય ઈશ્વરને ત્રણ પ્રકારે જુએ છે. પ્રથમ, અશિક્ષિત, અસંસ્કૃત મનુષ્યની અપરિપક્વ બુદ્ધિને ઈશ્વર બહુ જ દૂર, ઉચ્ચ, કયાંક પણ આકાશમાં, મોટા ન્યાયાધીશ સમાન, આપણા અન્યાયોનો નિકાલ લાવતો, સિંહાસને વિરાજેલો, દેખાય છે. તેને તે અગ્નિ સમાન ભયોત્પાદક ભાસે છે. હવે એક રીતે જોતાં આ સારું છે; કારણ કે, એમાં હાનિકારક કાંઈપણ નથી. તમારે એ નિત્ય સ્મરણમાં રાખવું જોઇએ કે, માનવનો માર્ગ અસત્યમાંથી સત્યપ્રતિ જતો નથી, કિન્તુ એક સત્યમાંથી નીકળીને પેલી તરફના બીજા સત્યપ્રતિ જાય છે. તમને જો એમ કહેવું અધિક ઉચિત ભાસતું હોય, તો એમ પણ કહી શકાય કે, તે કનિષ્ઠ પ્રકારના સત્યમાંથી ઉચ્ચ પ્રકારના સત્ય પ્રતિ જાય છે. તમે અહીંથી નીકળ્યા છો અને સર્વથા સરળ રેખામાં સૂર્ય પ્રતિ ચાલ્યા છો, એવી કલ્પના કરો. અહીં સૂર્યનો આકાર બહુ જ લઘુ દેખાય છે. કલ્પના કરો કે, તેના પ્રતિ તમે દશ લાખ માઇલ જેટલા નિકટમાં ગયા છો, એટલે પછી ત્યાં તમને સૂર્ય કેટલો મોટો દેખાશે? જેમ જેમ આગળ વધતા જશો, તેમ તેમ સૂર્ય વધારે અને વધારે મોટો થતો જશે. ધારો કે, તમારા એ પ્રવાસમાંના જૂદા જૂદા મુકામેથી સૂર્યના વીસ હજાર ફોટોગ્રાફ લીધેલા છે. એ વીસ હજાર ફોટોગ્રાફ સર્વ એક બીજાથી ભિન્ન તો હોવાના જ; પરંતુ તેમાંનો પ્રત્યેક ફોટોગ્રાફ એક જ સૂર્યનો ફોટોગ્રાફ છે, એનો તમારાથી અસ્વીકાર કરી શકાશે ખરો કે? તેજ પ્રમાણે ધર્મનાં સર્વ સ્વરૂપો,—પછી તે ઉન્નત હોય કિંવા અવનત હોય, તે પ્રત્યક્ષ પરમેશ્વરની અનંત તેજોમય સ્થિતિમાં જવામાટેનાં ભિન્નભિન્ન સોપાન છે. કેટલાંકમાં કનિષ્ઠ પ્રકારનું સ્વરૂપ પ્રતિબિંબિત થએલું છે, અને કેટલાંકમાં ઉચ્ચ પ્રકારનું સ્વરૂપ પ્રતિબિંબિત થએલું છે. એ જ માત્ર

તેમનામાંનો ભેદ છે. એટલામાટે, જગતના કોઇપણ ભાગમાના વિચારહીન મનુષ્યનો ધર્મ એટલે, જગતની બહારના, સ્વર્ગમાં વસતા, ત્યાંથી સમસ્ત વિશ્વપર સત્તા ચલાવનારા, નઠારાને શિક્ષા આપનારા અને સારાને બક્ષીસ દેનારા ઇશ્વરનો ધર્મ છે. જેમ જેમ મનુષ્યની આધ્યાત્મિક ઉન્નતિ થતી ગઇ, તેમ તેમ તેને ભાસવા માંડ્યું કે, ઇશ્વર સર્વગત છે, તે આપણામાં હોવો જોઇએ, તે પ્રત્યેક સ્થળે હોવો જોઇએ, તે કોઇ દૂરનો દેવ નથી, કિન્તુ સર્વ આત્માઓનો આત્મા છે. જેવી રીતે મારો આત્મા મારા દેહને ચાલન–ગતિ–આપે છે, તે પ્રમાણે ઇશ્વર મારા આત્માને ગતિ આપે છે. તે આત્માનો આત્મા, અંતરાત્મા છે અને જેમની તેટલી પરિણતિ થઇ હતી અને જેઓ તેટલા શુદ્ધ થયા હતા, એવા થોડાક મહાત્માઓ એના કરતાં પણ આગળ વધી ગયા અને અંતે તેમણે ઇશ્વરને શોધી કાઢ્યો, કારણ કે, 'નવા કરાર'માં કહેલું છે કે, "જેમનું અંતઃકરણ શુદ્ધ છે, તેઓ ભાગ્યશાળી છે. કારણ કે, તેમને ઇશ્વરનો સાક્ષાત્કાર થવાનો જ!" અને અંતે તેમના જાણવામાં આવી ગયું કે, તેઓ અને તેમનો પિતા એક જ છે.

એ ત્રણે પાયરીઓ તે મહાધર્મોપદેશકે 'નવા કરાર'માં શીખવેલી છે. "સ્વર્ગમાંના અમારા પિતા, તારું નામ મહનીય હો!" એ તેણે શીખવેલી સામાન્ય પ્રાર્થના અને એવી જ બીજી પ્રાર્થનાઓને સારીરીતે ધ્યાનમાં રાખો. કેવી અને કેટલી સરળ પ્રાર્થના, કેવળ અપ્રવયસ્ક બાળકની પ્રાર્થના જેવી જ પ્રાર્થના. આનું નામ 'સામાન્ય પ્રાર્થના' છે, એ ધ્યાનમાં રાખજો; કારણ કે, તે અસંસ્કૃત, અશિક્ષિત જનસમૂહમાટે છે. ઉચ્ચ વર્ગના લોકોને, એમના કરતા જરાક આગળ વધેલા સમાજને, તેણે એના કરતાં કાંઇક ઉચ્ચ પ્રકારનો ઉપદેશ કર્યો હતો. "હું મારા પિતામાં છું,' અને તે છતાં મારામા પણ છુ અને તમારામાં પણ છુ." તમને આનું સ્મરણ છે ખરુ ને? અને પછી જ્યારે યહૂદીઓએ પૂછ્યુ કે, "તું કોણ છે?" ત્યારે તેણે એ જ વ્યક્ત કર્યું કે, "હું અને મારો પિતા એક છીએ." યહૂદીઓને ભાસ્યું કે, એ પાખંડ છે, એ ઇશ્વરની નિન્દા છે. તેના એ બોલવાનો અર્થ શો? તમારા જૂના ધર્મસંસ્થાપકોએ સુદ્ધાં પણ એ જ કહેલું છે "તમે દેવ છો. તમારામાંનાં સર્વ તે પરાત્પરનાં બાળકો છે." તે જ ત્રણ સોપાન અહીં પણ કેવી રીતે મળી આવે છે, એની તરફ ધ્યાન આપો તમારા જાણવામાં આવી શકશે કે, પ્રથમ સોપાનથી આરંભ કરીને તૃતીયમાં અંત કરવો, એ તમારામાટે વિશેષ સરળ કાર્ય છે.

એ દેવદૂત માર્ગ બતાવવામાટે આવ્યો હતો, દશ્ય વસ્તુઓમાં, બાહ્ય આકારમાં કાંઇ બ્રહ્મ નથી. તત્ત્વજ્ઞાનના કંટાળાભરેલા અને કૂટ સિદ્ધાન્તદ્વારા કાંઇ તમને બ્રહ્મ-

જ્ઞાનની પ્રાપ્તિ થવાની નથી. તમારામાં વિદ્વત્તાનો સર્વથા અભાવ હોય, એ જ વધારે સારું છે. વળી જો તમે તમારા સમસ્ત આયુષ્યમાં નામ માત્રને પણ કોઈ પુસ્તક ન વાંચ્યું હોય, તો તે તો વળી તેથી પણ ઉત્તમ માનવું. મોક્ષ મેળવવામાટે એમની લેશ માત્ર પણ આવશ્યકતા નથી. સંપત્તિ, સત્તા, સામર્થ્ય અને વિદ્વત્તા આદિ કશાની અગત્ય નથી; જેની અવશ્ય અગત્ય છે, તે કેવળ એક શુદ્ધતા જ છે. "જેમનાં અંતઃકરણ શુદ્ધ છે, તેઓ ધન્ય છે!" કારણ કે, બ્રહ્મ પોતાના મૂળ સ્વરૂપમાં શુદ્ધ છે, અને શુદ્ધ વ્યતિરિક્ત અન્ય કાંઈ પણ તે હોઈ શકે કે? તે ઈશ્વરનું સ્વરૂપ છે. ઈશ્વરમાંથી જ તેનો ઉદ્‌ગમ છે. જો 'બાઈબલ'ના શબ્દમાં કહીએ, તો "તે ઈશ્વરનો શ્વાસ છે." 'કુરાનના શબ્દોમાં કહીએ તો "તે ઈશ્વરનો આત્મા છે." તમને કદાચિત્ એમ ભાસે છે ખરું કે, ઈશ્વરનું તે તેજ કદાચિદપિ અશુદ્ધ હોઈ શકે? પરંતુ ખેદની વાર્તા એ છે કે, આપણાં જ શુભ કિંવા અશુભ કર્મોના યોગે, યુગોની ધૂલિ અને કચરાથી તે તેજ આચ્છાદિત થઈ ગયું છે! જેમની દિશા યથાર્થ ન હોતી, કિંવા જેઓ પોતે જ સત્ય નહોતાં એવાં નાનાં કાર્યોએ તે જ તેજને યુગાનુયુગના અજ્ઞાનની ધૂલિ અને કચરાવડે ભરી નાખ્યું છે! એટલામાટે, માત્ર તે ધૂળ અને કચરાને જ કાઢી નાખવાની આવશ્યકતા છે. એમ થતાં તત્કાળ તે તેજ ચમકવા માંડશે "જેમનાં અંતઃકરણ શુદ્ધ છે તેઓ ધન્ય છે, કારણ કે, તેમને ઈશ્વરનો સાક્ષાત્કાર થવાનો જ." "સ્વર્ગનું રાજ્ય તારામા છે." નાઝરથનો ઈસુ પૂછે છે, કે દેવલોકને શોધવા માટે તું ક્યાં જાય છે? તે તો અહીં તારામાં જ છે. તે તેજપરની ધૂળને ઝાટકી નાખ. તે ત્યાં જ છે. તે ક્યારનુંય તારું જ છે. જે તારું નથી તે તને કેમ કરીને મળશે? તે તેજ સર્વથા અધિકારવડે તારું છે. તમે અમૃતત્વના વારસ છો; અનંત પિતાના સંતાન છો.

તે દેવદૂતે ઉપદેશેલું આ એક મહત્તત્ત્વ છે. અને સર્વ ધર્મોને આધારભૂત જે બીજું મહત્તત્ત્વ તે ત્યાગ છે. તમે તે આત્મતેજને શુદ્ધ શાનાથી કરી શકશો? ત્યાગથી. એક શ્રીમાન્ તરુણે ઈસુને પૂછ્યું કે, "મહારાજ, અનંત જીવનની પ્રાપ્તિમાટે મારે શો ઉપાય કરવો?" ઈસુએ તેને ઉત્તર આપ્યું કે, "એક વસ્તુની તારામાં ન્યૂનતા છે. પોતાના માર્ગે ચાલ્યો જા; જે કાંઈ તારી પાસે છે તે બધું વેચી નાખ; અને તેનું આવેલું મૂલ્ય ગરીબોને વ્હેંચી આપ. એ પછી સ્વર્ગમાંના ધનભંડાર તને મળશે. ચાલ આવ, તારા ક્રોસને લઈ લે અને મને અનુસર!" આ વચન સાંભળીને તે તરુણના મનમાં ખેદ થયો અને દુઃખી મુદ્રાથી તે પાછો વળી ગયો; કારણ કે, તેની પાસે વિપુલ સંપત્તિ હતી. ઓછા કે વધારે પ્રમાણમાં આપણે બધા એવા જ છીએ. તે નાદ દિવસ અને રાત આપણાં શ્રવણોમાં ઘૂમ્યા કરે છે. આપણા સુખ તથા આનંદના અતિરેકમાં, આ ઐહિક વિષ-

યોમાં નિમગ્ન થઈ જતાં, અન્ય સર્વસ્વને આપણે ભૂલી ગયા છીએ, એમ જ્યાં આપણને ભાસે છે, એટલે એક ક્ષણ સ્તબ્ધતા ઉપન્ન થાય છે અને આપણા કર્ણરંધ્રમાં એક ધ્વનિ ધૃમે છે. "તારી પાસેનું સર્વસ્વ આપી દે; તેના ત્યાગ કર; તે દીન જનોને વહેંચી આપ, અને મારી પાછળ આવ !" તે જેના ઉપદેશ કરે છે, તે આ એક ધ્યેય છે અને જગત્‌માંના સર્વ શ્રેષ્ઠ ધર્મસંસ્થાપકોએ એ જ ધ્યેયનો ઉપદેશ કરેલો છે. ત્યાગ. એ ત્યાગનો અર્થ શો ? નીતિમાં એક જ પ્રામાણ્ય છે. નિ સ્વાર્થતા સ્વાર્થરહિત થાઓ. નિતાંત નિઃસ્વાર્થતા એ ધ્યેય છે. મનુષ્યના જમણા ગાલપર કોઈ તમાચો લગાવે, તો તેણે ડાબા ગાલને આગળ ધરવો જોઇએ. જો તેના અંગરખાને કોઈ લઈ જાય, તો તેણે તેને પોતાની પછેડી પણ આપી દેવી.

આપણને શક્ય જણાતો હોય, તે સર્વથી સારા માર્ગમા આપણે પ્રયત્ન કરવાનો છે, અને તે ધ્યેયને નીચે ખેંચ્યા વિના જ. આ તે ધ્યેય છે. જે મનુષ્યમાં સ્વાર્થનો અંશ માત્ર પણ રહેલો નથી, જેની પાસે કાંઈ માલમત્તા બાકી નથી, જેની પાસે જેને તે 'હું' કે 'મારું' કહી શકે એવું કાંઈ પણ નથી, જેણે પોતાનું પૂર્ણરીતે દાન કરી દીધુ છે, જાણે પોતાનો લોપ જ કરી નાખ્યો છે, તે મનુષ્ય એટલે પ્રત્યક્ષ પરમેશ્વર છે, એમ જ જાણવું. કારણ કે, તેનામાંની સ્વાર્થેચ્છાનો લય થએલો છે, તે છુદાઈ ગઈ છે, સર્વથા નિર્મૂલ થઈ છે. તે જ ધ્યેય–ભૂત મનુષ્ય. અત્યારે જ આપણાથી તે સ્થિતિમાં જઈ શકાય તેમ નથી. અત્યારે તો આપણે તે ધ્યેયને ભજીએ અને કદાચિત્ આપણા પગ અટકી જાય, તોપણ ધીમે ધીમે તેને પકડી પાડવામાટે ઝગડતા રહીએ, એ જ ઉચિત છે. આવતી કાલે કિંવા હજાર વર્ષ પછી પણ તે ધ્યેય પાસે તો જઈ પહોંચવું જોઇએ જ. કારણ કે તે કેવળ સાધ્ય નથી, કિન્તુ સાધન પણ છે. નિ સ્વાર્થ, પૂર્ણ આત્મરહિત થવું એ જ મુક્તિ છે. કારણ કે એ પછી અંદરનો 'મનુષ્ય' લુપ્ત થાય છે, અને કેવળ 'પરમેશ્વર' જ અવશિષ્ટ રહે છે

બીજો એક મુદ્દો. માનવ્યના સર્વ શિક્ષકો સર્વથા સ્વાર્થરહિત હોય છે. નાજરથનો ઈસુ ઉપદેશ આપે છે, એવી કલ્પના કરો. એટલામાં એક મનુષ્ય ત્યાં આવ્યો અને તેણે કહ્યું, "આપ જે શીખવો છો, તે બહુ જ સુંદર છે, પૂર્ણતાપ્રતિ જવાનો એ જ માર્ગ છે, એવો મારો વિશ્વાસ છે, અને તે માર્ગે જવાને હું તૈયાર છું; પરંતુ કેવળ આપ જ ઈશ્વરમાથી પ્રત્યક્ષ ઉત્પન્ન થએલા તેના પુત્ર છો, એવી ભાવનાથી આપને ભજવા, એ વાર્તા મને માન્ય નથી." એનું નાજરથના ઈસુએ શું ઉત્તર આપ્યું હોત ? એ જ કે, "ઠીક છે, તારા માર્ગમાં તું આનંદથી ચાલ્યો જા. તું ધ્યેયની પાછળ પાછળ જાય એટલે થયું. આ શિક્ષણ આપનાર તરીકેનું માન તું મને આપે છે કે નહિ, એની સાથે

આગ્રે કાંઈપણ લેના દેવા નથી. મેં કાંઈ દુકાન માંડી નથી. હું કાંઈ ધર્મનો વ્યાપાર કરતો નથી. હું કેવળ સત્ય તત્ત્વોનું શિક્ષણ જ આપુ છુ અને સત્ય તત્ત્વોપર 'તેઓ મારા જ છે' એવો કોઇનો પણ અધિકાર નથી. સત્યનો ઇજારો કોઇથી પણ લઈ શકાય તેમ નથી. સત્ય એટલે પ્રત્યક્ષ પરમેશ્વર જ. આગળ અને આગળ માર્ગનું આક્રમણ કર."
પણ આજે એ મહાત્માની શિષ્યશાખા શું કહે છે? એ કે, "તમે તેના ઉપદેશ પ્રમાણે વર્તો છો કે નહિ, એ કાંઈ મોટો સવાલ નથી. તે મહાત્માને તમે માનો છો કે નહિ? જો ઇસ્રિને તમે માનતા હો, તો તો જાણે તમે ઉગર્યા; પણ જો તેને તમે ન માનતા હો, તો પછી તમારા માટે મોક્ષ છે જ નહિ" એવી રીતે તે ધર્મસંસ્થાપકના સર્વ ઉપદેશને દૂષિત કરવામાં આવ્યો છે, નીચેની પાયરીપર ખેંચી લાવવામા આવ્યો છે; અને જે બધા વાદ તથા ઝગડા ચાલી રહ્યા છે, તે કેવળ તે ધર્મસંસ્થાપકના વ્યક્તિત્વ વિગેના જ છે. પરંતુ એ તેમના જાણવામાં આવતું નથી કે, તેમણે આ જે ભેદ ઉત્પન્ન કર્યો છે, તેવડે તેમની જેને માન આપવાની ભાવના છે, તે જ પુરુષને એક દૃષ્ટિથી તેઓ લજ્જાસ્પદ સ્થિતિમાં લાવી મૂકે છે. તે પુરુષ એ કલ્પનાને લજ્જાસ્પદ માનીને એનાથી દૂર જ નાઠા હોત જે તેને સ્મરે છે, એવો આ જગતમા એક પણ પુરુષ છે કે નહિ, એની સાથે તેને શુ કરવાનું હતુ? તેણે તો ઇશ્વરનો નિયોગ, સંદેશ પહોચાડવાનો હતો; અને તેણે પહોંચાડી દીધો વળી તેના જો વીસ હજાર પ્રાણ હોત તો તે સર્વ તેણે જગતમાંના સર્વથા દીન મનુષ્યોમાટે અર્પી દીધા હોત તુચ્છ માનેના લાખ સૅમૅરિટન્સમાટે જો લાખોવાર તેનો વધ કરવામાં આવ્યો હોત અને તે પ્રત્યેકમાટે તેના જીવનનું બલિ, એ જ કેવળ જો મુક્તિની શર્ત હોત, તો તેણે તેમાટે અનસ્ય પોતાનું જીવનસમર્પણ કર્યું હોત અને એ સર્વ, પોતાનું નામ એક પણ મનુષ્યના જાણવામાં આવે, એવી લેશ માત્ર પણ ઇચ્છા ન રાખીને જ તેણે કર્યું હોત. ઇશ્વર જેમ શાંત રહીને, કોઇના જાણવામાં ન આવે તેવી રીતે અને કાંઈ પણ ન બોલતા આ વિશ્વશકટને ચલાવે જાય છે, તેજ પ્રમાણે તેણે એ કાર્ય કર્યું હોત. હવે તેનો શિષ્ય શુ કહેવાનો? તે તમને કહેવાનો કે, "તમે પૂર્ણતાને જઈ પહોંચશો, સર્વથા સ્વાર્થરહિત થશો, પણ એ સર્વનું શ્રેય જો તમે પોતાના ધર્મસંસ્થાપકને, પોતાના સાધુને નહિ આપો, તો પછી તમારી પૂર્ણતાનો કશો પણ ઉપયોગ થવાનો નથી" પણ તે શા માટે? આ અજ્ઞાનનું, આ ધર્માન્ધતાનું મૂળ શામાં રહેલુ છે? શિષ્યને એમ ભાસે છે કે, ઇશ્વર માત્ર એક જ વાર અવતાર ધારે છે. જે સર્વ પ્રમાદ છે, તે આમ માનવામા જ છે. તમારા માટે ઇશ્વર મનુષ્યમાં સગુણ થાય છે, પણ નિસર્ગમા સર્વત્ર જે એક-

વાર હતું, તે પૂર્વે પણ થયેલું હોવું જોઇએ અને ભવિષ્યમાં પણ થવાનું જ. જે નિયમ-વડે બદ્ધ નથી, એવું નિઃસર્ગમાં કાંઈ પણ નથી અને એનો અર્થ એવો છે કે, જે કાંઈ બને છે, તે એમને એમ જ બનતું રહેવાનું અને એવી રીતે જ બનતું હોવું જોઇએ.

આર્યાવર્તમાં ઈશ્વરના અવતારોવિશે એ જ કલ્પના છે. તેમના મહા અવતારોમાંનો શ્રી કૃષ્ણ એક અવતાર છે. તેનું તે ભવ્ય ધર્મવ્યાખ્યાન,—ભગવદ્‌ગીતા,—તમારામાંના કેટલાકોએ વાચ્યું હશે જ. તે કહે છે;—

"अजोपि सन्नव्ययात्मा भूतानामीश्वरोपि सन् ।
प्रकृतिं स्वामधिष्ठाय संभवाम्यात्ममायया ॥ १ ॥
यदा यदा हि धर्मस्य ग्लानिर्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥ २ ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगे युगे" ॥ ३ ॥

"મને જો કે જન્મ નથી, હું વિકાર રહિત છું, સર્વ પ્રાણિમાત્રનો ઈશ્વર છુ, તો પણ મારી પ્રકૃતિનો નિરોધ કરીને મારી માયાવડે હું જન્મ ધારણ કરું છું. ૧ જ્યારે જ્યારે ધર્મનો લોપ થવા માંડે છે, અને અધર્મનું ઉત્થાન થાય છે, ત્યારે હું દેહને ધારણ કરું છું. ૨ સજ્જનોના રક્ષણમાટે અને દુષ્ટ જનોના વિનાશમાટે હું પ્રત્યેક યુગમાં અવતાર ધારું છુ." ૩ જ્યારે જગતનો અધઃપાત થવા માંડે છે, ત્યારે પરમેશ્વર તેને ઉપર ટકાવી રાખવામાટે અવતરે છે. એવી રીતે ભિન્ન ભિન્ન કાળમાં અને ભિન્ન ભિન્ન સ્થળમાં તે અવતાર ધારે છે. બીજા શ્લોકમાં તે કહે છે કે;—

"यद्यद्विभूतिमत्सत्वं श्रीमदूर्जितमेव च ।
तत्तदेवावगच्छ त्वं मम तेजोंशसंभवम्" ॥ १ ॥

"જ્યારે જ્યારે સામર્થ્યવાન્ અને શુદ્ધ મહાત્મા આ માનવ્યને ઉચ્ચ સ્થિતિમાં ટકાવી રાખવાનો યત્ન કરતો તમને મળી આવે, ત્યારે ત્યારે તે મારા તેજમાંથી ઉત્પન્ન થયેલો છે, હું તે દ્વારા કાર્ય કરું છુ, એ ધ્યાનમાં રાખો."

એટલામાટે, કેવળ નાઝરથના ઇસમાંજ નહિ, કિંતુ તેની પૂર્વે જે વિભૂતિઓ નિર્માણ થએલી છે, તેની પછી જે નિર્માણ થએલી છે, અને હવે પછી પણ જે નિર્માણ થવાની છે, તે સર્વમાં આપણને ઈશ્વર દેખાવો જોઇએ. આપણી ભક્તિ મર્યાદિત કિંવા સીમાબદ્ધ હોવી ન જોઇએ. તે સર્વ જ તે અનંત પરમેશ્વરના અવતાર છે. તે સર્વ જ સ્વાર્થરહિત અને શુચિ છે. તેમણે પ્રયત્ન કર્યાં અને પોતાના જીવિતને આપણા

જેવા ક્ષુદ્ર પ્રાણીઓમાટે સમર્પિત કર્યું. તે તેમનામાંના પ્રત્યેકના અને હવે પછી જેઓ જન્મવાના છે, તે સર્વના પાપક્ષાલનમાટે કષ્ટ ભોગવે છે.

એક અર્થમાં તમો સઘળા જ ધર્મસંસ્થાપક છો. તમારામાંનો પ્રત્યેક જન ધર્મસંસ્થાપક છે, અને તેની કાંધપર સમસ્ત જગતનો ભાર છે. શાંતિ અને ધીમાપણાથી પોતના લઘુ જીવનના ભારને સહન ન કરતો હોય એવો એક પણ પુરુષ કિંવા સહન ન કરતી હોય એવી એક પણ સ્ત્રી તમારા જોવામાં આવી છે? તે મોટા ધર્મસંસ્થાપકોનું સામર્થ્ય પ્રચંડ હતું. તેમણે સમસ્ત રાક્ષસીય જગતના ભારને પોતાની ખાંધપર ઉપાડી લીધો હતો. તેમની સાથે તુલના કરીએ, તો આપણે સર્વથા ક્ષુદ્ર છીએ, એમાં જરા પણ શંકા નથી; આમ હોવા છતાં આપણે સુદ્ધાં પણ તે જ કાર્ય કરીએ છીએ. આપણા મર્યાદિત લઘુ મંડળમાં, આપણા ન્હાનકડા ઘરમાં, આપણે આપણા ન્હાનકડા ક્રૉસને ઉપાડેલા છે. આપણે ગમે તેવી ભૂલો કરીએ, ગમે તેટલા પાપી વિચાર કરીએ, કિંવા દુષ્ટ કૃત્યો કરીએ, તોપણ આપણામાં ક્યાંક પણ તે તેજનો અંશ છે, ક્યાંક પણ, આપણને નિરંતર તે દિવ્ય સાથે સાંધનારો સોનેરી દોરો છે. કારણ, એ વિશે એવો નિશ્ચય હોવા ઘો કે, જે ક્ષણે તે દિવ્ય સાથેનો તમારો સંબંધ તૂટી જશે, તે ક્ષણે જ પૂર્ણ નિર્મૂલન થઈ જશે. અને જે અર્થે કશાનો પણ પૂર્ણ નાશ કરવો શક્ય નથી, તે અર્થે, આપણે ગમે તેવા નીચ હોઇએ, આપણો ગમે તેવો અધઃપાત થયો હોય, તોપણ આપણા અંતઃકરણના અંતઃકરણમાં ક્યાંક પણ એવું એક લઘુ તેજોમંડળ છે જ, કે જે તે દિવ્યસાથે નિરંતર સંધાયલું છે.

આજ પર્યન્ત થઈ ગએલા સર્વ ધર્મસંસ્થાપકોને આપણા પ્રણામ હો. તેમનો ઉપદેશ અને તેમનું જીવન આપણને પ્રાપ્ત થએલાં છે; પછી ભલે ને તેમની જાતિ, તેમનો દેશ અને તેમનો પંથ ગમે તે હોય, તેની કાંઈ પણ પરવા નથી. માનવજાતિનાં સહાયક તે સર્વ ઈશ્વરી પુરુષો અને સ્ત્રીઓને આપણા પ્રણામ હો—ભલે તેમનો જન્મ ગમે તે કુળમાં થએલો હોય; તેમનો વર્ણ ગમે તે હોય; અને તેમની જાતિ કોઈપણ હોય, તેની ચિંતા નહિ. હવે પછી, આપણા વંશજોમાટે નિઃસ્વાર્થ કાર્ય કરવામાટે આવનારા તે જીવિત દેવોને આપણા પ્રણામ હો!

# વિશ્વના મહાન્ શિક્ષકો.*

વિશ્વની પ્રગતિ વિશે આર્યોની ઉપપત્તિ એવી છે કે, વિશ્વલહરીનાં મડળોના આકારે અગમન કર્યા કરે છે તે ઉપર જાય છે, અને ઉચ્ચ બિંદુને પહોંચે છે, પાછુ નીચે પડે છે અને કેટલાક કાળ પર્યંત તે પોલાણમા સ્થિત રહે છે તે પુન ઉન્નત થવામાટે જ એ નીચ સ્થિતિમાં જાય છે, અને એવા જ પ્રકારે લહરી પછી લહરી અને પાતાલપાતને ધારણ કિંવા સહન કરતું, તે પોતાના માર્ગનું આગળ અને આગળ આક્રમણ કર્યા કરે છે સપૂર્ણ વિશ્વના વિષયમાં જે સત્ય છે, તે તેના પ્રત્યેક અશના વિષયમા પણ સત્ય છે મનુષ્યવિષયક વિષયોની પ્રગતિ એ જ નિયમાનુસાર થાય છે રાષ્ટ્રોની પ્રગતિ પણ એ જ નિયમાનુસાર થાય છે. તેઓ ઉદયને પામે છે અને તેમનો અસ્ત થાય છે તેઓ ઉપર ચઢે છે અને પાછાં નીચે પડે છે. ઉત્પતન પછી પતન થાય છે, અને પતન પછી પુન મહાબળપૂર્વક ઉત્પતન થાય છે એ ગતિ એક સરખી ચાલ્યા કરે છે ધાર્મિક જગતમાં પણ એ જ ચલન દૃષ્ટિગોચર થયા કરે છે પ્રત્યેક રાષ્ટ્રના ધાર્મિક જીવનમા જેવી રીતે ઉદયનો એક કાળ હોય છે, તે પ્રમાણે જ અસ્તનો પણ એક કાળ હોય છે રાષ્ટ્ર અધોગત થાય છે, અને એમ ભાસે છે કે, પ્રત્યેક વસ્તુ નિર્મૂળ થાય છે ! પરતુ એટલામા તેનામા શક્તિનો ઉદ્ભવ થાય છે, અને તેનો પુન અભ્યુદય થાય છે એક પ્રચડ લહરી આવે છે–કોઈ કોઈ વાર તે ભરતીની રાક્ષસી લહરી હોય છે, અને પ્રત્યેક વેળાએ તે લહરીના મસ્તક પરના ગુચ્છપર એક મહાત્મા પ્રકાશતો હોય છે, દેવદૂત નીચે આવે છે તે પોતે ઉત્પાદક પણ હોય છે અને ઉત્પન્ન કરેલી વસ્તુ પણ હોય છે જે આઘાતના યોગે તે લહરી ઊઠે છે, તે રાષ્ટ્ર ઉંચે ચઢે છે, તે આઘાતનો હેતુ પણ તે જ હોય છે, અને તે જ વેળાએ, જે શક્તિના યોગે તે લહરી બનની હોય છે, તે જ શક્તિના યોગે તે પોતે નિર્માણ થાય છે. એવી રીતે તે બીજામા પરિણામ નિપજાવે છે, અને બીજાનું તેનામા પરિણામ થતુ હોય છે તે પોતાની પ્રચડ શક્તિનો સમાજપ્રતિ વ્યય કરે છે, અને સમાજ તેને તે જેવો છે તેવો બનાવે છે એ સર્વ જગતનો વિચાર કરનારા મહાત્માઓ હોય છે, એઓ વિશ્વના ધર્મસસ્થાપકો છે, એઓ ઈશ્વર પાસેથી જીવનનો સંદેશો લઈને આવે છે, એઓ ઈશ્વરના અવતાર છે

* કેલિફોર્નિયા, પાસાડેના શેક્સપીયર ક્લબમા તા૦ ૨૭ ફેબ્રુવારી ૧૯૦૦ ને દિવસે આ વ્યાખ્યાન અપાયેલુ હતુ

મનુષ્યની કલ્પના એવી છે કે, વિશ્વમાં માત્ર એક જ ધર્મ હોવો શક્ય છે. તે ધર્મને આપનારો માત્ર એકજ ધર્મસંસ્થાપક હોઈ શકે અને ઈશ્વરનો અવતાર પણ એક જ સંભવે છે; પણ એ કલ્પના સત્ય નથી. એ સર્વ દેવદૂતોનાં જીવનચરિત્રોનું સૂક્ષ્મ નિરીક્ષણ કરવાથી આપણને એમ જણાઈ આવે છે કે, એમનામાંના પ્રત્યેકનો જન્મ જ મૂળ એ કાર્યના એક અને એકજ ભાગને અંગપર લઈ તેને પાર પાડવામાટે થએલો હતો. સર્વના કાર્યના સરવાળામાં સંપૂર્ણતા, સુયંત્રતા, એકતાનતા રહેલી છે, પ્રત્યેક ભાગમાં નથી. ભિન્નભિન્ન માનવી વંશના વિષયમાં પણ એમ જ છે. સમસ્ત વિશ્વનો ઉપભોગ પોતે એકલીએજ કરવો, એવા હેતુથી કોઈ પણ જાતિ નિર્માણ થએલી નથી. કોઈ પણ એમ કહેવાની હિંમત કરી શકે તેમ નથી. રાષ્ટ્રોની એ સ્વર્ગીય એકતાનતામાં પ્રત્યેક વંશે પોતપોતાની ભૂમિકા ભજવવાની હોય છે. પ્રત્યેક જાતિએ એક સ્વતંત્ર કાર્ય કરવાનું-કર્તવ્યને પાર પાડવાનું હોય છે. એ સર્વના સરવાળાથી તે ભવ્ય એકતાનતા—તે સાર્વાંગિક પરિપૂર્ણતા—બને છે.

અર્થાત્ એ ધર્મસંસ્થાપકોમાંનો કોઈ પણ આ જગત્માં પોતાના વિચારોનું ચિરંતન રાજ્ય ચલાવવામાટે જન્મેલો નથી. અદ્યાપિ એ વિષયમાં કોઈને વિજય મળ્યો નથી અને ભવિષ્યમાં પણ કોઈ ચિરકાલ પર્યન્ત એ રાજ્યપદને ભોગવવાનો નથી. પ્રત્યેક જન અમુક અંગની પૂર્તિ કરે છે, અને તેજ અંગવિશે વિચાર કરીએ, તો એ સત્ય છે કે, અંતે પ્રત્યેક ધર્મસંસ્થાપક જગત્ તથા તેના ભવિતવ્યપર પોતાની સત્તા ચલાવશે.

આપણામાંના ઘણાખરાઓની જન્મથી જ એવી શ્રદ્ધા હોય છે કે, ધર્મ જગતને અવશ્ય કોઈ પુરુષદ્વારાજ પ્રાપ્ત થાય છે. આપણે તત્ત્વો વિશેની ચર્ચા ચલાવીએ છીએ, તેમ જ પ્રમેય કિંવા સિદ્ધાન્તો વિશે વિચાર કરીએ છીએ, એ તો જાણે યોગ્ય જ છે; પરંતુ પ્રત્યેક વિચાર અને પ્રત્યેક હીલચાલ, આપણાં કૃત્યોમાંનું પ્રત્યેક કૃત્ય, એમ બતાવે છે કે, કોઈ પણ તત્ત્વ, જ્યારે તે કોઇપણ એક પુરુષદ્વારા આપણને મળે છે, ત્યારે જ તે આપણા જાણવા સમજવામાં આવી શકે છે. જ્યારે અમુક એક કલ્પના, કોઈએક દેહધારી, ધ્યેયભૂત પુરુષદ્વારા આપણને પ્રાપ્ત થાય છે, ત્યારે જ તેને આપણે ગ્રહી શકીએ છીએ. પ્રત્યક્ષ ઉદાહરણથી જ આપણને ધર્મની આજ્ઞાનો બોધ થઈ શકે છે. ઈશ્વરે આપણામાંના પ્રત્યેકની જો એટલી પરિણતિ કરી હોત કે, આપણને દૃષ્ટાન્તની આવશ્યકતા જ ન પડે, આપણને કોઈ મધ્યસ્થ પુરુષની અગત્ય જ ન રહે, તો કેટલું સારું થાત વારુ? પરંતુ આપણે તેવા નથી, એટલે પછી સ્વાભાવિક જ, માનવજાતિમાંના ઘણાખરાએ પોતાના આત્માઓને એ વિલક્ષણ પુરુષોનાં, એ ધર્મસંસ્થાપકોનાં, એ દેવાવતા-

રોના-ક્રિશ્ચિયનો, બૌદ્ધો અને હિંદુઓએ પૂજેલા એ અવતારોનાં-ચરણોમાં મૂકી દીધા છે. મુસલ્માનો પ્રારંભથીજ એની એ વ્યક્તિપૂજાથી વિરુદ્ધ હતા. એ ધર્મસંસ્થાપકોની, એ દેવદૂતોની પૂજા કરવી કિંવા તેમને બીજું કાંઈપણ માન આપવું, એ તેમને લેશમાત્ર પણ સમત નહોતું. આ કાર્યથી તેઓ સર્વથા દૂર હતા; પણ વાસ્તવિક તો એક ધર્મ-સંસ્થાપકને બદલે તેમનામાં સહસ્રાવધિ સાધુ પુરુષો-પીર અને ફકીર ભજાય છે ને પૂજાય છે! અર્થાત્ આપણાથી સત્ય તત્ત્વથી વિરુદ્ધ જઈ શકાય તેમ છેજ નહિ. વિભૂતિઓની પૂજા કરવી, તેમનું ભજન કરવું, એ આપણું કર્તવ્ય છે, અને તે ઉત્તમ પણ છે જ્યારે તે મહાધર્મસંસ્થાપક ક્રાઇસ્ટને એમ પૂછવામાં આવ્યું કે, 'ભગવાન્, અમને તે પિતાનું દર્શન કરાવો' ત્યારે તેણે એનું જે ઉત્તર આપ્યું, તેને સારી રીતે ધ્યાનમાં રાખો. તેણે કહ્યું કે, 'જેણે મને જોયો છે તેણે તે પિતાને પણ નિહાળેલો છે.' આપણા-માનો એવો કોણ છે કે જે ઈશ્વરની મનુષ્યત્વથી વ્યતિરિક્ત કલ્પના કરી શકતો હોય? આપણને તે મનુષ્યમાંજ અને મનુષ્યદ્વારાજ દેખાય છે. આ ઓરડામાં સર્વત્ર પ્રકાશ ભરેલો છે, છતાં તે આપણને સર્વત્ર કેમ નથી દેખાતો વારુ? પ્રકાશની લહરીઓ તમને કેવળ દીપકમાંજ દેખાય છે. ઈશ્વર એક વિશ્વવ્યાપક તત્ત્વ છે, પણ આજે આપણે એવી અવસ્થામાં છીએ કે, આપણને તે માત્ર માનવરૂપ દેવોમાંજ અને મનુષ્યરૂપ દેવના યોગેજ દેખાય છે, જાણવામાં આવી શકે છે. અને જ્યારે એ મહાન્ તેજોગોલ આવે છે, ત્યારેજ મનુષ્યને ઈશ્વરનો અનુભવ થાય છે. આપણે જે માર્ગથી આવીએ છીએ, તેના કરતાં ભિન્ન માર્ગથી તેઓ આવે છે' આપણે ભિક્ષુકના રૂપમાં આવીએ છીએ અને તેઓ સર્વસત્તાધારી તરીકે આવે છે. આપણે આ જગતમાં અનાથ બાળકો પ્રમાણે આવીએ છીએ, માર્ગભ્રષ્ટ અને જેમને ખરો માર્ગ મળી શકતો નથી તેવા થઈને આવીએ છીએ, હવે આપણે શું કરવું અને આપણા જીવનનો અર્થ શો છે, એ આપણે જાણી શકતા નથી, તેનો આપણે અનુભવ કરી શકતા નથી. આજે આપણે એક કાર્ય કરીએ છીએ અને કાલે વળી બીજુંજ કરવા માંડીએ છીએ. જળ-પ્રવાહમાં આમથી તેમ ઝોકાં ખાતા તૃણ જેવી આપણી સ્થિતિ હોય છે. ઝંઝાવાતના ઝપાટામાં સપડાયલી કોઈ પક્ષીની પાંખ જેવીજ આપણી ગતિ થાય છે. પરંતુ! માનવ-જાતિના ઇતિહાસમાં દૃષ્ટિપાત કરતાં અવશ્ય તમને એમ દેખાઈ આવશે કે, એ દેવદૂતો આવે છે અને તેમના જન્મકાળથીજ તેમનું કાર્ય જ્ઞાત તથા નિશ્ચિત હોય છે. તેમનો આખો ખરડો તેમના સન્મુખ પ્રસરેલો હોય છે અને તેનાથી એક અણુમાત્ર પણ તેઓ ચળતા નથી, એમ આપણને જણાઈ આવે છે. અને જ્યારે તેઓ એક વિશિષ્ટ કાર્યને

સ્વીકારીને જ અવતરે છે, એટલે તેઓ ઈશ્વરી આજ્ઞાને પણ સાથે લેતા આવે છે. તેમનો વાદવિવાદ, ચર્ચા ચલાવવાનો વ્યવસાય હોતો નથી એ મહા શિક્ષકો, એ ધર્મગુરુઓ તેમણે જે કાંઈ શીખવ્યું હોય, તે વિશે વાદવિવાદ કરતા હતા કિંવા પોતાના કથનને અનુમાનાદિ પ્રમાણોવડે સિદ્ધ કરવાના વ્યવસાયમા પ્રવૃત્ત થતા હતા, એમ તમે કદાપિ સાંભળ્યું કિંવા વાંચ્યુ છે ખરું કે? નહિ જ. તેમનામાંના એકે પણ એમ કર્યું નથી. તેઓ એકદમ તત્ત્વનું જ પ્રતિપાદન કરવા માંડે છે. તેમણે તેને અનુમાનાદિ પ્રમાણથી સિદ્ધ કરવાના વ્યર્થ પરિશ્રમમાં શામાટે પડવુ જોઇએ વારુ? તે સત્ય તેમને પ્રત્યક્ષ દેખાતું હોય છે; અને કેવળ તે સત્ય તેમને દેખાય છે એટલુ જ નહિ, પણ તે સત્યનો તેઓ બીજાને પણ સાક્ષાત્કાર કરાવી શકે છે. જો તમે મને પૂછો કે, 'ઈશ્વર છે ખરો કે?' અને હુ તેનું 'હા, છે,' એવું ઉત્તર આપુ, તો તત્કાળ માગ એ કથનના સત્યનો આધાર શો છે, એવો તમારો બીજો પ્રશ્ન આવીને ઉભો રહે છે, અને મારા જેવા એક દુર્બળ મનુષ્યને પોતાના કથનની સિદ્ધિમાટે પોતાની સર્વ શક્તિઓ ખર્ચી નાખવી પડે છે. પણ જો તમે ક્રાઇસ્ટ પાસે ગયા હોત અને તેને પૂછ્યુ હોત કે, 'ઈશ્વર છે ખરો કે?' તો તેણે એ જ ઉત્તર આપ્યુ હોત કે, 'હા; છે' અને પછી તમે પાછુ પૂછ્યુ હોત કે, 'એનો આધાર શો?' તો તેણે તત્કાળ જણાવ્યુ હોત કે, 'જુઓ, આ રહ્યો ઈશ્વર!' એથી દેખાય છે કે, તેમનું જ્ઞાન તે પ્રત્યક્ષ જ્ઞાન હોય છે; વાદવિવાદ કિંવા અનુમાનવડે ઉપજાવેલા તર્કો હોતા નથી. ત્યા અંધારામાં ફાંફાં મારવાનુ હોતું નથી, કિન્તુ પ્રત્યક્ષ પ્રત્યયનુ સામર્થ્ય જ ત્યા ચમકે છે. મને આ ટેબલ દેખાય છે, હવે, અનુમાનાદિ ગમે તેટલા પ્રમાણોને લાવી રજૂ કરવામા આવે, તો પણ મારામાંનો એ વિશ્વાસ જવાનો નથી. તે પ્રત્યક્ષ પ્રત્યય છે, એટલે જવો શક્ય જ નથી એવો જ તેમનો વિશ્વાસ હોય છે. પોતાના ધ્યેયમા તેમનો વિશ્વાસ હોય છે, પોતાના અવતારકૃત્યોમાં તેમનો વિશ્વાસ હોય છે, અને એ સર્વથી પણ વિશેષ તેમનો પોતામાં—આત્મામા વિશ્વાસ હોય છે. એ તેજસ્વી આત્માઓમા બીજા કોઇમા પણ નહિ હોય, તેટલો બધો આત્મવિશ્વાસ રહેલો હોય છે. લોકો કહે છે કે, 'તમારો ઈશ્વરના અસ્તિત્વમાં વિશ્વાસ છે કે? ભાવિ જીવનને તમે માનો છો? તમારી આ મત કિંવા તે સિદ્ધાંતમાં શ્રદ્ધા છે ખરી?' પણ અહીં તો જેની ઉપર આગળ ઉપરની ઇમારત ચણાય તે પાયો જ હોતો નથી. તે પાયો એટલે પોતાનો જે પોતામાં વિશ્વાસ હોવો તે. જુઓ, જે મનુષ્ય પોતે પોતામાં જ વિશ્વાસ રાખી શકતો નથી, તે બીજા કશામાં વિશ્વાસ રાખી શકશે, એમ તેઓ કેમ ધારે છે વારુ? મારો મારા પોતાના અસ્તિત્વ વિશે જ મૂળ નિશ્ચય નથી. એક ક્ષણે મને એમ ભાસે છે કે, 'હુ છુ, અને મારો નાશ કરી નાખ-

વાની શક્તિ કોઇનામાં પણ નથી.' અને અન્ય ક્ષણે જ મરણની ભીતિથી હું થરથર કંપતો હોઉં છું. પ્રથમ પળે મને ભાસે છે કે, 'હું અમર છું,' અને દ્વિતીય પળે મારા સમક્ષ પિશાચ આવીને ઉભો રહે છે અને હું કોણ છુ તથા ક્યાં છુ, એ વાતને પણ હું વિસરી જાઉં છું-હું જીવતો છુ કે મૃત છું, એ સુદ્ધાં મારા ધ્યાનમાં આવી શકતુ નથી. હમણાં જણાય છે કે, 'હુ અમર્ત્ય બ્રહ્મ છુ, હું સર્વથા શુદ્ધ આચરણવાળો છું,' તેટલામાં થોડીવારેજ એક આઘાત થાય છે ને હું ભૂમિપર ચત્તોપાટ પડી જાઉં છુ. આમ થવાનું કારણ? એજ કે, મારો પોતામાંનો વિશ્વાસ ઉડી ગયો છે, મારા નીતિરૂપ બરડાની કરોળ ટૂટી ગઈ છે.

પણ એ શિક્ષકોમાં આ ચિન્હને તમે સદા જોતા રહેશો. તેમનો પોતામાં પરાકાષ્ઠાનો વિશ્વાસ હોય છે—તેમની આત્મશ્રદ્ધા અલૌકિક હોય છે. એવો પ્રબળ આત્મવિશ્વાસ અન્યત્ર ક્યાંય પણ મળી શકતો નથી, અને તેથી આપણે તેની કલ્પના માત્ર પણ કરી શકતા નથી. એ કારણથીજ, એ ધર્મશિક્ષકો પોતા વિશે જે ઉદ્‌ગારો કાઢે છે, તેમનો આપણે ભિન્ન રીતિથી નિર્ણય કરવાનો પ્રયત્ન આદરીએ છીએ. તેમજ, લોકો તેમના સાક્ષાત્કારો વિશે તેમના જે ઉદ્‌ગારો હોય છે, તેનો નિર્ણય કરવામાટે વીસ હજાર ઉપપત્તિઓ ઉપજાવતા બેસી રહે છે. તે જ દૃષ્ટિથી આપણે વિચાર કરતા નથી, અને તેથી જો આપણે તેમના રહસ્યને ન જાણી શકીએ તો તે સ્વાભાવિક જ છે.

તેમજ પુનઃ જ્યારે તેઓ બોલે છે, ત્યારે વિશ્વે તેમનું તે કથન સાંભળવુંજ પડે છે. જ્યારે તેઓ બોલે છે, ત્યારે તેમનો પ્રત્યેક શબ્દ 'પ્રતીતિ' નોજ હોય છે; તે બોમ્બગોળા પ્રમાણે આવીને અથડાય છે પૃષ્ઠ ભાગે શક્તિ ન હોય તો પછી કેવળ શબ્દની શી મહત્તા વારુ? તમે કઈ ભાષામાં બોલો છો કિંવા તમે પોતાની ભાષાની કેવી રચના કરો છો, એનો વિચાર શામાટે કરવો જોઇએ? તમે સર્વથા વ્યાકરણશુદ્ધ ભાષા બોલો છો કે સર્વથા વક્તૃત્વપૂર્ણ બોલો છો, એની સાથે શો સંબંધ છે? તમારી ભાષા અલંકારપ્રચુર છે કિંવા નહિ, એના વિચારથી શો લાભ છે? પ્રશ્ન માત્ર એ છે કે, તમારી પાસે આપવામાટે તે યોગ્યતાનું કાંઈ છે કે નહિ? આ લેવડદેવડનો, હાથે ઉપાડીને આપવાનો તેમ જ હાથથી લેવાનો પ્રશ્ન છે; કેવળ સાંભળવાનો નથી, તમારી પાસે આપવા યોગ્ય કાંઈ છે ખરું કે? એ પ્રથમ પ્રશ્ન. જો તમારી પાસે તેવું કાંઈ હોય તો આપો. શબ્દો, માત્ર એ ઉપહારને પહોંચાડવાનું કાર્ય કરે છે, અનેક માર્ગોમાંનો એ એક માર્ગ છે. કોઈ કોઈ વાર તો લેશ માત્ર પણ બોલવું પડતુ નથી. એક જૂના સંસ્કૃત શ્લોકમાં કહેલુ છે કે, "શ્રી ગુરુને એક વૃક્ષતળે બેઠેલા મેં જોયા, તે તરુણ, સોળ વર્ષના વયના હતા; અને શિષ્ય એંસી વર્ષનો વૃદ્ધ હતો. કેવળ મૌનજ શ્રી ગુરુનો ઉપદેશ હતો. શિષ્યની સર્વ શંકાઓનો સર્વથા લોપ થઈ ગયો!"

કેટલીકવાર તેઓ કાંઈ પણ બોલતાજ નથી, છતાં પણ તેઓ સત્ય જ્ઞાનને આ મનમાંથી તે મનમાં પહોંચાડતા હોય છે. તેઓ કેવળ આપવામાટેજ અવતરેલા હોય છે. તેઓ આજ્ઞા કરે છે, સત્તા ચલાવે છે, તેઓ દેવદૂત હોય છે. તમારે તેમની તે આજ્ઞાનું પાલન કરવું પડે છે. તમારા ધર્મગ્રંથોમાં ક્રાઇસ્ટ્ કેટલી બધી અધિકારયુક્ત વાણીથી બોલે છે, એ તમારા સ્મરણમાં નથી કે શું? "ત્યારે તમે જાઓ અને સર્વ રાષ્ટ્રોને શિક્ષણ આપો. જે કાર્ય કરવાની મેં તમને આજ્ઞા કરેલી છે, તે તે તત્ત્વોને પાળવાનું તેમને કહો." પોતે પહોંચાડેલા ઈશ્વરી સંદેશામાંનો જબ્બર વિશ્વાસ તેના સર્વ ઉદ્ગારોમાં રમતો હોય છે. જગત્ જેમને પોતાના ધર્મસંસ્થાપકો તરીકે ભજે છે, તે એ સર્વ મહાપુરુષોના જીવનમાં તે જ તમને મળી આવશે.

એ મહા ધર્મસંસ્થાપકોજ આ પૃથ્વીપરના જીવતા દેવો છે. એમના વિના આપણે બીજા કોની પૂજા અર્ચા કરીએ વારુ? જ્યાં હું મારા મનમાં ઈશ્વરની કલ્પના કરવા જાઉં છું ત્યાં એમ જ જણાય છે કે કેવી અસત્ય, ક્ષુદ્ર વાર્તા મારી કલ્પનાથી ઊભી થાય છે! તે ઈશ્વરને ભજવો તે પાપ છે! હું મારા નેત્રો ઉઘાડું છું અને આ પૃથ્વીપરના મહાત્માઓએ જે પ્રત્યક્ષ જીવન વીતાડ્યું છે, તેની તરફ જોઉં છું. મારાથી કોઈવાર પણ ઈશ્વર વિશે જે કલ્પના કરી શકાય, તેના કરતાં તેઓ કેટલા બધા ઉચ્ચ પદવીના હતા! કારણ કે, જો કોઈ મારી કોઈ વસ્તુ ચોરી જાય, તો હું તેની પૂઠે પડવાનો અને તેને કારાગૃહમાં મોકલવાનો. એટલે મારા જેવાના હૃદયમાં દયાની શી કલ્પના હોઈ શકે? અને ક્ષમાનું મારું ધ્યેય શું—કયું—હોય વારુ? તે મારાથી પર તો હોવાનું નહિ જ. તમારામાંના કોનાથી પોતાના દેહથી બહાર કૂદી શકાય છે વારુ? તમારામાંના કોણ પોતાના મનની મર્યાદાથી બહારના ભાગમાં દોડી શકે છે? કોઈ પણ નહિ. તમે જેને પ્રત્યક્ષ પોતાના જીવનમાં અનુભવો છો, તેના વિના દિવ્ય પ્રેમની તમારાથી બીજી શી કલ્પના કરી શકાય એમ છે? જેનો આપણે કદાપિ અનુભવ લીધો નથી, તેની આપણાથી કદાપિ કલ્પના કરી શકાય તેમ છેજ નહિ. એટલામાટે ઈશ્વર વિશેની કલ્પના કરવાના સર્વ ઉત્તમોત્તમ પ્રયત્નો અવશ્ય કોઈવાર પણ નિષ્ફળ થવાના જ અને આ સ્પષ્ટ સત્ય વાર્તા છે, કલ્પનાનો આડંબર નથી. પ્રીતિ, દયા અને શુચિતાની પ્રત્યક્ષ કૃતિઓની કોઈ કાળે પણ રતિભાર કલ્પના કરી શકાય તેમ નથી. એટલે પછી હું જો એ પુરુષોનાં ચરણોને મસ્તકે ધારું અને તેમની પૂજા અર્ચા કરું તો તેમાં આશ્ચર્ય જેવું શું છે વારુ? માત્ર વધારે લવારો કરવામાં કશો પણ અર્થ નથી. જો કોઈ બોલવા કરતાં ભિન્ન કાંઈક પ્રત્યક્ષ કરી શકનારો પુરુષ હોય, તો તેને જોવાની મારી ઇચ્છા છે. બોલવું તે કાંઈ પ્રત્યક્ષ કૃતિ નથી. ઈશ્વર

વાની શક્તિ કોઇનામાં પણ નથી.' અને અન્ય ક્ષણેજ મરણની ભીતિથી હું થરથર કંપતો હોઉં છું. પ્રથમ પળે મને ભાસે છે કે, 'હું અમર છું,' અને દ્વિતીય પળે મારા સમક્ષ પિશાચ આવીને ઉભો રહે છે અને હું કોણ છું તથા કયાં છું, એ વાતને પણ હું વિસરી જાઉં છું-હું જીવતો છું કે મૃત છું, એ મુદ્દાં મારા ધ્યાનમાં આવી શકતું નથી. હમણાં જણાય છે કે, 'હું અમર્ત્ય બ્રહ્મ છું, હું સર્વથા શુદ્ધ આચરણવાળો છું,' તેટલામાં થોડીવારેજ એક આઘાત થાય છે ને હું ભૂમિપર ચત્તોપાટ પડી જાઉં છું. આમ થવાનું કારણ? એજ કે, મારો પોતામાંનો વિશ્વાસ ઉઠી ગયો છે, મારા નીતિરૂપ બરડાની કરોળ ટૂટી ગઈ છે.

પણ એ શિક્ષકોમાં આ ચિન્હને તમે સદા જોતા રહેશો. તેમનો પોતામાં પરાકાષ્ઠાનો વિશ્વાસ હોય છે—તેમની આત્મશ્રદ્ધા અલૌકિક હોય છે. એવો પ્રબળ આત્મવિશ્વાસ અન્યત્ર ક્યાંય પણ મળી શકતો નથી, અને તેથી આપણે તેની કલ્પના માત્ર પણ કરી શકતા નથી. એ કારણથીજ, એ ધર્મશિક્ષકો પોતા વિશે જે ઉદ્‌ગારો કાઢે છે, તેમનો આપણે ભિન્ન રીતિથી નિર્ણય કરવાનો પ્રયત્ન આદરીએ છીએ. તેમજ, લોકો તેમના સાક્ષાત્કારો વિશે તેમના જે ઉદ્‌ગારો હોય છે, તેનો નિર્ણય કરવામાટે વીસ હજાર ઉપપત્તિઓ ઉપજાવતા બેસી રહે છે. તે જ દૃષ્ટિથી આપણે વિચાર કરતા નથી, અને તેથી જો આપણે તેમના રહસ્યને ન જાણી શકીએ તો તે સ્વાભાવિક જ છે.

તેમજ પુનઃ જ્યારે તેઓ બોલે છે, ત્યારે વિશ્વે તેમનું તે કથન સાંભળવુંજ પડે છે. જ્યારે તેઓ બોલે છે, ત્યારે તેમનો પ્રત્યેક શબ્દ 'પ્રતીતિ' નોજ હોય છે; તે બૉંબ્‌ગોળા પ્રમાણે આવીને અથડાય છે પૃષ્ટ ભાગે શક્તિ ન હોય તો પછી કેવળ શબ્દની શી મહત્તા વારુ? તમે કઈ ભાષામાં બોલો છો કિંવા તમે પોતાની ભાષાની કેવી રચના કરો છો, એનો વિચાર શામાટે કરવો જોઇએ? તમે સર્વથા વ્યાકરણશુદ્ધ ભાષા બોલો છો કે સર્વથા વક્તૃત્વપૂર્ણ બોલો છો, એની સાથે શો સંબંધ છે? તમારી ભાષા અલંકારપ્રચુર છે કિંવા નહિ, એના વિચારથી શો લાભ છે? પ્રશ્ન માત્ર એ છે કે, તમારી પાસે આપવામાટે તે યોગ્યતાનું કાંઈ છે કે નહિ? આ લેવડદેવડનો, હાથે ઉપાડીને આપવાનો તેમજ હાથથી લેવાનો પ્રશ્ન છે; કેવળ સાંભળવાનો નથી, તમારી પાસે આપવા યોગ્ય કાંઈ છે ખરું કે? એ પ્રથમ પ્રશ્ન. જો તમારી પાસે તેવું કાંઈ હોય તો આપો. શબ્દો, માત્ર એ ઉપહારને પહોંચાડવાનું કાર્ય કરે છે, અનેક માર્ગોમાંનો એ એક માર્ગ છે. કોઈ કોઈ વાર તો લેશ માત્ર પણ બોલવું પડતું નથી. એક જૂના સંસ્કૃત શ્લોકમાં કહેલું છે કે, "શ્રી ગુરુને એક વૃક્ષતળે બેઠેલા મેં જોયા, તે તરુણ, ગોળ વર્ણના વયના હતા; અને શિષ્ય એંશી વર્ષનો વૃદ્ધ હતો. કેવળ મૌન્યજ શ્રી ગુરુનો ઉપદેશ હતો. શિષ્યની સર્વ શંકાઓનો સર્વથા લોપ થઈ ગયો!"

કેટલીકવાર તેઓ કાંઈ પણ બોલતાજ નથી, છતાં પણ તેઓ સત્ય જ્ઞાનને આ મનમાંથી તે મનમાં પહોંચાડતા હોય છે તેઓ કેવળ આપવામાટેજ અવતરેલા હોય છે તેઓ આજ્ઞા કરે છે, સત્તા ચલાવે છે, તેઓ દેવદૂત હોય છે તમારે તેમની તે આજ્ઞાનું પાલન કરવું પડે છે. તમારા ધર્મગ્રંથોમાં ક્રાઇસ્ટ કેટલી બધી અધિકારયુક્ત વાણીથી બોલે છે, એ તમારા સ્મરણમાં નથી કે શું? "ત્યારે તમે જાઓ અને સર્વ રાષ્ટ્રોને શિક્ષણ આપો જે કાર્ય કરવાની મેં તમને આજ્ઞા કરેલી છે, તે તે તત્ત્વોને પાળવાનું તેમને કહો." પોતે પહોંચાડેલા ઈશ્વરી સંદેશાઓમાંનો ભયંકર વિશ્વાસ તેના સર્વ ઉદ્‌ગારોમાં રમતો હોય છે જગત્ જેમને પોતાના ધર્મસંસ્થાપકો તરીકે ભજે છે, તે એ સર્વ મહાપુરુષોના જીવનમાં તેજ તમને મળી આવશે.

એ મહા ધર્મસંસ્થાપકોજ આ પૃથ્વીપરના જીવતા દેવો છે. એમના વિના આપણે બીજા કોની પૂજા અર્ચા કરીએ વારુ? જ્યાં હું મારા મનમાં ઈશ્વરની કલ્પના કરવા જાઉં છું ત્યાં એમ જ જણાય છે કે કેવી અસત્ય, ક્ષુદ્ર વાર્તા મારી કલ્પનાથી ઉભી થાય છે! તે ઈશ્વરને ભજવો તે પાપ છે! હું મારા નેત્રો ઉઘાડું છું અને આ પૃથ્વીપરના મહાત્માઓએ જે પ્રત્યક્ષ જીવન વીતાડ્યું છે, તેની તરફ જોઉં છું. મારાથી કોઈવાર પણ ઈશ્વર વિષે જે કલ્પના કરી શકાય, તેના કરતા તેઓ કેટલા બધા ઉચ્ચ પદીના હતા! કારણ કે, જો કોઈ મારી કોઈ વસ્તુ ચોરી જાય, તો હું તેની પૂઠે પડવાનો અને તેને કારાગૃહમાં મોકલવાનો. એટલે મારા જેવાના હૃદયમાં દયાની શી કલ્પના હોઈ શકે? અને ક્ષમાનું મારું ધ્યેય શું-કયું-હોય વારુ? તે મારાથી પર તો હોવાનું નહિ જ તમારામાંના કોનાથી પોતાના દેહથી બહાર કૂદી શકાય છે વારુ? તમારામાંના કોણ પોતાના મનની મર્યાદાથી બહારના ભાગમાં દોડી શકે છે? કોઈ પણ નહિ તમે જેને પ્રત્યક્ષ પોતાના જીવનમાં અનુભવો છો, તેના વિના દિવ્ય પ્રેમની તમારાથી બીજી શી કલ્પના કરી શકાય એમ છે? જેનો આપણે કદાપિ અનુભવ લીધો નથી, તેની આપણાથી કદાપિ કલ્પના કરી શકાય તેમ છેજ નહિ એટલામાટે ઈશ્વર વિશેની કલ્પના કરવાના સર્વ ઉત્તમોત્તમ પ્રયત્નો અવશ્ય કોઈવાર પણ નિષ્ફળ થવાના જ અને આ સ્પષ્ટ સત્ય વાર્તા છે, કલ્પનાનો આડંબર નથી. પ્રીતિ, દયા અને શુચિતાની પ્રત્યક્ષ કૃતિઓની કોઈ કાળે પણ રતિભાર કલ્પના કરી શકાય તેમ નથી એટલે પછી હું જો એ પુરુષોના ચરણોને મસ્તકે ધારું અને તેમની પૂજા અર્ચા કરું તો તેમાં આશ્ચર્ય જેવું શું છે વારુ? માત્ર વધારે લવારો કરવામાં કશો પણ અર્થ નથી જો કોઈ બોલવા કરતા ભિન્ન કાંઈક પ્રત્યક્ષ કરી શકનારો પુરુષ હોય, તો તેને જોવાની મારી ઇચ્છા છે. બોલવું તે કાંઈ પ્રત્યક્ષ કૃતિ નથી ઈશ્વર

અને નિર્ગુણ તેમજ આ અને તે એ વિશે કેવળ બોલવુ બહુજ સહજ છે, પરતુ એ માનવરૂપ દેવો તો સર્વ રાષ્ટ્રોના અને સર્વ જાતિઓના ખરેખરા પરમેશ્વર જ છે એ દિવ્ય આત્માઓ આજપર્યન્ત પૂજાયલા છે અને હવે પછી પણ જ્યા લગી મનુષ્ય મનુષ્યજ છે ત્યા સુધી અવિલમ્બ પૂજાતા રહેશે. સત્સ્વરૂપમાનો પોતાનો વિશ્વાસ, સત્સ્વરૂપ વિશેની પોતાની આશા તેમનામાંજ છે. ખાલી ગૂઢ તત્ત્વ શા ઉપયોગનુ?

મારે જે કાંઈ તમને કહેવાનું છે તેનો હેતુ અને આશય એ છે કે, મારા આયુષ્યમા તે સર્વને પૂજ્ય માનવા અને હવે પછી થનારા એવા સર્વ મહા પુરુષોને પૂજ્ય માનવા માટે તૈયાર થઈ રહેવુ, એ કાર્ય શક્ય છે, એવો મને પ્રત્યક્ષ અનુભવ મળી ચૂક્યો છે. બાળક પોતાની માતા સમક્ષ ગમે તે પોશાકમા જઇને ઊભો રહે, છતા માતા તેને ઓળખી શકે છે અને કદાચિત્ કોઈ માતા તેવી રીતે ન ઓળખી શકે તો હું નિશ્ચયપૂર્વક કહુ છુ કે, તે, તે બાળકની માતા જ નથી એટલે તમારામાના કેટલાકોને જે એમ ભાસે છે કે, જગતમાના કેવળ એકજ ધર્મસસ્થાપકમા, સત્યતા, દિવ્યતા અને ઈશ્વરતા આપણને દેખાય છે, બીજા કોઇમા આપણને તે દેખાતી નથી, તો તેમના વિશે સાહજિક જ હુ એવા અનુમાનપર આવુ છુ કે, તેમને કોઇનામાનીજ દિવ્યતા દેખાતી નથી તેમણે માત્ર ઉપદેશના શબ્દોજ ગળી લીધા છે અને જેવી રીતે રાજકારણમા તમે પોતાના મનના વિષયમા કરો છો, તે પ્રમાણે તેમણે એક પથ સાથે પોતાનું તાદાત્મ્ય કરી લીધુ છે. પણ એ ધર્મ છેજ નહિ એ લોકો એટલે 'બાપના કૂવામાનું ખારુ પાણી પીનારા લોકો'ના વર્ગનાજ સમજી લેવા. પાસેજ મીઠુ પાણી હોવા છતા આ ખારા પાણીનો કૂવો અમારા બાપદાદાનો બધાવેલો છે એમ કહી ખારુ પાણી પીનારા જગતમા જે કેટલાક મૂર્ખ લોકો છે, તેમનામાનાજ એમને પણ ધારી લેવા. મારા સ્વલ્પ અનુભવના યોગે હવે મેં એ જ્ઞાન મેળવેલું છે. એક ધર્મને રાક્ષસી કૃત્યોમાટે ગમે તેટલો ને ગમે તેવો દોષ દેવાતો હોય, છતા તેમા ધર્મનો જરાપણ દોષ નથી. કોઈ પણ ધર્મે આજ સૂધીમા મનુષ્યોને છળ્યા નથી, કોઈ પણ ધર્મે આજ સુધીમા ચેટકીઓને જીવતી બાળી નથી. કોઈ પણ ધર્મે આજ સુધીમા એવુ એક પણ કૃત્ય કર્યું નથી તો પછી એ કૃત્યોમા લોકોને કોણે પ્રવૃત્ત કર્યા? રાજકારણે ધર્મે આમ કદાપિ કર્યું જ નથી અને એવાં રાજકારણો ધર્મના નામને ધારણ કરી લે, તો તેમા દોષ કોનો વારુ?

એટલા માટે જ જ્યારે કોઈ એક મનુષ્ય ઉભો રહે છે અને કહે છે કે, 'જે મારો ધર્મસ્થાપક છે તે જ માત્ર સત્ય ધર્મસ્થાપક છે,' ત્યારે તે એક મોટામા મોટી ભૂલ કરતો હોય છે ખરી રીતે ધર્મના કક્કાને પણ તે જાણતો નથી શબ્દો, પ્રમેય કિંવા સિદ્ધાંત

..મજ તેમની અક્કલ જે સંમતિ આપતી હોય તે કાંઈ ધર્મ નથી. કિન્તુ, પોતાના અંતઃકરણમાં સાક્ષાત્કાર કરવો, ઈશ્વરને સ્પર્શ કરવો, વિશ્વાત્મા અને તેનાં સર્વ મહત્ત્વરૂપોની જાતિનો જ હું એક આત્મા છું એમ અનુભવવું અને જાણવું તે ધર્મ છે. જો તમોએ ખરેખર જ તમારા પિતાના ગૃહમાં પ્રવેશ કર્યો હોય, તો તેનાં બાળકોને જોવા છતાં તમે ન ઓળખી શકો, એમ બને ખરું કે? અને જ્યારે તમે તેમને ઓળખી શકતા નથી, એટલે એથી સિદ્ધ થાય છે કે, તમે પોતાના પિતાના ગૃહમાં પ્રવેશ કરેલો જ નથી. માતા પોતાના બાળકને તે ગમે તે પોશાકમાં હોય પણ ઓળખી શકે છે અને બાળકે ગમે તેટલા વેશ બદલ્યા હોય તો પણ તે તેના ઓળખવામાં આવી જાય છે. પ્રત્યેક યુગ અને પ્રત્યેક દેશમાં થએલાં સર્વ મોટાં આધ્યાત્મિક, પુરુષોને અને સ્ત્રીઓને ઓળખો અને પછી તમને દેખાઈ આવશે કે, તેઓ વાસ્તવિકતાથી કર્યાંય પણ પરસ્પર વિરુદ્ધ નથી. જ્યાં જ્યાં અપરોક્ષાનુભવ થએલો છે, અર્થાત્ જ્યાં જીવાત્મા અને પરમાત્માની સાથે એકતાનો સંબંધ થએલો હોય છે, ત્યાં ત્યાં મનનો વિકાસ થએલો છે અને તે મનોવિકાસના યોગે તેઓ સર્વત્ર પ્રકાશ જોવાને સમર્થ થયાં છે. હવે, મુસલ્માનો આ વિષયમાં સર્વની પાછળ રહી ગએલા અને સર્વથી અતિશય પંથાભિમાની છે. તેમનું આદિતત્ત્વ એ જ છે કે, 'વિશ્વમા કેવળ એક જ ઈશ્વર છે; અને પયગંબર મહંમદ જ તેના ધર્મનો સ્થાપક છે,' એ વિના બીજી પ્રત્યેક વાર્ત્તા કેવળ નઠારી જ નહિ, કિન્તુ સર્વથા નષ્ટ કરી નાખવાને જ લાયકની છે. જેમનો એ તત્ત્વમાં સર્વાંશે-સંપૂર્ણ-વિશ્વાસ નથી, એવા પુરુષ કિંવા સ્ત્રીઓને એક ક્ષણ માત્રનો પણ વિલંબ ન કરતાં તત્કાળ મારી નાખવાં જોઇએ. તેના પૂજવાના આ પ્રકાર સાથે સંબંધ નથી, એવી પ્રત્યેક વસ્તુને એકદમ તોડી કે ફોડી નાખવી જોઇએ. જે પુસ્તક એથી ભિન્ન તત્ત્વને શીખવે છે, તેને બાળી નાખવું જોઇએ. પૅસિફિક્ મહાસાગરથી લઇને તે ઍટ્લાંટિક્ મહાસાગર પર્યન્ત સમસ્ત વિશ્વમાં પૂરાં પાંચસો વર્ષ પર્યન્ત રક્તના અખંડ પ્રવાહો વહન કરતા હતા. આ મુસલ્માની ધર્મ! છતા પણ એ મુસલ્માનોમાં જ્યારે જ્યારે કોઈ એક તત્ત્વવેત્તા નીકળી આવતો હતો, ત્યારે ત્યારે તે તો એ ક્રૂરતાનો નિષેધ જ કરતો હતો. તેની એ કૃતિમાં, તેના દિવ્ય સાથે સંબંધ સંધાયલો છે અને સત્યના કેટલાક અંશનો તેને પ્રત્યક્ષ અનુભવ થયેલો છે, એ દેખાઈ આવતું હતું. તે કાંઈ ધર્મ સાથે રમતો નહોતો; કારણ કે, તે કાંઈ પોતાના પૂર્વજોએ પાળેલા ધર્મનું પ્રતિપાદન કરતો નહોતો, કિન્તુ મનુષ્ય પ્રમાણે એકદમ સત્યને જ વ્યક્ત કરતો હતો.

વર્ત્તમાન ઉત્ક્રાંતિતત્ત્વની બાજૂમાં જ એક બીજું તત્ત્વ ઊભેલું છે, અને તે પ્રત્યાવર્ત્તનવાદ છે. ધર્મના વિષયમાં પોતાની જૂની કલ્પનાપ્રતિ પુનઃ પુનઃ પાછા વળ-

વાની આપણી પ્રવૃત્તિ હોય છે. ગમે તો અસત્ય હોય, છતાં આવો આપણે કોઈ એક નવીન વિષયનો વિચાર કરીએ; કારણ કે, નવીન વિષયનો વિચાર કરવો તે ઉત્તમ કાર્ય છે. લક્ષ્યભેદનો પ્રયત્ન તમારે શા માટે ન કરવો ? પરાજય પામતા પામતા જ આપણે દક્ષ થતા જઇએ છીએ. આ ભીંત તરફ ધ્યાન આપો. આ ભીંત આજ સુધીમાં કદાપિ અસત્ય બોલી છે ખરી કે ? પણ એ હજી ભીંતની ભીંત જ છે. મનુષ્ય અસત્ય બોલે છે,–અને તે જ એક દેવ પણ થાય છે. અર્થાત્ કાંઈ પણ કરવું તે સારું છે. તે પ્રમાદ તરીકે સિદ્ધ થાય તોપણ ચિન્તા નહિ; કારણ કે, કાંઈ પણ ન કરવા કરતાં તે વિશેષ ઉત્તમ છે. ગૌ કદાપિ અસત્ય બોલતી નથી, પણ તે નિત્ય ગાય જ રહે છે. કાંઈ પણ કરો, કોઈ પણ વિષયનો વિચાર કરો; તમે પોતાના વિચારમાં યથાર્થ છો કે ભૂલ્યા છો, એ પ્રશ્ન જ નથી માત્ર કાંઈ પણ વિચાર કરતા રહો. મારા પૂર્વજોએ એ દૃષ્ટિથી વિચાર કર્યો નહોતો, એટલા માટે મારે પણ સ્વસ્થ બેસી રહીને ધીમે ધીમે મારી લાગણી તથા વિચારશક્તિને ખોઈ નાખવી કે શું ? એથી તો હું મૃત જ થઈ જવાનો ! અને જો આપણામાં કાંઈ જીવિત કલ્પનાઓ ન હોય તેમ જ ધર્મવિશે આપણો પોતાનો કશો નિશ્ચય ન હોય, તો પછી એવા જીવિતનું મૂલ્ય શું વારુ ? નાસ્તિકોને પણ કાંઇક આશા હોય છે. કારણ કે બીજાઓથી તેમનાં મતો ભિન્ન હોય, તોપણ તેઓ પોતા પૂરતો પોતે વિચાર કરે છે જે લોકો પોતે કદાપિ વિચાર કરતા નથી, તેમનો ધર્મના જગતમાં અદ્યાપિ જન્મ જ થએલો નથી. તેમનું અસ્તિત્વ તેચીકની ગોળીઓ જેવી દેખાતી એક પ્રકારની માછલી જેવું જ સમજવું. તેઓ વિચાર કરવાના નથી, કારણ કે, તેમને ધર્મની પરવા નથી; પણ ઈશ્વરના અસ્તિત્વને ન માનનારા એક નાસ્તિકને તેની પરવા છે, અને તેથી તે વિચારનો પ્રયત્ન કરતો રહે છે. અર્થાત્ કોઈ પણ પ્રકારના વિચારમાં પ્રવૃત્ત રહો ! ઈશ્વરપ્રતિ જવા માટે મથો ! જો એ પ્રવૃત્તિમાં પરાજય મળે તો તેની ચિંતા ન કરો, કદાચિત્ એમ કરતા કોઈ વિક્ષિપ્ત કલ્પના સાથે તમે અથડાઈ જાઓ, તોપણ તેના પ્રતિ ધ્યાન ન આપો. જો કોઈ તમને વિક્ષિપ્ત કહે તેથી તમને લજ્જા લાગતી હોય, તો તે કલ્પનાને મનમાં જ રાખી મૂકો,— પોતે જઇને બીજાને તેનો ઉપદેશ આપવાની આવશ્યકતા નથી પરંતુ કાંઈ પણ કરો. ઈશ્વરને મળવા માટે કમર કસો ! પ્રકાશ આવવો જ જોઇએ. સમસ્ત આયુષ્યપર્યન્ત પ્રતિ દિવસ મને બીજો કોઈ જ જો પાળતો પોષતો રહે, તો છેવટે મારા હાથોનો ઉપયોગ મારાથી કરી શકાવાનો જ નહિ. ઘેટાંના ટોળા પ્રમાણે એક બીજાની પાછળ અંધતાથી ચાલ્યા જવાનું એ પરિણામ છે. ચલનશીલ થાઓ; અને જ્યાં ચલન દૃષ્ટિગોચર થાય છે ત્યાં ભેદ દેખાવાનો જ. ભેદ તે આયુષ્યના સ્વાદને લાવનારી જરા તીખી તમતમતી વસ્તુ

છે. તે પ્રત્યેક વસ્તુમાંની સુંદરતા, પ્રત્યેક વસ્તુમાંની મનોહરતા છે. આ જગતમાં સુંદરતાને ઉત્પન્ન કરનાર જો કોઈ પણ હોય તો તે ભેદ જ છે. ભિન્નતા જ જીવનનો ઉદ્ગમ છે; જીવિતતાનું ચિહ્ન છે. અર્થાત્ આપણે એ ભેદથી શા માટે ભયભીત થવું જોઇએ વારુ?

હવે આપણે એ ધર્મસંસ્થાપકોને જાણવાની પરિસ્થિતિમાં આવીએ છીએ. ધર્મના સમુદ્રમાં કેવળ ગોળા સમાન તરનાર મલ્લોની સ્થિતિની ઘટનાને એક બાજૂએ રહેવા દો; તોએ પણ આપણે જોઇએ છીએ કે, ઐતિહાસિક પૂરાવો એવો છે કે, જ્યાં જ્યાં કાંઈ પણ સત્ય વિચાર, ઈશ્વરવિષયક સત્ય પ્રેમ રહેલો હોય છે, ત્યાં ત્યાં આત્મા ઈશ્વરપ્રતિ વળે છે, તેને વારંવાર ઈશ્વરનું મંદ દર્શન થયા કરે છે અને સમસ્ત આયુષ્યમાં એકવાર, ભલે એક ક્ષણ માત્રને માટે પણ સાક્ષાત્કાર થાય છે. ત્યાર પછી તત્કાળ, "સર્વ સંશયો સદાને માટે છિન્ન થઈ જાય છે; હૃદયની સર્વ વક્રતાનો લોપ થતાં તે સરળ થાય છે; સર્વ બંધનો તૂટી જાય છે; અને કર્મનાં સર્વ પરિણામો પલાયન કરી જાય છે, કારણ કે, જે અત્યંત નિકટ વસ્તુ કરતાં પણ નિકટ છે, અને અત્યંત દૂરની વસ્તુ કરતાં પણ દૂર છે, તેનું દર્શન થએલું છે." એને ધર્મ કહે છે. ધર્મમાં જે કાંઈ છે, તે સર્વ એમાં આવી જાય છે. અન્ય સર્વ એટલે કેવળ કલ્પના, સ્વીકૃત તત્ત્વ, તે પ્રત્યક્ષ સાક્ષાત્કારની સ્થિતિપ્રતિ જવાના અનેક માર્ગ, એમાંથી કાંઈ પણ છે, એમ જ માનવું. અત્યારે આપણે ટોપલીમાટે લડી મરીએ છીએ, ફળો તો ક્યારનાંય ખાઈમાં જઈ પડ્યાં છે.

જો કોઈ પણ બે મનુષ્ય ધર્મવિશે વાદ કરતા હોય, તો તેમને જઈને એટલો જ પ્રશ્ન પૂછવો કે, 'તમે ઈશ્વરને જોએલો છે કે? આ બધી વસ્તુઓને તમે જોઈ છે ખરી કે?' એક કહે છે કે, 'ધર્મસંસ્થાપક તો કેવળ ક્રાઇસ્ટ જ છે!' પણ તેણે ક્રાઇસ્ટને જોયો છે ખરો? તમારા પિતાએ તેને જોયો હતો?" "નહિ." 'તમારા દાદાએ તેને જોયો હતો?" "નહિ." "તમે પોતે તેને જોયો છે?" "નહિ." ત્યારે તમે શા માટે લડી મરો છો વારુ? ફળો તો ખાડામાં પડી ગયા, અને તમે ટોપલીમાટે લડતા બેઠા છો? સુજ્ઞ સ્ત્રીપુરુષોએ આવા પ્રકારે ઝગડવામાટે લજ્જિત થવું જોઇએ.

એ દેવદૂત, એ ધર્મસંસ્થાપકો શ્રેષ્ઠ અને ખરા હતા; કારણ કે, તેમનામાંનો પ્રત્યેક એકેક મહત્તત્ત્વનો ઉપદેશ આપવાને અવતર્યો હતો. ઉદાહરણાર્થ ભારતવર્ષના ધર્મસંસ્થાપકોને જ લ્યો; કારણ કે, ધર્મસંસ્થાપનાના કાર્યમાં તેઓ સર્વથી પ્રાચીન છે. પ્રથમ આપણે ભગવાન્ શ્રી કૃષ્ણને લઇશું. આપણામાંના જેમણે ગીતા વાંચેલી છે, તેઓ જાણે છે કે, એ સમસ્ત પુસ્તકમાં જે એક મુખ્ય તત્ત્વ ભરેલું છે, તે 'અનાસંગ' છે. અના-

સક્ત રહો. હૃદયમાંનો પ્રેમમાત્ર એકને માટે જ છે. કોના માટે ? જેને વિકારનો કદાપિ સ્પર્શ થતો નથી તેને માટે. એ એક એટલે કોણ ? પરમેશ્વર. જે બદલાય છે, જેનામ વિકૃતિ થાય છે, તેને પોતાનું અંત કરણ સમર્પવાની ભૂલ કરશો નહિ. કારણ કે, દુઃખ એ જ છે. કોઈ એક મનુષ્યને તમે પોતાનું અંત કરણ આપશો ખરા; પણ જો તે મરી જશે તો દુઃખ એ જ તેનું પરિણામ થવાનું. તમે કોઈ એક મિત્રને હૃદય આપશો; પણ આવતી કાલે જ તે તમારો શત્રુ બની જશે. તમે પોતાનું હૃદય પોતાના પતિનાં ચરણોમાં સમર્પશો; પરતુ કોઈ એક દિવસે તે તમારી જોડે લડશે. તમે નિજ હૃદયની સ્વામિની પોતાની પ્રિયપત્નીને બનાવશો; પણ હજી તો કાલનો દિવસ વીસા પહેલાં કદાચિત્ તે સદાને માટે આ ક્ષણભંગુર જગતને સાગી જશે. સમસ્ત વિશ્વ આવા પ્રકારે જ ચાલ્યા કરે છે. એટલા માટે શ્રી કૃષ્ણ ભગવાન્ ગીતામાં કહે છે કે, "જેને કદાપિ વિકારનો સ્પર્શ થતો નથી એવો કેવળ એક પરમેશ્વર જ છે. તેના પ્રેમનો કદાપિ લોપ થતો નથી. આપણે ગમે સાં હોઇએ અને ગમે તે કરતાં હોઇએ, છતા તેનું અંત કરણ તેવું ને તેવુ–સમાન–સકરણ, અને પ્રેમમય રહે છે. તે અવિકાર્ય છે, આપણે ગમે તે કરતા હોઇએ, છતા તે કદાપિ કોપાતો નથી. ઈશ્વર આપણપર કેમ કરીને કોપાય વારુ ? તમારું બાળક તમારાં ઘણા અડપલાં કરે છે, છતા તમે તેનાપર ક્રોધ કરો છો ખરા કે ? આપણે ભવિષ્યમાં શુ થવાના છીએ, તે શુ ઈશ્વર નથી જાણતો ? તે સારી રીતે જાણે છે કે, વ્હેલા કે મોડા આપણે બધા પરિપૂર્ણતાને પામનાર છીએ. તે ધૈર્યવાન્–અનંત ધૈર્યવાન્ છે. આપણે તેનામા પ્રેમ રાખવો જોઇએ; અને પ્રત્યેક સજીવ વસ્તુમાં પણ પ્રેમ ધરાવવો જોઇએ. પણ તે માત્ર વસ્તુને જોઈ તેનામાં કિંવા તે દ્વારા જ ધરાવવો જોઇએ. આ જ ખરી ગુરુ કુચી છે. તમારે તમારી પત્નીમાં પ્રેમ પરોવવો જોઇએ, પરતુ તે પ્રેમ તે પત્નીવિષયક ન હોવો જોઇએ. "પ્રિયતમે, પતિ પતિ તરીકે પ્રિય હોતો નથી, કિંતુ તેનામાં વ્યાપ્ત પરમેશ્વરના યોગે જ તે પ્રિય હોય છે." વેદાન્ત તત્ત્વજ્ઞાન કહે છે કે, પતિ અને પત્નીના પ્રેમમા, તેમ જ માતા તથા બાળકોના પ્રેમમાં, પત્નીને ભાસે છે કે તે પતિમાં પ્રેમ રાખે છે અને માતાને ભાસે છે કે તે પોતાનાં બાળકોપર સ્નેહ ધરાવે છે, છતાં વાસ્તવિકતાથી જેતાં તે પ્રેમને ખેંચનારો તેમનામાં નિરતર વસતો પરમેશ્વર જ છે. તે જ કેવળ વિલોભનીય છે, બીજા કોઇમા પણ કોઇને પોતાપ્રતિ આકર્ષવાની શક્તિ રહેલી નથી. પરતુ સસ પ્રકાર આ છે, એ બહુધા તે પત્નીના જાણવામાં આવી શકતું નથી; છતાં પણ ભલેને અજ્ઞાનથી પણ તે યથાર્થ વર્તન કર્યા કરે છે. તો ઈશ્વરમાં જ પ્રેમ રાખે છે. ભેદ માત્ર એટલો જ કે, જ્યારે કોઈ એ કૃતિ અજ્ઞાત રીતે કરે છે, સારે તેમાંથી દુઃખ ઉદ્ભવવાનો સભવ રહે છે;

અને જાણીને જો એ કૃતિ કરાય છે, તો પછી એ જ મુક્તિ છે. મુક્તિ કોઈ અન્ય વસ્તુ નથી. અમારાં શાસ્ત્રો જે કહે છે તે એ જ છે. જો ક્યાંય પ્રેમ મળી આવે, ક્યાંય આનંદની જ્યોતિ ચમકતી દેખાય, તો નિશ્ચયપૂર્વક માનવું કે, ત્યાં તે–પરમાત્મા–હાજર છે; કારણ કે, તે આનંદમય છે, કલ્યાણમય છે, પ્રત્યક્ષ પ્રેમ જ છે. તેના વિના મૂળ પ્રેમના અસ્તિત્વની શક્યતા જ નથી.

એ શ્રી કૃષ્ણના ઉપદેશની નિસની દિશા છે. તેણે એ ઉપદેશને પોતાના સમાજમાં દઢતાથી પ્રેરી દીધો છે; એથી જ્યારે પણ કોઇએક હિન્દુ ગૃહસ્થ કાંઈ પણ કૃતિ કરે છે, કેવળ પાણી પીએ છે તો પણ કહે છે કે, "જો આમાં કાંઈ ઉત્તમ હોય, તો તે પરમેશ્વરને અર્પિત થાઓ." કોઈ પણ સારું કાર્ય કરીને બુદ્ધનો ભક્ત વદે છે કે, "આ સત્કૃત્યનું પુણ્ય જગતને પ્રાપ્ત થાઓ. મારા કાર્યમાં જો કાંઈ પણ પુણ્યમય હોય, તો તે જગતને સમર્પિત થાઓ અને જગતનાં પાપો મારા પ્રતિ આવો!" હિન્દુ કહે છે કે, ઈશ્વર સર્વશક્તિ છે, સર્વત્ર વિસ્તરેલા આત્માઓનો પણ તે આત્મા છે; હિન્દુ કહે છે કે, જો હું મારાં સર્વ સત્કૃત્યો ઈશ્વરાર્પણ કરું તો તે જ મહાયજ્ઞ છે; કારણ કે, તેમ કરવાથી સર્વ સત્કૃત્યોનું શ્રેય સંપૂર્ણ વિશ્વને મળવાનો સંભવ છે.

એ તો જાણે એક અંગ થયું. હવે ભગવાન્ કૃષ્ણનો બીજો ઉપદેશ શો છે વારુ ?

" ब्रह्मण्याधाय कर्माणि संगं त्यक्त्वा करोति यः ।
लिप्यते न स पापेन पद्मपत्रमिवांभसा "॥

"જે કોઈ પણ આ સંસારમાં રહીને કર્મ કરે છે અને તે કર્મોનું સર્વ ફળ ઈશ્વરને સમર્પે છે, તેને આ સંસારમાંનાં પાપનો લેપ થતો નથી. જળમાં ઉદ્ભવેલું કમળ જેમ જળની સપાટીથી ઉંચું વધી આવે છે અને ત્યાં જ ફૂલે ફાળે છે, તેજ પ્રમાણે જગજ્જાળમાં ગુંથાયલા છતાં કર્મફળની આસક્તિને ત્યાગનારા પુરુષની સ્થિતિ હોય છે."

ઉત્કૃષ્ટ કર્મયોગના ઉપદેશનું કાર્ય કરતાં શ્રી કૃષ્ણની ગીતામાંથી વળી એક બીજો સ્વર નીકળે છે. ગીતા કહે છે કે, 'કર્મ કર, કર્મ કર, રાત્રિ દિવસ કર્મ કરતો રહે.' તમે કદાચિત્ પૂછશો કે, 'તો પછી શાંતિ ક્યાં છે વારુ ?–જો સમસ્ત આયુષ્ય પર્યન્ત ગાડીમાં જોડાયલા ઘોડાઓ પ્રમાણે શ્રમ કરતા રહી પીઠપર તંગ સાથે જ મરી જવું પડે, તો પછી હું આ સંસારમાં જન્મ્યો જ શા માટે ? શ્રી કૃષ્ણ કહે છે કે, "તમને શાંતિ મળશે." 'न कर्मणामनारंमान्नैष्कर्म्यं पुरुषोऽश्नुते' કર્મને ત્યાગી કેવળ નૈષ્કર્મ્યને સ્વીકારવાથી પુરુષને કદાપિ શાંતિ મળી શકતી નથી." જો તમારાથી ત્યાગી શકાય તો પોતાનાં કર્તવ્યોને ત્યાગી દ્યો; અને પર્વતના શિખરપર ચાલ્યા જાઓ. ત્યાં પણ મન કર્મને–સતત અખંડ ભ્રમણ–

કરતું રહેવાનું. એક મનુષ્યે એકવાર એક સંન્યાસીને પૂછ્યું કે, "સ્વામિન્, કોઈ સર્વથા નિરામય સ્થાન આપના જોવામાં આવ્યું છે કે ? આપે હિમાલયમાં કેટલાં વર્ષ ભ્રમણ કર્યું છે ?" સંન્યાસીએ ઉત્તર આપ્યું કે, "ચાળીશ વર્ષ." તે મનુષ્યે પુનઃ કહ્યું, "ત્યારે ત્યાં તો સારાં ચૂંટીને નિવાસ કરવા યોગ્ય અનેક સુંદર સ્થળો છે, તો પછી તમે ત્યાં જ નિવાસ શા માટે ન કર્યો વારુ ?" એના ઉત્તરમાં સંન્યાસીએ જણાવ્યું, "કારણ કે, મારા મને મને તેમ કરવા ન દીધું." આપણે બધાં કહીએ છીએ કે, "ચાલો, આપણે શાંતિને શોધી કાઢીએ," પરંતુ આપણું ચંચળ મન આપણને તેમ કરવા દે એમ નથી.

તાર્તારને પકડનારા પેલા માણસની વાર્તા તો તમે જાણો છો. એક સિપાહી શહેરની બહાર ગયો હતો; જ્યારે તે બેરેક પાસે આવ્યો, ત્યારે તેણે પોકાર કર્યો કે; "મેં એક તાતારીને પકડ્યો છે," અંદરથી કોઈએ કહ્યું કે, "તેને અંદર લાવ." સિપાહીએ કહ્યું કે; "તે અંદર આવતો નથી, સાહેબ !" અંદરથી અવાજ આવ્યો કે, "ત્યારે તું એકલો જ અંદર આવ." એનો જવાબ મળ્યો કે; "તે મને પણ અંદર આવવા નથી દેતો, સાહેબ !" એ પ્રમાણે જ, આ આપણા અંતઃકરણમાં આપણે પણ એવા એક તાર્તારને પકડેલો છે. આપણે તેને શાંત કરી શકતા નથી અને આપણને તે શાંત થવા દેતો નથી. આપણે બધાએ જ તાર્તારને પકડેલા છે. આપણે બધા કહીએ છીએ કે, ચંચળતાને ત્યાગો; શાંત થાઓ. આવી આવી બીજી પણ અનેક બાબતો છે; વળી પ્રત્યેક ન્હાનું બાળક પણ એમ બોલી શકે છે, અને તે ધારે છે કે, આપણે એમ કરી શકીશું. પરંતુ વાસ્તવિકતાથી જોતાં એ કાર્ય બહુ જ કઠિન છે. મેં એ વિશેનો પ્રયત્ન કરેલો છે. મેં પોતાનાં સર્વ કર્તવ્યોને સમુદ્રમાં ડૂબાડી દીધાં અને પર્વતના શિખરપર પલાયન કરી ગયો. મેં ગુહામાં નિવાસ કર્યો; નિબિડ અરણ્યમાં દિવસોના દિવસો વીતાડી દીધા. પણ પરિણામ શું ? તેનું તે જ. મેં તાર્તારને જ પકડ્યો; કારણ કે, એ સર્વ કાળ હું મારા સમસ્ત જગતને મારી સાથે જ લઈ ગયો હતો. મારા મનમાં જે કાંઈ હતું તે, તાર્તાર જ. અર્થાત્ જ્યારે વસ્તુસ્થિતિ આવી છે, તો પછી બહારના બીજા દીનજનોને દોષ દેવાનું કાંઈ પણ કારણ નથી. અહીં અંદર જ્યાં સુધી તે તાર્તાર હોય છે, ત્યાં સુધી આપણે કહીએ છીએ કે, "આવી આવી પરિસ્થિતિ સારી અને આવી આવી પરિસ્થિતિ હોય તો તે નઠારી." આપણે જો તેને ચુપ રાખી શકીએ એમ હોય, તો સર્વ સુરક્ષિત ચાલ્યા કરશે.

એટલા માટે જ આપણને શ્રી કૃષ્ણ ભગવાન્ ઉપદેશે છે કે, પોતાનાં કર્તવ્યોને દૂર ન હટાવો, કિંતુ પુરુષ પ્રમાણે તેમને શરીરપર ધારણ કરો અને પરિણામ વિશે તો વિચાર જ કરશો નહિ. અનુચરને 'આમ કેમ વારુ ?' એમ પૂછવાનો અધિકાર જ નથી;

શૂરવીર સૈનિકનો વિચાર સાથે સબંધ નથી આગળ ચાલો; આપણે કેવા પ્રકારે કાર્ય કરવાનું છે, એનો વિનાકારણ વિશેષ વિચાર કરતા બેસી ન રહો. 'હું સ્વાર્થરહિત તો છુ ને?' એમ પોતાના મનને પૂછો. જો તમે એવા હો, તો પછી બીજા કોઈ પણ વિષયમાં ધ્યાન ન આપો. તમારા વિરોધી થવાનું સામર્થ્ય કશામાં પણ નથી! અંદર ડૂબકી મારો પોતા સમક્ષ હોય તે કર્તવ્ય કરો અને તમે એમ કર્યું એટલે પછી ધીમે ધીમે તમને સત્યની પ્રતીતિ થતી જશે.

"कर्मण्यकर्म य पश्येदकर्मणि च कर्म य ।
स बुद्धिमान् मनुष्येषु स युक्त कृत्स्नकर्मकृत्" ॥

"અત્યત કોલાહલ છતાં જેને નિતાંત શાંતિ મળી શકે છે અને અત્યત શાંતિ હોવા છતા જે નિતાંત કર્મરત હોય છે, તે જ યોગી, તે જ મહાત્મા, તે જ પૂર્ણતાને પ્રાપ્ત થએલો છે."

ત્યારે હવે તમે જોઈ શકો છો કે, આ સર્વ ઉપદેશનો સાર એ જ છે કે, આ જગતમાના સર્વ કર્તવ્યો પાવન છે, આ જગતમાં એવું એક પણ કર્તવ્ય નથી કે, જેને શુદ્ર કહેવાનો આપણો અધિકાર હોય તેમ જ, પ્રત્યેક મનુષ્યનું કાર્ય સિંહાસને અધિષ્ઠિત થએલા રાજેશ્વરના કાર્યની યોગ્યતાનું છે

બુદ્ધદ્વારા લવાયેલી ઈશ્વરી આજ્ઞામા ધ્યાન આપો તે આજ્ઞા મહા ભયકર છે આપણા અંત કરણમાં તેનું પણ એક સ્થાન છે બુદ્ધ કહે છે કે, "સ્વાર્થસાધુતાનું નિર્મૂલન કરો, જે જે વસ્તુના યોગે તમે સ્વાર્થપરાયણ બનો છો, તે તે વસ્તુનો નાશ કરો પત્નીને ત્યાગો, પુત્રને ત્યાગો અને પોતાના કુટુબને પણ ત્યાગી જાઓ આ જગતમાંના તરીકે રહેશો જ નહિ, પૂર્ણ સ્વાર્થપરાઙ્મુખ થાઓ" સસારી મનુષ્યને ભાસે છે કે, આપણે સ્વાર્થરહિત થઇએ, પરતુ પત્નીના મુખચદ્ર પ્રતિ દૃષ્ટિ જતા જ પુન તે હતો તેવો ને તેવો જ સ્વાર્થપરાયણ થઈ જાય છે માતાના મનમા સર્વ પ્રકારે સ્વાર્થને ત્યાગી દેવાનો વિચાર આવે છે, પરતુ જ્યા બાળકનું મિષ્ટ મધુર મુખ દૃષ્ટિગોચર થયુ કે, તેનો એ વિચાર હવામાં ઉડી જાય છે અને પાછી તે સ્વાર્થપરાયણ બની જાય છે જગતમાની પ્રત્યેક વસ્તુની એ જ સ્થિતિ છે. મનમાં સ્વાર્થની ઇચ્છા ઉદ્ભવી ને આપણે કોઈ એક સ્વાર્થભરિત વિષયની પાછળ પડ્યા, એટલે તત્કાળ આપણામાનું સમસ્ત મનુષ્યત્વ, જેના યોગે આપણે મનુષ્ય નામને યોગ્ય થઇએ છીએ, તે નીકળી જાય છે આપણે પશુ બનીએ છીએ, કેવળ ગુલામ બની જઇએ છીએ, આપણા બાધવોને ભૂલી જઇએ છીએ. અત પર આપણા મુખમાથી 'તું આગળ અને હું તારી પાછળ' એવા ઉદ્ગાર

નીકળતા નથી; કિન્તુ નિસના ઉદ્ગાર એટલે કે, 'હું સહુથી પહેલો, બીજાઓએ પોતપોતાનું ફોડી લેવું' એવા ઉદ્ગાર જ નીકળ્યા કરે છે.

આપણને જણાઈ આવે છે કે, શ્રી કૃષ્ણની આજ્ઞામાટે પણ આપણા હૃદયમાં એક સ્થળ છે. તે ઉપદેશ વિના આપણાથી જરા પણ ચલનવલન કરી શકાય તેમ નથી. શ્રી કૃષ્ણના ઉપદેશમાં ધ્યાન આપ્યા વિના આપણે આપણા આયુષ્યમાંના કોઈ પણ કર્તવ્યને, સદસદ્વિવેકબુદ્ધિને અનુસરી, શાંતિ, આનંદ તથા સુખથી પોતાના અંગપર લઈ શકીએ તેમ નથી. "તમારા કર્મમાં કાંઈ અયોગ્ય હોય તોપણ ડરશો નહિ; એવું કોઈ કાર્ય છે જ નહિ કે, જેનામાં નઠારાપણાનો લેશમાત્ર પણ અંશ ન જ મળી શકે." "તે સર્વ ઈશ્વરાર્પણ કરી દ્યો અને ફળનો વિચાર ન કરો."

એ પ્રમાણે જ આપણા હૃદયનો એક ખૂણો બીજા એક ઉપદેશમાટે છે. આયુષ્ય ચંચળ છે; આ જગત્ શાંત છે અને સર્વ દુઃખમય છે. અરે નિદ્રાવશ પ્રાણી, તારી પાસે ખાવામાટે સારું અન્ન છે, શરીરપર ધારવામાટે સુંદર વસ્ત્રો છે અને નિવાસમાટે સગવડભરેલું ગૃહ છે, તે વેળાએ કદાપિ તારા સ્મરણમાં આવે છે કે, તારા (આપણા) લક્ષાવધિ બાંધવો અન્ન અન્ન કરીને, ક્ષુધા અસહ્ય થવાથી મરી જાય છે? જ્યાં જુઓ ત્યાં દુઃખ, કલેશ અને આપત્તિનું જ સામ્રાજ્ય વ્યાપેલું છે. આ પ્રત્યક્ષ દેખાતી વસ્તુઓ પ્રતિ ધ્યાન દે. બાળક જ્યારે આ જગતમાં પ્રવેશ કરે છે, ત્યારે પ્રથમ તેના મુખમાંથી કયો ધ્વનિ નીકળે છે તે તરફ લક્ષ રાખ. તે રડે છે, એ વાર્તા સત્ય છે. આ ભૂમિ રડવામાટેનું જ સ્થાન છે. જો આપણે એ દેવદૂતના ઉપદેશમાં ધ્યાન પરોવીશું, તો આપણે કદાપિ સ્વાર્થપરાયણ થઈશું નહિ.

બીજા એક દેવદૂતને જુઓ. તે નાજરયનો છે. તે ઉપદેશ આપે છે કે, "તૈયાર થાઓ; કારણ કે, સ્વર્ગનું રાજ્ય સર્વથા નિકટમાં છે." શ્રીકૃષ્ણના ઉપદેશનો મેં પુષ્કળ વિચાર કરેલો છે; અને તે પ્રમાણે સંગરહિત થઈને વર્તવાનો હું પ્રયત્ન કરું છું; છતાં કોઈ કોઈવાર હું ભૂલ ખાઈ જાઉં છું. પછી તત્કાળ બુદ્ધનો ઉપદેશ મારા સમક્ષ આવીને ઊભો રહે છે, તે એ કે, "સાવધ રહો; કારણ કે, આ જગતમાંની પ્રત્યેક વસ્તુ ક્ષણભંગુર છે, અને આ જીવનમાં નિત્ય દુઃખ જ ભરેલું હોય છે." હું એ વિશે વિચાર કરું છું; પણ કયા ઉપદેશનો સ્વીકાર કરવો, એ વિશે હું નિશ્ચિત થઈ શકતો નથી. એટલામાં પુનઃ એક ઉપદેશ વજ્રપાત સમાન મારા મસ્તકપર આવીને અફળાય છે—"તૈયાર થા; સ્વર્ગનું રાજ્ય નિકટમાં છે; એક ક્ષણમાત્રનો પણ વિલંબ કરીશ નહિ—આવતી કાલપર કાંઈપણ મુલતવી રાખીશ નહિ. તે અંતમાટે તૈયાર રહે. તે તને ગમે ત્યારે—કદાચિત્ અત્યારે જ—

આવીને પકડી લેશે." આ ઉપદેશને પણ હૃદયમાં સ્થાન આપવું જ જોઇએ, અને આપણે તે સ્વીકારીએ છીએ. તે દેવદૂતને આપણે નમન કરીએ છીએ; તે પરમેશ્વરને આપણે પ્રણામ કરીએ છીએ.

અને સારપની સમતાનો સંદેશો આપતા માન્યવર પયગંબર મહંમદ સાહેબ પધારે છે. તમે પૂછો છો કે, "તેના ધર્મમાં તે વળી સારું શુ હોવાનું વારુ?" જો તેમાં કાંઈપણ સારુ ન હોત, તો તે ધર્મ જીવનો જ કેમ રહી શકત? જેટલું સારું હોય છે, તે જ જીવને ધારણ કરે છે, તે જ માત્ર અવશિષ્ટ રહી શકે છે. કારણ કે, માત્ર સારું જ બળવાન્ હોય છે. એટલા માટે યુદ્ધમાં તે જ સત્ત્વ બાકી રહે છે. સર્વથા આ જન્મનો જ વિચાર કરો, કે અશુદ્ધ આચરણવાળા માણસનું જીવન વધારે લાંબું કેમ નથી થતું? તેથી વિરુદ્ધ શુદ્ધાચારી મનુષ્યનું જીવન કેટલું બધુ દીર્ઘ હોય છે? એ વિશે તો શંકા જ નથી કે, પવિત્રતા તે જ બળ છે, સારાપણું તે જ બળ છે. જો તેના ઉપદેશમાં કશી જ ઉત્તમતા ન હોત, તો મુસ'માની ધર્મ આજ સૂધી જીવતો કેમ રહી શક્યો હોત? તેમાં પુષ્કળ ઉત્તમતા રહેલી છે મહંમદ પયગંબર સમતાનો પુરસ્કર્તા હતો સર્વ મનુષ્યો, સર્વ મુસલ્માન એકબીજાના બધુ છે, એ જ તેના પ્રતિપાદનનું રહસ્ય હતું.

અર્થાત્ એથી આપણને દેખાઈ આવે છે કે, પ્રત્યેક ધર્મસંસ્થાપકનું, પ્રત્યેક દેવદૂતનું એક વિશિષ્ટ કાર્ય છે, પ્રત્યેકનો ઉપદેશ વિશિષ્ટ છે. પ્રથમ તે ઉપદેશને સાભળી પછી તે ઉપદેશકના જીવનચરિત્રનું અવલોકન કરવામાં આવે, તો તે વેળાએ તત્કાળ તેનું સર્વ જીવનકાર્ય સ્પષ્ટ, પ્રકાશિત થાય છે.

હવે, અજ્ઞાન, મૂઢજનો સહસ્રાવધિ ઉપપત્તિઓ કાઢ્યા કરે છે અને પોતાની માનસિક પરિણતિ અનુસાર, પોતાની કલ્પનાને મળતા આવે, એવા ખુલાસા આપ્યા કરે છે; અને તેની બધી જવાબદારીને એ દેવી શિક્ષકોના મસ્તકપર લાદી દે છે. તેઓ, તે દેવદૂતોના ઉપદેશોને લે છે અને પછી તેના પોતાની ઇચ્છા પ્રમાણેના ભૂલભરેલા અર્થો કરે છે. પ્રત્યેક ધર્મસંસ્થાપકના ઉપદેશની જો કાંઈ ખરેખરી ટીકા હોય તો તે એક માત્ર તેનું પોતાનું જીવનચરિત્ર જ છે. તેના જીવનચરિત્રનું નિરીક્ષણ કરો; તેણે જે કાંઈ કર્યું હોય, તેને જોવાથી તેનો સર્વ ઉપદેશ સ્પષ્ટ થઈ જાય છે. ગીતા વાંચો, એટલે તમને જણાઈ આવશે કે, શ્રીકૃષ્ણના જીવનમાં તે પૂર્ણતાથી ઊતરેલી છે.

મહંમદ પયગંબરે પોતાના જીવનચરિત્રથી બતાવી આપ્યુ છે કે, મુસ'માનોમા પૂર્ણ સમતા, પૂર્ણ બધુતા હોવી જોઇએ. તે કયા વંશનો છે, કઈ જાતિનો છે, કયા પંથનો છે, કયા વર્ણનો છે, સ્ત્રી છે કે પુરુષ છે, એ પ્રશ્ન ત્યાં હતો જ નહિ તુર્કસ્તાનનો સુલ્તાન

આફ્રીકાના બજારમાં ગુલામને ખરીદી, સાંકળથી બાંધીને તુર્કસ્તાનમાં લાવતો; પ
તે જ ગુલામ મુસલ્માન થાય અને તેનામાં સંપૂર્ણ ગુણ તથા સામર્થ્ય હોય, તો તે ખુ
સુલ્તાનની શાહજાદી સાથે પણ સહજ સ્વભાવે લગ્ન કરી શકતો. એ ઘટનાની
આ દેશ–અમેરિકા–માં જે પદ્ધતિથી નિગ્રો તથા અમેરિકન ઇન્ડિયનો સાથે
વર્તવામાં આવે છે, તે પદ્ધતિ સાથે તુલના કરો! અને હિન્દુઓ વળી શું
કરે છે ? જો તમારા કોઈ ધર્મોપદેશકનો ભૂલથી કોઈ કર્મકાંડી હિન્દુના અન્નને સ્પર્શ થઈ
ગયો, એટલે તે અન્નને તે અસ્પર્શ્ય માનીને નાખી દે છે. અમારું તત્ત્વજ્ઞાન આટલું બધું
ઉચ્ચ પ્રકારનું હોવા છતાં વ્યવહારમાં અમારી તેટલી જ દુર્બળતા તમને પ્રત્યક્ષ દેખાઈ
આવે છે. પણ ઇતર સર્વ જાતિઓ કરતાં મુસલ્માનોમાં એ દષ્ટિથી કેટલી બધી ઉદારતા
જણાઈ આવે છે તે જુઓ. તે તેમની ઉદારતા તેમની સમતામાં, જ્યાં જાતિ તથા વર્ણનો
પ્રશ્ન જ અવશિષ્ટ રહેતો નથી, એવી તે સમતામાં દેખાઈ આવે છે.

એમના વિના અન્ય એવા જ મહાન્ ધર્મસંસ્થાપકો હવે પછી અવતરશે ખરા
કે ? નિશ્ચયપૂર્વક તેઓ આ જગતમાં અવતાર લેશે. પણ તે ભાવિ આશાપર અવલંબી
રહેશો નહિ. તમારામાંનો પ્રત્યેક પોતે જ સર્વ જૂના કરારવડે બનેલા આ પ્રત્યક્ષ દેખાતા
નવા કરારનો ઉપદેષ્ટા ધર્મસંસ્થાપક થાય, તો તે મને વધારે ગમશે. પૂર્વના સર્વ ઉપદેશને
લ્યો; પોતાના અનુભવની તેને પુષ્ટિ આપો, અને પછી બીજાના ગુરુ થાઓ. એ ઉપદેષ્ટા-
ઓમાંનો પ્રત્યેક પુરુષ મહાન્ હતો. પ્રત્યેકે આપણામાટે કાંઈ ને કાંઈ પણ પાછળ
છોડેલું છે, તેઓ આપણા ઈશ્વર છે. આપણે તેમને વંદન કરીએ છીએ, આપણે તેમના
અનુચર છીએ. અને એનો અર્થ એ જ કે, આપણે આપણને પોતાને જ વંદન કરીએ
છીએ; કારણ કે, જેવા તેઓ ઈશ્વરના બાળકો અને ઈશ્વરતાના ઉપદેશકો છે, તે પ્રમાણે જ
આપણે પણ છીએ. તેઓ પૂર્ણતાને પ્રાપ્ત કરી ચૂક્યા છે, અને આપણે પૂર્ણતાના પ્રદે-
શમાં પહોંચવાના છીએ. ક્રાઇસ્ટના શબ્દોને સ્મરણમાં રાખો, "સ્વર્ગનું રાજ્ય સર્વથા
નિકટમાં છે !" સર્વથા આ ક્ષણે જ આપણે પ્રત્યેક જન એવો દઢ નિશ્ચય કરીએ કે, "હું
ધર્મસંસ્થાપક થઈશ, હું પ્રકાશને લાવનારો દૂત થઈશ, હું ઈશ્વરનો એક બાળક થઈશ,
કેવળ એટલું જ નહિ પણ પ્રત્યક્ષ દેવ જ બની જઈશ."

# રામકૃષ્ણ; તેનું ચરિત્ર અને વચનો*

પાશ્ચાત્ય સંસ્કૃત વિદ્વાનોમાં પ્રોફેસર મૅક્સમ્યુલર અગ્રગણ્ય છે. આ પૂર્વે જે સંપૂર્ણ સંહિતા કોઈને પણ મળવી બહુધા અશક્ય હતી, તે ઋગ્વેદ સંહિતા ઈંડિયા કંપનીના ઉદાર આશ્રયથી અને પ્રોફેસર સાહેબના કેટલાક વર્ષના મહાન્ પરિશ્રમથી બહુ જ સંભાળ અને સુંદરતાથી મુદ્રાંકિત થઈ લોકોને મળવી સુલભ થઈ પડી છે. આર્યાવર્તના ભિન્ન ભિન્ન ભાગોમાંથી મેળવેલી હસ્તલિખિત પ્રતિઓમાંની ઘણી ખરીના મૂળાક્ષરોના આકાર સર્વથા ભિન્ન ભિન્ન હોવાના જ અને તેમાંના અનેક શબ્દો ભૂલભરેલા પણ હોવાના અર્થાત્ એથી કોઈ પણ પરકીય ગૃહસ્થમાટે, પછી ભલેને તે ગમે તેવો અને ગમે તેટલો વિદ્વાન્ હોય,—એ સંસ્કૃત અક્ષરો બરાબર છે કિંવા ભૂલભરેલા છે, એ શોધી કાઢવાનું અને તેના કરતાં પણ વિશેષત, અતિશય સૂત્રમય અને સંદિગ્ધ ટીકાના અર્થને વિશદ કરવાનું કાર્ય કેટલું બધું કઠિન થઈ પડવાનો સંભવ હોય છે, એની આપણે સહજ કલ્પના માત્ર પણ કરી શકીએ તેમ નથી. ઋગ્વેદનું પ્રકાશન તે પ્રોફેસર મૅક્સમૂલરના આયુષ્યમાંનું મહત્કૃત્ય છે એ ઉપરાંત પણ તેઓ બહુધા સંસ્કૃત વાઙ્મયના પ્રદેશમાં જ વસતા હતા અને પોતાના જીવનનો સર્વ કાળ તેમાં જ વીતાડતા હતા, પણ એથી કંઈ એવો અર્થ નિષ્પન્ન થતો નથી કે, પ્રોફેસર સાહેબને હજી પણ આર્યાવર્ત—યજ્ઞમાંથી નીકળેલા ધૂમ્રવડે જેનું આકાશ ભરેલું છે—જે અનેક વશિષ્ઠ, વિશ્વામિત્ર, જનક અને યાજ્ઞવલ્ક્ય આદિવડે યુક્ત છે,—જે ભારતવર્ષમાંનું પ્રત્યેક ગૃહ પોતપોતાની ગાર્ગી કિંવા મૈત્રેયીના સાન્નિધ્યથી પ્રફુલ્લ છે, અને જે વૈદિક નિયમ પ્રમાણે ગૃહ્યસૂત્રની આજ્ઞા અનુસાર પોતે ચાલ્યા કરે છે,—એવું, પૂર્વ પ્રમાણે જ વેદમંત્રોની ઘોષણા કરનાર તરીકે ટકી રહ્યું છે, એમ જ ભાસતું હતું. અન્ય ધર્મના પરદેશીય રાજાના પગતળે ચગદાઈ જવાથી અને પોતાની પુરાતન શિષ્ટાચારપદ્ધતિ, ધર્મવિધિ અને રૂઢિનીતિથી વિયુક્ત થવાને લીધે અર્ધમૃત થએલા ભારતવર્ષના, સહજમાં જ્યાં ધ્યાન ન જઈ શકે તેવા ખૂણામાં પણ શી શી નવીન ઘટનાઓ બને છે, એ વિશેની, પ્રોફેસર સાહેબને તેઓ ભારતવર્ષની હીનદશા તરફ બારીક ધ્યાન રાખતા હોવાથી ઘણી જ સારી માહિતી હોય છે. એમનાં ચરણો કદાપિ ભારતવર્ષના તીરપ્રાંતને અડયાં નથી એટલા માટે અહીંના પુષ્કળ એંગ્લો ઈંડિયનો હિન્દુસ્તાનના લોકોના રીત

* પ્રો. મૅક્સમ્યુલર કૃત Rama Krishna his life and Sayings' નામક પુસ્તકની સ્વામી વિવેકાનંદે બંગાળી ભાષામાં કરેલી અને 'ઉદ્બોધન' માસિકમાં છપાયેલી સમાલોચનાના અંગ્રેજી અનુવાદનો આ અનુવાદ છે (તા૦ ૨૪ મી માર્ચ ૧૮૯૯)

રિવાજ, શિષ્ટાચારપદ્ધતિ અને નીતિકલ્પના આદિ વિશે તેમણે જે કાંઈ અભિપ્રાયો દર્શાવ્યા છે, તે વિશે પોતાનો શુદ્ધ તિરસ્કારદર્શાવે છે પરંતુ એ તત્ત્વ એ ઍંગ્લો ઇંડિયન્ અધિકારીઓના ધ્યાનમાં આવવું જોઈએ કે, તેઓ ભલે અહીં આજન્મ નિવાસ કરી રહે, તોપણ કિંવા આ દેશમાં જ તેમનો જન્મ થયો હોય અને તેમને અહીંજ ઉછેરીને મોટા કરવામાં આવ્યા હોય, તોપણ તેમની સાથે પ્રત્યક્ષ સંબંધ ધરાવનાર સમાજની સ્થિતિ સબંધી તેમને જે કોઈ એક વિશેષ માહિતી મળતી હોય, તે વિના ઇતર વર્ગના લોકો વિશે તો તેઓ પૂર્ણ અજ્ઞાન જ હોય છે કેટલાક દિવસ પૂર્વે એક પ્રસિદ્ધ ઍંગ્લો ઇંડિયને લખેલા 'ભારતમાં નિવાસ' ('Residence in India') એ નામના ગ્રંથમાં 'અંતઃપુરમાનાં રહસ્યો' (Native Zenana Secrets) એ પ્રકરણ પર્યન્ત હું વાચતા વાચતા આવી લાગ્યો રહસ્યને જાણી લેવાની મનુષ્યના હૃદયમાંની પ્રબળ ઇચ્છાના યોગે જ મેં એ પ્રકરણ વાંચ્યું હશે, પણ મને તેમાં શું જણાયું? એતદ્દેશીય મનુષ્યોના જીવનમાંના રહસ્યને જાણવાની પોતાના દેશબાંધવોની ઉત્કટ જિજ્ઞાસાને,—પોતાના ભંગી, તેની બાયડી અને તેના પ્રિયકર એ વચ્ચેના એક પ્રેમના પ્રહસનનું વર્ણન કરીને, સંપૂર્ણ તૃપ્ત કરવાનો એક મહાન્ ઍંગ્લો ઇંડિયન્ લેખકનો નિશ્ચય દેખાયો! અને ઍંગ્લો ઇંડિયન્ સમાજે તે પુસ્તકનું સર્વથા અંતઃકરણપૂર્વક જે સ્વાગત કર્યું, તેથી દેખાય છે કે, લેખકનો હેતુ સિદ્ધ થયો અને પોતાના પુસ્તકને જોઈ તેને પોતાની કૃતકૃત્યતા થએલી દેખાઈ! 'પ્રિય મિત્રો, તમારો આવી રીતેજ વિશ્વાસ થતો રહો!' એથી અધિક આપણે શું બોલી શકવાના હતા વારુ? ગીતામાં શ્રી કૃષ્ણ કહે છે તે કેટલું બધું યથાર્થ છે કે,

> 'ध्यायतो विषयान्पुंसः सङ्गस्तेषूपजायते ।
> सङ्गात्संजायते कामः कामात्क्रोधोऽभिजायते ॥

"મનુષ્ય વિષયોનો વિચાર કરવા માંડે છે, એટલે તેનામાં તે વિષયો વિશેની આસક્તિ ઉત્પન્ન થાય છે, આસક્તિથી કામ, અને પછી કામમાંથી ક્રોધનો ઉદ્ભવ થાય છે"

હવે એવી વ્યર્થ વાર્તાઓને ત્યાગી આપણે આપણા મૂળ વિષયપર આવીએ. સારે અર્થાત્ એકંદર રીતે પ્રોફેસર મૅક્સમૂલરની, સામાજિક રીતિરિવાજ તથા નીતિતત્ત્વો તેમ જ *આધુનિક આર્યાવર્તના ભિન્નભિન્ન ભાગોમાં અત્યારે જે ઘટનાઓ બને છે,* તે સર્વ વિશેની માહિતીને જોતાં કોઈને પણ આશ્ચર્ય થવાનો સંભવ માની શકાય, એને આપણા પોતાના અનુભવનો આધાર છે

વિશેષતઃ, પ્રોફેસર સાહેબનું, ભારત વર્ષના ભિન્ન ભિન્ન ભાગોમાં ધર્મની કઈ નવીન લહરીઓ ઉત્પન્ન થાય છે, એ વિષયમાં અધિક ધ્યાન હોય છે; અને પાશ્ચાત્ય જગત્ એ વિશેના અજ્ઞાનાંધકારમાં ન પડી રહે, એટલા માટે તેઓ પોતાના એ વિશેના શ્રમમાં કશી પણ કચાશ રહેવા દેતા નથી. દેવેન્દ્રનાથ ઠાકોર (ટાગોર) અને કેશવચંદ્રસેને ચલાવેલો બ્રહ્મસમાજ, સ્વામી દયાનંદ સરસ્વતીએ સ્થાપેલો આર્યસમાજ અને થીઑસૉફીની હીલચાલ, એ સર્વ તેમની લેખિનીની સ્તુતિ કિંવા નિન્દાના તડાકામાં સપડાઈ ગયાં છે. સુસ્થાપિત થએલા 'પ્રબુદ્ધ ભારત' અને 'બ્રહ્મવાદિન્' એ બે માસિક પત્રોમાં પ્રકટ થએલાં શ્રીરામકૃષ્ણનાં વચનો અને ઉપદેશને જોઈ તેઓ તત્કાળ આશ્ચર્યચકિત થઈ ગયા; તેમ જ બ્રહ્મોપદેશક પ્રતાપચંદ્ર મુઝુમદારે શ્રી રામકૃષ્ણ વિશે જે કાંઈ લખ્યું હતું, તે પણ તેમના વાંચવામાં આવ્યું; અને એ ઘટનાના યોગે તે મહાત્માના જીવનચરિત્રમાં તેમનું ધ્યાન પરોવાયું. કેટલાક દિવસ પૂર્વે એવું જ, 'The Imperial and Asiatic Quarterly Review' ('ઇમ્પીરિયલ્ ઍન્ડ એશિયાટિક્ ક્વાર્ટર્લી રિવ્યુ'—સામ્રાજ્ય તથા એશિયાનું ત્રૈમાસિક સમાલોચન) નામક ઇંગ્લૅંડના સુપ્રસિદ્ધ ત્રૈમાસિકમાં ઈંડિયા હાઉસમાંના પ્રખ્યાતિને પામેલા ગ્રંથાલયવ્યવસ્થાપક સી. એચ. ટૉની એમ્. એ. એ લખેલું શ્રીરામકૃષ્ણનું સંક્ષિપ્ત ચરિત્ર પ્રસિદ્ધ થયું. મદ્રાસ તથા કલકત્તાથી ઘણીક માહિતી મેળવીને પ્રોફેસર સાહેબે 'નાઇન્ટીન્થ સેન્ચરી' નામક સર્વશ્રેષ્ઠ માસિકમાં એક લઘુ લેખમાં 'શ્રી રામકૃષ્ણનુ જીવન અને ઉપદેશ' એ વિષયોની ચર્ચા કરી. તે ચર્ચામાં તેમણે એવા ઉદ્ગાર કાઢ્યા કે, "ભારતવર્ષ આજે અનેક શતકોથી કેવળ પોતાના પુરાતન ઋષિઓના વિચારોનો જ પ્રતિધ્વનિ કરતું હતુ; અને હમણાં હમણાં તો કેવળ પાશ્ચાત્ય વિદ્વાનોના વિચારોનો અનુવાદ જ કરતું હતુ; એવા સમયમાં તેનામાં નવીન આધ્યાત્મિક ચૈતન્ય પ્રેરનારા આ આધુનિક ઋષિની સ્ફૂર્તિકારક અને અભિનવ ભાષામાંના અપૂર્વ વિચારોએ મારા હૃદયને સહજમાં જિતી લીધુ છે." પ્રોફેસર મૅક્સમૂલરે ભારતના ધાર્મિક સાહિત્યનું અનેકવાર વાંચન કરેલું છે અને તેથી ત્યાંના ઋષિઓની તેમ જ ઘણાક સાધુઓની જીવનકથા સાથે તેઓ સારા પરિચિત છે; પણ આ યુગમાં, આ કાળના હિન્દુસ્તાનમાં, આવા મહાત્માઓ અવતરશે, એવી આશા રાખવી પણ શક્ય છે ખરી કે? શ્રીરામકૃષ્ણ પરમહંસનું જીવન તે એ પ્રશ્નનું 'હ'કારાત્મક ઉત્તર આવ્યું અને તેણે, પોતાના સમસ્ત આયુષ્યને ભારતાર્પણ કરનાર એ વિદ્વાન્ મહાત્માના હૃદયમાંની, ભારતવર્ષની ભાવી મહત્તા તથા પ્રગતિ વિશેની આશાવલ્લરીના મૂળમાં જળ સિંચીને તેનામાં નવીન જીવન લાવી મૂકયું.

ભારતવર્ષના કલ્યાણની અંતઃકરણપૂર્વક ઇચ્છા ધરાવનારા કેટલાક મહાત્માઓ પશ્ચિમ ભૂમિમાં પણ છે; પરંતુ પ્રોફેસર્ મૅક્સમૂલર કરતાં આર્યાવર્ત્તની સુસ્થિતિવિશે જેના હૃદયમાં અધિક ચિંતા વસતી હોય, એવો હિન્દુસ્તાનનો બીજો કોઈ યૂરોપીયન્ હિતચિંતક હશે, એવી મારી ધારણા નથી. મૅક્સમૂલર હિન્દુસ્તાનના કેવળ હિતચિંતક જ છે એટલું જ નહિ, કિંતુ ભારતીય તત્ત્વજ્ઞાન અને ભારતીય ધર્મમાં તેમનો દૃઢ વિશ્વાસ છે. અદ્વૈત મત તે ધર્મના પ્રાંતોમાંનો એક ઉચ્ચતમ શોધ છે, એ તત્ત્વનો પ્રોફેસર સાહેબે અનેકવાર પ્રસિદ્ધ રીતે સ્વીકાર કરેલો છે. દેહ તથા આત્માને એક જ માનનારા ક્રિશ્ચિયનને જેના અતિશય ભય લાગે છે, તે પુનર્જન્મવાદમાં તેમની પોતાની દૃઢ શ્રદ્ધા છે; કારણ કે તેમના પોતાના અનુભવમાં જ તેમને એનો પૂર્ણ પરિચય મળી ચૂક્યો છે. વધારે બીજું શું કહેવું ? પણ તેમનો આગલો જન્મ કદાચિત્ ભારતવર્ષમાં જ થયો હશે. જો હું હિન્દુસ્તાનમાં જઇશ, તો એકદમ પુનરુત્થિત થએલી પૂર્વ સ્મૃતિના બળના પ્રવાહતળે મારી આ વૃદ્ધ દેહયષ્ટિ મને સર્વથા ત્યાગી જશે, એવો જ ભય આ દેશને પોતાની મુલાકાતનો લાભ આપવાની બાબતમાં પ્રમુખતાથી તેમના મનમાં આવ્યા કરે છે. પરંતુ ગમે તે હોય; છતાં તેઓ સંસારમાંના એક મનુષ્ય છે; એટલા માટે તેમને સઘળી બાજૂઓનો વિચાર કરવો પડે છે અને તદનુસાર વર્ત્તવું પડે છે. જ્યારે જગતમાંના સર્વવિષયપરિત્યાગી સંપૂર્ણ સંન્યાસી પણ તેને જે વાસ્તવિક શુદ્ધતમ લાગે છે તેના યોગ આચરવાના વિષયમાં, કેવળ તે જે લોકોના મધ્યમાં રહે છે તેમણે તે યોગોને ત્યાજ્ય ગણેલા હોવાથી લોકમતના ભયના યોગે સંકોચાતો દેખાય છે; જ્યારે, નામ, કીર્ત્તિ અને ઉન્નત પદવીને મેળવવાની આશા અને તે વસ્તુઓ મળ્યા પછી તેમના ચાલ્યા જવાની ભીતિ, એ બે વસ્તુઓ સર્વ શ્રેષ્ઠ યોગી સુદ્ધાંના—પછી તે કેવળ શબ્દોવડે એવી ઇચ્છાને અતિશય નિંદ્ય તથા તુચ્છ તરીકે ભલેને વ્યક્ત કરતો હોય,—વર્ત્તનની દિશાને નિશ્ચિત કરે છે; અથી, જેને સમસ્ત જગત્ માને છે, અને જે સમાજની ઇતરાજી ન થાય એટલા માટે હમેશાં સંભાળ રાખતો હોય છે, એવા સંસારમાંના એક મનુષ્યને તેના પોતાના જે અભિપ્રાયો હોય, તેમને સર્વથા બહાર ખોલી બતાવવાના વિષયમાં ઘણી જ કાળજી રાખવી પડે, તો તેમાં શું આશ્ચર્ય વારુ ? યોગની ગૂઢ માનસિક શક્તિ જેવી અતીન્દ્રિય વસ્તુઓમાં પ્રોફેસર સાહેબનો સર્વથા અવિશ્વાસ છે, એમ જે કહેવામાં આવે છે, તે કાંઈ સત્ય વાર્તા નથી.

"થોડાં જ વર્ષો થયાં," પ્રોફેસર મૅક્સમૂલરને "ભરતખંડમાં,"—" જેને વારંવાર અને યથાન્યાય તત્ત્વજ્ઞ ઋષિઓની ભૂમિ કહેવામાં આવે છે, અને જેના વિશે

ઇંગ્લૅંડમાં કેટલીક વિપરીત અર્થને દર્શાવનારી વાર્તાઓ કહેવામાં તેમ જ ઘણીક ભૂલ ભરેલી કલ્પનાઓ કરવામાં આવે છે, એમ" તેમને "દેખાય છે, તે ભરતખંડમાં," અત્યારે જે નવીન ધાર્મિક હીલચાલનો આરંભ થયો છે, તે વિશે આપણે કાંઈ તો બોલવું જ જોઈએ, એમ તેમને ભાસવા લાગ્યું એ લોકોના પ્રમાદને દૂર કરવો, "અત્યારે ભારતમાં વિદ્યમાન હોઈને ઉપદેશ આપનારા સાધુઓ તથા સત્પુરુષોવિશે, હિંદુસ્તાન, અમેરિકા તથા ઈંગ્લૅંડનાં વર્તમાનપત્રોમાં સરેરાસ પ્રકટ તથા પ્રસૃત થતાં ગમે તેવા અને અતિશયોક્ત વર્ણનોનો" પ્રતિકાર કરવો, "અને પુન ભારતીય બ્રહ્મજ્ઞાન (ઇન્ડિયન્ થિયોસૉફી), ગુહ્ય બૌદ્ધધર્મ અને ઈતર સમસ્ત ચમત્કારિક દેખાતા નામોના મૂળમાં કાંઈ પણ સત્ય તો રહેલું છે જ, કાંઈ પણ જાણવા યોગ્ય છે, એ બતાવવું"–કિંવા બીજા શબ્દોમાં કહીએ, તો ભારતવર્ષ એટલે કાંઈ પક્ષિગણની પેઠે હવામાં ઊડવું, અથવા તો માછલાં પ્રમાણે પાણીમાં રહેવું કે ફરવું, અથવા તો કાંઈ પણ તન મન કરીને સર્વ પ્રકારના રોગો મટાડવા, કિંવા કીમિયાથી, હલકા પદાર્થમાંથી સોનું, રૂપું કે રત્ન તૈયાર કરવા, કિંવા સિદ્ધિના સામર્થ્યથી શ્રીમંત પુત્રહીન જનોને સશસ્ત્ર પુત્ર આપવા, એવા પ્રકારનું "અત્યંત મૂર્ખતાના ચમત્કાર" કરવાનું સામર્થ્ય મેળવીને કિફાયત ભરેલો ધંધો ચલાવવા "અતિશય ભયોત્પાદક યોગક્રિયા કરનાર માનવ પ્રાણીઓની સર્વથા એક નદીન જ જાતિથી" ભરેલો દેશ નથી–કિંતુ જેમણે પોતાના જીવનકાળમાં જ મહાન્ અતીન્દ્રિય સત્યોની પ્રતીતિ કરેલી છે, જેઓ ખરા બ્રહ્મજ્ઞ, સત્ય યોગી અને પરમેશ્વરના ખરા ભક્ત છે, એવા લોકોની ભારતમાં કદાપિ ઊનતા નહોતી, એમ યુરોપીયન્ લોકોની જાણમાં લાવવું અને સર્વથી વિશેષ મહત્ત્વની વાર્તા એ કે, હિંદુસ્તાનમાન સર્વ આર્ય લોકો, આધુનિક માનવરૂપધારી જીવતા દેવોને લાગી "ન્હાના મોટા" સર્વ રાતદિવસ પૂર્વકથિત મૂર્ખતાના ચમત્કાર કરવાની ધૂળ ચાટતા બેસી રહી, પશુસતતિની સ્થિતિને પ્રાપ્ત થવા જેટલા નીચ અદ્યાપિ થયા નથી, એ પણ તેમને બતાવી આપવું–એટલા માટે પ્રોફેસર મૅક્સમૂલરે 'નાઇન્ટીન્થ્ સેન્ચરી' નામક માસિકના ઈ સ ૧૮૮૬ ના ઑગસ્ટ માસના અંકમાં પ્રકટ થએલા 'સત્ય મહાત્મા' શીર્ષક લેખમાં, શ્રી રામકૃષ્ણનું જીવનચરિત્ર, યૂરોપના વિદ્વજ્જનસમૂહસમક્ષ રજૂ કર્યું

યૂરોપ તથા અમેરિકાના વિદ્વાનોએ મહા ઉત્સુકતાથી તે લેખ વાંચ્યો, અને અનેક જનોનું તેમાંના વિષય–શ્રી રામકૃષ્ણ દેવ–પ્રતિ ધ્યાન ખેંચાયું એનું પરિણામ એ થયું કે, હિન્દુસ્તાન એટલે વસ્ત્રહીન નગ્ન, બાલહત્યાકારક, મૂઢ, ભીરુ, નરમાંસભક્ષક, બળાત્કારે વિધવાઓને બાળી નાખનાર, સર્વ પ્રકારના પાપ તથા અંધકારમાં ગળા સુધી

ડૂબેલા લગભગ પશુરૂપ લોકોનો દેશ છે, એવી જે સુધરેલા પશ્ચિમદેશવાસીઓની ભ્રમ દમથી માન્યતા હતી—ક્રિશ્ચિયન્ ધર્મોપદેશકોએ અને મને જણાવતાં લજ્જા તથા ખેદ થાય છે કે, મારા કેટલાક દેશબાંધવોએ પણ એવી જે કલ્પના તેમના મગજમાં ઠસાવી દીધી હતી, તે પાછી દુરસ્ત થવા લાગી. એ બે પ્રકારના લોકોના જે અવ્યાહત પ્રયત્નથી પાશ્ચાત્ય જનોનાં નેત્રોપર જે અજ્ઞાનાંધકારનો પડદો નખાયો હતો, તે ધીમે ધીમે હવે નીકળી જવા માંડ્યો છે. જે દેશે શ્રી ભગવાન્ રામકૃષ્ણ દેવ જેવા જગદ્ગુરુને જન્મ આપ્યો છે, જે દેશ, ખરેખર જ જે વસ્તુમાં અમને વિશ્વાસ રાખવાનું કહેવામાં આવે છે તેવી સર્વથા તિરસ્કારપાત્ર વસ્તુઓથી જ ભરેલો હશે કે શું? કે પછી, કેટલાક સ્વાર્થાંધ વિઘ્નસંતોષીઓના સંઘે આપણને મૂર્ખ બનાવીને સત્ય ભારતવર્ષ વિશે આપણને સર્વથા અજ્ઞાન તથા અસત્ય ભાસમાં લાવી મૂક્યા છે? આવો પ્રશ્ન હવે પાશ્ચાત્યોના મનમાં પ્રત્યક્ષ ઉદ્ભવવા લાગ્યો છે.

ભારતવર્ષમાંનાં ધર્મ, તત્ત્વજ્ઞાન અને વાઙ્મયના વિષયમાં જેમનો અધિકાર પાશ્ચાત્યોમાં સર્વથી શ્રેષ્ઠ માનવામાં આવે છે, તે પ્રોફેસર મૅક્સમૂલરે જ્યારે અમેરિકા અને યૂરોપના લોકોના ઉપયોગમાટે, 'નાઇન્ટીન્થ્ સેંચરી'માં મહા ભક્તિપૂર્ણ અંતઃકરણવડે શ્રી રામકૃષ્ણનું સંક્ષિપ્ત જીવનચરિત્ર પ્રકટ કર્યું; તે વેળાએ ઉપર્યુક્ત બે વર્ગનાં મંડળોમાં બળતા દ્વેષની કટુ મનોવૃત્તિઓ ઉદ્ભવી નીકળી, એ નવેસરથી કહેવાની અગત્ય નથી.

ક્રિશ્ચિયન્ ધર્મોપદેશકો હિંદુઓનાં દેવદેવીઓ વિશે ખોટી અને બનાવટી વાતો કહીને આવા દેવોના પૂજનારાઓમાં સત્ય ધાર્મિક જનો મળવા સર્વથા અશક્ય છે, એમ સિદ્ધ કરી બતાવવાનો જીવ પટકીને પ્રયત્ન કરતા હતા; પણ તે પ્રયત્નની, ભરતીની લહરી સમક્ષ એક તણખલાની જેવી અવસ્થા થાય છે, તેવી જ દશા થઈ પડી! અહીં શ્રીરામકૃષ્ણના સામર્થ્યના અતિશય વેગથી પ્રસરતા જતા વડવાનળને બુઝાવી નાખવાની યુક્તિઓમાં ગુંથાયલો, ઉપર્યુક્ત આપણા દેશબાંધવોનો વર્ગ, પોતાના સર્વ પ્રયત્નોને નિષ્ફળ થએલા જોઇને, સંપૂર્ણ નિરાશાને, આધીન થઈ ગયો! દૈવી ઇચ્છા સમક્ષ બિચારી માનવી ઇચ્છાનું શું બળ ચાલી શકે વારુ?

હવે એ ઉભય પક્ષના બન્ને બાજૂથી વૃદ્ધ પ્રોફેસરના નિષ્ઠાપૂર્ણ શીર્ષપર એક સરખા બળવાન્ આઘાતો થવા માંડ્યા; પણ એ વૃદ્ધ યોદ્ધો કાંઈ રણભૂમિમાં પીઠ બતાવનારાઓમાંનો નહોતો. આવા પ્રકારનાં યુદ્ધોમાં અનેકવાર તેણે વિજય મેળવ્યો હતો. એટલે આ વેળાએ પણ તેટલી જ સાહજિકતાથી તે આ પ્રસંગમાંથી પાર પડી ગયો. પ્રોફેસર સાહેબે પોતાના ક્ષુદ્ર પ્રતિસ્પર્ધીઓના પ્રલાપને બંધ પાડવામાટે "રામકૃષ્ણ, તેનું

ચરિત્ર અને વચનો' એ નામનું એક સંકેતરૂપ પુસ્તક પ્રકટ કર્યું એ પુસ્તકમાં, એ મહાત્મા વિશે અને તેની ધાર્મિક કલ્પનાઓ વિશેનો વાંચનાર જનસમાજને સારો પરિચય થાય એટલા માટે, તેમણે અધિક પૂર્ણ માહિતી અર્પિત કરેલી છે અને તેમનાં જીવન તથા વચનોનો સપૂર્ણ વૃત્તાત આપેલો છે જો પ્રોફેસર સાહેબના શબ્દોમાં જ કહીએ, તો, "એ મહાત્મા અત્યારે, હિદુસ્તાનમા અને જ્યા તેમના શિષ્યો તેમના ધર્મજ્ઞાનને પ્રસારવાનો અને ક્રિશ્ચિયન્ લોકોમાંથી પણ તેમના મતના અનુયાયી મેળવવાનો દૃઢ પ્રયત્ન કરી રહ્યા છે, તે અમેરિકામા સારી રીતે પ્રસિદ્ધિમાં આવી ચૂકયા છે" પ્રોફેસર સાહેબ કહે છે કે, "આ આપને બહુ જ ચમત્કારિક, એટલું જ નહિ પણ કદાચિત્ અસત્ય જ ભાસશે, પરતુ પ્રત્યેક માનવી અત કરણુ ધર્મમાટે સર્વથા ઉત્કંઠિત થાય છે, તેને તેની ક્ષુધા લાગે છે અને તેથી આજે નહિ તો કાલે પણ તે ક્ષુધાનું શમન તો કરવુ જ જોઇએ. હવે, રામકૃષ્ણના શિષ્યોએ ઉપદેશેલો એક પણ બાહ્ય આધારના આશ્રય વિનાનો ધર્મ એ ક્ષુધિત આત્માઓને મળ્યો, એટલે તે મૂલ્ય વિના મળતું જીવનામૃત હોવાથી તેનાપર લોકો તો તૂટી પડે છે. એટલા માટે, રામકૃષ્ણના ધર્મમાં આવી મળેના લોકોનો જે આકડો કહેવામા આવે છે, તેમા જો કશી પણ અતિશયોક્તિ હોય, તોપણ જે ધર્મનો આ કાળમા આટલો વિજય થાય છે અને જે ધર્મ પોતાને પૂર્ણ સત્યના જગતમાના સર્વથી પુરાતન વેદાત ધર્મના નામથી ઓળખાવે છે, તે ધર્મપ્રતિ અતિશય કાળજીપૂર્વક ધ્યાન આપવુ જ જોઇએ"

પુસ્તકના પ્રથમ ભાગમા, મહાત્મા, ચાર આશ્રમ, યોગ આદિ શબ્દોનો અર્થ શો છે, એ પ્રથમ દર્શાવીને પછી દયાનદ સરસ્વતી, પવ્હારી બાબા, દેવેન્દ્રનાથ ઠાકુર, અને રાધા સ્વામી પથના પ્રવર્તક રાય શાલિગ્રામ સાહેબ બહાદુર આદિ વિશે પ્રોફેસર સાહેબે કેટલોક વૃત્તાત આપેલો છે અને ત્યાર પછી રામકૃષ્ણના જીવનચરિત્રનો આરભ કરેલો છે.

ઘટનાઓ બની હોય તેવા યથાર્થ સ્વરૂપમાં જ તેમનું પ્રતિપાદન કરનારનો પણ તેમના વિશે જેવો અનુકૂલ કે પ્રતિકૂળ અભિપ્રાય હોય, તે પ્રમાણે તેમા તફાવત થઈ જાય છે સર્વ ઇતિહાસોપર એવું પરિણામ થએલુ હોય છે જ, એટલે એ સક્ષિપ્ત ચરિત્રમા પણ એમ થવુ જ જોઇએ, એવી પ્રોફેસર સાહેબના હૃદયમા ભીતિ થયા કરે છે એટના માટે ખરી માહિતી મેળવવામા તેમણે વિશેષ ચિંતા રાખેલી છે પ્રસ્તુત લેખક (સ્વામી વિવેકાનદ) શ્રી રામકૃષ્ણનો એક ક્ષુદ્ર સેવક છે જો કે શ્રી રામકૃષ્ણના જીવનની મેળવેલી માહિતી પ્રોફેસર સાહેબના તર્ક તથા નિષ્પક્ષપાત બુદ્ધિની ભઠ્ઠીમાથી તવાઇ કરીને નીકળી છે, તોપણ એકનિષ્ઠ શિષ્યોની અદ્ભુતતા બતાવવાની પ્રમાણ પ્રવૃત્તિ જ્યા કે

ઉપર દર્શાવેલા કારણનું તેમના એ ગુરુદેવના વાસ્તવિક વર્ણનમાં પણ પરિણામ દેખાઈ આવે એ શક્ય છે, એમ તેમણે સ્પષ્ટ જણાવી દીધું છે

એ પુસ્તકમા, સક્ષેપમા તેમ જ સાદી અને સરળ ભાષામા શ્રી રામકૃષ્ણનુ ચરિત્ર આપેલુ છે પોતાનો ચએલી ટીકાઓનું ઉત્તર આપવાનો પ્રોફેસર સાહેબે આમાં કેવળ પ્રયત્ન માત્ર પણ કરેલો નથી, પણ મહાત્મા રામકૃષ્ણની વિલક્ષણ કલ્પનાઓપર આવેલા આરોપોનું ખડન, પોતાના અગાધ અને અસાધારણ હૃદયમાથી નીકળેલા ગભીર ધ્વનિથી કરેલું છે

અને એ આરોપ વિશે ખરેખર જ અમને આશ્ચર્ય લાગે છે શ્રી કેશવચદ્ર સેનને તેમની નિત્યની મધુર પદ્ધતિથી અમે એમ કહેતાં સાંભળ્યા છે કે —"શ્રી રામકૃષ્ણની સાદી, મધુર અને વ્યાવહારિક ભાષામાં અમાનુષીય શુદ્ધતા હતી તેમના બોલવામા આપણે જેમને ગ્રામ્ય કહીએ છીએ તેવા કેટલાક શબ્દો આવતા હતા તોપણ તેમની અસાધારણ નિરપરાધ બાલ વૃત્તિના યોગે અને તે શબ્દોમાં કામુક વૃત્તિના પૂર્ણ અભાવના યોગે તેમાં દોષાર્હતા લાવવાને બદલે રહામા તે શબ્દો ભાષાના સૌન્દર્યમાં વૃદ્ધિ કરનારા થઈ પડતા હતા ' બ્રહ્મો સમાજના પ્રખ્યાત પ્રવર્તક, પરલોકગત, પૂજ્ય આચાર્ય છતા પણ એ એક મોટો આરોપ જ છે

તેમનાપર જે એક બીજો આરોપ મૂકવામાં આવે છે તે એ કે, તેમનું સન્યાસવ્રત સ્વીકારતાં પોતાની પત્ની સાથે જે વર્તન થયુ, તે શુદ્ધ જગલીપણાને જ દર્શાવનારુ હતું એનુ પ્રોફેસર સાહેબે ઉત્તર આપ્યુ છે કે, તેમણે પોતાની પત્નીની સમતિથી જ સન્યાસનો સ્વીકાર કર્યો હતો અને જ્યા સુધી તેઓ આ જગતમાં હતા, ત્યાં સુધી પોતાના પતિને યોગ્ય એવા શીલવાળી તેમની પત્નીએ તેમને પોતાના ગુરુ કર્યા અને તેમના ઉપદેશ પ્રમાણે આ જન્મ બ્રહ્મચારિણી રહી, ઈશ્વરની સેવામાં પોતાના દિવસો અનત સુખ શાંતિપૂર્વક વીતાડ્યા એ ઉપરાંત તેઓ પૂછે છે કે "સતતિ ઉત્પન કર્યા વિનાનો પતિપત્ની વચ્ચેનો પ્રેમ સર્વથા અશક્ય જ છે કે શું ?' આ વિષયમા આપણે હિન્દુઓની પ્રામાણિકતામા વિશ્વાસ રાખતાં શીખવુ જોઈએ. કદી પણ શારીરિક સબધ ન રાખતાં, બ્રહ્મચારી પતિ, પોતાની બ્રહ્મચારિણી પત્નીને, ઉચ્ચતમ આધ્યાત્મિક સાક્ષાત્કારના અમર્ત્ય સુખ—બ્રહ્માનદ—ની ભાગિની કરીને સ્ફટિક સમાન શુદ્ધ આયુષ્ય વીતાડી શકે છે "આપણા દેશમાની એવી ઘટનાઓ વિશે અવિશ્વાસ રાખવો યથાર્થ હશે" આ યોગ્ય ઉદ્ગારો માટે પ્રોફેસરપર કલ્યાણની વૃષ્ટિ થાઓ ! પરકીય રાષ્ટ્રમાં તેમનો જન્મ થયો અને પરકીય દેશમાં જ તેમનું આયુષ્ય ગીયું છતા તેઓ આપણા મહાત્માના અર્થને—તે જ બ્રહ્માપ્ય થવાનો એક માર્ગ છે, એ

અર્થને જાણી શક્યા; અને તેમનો નિશ્ચય છે કે, ભરતખંડમાં તે બ્રહ્મચર્ય આ કાળમાં પણ દુર્લભ નથી; પરંતુ આપણા ગૃહમાંના જ દાંભિક વીરોને પતિપત્નીના સંબંધમાં શારીરિક સંબંધ વિના બીજું કાંઈ પણ દેખાતું નથી કે? "મનુષ્યના મનમાં જેવા વિચારો ચાલતા હોય છે, તે પ્રમાણે જ તેને બાહ્ય જગત્ દેખાય છે!"

બીજો એક તેમનાપર એવો આરોપ છે કે, "વેશ્યાઓ પ્રતિ તેમણે સંપૂર્ણ નૈતિક તરસ્કાર દર્શાવ્યો નથી." આ આક્ષેપનું પ્રોફેસર સાહેબે આપેલું ઉત્તર બહુ જ મધુર છે. તેઓ કહે છે, "આ આરોપમાટે ધર્મસંસ્થાપકોમાંના માત્ર એકલા રામકૃષ્ણ જ અપરાધી નથી." અહાહા! કેવા મધુર આ શબ્દો! તે ભગવાન્ બુદ્ધના દિવ્ય કૃપાપ્રસાદને પામેલી વેશ્યા અંબાપાલી અને દેવપુત્ર ક્રાઇસ્ટને જેણે પ્રસન્ન કર્યો હતો તે સૅમૅરિટન્-બાઈ, એ ઉભયનું તેમના એ શબ્દો સ્મરણ કરાવી દે છે.

હજી પણ વળી એક આરોપ છે. જેઓ મદ્યપાનના વ્યસની હતા, તેવા લોકોનો પણ તેઓ દ્વેષ કરતા નહોતા. શો વિલક્ષણ આરોપ! કોઈ એક મનુષ્ય દારુના એક બે ઘુટડા લેતો હોય, તેટલા માટે કોઇએ તેની છાયામાં પણ ન જવું, એટલો જ એનો અર્થ કે બીજું કાંઈ? મહા બળવાન્ આરોપ! તે મહા પુરુષે મદ્ય પીનારાને, વેશ્યાઓને, ચોરોને અને આ જગતમાંનાં સર્વ પાપીઓને તિરસ્કારથી લાત મારીને હાંકી કાં ન કાઢ્યાં? તેમ જ તે આંખો બંધ કરીને, બ્રહ્માના કદાપિ ન બદલાતા હાર્મોનિયમના સ્વરોમાં નિયત વાર્તા કેમ ન બોલ્યો? કિંવા તેણે પોતાના વિચારોને ગુપ્ત રાખીને નિત્યની ભાષામાં જ કેમ પ્રકટ ન કર્યો? અને એ સર્વથી વિશેષ મોટામાં મોટો આરોપ વળી એ કે, પોતાના સમસ્ત જીવનપર્યન્ત તે વૈવાહિકબંધનમાં શા માટે ન રહ્યો?

એ આક્ષેપકોની કહેલી વિલક્ષણ શુદ્ધતાના તથા સદ્વર્તનના પ્રેમના આધારે જો આયુષ્યની દિશા આંકવામાં ન આવે, તો આર્યાવર્ત્તના ભાગ્યમાં નાશ લખાયલો જ સમજવો! આવા નૈતિક નિયમોના સાહાય્યથી જ જો તેણે ઉચ્ચ સ્થળે આવવું હોય, તો આવવું; અન્યથા તેમ થવું અશક્ય છે.

તેમના પ્રત્યક્ષ જીવનવૃત્તાંત કરતાં તેમનાં વચનોના સંગ્રહે પુસ્તકના અધિક ભાગને વ્યાપ્ત કરેલો છે. સમસ્ત જગત્માંના અંગ્રેજી બોલનારા અનેક વાંચકોનું ધ્યાન તે વચનોએ પોતા તરફ આકર્ષ્યું છે, એવું અનુમાન, એ પુસ્તકના વેગપૂર્વક થતા વિક્રયને જોઈને, સહજ કરી શકાય છે. તેમના પ્રત્યક્ષ મુખમાંથી આવેલાં તે વચનો પ્રબળ આધ્યાત્મિક બળ તથા સત્તાથી ભરેલાં છે; અને તેથી જગતના કોઈ પણ ભાગમાં, તેમનું દિવ્ય પરિણામ થવાનું જ. મહાત્માઓ બહુ જનોના હિત અને બહુ જનોના સુખમાટે જ જન્મને

પારખુ કરે છે. તેમનું જીવન અને કાર્ય સાધારણ કાર્યક્રમ કરતાં પર હોય છે અને તેમના ઉપદેશનો પ્રકાર પણ તેવો જ વિલક્ષણ હોય છે।

અને આપણે શું કરીએ છીએ? જે એક ગરીબ બ્રાહ્મણના બાળકે પોતાના જન્મથી આપણને પવિત્ર કર્યો, પોતાના કાર્યથી આપણને ઉન્નતિના પ્રદેશમાં લઈ ગયો, પોતાના અમર્ત્ય વચનોવડે નિજવી થએલી જાતિની અનુકંપાને આપણા તરફ વાળી–તેના માટે આપણે શું કરીએ છીએ? સત્ય નિરંતર રુચિકર જ થઈ પડે છે, એમ નથી, કિંતુ કેટલીક એવી વેળા હોય છે કે, તે વેળાએ તે સત્યનું કથન કરવું જ પડે છે–આપણામાંના કેટલાકોને જણાય છે કે, તેમના જીવન તથા ઉપદેશથી આપણો લાભ થયો છે. પણ માત્ર એટલામાં જ બધાર આટોપાઈ જાય છે. પોતાના જીવનમાં તે ઉપદેશને ઉતારવાનો પ્રયત્ન માત્ર કરવો, પણ આપણી શક્તિથી બહારનું કાર્ય છે. તો પછી આપણા સર્વ દેહ અને આત્માને, શ્રી રામકૃષ્ણે ઉપજાવેલી જ્ઞાન તથા ભક્તિની પ્રચંડ લહરીઓપર તરાવવા, એ તો ક્યાંથી જ બની શકે વારુ? ભગવાનની એ લીલા જેમના જાણવામાં આવી છે, કિંવા જેઓ તેને જાણવાનો પ્રયત્ન કરે છે, તેમને અમે કહીએ છીએ કે,–"કેવળ જાણવાથી શું થવાનું છે? જાણવું એ કાર્યથી સિદ્ધ થાય છે. તેની નિશ્ચિતતા વિશે કેવળ મુખે બોલવાથી કિંવા મારો પોતાનો એમાં વિશ્વાસ છે એમ કહેવાથી તમારામાં કોણ વિશ્વાસ રાખવાનું હતું? આપણને શું ભાસે છે, તે કૃતિ ખરેખર કહે છે. તમને જે કાંઈ યોગ્ય લાગતું હોય તેને કૃતિમાં ઉતારો અને પછી તે જગતને જોવા દો" નિસ્સીમ ભરેલા હૃદયમાંથી આવનારી કલ્પનાઓ અને મનોવિકાર, તેમનાં કૃતિવડે–પ્રત્યક્ષ કાર્યના યોગે–ઓળખવામાં આવી શકે છે.

જુઓ, અમે પોતે મહા વિદ્વાન્ છીએ એવા અભિમાનથી, એ નિરક્ષર, ગરીબ અને દેવાલયમાંના સાધારણ પૂજારીને ક્ષુદ્ર ગણો છે, તેમને અમારી એ નમ્ર પ્રાર્થના છે જે દેશમાંના એક નિરક્ષર પૂજારીએ, આત્માના બળથી, આટલા અલ્પ સમયમાં તમારા પૂર્વજોના પુરાણ–સનાતન–ધર્મનો વિજયનાદ સમુદ્રની પેલાપારની ભૂમિમાં પણ ગર્જાવી દીધો, તેજ ભૂમિમાંના તમો વીરોના વીર, સર્વ કરતાં પૂજ્ય, બલિષ્ઠ, સુશિક્ષિત અને વિદ્વાનોમાંના વિદ્વાન્ છો એટલે, જો તમે માત્ર મનમાં લાવશો, તો પોતાની જન્મભૂમિના, પોતાના રાષ્ટ્રના કલ્યાણમાટે એના કરતાં પણ વિશેષ અસાધારણ શૌર્યનાં કૃત્યો કરી શકશો। અર્થાત્ ઉઠો, આગળ આવો, પોતાના આંતરિક શ્રેષ્ઠ સામર્થ્યના ઊંડ બતાવો, તેને પ્રકટ કરો, અમે અત્યંત પૂજ્યભાવનાં અર્ઘ્યોને હસ્તમાં લઈને પૂજામાટે તમારી માર્ગપ્રતીક્ષા કરીએ છીએ અમે એટલે અજ્ઞાન, ગરીબ, અપ્રસિદ્ધ અને

ક્ષુદ્ર ભિક્ષુક; અમારી ઉપજીવિકાનું સાધન એટલે અમારો ભિક્ષુકવેશ. પણ તમો મહાધનવાન્, બહુ વજનદાર; તમારું સામર્થ્ય કેટલું બધું; કુલીન વંશમાં તમારો જન્મ થએલો; સર્વ જ્ઞાન તથા વિદ્યા તમારામાં કેન્દ્રીભૂત થએલાં! તો પછી તમે શામાટે ઊઠીને ઉભા નથી થતા વારુ? તમે અગ્રેસરત્વને શામાટે નથી સ્વીકારતા? માર્ગ બતાવો, જગતના કલ્યાણમાટે કરેલા પરિપૂર્ણ ત્યાગનું ઉદાહરણ અમને બતાવી દ્યો, એટલે અમે તમારા આજ્ઞાધીન ગુલામ પ્રમાણે તમારી પાછળ પાછળ ચાલ્યા આવીશું!"

વિરુદ્ધ પક્ષે શ્રી રામકૃષ્ણ તથા તેમના નામનાં વિજય તથા પ્રસિદ્ધિને જોઇને શુદ્ધ ઇર્ષા તથા અસૂયાથી ઉદ્યુક્ત થઈ, જેઓ ગુલામ જાતિને જ યોગ્ય નિષ્કારણ વૈરનાં અયોગ્ય ચિન્હો બતાવે છે, તેમને અમે એમ કહીએ છીએ કે,-"પ્રિય મિત્રો, તમારા આ પ્રયત્નો નિષ્ફળ છે. જેણે પોતાના જડબામાં અવકાશના છેડા ગળી લીધા છે, જેના હિમધવલ શિખરપર પોતાના સ્વર્ગીય તેજથી એ દિવ્ય મૂર્તિ વિરાજે છે, તે એ અનંત, અમર્યાદ, ધર્મની લહરી, પોતાનાં નામ, કીર્ત્તિ અને સંપત્તિ મેળવવામાટે કરેલા અમારા ઉત્સુક પ્રયત્નનું કાર્ય હશે, તો તમારા અથવા તો બીજા કોઈના પણ પ્રયત્ન વિના જ, વિશ્વના અનુલ્લંઘનીય નિયમ સમક્ષ નમ્ર થઇને તે કાળના અનંત, જળમય ઉદરમાં સદાને માટે લુપ્ત થઈ જશે! પણ જો એ લહરી, તે એક વિશ્વમાતાની ઇચ્છાથી અને તેની જ દિવ્ય સ્ફૂર્ત્તિથી, એક મહાત્માના હૃદયમાંના સ્વાર્થરહિત પ્રેમના પૂરથી જગતને ડૂબાવતી હશે, તો હે ક્ષુદ્ર મનુષ્ય! સર્વ શક્તિમતી જગન્માતાની ઇચ્છાની ભાવી ગતિમાં જેના યોગે અવરોધ કરી શકાય, એવી કઈ શક્તિ તારી પાસે છે વારુ?

